અધિકાધિક કામકાજની આગાહી સાથે



# વૉર્ડનની

ઉજ્જવળ કારકિર્દી જળવાઈ રહી છે.

## ગત વર્ષના વાર્ષિક રીપોર્ટમાંથી કેટલાંક તરી આવતાં આકર્ષણો આ રહ્યાં:

## ૧૯૩૫ના વર્ષની અંતે કંપનીની પ્રગતિ દરેક દિશામાં અપૂર્વ રહેવા પામી છે.

(૧) રૂ. ૪૪,૦૦,૦૦૦, નું સુંદર નવું કામકાજ કે જે હિન્દની જુની તેમજ નવી ૯૩ ટકા કંપનીઓના છેલ્લાં વર્ષના કામકાજથી પણ વધુ છે. એજન્સી યોજનાની સફળ રચનાનો ખ્યાલ આપે છે.

(૨) ખર્ચનું ઓછું પ્રમાણ કે જે પ્રમાણ આંકડાશાસ્ત્રીએ મુકરર કરેલી હદમાંજ છે અને આટલીજ હયાતીવાળી કંપનીઓની સરખામણીમાં ઓછામાં ઓછુંજ છે–તે સહુસ્તાનું પ્રથમ પગથું તેમજ વૉર્ડનની કરકસરયુક્ત વ્યવસ્થાનું દિગ્દર્શન કરાવવા પુરતું છે.

(૩) હિન્દભરની અનેક નવી તેમજ જુની કંપનીઓની સરખામણીમાં લેપ્સનું ઘણું ઓછું પ્રમાણ કે જે કામકાજની ઉત્તમતાની સાબિતી છે.

(૪) લાઈફ-ફંડમાં ૨૩૨ ટકાનો વધારો, હરહમેશ વધતી જતી સંરક્ષણની ખાત્રી આપે છે.

(૫) પ્રીમીયમ આવકમાં ૧૦૦ ટકાનો વધારો–અજોડ તેમજ અનુપમ વિકાસ દર્શાવે છે.

(૬) ચાલુ રહેલા કામકાજમાં ૧૦૦ ટકાનો વધારો પૉલીસી ધરાવનારાઓની સંતોષકારક સેવાનું પરીણામ છે.

(૭) સારાયે 'લાઈફ ફંડ' નું મદદમાં મદદ જામીનગીરીઓમાં રોકાણ નાણાં વિષયક સાવચેતીભરી નીતિનો ખ્યાલ આપે છે.

(૮) રોકાણ થએલ રકમ ઉપરનો થએલો વધારો એમને એમજ અનામત પડેલો છે. આથી સદ્ધરતામા સુદૃઢ વધારો થયો છે.

(૯) અલ્પ મરણ પ્રમાણ: કે જે સારા બોનસ માટે અગત્યની બાબત છે.

(૧૦) પગાર થએલી વિશાળ થાપણ તેમજ બીન પગાર થએલી તેટલીજ મ્હોટી થાપણ નાણાં બાબતનું સંપૂર્ણ વિશ્વાસપાત્ર બળ સુચવે છે. હિન્દમા સ્થપાએલ ૯૩ ટકા કંપનીઓ કરતા પણ આ થાપણ વધુ છે.

* અમારી આ ફતેહથી અમો આજ મગરૂર છીએ કીન્તુ આવી ભુતકાળની અસાધારણ ફતેહમાંજ સંતોષ માની બેસી ન રહેતાં તેથી પણ અધિક ફતેહની અમોને આકાંક્ષા છે. આવી પ્રગતિકારક કંપનીને ભુતકાળના કામકાજ કરતાં ભવિષ્યના કામકાજનો સવાલ વધુ અગત્યનો છે.

* આપ પણ જો અમારા વિચારો સાથે મળતા થઈ ભવિષ્યના કામકાજની અગત્યને વધુ સ્થાન આપતા હો, અને એવી કંપની કે જેમાં ઉજ્જવળ ભવિષ્ય માટે વ્યવહારૂ યોજનાની હાજરી હોય, અને આપને સફળતાનું જ વાતાવરણ પસંદ હોય તો આપની પસંદગીનો કળશ વૉર્ડન ઉપર જ ઢળશે.

# ધી વૉર્ડન ઈન્સ્યુરન્સ કંપની, લીમીટેડ.

"ઉજ્જવળ ભાવિની આગાહી આપતી કંપની"

અમદાવાદ : મુંબઈ : કલકત્તા : મદ્રાસ : પુના

મોટાં કેન્દ્રો તરીકે અસ્તિત્વમાં આવે છે. આફ્રિકાથી ચીન સુધીના આખા વેપારના અવરજવરના સ્થળ તરીકે ખંભાત ઇતિહાસપ્રસિદ્ધ બન્યું છે. વેપારમાં પણ વિવિધતા આવે છે. ગામડાનો અને મોનાનો સાનો વેપાર દુનિયાભરમાં પહેલે નંબરે આવતો. આ ઉપરાંત લાખ, આમળાં, રેશમી કાપડ, કાગળ વગેરેનો વેપાર બહોળા પ્રમાણમાં શરૂ થઈ જાય છે. કાગળ, લાખ, ગળી લોઢું, પિત્તળ, અતલસ, કિનખાબ, તેનાં કારખાનાં મોટાં મોટાં શહેરોમાં શરૂ થઈ જાય છે. એ વખતે ગુજરાતની કેવી સમૃદ્ધિ હતી તે ચૌદમી સદીમાં મોખડાજી ગોહીલે (પીરમનો ચાંચિયો તેણે) નાનાની રેનોથી ભરેલાં ચૌદ વહાણો ખંભાતમાંથી લૂંટયાં હતાં, તે ઉપરથી ખ્યાલ આવશે.

સુલતાનો તથા મોગલોના સમયમાં આ વેપાર વધતો જાય છે. મોગલોના સમયમાં શાંતિ હોવાને કારણે તથા યુરોપ સાથે વધારે સંબંધ થવાને કારણે તેનાં પાકેલાં ફળ ગુજરાતને મળે છે. અંગ્રેજો તથા વલંદાઓની પહેલી કોઠી સુરતમાં નંખાય છે. આખી દુનિયાના વેપારીઓ સુરતમાં એકઠા થવા લાગ્યા હતા. ઝવેરાતનો ધંધો પૂરજોશમાં શરૂ થઈ ગયો હતો. ગુજરાતી વેપારીઓ માત્ર આજે જ ઝવેરીઓ તરીકે પ્રવીણ નથી ગણાતા, પ્રથમથી જ તેમની એ ધંધામાં પ્રતિષ્ઠા જામેલી છે. ઝવેરાત ને આફ્રિકાનાં વાસણો, અનાજ, કસ્તુરી, લાખ, અંબર, તેલ, સાબુ, કાગળ, ગીનુ, ચટાઈઓ, રેશમી તથા સુતરાઉ કાપડ, રંગબેરંગી પથરા પરદેશ ચડતો; ને પરદેશથી લોઢાનો સામાન, લવીંગ, જાયફળ, મેવા, તેજાનો, સોપારી, ઊની કાપડ આદિ ઊતરતાં. વહાણો બાંધવાનું કામ ધમધોકાર શરૂ થયું છે. નેલ્સનનું વિક્ટરી વહાણ ગુજરાતમાં બંધાયેલું છે, તે ઉપરથી ગુજરાતનાં વહાણો કેવાં મજબૂત થતાં હશે તેનો ખ્યાલ આવશે.

મોગલાઈનો અન્ત, ને અંગ્રેજી અમલનો વિકાસ એ આપણા વેપારને હાનિરૂપ થઈ પડ્યા. અંગ્રેજો એવા મુલકમાંથી આવતા હતા કે જ્યાં યંત્રનો યુગ બેસી ગયો હતો, જ્યાં યંત્રથી ઘણું ઉત્પાદન થતું હતું. તેમને માત્ર કાચાં સાધનોનો ખપ હતો. અંગ્રેજી અમલનો જેમ જેમ વિકાસ થવા લાગ્યો, તેમ તેમ તેમની નીતિ હિંદના ઉદ્યોગોને તોડવા તરફ જવા *લાગી; ગુજરાતનાં બંદરો બંધ થવા માંડયાં.* મુંબઈ જેવાં નવાં બંદરોને સીધું ઉત્તેજન મળવા માંડયું, રેલ્વેઓ આવીને ઉત્તર તથા દક્ષિણનો વેપાર પોતાની સાથે તાણી ગઈ. યંત્રકામને લીધે તેનું ઉત્પન્ન સસ્તું પડતું, તે પણ ઉદ્યોગો બંધ કરવામાં કારણભૂત થઈ પડયું.

ભરૂચ તો બંદર તરીકે ક્યારનુંય નિરુપયોગી થઈ ગયું હતું. ખંભાતનો અખાત પુરાતો જતો હતો. ઘોઘા તથા ધોલેરાનાં બંદરો દેશી રાજ્યો સાથેના કરારને લઈને બંધ થવા માંડયાં. ગુજરાતનો વેપાર આમ ચોગરદમથી ગુંગળાવા માંડયો. તેનું નામનિશાન ભૂંસાઈ જશે કે શું તેવી સ્થિતિ ઉત્પન્ન થઈ. ગળીનું વાવેતર બંધ થઈ ગયું. ખાંડ તો ઊલટી પરદેશથી આવવા માંડે છે. જોડા જતા હતા તેને બદલે થોડુંક કાચું ચામડું જવા માંડયું. કાગળ અને કાપડ એ બન્નેના ઉદ્યોગ નામ પૂરતા જ ચાલતા હોય તેમ જણાવા માંડયું.

*મધ્યયુગી સમાજરચના તૂટે ત્યારે આમ જ બનવાનું,* અને બને તે પણ ચોક્કસ છે; પરન્તુ તે સાથે નવા યુગની સમાજરચના—ખાનગી મૂડી ઉપર વેપાર ખેડવાની પદ્ધતિવાળી સમાજરચના તુરત આવે. ગુજરાતમાં પણ તેના પ્રારંભનાં ચિહ્ન જણાય છે. અંગ્રેજ સાથેના વેપારને કારણે સ્થાનિક વેપારીઓ, 'આડતિયા-ઓ' ઊભા થવા લાગ્યા. તેને પોતાની મૂડી એવા ધંધામાં રોકવી જોઈએ કે જે નફો અપાવે, જે મૂડીમાં વધારો કરી આપે. યંત્રોના ઉપયોગ વગર આ કામ સરળ નહોતું, તે ગુજરાતીની વ્યાપારી બુદ્ધિએ તુરત જોયું.

આમ ગુજરાતમાં યંત્રયુગ શરૂ થાય છે. રણછોડ-લાલ રેંટિયાવાળા કાપડની મીલ શરૂ કરે છે.

ગુજરાતનું પાટનગર હિંદમાં કાપડનું અગ્રિમ સ્થાન મેળવવા તરફ કૂચ કરે છે. કાપડનો વેપાર આજે એ સ્થાને પહોંચી ગયો છે; પરન્તુ ગુજરાતનો વેપાર ત્યાંજ અટક્યો નથી; કાગળ, દીવાસળીનાં કારખાનાંઓની સંખ્યા વધતી જાય છે. દવાઓ બનાવવાનાં કારખાનાં સારી સંખ્યામાં આવતાં જાય છે. ચામડું કેળવવાનો તથા બૂટ-ચંપલ બનાવવાનો ઉદ્યોગ વિસ્તરતો જાય છે. ભાવનગરમાં રબ્બરનું તથા બોર્ડલાઇટનો સામાન બનાવવાનાં કારખાનાં સારા પાયા ઉપર આવી ગયાં છે. પત્થર તથા લોઢાનો સામાન બનાવવા માટે યંત્રોનો ઉપયોગ થવા માંડ્યો છે. કાલાં ફોલવા માટે જીનો તથા પ્રેસો, અનાજ દળવા માટે ઘંટીઓ, એ આજે ઠેર ઠેર જણાય છે. લાકડું વહેરવા માટેની મીલો, સાબુ બનાવવા માટેનાં કારખાનાંની શરૂઆત ક્યારનીય થઇ ચૂકી છે. મશીનના ભાગો બનાવવા માટે પણ પ્રયત્નો થઇ રહ્યા છે ને તેમાં થોડીઘણી સફળતાપે પ્રાપ્ત થઇ છે.

પરન્તુ ગુજરાતમાં કાચાં સાધનોની જે વિપુલતા છે, તે જોતાં આ વિકાસ તદ્દન નજીવો જ છે. ગુજરાતની અંદર લગભગ દરેક જાતનો કાચો સામાન મળી શકે તેવી જમીન છે. તેના વેપાર માટેની યોગ્ય કાર્યશક્તિ તથા કુનેહ છે, મૂડી પણ છે, બંદરો પણ છે; આ બધાનું માત્ર સુયોજન જ થવું ઘટે છે.

ઉદ્યોગના પાયારૂપે હમેશા ચાર પ્રધાન વસ્તુઓ તેજાબ, ક્ષાર, દ્રાવણ અને લોઢું છે. આ ચારે વસ્તુઓ ગુજરાતમાં મળી આવે છે. તેનો જો યોગ્ય વિકાસ કરવામાં આવે, તો ગુજરાત આબાદીના શિખરે જઈને બેસે. સાબરમતીના મૂળ કને માક્ષિક ડુંગરાઓમાં થાય છે. તાપીના તટ ઉપરથી પણ માક્ષિક મળે છે. આમાંથી ગંધક જોઇએ તેટલા પ્રમાણમાં બનાવી શકાય. આની સાથે પાણીમાંથી વીજળીની મદદ વડે હાઇડ્રોક્લોરીક એસીડ બનાવી શકાય. આની સાથે ક્લોરીન ગેસ, બ્લીચીંગ પાવડર વગેરે મીલ-ઉદ્યોગને જરૂરી એવી અનેક મહત્ત્વની વસ્તુઓ ઉત્પન્ન થઇ શકે.

તેજાબની સાથે જ ક્ષાર આવે છે. ઉત્તર ગુજરાતનો ખારો પાટ સોડા ને પોટાશથી ભરેલો છે. ક્ષાર પહેલાં મોટા પ્રમાણમા અહિયા થતા. આમાંથી કોસ્ટીક તથા વોશીંગ સોડા તૈયાર થઇ શકે. ઘણે સ્થળે ઉસ મળે છે, તેમાથી પણ સોડા તૈયાર થઇ શકે,

રંગ અને અન્ય બનાવટોમાં કોલસા તથા લાકડાના દ્રાવણમાંથી ઉત્પન્ન થતા ડામર અને અન્ય સેન્દ્રિય પદાર્થોની જરૂર પડે છે. કોલસાના દ્રાવણ માટે કામ લાગે તેવો કોલસો ઉત્તર કાઠિયાવાડ ને ખંભાત કને મળે છે, ને લાકડાનો ગુજરાતમાં ક્યાં તોટો છે?

લોઢાનો ઉદ્યોગ એકવાર ગુજરાતમાં મોટા પ્રમાણમાં ચાલતો હતો. પછી તે તૂટી પડ્યો; પરંતુ યંત્રો આવ્યા પછી નાની નાની વર્કશોપ નીકળવા માંડી હતી. રણછોડભાઇએ "ધી ગુજરાત આયર્ન વર્ક્સ લી." નામની કંપની ઊભી કરવા પ્રયાસ કરેલો, પણ પાછળથી એ પ્રયાસ મૂકી દેવામાં આવ્યો હતો. ગુજરાતમાં કોલસાનો અભાવ છે તે કારણે આના ઉદ્યોગને અડચણ પડે છે; ઉત્તર કાઠિયાવાડ તથા કચ્છમાં જમીનની નીચે કોલસો આવેલો છે, પણ તેમાં રાખોડીનું પ્રમાણ મોટું છે; પરન્તુ આ અડચણ દૂર થાય તેવી આશા પડી છે. ઘોઘા તથા હાંસોટ પાસે કુદરતી ગેસ મળી આવ્યો છે. એ ગેસથી લોઢાની કાચી ધાતુ ગાળવી સરળ થઇ પડે.

આ ચાર ઉદ્યોગોનો વિચાર કરવા સાથે મકાનના

કામમાં વપરાતી વસ્તુઓ જેવી કે, પતરાં, સીમેન્ટની પાટો, કપચી, નળિયાં, વિલાયતી રંગો–તેના ઉદ્યોગો માટે પણ પૂરતી સગવડ ગુજરાતમાં છે રાજપીપળામાં સાગમાં સારો ચૂનાનો પથ્થર મળી આવે છે. રંગો બનાવવા માટે જસત અને બીજી ધાતુઓના ક્ષાર અહિંયાં મળી શકે છે. મીલોમાં જરૂરી એવા રસાયનિક દ્રવ્યો, રંગાટી કામના દ્રવ્યો ગુજરાતમાં સારી રીતે બનાવી શકાય તેમ છે.

મીલોને લગતા ઘણા પદાર્થો અહિંયા સસ્તા ને સારા બનાવી શકાય. મશીનના કેટલાક ભાગો અને પીકર્સ પરદેશી સાથે સ્પર્ધા કરી શકે તેવા અહીં બને છે.

ધાતુના ઉદ્યોગો વિષે ગંભીરતાથી વિચાર કરવા જોઈએ. તાંબા–પિત્તળનાં, એલ્યુમિનીઅમનાં, જર્મન સિલ્વરનાં વાસણો અહીં બને છે; પરન્તુ તે માટેનાં પતરાંનો મોટો ભાગ પરદેશથી આવે છે. આ પતરાં અહિંયાં બનાવી શકાય.

કાચનો તથા કાગળનો ઉદ્યોગ પણ ભૂલવા જેવા નથી. કાચનાં વાસણોનો ઉપયોગ ખૂબ વધતો જાય છે. આ ઉદ્યોગ માટે મુખ્ય રેતી અને સોડા જોઈએ. કાગળનો ઉદ્યોગ ગુજરાતમાં જૂનો છે; કપડવણજમાં દરજ્જા કાચનો સામાન બને છે. આ ઉદ્યોગને વિશાળ પાયા ઉપર જેમ મહાગુજરાતી ભાઈઓ લાવ્યા છે, તેમ આપણે પણ લાવવો જોઈએ. કાગળની બનાવટ પણ એટલીજ જરૂરી ને એટલીજ સરળ છે. કાગળ માટે જરૂરી એવા ચીથરાં તથા કપડાના ગાભા ખૂબ મળે છે. તેને ધ્યાનમાં ન લઈએ તોપણ દેવદારની જાતના ઝાડમાંથી માવો તૈયાર કરીને બનાવી શકાય.

ચામડાં અને રબ્બરના ઉદ્યોગ ઉપર જેટલું ધ્યાન જવું જોઈએ તેટલું નથી ગયું. ગુજરાતમાં ખેતી મોટા પ્રમાણમાં થતી હોવાથી મરેલા ઢોરનાં ચામડાં સારા પ્રમાણમાં મેળવી શકાય. આ ચામડાં શાસ્ત્રીય પદ્ધતિએ કેળવવામાં આવે તો સારા બૂટ બનાવવામાં મુશ્કેલી ન નડે, ને પરદેશી જોડાની આયાત થતી અટકે. રબ્બર માટે ખપમાં આવે એવું દૂધ થોર, આકડો, વડ વગેરે ઝાડોમાં હોય છે. આમાંથી સારા પ્રમાણમાં દૂધ મેળવવામાં આવે તો ગુજરાતમાં રબ્બરનો ઉદ્યોગ સારા પાયા ઉપર આવી શકે.

આવા તો કેટલાય ઉદ્યોગો વિશે લખી શકાય તેમ છે. તેની યાદી બનાવવા બેસીએ તોપણ બીજાં પંદર પાનામાં તે પૂરતી ન થાય. બ્રિટિશ સરકારની નીતિ આપણા ઉદ્યોગોના વિકાસમાં અડચણ રૂપ તો થવાની જ છે, પરન્તુ તે હોવા છતાંય અત્યારે જે મૂડી ગુજરાત પાસે છે, કુનેહ તથા વ્યવસ્થા–શક્તિ છે, તે જોતાં આમાંનું બધું સ્વતંત્ર થઈ શકે તેમ છે. આ વિકાસ જેટલો ઝડપથી થશે તેટલું ગુજરાત બીજી બાબી રીતે આગળ વધી શકશે

❧ ❧ ❧

# અમદાવાદનો મીલઉદ્યોગ

[ લેખક : શ્રી. હરિલાલ વાડીલાલ કાપડીઆ ]

* *

અમદાવાદનો મીલઉદ્યોગ લગભગ સિત્તેર વર્ષ ઉપર શેઠ રણછોડભાઇએ પહેલ વહેલો શહેરની મધ્યમાં મીલ બાંધીને સ્થાપ્યો હતો. ત્યારપછી શેઠ બેચરદાસ લશ્કરીએ એક મીલ નદીના કિનારા ઉપર બાંધી હતી. વખત જતાં આ બન્ને મીલો શહેરની અંદર હોવાથી વસ્તીને ઘણીજ ત્રાસરૂપ થઇ પડવાથી નવી મીલો બાંધવાની મંજૂરી શહેરના કોટ બહાર વસ્તીથી દૂર, આપવામાં આવતી. પરંતુ ધીમે ધીમે શહેરનો વિકાસ થવાથી બહારની મીલો પણ શહેરની મધ્યમાં હોય તેવી સ્થિતિ હાલ તો થયેલી છે અને શહેરને મીલોની ધુણીથી અસહ્ય ત્રાસ ખમવો પડે છે. મીલોના ધંધામાં જેમ જેમ સારી કમાણી થતી ગઇ, તેમ તેમ શહેરના બીજા વેપારીઓ મીલો બાંધવા લલચાવા લાગ્યા, અને ધીમે ધીમે મીલોનો વધારો થઇને આજે અમદાવાદમાં લગભગ ૮૪ મીલો થઇ છે. મીલોની સંખ્યા વધવાથી શહેરની વસ્તી પણ ૮૦ હજાર ઉપરથી વધીને લગભગ ચાર લાખ જેટલી થઇ છે

પહેલાં તો મીલો એકલી સુતર બનાવવાનીજ કાઢવામાં આવતી હતી અને તેનું સુતર ચીનમાં મોટા જથ્થામાં જતું હોવાથી તેમ દેશમાં હાથશાળોમાં વપરાતું હોવાથી મીલોને સારો નફો થતો હતો; પરંતુ વખત જતાં ચીનમાં સુતર જતું બંધ થવાથી મીલોને ફરજિયાત કાપડ બનાવવાની શાળો મૂકવાની જરૂર પડી; પરંતુ ઘણા ભાગે તે કાપડ એવું બનાવવામાં આવતું હતું કે જે કાપડ રંગવાનાજ ઉપયોગમાં લઇ શકાતું હતું, અને તેથી અમદાવાદની આસપાસ કાપડ રંગવાનો મોટા પ્રમાણમાં ઉદ્યોગ ચાલતો હતો. પરંતુ છેલ્લા પંદર વરસથી તો અમદાવાદના મીલઉદ્યોગે કાપડ બનાવવામાં એટલી બધી પ્રગતિ કરી કે એકાદ મીલ સિવાય કોઇ મીલ સુતરની રહીજ નથી; એટલુંજ નહીં પણ લોકોની માંગને સંતોષવાની ખાતર પરદેશથી એટલે આફ્રિકા, અમેરિકા અને ઇજિપ્તમાંથી લાંબા તારનું રૂ લાવીને ઝીણું અને કુમાશવાળું કાપડ અમદાવાદની મીલો બનાવવા લાગી. તેમાં પણ ઘણી મીલો થવાથી અને મીલો મીલો વચ્ચે કાપડ બનાવવામાં સરખી હરીફાઇ થવાથી હવે તો મીલો મોટા જથ્થામાં કાપડ રંગવા લાગી છે; અને થોડા વખતમાં છાપવાની કળા પણ મીલોમાં દાખલ થશે, એમ લાગે છે. મુંબાઇ કરતાં અમદાવાદનો મીલ ઉદ્યોગ લગભગ ત્રીસ વર્ષ મોડો છે, છતાં મુંબાઇમાં અત્યારે ૮૦ હજાર શાળો કામ કરે છે જ્યારે અમદાવાદમાં ૫૧ હજાર શાળો કામ કરે છે, તેમાં આજે લગભગ ૨૬ મીલો તો રાત દિવસ ચાલે છે. અમદાવાદની મીલોને નજીકમાં રૂ મળે છે, તેમ તેનો બજાર નજીક છે, છતાં અમદાવાદની મીલોએ પરદેશી રૂ લાવીને આખા દેશની માંગને પહોંચી વળવાનો પ્રયત્ન કર્યો છે અને આજે લગભગ ૨૦ કરોડ રૂા. નું કાપડ અમદાવાદની મીલો બનાવે છે અને તે દેશની ચારે બાજુએ વેચાય છે. જ્યાંસુધી અમદાવાદમાં ૨૦–૨૫ મીલો હતી, ત્યાંસુધી અમદાવાદની મીલોની એક પણ ગાંસડી કલકત્તા, મદ્રાસ કે અમૃતસર જતી નહોતી; પરંતુ અત્યારે અમદાવાદના માલનો મોટો ભાગ ઉપરનાં શહેરોનાં બજારોમાં ખપે છે. અમદાવાદમાં મીલઉદ્યોગ સિવાય બીજો ઉદ્યોગ નહીં હોવાથી મીલોને કેપિટલ

મેળવવામાં તેમ જરૂરના પ્રસંગે ડીપોઝીટ મેળવવામાં કોઇ વખતે મુશ્કેલી પડી નથી. તેમ મીલોની મારફત શેર હોલ્ડરોને, એજંટોને, અને ડીપોઝીટરોને છેલ્લાં ૪૦ વર્ષમાં સારામાં સારો લાભ મળ્યો છે અને તેથી શહેરની પણ બહુજ જાહોજલાલી થઇ છે.

મીલઉદ્યોગની શરૂઆતમાં તો મીલ ચલાવવાની તાલીમ અહીંઆ કોઇને બિલકુલ નહોતી. તે વખતે વિલાયતથી યુરોપિઅન વીવીંગ માસ્તરો અને સ્પી. માસ્તરો અને મેનેજરોને લાવવા પડતા હતા; પરંતુ ધીમે ધીમે કારીગરથી માંડીને હેડ મેનેજર સુધીના માણસો એટલા બધા તૈયાર થઇ ગયા છે કે આજે અત્યારનાથી ત્રણ ગણી મીલો તૈયાર થાય તો પણ તાલીમ પામેલા માણસોની ખોટ દેખાય નહીં. તેમ પરદેશીઓને માટે તો હવે મીલોમાં બિલકુલ સ્થાન જ નથી.

જેમ જેમ મીલ ચલાવવાની તાલીમ માણસોમાં વધતી ગઇ, તેમ તેમ એક એજંટ એકથી વધુ મીલો કરવા લાગ્યો અને છેવટે શેઠ મનસુખભાઇ ભગુભાઇ અને શેઠ મંગળદાસ ગીરધરદાસ સાત સાત મીલો એક સાથે કુશળતાથી ચલાવતા હતા, તેમ તેમની સલાહ સૂચના અનુસાર તેમના લાગતા વળગતા ઘણાએ મીલો બાંધી ચલાવતા હતા. અત્યારે પણ શેઠ કસ્તુરભાઇ લાલભાઇ બીજી ઘણી પ્રવૃત્તિઓમાં રસ લે છે, છતાં સાત મીલો ઉપર દેખરેખ રાખે છે.

પહેલાં જ્યારે મીલો બાંધવામાં આવતી ત્યારે એવી ગણત્રી કરવામાં આવતી કે મીલ નાના પાયા ઉપર થોડી મૂડી રોકીને બાંધવી અને તેમાંથી જેમ જેમ કમાણી થતી જાય તેમ તે મીલો વધારવામાં આવતી; પરંતુ શેઠ મનસુખભાઇ અને શેઠ માધવલાલ રણછોડભાઇએ તો એથી જુદીજ ગણત્રી કરીને ગુજરાત જીનીંગ અને અમદાવાદ જીનીંગ મીલો, નાની પાંચ મીલો જેટલી એકેક મીલ બાંધી નાંખી અને જેમ બને તેમ કાપડનું ઉત્પન્નખર્ચ ઓછું લાવવાનો પ્રયત્ન કર્યો કે હરીફાઇના વખતમાં બીજી મીલોની હરીફાઇમાં ઉદ્યોગ ટકી શકે; છતાં અત્યાર સુધી દરેક એજંટ કેપિટલ તો થોડીજ રાખે છે.

અમદાવાદની મીલોના ઇતિહાસમાં જો કોઇપણ મીલ બાંધતાં વધારેમાં વધારે ખર્ચ કર્યો હોય તો હમણાંજ ચાર પાંચ વર્ષ ઉપર શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ બાંધેલી અરવિંદ મીલ ઉપરજ કરવામાં આવ્યો છે.

વળી અમદાવાદના ઇતિહાસમાં મીલોના એજંટોના બદલા તો ઘણી મીલોના થયા છે; પરંતુ કોઇ મીલને તદ્દન કાઢી નાંખીને જમીન ખુલ્લી કરવાનો પ્રસંગ તો શેઠ માધુભાઇની મીલનોજ બન્યો છે અને ભવિષ્યમાં તેવી ત્રણ ચાર મીલોને કાઢી નાખવાનો પ્રસંગ આવશે, એમ લાગે છે; કારણ કે સખ્ત હરીફાઇના વખતમાં મીલ જૂની હોવાથી તે ચલાવીને કાંઇપણ લાભ દેખાતો ન હોય અને શહેરનો બહુજ વિકાસ થવાથી મીલો રોકેલી જમીનની કીંમત ઘણીજ વધી જવાથી મીલ ચલાવવા કરતાં મીલની મશીનરી અને જમીન વેચવાથી એજંટનો તેમ શેરહોલ્ડરનો લાભ વધારે જળવાય છે.

અમદાવાદનો મીલઉદ્યોગ સને ૧૯૧૪ થી ૨૪ સુધી, ન અનુમાન કરી શકીએ તેટલો આબાદ હતો; પરંતુ ૧૯૨૪ થી ૧૯૩૦ સુધી તે સ્થિતિ પલટાઇને સામાન્ય સ્થિતિ ટકી રહી હતી. ૧૯૩૦ પછી દિવસે દિવસે મીલઉદ્યોગની સ્થિતિ બગડતી જાય છે. તેમાં છેલ્લાં ૭ વર્ષથી જે મીલો જૂની હતી ને કમાણી બિલકુલ ન કરવાથી મીલોમાં સુધારા વધારા કરી શકી નથી અને આજના શોધખોળના જમાનામાં જે મીલો છેલ્લાં ૭ વર્ષમાં નવી બંધાઇ તેની સાથે જૂની મીલો નફાનો માર્જીન દરેકને ઓછો થઇ જવાથી અને જૂની મીલોને ઉત્પન્નખર્ચ વધારે આવવાથી ટકી શકી નથી દેશમાં લગભગ ૫૦ લાખ ગાંસડી રૂ પાકે છે તેમ મક્કર બેગેજની જેમ જેમ ખીલવણી થતી જશે તેમ તેમ ગાંસડીઓની સંખ્યામાં વધારો થતો જશે; છતાં છેલ્લાં દશ વર્ષથી અમદાવાદની મીલો પરદેશી રૂ વધારે ને વધારે વાપરતી થઇ છે.

અમદાવાદની મીલો મોટા દેશાવરમાં પોતાના માલ વેચનાર એજન્ટો એક રાખે છે, છતાં પંચોતેર ટકા માલ તો મીલના દલાલ મારફત અમદાવાદમાંજ વેચે છે; અને તે માલ ખરીદીને દેશાવર રવાના કરનાર અમદાવાદમાં લગભગ ૩૦૦ વેપારીઓની પેઢીઓ છે, તેમ તે વેપારીઓનું એક મંડળ છે, જ્યારે મીલ એજન્ટોનું પણ એક મંડળ છે અને તે બન્ને મંડળો મળી સમજીને પોતાનું કામકાજ કરે છે. વેપારીઓના મંડળનો સભાસદ એકેએક વેપારી છે, જ્યારે મીલોના મંડળની સભાસદ ફક્ત અડધી મીલો છે. તે સિવાય અમદાવાદના વેપારીઓને અમદાવાદ બહારની લગભગ ૨૦ મીલો પણ માલ વેચે છે.

મીલઉદ્યોગની શરૂઆતમાં તો એજન્ટો માલના ઉત્પન્ન ઉપર રતલે ૦–૦–૩ પોતાનું કમિશન લેતા હતા; પરંતુ ધીમે ધીમે તે રૂઢિ બદલીને અત્યારે લગભગ તમામ મીલો વેચાણ ઉપર સેંકડે ત્રણથી ચાર ટકા સુધી લે છે.

મીલ–ઉદ્યોગની શરૂઆતમાં ધોતીની કિનારમાં ડીઝાઇન પાડવાનું કોઇ જાણતું નહોતું, પરંતુ શેરીક સાહેબે આવીને પહેલવહેલાં માણેકચોક મીલમાં પાંજરાં મંગાવીને ડીઝાઇન પાડવાનું કામ શરૂ કર્યું; પરંતુ સાદા કપડામાં રંગીન તાર આપીને સ્ટ્રાઇપ શુટી–(shirting) નો ઉદ્યોગ તો માર્સ્ડન બધર્સે આવીનેજ શરૂ કર્યો અને તે આજે એટલી હદ સુધી ખીલ્યો છે કે તેવી જાતનું પરદેશી કોઇપણ કપડું અમદાવાદના મોં આગળ પોષાઇ શકે નહીં. તેમ કિનારમાં ડીઝાઇન પાડવાનો ઉદ્યોગ પણ એટલો બધો ખીલ્યો છે કે અત્યારે કિનારમાં છાપવાની હાથની કળા નાશ પામતી જાય છે.

# ઉ...ન...ની ....... ક...હા...ણી

[ લેખક : શ્રી. નગીનભાઇ શાહ ]

* *

હિંદુસ્તાન જેવા ગરમ મુલકમા ઉની કાપડની ઉપયોગિતા નહિ સમજાય, હિંદમાં લગભગ બારે માસ ગરમી રહેતી હોઇ ગરમ કાપડની જરૂરિયાત અહીં ખાસ ઊભી થઇ નહતી. ઉત્તરમાં હિમાલય પાસેના પ્રદેશોમાં ઠંડીનું જોર વધુ માલમ પડતું હોવાથી ત્યાં ગરમ કાપડની જરૂર ઊભી થઇ અને ત્યાં ગરમ કાપડ બનવા લાગ્યું. આ ઉદ્યોગ ત્યાં ખીલ્યો અને આજ જમાના જૂના વખતથી કાશ્મીરી શાલને નામે પ્રખ્યાતિ પામ્યો છે.

પણ પશ્ચિમના પ્રદેશોમાં મૂળ ગરમ કાપડ બનતું નહતું. વળી એ પ્રદેશમાં પારાવાર ઠંડી પડતી હોઇ તેનાથી શરીરનું રક્ષણ કરવાની આવશ્યકતા ઊભી થઇ અને માનવબુદ્ધિએ જનાવરોનાં રૂંવાટીવાળાં ચામડાં પોતાના કપડાં તરીકે પસંદ કર્યાં. હિંદમાં કેળાયેલ ઉની કાપડનો ઉદ્યોગ ઇજીપ્તમાં પહોંચ્યો અને ત્યાંથી રોમ ગયો. ઇસ્વીસનની શરૂઆતમાં રોમનો ઇંગ્લંડમાં ગયા. ઇજીપ્તથી આવતા કાચા ઉનમાંથી કાપડ બનાવવા માટે ઇંગ્લંડની હવા તેમને વધુ યોગ્ય લાગી અને ઇ. સ. ૮૦ માં રોમનોએ વીન્ચેસ્ટરમાં ઉની કાપડ બનાવવાનું કારખાનું શરૂ કર્યું.

રોમનો આવ્યા અને ગયા, ઘણું લાવ્યા અને ઘણું લેઇ ગયા, પણ ઇંગ્લંડને ઉનના ઉદ્યોગની જે ભેટ આપી ગયા તે ઇંગ્લંડ માટે અન્નપૂર્ણારૂપ નીવડી. ઇંગ્લંડે ઘેટાં-ઉછેરવા માંડ્યાં અને થોડા વખતમાં તો ઘેટાં ઉછેરનો મોટો ધંધો થઇ પડ્યો. ઇંગ્લંડનું ઉન ધીમે ધીમે સાગમાં સારા ઉનની પ્રખ્યાતિ પામ્યું અને આખા યુરોપ ખંડમાં તે જવા લાગ્યું. આ ઉનમાંથી કાપડ બનાવવાનું કામ મુખ્યત્વે ફ્લેન્ડર્સના વણકરો કરતા.

વિલાયતના રાજા વિલીયમ અને મેરીના જમાનામાં ફ્લેન્ડર્સના વણકરો ઇંગ્લંડમાં આવીને વસ્યા અને ઉની કાપડ વણવાનો ઉદ્યોગ ઇંગ્લંડમાં શરૂ થયો. ઇંગ્લંડમાં ગરમ કાપડ તૈયાર થવા લાગ્યું કે તુરત એડવર્ડ ત્રીજાએ કાચા ઉનની નિકાસની કાયદાથી બંધી કરી અને થોડા વખત પછી પરદેશથી આવતા ઉની કાપડને પણ અટકાવ્યું. આના પરિણામે ઇંગ્લંડનો ઉદ્યોગ ખીલ્યો અને તેમાં અનેક સુધારા વધારા થયા. આજે ઇંગ્લંડ ઉની કાપડ પેદા કરનાર મુખ્ય દેશ છે.

ઇંગ્લંડને ઉન પૂરું પાડવાનું કામ હિંદની દક્ષિણે દૂર દૂર પડેલો ઓસ્ટ્રેલીઆ દેશ કરે છે. ઓસ્ટ્રેલીઆમાં આજે આઠ કરોડ ઘેટાં છે. ઘેટાંનો ઉછેર વૈજ્ઞાનિક દષ્ટિએ થાય છે. તેમની પૂરતી માવજત કરવામાં આવે છે. નવી શોધોની મદદથી આજે ચાલીસ વર્ષ પહેલાં જેટલું ઉન મળતું તેથી બમણું ઉન દરેક ઘેટું આપે છે. સામાન્ય રીતે તંદુરસ્ત ઘેટું વરસમાં આઠ શેર ઉન આપે છે. ઉનાળો આવે છે ત્યારે ઘેટાંના શરીર પરથી સંચાથી અગર હાથે ઉન કાતરી લેવામાં આવે છે. ઉનાળામાં ઘેટાંના શરીર પરનું ઉન ઘેટાં માટે ભારરૂપ હોય છે. તે વખતે ઉન કાપી લેવાથી તેમનો ભાર ઓછો થાય છે. તેમના શરીર પરનું ઉન તેમને ઠંડીથી બચાવવા માટે કુદરતે ઉગાડ્યું હોય છે. શિયાળો આવતાં ફરી બીજું ઉન-વાળ ઊગી નીકળે છે. આમ ઘેટાંની સગવડ સાથે માનવજાતને

ઠંડીથી બચવા માટે ગરમ કાપડ બનાવવા ઉન મળે છે. સાચેજ ઘેટું એ પરોપકારી પ્રાણી છે

ઘેટાંના શરીર પરથી કાપી લીધેલું ઉન વખારોમાં જાય છે. ત્યાં તેને જાત પ્રમાણે નોખું પાડવામાં આવે છે. આ કર્યા પછી સોદા થાય છે. સોદા થયા પછી ગાંસડીઓમાં બંધાઈ ઊંટગાડી, ઘોડાગાડી, રેલ્વે કે હોડીઓ મારફતે તે નજીકને બંદરે પહોંચે છે અને ત્યાંથી મોટા વ્યાપારી જહાજ મારફતે બાર હજાર માઈલની મુસાફરી કરી ઇગ્લાંડના બંદરે ઉતરે છે ત્યાં ફરી તેનું બજાર ભરાય છે અને કારખાનાવાળાના દલાલો તે ખરીદી જાય છે.

કારખાનામાં ગયા પછી તેને દવામાં ધોઇને સાફ કરવામાં આવે છે અને પછી યંત્રથી સુકવી તેને પીંછી તેના તારને સીધા કરવામાં આવે છે. આ બધી ક્રિયામાંથી પસાર થઈ પૂણી તૈયાર થાય છે. આ પૂણીમાંથી સુતર કાપડની જેમ ગરમ કાપડ તૈયાર થાય છે. એ કાપડ બજારમાં વેચાવા માટે જાય છે.

દુનિયામાં આજે ૨૮૦૦૦ લાખ રતલ ઉન દર વરસે પેદા થાય છે, આમાંનું પાંચમા ભાગનું ફક્ત ઓસ્ટ્રેલીઆમાં પેદા થાય છે. હિન્દ જેવા ગરમ દેશને ઉની કાપડની લગભગ નહિ જેવીજ જરૂર છે. પરદેશીઓ-ખાસ કરી ઠંડા મુલકના સહવાસે આપણને નાજુક બનાવ્યા છે અને તેમના અનુકરણે આપણે ગરમ કાપડ પહેરતા થયા છીએ.

ઇગ્લંડની માફક આપણે પણ કરવું જોઇએ. ગરમ કાપડની માંગ આપણે ત્યાં વધતી જતી હોય તો ઘેટાં-ઉછેરનો ઉદ્યોગ આપણે ત્યાં ખીલવવો જોઇએ. આપણે ત્યાં એ માટે બહોળો અવકાશ છે. વૈજ્ઞાનિક શોધખોળની મદદ લેઇ ઘેટાંની સારામાં સારી જાત ઉછેરવામાં આવે અને તેમાંથી પેદા થતા ઉનનું અહીં જ કાપડ બનાવવું, એ વસ્તુ અશક્ય નથી. ઉદ્યોગ માટે જરૂરી બુદ્ધિવાળા અને મુડીવાળા જેવા મળી આ કામ ઉપાડે તો તે બન્ને છે. તેમાં બન્નેને લાભ છે, દેશને લાભ છે. દેશમાં નવો ઉદ્યોગ ફેલાશે. હજારો કારીગરોને રોજી મળશે અને ગરમ કાપડ અંગેની પરાધીનતા દૂર થશે.

આજે આપણે ત્યાં આવતુ પરદેશી ગરમ કાપડ સાચે જ ઉની નથી, ફાટ્યાં તૂટ્યાં સુતરાઉ તથા ગરમ કાપડના ડુચાઓ, મીલોનો કચરો (Wasti) વગેરે અસંખ્ય નકામી વસ્તુ સાથે અમુક રસાયણો મેળવી આ કાપડ તૈયાર કરવામાં આવે છે. તે ગરમ કાપડ જેવુ લાગે છે પણ તે ખરી રીતે ઘેટાંના ઉનમાંથી બનાવેલ ગરમ કાપડ નથી. આવું કચરાનું બનેલુ કાપડ મો માગ્યા દામ આપી ખરીદવા કરતાં એ કાપડ બનાવવાનું દેશનો કોઇ વર્ગ ઉપાડી લે એ ઇચ્છવાજોગ છે.

# હિન્દનું એક ઉદ્યોગકેન્દ્ર : દયાળબાગ



બનારસના હાથીદાંતના કારીગરો, મદ્રાસના ચાંદીકામ કરનારાઓ, તદ્દન પ્રાથમિક સાધનો વડે અઘનન વેગવાળી રાઇફલો બનાવનાર કોહાટના પઠાણો અને દિલ્હીના કડીઆઓ કે જેમણે જાણે શાહજહાનના સમયમાં બન્યા હોય એવો આરસનો એક અત્યુત્તમ બાથરૂમ એક અમેરિકન કરોડપતિ માટે તૈયાર કરી આપ્યો છે, તે સર્વે એ વાતની સાક્ષી પૂરે છે કે હિન્દુસ્તાને પોતાની પ્રાચીન હસ્તકળા હજી ગુમાવી નથી. હિન્દ પાસે કાબેલ કારીગરો છે પણ એ કારીગરોને દોરનાર કાબેલ નેતાઓની ખોટ છે. જે થોડા ઘણા નેતાઓ છે તેમના માટે દેશ ખરેખર ગર્વ લઇ શકે તેમ છે. જાણીને આશ્ચર્ય થશે કે આવા નેતાઓ પૈકી એક પ્રસિદ્ધ ધર્મગુરૂ છે અને તેમણે કરેલું કાર્ય જગતભરમાં પ્રસિદ્ધિ પામ્યું છે.

પ્રસિદ્ધ અંગ્રેજ લેખક મેજર એફ. યીટ્સબ્રાઉન એક સ્થળે લખે છે તે પ્રમાણે, "આવી વ્યક્તિ દુનિયાએ બીજી કોઇ જોઈ નથી. ડેટ્રોઇટ, મોસ્કો, સોલ્ટ લેક સીટી અને નેલ્સનમાંના સામાજિક પ્રગતિના અખતરાઓ મેં નજરે નીહાળ્યા છે પરન્તુ મારા મત પ્રમાણે તેમાંના કોઇ આગ્રા પાસેના દયાળબાગ કોલોની જેટલા આકર્ષક અને મૌલિક નથી તેમજ દયાળબાગ જેટલી ભાવી પ્રગતિની શક્યતા ત્યાં નથી."

રાધાસ્વામી સંપ્રદાયના સ્થાપક સ્વામીજી મહારાજનો જન્મ ઈ. સ. ૧૮૧૮ માં આગ્રામાં થયો હતો. તેઓ ગર્ભશ્રીમંત હતા અને ફારસી, અરબી અને સંસ્કૃત ભાષા પર અસાધારણ પ્રભુત્વ ધરાવતા હતા. તેમણે પોતાનો સંદેશ પ્રજાને આપ્યો અને પોતાના ચુમાલીશમા વર્ષે ઈ. સ. ૧૮૬૧ માં નવા સંપ્રદાયની સ્થાપના કરી. તેમનું મરણ ૧૮૭૬ માં થયું. આ પછી બીજા ચાર ધર્મગુરૂઓ થઇ ગયા છે અને છેલ્લે, અત્યારના સાહેબજી મહારાજ ૧૯૧૩ માં ગાદી પર આવેલા છે.

રાધાસ્વામી સંપ્રદાયના અનુયાયીઓ પોતાની માન્યતાઓની ચર્ચા બીજાઓ સાથે કરવાને ભાગ્યેજ આતુર હોય છે. તેમના મુખ્ય સિદ્ધાન્તો આ પ્રમાણે છે:– (૧) સર્વ ભૂતો અને વસ્તુઓના ઉત્પાદક એક ઇશ્વરમાં શ્રદ્ધા, (૨) મૃત્યુ પછીના જીવનનું અસ્તિત્વ, (૩) જીવ સાથે શિવનું તાદાત્મ્ય. મેળાઓ અથવા ઉજાણીઓમાં ભાગ લેવાની તથા રાજકીય ચળવળોમાં ભળવાની તેમને મના ફરમાવવામાં આવેલી હોય છે. તેમના સંપ્રદાયમાં તેમજ કારખાનાંઓમાં જ્ઞાતિભેદ નથી.

૧૯૧૩ માં સાહેબજી મહારાજ સર આનંદસ્વરૂપને ગાદીપતિ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા ત્યાંસુધી રાધાસ્વામી સંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાયની એક શાખા જેવો હતો. થોડા જ સમયમાં નવા ધર્મગુરૂના પ્રખર વ્યક્તિત્વની અસર સંપ્રદાય પર જણાવા લાગી.

સાહેબજી મહારાજની પ્રેરણાને પરિણામે એક નાના સરખા પ્રયત્નમાંથી આજે દયાળબાગ ચાર ચોરસ માઇલનું એક ઉદ્યાન–નગર બની ગયું છે, તેમાં રાધાસ્વામી સંપ્રદાયના જ ૩૫૦૦ અનુયાયીઓ રહે છે અને તે ઉપરાંત ત્યાંના ૪૨ ઉદ્યોગોમાં બીજા આશરે ૨૦૦૦ માણસો કામ કરે છે. તેનાં ક્ષેત્રો અને કારખાનાંઓમાં ઉત્પન્ન થતા માલની નિકાસ ગયા સાત વર્ષમાં બમણી બનેલી છે; અત્યારે તેની કિંમત લગભગ ૬૦,૦૦૦ પાઉન્ડ જેટલી થાય છે. હિન્દમાં એક પણ શહેર એવું નથી જ્યાં દયાળબાગની ચીજો જાણીતી ન હોય; આજે એક પણ શહેર એવું નથી જ્યાં આ સંપ્રદાયના થોડાક અનુયાયીઓ ન હોય. રાધાસ્વામી સંપ્રદાયના અનુયાયીઓની કુલ સંખ્યા આસરે ૧,૫૦,૦૦૦ ની છે.

દયાળબાગનું સૌથી વધુ આકર્ષક અંગ ત્યાંની ડેરી છે. આ ડેરીએ ૪૨૦ એકર જેટલી જગા રોકેલી છે અને ત્યાંની જમીન, મકાન અને સાધનોની કિંમત ૩૦,૦૦૦ પાઉન્ડ જેટલી થાય છે. ઢોરોની જૂદી જૂદી ઓલાદો બાબતમાં અહીં નોંધપાત્ર અખતરાઓ થઇ રહ્યા છે. આ ડેરી દયાળબાગ કોલોનીને શુદ્ધ દૂધ, ઘી અને માખણ અને શાકભાજી પૂરાં પાડે છે એટલું જ નહીં પરન્તુ અદ્યતન કાર્ય–પદ્ધતિને હિન્દમાં મળેલી ફતેહનો તે પુરાવો છે; કારણ કે શરૂઆતમાં પડેલી કેટલીક મુશ્કેલીઓ બાદ કરીએ તો આ ડેરી અત્યારે સારો નફો બનાવે છે.

કોલોનીમાં વસતી પ્રજાની કેળવણી પાછળ પણ સારી જેવી રકમ ખર્ચાઇ રહી છે. સર હારકોર્ટ બટલરના પ્રોત્સાહનથી ત્યાં શિક્ષણસંસ્થા માટે એક મકાન બાંધવામાં આવેલું છે તથા તે માટે ૪૦,૦૦૦-પાઉન્ડ જુદા કાઢવામાં આવેલા છે. ત્યાં અત્યારે ૩૮૫ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, ચારિત્ર્યના ઘડતર પર તથા રમતગમતો દ્વારા શરીરને સુંદર બનાવવા પર ત્યાં ભાર મૂકવામાં આવે છે. સ્કાઉટીંગની પ્રવૃત્તિ પણ ચાલે છે. ૮૦૦૦ પાઉન્ડના ખર્ચે એક ટેકનીકલ કોલેજ પણ કાઢવામાં આવેલી છે. ત્યાં ઇલેક્ટ્રીકલ તથા મોટર-એન્જીનીયરિંગનું તથા ચામડાની ચીજો બનાવવાને લગતું શિક્ષણ આપવામાં આવે છે. સ્ત્રીઓ માટેનું એક વિદ્યાલય પણ ત્યાં સારી હાલતમાં છે અને હાલ ત્યાં ૧૭ શિક્ષિકાઓ કામ કરી રહી છે.

આ સર્વ ત્રીસ વર્ષમાં માત્ર એક માણસની પ્રેરણાથી સાધ્ય થયું છે. કોલોનીનાં સર્વ ખાતાંની વ્યવસ્થા હિન્દીઓના હાથે થાય છે. સ્ત્રીઓનાં વિદ્યાલયનાં પ્રિન્સીપાલ મીસ કલાઇવ સિવાય આખાયે કોલોનીમાં એક પણ યુરોપીયન નથી."

મેનેજર થીટ્સ-બ્રાઉન હ્યાળબાગને An Indian utopia nicely balanced between industry and agriculture which is in some ways, superior to anything yet achieved in Europe or America, એ રીતે વર્ણવે છે.

સાહેબજી મહારાજના અસામાન્ય વ્યક્તિત્વ, તેમની અપારી બુદ્ધિ, માત્ર સત્યજ આચરવાની સદ્ભાવના અને મીઠી સ્પષ્ટતા એ સર્વના ઉદાહરણ તરીકે એક જ પ્રસંગ અહીં ટાંકવો બસ છે.

તેમને એક જાણીતા અંગ્રેજ તરફથી એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો કે, "જરૂર પડતાં તમે સામ્રાજ્ય માટે લડશો?" સાહેબજી મહારાજે જવાબ વાળ્યો, "એનો આધાર તે વખતના પ્રસંગ ઉપર રહે છે. કેટલીક વાર એવો સમય આવે છે જ્યારે અહિંસા અશક્ય થઇ પડે છે—જેવી રીતે અમારા ભગવાન કૃષ્ણે ગીતામાં અર્જુનને કર્મયોગ સમજાવ્યો છે તેમ. મને પ્રભુ તરફથી જેવી પ્રેરણા મળશે તેમ વર્તીશ; બુલડોગની જેમ લડીશ અથવા ઉંદરની જેમ શાન્ત બેસી રહીશ."

# હિન્દ અને ઇંગ્લેન્ડમાં ખાંડનો ઉદ્યોગ



હિન્દી સરકારના ખજાનચીએ એવો પોકાર કર્યો છે કે સંરક્ષક જકાતનો દર બહાર વધતી ગઇ છે. આ બાબતમાં ફલટણ શુગર વર્ક્સ, બેલાપુર, ગોકુલદાસ મીલ, હિન્દુસ્તાન સિનેમા ફિલ્મ કંપની વગેરે અનેક વ્યાપારી કંપનીઓની વ્યવસ્થા સાથે નિકટનો સંબંધ ધરાવનાર શ્રી બલવંત સંકર દાબકેનો અભિપ્રાય પૂછવામાં આવતાં તેમણે, હિન્દી સરકારના ખજાનચીનો મત ભ્રાન્તિમૂલક છે અને જે ધંધાઓને સરકાર તરફથી રક્ષણ મળ્યું છે તેમની થોડા સમયમાં પણ કેવી પ્રગતિ થઇ છે એ દાખલા દલીલો સાથે બતાવ્યું છે. શ્રી. દાબકે હાલમાં મુંબઇના મીલ-માલીક મંડળના કાર્યવાહક મંડળના સભ્ય છે. એ પહેલાં કેટલાંક વર્ષ તેઓ મહારાષ્ટ્ર ચેમ્બર ઓફ કોમર્સ તરફથી ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર્સ ઓફ કોમર્સ એ સંસ્થાના સભ્ય હતા. શ્રી. દાબકેએ રજુ કરેલી હકીકત નીચે આપી છે.

હિન્દી વ્યાપાર ઉદ્યોગોને સંરક્ષણ મળે એટલા માટે ગઇ બે પેઢીઓથી હિન્દની વ્યાપારી અને રાજકીય સંસ્થાઓએ અવિરત પ્રયત્ન કરેલા છે અને તેને પરિણામે હિન્દી સરકારે ફિસ્કલ કમીશનની ભલામણને અનુસરીને ઔદ્યોગિક સંરક્ષણની નીતિનો સ્વીકાર કરેલો છે. પરન્તુ હવે એ નીતિથી સરકાર દૂર જશે કે શું, એવી બીતિ હિન્દી અર્થશાસ્ત્રીઓ, કારખાનાદારો અને વ્યાપારી સંસ્થાઓને લાગવા માંડી હોય. હિન્દી સરકારના ખજાનચીના કેટલાકના ઉદ્ગારોથી તેને અનુમોદન મળતું લાગે છે. વળી ધારાસભામાં પં. ગોવિન્દ વલ્લભપંત અને સર એચ. પી. મોદીએ, હિન્દી ઉદ્યોગોનું સંવર્ધન અત્યંત આવશ્યક છે એવો મત પ્રતિપાદન કર્યો હતો તેનો ઉત્તર આપતાં ખજાનચી સર જેમ્સ ગ્રીગે એમ કહ્યું હતું કે, દેશની સર્વ સાધારણ-ખાસ કરીને મધ્યમ વર્ગની બેકારીનો ઉદ્યોગસંવર્ધન એ ઉપાય નથી. ઉદ્યોગોને સંરક્ષણ આપવાથી કર આપનારાઓ પર અને ગ્રાહકો પર કેવો બોજો પડે છે એનો ઉલ્લેખ પણ તેમણે કર્યો હતો. અત્યારના ખજાનચીની બાબતમાં નોંધ કરવા જેવી વાત એ છે કે તેઓ કોઇ સ્થળે સંદિગ્ધતા રાખતા નથી; જે કંઇ કહેવું હોય તે સ્પષ્ટ અને ખુલાસાપૂર્વક કહે છે. તેમનાં ભાષણો સૂચક, અર્થપૂર્ણ અને લક્ષમાં રાખવા જેવાં હોય છે.

સંરક્ષણના સમયમાં સંરક્ષિત ઉદ્યોગોએ ગમે તેટલી પ્રગતિ કરી હોય, દેશના ઔદ્યોગિક ક્ષેત્રમાં કોઇએ ઉચ્ચ સ્થાન મેળવ્યું હોય, પરિપૂર્ણતા અને સ્વાવલંબિત્વના માર્ગ પર તેમણે ગમે તેટલી મજલ કરી હોય તોપણ દેશી ઉદ્યોગોએ હવે વધારે સંરક્ષણની આશા રાખવી નહીં; કારણ કે હિન્દી સરકારને હિન્દી પ્રજાના પાલક તરીકે કર આપનાર અને ખરીદી કરનાર વર્ગોનું હિતાહિત જોવું જરૂરી છે; એવો તેમના ધોરણનો આશય લાગે છે,

સંરક્ષિત ઉદ્યોગો પૈકી મહત્ત્વના અને મુખ્ય ઉદ્યોગો પોલાદ, કાપડ-સુતર અને ખાંડ એ છે; અને તેમાંના દરેકની પ્રગતિ ઇતર દેશમાંના તે તે ઉદ્યોગોના પ્રમાણમાં ઓછી વત્તી થઇ છે.

ઉપર ઉલ્લેખ કરવામાં આવેલા સંરક્ષિત ઉદ્યોગો પૈકી ખાંડના ઉદ્યોગોનો તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે, કારણ કે એ ઉદ્યોગને હિન્દની જેમ ઇંગ્લેન્ડમાં પણ સંરક્ષણ મળેલું છે. કદાચ, બાલ્યાવસ્થામાં આ ઉદ્યોગનું રાષ્ટ્રીય ઉદ્યોગ તરીકે ઇંગ્લેન્ડમાં જે પોષણ કરવામાં આવ્યું છે તે, એજ પ્રકારના ધંધાને સંરક્ષણ આપવાની બાબતમાં એક નમુનેદાર ઉદાહરણ છે.

## ઇંગ્લેન્ડમાં બીટની ખાંડ

કટોકટીના પ્રસંગે ખાંડની બાબતમાં ઇંગ્લેન્ડ સ્વાવલંબી થઇ શકે કે કેમ એ જોવા માટે મજૂર સરકારે ૧૯૨૪ ની સાલમાં 'બીટ સુગર' ના ધંધાને 'સબ્સિડી' અર્થાત્ મદદ આપી. દેશના કાચા માલમાંથી ઇંગ્લેન્ડ કિફાયત રીતે ખાંડ તૈયાર કરી શકે કે નહીં, એ જોવા માટે પ્રથમ બ્રિટીશ સરકારે દસ વર્ષ સુધી મદદ આપવાનું ઠરાવ્યું પરન્તુ પાછળથી ઇંગ્લેન્ડ પોતાની જરૂરીઆત પૂરતી અથવા જરૂરીઆતના મોટા ભાગ જેટલી ખાંડ તૈયાર કરી શકે છે કે નહીં, તે જોવા માટે ઉપરની દશ વર્ષની મુદ્દત વધારીને બાર વર્ષની કરવામા આવી. આ પ્રયત્નની ફતેહમંદી વિષે ઇંગ્લેન્ડમાં એકમત નથી; કારણ ઓછી વત્તી ફત્તેહ મળી હોય તો પણ બ્રિટીશ પ્રજા પર આ ધંધાને અપાયેલી દેણગીઓને કારણે પ્રતિવર્ષ વધતા કરનો બોજો પડતો હતો અને ગયા વર્ષ સુધી આ આંકડો ૪ કરોડ પાઉન્ડ સુધીનો હતો. આમ છતાં ધંધો સ્વાવલંબી બનવાની બહુ આશા દેખાઇ નહીં; તો પણ પાર્લામેન્ટે 'શુગર ઇન્ડસ્ટ્રી રિ-ઓર્ગેનાઇઝેશન બીલ' પસાર કર્યું. બ્રિટનના ખેતીવાડી ખાતાના મંત્રી મી. ઇલીયટે આ બીલ રજુ કરતાં એમ પ્રતિપાદન કર્યું હતું કે જે વખતે દેશમાં એનીના ધંધાને સર્વ બાજુએથી મદદ કરવાની જરૂરીઆત જણાય છે તે વખતે આ ઉદ્યોગનું રક્ષણ કરવું અનિવાર્ય છે. ગયાં દશ વર્ષમાં જે જે જમીનનાં ખાસ કરીને પૂર્વ ભાગમાં, 'શુગર બીટ' નું વાવેતર કરવામાં આવ્યું છે ત્યાં બીજો પાક ઉતારવાનું કઠણ છે. ઇસ્ટ એંગ્લીઆનો પ્રદેશ ચાર વર્ષ પૂર્વે પાક માટે તદ્દન નાલાયક ગણાતો હતો; પરન્તુ બીટના ઉત્પન્નને લીધે ત્યાંના લોકોને સારો વખત આવ્યો હોય તેવું લાગવા માંડ્યું. આ ધંધામા ૫૦,૦૦૦ માણસો છે અને તેના વાવેતરથી ૩,૭૫૦૦૦ એકર જેટલી જમા રોકાયેલી છે. આવી સ્થિતિમાં સંરક્ષણ ચાલુ રાખવાની અગત્ય છે. આ બાબતમાં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે 'શુગર બીટ' ના વાવેતરથી ઇંગ્લેન્ડની ખાંડની બાબતની સર્વ જરૂરીઆતો પૂરી પડે છે, એવું નથી; એકંદરે જોઇતી ખાંડનો માત્ર ચોથોજ હીસ્સો આ વડે ઉત્પન્ન થાય છે.

આ મદદ (સબસીડી) બીટની ખાંડ તૈયાર કરનાર કારખાનાંઓના સંઘને આપવામાં આવે છે. બીટની ખાંડ તૈયાર કરવા માટે નીકળેલી કંપનીઓ પંદર છે અને તેમની માલીકીનાં અગાઢ કારખાનાં છે. આ મદદની રકમ ૧૯૩૪ની સાલમાં ૪૪,૫૦,૦૦૦ પાઉન્ડ, અને ૧૯૩૫ ની સાલમાં ૩૬,૪૦,૦૦૦ પાઉન્ડ હતી, તે ૧૯૩૬ ની સાલમાં ૨૭,૫૦,૦૦૦ થશે એવો અંદાજ છે. ખાંડના સર્વ સાધારણ આંતરરાષ્ટ્રીય ભાવને અનુસરીને મદદનું પ્રમાણ ઠરાવવામાં આવે છે.

૧૯૩૬ ની સાલની મદદનો દર દરહંડરેટે ૫ શી. ૩પે. છે. આ પછી દરેક સાલમાં આપવાનો મદદનો દર તેની આગલી સાલના અનુભવ પરથી નક્કી કરવામાં આવશે એવી યોજના બીલમાં છે. ૧૯૩૫ ની સાલમાં આ દર ૫ શી. ૮ પે, હતો, ૧૯૩૪ ની સાલમાં ૭ શી, ૩ પે. હતો. આ બીલમાં, મજૂરોને યોગ્ય પગાર મળે, નવીન 'શુગર કમીશન' મારફત આ ઉદ્યોગનું સંશોધન થાય, બીટમાંથી ખાંડ તૈયાર કરવાનું શિક્ષણ મળે, ખાંડ શુદ્ધ કરવાના પરવાના કેવી રીતે આપવામાં આવે, વગેરે બાબતની યોજનાઓનો સમાવેશ કરવામાં આવેલો છે.

### મદદની શરત

ખાંડના ઉદ્યોગને ઉત્તેજન ખાતર આપવામાં આવતી મદદની શરતોમાં મહત્ત્વની શરત એ છે કે, જે ખાંડનાં કારખાનાંઓને મદદ મળે છે તેમના પર એવું બંધન મૂકવામાં આવેલું છે કે તેમણે, 'શુગર કમીશન' દ્વારા ઘડાયેલા નિયમોનું ઉલ્લંઘન કરીને ગ્રેટબ્રિટનમાં પૂર્ણપણે તૈયાર નહીં થયેલી, એવી કોઈ પણ યંત્રસામગ્રી અગર બીજી કોઈ પણ વસ્તુ વાપરવી નહીં; ગ્રેટબ્રિટનમાં પૂર્ણપણે તૈયાર નહીં થયેલી એવી કોઈપણ યંત્રસામગ્રી ગોઠવવામાં આવે છે એમ માલુમ પડતાં તેને મનાઈ કરવાનો અધિકાર 'શુગર કમીશન'ને છે.

## હિંદમાં ખાંડનાં કારખાનાં

હવે હિન્દુસ્તાનમા શી સ્થિતિ છે તે જોઇએ. ૧૯૩૨ ના એપ્રિલ માસમાં જકાતના રૂપમાં હિન્દી ખાંડના ઉદ્યોગને સંરક્ષણ મળ્યું. ૧૯૩૨ ની સાલમાં હિન્દમાં ૫૭ કારખાનાં હતાં. આ આંકડો ૧૯૩૩–૩૪ ની સાલમાં ૧૧૨ સુધી વધ્યો એટલે કે ખાંડનાં કારખાનાંઓની સખ્યામાં આશરે સો ટકાનો વધારો થયો. ૧૯૩૪–૩૫ ની સાલમાં આ આંકડો વધીને ૧૩૦ સુધી ગયો અને ૧૯૩૫–૩૬ માં ખાંડનાં કારખાનાંઓની સંખ્યા ૧૩૯ થઇ. ગોળનાં કારખાનાંઓની ગણતરી કરીએ તો બ્રિટીશ હિન્દ અને દેશી રાજ્યોમાં થઇને આ ઉદ્યોગમાં કામ કરનારાં કારખાનાં ઇ સાલમાં આશરે ૧૬૮ હતાં.

ઇમ્પીરીયલ કાઉન્સિલ ઓફ એગ્રીકલ્ચરલ રિસર્ચના ઉપાધ્યક્ષ સર બી. સી. બર્ટના વખતે પ્રમુખસ્થાન લેનાર નાયબ હિન્દી વઝીરને, આટલી ટૂંકી મુદતમાં હિન્દી ખાંડના ઉદ્યોગે કરેલી પ્રગતિથી આશ્ચર્ય થયું છે. બ્રિટીશ બીટ ખાંડના ઉદ્યોગ સાથે હિન્દી ખાંડના ઉદ્યોગની તુલના કરતાં એમ માલુમ પડે છે કે હિન્દી ખાંડના ઉદ્યોગને અગે (૧) એ લાખ કામદારોને કામ મળે છે; રસાયન શાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર અને વ્યાપારશાસ્ત્રના આશરે ૨૫૦૦ પદવીધરોને માટે કામની જોગવાઇ થઇ છે. (૨) આશરે ત્રીસ કરોડ રૂપિયા જેટલી ગંજાવર મુડી આ ધંધામાં રોકાઇ છે. (૩) પરદેશી ખાંડની આયાતને લીધે પરદેશમાં જતો વાર્ષિક પંદર કરોડ રૂપિયાનો ઓઘ થંભ્યો છે. (૪) બે કરોડ ખેડુતોનું ગુજરાન શેરડીના વાવેતર અંગે ચાલે છે. શેરડીના વાવેતર તરફ લોકોની અધિક પ્રવૃત્તિ હોઇ સરકારી અહેવાલ પ્રમાણે ૧૯૩૫–૩૬ ની સાલમાં ૪૧,૪૧,૦૦૦ એકર જમીનમાં અને ૧૯૩૬–૩૭ની સાલમાં ૪૩,૦૦,૦૦૦ એકર જમીનમા શેરડીનું વાવેતર થયુ હતુ એવો અંદાજ છે.

### ખાંડમાં સ્વાવલંબન

હિન્દુસ્તાનમાં ખાડ કેટલી ખપે છે એ વિષે જૂદા જૂદા અંદાજો કાઢવામાં આવ્યા છે; તોપણ ખાંડની કિંમત અને સર્વસાધારણ આર્થિક પરિસ્થિતિ પર એ ખપતનો ઘણો આધાર છે એમ કહેવામાં વાંધો નથી. હિન્દુસ્તાનમાં નવ લાખ ટન ખાંડ જોઇએ છે એવો સાધારણ ગણત્રી પ્રમાણે અંદાજ છે. સરકારી અંદાજ પ્રમાણે ૧૯૩૫–૩૬ ની સાલમાં હિન્દમાં ખાંડનુ ઉત્પન્ન ૮,૪૯,૦૦૦ ટન થશે અને આ પ્રગતિના માર્ગમા જો વિઘ્ન ન આવે તો ૧૯૩૬–૩૭ ની સાલમાં હિન્દમાં ખાંડનું કુલ ઉત્પન્ન ૯,૧૫,૦૦૦ ટન થાય અને હિન્દ ખાંડની બાબતમા સ્વાવલબી બને, એટલું જ નહિ પણ, બીટની ખાંડના ઉદ્યોગને બ્રિટીશ સરકારે આપ્યુ છે તે પ્રમાણમાં હિન્દી સરકાર તરફથી હિન્દી ખાંડના ઉદ્યોગને ઉત્તેજન આપવામાં આવે તો હિન્દની ગણના ખાડ પેદા કરનારા જગતના મોટા દેશોમાં થાય; અને સામ્રાજ્યના બીજા દેશો પોતાની બજારો હિન્દી ખાંડ માટે ખુલ્લી કરે તો ટુંક મુદતમાં જ હિન્દ તેમને ખાંડ પૂરી પાડી શકે.

ટુંક મુદતમાં હિન્દી ખાંડના ઉદ્યોગે ગમે તેટલી પ્રગતિ સાધી હોય તો પણ તે હજી મજબૂત ભૂમિકા પર ઉભો રહેલો નથી. કેટલાક દિવસ પહેલાં આખાયે હિન્દનું ખાંડ બજાર જાવાની ખાંડે કબજે કરેલું હતું અને હિન્દના ખાંડના ઉદ્યોગની પ્રગતિને પરિણામે એક મોટું બજાર સ્વાવલંબી બનવાની વિષમતા જાવાને તીણતી હોય એ સાહજિક છે. આટલેથી જ ન અટકતાં તક મળશે ત્યારે પોતાનું ગુમાવેલું બજાર ફરી કબજે કરવા માટે જાવા જીવ-તોડ પ્રયત્ન કર્યા સિવાય રહેશે નહીં.

### જાવા તરફથી ભય

જાવા હોલેન્ડનું સંસ્થાન છે અને સોનાના ચલણને વળગી રહેલા દેશોમાં હોલેન્ડ મુખ્ય હતુ. સોનાના ધોરણને વળગી રહેલા આ દેશનું ભાવી ફ્રાન્સ સાથે જોડાયેલું છે, અને ફ્રાન્સ પણ પહેલા તો સોનાના ધોરણમાં અડગ રહેલ હતું. ફ્રાન્સના સમાજવાદી મુખ્ય પ્રધાન મોં બ્લમે રાજ્ય કારભાર હાથમાં લેતાં પહેલા પ્રજાને એવી ખાત્રી આપી હતી કે ગમે તેમ થશે

તો પણ ફ્રાન્સ સોનાનું ધોરણ છોડશે નહીં. આમ છતાં ફ્રાન્સની આર્થિક અને રાજકીય પરિસ્થિતિ એવી છે કે ફ્રાન્કની આર્થિક સ્થિરતા કાયમ ટકવી કઠણ હોય, તેને લીધે ફ્રાન્સને સોનાનું ધોરણ છોડવું પડ્યું છે. ફ્રાન્સ પર આવો પ્રસંગ આવ્યા પછી હોલેન્ડની પણ એજ ગતિ થઈ છે. અને એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે કે તરતજ જાવાને મોનેરી તક સાંપડશે અને સોનાનુ ધોરણ ત્યજી દેવાથી ચલણની કિંમતમા જે ઘટાડો થશે તેથી સીલકમા પડી રહેલા માલના જોર પર જાવે તે કિંમતે માલ ખપાવી જાવા હિન્દી બજાર કબજે કર્યા સિવાય રહેશે નહી. આવે વખતે હિન્દી સરકારને ૧૯૩૨ના શુગર ઇન્ડસ્ટ્રી પ્રોટેક્શન એક્ટની ૪ થી કલમ લાગુ કરવા માટે વિનવણી કરવા સિવાય હિન્દી ખાંડના કારખાનાદારો માટે બીજો માર્ગ રહેશે નહીં; પરન્તુ બરાબર તેજ વખતે હિન્દી સરકાર પાસે તે કલમ અમલમાં મૂકાવવાનુ હિન્દી કારખાનાદારો માટે દુર્ઘટ લગભગ અશક્ય બનશે. હિન્દી સરકારના ખજાનચીની સત્તા નિર્બન્ધ વ્યાપારને અનુકૂળ છે. એ વાત મશહૂર હોવાથી આમ લાગે છે.

હિન્દી કારખાનાદારોને દર વખતે હિન્દી સરકાર કને કેમ કગરવું પડે છે, એવો સહજ પ્રશ્ન કોઇ કરશે. આ બાબતમાં મુંબઈ મીલમાલીક મંડળીની નઇ વાર્ષિક સભા વખતે સર નેસ વાડીઆએ આપેલ ભાષણમાં આ પ્રશ્નનો ઉત્તર મળે તેમ છે. તેઓ કહે છે કે, દર વર્ષે આપણને હિન્દી ઉદ્યોગોના સંરક્ષણની બાબતમાં હિન્દી સરકારને કાકલુદીઓ કરવી પડે છે એ દયાજનક સ્થિતિ છે. મારા તરુણપણાના દિવસો લેકશાયરમાં જ ગયેલા હોવાથી નિર્બન્ધ વ્યાપારજ જગતના દેશોને ફાયદાકારક છે એવી મારી સમજણ હતી; પરન્તુ હવે ઇંગ્લેન્ડ સુદ્ધાં સર્વ દેશો સંરક્ષક પદ્ધતિનો આધાર શા માટે લેવા માંડ્યા છે એનું કારણ તદ્દન સ્પષ્ટ છે. જ્યાંસુધી હુંડીયામણ અને ચલણ પદ્ધતિ વચ્ચેની તાણાતાણ ચાલુ છે અને તેના પાયા શાસ્ત્ર શુદ્ધ નથી ત્યાંસુધી દરેક દેશને માટે પોતાના હિત સંબંધનું અને ઉદ્યોગોનું રક્ષણ કરવાનું આવશ્યક બન્યું છે. પ્રત્યેક દેશને પરિસ્થિતિનો સામનો કરવો પડે છે. બ્રિટીશ સરકારે એકાગોક જકાતના સંરક્ષણનો આધાર શા માટે લીધો? કારણ કે પોતાનાં નાણાંની કિંમતમાં પુષ્કળ ઘટાડો થવાને લીધે જપાન –ચીન જેવા દેશો ઇંગ્લેન્ડનાં વ્યાપારી બજારોમાંથી ઇંગ્લેન્ડની હકાલપટ્ટી કરવા લાગ્યા. તેના કાપડનો નિકાશ–વ્યાપાર આ ચલણવિષયક કારણોને લીધે જ બેસી ગયો છે.

## હુંડીયામણનો પ્રશ્ન

આ ઉપરથી માલુમ પડશે કે હુંડીયામણનો પ્રશ્ન આપણી ઔદ્યોગિક પ્રગતિની આડે આવે છે. આ વાત હિન્દી સરકારના માજી તેમજ વર્તમાન ખજાનચીઓએ નાકબુલ કરી છે તો પણ હિન્દી રૂપિયાનો ભાવ બીજા દેશોનાં નાણાંની બરોબરીમાં ઉતરશે નહી ત્યાંસુધી હિન્દને આબાદીના દિવસો દેખાવા શક્ય નથી; અને તેને લીધે બેકારી અને દારિદ્ર્ય પણ આમ જ ચાલુ રહેશે. હુંડીયામણનો પ્રશ્ન સરકારના અધિકારીઓની દૃષ્ટિએ મૃત થયો હશે પણ હિન્દના આર્થિક કોયડાના અભ્યાસકોની દૃષ્ટિએ તો એ જીવંત પ્રશ્ન છે.

❀ ❀ ❀

# અ.......ભ.......લો



## [ ટુંકી વાર્તા ]

લેખક : નીરૂ દેસાઈ

છેક નાનપણથી હું અભલાને ઓળખતો હતો, કારણ કે તે મારા પિતાના બૂટ સીવી આપતો હતો. પાનકોરના નાકે એક નાનકડી દુકાનમાં પોતાના ભાઈ સાથે બેસીને તે બૂટ સીવતો.

તેની દુકાન ઉપર "શૂઝ-શૉપ" કે એવું કોઈ ભભકાબંધ નામ નહોતું, યુરોપીઅન સ્ત્રીઓની ઊંચી એડીની બૂટના ફોટા નહોતા, માત્ર એક છાજલી ઉપર થોડી જોડીઓ કેટલીક ગામડીઆ ફેશનની, કેટલીક સ્લીપરો, કેટલીક નવા જમાનાની લટકી રહેતી. તે બૂટ વેચતો નહોતો, બનાવતો હતો; એટલે ગ્રાહક ન લઈ જાય એવા તૈયાર બૂટની જોડીઓ માત્ર પડી રહેતી.

લગભગ બધું કામ તે હાથેજ કરતો. ચામડું પલાળવું, સુકવવું, કેળવવું ધમીને તૈયાર કરવું એ કામ તે બીજાને સોંપતો નહિ. તેનો તો દાવો હતો કે મારા હાથે તૈયાર થયા વગરનું ચામડું હું રાખું જ નહિ.

બૂટ બનાવવામાં તે પાવરધો હતો. ટોની જગ્યાએ અણીદાર થતા એ બૂટમાં એક જાતની ઠંડક અનુભવાતી બૂટમાં તેલ ચોપડવાની કે શંખજીરૂં લગાવવાની જરૂર જ ન પડતી. બધી રીતે તૈયાર થઈનેજ તમારી પાસે તે આવે. બૂટનો આત્મા તેમાં વિરાજી રહેલો તમને લાગે. બૂટ બનાવવા, અભલાના જેવા બૂટ બનાવવા, એ મારે મન તે કાળે ગહન અને સુંદર લાગતું—આજે પણ લાગે છે.

ચૌદ વર્ષે હું પહેલીવાર બૂટ સીવડાવવા ગયો તે દિવસ મને યાદ છે. પગમાપું આપવા માટે પગ લાંબો કરતાં મેં કુતૂહલપૂર્વક પૂછ્યું :

"પગ બહુ કરડશે તો નથીને ?"

અને તેનો ઉત્તર જલબિંદુ ઉપર સૂરજનું કિરણ હસી ઉઠે તેવા આકસ્મિક હાસ્યે ભરેલો તેનો ઉત્તર : "એવું તે હોય ભાઈ ?"

તેનો ઘઉંવર્ણો, જરાક પીળો ચ્હેરો, માથા ઉપરના રતાશ પડતા વાળ, સાંકડી હડપચી ને એકજ સૂરમાં આવતો અવાજ એ સુચવતું કે એ જાણે બૂટના ચામડામાંથી જ બનેલો છે। ચામડું લીસું છતાંય સખ્ત હોય છે. તેના મુખની એ વિશિષ્ટતા હતી. તેના મોટાભાઈની આંખો સદાય સજળ હોય તેમ ભીની લાગતી. બન્ને જણા સાથે કામ કરતા.

કેટલાક એવા હોય છે કે તેમને ત્યાં વારંવાર જતાં સંકોચ કે કંટાળો કશું ન આવે. અભલાની દુકાન પણ એવી જ હતી. હજુર આપણે એના ગ્રાહક રહ્યા છીએ, તે તરફ સંતોષ વ્યક્ત કરતી આંખોની પ્રેમાળ દ્રષ્ટિ આપણા પગ ઉપર પડી રહે. તમે લાંબા પગ કરી તેનો રોમાંચ અનુભવો. જીવનની સુખદ ક્ષણોમાં કેટલીય ક્ષણો હશે.

ઉનાય ત્યા જવાનુ પણ જરૂરનેજ! તેના શીશીના ખૂર લાગો વખત આવતા, કટાણીને કાઢો નહિ ત્યાસુધી આવતા

બીજી હુ નોકામા જતા થાય છે, તેમ કોઈ વાર કામ પતી જાય કે આવતા માટીએ, તેનુ તેને ત્યા જતા મ્હોર થતુ નહિ જઈને હુ કહેતો 'કેમ અભના! મઝામા છે ને? નવી જોડી બીજી આપશે કે? કેમ લેખકના સીવવાના છ આગળથી ટાકા જગ્યાથી ઉખડી '

એ શબ્દ પણ પોતાના વગર તે અંદર આવી જતો ... તેની વાત ઝીલી ખુશી ઉપર દુકાનમા નજર કરતો બેસી રહેતો અંદર જઈને તે ચામડુ લઈ આવતો "જુવો ભાઈ! આ ચામડુ, ચાલશે? હમણાજ મગાવ્યુ છે! ગઈ કાલેજ પોલીશ કરી તૈયાર કર્યુ છે, સુંદર છે '

હુ તેના વખાણ કરવાની શરૂઆત કરુ એટલે તે તુરત બોલી ઉઠે 'તમારે ક્યારે જોઈએ છે?"

હુ તુરત જવાબ વાળતો "તૈયાર થાય ત્યાર" અ વાડીઆમા' તે કહેતો, અથવા તો "ઉભા હો ભાઈને પૂછી લઉ," એ વાજ ઉચ્ચાર તુરત હુ દુકાનના પગથિયા ઉતરતો, ને ચામડા ઉપર પડતા તાનો ટપટપ અવાજ સાભળતો

એક દિવસ મને બરોબર યાદ છે એ દિવસે મેં કહ્યુ "અભના! ગયે વખતે સીવડાવેલા બૂટનુ ચામડુ તરડાઈ ગયુ '

થોડીવાર માટે તે નિરુત્તર રહી મારા સામુ જોઈ રહ્યો તેને એમ થયુ હશે કે હુ મારુ વિધાન પાછુ ખેચી લઈશ

"તરડાવુ ન જોઈએ," તેણે મને મૂગો જોઈ કહ્યુ

"તરડાયુ એ વાત સાચી, "

'તાપ પાસે નહોતા પડી રહ્યા ને?"

"હુ નથી ધારતો '

બૂટના ચામડાનુ સ્મરણ કરતો હોય તેમ તેણે આખો ઢાળી દીધી આ વાત મે ન કરી હોત તો ઠીક થાત તેમ મને લાગ્યુ

"મને પાછા મોકલાવી આપજે હુ નવા કરી દઈશ "

બૂટને માટે તેને જે લાગણી હતી તે જોઈ મારામા દયા જન્મી

'કોઈકવાર ચામડુ પરખાતુ નથી, એટલે આવુ થઈ જાય છે "

એકવાર મારે જરૂરને કારણે બીજી દુકાનેથી બૂટ કરીવા પડેલા એ બૂટ આથે અભનાની દુકાન ઉપર હુ ચઢી ગયેલો તેણે મને ચામડુ બતાવવા નકારજ પ્રમાણુ લેવા માડ્યુ તેની આખો મારા બૂટની આરપાર ઉતરતી હુ અનુભવી શક્યો

"મારા બૂટ નહોય, ભાઈ!"

અવાજમા ક્રોધ નહોતો, શોક નહોતો, તિરસ્કાર નહોતો, ઉનાય લોહી થીજાવી દે તેવુ કાઇક હતુ ડાબા પગના એ ફેશનબેન બૂટના ટા ઉપર આગળી મૂકી તેણે કહ્યુ "કેવી બનાવટ છે? મોટા દુકાનોવાળાને સ્વમાન જેવુ કાઈ હોતુ નથી!" અને તુરતજ જાણે બધ તૂટી જતો હોય તેમ તીખા અવાજે લાબા સમય સુધી તે બોલ્યો મે પહેલીજ વાર તેને વેપારની મુશ્કેલીઓ ભરી વાત કરતો સાભળ્યો 'ઉનાય તેમનો વેપાર સારો ચાલે છે કામથી નહિ પરન્તુ જાહેર ખબરથી, દુકાનના શણગારથી રંગ રોગાનના ભભકાથી આજે અમને તો કામ પણ, મળતુ નથી દર વર્ષે કામ વગરનુ જાય છે તમેજ જુવો "

મે તેના મુખ ઉપર પડેલી રેખાઓ નિહાળી ઝઝાવાત અને કટુતાથી ભરેલી એ ખાલી રેખાઓ! માથા ઉપરના વાળ પણ કેવા સફેદ થઈ ગયા હતા?

મે મારા કમનસીબ બૂટની ખરીદીની વાત તેને સમજાવવા પ્રયત્ન કર્યો, પરન્તુ તેના મો અને અવાજની એટલી ઊંડી છાપ મારા ઉપર પડી ગઈ કે બીજી થોડીક મિનીટમા મે બે નવા જોડી કર

વવાનો ઓર્ડર મૂકી દીધો. એથી તો ઊલટી આપત્તિ વધી. આ જોડીઓ પહેલા કરતાંય વધારે સારી રીતે ચાલી. હું લગભગ બે વર્ષ સુધી તેની દુકાને જઇ શક્યો નહિ.

હું ગયો ત્યારે તેની દુકાન જોઇને અજાયબી થઇ. એક ભાગ ઉપર એક પાટિયું લગાવવામાં આવ્યું હતું ને તેના ઉપર "શૂઝ શૉપ" લખવામાં આવ્યું હતું. બૂટની થોડીક જોડીઓને બદલે થોક-બંધ બૂટની પેકટબંધ જોડીઓ નજરે આવતી હતી. બીજા સાંકડા ભાગમાં અમલો બેઠો બેઠો બૂટ સીવતો હતો. તેના મુખની કરચલીઓ ગાઢ બની હતી. આંખ ઉપર દોરીથી બાંધેલાં જતાં ચશ્માં હતાં. ચશ્માં વધની તેની નજર મારા ઉપર પડી.

"કોણ......બચુભાઈ, નહિ?"

"હા! અમલા! તારા બૂટ તો ભારે સરસ, એટલો લાંબો વખત ચાલ્યા, હું કરું શું? અને હજીય તે જોને!" મેં મારો પગ લંબાવ્યો. તેણે મારા પગ તરફ નજર કરી.

"હા! પરન્તુ લોકોને સારા બૂટ પસંદ આવતા હોય તેમ લાગતું નથી."

તેની ઠપકાભરી આંખોથી દૂર રહેવા મેં ઉતાવળે ટીકા કરી; "પરન્તુ તમારી દુકાનમાં આવો ફેરફાર કેમ થયો?"

તેણે શાંતિથી ઉત્તર આપ્યો. "ખર્ચ ભારે પડતું હતું એટલે એક ભાગ કાઢી નાંખ્યો. તમારે નવા બૂટ બનાવવાના છે?"

મારે એક જોડી જોઇતી હતી, તેને બદલે બે બનાવવાનું કહી હું વિદાય થયો. તેની સામે થઇ રહેલા કાવત્રામાં મારે સામેલ થવું નહોતું. થોડાક માસ પછી તેની દુકાન આગળ જતાં મેં તપાસ કરી. તેનો મોટાભાઈ દુકાનમાં બેઠેલો લાગ્યો.

"કેમ દોસ્ત! અમલો ક્યાં?"

તે મારી નજીક આવ્યો. તે પોતેજ અમલો હતો. ધીમે રહીને તે બોલ્યો. "ભાઈ! મરી ગયા."

અમલો આટલો બધો વિવર્ણ, નિસ્તેજ બની ગયો હતો, તેનો મને ખ્યાલ જ નહોતો. વૃદ્ધાવસ્થામાં તેણે આટલો જલ્દી પગ માંડ્યો હશે, તેની મને કલ્પના નહોતી. દુઃખી થઇને સમભાવપૂર્વક મેં કહ્યું: "એમ? ખોટું થયું!" "હા," તેના અવાજમાં શોક હતો; "તેનો હાથ સરસ હતો. તેનો સાંધો અજોડ ગણાતો. પરન્તુ તે તો ગયો; હવે શું થાય?" તેણે માથાનાં પળિયાં ઉપર હાથ મૂક્યો—જાણે ભાઇના મૃત્યુનું કારણ જણાવતો હોય તેમ બોલ્યોઃ "દુકાન ગુમાવવી તે જોઇ શકત નહિ. તમારે બૂટ કરાવવા છે?"

મારે જરૂર નહોતી, છતાં મેં એક જોડી કરાવી લીધી. બૂટ બનાવતાં વાર લાગી, પરન્તુ ખૂબ સરસ થઇને આવ્યા હતા.

અને પછી તરત હું ધંધાર્થે મુંબાઇ ગયો. એક વર્ષ પછી હું આવ્યો કે તુરત અમલાની દુકાને હું ગયો. ગયો ત્યારે સાઠ વર્ષનો એ લાગતો હતો, હવે જાણે પંચોતેરમું વર્ષ ચાલતું હોય એટલો દુર્બળ, ફિક્કો ને નંખાઇ ગયેલો લાગતો હતો. તેના હાથની ચામડી નીચે લટકતી હતી. ચશ્માંનો કાચ તૂટી ગયેલો હતો. મુશ્કેલીઓ તે મને ઓળખી શક્યો.

"અમલા! આ તારા બૂટ તો જો! આખું વર્ષ મેં મુંબાઇમાં એજ પહેર્યા, છતાંય હજી જાણે ગઇ કાલે લીધા હોય તેમ લાગે છે!"

તેણે ધારીધારીને મારા બૂટ સામે જોયું. તેનો ચ્હેરો સ્થિર બન્યો. તેણે પોતાનો હાથ મારા પગ ઉપર મૂક્યોઃ "બરોબર આવી રહ્યા'તા ખરા? ડંખ્યા નહોતા ને?"

મેં તે વિશે ખાત્રી આપી.

"ત્યારે બીજા બૂટ જોઇએ છે? હું જલ્દીથી બનાવી આપીશ."

"મારે ખૂબ બૂટ જોઇએ છે, પાંચ છ જોડી."

"હું તમને મારી નવી કારીગીરી બતાવીશ. તમે ખુશ થઇ જશો;" તેણે ધીમેથી મારો પગ આંકવા શરૂ કર્યો. કાગળ ઉપર દોરેલી લીટીઓ ગીચી નહોતી ગેરાય. તેનો હાથ કંપતો હતો.

"મારા મોટાભાઇ મરી ગયા તે વાત મેં તને કરી હતી?"

તેને આવી રીતે વાત કરતાં સાંભળતા દુ:ખ થતું હતું. હું તરત ત્યાંથી ઊઠ્યો.

એક સાંજે બૂટનું પારસલ આવી પહોંચ્યું. પાંચ જોડીઓ હારમાં ગોઠવી હું જોઇ રહ્યો. આકાર અને ઘાટમાં, ગુણવત્તામાં અને દેખાવમાં અત્યાર સુધી સર્વ બનાવટ કરતાં ઊંચી પંક્તિના હતા તે નિર્વિવાદ હતું. એક જોડીમાં તેનું બીલ હતું. રકમ પહેલાં જેટલીજ હતી પરન્તુ એક ફેરફારે મારૂં ધ્યાન ખેંચ્યું. પહેલાં ઉઘરાણી અઠવાડિયા પહેલાં કદી ન થતી; આ વખતે બીલમાં નાણાં તુરત ચૂકતે કરવા લખ્યું હતું. મેં તુરત ને તુરત નાણાં મોકલાવી દીધાં.

અઠવાડિયા પછી એ રસ્તેથી જતાં અબલાને તેની નવી કારીગીરી માટે ધન્યવાદ આપવા જવાની ઇચ્છા થઇ આવી; પરન્તુ હું જ્યારે ત્યાં ગયો ત્યારે એક મોટી દુકાન હતી ને ત્યાં એક માણસ ગાદી તકીએ બેઠો હતો અંદર ઝાકઝમોળતી કબાટ ઉપર અનેક જોડા પડ્યાં હતાં.

મેં જરાક અચકતાં પૂછ્યું: "અબલાની દુકાન આ નહિ?"

"આતો નહિ સાહેબ! આ દુકાન નહિ પરન્તુ આપને જેવા જોઇએ તેવા બૂટ મળી શકશે. ઇંગ્લીશ જર્મન, જેવી જોઇએ તેવી બનાવટના."

"હા! પણ અબલાની દુકાન ક્યાં?"

"અમે આખી દુકાન ખરીદી લીધી, સાહેબ!"

"અબલો ક્યાં ગયો?" મેં તુરત જરાક ગભરાયેલા સ્વરે પૂછ્યું.

"અબલો? અબલો મરી ગયો."

"મારે માથે વીજળી પડી હોય, તેવી સનસનાટી મારા અંગમાં પ્રસરી ગઇ. "મરી ગયો? હજુતો ગયે અઠવાડિયે તો મને તેના તરફથી આ જોડી મળી છે."

"હશે! પરન્તુ શું કરે? લગભગ ભૂખ્યો રહેતો હતો. ક્યાંસુધી એ પ્રમાણે રહી શકે?"

"હું મૂઢ થઇ ગયો હતો."

"ભૂખને કારણે શરીરમાંથી શક્તિ ઘસાતી જાય! ને કામ કેવું કરતો હતો! ગમે તેમ થાય પરન્તુ બધું કામ હાથેજ કરે. બીજા કોઇને બૂટને અડકવા પણ ન દે. બૂટ તૈયાર કરતાં વખત ઘણો થાય એટલે લોકો બેસી પણ શાના રહે? બધા ગ્રાહકો એમને એમ ઓછા થઇ ગયા. એક વાત, સાહેબ! તમને કહું. તેના જેવા સુંદર બૂટ બનાવનાર અમદાવાદમાં કોઇ નહિ. પરન્તુ આતો હરીફાઇનો જમાનો. જાહેર-ખબર કરે નહિ, એટલે દુકાને પગ કોણ મૂકે? દુકાને આખો દિવસ બેસી રહે ને ચામડું ઘસ્યા કરે! આવા માણસનું બીજું થાય પણ શું?".

"પણ ભૂખે મરી ગયો?—"

"બીજું શું હોય? ગત દિવસ દુકાનમાં બૂટ ઉપર બેસી રહેતો. છેલ્લે છેલ્લે તો ખાવા જતાં પણ મેં તેને જોયો નથી. તેના ઘરમાં પાઇ નથી. જે કાંઇ બચાવેલું હતું તે ભાડામાં અને ચામડું લાવવામાં ચાલી ગયું. તે કેવી રીતે જીવતો હતો તેની ખબર નથી; પરન્તુ તે બૂટ સારા બનાવતો હતો તે વાત ચોક્કસ."

"હા!" મેં હળવા સ્વરે ઉત્તર આપ્યો. "તે સરસ બૂટ બનાવતો હતો."

❀ ❀ ❀

# ઉદ્યોગ-ધંધામાં પ્રગતિ-સાધનાનો માર્ગ

શીકાગોમાં એક કારખાનાદાર કંઇ કામ માટે ગાડીમાં બેસી ન્યૂયોર્ક જતો હતો. તે બહુ બોલકણો હતો. કંઇક બોલવાના ઉદ્દેશથી, પાસે બેઠેલા એક માણસને તેણે કહ્યું, "આજકાલ ઉદ્યોગવિશારદોની અને તજ્જ્ઞોની ગર્દી સર્વ સ્થળે થયેલી છે. વ્યાપાર-ઉદ્યોગમાં વૃદ્ધ થયેલાઓને પણ તેઓ નવી અક્કલ શીખવી જુએ છે; પણ મજા એ છે કે તેમણે પોતે કદી પણ ધંધો કર્યો હોતો નથી! તમને કેમ લાગે છે?"

તજ્જ્ઞો પરની તેની ટીકા લાંબા વખત સુધી સાંભળી રહ્યા પછી પડોશીએ હળવે રહીને ઉત્તર આપ્યો, "તમારો મત ખૂબ વિચારણીય લાગે છે કારણકે હું પોતે જ મારી જાતને એવા તજ્જ્ઞો પૈકી એક કહેવરાવું છું. અનાયાસે જ પરીક્ષાની તક આવી પહોંચી છે, એ ઠીક થયું. હવે માત્ર એટલું કરો કે, તમારો ધંધો કયો તે ફક્ત મને કહો અને દશ મિનિટની અંદર હું તમને એવી અજબ અને અશ્રુત-પૂર્વ વાતો કહીશ કે તેથી તમને ધંધાની દૃષ્ટિએ ફાયદો થશે. મારી વાત તમને ગમે તો મને આજ સાંજનું વાળુ આપના ખર્ચે આપજો અને ન ગમે તો હું આપીશ. ચાલો શરત લગાવો!"

કારખાનદારે આ વાત કબુલ કરી અને પોતાનો ધંધો બાબાગાડી બનાવવાનો છે એમ જણાવ્યું. 'મેં હમણાંજ એક હજાર ગાડીઓ બનાવીને વેચી છે' એવી પણ બડાશ તેણે હાંકી. પેલા તજ્જ્ઞે ચાર-પાંચજ મિનિટ વિચાર કરીને નીચેનું ભાષણ કર્યું: "આપની સર્વ ગાડીઓના ધરાક પુરૂષ નહી પણ સ્ત્રીઓજ છે એનો તમે કદિ પણ વિચાર કર્યો નથી. તમે એક પણ સ્ત્રીને, અરે તમારી પોતાની પત્નીને પણ, કેવી ગાડી તેને જોઇએ છે એમ પૂછ્યું નથી અથવા તેવી કલ્પના પણ તમારા મગજમાં આવી નથી એવી મારી ખાત્રી છે! હું ખાત્રીપૂર્વક કહું છું કે તમારી બાબાગાડીને એક પણ ખીસું નથી કે હાથરૂમાલ અથવા દૂધની બાટલી મુકવા માટે તેમાં જુદી જગા નથી. તેજ પ્રમાણે ગાડીમાં બેસનાર બાળકનું ધ્યાન ખેંચે એવી કંઇ પણ વસ્તુ આગળની બાજુએ મૂકવામાં આવી નથી, ખરૂં ને? મારી ચોક્કસ ખાત્રી છે કે ગાડી જે રીતે બનાવવામાં અને ચલાવવામાં આવે છે તે રીત પણ ઘણીક સ્ત્રીઓને ના પસંદ છે કારણકે સોમાંથી એક પણ સ્ત્રીનું મગજ યાંત્રિક કામમાં ભાગ્યેજ ચાલે છે. તમારો ધંધો આરંભથી અંત સુધી પુરૂષીય વલણનો છે એ સ્પષ્ટ છે. ઘણે ભાગે તમારે મુખ્ય માલ વેચનાર અને જાહેરાત-લેખક સુદ્ધાં અવિવાહિત, બૈરાં છોકરાં વગરનાં જોઇએ છે. આમ હોવાં છતાં પોતાના ઘરાકો આટલો ત્રાસ કેમ આપે છે એ વિષે તમને આશ્ચર્ય થાય છે?"

કારખાનાદાર ક્ષણભર સાવ મુંગો બની ગયો-હાર્યો; પણ તરતજ જાગૃત થઈ બોલ્યો: "ચાલો આપણે જમવાના ડબ્બામાં જઈએ. આપણે ત્યાંજ વાત કરીશું. તમે તજ્જ્ઞ લોકો હમેશાં કહો છો તે એજ બાહ્ય મન અથવા દૃષ્ટિકોણ હોય તો તેને ભવિષ્યની અચૂક નિશાનીજ કહેવી જોઈએ."

આ વાત સાચી છે અને તેનાંજ પ્રતિબિંબો સ્થળેસ્થળે નજરે પડશે. "આ ધંધામાં અમારી પેઢીઓ ગઈ છે. બહારનો માણસ અમને શું શિખ-વવાનો હતો?" એવી ડંફાસ મારવાનું આજ ચાલે તેમ નથી. પ્રત્યેક ધંધામાં વિશિષ્ટ રીતે સમજવાની બાબતો સાવ થોડી છે અને સર્વસામાન્ય ઘણી છે આ માટે વ્યાપારી, કારખાનાદાર અને વ્યાપાર-ઉદ્યોગના ચાલકોએ બહારના તજ્જ્ઞ માણસોની સલાહ લેવામાં બીલકુલ સંકોચ કરવો જોઈએ નહી. જન્મભર એક ધંધામાં માખની જેમ ગુંથાઈ રહેનારને ધંધા-

માંની તદ્દન બારીક બાબતોનું જ મહત્વ લાગે છે. પ્રાપ્ત પરિસ્થિતિમાંથી યોગ્ય રીતે માર્ગ કાઢવાનો પ્રયત્ન તે કરે છે ખરો પણ પરિસ્થિતિ બદલવાનું તેના મગજમાં કદિ પણ આવતું નથી. આ માટે જ બહારના માણસની જરૂર છે.

'અતિ પરિચિયાત્ અવજ્ઞા' એ કહેવત પ્રમાણે માણસ રોજ ને રોજ નજર સમક્ષ આવતી વસ્તુની ખરી કિંમત અથવા પરીક્ષા કરી શકતો નથી. બાપને પોતાના પુત્રમાં વિશેષ ગુણ દેખાતો નથી કે માતાને દિકરીમાં રહેલી વિશિષ્ટ શક્તિઓની પૂરતી માહિતી હોતી નથી એવું ઘણીવાર બને છે. ત્રાહિત માણસ આ બાબતોની પારખ કરે છે. ધંધાદારીઓ પોતાના કામ સાથે સતત સંબંધ ચાલુ રાખતા હોવાથી પણ આમ બને છે. બહાર પોતાના કામ વિષે શો મત છે એ જાણવાનો માર્ગ તેને નથી. આથી અંદરનાં માણસો બહાર અને બહારનાં અંદર જઈ શકે તેમ થવું જોઈએ. આમ થતાં જગતના બજારમાં જૂદા જૂદા ધંધાઓ વિષે શો મત છે એ જણાઈ આવવાથી ધંધાની પ્રગતિને મોટી મદદ મળશે.

પોતાનો ધંધો માત્ર ગુપ્ત રાખવાની પદ્ધતિ ઘણી જૂની છે. પિતા–પુત્ર, ગુરુ–શિષ્ય, માલીક–નોકર એવી પરંપરાથી ધંધો હાથોહાથ જાય છે પણ તેમાં શતકાનુશતક સુધારણા થતી નથી. ગુરુની વિદ્યા શીખવા માટે શિષ્યને અનેક વર્ષ સુધી ગુરુની શારીરિક સેવા કરવી પડે છે. આ કારણથી ધંધાઓ વિશિષ્ટ જાતિનીજ માલીકીના થઈ ગયા અને તેમાં નવીન શોધોનો ઉમેરો બીલકુલ થયો નહીં. આનું સાહજિક પરિણામ એ આવ્યું કે ધંધાઓને નુકશાન થવા લાગ્યું. અમેરિકામાં પહેલાં કરતાં અત્યારે કારખાનાંઓ મુક્તદ્વાર હોવાને કારણે નવીન માણસો અંદર આવવાથી અને અંદરનાં બહાર જવાથી રાષ્ટ્રીય હુન્નરઉદ્યોગોની અપરંપાર ઉન્નતિ થઈ શકી. ચાર ભીંતની પેલી બાજુ નહીં પહોંચનારી સંકુચિત દૃષ્ટિનો ધંધાદારીઓએ ત્યાગ કરવાથી તેઓ વ્યાપક દૃષ્ટિના તજ્જ્ઞોનો લાભ મેળવી શક્યા અને તેને લીધે તજ્જ્ઞોની માંગ વધવા લાગી અને વિવિધ ક્ષેત્રોમાં તેમની સંખ્યા વધવા લાગી. આપણી બાજુના બેચાર તજ્જ્ઞોની જેમ માખો મારીને વખત ગાળવાનું અથવા ભજતોજ કંઈક ઉદ્યોગ કરીને પેટ ભરવાનું કારણ તેમને માટે રહ્યું નથી.

વાસ્તવિક રીતે જોતાં, ધંધાઓમાં મોટી મોટી સુધારણા બહારથી જ થયેલી છે. અંદરનાં માણસો તો માત્ર પરસુરણ સુધારણા કરીનેજ થંભેલા છે. આ વાતનું પ્રત્યંતર સનાતની તથા નવમતવાદીઓની કૃતિઓમાં જણાઈ આવે છે. નવીન આવનારને માટે સર્વ નવીન હોય છે; તે કુદરતી રીતેજ સર્વ વ્યવહારનું અવલોકન કરે છે, તેમાંથી સારા–ખોટાનો વિવેક કરી પુનર્ઘટના આણવાનો યત્ન કરે છે, નવી નવી શોધો કરીને પ્રગતિ કરે છે; પણ તેના જુના સનાતની સહકારીઓ તેના 'નવમત'નો પ્રથમ તો જોરશોરથી વિરોધ કરે છે; તેમને સાહજિક રીતેજ એમ લાગે છે કે આપણે આટલાં વર્ષ આજ પરિસ્થિતિમાં કાઢયાં છતાં આપણને તો કંઈ ખામી જણાઈ નહીં; તો આ નવીન ડાહ્યો વળી કોણ?

આપણી તરફના સનાતની ધંધાઓમાં નવા વિચારનું સીંચન થઈને તેમની પ્રગતિ થયેલી નહીં હોવાને કારણે સુધારણાનો ઇતિહાસ આ દૃષ્ટિએ આપી શકાય એમ નથી. સારૂંય ભૌતિકશાસ્ત્રીય સંશોધન પાશ્ચાત્ય દેશોમાં થયેલું હોવાથી ત્યાંનાં ઉદાહરણો ઉપયોગી થાય તેમ છે. વિદ્યુતશાસ્ત્રમાં મોટી ક્રાન્તિ આણનારા મોર્સ, ફિલ્ડ, બેલ વિગેરે સંશોધકો વિજળીના ધંધામાં સાદા 'એપ્રેન્ટાઇસ' પણ નહોતાં. પણ આશ્ચર્યની વાત એ છે કે મોર્સ ચીતારો હોવા છતાં પણ તેણે તાર યંત્રની શોધ કરી; ફિલ્ડ વ્યાપારી હોવા છતાં તેણે સમુદ્રમાં વિજળીના તાર નાખવાની શોધ કરી, બેલ કેવળ વક્તા હોવા છતાં તેના હાથે ટેલીફોનની શોધ થઈ. પોલાદના ઉદ્યોગમાં મોટી ક્રાન્તિકારક શોધ કરનારો બેસમેર કંઈ તે ધંધામાંનો માણસ નહોતો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે નવીન શોધ કરી; પછી તેનો ઉપયોગ કોઈ કરે યા ન કરે! વૈદ્યકશાસ્ત્રના જંતુસિદ્ધાન્તમાં અજબ અને અત્યુપયોગી શોધો કરનાર પાશ્ચર ડોકટર નહોતો; પણ તેની નવી

દૃષ્ટિ આખાયે ડૉક્ટર વર્ગને ફાયદો કરનારી નીવડી. કોડેક કેમેરાની શોધ કરનાર એક બેન્કમાં સામાન્ય કારકુન હતો. કપાસના જીનનો કલ્પક વ્હીટને કાયદાનો અભ્યાસ કરનારો એક વિદ્યાર્થી હતો. જગતમાં સર્વથી મોટા પોલાદી કારખાનાદાર કાર્નેગીને કોઈપણ કારખાનામાં અનુભવ મળ્યો નહોતો. તે એ ધંધામાં પડ્યા પહેલાં રેલ્વેમાં એક અમલદાર તરીક કામ કરતો હતો. આવાં ઉદાહરણો કેટલાંયે આપી શકાય તેમ છે. સુધરેલાં રાષ્ટ્રોનો ઇતિહાસ જીવંત થએલો છે તે ઉપરથી આપણા ધંધાઓમાં કેટલાયે દાખલા દઈ શકાય તેમ છે. યુરોપનો નકશો બદલી દેનાર ક્રોમવેલ, નેપોલીયન અને ગેરીબાલ્ડી એ ત્રણે ત્રયસ્થ નહોતા શું? આજના હીટલર અને કમાલ પાશા પણ રાજકારણમાં નવી વ્યક્તિઓજ હતા; પણ તેમણે યુરોપના રાજકારણને જે નવીન વલણ અર્પ્યું છે તે મુત્સદ્દીગીરીમાં પેઢીઓ ગાળનાર એકાદ લોર્ડ અર્પી શકે શું?

આપણા દેશમાં પણ એવાં કેટલાંક ઉદાહરણો મળશે. બેલગામમાં સાયકલની દુકાન ચલાવનાર લક્ષ્મણરાવ કિર્લોસ્કરે કદિ હેન્ડલ હાથમાં પકડ્યું હતું કે? આમાં મુખ્ય મુદ્દો એ છે કે બહારના શોધક માણસની મદદ કોઈપણ કામમાં હિતાવહ કરે છે. એકાદ સંસ્થામાં અનેક વિદ્વાન અને વિચારક માણસો હોવા છતાં તે સંસ્થામાં અવ્યવસ્થા હોય છે અને તેની પ્રગતિ અટકી જાય છે એટલું જ નહિ પણ તે નામશેષ થઈ જશે કે શું, એવી બીતિ તેના હિતચિન્તકોને લાગે છે. આવે વખતે બહારનો તજ્જ્ઞ વિદ્વાન માણસ ખૂબ ઉપયોગી થઈ પડે છે. તે સર્વ બાજુથી બારીકીથી અને નિર્વિકાર મનથી તપાસ કરીને કંઈક સુધારણા સૂચવે છે અને તે અમલમાં આણતાં સંસ્થા ફરી વાર પ્રગતિને પંથે વળે છે. ઘણી વાર સંસ્થામાંનાં માણસોને પોતાની નજરે દોષ દેખાતો હોવા છતાં તેઓ પોતે તે કાઢી શકતાં નથી. એ વખતે 'કાન વીંધવા' માટે 'બહારનો સોની' જ બોલાવવો પડે છે. કેટલાક માણસોની દૃષ્ટિ કેવળ એકાંગી જ બનેલી હોઈ તેમને ત્રયસ્થની દૃષ્ટિ કદિ આવી શકતી નથી. આવી દૃષ્ટિ પ્રાપ્ત થાય તે માટે અમેરિકાનો જગવિખ્યાત કોટ્યાધીશ રોકફેલર પોતાના ધંધાની સર્વ વ્યવસ્થા બહાર રહીને જુએ છે. કાર્નેગી પિટર્સબર્ગમાં ક્વચિત્ રહે છે ત્યારે રોકફેલર પોતાની તેલની ખાણો પર ભાગ્યે જ જોવામાં આવતો નથી. આથી ધંધામાંની ઝીણીઝીણી-તજ્જ્ઞરી બાબતોથી તેનું મગજ ન ભરાઈ જતાં, રાષ્ટ્રીય દૃષ્ટિએ વ્યાપક વિચાર તે કરી શકે છે. પણ પ્રત્યેક કારખાનાદાર તે જગા પર હાજર ન રહીને ધંધો ચલાવી શકે એવું હોતું નથી. ઘણી વાર કારખાનામાં શક્ય તેટલો વધુ વખત ગાળવાની જરૂર પડે છે, આવી પરિસ્થિતિમાં બહારથી તજ્જ્ઞ-પછી તે એકાદ એન્જીનીયર, વર્તમાનપત્રકાર કે કુશળ વ્યાપારી હોય, કિંવા કુશળ બુદ્ધિનો સંશોધક હોય-બોલાવીને તેની કને સર્વ કારભારનું અવલોકન કરાવવામાં આવે અને તેની સૂચનાઓ અમલમાં મૂકી જોવામાં આવે તો સારૂં.

આ પ્રકારના તજ્જ્ઞ માણસો આપણી બાજુ મળવા કેટલીક વાર કઠણ હોય છે. ઉપરાંત, આ તજ્જ્ઞોના કેટલાક તરંગો પણ સહન કરવા પડે છે; તથાપિ તેમના અવલોકનનો કંઈક ફાયદો હોય છેજ. બહારના જૂદા જૂદા ધંધામાંનાં માણસો પણ સહજ રીતે જ સૂચનાઓ કરે છે તે પૈકી કેટલીક ખૂબ વિચાર કરવા લાયક હોય છે. લોકોની સગવડ-અગવડનો ખ્યાલ આવી સૂચનાઓદ્વારા જ આવી શકે છે. લોકમન કયા પ્રકારનો છે એ બરાબર સમજવાથી અને તે પ્રમાણે કાર્ય કરવાથી ધંધામાં કેટલો ફાયદો થાય છે, એ વાતનાં સંખ્યાબંધ ઉદાહરણો આપી શકાય તેમ છે. બ્રિટીશ વ્યાપારીઓ કરતાં જર્મન અને જાપાની વ્યાપારીઓને લોકમનની ઘણીજ પરવા હોય છે અને તેથી તેમનો માલ વધારે ખપે છે. અગાઉ બ્રાઝીલ દેશમાં જે બ્રિટીશ સોયો જતી અને વેચાતી તે કાળા કાગળમાં વીંટાળવામાં આવતી હતી. બ્રાઝીલીઅનોને કાળા રંગ સામે ખૂબ જ તિરસ્કાર છે, એ વાત સમજીને જર્મન કારખાનાદારો લાલ ચોળ કાગળમાં પોતાની સોયો પેક કરી બ્રાઝીલમાં વેચવા લાગ્યા. આથી લાખો ઘરોમાં તેમનીજ સોયો જવા લાગી; અને સાહજિક રીતે જ બ્રિટીશ સોયો બંધ થઈ. ચીનીઓ એટલા લોકોના પગ ચપટા છે એમ સાંભળીને એક

જર્મન ચમારે પોતાનો એક માણસ તે એટના લોકોના પગનું માપ લેવા માટે મોકલ્યો અને માપ પ્રમાણે 'સ્પેશીયલ ટ્રીનીડાડ બુટ' બનાવીને મોકલ્યા. બ્રિટીશ બુટ અંદરથી સપાટ નહીં હોવાને કારણે પગમાં વાગતા હતા, તેથી આ જર્મન બુટજ ટ્રીનીડાડમાં સર્વત્ર ખપવા લાગ્યા. બીજા એક બાહ્ય દૃષ્ટિના જર્મન વ્યાપારીને એમ માલુમ પડ્યું કે રશીયન સ્ત્રીઓ દર સાલ લાખો બ્રિટીશ હાથરૂમાલો ખરીદે છે. બારીક તપાસ કરતાં તેને એમ જણાયું કે રશીયન સ્ત્રીઓને એવા લાંબા હાથ રૂમાલ પસંદ પડતા નથી પણ તેમને ચોખંડા રૂમાલ જ વધુ ગમે છે પરન્તુ બજારમાં તે મળતા નહીં હોવાને કારણે તેમને લાંબા રૂમાલજ લેવા પડે છે. થયું! આ જર્મન વ્યાપારીએ અનેક ટન રૂમાલો જર્મનીમાંથી બનાવી મંગાવીને બ્રિટીશોના વ્યાપારને બેસાડી દીધો. આ બાહ્ય દૃષ્ટિનો ધંધામાં કેટલો ઉપયોગ છે તે આ ઉપરથી જણાઈ આવશે.

"બહારનાઓની જરૂર નથી; બહારનાઓ શું સમજે છે? અમે કરીએ છીએ તે કરતાં વધારે કોણ કરે તેમ છે? લોક મૂર્ખ છે; તેમને અમારી અને અમારા ધંધાની કિંમત સમજાતી નથી;" ઇત્યાદિ સંખ્યાબંધ ધંધાદારીઓને મોઢે સંભળાતાં વિધાનો અંકુચિત ક્ષેત્રમાં વિહરનારી વૃત્તિને કારણેજ બહાર પડે છે. બારીબારણાં બંધ રાખીને અજવાળું અટકાવવા જેવોજ આ પ્રકાર છે. અજવાળું જોઈતું હોય તો બારીબારણાં ખુલ્લાં જ રાખવાં જોઈએ. ચોરચખારનો ઉપદ્રવ ન થાય તે માટે બંદોબસ્ત રાખવા સામે બીલકુલ વાંધો નથી, પણ તેના ભયથી પોતે પોતાના ઘરમાંજ ભરાઈ બેસવું નહીં, એટલુંજ કહેવાનો આશય છે.



# હિંદનો સિમેન્ટનો ઉદ્યોગ



હિંદમાં સિમેન્ટ તૈયાર કરનારાં બાર કારખાનાં છે અને તૈયાર થતો પોર્ટલેન્ડ સિમેન્ટ દુનિયામાં એક નંબરનો ગણવામાં આવે છે. આ સિમેન્ટ ટકાઉ, મજબૂત અને સખ્ત છે. સારી જાતનો સિમેન્ટ કયો તે ઓળખવાની રીત અને બાંધકામની દૃષ્ટિએ તેનો ઉપયોગ જાણવાની ઘણી જરૂર છે.

## સિમેન્ટ તૈયાર કરવાની રીતો

સિમેન્ટ તૈયાર કરવામાં જે ચૂનાનો પત્થર વપરાય છે, તેનું રાસાયનિક રીતે પૃથક્કરણ કરતાં તેમાં સેંકડે ૩૦ થી ૪૦ ટકા માટી અને બાકીનો ભાગ પત્થરનો છે. જેમ જેમ પત્થરમાં માટીનું પ્રમાણ વધુ, તેમ તેમ તેમાંથી તૈયાર થનારો સિમેન્ટ સારી જાતનો તૈયાર થવાનો. ચૂનાના પત્થરના પ્રથમ ટુકડા કરી ભઠ્ઠીમાં સખ્ત અગ્નિ કરી તેમાં ભાંગવામાં આવે છે. ત્યારબાદ તેને દળી વસ્ત્રગાળ કરવામાં આવે છે. આ સિમેન્ટનો એક પ્રકાર. બીજો પ્રકાર એવો છે કે જ્યાં ચૂનાનો પત્થર નથી મળતો ત્યાં સામાન્ય પત્થરને પૂર્વ પ્રમાણે દળવામાં આવે છે અને તેમાં યોગ્ય પ્રમાણમાં માટી ભેળવવામાં આવે છે અને પછી તેના ગોળા તૈયાર કરી બરોબર સળગી જાય ત્યાંસુધી રાખી તેને ભાંગી નાખવામાં આવે છે. એ પછી તેને ફરી દળી વસ્ત્રગાળ કરવામાં આવે છે. આ પ્રમાણે તૈયાર થયેલો ભૂકો તે સિમેન્ટ.

કુદરતી ચૂનાના પત્થરમાંથી બનાવવામાં આવતા સિમેન્ટ કરતાં સામાન્ય પત્થર અને માટીના મિશ્રણથી તૈયાર કરવામાં આવતો સિમેન્ટ વધુ સારી

જાતનો થાય છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે પત્થર અને માટી મિશ્રણ કરવાનું કામ તૈયાર કરનારના હાથમાં રહેલું હોય છે, એટલે વૈજ્ઞાનિક રીતે તે પ્રમાણ બરોબર સાચવી શકે છે, જે કુદરતી ચૂનાના પત્થરમાં સાધી શકાતું નથી.

સિમેન્ટ કરવાની એક ત્રીજી અનોખી રીત છે. તેમાં પ્રથમ ચૂનાના પત્થરને ભાંગી તેનો ભૂકો કરી નાખવામાં આવે છે; પછી તેમાં ૧૦ થી ૧૫ ટકા સારી જાતની ચીકણી માટી મેળવી, પાણી નાખી સારી રીતે મસળવામાં આવે છે. પછી આ તૈયાર થયેલી લુગદીના ગોળા બનાવવામાં આવે છે અને ભઠ્ઠીમાં મૂકવામાં આવે છે; આ પ્રકારે તૈયાર થયેલા ગોળાઓને દળી નાખવામાં આવે છે; અને આ દળાયેલો ભૂકો તે ચોકખો સિમેન્ટ.

## સિમેન્ટની શ્રેષ્ઠતાની પરીક્ષા

સિમેન્ટ સારા પ્રકારનો તૈયાર થયો છે કે નહીં, તે જોવા અને જાણવાની ઇમારત કરનારાઓને ઘણીજ આવશ્યકતા રહે છે. સામાન્ય રીત તો એવી છે કે એક તગારામાં ત્રણ ભાગ સિમેન્ટ અને એક ભાગ પાણી નાખવામાં આવે; જો પાણી ચૂસાઈ જાય તો સમજવું કે સિમેંટ સારી જાતનો છે. પાણી નાખતી વેળા જો સિમેંટમાં ગરમી જણાય તો તે સિમેંટ તાજો અને સારી જાતનો છે, એમ જાણવું. આવી રીતે પાણી નાખેલા સિમેંટમાં થોડું વિશેષ પાણી ઉમેરી તેનો ગોળો તૈયાર કરવો, એ એવી રીતે કે જમીન પર મૂકતાં પ્રસરી ન જાય. થોડીવાર રાખી તેને જરા હાથથી ટીપી જોવો; જો સિમેંટ સારી જાતનો હશે તો તરતજ ઘટ્ટ થવા માંડશે. સામાન્ય રીતે તે ક્રિયાની મુદત પન્દર મિનીટ ગણાય છે; બરોબર ઘટ્ટ થતાં વીસ મિનીટ લાગે તોય તે ઉત્તમ પ્રકારનો છે, તેમ ગણવામાં વાંધો નથી. આના કરતાં જો વધુ વાર લાગે તો સમજવું કે સિમેંટ જૂનો છે, અથવા સારી જાતનો નથી.

જો સિમેંટ જૂનો હોય છે. તો તેમાં સિમેંટનાં ગાંગડા બાઝી ગયેલા હોય છે અને તેથીયે જૂનો હોય તો પત્થર જેવોજ થઈ ગયો હોય છે. કદાચ ગાંગડા ન પણ હોય; તેનાથી એ સિમેંટ તાજો છે, એમ દરેક કિસ્સામાં નથી હોતું. સિમેંટની સાચી પરીક્ષાજ એ છે કે-જો સિમેંટ તાજો હશે તો પાણી નાંખતાં ગરમ જણાશે, જ્યારે જૂનો હશે તો તેવું કશું નહીં જણાય.

## કોંક્રીટની કલ્પના નવી નથી

અત્યારે ઇમારતો તૈયાર કરવાના કામમાં વપરાતાં સાધનોમાં કોંક્રીટનો ઉપયોગ લગભગ મોખરે આવી ગયો છે. અત્યારનાં બાંધકામ વિષયમાં જે સુધારણાઓ થઈ રહેલી, તેમા કોંક્રીટનો ઉપયોગ લોકોને નવો જણાવવામા આવે છે, એમ સામાન્ય માનવું છે; પરંતુ કોંક્રીટ એ નવીજ વસ્તુ છે, એમ લોકો માની રહ્યાં છે, તે ભૂલભરેલું છે; કેમકે કોંક્રીટનો ઉપયોગ અતિ પુરાણા કાળથી જાણીતો છે એટલું ખરૂં કે કોંક્રીટ તૈયાર કરવામાં વપરાતા પદાર્થોમાં ભેદ છે. ઉદાહરણ તરીકે બે હજાર વર્ષ પૂર્વે રોમન લોકોએ કોંક્રીટનો પ્રયોગ કરી ઇમારતો બાંધેલી. તેના અવશેષો અત્યારે પણ માલુમ પડે છે. એ કોંક્રીટ આજના સિમેંટની માફક સિમેંટ, ખડી, ચૂના કે વેળુના મિશ્રણથી તૈયાર થયેલો નહોતાં; જ્વાળામુખી પર્વતમાંથી બહાર નીકળેલી રાખ અને ચૂનાના મિશ્રણમાંથી તૈયાર કરવામાં આવેલો હતો.

## સિમેન્ટની શોધ કરનાર

જોસેફ આસ્પદિન નામના એક અંગ્રેજે પ્રથમ ૧૮૨૪ માં સિમેન્ટ તૈયાર કર્યો. આ ગૃહસ્થે રોમન લોકોની માફક કુદરતી રાખ અને ચૂનાનો ઉપયોગ ન કરતાં મોટી મહેનતે જુદ જુદા પદાર્થોનું મિશ્રણ કરી કેટલાય પ્રયોગોને અંતે આ સિમેંટ પ્રસિદ્ધિમાં મૂક્યો. આ સિમેંટનું નામ તેણે "પોર્ટલેંડ સિમેંટ" રાખ્યું. તેમાં તેનો આશય એ હતો કે પોર્ટલેંડ ટાપૂમાંથી પત્થરો લાવી બાંધવામાં આવેલી ઇમારતોનો જેવો દેખાવ થતો હતો, તેવો દેખાવ આ સિમેંટથી બનાવવામાં આવેલી ઇમારતોનો થતો હતો.

આસ્પદિનના સિમેંટમાં અને પ્રાચીન રોમન સિમેંટમાં રાસાયનિક દૃષ્ટિએ મળતાપણું ખરૂં, છતાં

પણ તે પ્રાચીન મિશ્રણ કરતાં આ સિમેંટ ક્યાંય શ્રેષ્ઠ પ્રકારનો તૈયાર થયો.

## હિંદમાં પોર્ટલૅંડ સિમેંટ

હિંદમાં પોર્ટલૅંડ સિમેંટ પહેલવહેલો ૧૯૧૩માં તૈયાર કરવામાં આવ્યો. ત્યારથી માંડીને ધીમેધીમે પ્રગતિ થતાં અત્યારે સિમેંટના ધંધાનું સ્વરૂપ અત્યારના મોટા પાયા પર આવી ગયું છે. આ બઢતી થવાનું કારણ સિમેંટ એ ઉત્તમ પ્રકારનો પદાર્થ છે, તે છે. ચીકણો, ટકાઉ, સુન્દર, અગ્નિથી ન બળે તેવો અને વર્ષોના વર્ષો સુધી જરા પણ ફેર પડે નહીં તેવો હોવાને કારણે સિમેંટ ઇમારતો તૈયાર કરવાને માટે વપરાતા પદાર્થોમાં સૌથી શ્રેષ્ઠ નથી, એમ કહેવાને કોઇપણ તૈયાર નહીં થઇ શકે. સિમેન્ટના ઉપયોગનું ક્ષેત્ર પણ બહુ જ વિશાળ છે. આલીશાન ભવ્ય ઇમારતો, વાહનોની તડામારી જેના પર ચાલી રહી છે, એવા માઇલો અને માઇલોના વિસ્તારના રાજમાર્ગો, મોટાં મોટાં શહેરોને પાણી પૂરું પાડનારી મોટી મોટી ટાંકીઓ, મોટા મોટા પૂલો અને જબરી ગોદીઓ, ત્યાંથી માંડી એક સામાન્ય છત સુધી સિમેન્ટનો ઉપયોગ એક સરખો થઇ રહ્યો છે.

ઠીક છે, આટલો ઉપયોગી ભલે પણ, તે મેળવવામાં મોટો ખર્ચ હશે ! એ પણ નથી. કોંક્રીટ સોંઘાપણામાં પણ બીજા હરકોઈ ઇમારતી પદાર્થો કરતાં આગલો નંબર રાખ્યો છે. તેના ગુણ અને શ્રેષ્ઠતાની તુલનામાં તેનો ખર્ચ બહુજ જૂજ છે. સિમેંટ તૈયાર કરવાની સામગ્રીજ કુદરતે ઠેર ઠેર બહોળા પ્રમાણમાં પ્રથમથી જ તૈયાર કરી રાખી છે. કોંક્રીટ તૈયાર કરવામાં વપરાતી વેળુ અને કાંકરી બહુજ ઓછા ખર્ચે હરકોઇ સ્થળે મેળવી શકાય છે. સિમેંટનું જમાવ-કામ તૈયાર કરવાને માટે વપરાતાં ખોખાં-પાટિયાંનો એકવાર ઉપયોગ કર્યો એટલે નકામાં જતાં નથી; જ્યાંસુધી તે સડીને તૂટી ન જાય ત્યાંસુધી તેનો ઉપયોગ કરી શકાય છે, એટલે ખોખાં-પાટિયાં વગેરેનો ખર્ચ તો સપાટેજ વસૂલ થઇ જાય છે.

## કોંક્રીટ એસોસિએશનનું કાર્ય

કોંક્રીટ તૈયાર કરવાના કામમાં બહુજ ખબરદારી રાખવાની હોય છે. કોંક્રીટનો વધુમાં વધુ ઉપયોગ કેવી યુક્તિએ કરવો, તેની ખબરદારી રાખવી પડે છે. કોંક્રીટ કર્યા પછી તરતમાંજ વાપરી નાખવાનો હોય છે. આવી સ્થિતિ હોવાને કારણે જો જરા પણ બેદરકારી રખાય તો માલ નકામો જાય છે. આ વિષયને માટે મુંબઇમાં "કોંક્રીટ એસોશિએશન ઓફ ઇન્ડિઆ" નામની સંસ્થા ૧૯૨૭ માં ખૂલેલી. તે સસ્થા તરફથી કોંક્રીટનો ઉપયોગ વધુમાં વધુ થોડા સમયમાં કેવી યુક્તિથી કરવો તેની વારંવાર માહિતી પ્રસિદ્ધ કરવામાં આવે છે, અને લોકો સિમેન્ટનો કેમ વધારે પ્રમાણમાં ઉપયોગ કરે, તેવી જાતનું પણ પદ્ધતિસરનું પ્રચારકાર્ય થઈ રહ્યું છે. ઉપયોગમાં આવી શકે તેવાં જુદી જુદી માહિતી આપતાં ચોપડા-પત્રકો વગેરે આ સંસ્થાએ પ્રકાશિત કર્યાં છે.

## લોખંડી કોંક્રીટ

એ તો સ્પષ્ટ છે કે અત્યારે સિમેન્ટ કોંક્રીટનો ઇમારતો બનાવવામાં ભારે પ્રમાણમાં ઉપયોગ થઈ રહ્યો છે, આ સાધનમાં મજબૂતી અને સૌંદર્યનો મેળાપ રહેલો છે. ઇમારત કામના જાણકારોના મતે સિમેન્ટ કોંક્રીટ કરતાં લોખંડી કોંક્રીટ (લોઢાના સળિયાઓ ગૂથી ચઢાવવામાં આવતાં કોંક્રીટ)ની ઉપયોગિતા દિવસે દિવસે વધુ સ્વીકારાતી જાય છે; એટલુંજ નહીં પણ અત્યારે એનો વાપર સર્વમાન્ય થતો ચાલ્યો છે. એનું મહત્ત્વ નીચેનાં કારણોએ વિશેષ છે:

૧. વરસાદ, અગ્નિ કે વાવાઝોડાની જરા પણ અસર થતી નથી.

૨. લાકડાંઓનાં ચોકઠા પ્રમાણેજ કામ થતું હોવાથી ધાર્યો આકાર મેળવી શકાય છે અને તેથી કરીને કરકસરથી કામ થઈ શકે છે.

૩. મજબૂતીના પ્રમાણમાં ખર્ચ ઓછો થાય છે.

૪. જે સ્થળે જમાવટ કરવાની હોય ત્યાંજ ચોકઠાંઓમાં ઢાળવામાં આવતુ હોવાથી મજૂરી સારી બચી જાય છે; મોટા મોટા વજનદાર પત્થરો ઊંચકવા વગેરેનાં ખર્ચ અને મહેનત બચી જાય છે.

૫. અણુંજ કામ એકમેક અખંડ થાય છે; સાંધા-સાંધી આવતી નથી.

૬. બુદ્ધિપૂર્વક જે જાતના આકાર તૈયાર કરવાના હોય, તે માટેનાં ખોખાં-પાટિયાં તૈયાર થઇ ચૂક્યાં એટલે પછી સામાન્યમાં સામાન્ય મજૂર પણ બુદ્ધિ ચલાવ્યા વિના કોંક્રીટ ઢાળી શકે છે; મોટા મોટા કડિયા-કારીગરોની પણ તેમાં જરૂર રહેતી નથી.

૭. કામ ઘણુંજ સુંદર થાય છે.

૮. તૈયાર થયેલા કામમાં સિમેંટજ વપરાયેલો હોવાથી આરોગ્યની દૃષ્ટિએ પણ તેનાથી નુકશાન નથી.

૯. વારંવાર દુરસ્ત કરાવવાની ખટપટ નથી.

૧૦. ઇમારત જૂની થવાનો ભયજ રહેતો નથી; જેમ જૂની થાય તેમ મજબૂતી વધતી જાય છે.

લોખંડી કોંક્રીટ બોજો ઉઠાવવાની બાબતમાં અજોડ છે. જો તે બરાબર રીતે તૈયાર કરવામાં આવેલ હોય તો એક ચોરસ ઇંચમાં ૨૦૦૦ થી ૩૫૦૦ શેર વજન ઊંચકી શકે તેટલી શકિત ધરાવે છે, જ્યારે સાદું કોંક્રીટ ચીકટપણામાં બહુજ નબળું હોય છે અને ૧૫૦ કે ૨૦૦ શેર જેટલો બોજો એક ઇંચમાં ઉઠાવી શકે. પોલાદમાં એ શકિત એટલી બધી છે કે એક ચોરસ ઇંચમાં ૭૦,૦૦૦ શેર જેટલું વજન ઝીલી શકે છે. હવે ઇમારતો માત્ર પોલાદની કે લોખંડની બનાવવામાં આવે તો તેનો ખર્ચ અસાધારણ આવે અને કેટલાક પ્રસંગમાં તો લોખંડ વાપરી શકાય તેવી સ્થિતિજ નથી હોતી, કેમકે તેને કાટનો મોટો ભય રહે છે અને જુદી જુદી ઋતુઓમાં ઠારઠી-ગરમીનો ભય તો ઊભોજ રહે છે. કોંક્રીટમાં તો એ માંહેનો કોઇપણ ભય નથી રહેતો. લોખંડની મજબૂતી તાણ માટે અને કોંક્રીટની મજબૂતી દાબ માટે રહે, એ રીતે બન્નેના સંયુકત-પણાથી તૈયાર કરવામાં આવતું લોખંડ કોંક્રીટ બધા ભયમાંથી મુકત છે; વધુમાં લોખંડ અને સિમેંટને ગાઢ સગાઇ છેઃ સિમેંટમાં લોખંડ પર અનિષ્ટ અસર નથી થતી; ઊલટું કાટ ચઢવાનો જરા પણ ભય રહેતો નથી. આ બન્ને પદાર્થોના ગુણો પરસ્પર પોષક હોવાને લીધે કામની સગવડ અને મહત્તા ભારે રહેલી છે.



# ખેડૂતોનાં કરજનું નિવારણ



## લેન્ડ મોર્ટગેજ બેન્કો

હિન્દના ખેડુતોનાં દેવાંનો અંદાજ સ્થૂલપણે કાઢવામાં આવ્યો ત્યારે તે આંકડો ૮૦૦ કરોડ જેટલો મૂકવામાં આવ્યો હતો. આ કરજનો આંકડો અને તે પરનું વ્યાજ, એ બાબતો ધ્યાનમાં લેવામાં આવે તો માત્ર ઉપરટપકે વિચાર કરનાર અને વિશેષ ઊંડાણમાં ન ઉતરનાર માણસના હૃદયમાં પણ અનુકંપા પ્રકટ્યા સિવાય રહે નહીં. મનની આવી પરિસ્થિતિમાંથી જ, ઘણુંખરું કરજ કાયદાના બળથી અથવા જોહુકમીથી ભૂંસાવી દેવાની હીમાયતનો જન્મ થાય છે. અત્યારની સર્વ સમાજરચના બદલીને તેની જગાએ નવી રચના કરવાનો વિચાર કેટલાકો ચલાવે છે અને આ વિચાર કાર્યમાં ઉતરે તો, આમ પણ ન બને એવું નથી. પરન્તુ અત્યારે પ્રવર્તતી પરિસ્થિતિમાં તો, ખેડૂતોનું કરજ કેમ થાય છે, એનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર થવો જોઇએ અને આ કરજમાંથી તેઓ કેમ મુક્ત થાય, એનો પણ તેટલીજ શાસ્ત્રીશુદ્ધ દૃષ્ટિએ વિચાર થાય એ જરૂરી છે. આ પૈકી પહેલા પ્રશ્નનો વિચાર હાલ જવા દઇને ખેડુતોના કરજના નિવારણ માટે કાઢેલી લેન્ડ મોર્ટગેજ બેન્કોનાં વ્યવહારમાં આવેલાં કેટલાંક તત્ત્વોનો વિચાર કરીએ.

## દેવું કમી કેમ થાય ?

ખેડૂતોના માથા પર કરજના ડુંગર ખડકાયા છે, એ વાત સાચી છે. એ ડુંગર દૂર કરવાનો ઉપાય ફત્તેહમંદ થાય એમ કોણ નહીં ઇચ્છે ? પણ તે ડુંગર ઓછો થતો નથી અથવા પ્રતિદિન વધતોજ જાય છે એમ માલુમ પડતાં જે ઉપાયે આ ભાર હલકો થાય તેમ હોય, તે અમલમાં આણવાનું જરૂરી નથી શું ? 'દૂર કરું તો આખોયે ડુંગર, નહિ તો કંઇ નહિ' એવો મત કેવળ અવ્યવહારુતાનો દર્શક છે. એજ પ્રમાણે, 'નાના નાના ઉપાયોથી શું થશે ?' એમ હતાશ થઇને કંઇ ન કરનારી બુદ્ધિ પણ બહુ ઉપયોગની નથી. ડુંગર જેવો દેવાનો ભાર શક્ય તેટલા ઉપાયો વડે કમી કરવાનો પ્રયત્ન અવિરત કરવામાં જ લાભ છે, એમા શંકા નથી; કારણ જેટલા પ્રમાણમાં બોજો કમી થશે તેટલા પ્રમાણમાં ખેડૂતોને રાહત મળશેજ. બોજો કમી થવાનો સન્તોષ પણ કંઇ જેવો તેવો નથી. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તોમાં અને આપણા મુંબઇ ઇલાકામાં પણ હમણાં લેન્ડ મોર્ટગેજ બેન્કો કાઢવામાં આવે છે. તે સામે કરવામાં આવતી ટીકાઓ અને બેન્કોથી મળતો યત્કિંચિત્ સન્તોષ, ઉપર બતાવ્યું તે પ્રમાણે છે.

## જમીનની સુધારણા

ખેડૂતોના દરરોજના ખેતીના કામમાં પણ બીજા ધંધાઓ પ્રમાણે મુડી રોકવી પડે છે. લેન્ડ મોર્ટગેજ બેન્કોનો ઉદ્દેશ કામચલાઉ મુડી પૂરી પાડવાનો નથી. ખેતીના કામમાં જે ખર્ચ થાય છે તે, તે વર્ષના પાકમાંથી જ મળે એ યોગ્ય છે. ખેડૂતોની જરૂરીઆત એટલેથી પૂરી થતી નથી. હોંશીઆર ખેડૂત પોતાની જમીનની સુધારણા કરીને વધુમાં વધુ અને સુન્દર પાક ઉતારવાનો પ્રયત્ન કરતો રહે છે પણ આ પ્રમાણે વધારે પાક ઉતારવા માટે જમીનની સુધારણા કરવા માટે જે મુડીની જરૂર પડે, છે તે તો તે કેટલાંક વર્ષો પછી જ ફેડી શકે. આવી રીતે ખેતીની સુધારણા કરવા માટે લાંબી મુદતનું અને હલકા વ્યાજનું કરજ મળવાની સગવડ નથી. સહકારી મંડળીઓમાં ચાલુ ખર્ચ માટે જ પૈસા મળી શકે છે. તેમનો વ્યવહારજ ટુંકી મુદતનો હોવાથી લાંબી મુદતનું કરજ આપવાનું તેમને માટે અશક્ય બને છે. કોઇ પણ શાહુકાર લાંબી મુદતનું કરજ આપતો નથી, કારણ તે તેના ધંધાના તત્ત્વની વિરૂદ્ધ છે. આવી સ્થિતિમાં, જમીનની સુધારણા માટે ખેડૂતોને કરજ મળવાની વ્યવસ્થા થવી જોઇતી હતી. લેન્ડ મોર્ટગેજ બેન્કો આ પ્રકારનાં કરજ આપે છે અને તેમના ઉદ્દેશોમાં, આવી રીતે જમીન સુધારવા માટે નાણાં આપવાનો પણ એક ઉદ્દેશ છે. ઘણા લોકોને આ બાબતની ખબર હોતી નથી, તેથી તેનો પ્રથમ ઉલ્લેખ કર્યો છે.

## જુનું કરજ ફેડવું જોઇએ

જમીનની સુધારણા માટે લેન્ડ મોર્ટગેજ બેન્કો તરફથી કરજ આપવામાં આવે છે એ સાચું, પણ આ બેન્કોનો ખરો ઉપયોગ, ખેડૂતોનું જૂનું કરજ ફેડવામાં વિશેષ પ્રમાણમાં થાય, એવી યોજના છે. અનેક શાહૂકારો કરતાં એક શાહૂકાર સારો. તેજ પ્રમાણે એકાદ વ્યક્તિ શાહૂકાર હોય તે કરતાં એક સંસ્થા શાહૂકાર હોય તે સારૂં. અનુભવસિદ્ધ એવા આ વિધાનનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર નથી. આ બન્ને વસ્તુઓ જો સાધવી હોય તો લેન્ડ મોર્ટગેજ બેન્ક જેવી સંસ્થાઓ જ સ્થાપવાની જરૂર છે. સહકારી મંડળીઓનો આ કાર્યમાં ઉપયોગ નથી. વૈયક્તિક દૃષ્ટિએ કોઇ પણ શાહૂકાર આ કામ કરવા તૈયાર થાય નહિ તેમજ વ્યાપારી બેન્કો પણ એ કામ હાથ ધરે નહિ. આવી પરિસ્થિતિમાં હલકા વ્યાજના દરથી લાંબી મુદતનું કરજ આપનારી અને તે કરજ વડે પોતાના સર્વ–એક અથવા અનેક–શાહૂકારોનાં કરજ ફેડવા માટે ખેડૂતને સમર્થ કરનારી સસ્થાઓ તે લેન્ડ મોર્ટગેજ બેન્કો છે, એ સ્પષ્ટ છે. જૂનાં કરજ ફેડવા માટે લેન્ડ, મોર્ટગેજ બેન્કોનો આશ્રય લેવાનું યોગ્ય છે. તે ઉદ્દેશથીજ આ બેન્કો કાઢવામાં આવી છે પણ તેની સૌથી મોટી ખામી માત્ર એજ છે કે જમીનના માલીક હોય તેવા ખેડૂતોજ આનો લાભ લઇ શકે તેમ છે.

## વ્યાજનો માફક દર

કમી વ્યાજથી લાંબી મુદતનાં કરજ કોઇ એક વ્યક્તિને માટે આપવાનું શક્ય નથી. સંઘટિત મુડીવાળી

કંપનીઓ પણ આમ કરી શકે નહીં. વળી આ બાબતમાં પુષ્કળ ગુંચવણો તેમજ થોડું ઘણું સાહસ પણ છે. વળી કમી વ્યાજે આટલું મોટું કરજ લેવાની આંટ પણ કોની હોય? આવી સ્થિતિમાં સરકારે જ બજારમાં પોતાની આંટ પર કરજ કાઢવું જોઈએ અથવા એકાદ સંસ્થાના નામે પોતે હામી રહીને કરજ ઉભું કરવું જોઈએ. બજારમાં માત્ર સરકારની આંટજ આટલી સામર્થ્યવાન છે, એ વાત સાચી છે. આજ દૃષ્ટિએ મુંબઈ ઈલાકામાં સરકારે ધારાસભાની સલાહથી એક મધ્યવર્તી લેન્ડ મોર્ટગેજ બેન્ક અને તે બેન્કની હકુમત નીચે જૂદા જૂદા જીલ્લામાં તેર બેન્કો કાઢી છે અને આ મધ્યવર્તી બેન્કની મુડીની અને વ્યાજની સુરક્ષિતતા બાબત સરકારે હામીપણું પણ લીધું છે. આ હામીપણા સાથે સરકારનું નિયંત્રણ પણ છે જ. ખેડૂતોએ દશથી માંડી વીસ વર્ષના હપ્તાથી અપાયેલાં કરજો ફેડવાં અને તે કરજનું છ ટકા કરતાં વધુ વ્યાજ ન હોવું જોઈએ, એમ ઠરાવાયું હોવાથી, આ બેન્કો કનેથી ખેડૂતોને છ ટકાના વ્યાજથી લાંબી મુદ્દતનું કરજ મળે છે અને તે કરજ વડે તેઓ જૂનાં કરજ ફેડી શકે છે, નવી જમીન ખરીદી શકે છે અથવા પોતાની કને હોય તે જમીનની સુધારણા કરી શકે છે. એકજ શાહુકાર, અને તે પણ સંસ્થા હોય અને વ્યાજના દર તદ્દન ઓછા હોય એ આ બેન્કોનું મુખ્ય તત્ત્વ છે.

## મર્યાદિત કાર્યક્ષેત્ર

ખેડૂતોનાં કરજોની તપાસ કરતાં એવું માલુમ પડ્યું છે કે ખેડૂતોને ઓછામાં ઓછા ૯ ટકાથી ૪૦ ટકા સુધી વ્યાજ આપવું પડે છે. લેન્ડ મોર્ટગેજ બેન્કો કનેથી મળતું કરજ ઉપલા વ્યાજના દરની સરખામણીમાં કેટલું ફાયદાકારક છે એટલું જ નહીં પણ તે વ્યાજમાં જે ફરકની કસર રહે છે તેમાં સુદ્ધાં, લાંબી મુદ્દતના કામમાં આપોઆપજ કરજ ફીટે છે. આટલા ફાયદા સાથે જવાબદારી પણ છે. સરકાર જે પૈસા માટે હામીપણું લે ત્યાંથી અપાયેલા કરજને ભરપૂર તારણ જોઈએ. આ કારણને લીધે, ખેડૂતની જે જમીન ઘરાણે લેવામાં આવે છે તેની કિંમતના માત્ર પચાસ ટકા જેટલું કરજ આપવામાં આવે છે. એકાદ માણસને એક હજાર રૂપિયા જૂનું કરજ ફેડવા માટે જોઈતા હોય તો તેને બે હજાર રૂપિયાની જમીન આ બેન્કને ઘરાણે આપવી પડે છે. એટલુંજ બસ નથી. આ જમીનમાં થનારા ઉત્પન્નમાંથી, ખર્ચ બાદ કરતાં કરજનો જે હપ્તો ઠરેલો હોય તે આપવાની ખેડૂતની શક્તિ છે કે નહિ એ પણ જોવામાં આવે છે અને એવી રીતે પૈસા પાછા આપવાની શક્તિ હોય તોજ કરજ આપવામાં આવે છે. આજની પરિસ્થિતિ એવી છે કે, કેટલાક ખેડૂતોને તેમની જમીનના પ્રમાણમાં, ઘણું વધારે કરજ હોય છે. એ વાત જાણીતી છે. આવા ખેડૂતોને પોતાનું સર્વ કરજ ફેડવા માટે આ બેન્કોમાંથી કરજ મળે નહીં અથવા જેમને જમીન ન હોય, ઓછી જમીન હોય અથવા હપ્તા પ્રમાણે કરજ પાછું આપવાની શક્તિ ન હોય તેઓ આ બેન્કોનો ઉપયોગ કરી શકતા નથી. આવા લોકોને કોઈજ કરજ આપતું નથી એ પણ લક્ષમાં રાખવું જોઈએ. આ દૃષ્ટિએ લેન્ડ મોર્ટગેજ બેન્કોનું કાર્યક્ષેત્ર મર્યાદિત છે. ઉદ્યોગી, આબરૂદાર અને કરજ કરતાં બમણી કિંમતની જમીન ધરાવતા ખેડૂતો અત્યંત કમી વ્યાજથી કરજ મેળવીને શાહુકારોના કરજમાંથી મુક્ત થઈ શકે છે અને વીસ વર્ષમાં બેન્કનું કરજ પાછું આપી શકે છે, એટલો આ બેન્કોનો ફાયદો છે. આ ફાયદો પણ અત્યારની પરિસ્થિતિએ તો કિંમતી છે. આટલાથી જેમને સન્તોષ થાય તેમ નથી તેમની જરૂરીઆતો અને તેમની ફરીયાદો ઘણી મોટી છે અને તે દૂર કરવાના માર્ગ પણ જૂદા છે.

## જમીનની કિંમત

લેન્ડ મોર્ટગેજ બેન્કો કનેથી કરજ લેવા ઈચ્છનારા ખેડૂતોને, જમીનની કિંમત કેવી રીતે કરવામાં આવે છે, બાબતની માહિતી હોય એ જરૂરી છે; કારણ કે આ બાબતમાં પુષ્કળ ગેરસમજ થાય છે. જમીનની કિંમત ઠરાવવાનાં અનેક કોઠા છે. તે સર્વનો ઉપયોગ કરીને સરાસરી એ કિંમત કાઢવામાં આવે છે. જમીનનો જે સરકારી ધારો છે તે કરતાં પચાસ ગણી કિંમત કુવા અને પાણીનાં સાધન વગરની ગોરાડુ જમીનની અને બસો અથવા દોઢસો ગણી કિંમત નહેરોનાં અને કુવાનાં સાધનવાળી જમીનની આંકવામાં આવે છે. પાંચ વર્ષમાં થયેલા ખરીદ-

વેચાણની સરાસરી કાઢીને કિંમત કરવામાં આવે છે. જમીનના સર્વ ઉત્પન્નની પાંચ વર્ષની સરાસરી કાઢી તે પરથી વ્યાજના દરે કિંમત કરવામાં આવે છે. આ સિવાય, જમીન શહેરની નજીક છે કે કેમ, વગેરે બાબતોનો વિચાર કરીને પંચ તપાસ પણ કાઢવામાં આવે છે અને પછી આ સર્વ બાબતોનો વિચાર કરીને લેન્ડ મોર્ટગેજ બેન્કોના અધિકારીઓ કિંમત ઠરાવે છે. કરજ માગનારા ખેડુતોએ એ સર્વ મુદ્દાઓ લક્ષમાં રાખીને જ પોતાના મનમાં અંદાજ બાંધ્યો હોય તો તેઓને નિરાશા થાય નહીં.

## કરજ અને લવાદ

મુંબઇ ઇલાકામાં આ બેન્કો માટે જે કાયદો કરવામાં આવ્યો છે તેમાં, ખેડુતની વતી તેના શાહુકાર સાથે કાયદાથી તડજોડ કરવાનો અધિકાર બેન્કોને આપવામાં આવ્યો નથી; તો પણ પ્રત્યક્ષ કરજ આપતાં શાહુકાર સાથે ખેડુતની તડજોડ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ખેડુતોની અત્યારની દયાજનક સ્થિતિમાં રોકડા પૈસામાં, આપેલું કરજ પાછું વળતું હોય તો શાહુકારો આનંદથી છૂટ મૂકે છે. છૂટ મૂકવા જેવી સ્થિતિ પણ હોય છે. વ્યાજનો દર ભરપૂર હોય છે, અને મુદ્દલમાંનો ઘણોક ભાગ અપાઇ ગયેલો હોય છે. આ સિવાય બીજી કેટલીક બાબતો પણ હોય છે. આવી સ્થિતિમાં શાહુકારો લવાદ કરીને પ્રત્યક્ષ પોતે જ તડજોડ કરે તો તેમાં કંઇ આશ્ચર્ય નથી. બેન્કની પાસે બીજો પણ એક ઉપાય છે. શાહુકાર તડજોડ કરે નહી તો બેન્ક ખેડુતને બીલકુલ કરજ આપે નહીં. આથી શાહુકાર લાચાર બને છે. આવે વખતે કોઇ પણ પક્ષને અન્યાય ન થતાં, ખેડુતની બાજુએ જ નમતું માપ મૂકીને કરજની તડજોડ થવાથી સર્વને ફાયદો થાય છે. લેન્ડ મોર્ટગેજ બેન્કનો આ એક મોટો લાભ છે.

## ખેતી તરફ મુડીનો પ્રવાહ

હિન્દ ખેતીપ્રધાન દેશ છે, એમ આપણે કહીએ છીએ; પણ આ ધંધા તરફ દેશમાંની મુડીનો પ્રવાહ વળતોજ નથી. મર્યાદિત મુડીવાળી બેન્કોમાં લોકોના પૈસા રોકાય છે અને તેનો ઉપયોગ વ્યાપારઉદ્યોગમાં થાય છે. ખેતીના ઉદ્યોગમાં આવી રીતે મુડી રોકવાની વ્યવસ્થા હજી સુધી નહોતી. લેન્ડ મોર્ટગેજ બેન્કો નીકળવાથી અને તે પણ મર્યાદિત લીમીટેડ સ્વરૂપની અને તે ઉપરાંત, સરકારી સહકારી કાયદા નીચે નોંધાયેલી હોવાથી તેમાં હવે મુડી રોકવાની સુરક્ષિત સોઇ થઇ છે. આ સિવાય, મધ્યવર્તી બેન્ક સરકારી જામીનગીરીવાળા ડીબેન્ચર્સ કાઢે તેમાં પણ નાણાં રોકવામાં હરકત નથી. આ ડીબેન્ચર્સની મુડીની અને વ્યાજની જામીનગીરી સરકારે લીધી હોવાને લીધે તે સુરક્ષિત તો છે જ, પણ ગમે ત્યારે તે બજારમાં પણ વેચી શકાય છે. આ સર્વ બાબતોનો વિચાર કરીએ તો રાષ્ટ્રની મુડીનો પ્રવાહ હવે ખેતી તરફ મોટા પ્રમાણમાં વળે તો કંઇ હરકત નથી. આ બેન્કોની સ્થાપનાને લીધે ખેડુત ભાઇઓને સહાય આપવાનો એક નવો માર્ગ ખુલ્યો છે, એમ કહેવામાં હરકત નથી.

## લાભ જરૂર લેવો જોઇએ

ખેડુતોનાં જૂનાં કરજ દશ-વીશ વર્ષમાં ફેડવાની જે સગવડ આ બેન્કોએ કરી છે, તેનો લાભ ખેડુતોએ જરૂર લેવો જોઇએ. એકજ શાહુકાર અને તે પણ એક નિયમબદ્ધ સંસ્થા, વ્યાજનો દર માફકસર, કરજની તડજોડીની શક્યતા, કરજની લાંબી મુદત, વીસ વર્ષમાં વહેંચેલા હપ્તા; આટલી સગવડો એક સાથે હોવાથી આ બેંકોની કરજનિવારણની બાબતમાં ઉપયોગિતા નથી, એમ કહેવું એ ધૃષ્ટતા જ લેખાશે. આ બેન્કોના કરજના હપ્તા આપવાનું પથ્ય કડક છે. એના કરતાં, રાક્ષસી વ્યાજ લેનારો શાહુકાર સારો, એવી વિચારસરણિ માન્ય રાખવી તે આળસ, ઉદ્યોગહીનતા અને પૈસા લઇને પાછા આપવાની દાનતના અભાવનો પુરસ્કાર કરવા જેવું છે. કરજ લેતી વખતે નિયમો બરાબર સમજવા પણ એક વાર કબુલાત આપ્યા પછી તેને વળગી રહેવું જોઇએ.

એજ પ્રમાણે કેવળ સરકારનો પરોક્ષ સંબંધ છે, એ કારણે એ સાથે સંબંધ ન રાખવો, એમ કહેવું એ પણ ખેડુતોની હાલની સ્થિતિ જોતાં ઉચિત નથી. મુંબઇ ઇલાકામાં આ બેન્કો શરૂ થઇ છે અને તેમનું કાર્યક્ષેત્ર મર્યાદિત હોવા છતાં ખેડુતો તેમનો શક્ય તેટલો લાભ લે એ શ્રેયસ્કર છે.

❧ ❧ ❧

# વિધવાનાં આંસુ

* * *

[ એક સત્ય ઘટના ]

* *

[ લેખક :—મૈત્રક ]

તેટલા "મિનિમેક્ષ" તો છંટાઈ ચૂક્યા હતા પણ આગ કાબુમાં આવતી નહોતી. ઓરડાના એક બાજુનાં બન્ને પ્રવેશદ્વારો સળગતાં હતાં. બીજી બાજુનું બારણું આગ આગળ ફેલાય એ ડરથી ઉઘાડી શકાય એમ નહોતું એટલે અંદર વધુ માણસો પણ જઈ શકે એમ નહોતું. સેક્રેટરી સાહેબ ઊંચા નીચા થવા લાગ્યા. આગથી વધુ પ્રમાણમાં નુકસાન થશે એ બાબત એમને બહુ ડર નહોતો, કારણ કે મિલનો તથા બધા યંત્રો અને માલનો તો વીમો ઉતરાવેલો હતો, પરંતુ આગ તુરત ન ઓલવાય તો તેમને શેઠ તરફથી ઠપકો મળે, મિલ એકાદ દિવસ બંધ કરવી પડે એ ભારે ચિંતાનો વિષય હતો. આજુબાજુ ફરી એમણે કારીગરોનાં ભેગાં થયેલાં ટોળાં તરફ નજર ફેરવી ...... "અહિં શું જોવાનું છે? જાવ તમારા કામ પર લાગી જાવ! આગ બુઝાવવામાં કાંઈ મદદ કરતા નથી ને તમાશો જુઓ છો?" ટોળું એક બાજુથી ખસી બીજી બાજુ ગયું. એમાંથી એક બે સશક્ત અને ઉત્સાહી કારીગરો આગળ આવ્યા. "સાહેબ, કહો તો અંદર જાઉં, પણ બારણું તો સળગી ઊઠયું છે, અંદર ધુમાડાના ગોટામાં કશું જ સુજતું નથી. કહો તો આ કાચની બારી તોડીને અંદર કુદી પડું......" સેક્રેટરી સાહેબ ખુશ થયા. એમણે એની પીઠ થાબડી. "બરાબર છે! હિમ્મતલાલ! બારી તોડી નાંખો." હિમ્તલાલે દોટ મૂકી બારીને જોરથી ધક્કો માર્યો. બારીનો કાચ તૂટી અંદર પડ્યો. તૂટતાં તૂટતાં એક ધાર એના હાથમાં પેસી ગઇ તેથી જરા લોહી નીકળ્યું; એની જરાએ પરવા કર્યા વિના હિમ્મતલાલ અંદર કૂદ્યો. અંદર ધુમાડાને લીધે અકળામણ થાય એવું થઇ ગયુ હતું; જે કારીગરો સૂંઢો ચલાવતા હતા તે પણ થાકીને લોથ થઈ ગયા હતા. એણે એક જણના હાથમાંથી સૂંઢ લઈ લીધી ને એને બારી તરફ ધકેલ્યો. સળગતા બારણા પર, રૂના ઢગલા પર જ્યાં જ્યાં વધુ ભડકાઓ નીકળતા હતા ત્યાં એણે પાણીની ધાર ચલાવી. પાંચ સાત મીનીટ સુધી એણે આમથી તેમ ઘૂમી ચારે બાજુ પાણીની રેલમછેલ મચાવી. પોતાનાં કપડાં ન સળગી ઊઠે તેની સંભાળ લેતો, બીજાઓને મદદ કરતો હિમ્મતલાલ આગવાળા ઓરડામાં ફરી વળ્યો. ગરમ થઇ ગયેલા સાંચાઓમાંથી દઝાડે એવી વરાળ નીકળતી હતી, પગ નીચેની જમીન જોડાની આરપાર અંગારા જેટલી ગરમ લાગતી હતી, એના કપાળે ને લમણેથી પરસેવાના ઝરા નીતરતા હતા......દશ મીનીટ પછી મ્યુ. ના ફાયર બ્રીગેડવાળા આવી પહોંચ્યા. એમના વિપુલ સાધનોની સહાયથી થોડી મિનીટોમાં આગ કાબુમાં આવી ગઈ. કારીગરો પોત-પોતાના ખાતામાં ગયા. હિમ્મતલાલની આંગળી પર આયોડિન ચોપડવાની સૂચના આપી એને આરામ લેવાનું કહી સેક્રેટરી વિમા કંપનીને ખબર આપવા તારનું ફોર્મ લખવા ગયા. મિલનું વિરાટ કારખાનું જાણે કશું ન બન્યું હોય એમ પૂર્વવત્ ચાલવા લાગ્યું.

(૩)

હિમ્મતલાલ તે દિવસે ખાતાના ઉપરિ અધિકારીને કહી વહેલો ઘેર ગયો; આંગળી પર પાટો બાંધી તે સૂઈ રહ્યો. સાંજના એ ઊઠ્યો ત્યારે એને કાંઇક અકળામણ લાગવા માંડી, એ સમજ્યો કે થાકને લીધે હશે. એણે કશી દરકાર કરી નહિ. બીજે દિવસે એ ફરી મિલમાં ગયો, અર્ધાક દિવસ કામ કર્યું પણ એને ગોઠયું નહિ. બોઇલર ફીડર તરીકે એનું કામ બહુ મુશ્કેલ નહોતું, હાથ નીચેના આગવાળા, પાટીવાળા, તેલવાળા સૌ રોજના મહાવરાને લઇને ઘણુ ખરૂ પોતે જ કરી લેતા. કાંઇક બગડયું હોય તો જ જોવાનુ રહે. એંઇજનેર સાહેબને વાત કરી તે ઘેર ગયો. બેચાર દિવસ આમ ચાલ્યું. એ દરરોજ કામ પર આવે પણ એને શાંતિ મળે નહિ. એને સમજ પણ ન પડી કે શાથી એને અસુખ થાય છે. એ શું જાણે કે ધુમાડો શ્વાસમાં જવાથી એના ગળાને શ્વાસનળીને તથા ફેફસાંને અસર થઈ હશે? ત્રીજા દિવસે દાકતર પાસે ગયો ને દવા લીધી. દાક્તરે આશ્વાસન આપ્યું કે બેચાર દિવસમાં મટી જશે. હિમ્મતને થયું કે આવી નજીવી બાબતમાં શામાટે ઘેર રહેવું? નકામા દિવસના બે રૂપિઆ જાય. ચાર પાંચ દિવસ દવા કરાવી જ્યાં આરામ ન જણાયો એટલે એ ઘેર રહ્યો; હવે તો એને થોડી ખાંસી પણ આવતી હતી. જે દાક્તરની દવા એ લેતો હતો એનાથી કંટાળી એ બીજા દાક્તર પાસે ગયો. દાક્તરને

મિલમાં કામ કરતું હતું. નૌતમલાલ શેઠના ઘેર ગયો. એનો વિચાર શેઠને મળી એમના દિલમાં દયા પેદા કરવાનો હતો. નૌતમલાલ શેઠના બંગલે ગયો ત્યારે શેઠ ઘેર નહોતા. એ અર્ધો કલાક-બકાર બેસી રહ્યો. શેઠ આવ્યા પછી એણે ખબર મોકલાવી, પણ પોણા કલાક સુધી શેઠને એને મળવાની ફુરસદ નહોતી. જમી પરવારી શેઠે એને દિવાનખાનામાં બોલાવ્યો. કાંઈક મીઠાશથી તેના પર ઉપકાર કરતા હોય એ રીતે તેના સામે નજર નાખી. 'કેમ ભાઈ! કેમ આવ્યા છો?' નૌતમલાલના દિલમાં આશાનો સંચાર થયો, એને લાગ્યું કે શેઠ ગૃહસ્થ માણસ છે, સહૃદયી જણાય છે, મારી વાત જરૂર માનશે. એણે ગોખી રાખેલા શબ્દોમાં વાત કહી. હિમ્મતનું મોત મિલમાં થયેલી આગને લીધે થયું છે, હિમ્મતે બહાદુરીથી એ આગ ઓલવવામાં ભાગ લીધો હતો. એને લીધે જ એ માંદો પડ્યો હતો; વગેરે વાતો એણે શેઠને કહી. શેઠે મોં ઉપરનાં ભાવો જરાએ ફેરવ્યા વિના વાત સાંભળી લીધી ને એક જ વાક્યમાં એનો જવાબ વાળ્યો: 'તમે કહો છો એવી વાત મારા કાન પર આવી તો નથી, પણ હું તપાસ કરીશ. તમે એક દિવસ પછી મિલમાં મારા સેક્રેટરીને મળજો.'

(૬)

નૌતમલાલ બીજે દિવસે આશાભર્યો મિલના સેક્રેટરી પાસે ગયો. શેઠ સાથે થયેલી વાતની યાદ આપીને જવાબ માગ્યો. સેક્રેટરીએ એમને દમામથી જવાબ વાળ્યો: 'શું તમે મિલની આબરૂ લેવા માગો છો? તમારી વાત બિલકુલ ગલત છે. હિમ્મત તો આગના દિવસે મિલમાં હાજર પણ નહોતો. આવી બનાવટી વાત ઉપજાવતાં તમને શરમ નથી આવતી? મોટા પરોપકારી થઈને આવ્યા છો! આવા લોકો પર તહોમત મૂકવાના ધંધા છોડી કાંઈક રોજગાર કરો તોય તમારું ભલું થશે......' નૌતમલાલ તો સાંભળીને સડક જ થઈ ગયો. એને લાગ્યું કે એ વધુ કાંઈ બોલશે તો એનું અપમાન થઈ જશે, એટલે એણે તરત જ ચાલતી પકડી. એણે જોયું કે ત્રીકમલાલ બાજુના ઓરડામાં કાંઈક ચોપડો શોધવાનું બાનું કાઢી એની વાત સાંભળતો હતો. હતાશ થઈ એ મિલમાંથી ચાલી નીકળ્યો. એ પોતાના એક મિત્ર વકીલને જઈ મળ્યો ને એને બધી વાત કહી વકીલે પોતાની કુશાગ્ર બુદ્ધિથી તુરત જ પારખી લીધું કે આમાં કાંઈ મળતર તો છે નહિ. એણે નૌતમલાલને આ વાત મજૂરહિતૈષી એક જાહેર સંસ્થા પાસે લઈ જવા સૂચના આપી 'જો ભાઈ! આ તો કાયદાની વાત રહી. તું કહે છે એમ પણ ખરેખર બન્યું હોય; પરંતુ જ્યાંસુધી તારી પાસે એના પુરાવા ન હોય ત્યાંસુધી શું થાય? દુનિયા એમજ ચાલે છે. સાચો હોય તેજ જીતે, એવું કાંઈ થોડું જ છે! કોર્ટમાં તો જે પુરાવા રજુ કરી શકે તે ફાવે. તે છતાં તું પેલી મજૂર સંસ્થાવાળાઓને કહે; એ લોકો આવા કેસોમાં પોતાથી બનતું કરે છે. વળી મજૂરો પર એમની કાંઈક લાગવગ પણ ખરી, એટલે કોઈ સાક્ષી આપવા પણ આવશે. તેઓ કહે તો મિલ દયા ખાતર પણ કદાચ કાંઈક આપે......'

તિરસ્કાર અને ગુસ્સાથી ધુંધવાતો એ સંસ્થાના મંત્રી પાસે ગયો, માંડીને બધી વાત એમને સમજાવી તથા ગરીબ વિધવા તથા વૃદ્ધ માતા પર દયા લાવી ન્યાયને ખાતર આ કેસ લડવાની મદદ માગી. મંત્રી કેસ સાંભળી વિચારમાં પડ્યા. એમને લાગ્યું કે કાયદાની દૃષ્ટિએ કેસમાં ઘણી ઊણપો છે: મિલ અકસ્માત કબુલ રાખતી નથી, મરનાર તે દિવસે કામ પર પણ હાજર નહોતો એમ જણાવે છે, તેથી સાક્ષીઓ વિના લડવું મુશ્કેલ હતું. એમને ઘડીક એમ પણ લાગ્યું કે મિલ ખરેખર જો આવું કાંઈ બન્યું હોય તો શા માટે જવાબદારી સ્વીકારવાની ના પાડે? પરંતુ એમના અનુભવમાં બીજા પણ એવા કેસો હતા, જ્યાં મિલો એક કે બીજા કારણે પોતાની કાયદેસરની જવાબદારી-માંથી છટકી જવા છીંડાં શોધતી. વળી જે મિલમાં અકસ્માત થયો હતો તેણે અકસ્માતો માટે વીમો પણ ઉતરાવ્યો નહોતો, એટલે ૧૮૦૦–૨૦૦૦ રૂપિયા આપવાની જવાબદારીમાંથી છટકવાનો મિલ પ્રયત્ન કરે એ તેમને સાવ સ્વાભાવિક લાગ્યું.

સંસ્થાના મંત્રીએ એ મિલના કારીગરોને મળી ખાનગી તપાસ ચલાવી. કેટલાકે કાને હાથ દીધા

પરંતુ એ જ ખાતાના ચાર પાંચ કારીગરોએ અનિચ્છા-પૂર્વક જણાવ્યું કે વાત તદ્દન સાચી છે. બનાવ તેમણે નજરોનજર જોયો હતો. સેક્રેટરીએ જાતે હિંમતલાલને અંદર જવા કહ્યું હતું, એને હાથ પર વાગ્યું હતું, એ ધુમાડાથી ગુંગળાયો હતો; એ બધી વાત એમણે સત્ય હોવાનું જણાવ્યું. એક વૃદ્ધ કારી-ગરે સજળ નયને મંત્રીને કહ્યું: 'સાહેબ! શું કરીએ પેટના રોટલાની વાત છે. જો મિલ સામે જુબાની આપીએ તો બીજે દિવસે ઘેર બેસવાનો વારો આવે, ને આવા બારીક સમયમાં બીજે નોકરી પણ ક્યાં પડી છે? તમારાથી જેટલું થાય તેટલું કરો, પછી બિચારી વિધવાનાં જેવાં નસીબ.' કારીગરોની નૈતિક હિમ્મતની ઊણપ વિષે મંત્રી ગુસ્સે થયો. એમણે તેમને સમજાવવા, ઉશ્કેરવા અને પ્રેરણા આપવા પ્રયત્નો કર્યા; પણ બેકારીના ભીષણ હાકોનો સામનો કરવાની હિમ્મત એ તેમનામાં ન ઉત્પન્ન કરી શક્યો. છતાં કારીગરોએ જે લોકો અકસ્માત વખતે મિલમાં હતા પણ હાલ બીજે સ્થળે નોકરી કરતા હતા તેમનાં નામઠામ શોધી આપ્યાં, ઇજનેર ખાતાની કામગી-રીની આંટીઘુંટીઓ સમજાવી, અઠવાડિક રજાઓ અને ઓવર ટાઇમના ગોટાળા કેવી રીતે પકડાવા સંભવ છે તેની બારીક વિગતો આપી.

(૭)

મંત્રીએ અકસ્માતના કમિશ્નરની કોર્ટમાં નુકશાની-નો દાવો માંડ્યો. મરનારની વિધવા તથા માતાએ કોર્ટની અંદર અશ્રુભરી આંખે જ્યારે જુબાની આપી ત્યારે કોર્ટનું કડક અને નિરપેક્ષ વાતાવરણ પણ ગંભીર બન્યું. કેસની સંખ્યાબંધ મુદતો પડી, ત્રણ ચાર કારીગરોએ આવી હિંમતલાલને આગ હોલવવા જતા જોયાની જુબાની આપી. મિલના અધિકારીઓ અને કારીગરોએ એથી અવળી જુબાની આપી. મિલના અમલદારોની જુબાની સાંભળવા આવેલા સંખ્યાબંધ લોકો ગુસ્સાથી કંપી ઊઠ્યા. નૌતમલાલ માટે સંયમ જાળવવો અશક્ય થઈ પડ્યો, લાગણીવશ થઈ એ વારંવાર હાથની મુઠ્ઠીઓ વાળવા લાગ્યો ને મનમાં ને મનમાં કાંઈક બબડવા લાગ્યો. મંત્રીએ જુબાનીઓમાં મિલના દફતરોમાં થયેલી નોંધો, રજાઓ અને ઓવરટાઇમ સંબંધી મિલે કરેલા કારખાનાના કાયદાના ભંગો, વગેરે વિગતોની છણાવટ કરી. મિલના મેનેજરને કબુલ કરવું પડ્યું કે મિલે અવારનવાર અનેક વેળા અઠવાડિક રજાઓ અને કામના કલાકોની બાબતમાં કારખાનાના કાયદાનો ભંગ કર્યો છે, દાક્તરોની જુબાની ખૂબ ઝીણવટથી લેવામાં આવી. ફરી ફરીથી તેમની ઊલટ તપાસ થઈ. કેસ ૧૫ મુદતો ચાલ્યા પછી અંતે પૂરો થયો.

બન્ને પક્ષોએ દલીલો કરી. મંત્રીએ નામદાર કોર્ટ સમક્ષ કેસની વિગતો સમજાવતાં નાનકડું ભાષણ કરી પુરાવાઓ મળવાની મુશ્કેલી, મિલની ખફગી વહોરીને આશાઓ મેળવવાની અશક્યતા, તે છતાં મળી શકેલી સ્પષ્ટ વિગતો, મિલે કરેલા કાયદાભંગો, દફતરની ચોકખાઈ, દાક્તરની જુબાની, મિલે વીમો ન ઉતરાવ્યો હોવાથી ઊભી થતી વિશિષ્ટ પરિસ્થિતિ......આ બધી વિગતો કોર્ટને સમજાવી. મિલના વકીલે તેનો રદીઓ આપ્યો—આપવા પ્રયત્ન કર્યો. કેસ બનાવટી છે, ઉશ્કેરણીથી ઉપજાવી કાઢવામાં આવ્યો છે, સાથીઓની જુબાની તદ્દન અસત્ય છે, દાક્તરોની જુબાની ભરોસાપાત્ર નથી, મિલના દફતર વિષે શંકા લાવી શકાયજ નહિ વગેરે દલીલો કરી.

(૮)

આજે કેસનો ચુકાદો આવવાનો હતો. કોર્ટનો ઓરડો પ્રેક્ષકોથી ચીકાર હતો. મિલના અધિકારીઓ, કારકુનો, વકીલો, સૌ વખતસર હાજર થઈ ગયા હતા. એક ખૂણામાં સોડિયું વાળી આખું ઓઢી વિધવા સાસુ-વહુ બેઠાં હતાં. નૌતમલાલ ચેમ્બરના બારણા સામે નજર માંડી ઉત્સુક ચિત્તે જજ સાહેબના આવવાની રાહ જોતો હતો. અંતે નામદાર જજ ચેમ્બરમાંથી બહાર નીકળ્યા. એમણે કોર્ટ રૂમ તરફ નજર નાખી, અરજદાર વિધવાઓ પ્રત્યે દૃષ્ટિ ફેંકી; જાણે કંઇ લાગણીનો આવેગ રોકવાનો પ્રયત્ન કરતા હોય તેમ ખુરશી પર આઘા-પાછા થઇ એમણે સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો. દિવાલ સામે નજર રાખી ટુંકા, લાગણીવિહીન શબ્દે એમણે ચુકાદો આપ્યો: "અરજ-દારો કાયદેસર પોતાની અરજી સાબીત કરી શક્યા નથી; તેથી દાવો નામંજૂર કરવામાં આવે છે."

નૌતમલાલ શબ્દો સાંભળી અવાક્ થઇ ગયો, મંત્રી પણ દિલગીર થયા; પરંતુ એ ઓરડાના ખૂણામાં બેઠેલ બન્ને વિધવાઓ પર તો જાણે વજ્રાઘાત થયો. એમનું દુઃખ કોણ વર્ણવી શકે?

# ગૃહઉદ્યોગ અને ગામડાં

[ લેખક : શ્રી. જેઠાલાલ ત્રિવેદી ]

* *

હિંદુસ્તાનમાં વેપારઉદ્યોગની પ્રગતિ માટે જે પ્રયાસો આજસુધી થયા તે બધા એકપક્ષી હતા. એ પ્રયત્નોદ્વારા વેપારઉદ્યોગનાં કેન્દ્ર તરીકે મોટાં શહેરોનેજ દષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યાં હતાં, પણ સદ્‌ભાગ્યે હવે એ સ્થિતિ પલટાશે એમ લાગે છે. ગ્રામોદ્ધાર તરફ સૌનું લક્ષ ખેંચાયું છે ને પરિણામે ગામડાંના હુન્નરઉદ્યોગે પણ દેશહિતચિંતકોનું ધ્યાન ખેંચ્યું છે.

શરીરમાં જે મહત્ત્વ રક્ત અને સ્નાયુનું છે, તે સ્થાન હિંદમાં ગામડાંનું છે. એ ગામડાંના હુન્નરઉદ્યોગ તરફની બેદરકારીએ દેશને અસાધારણ ફટકો લગાવ્યો છે. કેટલાક એમ પણ માને છે કે માત્ર મંત્રવત્ યાંત્રિક કારખાનાં વધવાથી દેશનો ઉદ્યોગ વિકસિત થશે, પણ એ માન્યતા ભૂલભરેલી છે. એથી કોઈ વિકાસ થશે હોય તો તે એકદેશીય હોઇ, સમગ્ર શરીરને પક્ષાઘાત કરનાર છે. હિંદની કરોડોની વસ્તી ગામડાંમાં વસી છે. તેને કામકાજ વગરની બેકાર બેસી રહેવા દઈને થોડાક લાખ માણસોને કારખાનાંમાં વળગાડવાથી, હિંદનાં ગામડાંરૂપી રક્તમાં બેકારીનો સડો પેઠો અને રક્ત બગડતાં સમગ્ર શરીરની પાયમાલી થવા બેઠી છે.

ગૃહઉદ્યોગ એ આ બેકારીનો અચોટ ઉપાય છે, ખરી રીતે ગૃહઉદ્યોગનું મોટામાં મોટું ક્ષેત્ર ગામડાંજ છે. ગામડાંના આજે બેકાર પડેલા કરોડો હાથ પદ્ધતિપૂર્વક કામે લાગી જાય તો, સેંકડો ધમધોકાર ચાલતાં યાંત્રિક કારખાનાં કરતાં ઘણું સરસ કામ થવા લાગે. આજે આ પડેલા દેશને બેઠો કરવા માટે, મોટા કારખાનાના ઉદ્યોગ કરતા નાના નાના ગૃહઉદ્યોગોને સજીવન કરવાની વધુ આવશ્યકતા રહેલી છે. કરોડો સ્ત્રી, બાળકો અને વૃદ્ધોની નિરર્થક જતી કાર્યશક્તિને કોઇક વ્યવહારૂ યોજના દ્વારા કામે લગાડી શકાય તો દેશની આર્થિક સ્થિતિ આપોઆપ પલટાવા લાગે.

ગૃહઉદ્યોગ એ તો એક જાદુઈ ચીજ છે. દુનિયાભરના ઉદ્યોગોને જાપાન આજે હંફાવી રહ્યું છે, તે મોટે ભાગે તેના ગૃહઉદ્યોગોને આભારી છે. જાપાન ગૃહઉદ્યોગો દ્વારા એવી નાજુક, સુંદર અને સસ્તી ચીજો પેદા થાય છે, કે તે જોઇને આખી આલમ મોંમા કરડે છે. આથી હિંદમાં પણ જો ગૃહઉદ્યોગનો વિકાસ થાય તો સૌથી પ્રથમ ગામડાં ટટાર થાય ને દેશની નાડીમાં શુદ્ધ રક્ત વહેતું થાય.

મોટે ભાગે ગામડાં ઉપર-ગામડાંના મજુર, માલ અને ઉત્પન્ન ઉપર-નભી રહેલાં શહેરોની બહુ ચિંતા કરવા જેવી નથી. જો ગામડાં સજીવન થશે તો શહેરો એથી વધુ સમૃદ્ધ થશે. અલબત્ત, આજની પેઠે ગામડાંની સમૃદ્ધિ આંધળી રીતે તો શહેરમાં નહિજ જઇ શકે. પણ ગામડાંના ઉદ્યોગ સજીવન થતાં, શહેરોને વેપારઉદ્યોગનાં નવાંનવાં ક્ષેત્ર મળી આવશે, ગામડાંના પરદેશ માટેના પ્રતિનિધિ તરીકેનું કામ તેઓ સારી રીતે ને ગૌરવપૂર્વક કરી શકશે.

ચાલુ સાલે આપણા પ્રાંતમાં ને બીજે જ્યાં વરસાદની તાણ પડી છે, ત્યાં ગામડાંની સ્થિતિ અસહ્ય બની છે. ખેતીવાડી અને તેને લગતી સામાન્ય મજુરી સિવાય હંમેશને માટે ત્યાં બીજું કાંઈ કામજ રહ્યું નથી. જો ગામડાંમાં ગૃહઉદ્યોગ જીવતા હોત તો

આજે એ સ્થિતિ આટલી બધી અસહ્ય ન થઈ હોત. આજે ખેડૂતો લમણે હાથ દઈને બેઠા છે, ગામડાંની મોએ સો ટકા ખેડૂત જનતા બેકાર બની છે. કારણ ગૃહઉદ્યોગ તેમની પાસે રહ્યા નથી. આમ તો ખેડૂતો ચાર છ માસનો નવરાશનો વખત બગાડે છે, પણ આવાં ખરાબ વર્ષમાં તો એમના બારે માસ કામ વગર નકામા જાય છે,

આજે ગામડાંના અનેક ખેડૂતો નિરાશ વદને બોલે છે; "ભાઈ, શું કામ કરીએ? વરસાદ વગર જમીન નકામી થઇ એટલે ખેડૂત શું કરે? એને બીજું શું, આવડે?" એ સાંભળું છું ત્યારે અત્યંત દુઃખ થાય છે. અરે, 'ખેડુતને શું આવડે?' એ પ્રશ્ન દયાજનક નથી? એમને તથા એમનાં બાળકોને રોટલો રળી ખાવા જાણે આ વિશાળ ધરતીમાં કોઇ ઇલાજજ રહ્યો નથી; રહ્યો હોય તો તે જાણતા નથી, જાણતા હોય તો તે તેમને પ્રાપ્ય નથી. જો ગામડામાં જાપાનની પેઠે ગૃહઉદ્યોગ ચાલુ હોત; નાની નાની ચીજો, ચપ્પુ, સૂડી, કાતર, ટાંકણી, કાંસકા, બટનો, કેઇઓ વગેરે ચીજો ગામડાંનાં ઘરો બનાવી શકતાં હોત તો આજે ગામડાંના ખેડૂતોને આટલું કષ્ટ ન હોત અને સારાં વર્ષોમાં પણ તેઓ વરસાદના વખતનો સદુપયોગ કરી, પોતાનો ગુજારો કરવા ઉપરાંત રાષ્ટ્રની જરૂરીયાતો પૂરી પાડવામાં મદદગાર થઈ પડત, તેઓ માણસની પેઠે જીવી શકત ને રાષ્ટ્રની પરાધીનતાની જંજીરો જરા ઢીલી થાત.

યાંત્રિક યુગે ગૃહઉદ્યોગોને વિકસાવવા જોઇતા હતા. પણ તેની કેટલીક ખામીઓને લીધે, તેણે જે હતા તે ગૃહઉદ્યોગોનો પણ ધ્વંસ કર્યો. યંત્રે રેંટીઆ ભાંગ્યા, સાળ ભાંગી, ઘાણી ભાંગી, ઘંટી ભાંગી ને કોઇ કવિના શબ્દોમાં કહીએ તો કારીગરોના હાથ કાપી નાંખ્યા છે. નાનાં ગામોમાં પણ આજે યંત્રોના પ્રભાવે દળવાનું, પાણી ભરવાનું કે પોટકાં ઉપાડવાની મજુરી કરવાનું પણ રહ્યું નથી. ગામડાં દેશને મદદ કરી શકત તેને બદલે તેમની જાતને મદદ કરતાં પણ બંધ પડયાં. ગૃહઉદ્યોગને ભોગે યાંત્રિક ઉદ્યોગનો વિકાસ થયો એ વસ્તુજ આ દેશને શાપ સમાન થઈ પડી છે. હવે તે મોહ છોડી ગામડાંનાં ઘરોમાં નાનાં બાળકો ને સ્ત્રીઓ ચલાવી શકે તેવા ગૃહઉદ્યોગ, તેવાં નાનાં યંત્રો તથા સાધનોની યોજના કરવી પડશે. ગામડાંના લોકોને એની તાલીમ પણ આપવી પડશે.

આજની કેળવણીમાં વેડફાતી ઘણી શક્તિને આ ગૃહઉદ્યોગના શિક્ષણમાં યોજવી જોઇએ. વણાટ, રંગાટ, કાંતણ, અવનવાં રમકડાં, ઘરઘરના ઉપયોગની નાની નાની ચીજો બનાવવી વગેરેનું શિક્ષણ ગ્રામજનતાને મળવું જોઇએ. કેળવાયેલા બેકાર વર્ગે પણ આ ઉપયોગી દિશાએ વળવા તૈયાર થવા જેવું છે. ગામડાંની નકામી જતી મજુરી, ગામડાંની સસ્તી કાચી ચીજો ને સરળ સાધનો એ બધાનો લાભ ગામડાંમાંજ સવેળા લેવાવો જોઇએ.

શહેરોમાં આવા ગૃહઉદ્યોગ ગામડાંના જેટલા સફળ ન થાય. શહેરની સંકડાશ, મોંઘવારી અને બીજી અનેક પ્રવૃત્તિઓમાં વ્યાપક ગૃહઉદ્યોગને ન જેવું સ્થાન છે, કદાચ આજે શહેરને તો એની આવશ્યકતા ન પણ સમજાય. આથી ઉલટું, ગામડાં માટે તો આ ઉદ્યોગો પ્રાણ સમાન છે.

ગામડાંની જનતા આજે નાસીપાસ થઇને કે મોહવશ બની શહેરો ભણી દોડી રહી છે ને ગામડાં ભાંગી રહ્યાં છે. રોજરોજ મીલો ને કારખાનાંનાં ભૂંગળાંના ધુમાડા હિંદના ગ્રામ–આકાશને કાલિમાથી છાઈ રહ્યા છે અને દેશની સાચી ઉત્પાદકશક્તિ ઘટતી જાય છે. ખેતીવાડીનો તથા ગ્રામ–વસવાટનો લોકોને અણગમો આવવા લાગ્યો છે. આ સ્થિતિ પલટાવવા બનતી તાકીદે ગૃહઉદ્યોગને વિકસાવવાની જરૂર છે.

મોટા ઉદ્યોગો તો ચાલુ રહેશેજ. પણ તે છતાંય નાના ઉદ્યોગો વધુ મહત્વના છે. એ નાના ઉદ્યોગોજ કરોડોના સાચા પોષક છે. નાના નાના ગૃહઉદ્યોગોમાં રહેલી અજબ શક્તિ તેના પ્રત્યક્ષ અનુભવ વગર સમજાય તેવી નથી. હિંદને એ અનુભવ થતાં એને સોનું નવજીવન મળશે, આર્થિક મુક્તિ મળશે અને પ્રજાની સ્વાધીનતાની ભાવના વસંતના પ્રફુલ્લિત પુષ્પ પેઠે મ્હેકી રહેશે.

# વનસ્પતિના ઘીનો ઉદ્યોગ



ખાવાના ઉપયોગમાં લાવી શકાય તેવાં બીયાં, કંદ અને ફૂલો ઉત્પન્ન કરનારા દેશોમાં હિંદુસ્તાન સૌથી મોટામાં મોટા દેશ છે. લાખો ટન ખાવા લાયક તેલ હિંદમાં ઉત્પન્ન થાય છે અને તેને શુદ્ધ કર્યા વિના, તેની ગંધ દૂર કર્યા વિના, તેનો રંગ કાઢ્યા વિના, અને મેલ કાઢ્યા વિના મોટા પાયા પર હિંદમાં તેનું વેચાણ થઇ રહ્યું છે.

હિંદમાંજ દર મહિને લાખો ટન તેલ રસોઈના કામમાં વપરાઇ રહ્યું છે અને કેટલીક વાર તો હિંદવાસીઓ ભેળસેળ વિનાનું ચોકખું તેલ મેળવી શકતાજ નથી. આશ્ચર્યની વાત એ છે કે તેલની ગંધ દૂર કરી એના રંગને કાઢી નાખી સ્વચ્છ કરી ખાવા લાયક તેલ તૈયાર કરી શકે તેવાં ભાગ્યેજ કોઈ કારખાનાં હિંદમાં છે.

એથી એવી તે આવશ્યક વસ્તુ છે કે તેલને દરેક પ્રકારે શુદ્ધ કરી શકે તેવાં કારખાનાંઓ હિંદમાં તુરતજમાંજ તૈયાર કરવાં જોઇએ; જેથી કરી કોપરેલ તેલ, મગફળીનું તેલ, અળસીનું તેલ અને તલનું તેલ વગેરેને શુદ્ધ કરી શકાય અને રાંધવાના તેમજ ખાવાના હેતુને માટે વાપરી શકાય.

નોંધ લેતાં આનંદ ઉત્પન્ન થાય છે કે અત્યારે હિંદમાં લગભગ ૧૦૦ ટન જેટલું તેલ શુદ્ધ કરી જમાવવામાં આવે છે અને પછી તેમાંથી 'વનસ્પતિજન્ય ઘી' બનાવવામાં આવે છે. આ તેલોને પહેલાં તો સ્વચ્છ કરવામાં આવે છે, પછી તેમાંથી ગંધ અને રંગ દૂર કરવામાં આવે છે; એ પછી એને જમાવી તેનું 'વનસ્પતિજન્ય ઘી' બનાવવામાં આવે છે. ચોવીસ કલાકમાં ૧૦૦ ટન આવું ઘી બનાવી શકે તેવાં હિંદમાં માત્ર પાંચ કારખાનાં છે.

આ પાંચ કારખાનાં દિવસ અને રાત્રી ચાલી રહેલાં છે અને આવા પ્રકારના વનસ્પતિજન્ય ઘીની માગણી સારા પ્રમાણમાં થઈ રહેલી છે. દરરોજ ૧૦ ટન આવું ઘી ઉત્પન્ન કરી શકે તેવાં કારખાનાં હિંદનાં અગ્રગણ્ય શહેરોમાં ઊભાં કરવામાં આવે તો અત્યારે એવું ઘી મેળવવાને માટે દૂરથી મંગાવવાનાં જે રેલ્વે-નુર વગેરે બહુ આપવાં પડે છે; તે નજીકનાજ મથક ઉપરના કારખાનાંમાંથી મેળવી શકાય તેવી સ્થિતિ ઉભી થતાં બહુજ થોડું આપવું પડે અને બજારમાં સોંઘા ભાવે વેચી અને મેળવી શકાય.

આ વિષયમાં ખાસ ધ્યાન રાખવા જેવી વસ્તુ તો એ છે કે તેલો જુદાં કરી જમાવવાને માટે પ્રથમ તો સારા પ્રકારનાં યંત્રો મેળવવાં જોઇએ; તે સાથે જેમાંથી તેલો બનાવવાનાં છે, તે બીયાં ઉત્પન્ન કરનારાં નાળિયેર, મગફળી, તલ વગેરે સારી જાતનાં જોઇએ અને સૌથી વધુ ધ્યાન રાખવા જેવી વસ્તુ તો એ કે તેને માટે જે સ્થળ પસંદ કરવામાં આવે, તે એવું જોઇએ કે જેની આસપાસના પ્રદેશમાં બહોળા પ્રમાણમાં તલ ઉત્પન્ન થઈ શકે તેવા પદાર્થોની ઉત્પત્તિ થતી હોય અને તેથી તેલો સોંઘાં મેળવી શકાય.

આ ઉદ્યોગનો આરંભ કરતાં પહેલાં નીચેની વસ્તુઓ ચોકકસ કરી લેવાની ખાસ આવશ્યકતા છે. એક કારખાનું ખોલવાને માટે ઓછામાં ઓછા ૭ લાખ રૂપિયાની મૂડી રોકવી જોઇએ. આ ઉદ્યોગને વ્યાપારિક તેમજ આર્થિક દષ્ટિએ લાભ રહે તેવી યુક્તિપૂર્વક કામ લેનારા આ વિષયમાં નિષ્ણાત માણસોને રોકવા જોઇએ. એને માટે કેવો પ્રદેશ પસંદ કરવો જોઇએ. તે તો ઉપર કહેવાઇ ચૂકયું છે; તે ઉપરાંત પસંદ કરવામાં આવેલું સ્થળ કરેલા ઉત્પન્નને સારી રીતે વાળે પાડી શકે તેવી બજાર ધરાવનારૂં હોવું જોઇએ.

આ દેશમાં સુતર અને શણની મિલો, ખાંડનાં કારખાનાં વગેરે ચલાવવાની શક્તિઓ ધરાવીએ છીએ; એજ પ્રકારે આ ઉદ્યોગનો પણ આરંભ કરી ચલાવી શકીએ. બરોબર તપાસ કરવામાં આવે તો

માત્ર આપણા દેશમાંથી જ નહીં, બીજા દેશોમાંથી પણ આ ઉદ્યોગમાં સહકાર આપે તેવી વ્યક્તિઓ આપણે મેળવી શકીયે જ.

આ જાણી આશ્ચર્ય જ પામીશુ કે-જાપાને ૧૯૩૦-૩૨ માં આ પદ્ધતિએ તેલો અને ઘી ઉત્પન્ન કરતાં કેટલાંયે કારખાનાઓ શરૂ કર્યા. અત્યારે એ ઉદ્યોગ એટલો બધો ત્યાં વિકાસ સાધી ગયો છે કે દરરોજ ૧૫૦ ટન જેટલું ઉત્પન્ન તે કરી શકે છે. આ કારખાનામાંથી ઉત્પન્ન થતાં તેલો અને ઘી ઊંચામાં ઊંચી જાતના તૈયાર થાય છે. વનસ્પતિ-માંથી જ નહીં, માછલાંઓમાંથી પણ તેઓ આ રીતે ઘી મેળવે છે અને અત્યારે હિંદમા 'વનસ્પતિ-જન્ય ઘી' ની સાથોસાથ માછલાના તેલમાંથી તૈયાર કરેલું ઘી ધમધોકાર વેચાય છે. હિંદી સરકારે થોડા વખત પહેલાં જાપાનથી આયાત થતા ઘી ઉપર ભારે જકાત નાખી છે, કે જેથી વનસ્પતિજન્ય ઘીના ભાવે તે વેચી ન શકાય કે તેનો ભેળ કરી દેશી વનસ્પતિ-જન્ય ઘી તૈયાર ન કરી શકાય

આમ જાપાન દરેક રીતે એ ઉદ્યોગમા પ્રગતિ સાધવા શક્તિમાન થયુ છે, તો શું આપણે ન થઇ શકીયે ? બીજા દેશોમાં જે સગવડ અને અનુકૂળતા નથી, તે અનુકૂળતા આપણે ત્યાંનાં તેલોમાંથી વનસ્પતિ-જન્ય ઘી બનાવવાની છે, તો શા માટે આપણે પ્રગતિ ન સાધી શકીયે ? વધુમાં આપણા દેશમાં મજૂરી એકદમ મોંઘી છે, આપણી પાસે મોટામાં મોટી બજાર છે, અને વધુમા વિદેશી આયાત ઉપર હિંદી સરકાર તરફની જકાતનો બોજો હોવાથી એ પણ આપણા લાભમાં અનુકૂળ વસ્તુ છે

આપણે ત્યાં સામાન્ય રીતે એવી ફરીયાદ છે કે ઉદ્યોગો શરૂ કર્યા છતાં મુસ્કેલીઓને અંગે આવા ભેવા એ ઉદ્યોગો મૂકી દેવા પડે છે અને તેથી કેટલુય નાણું બરબાદ જાય છે. એ વાત ખરી છે, પણ તેમાં આપણો જ દોષ છે. એના મુખ્ય કારણ એ છે કે લાંબો વિચાર કર્યા વિનાજ આપણે એવા ઉદ્યોગોમાં કંપલાવીયે છીયે. સૌથી પ્રથમ આપણે આર્થિક સાધનોની સાંગ પાયા ઉપર સગવડ કરવી જોઇએ, પણ તેની તો ઉપેક્ષા જ કરવામાં આવે છે. વધુમાં આપણામાં મોટી ખામી તો ઉત્પન્ન કરેલા માલને કેવી રીતે ઘાજે પાડવો, તે યુક્તિનો અભાવ એ છે.

આ ઉદ્યોગના આરંભ સાથેજ કારોબાર ચલાવનારી મંડળી, એક સારો એવો વૈજ્ઞાનિક, દિલ-પૂર્વક કામ લેનારો મેનેજર, સર્વ સાધનોથી પૂર્ણ એવી પ્રયોગશાળા અને એ વિષયનાં પુસ્તકો તેમજ વર્તમાનપત્રો ધરાવતી લાયબ્રેરી આટલા વિષયો ઉપર જો બરોબર લક્ષ્ય આપવામાં આવે તો આ ઉદ્યોગમાં પડનારને ક્દાપિ મુસ્કેલીમાં મૂકાવું ન પડે; અને રોકેલી મૂડી ઉપર ખર્ચ બાદ જતાં સારો એવો નફો મેળવી શકીયે.

પરંતુ આ ઉદ્યોગની પાછળ જે એક ભયંકરતા રહેલી છે, તે આ આખા ઉદ્યોગને શાપરૂપ બનાવી રહેલી છે. આ ભયંકરતા એ છે કે શુદ્ધ ઘીની સાથે આ વનસ્પતિજન્ય ઘીનો ભેળ કરી બજારમાં શુદ્ધ ઘી તરીકે વેચવાનો નામોશીભરેલો પ્રયત્ન થઇ રહ્યો છે. આ ઉદ્યોગ દેશને પરમ લાભદાયી હોવા છતાં આ જાતના હીન પ્રયત્નને લીધે લોકોને આ ઉદ્યોગના વિકાસ તરફ સામાન્ય રીતે અશ્રદ્ધા અને અણગમો જણાતા લાગે છે. એટલે આ દિશામાં આગળ વધનારાઓએ એ વનસ્પતિજન્ય ઘીની પ્રતિષ્ઠા બરોબર જળવાઇ રહે, એવાં પગલાં લઇ સાચા ઘીથી એ હમેશને માટે અમિશ્રિત દશામાં જ વેચાય, એ વસ્તુ તરફ પૂરતી સાવચેતી બતાવવી જોઇએ. આ દિશામાં કામ કરનારાઓની કંપનીઓનું સંયુક્ત એસોસિએશન બંધાય અને સરકાર તરફથી મળી શકતી સહકારિતાનો લાભ ઉઠાવી શુદ્ધ ઘીથી જુદી જ રીતે આ આ વનસ્પતિજન્ય ઘીનો નિર્દોષ પ્રચાર વધે, તેવાં પગલા લેવાય તો આ ઊગતો આવતો ઉદ્યોગ પ્રતિષ્ઠા પામી હજારો મનુષ્યોની રોજીનું એક આશીર્વાદ રૂપ વિકાસક્ષેત્ર બની રહે.

# જાપાનના બે ઉદ્યોગો

## આલ્કલી અને કૃત્રિમ રેશમ

* *

### (૧)

આલ્કલી ઉત્પન્ન કરવાનો મોટા પાયા ઉપર ઉદ્યોગ શરૂ કરવાનો યશ અત્યારે જાપાન લઇ જાય છે. એ ખાસ નોંધવા જેવી વાત છે કે કોસ્ટિક સોડા, વોશીંગ સોડા અને બ્લીચીંગ પાઉડર મોટા પ્રમાણમાં અત્યારે જાપાનમાં ઉત્પન્ન થઇ રહ્યો છે. જાપાનમાં એ ઉદ્યોગ કેવી રીતે પ્રગતિ સાધી શક્યો. છે, તે વસ્તુ જો અહીં આપવામાં આવે તો આપણને હિંદવાસીઓને અહીં એ ઉદ્યોગને સ્વતંત્રપણે કરવામાં કાંઇક જરૂર અનુકૂળતા પ્રાપ્ત થાય. જાપાનીઓ આ ઉદ્યોગને ખીલાવવા અથાગ પ્રયત્ન સેવી રહ્યા છે. જાપાનમાં સરકાર તેમજ પ્રજાના એક સરખા સહકારને લીધે આ ઉદ્યોગ ત્યાં ઘણી જ આબાદી ભોગવી રહ્યો છે.

જાપાનમાં કોસ્ટિક સોડા ઉત્પન્ન કરનારૂં કારખાનું સૌથી પ્રથમ ૧૯૧૫ માં ખુલ્લું મૂકાયું. યુરોપમાં તે વખતે વિશ્વયુદ્ધ સળગી ઉઠ્યું હતુ અને તેથી કોસ્ટિક સોડા યુરોપમાંથી જાપાનમાં આયાત થતો ન હતો. જાપાનને પોતાને જ તે વસ્તુની મુખ્ય જરૂર હતી, તે ઉપરાંત એ વિદેશી કોસ્ટિક સોડામાંથી તળ જાપાનમાં બનાવી તૈયાર કરી પરદેશ રવાના કરવાના પદાર્થો-સાબુ વગેરેનો વેપાર પણ ચલાવવાનો હતો; એટલે એ ઉદ્યોગના વિકાસની અનિવાર્યતા હતી. વિશ્વયુદ્ધ દરમિયાન જાપાનીઝ લોકોએ એ ઉદ્યોગ તરફ પૂરતુ લક્ષ્ય આપ્યું અને ઘરગથ્થુ કામકાજના પદાર્થો ઉપરાંત લડાઇમાં પણ ઉપયોગમાં આવી શકે, તેવાં રસાયનો સુદ્ધાંત તેઓએ આ ગાળામાં મેળવી લીધાં.

૧૯૦૦ પહેલાં તો આ ઉદ્યોગ માત્ર જાપાનમાં આખતરા પૂરતોજ હતો. વિશ્વયુદ્ધે બજાર-ભાવોને એકદમ ચમકાવ્યા. એ વખતે જાપાનમાં જર્મની અને બ્રિટનનો માલ વપરાતો હતો. જર્મની એવા સંયોગોમાં મૂકાઇ ગયું હતું કે પોતાના માલની નિકાશ કરી શકે તેમ ન હતું. આ તકનો લાભ લઇ બ્રિટને પોતાના માલના ભાવો ચઢાવી દીધા હતા. જાપાનને આ કોઇપણ રીતે પોષાય તેમ ન હતું. આ તકનો લાભ લઇ કોસ્ટિક સોડા ઉત્પન્ન કરનારાં ૨૧ કારખાનાં ૧૯૧૫ અને ૧૯૨૦ ના ગાળામાં જાપાને મોટા પાયા ઉપર શરૂ કરી દીધાં. વિશ્વયુદ્ધના અંતની સાથે ભાવો ગગડી ગયા અને પરિણામે ૨૧ માંથી ૧૨ કારખાનાંઓ જ માત્ર ટકી શક્યાં. આ ૧૨ કારખાનાંઓ અત્યારે સારી રીતે આબાદ થઇ ચૂક્યાં છે અને તે ૧૨ કારખાનાંઓ 'નિપન એન્ડ બ્લીચીંગ પાવડર એસોસિએશન' નામની એક સંયુક્ત સંસ્થા નીચે કામ કરી રહ્યાં છે.

### (૨)

પોતાને ત્યાં ઉત્પન્ન થતા આલ્કલીના પદાર્થોને દુનિયાનાં બજારો ઉપરાંત પોતાને ત્યાં ખાળે પાડવાને જાપાને એક નવા ઉદ્યોગને જન્મ આપ્યો. ૧૯૩૦ માં જાપાનમાં કૃત્રિમ રેશમનો ઉદ્યોગ અસ્તિત્વમાં આવ્યો.

કૃત્રિમ રેશમના ઉદ્યોગમાંજ ૧૯૩૧ માં ૨૦,૦૪,૧૨,૦૦૦ કીલોગ્રામ કોસ્ટિક સોડા વપરાતો હતો, ત્યાં ૧૯૩૫માં ૧૧,૭૩, ૩૨,૩૦૦ કીલોગ્રામ કોસ્ટિક સોડા વપરાયો. આ રીતે ચાર વર્ષમાં સાડાચારગણો

કૉસ્ટિક સોડાનો ઉપાડ માત્ર કૃત્રિમ રેશમ બનાવવા પાછળ જાપાને કર્યો.

આમ કૉસ્ટિક સોડાનો ઉપયોગ દિન-પ્રે-દિન કૃત્રિમ રેશમના ઉદ્યોગમાં વધતો જતો હતો ત્યારે બીજી બાજુ બ્લીચીંગ પાઉડરનો ભારે ઉપાડ ઘરગથ્થુ ઉપયોગમાં વિશ્વયુદ્ધના સમયથી જ થયે જતો હતો. ૧૯૨૨ માં આ ઉદ્યોગોના વ્યવસ્થિત બંધારણને માટે સંયુક્ત સંઘો સ્થપાયા, ત્યારથી બજારમાં વધઘટ થવા છતાં ૧૯૩૧ સુધી એ ઉદ્યોગ પોતાની વૃદ્ધિ સાધ્યે જ ગયો. ૧૯૩૧ માં જ આ બ્લીચીંગ પાવડર બહોળા પ્રમાણમાં પરદેશો ખાતે નિકાસ થવા માંડ્યો. ૧૯૩૩ માં જાપાને ૭૦ ટકા કલોરાઇન ધરાવતો બ્લીચીંગ પાવડર અને ૩૫ ટકા કલોરાઇન ધરાવતો બ્લીચીંગ પાવડર એમ બે ક્વોલિટીનો પાવડર દુનિયાભરની બજારોમાં પૂરો પાડ્યો. આ સમયે પ્રવાહી કલોરાઇનનો બ્રિટન અને ઇટાલીનો દુનિયાભરમાં ગણાતો ઇજારો જાપાને ઝુંટવ્યો છે અને તે બંને દેશોની સખ્ત હરીફાઇમાંથી જાપાન માર્ગ કરી પોતાનું તે કલોરાઇન દુનિયાભરની બજારોમાં પાથરી રહ્યું છે.

આમ આલ્કલી ઉદ્યોગને આટલી સરસ રીતે જાપાન વધારવાને શક્તિશાળી થઇ શક્યું હોય, તો આપણે ત્યાં એ ઉદ્યોગ કેમ આગળ ન વધી શકે? હિંદના અનેક ભાગોમાં બહોળા પ્રમાણમાં ખારો અને મીઠું પાકી શકે છે; વધુમાં જકાતી રક્ષણ પણ આપણા લાભમાં છે અને તે ઉપરાંત કૉસ્ટિક સોડાનો મોટા પ્રમાણમાં ઉપાડ કરી શકે તેવાં બજારો છે.

હિંદમાંના ઉદ્યોગપ્રિય ધનાઢ્યોએ કૃત્રિમ રેશમ બનાવવાનાં કારખાનાંઓ મોટા પ્રમાણમાં બનાવવાની આવશ્યકતા છે, જેથી કરી તે તેમને જોઇતો કૉસ્ટિક સોડા બનાવવાની અનુકૂળતા હિંદમાં રડ્યાખડ્યાં ઊભાં થયેલાં આલ્કલી કારખાનાંઓને મળે અને એ રીતે આલ્કલીનો નફો કરનારો ઉદ્યોગ હિંદમાં પગભર થવાને શક્તિમાન થાય.



# ખેતીની જમીનોના પ્રકાર



[ લેખક : મેરૂભા અણુભા રાણા ]

* *

વનસ્પતિના બંધારણ માટે જરૂરનાં તત્ત્વો (૧) કાર્બન, (૨) હાઇડ્રોજન, (૩) ઑક્સિજન, (૪) નાઇટ્રોજન, (૫) પોટાશ, (૬) ફૉસ્ફરસ, (૭) સલ્ફર, (૮) કેલ્સિયમ, (૯) સોડિયમ, (૧૦) આયર્ન, (૧૧) કલોરાઇન, (૧૨) એલ્યુમીનિયમ, (૧૩) સીલીકન, (૧૪) મેંગેનીઝ (૧૫) મેગનેસિયમ.

ઉપર મુજબનાં તત્ત્વો માંહેનાં (૧) હવામાંથી મળે છે, (૨) અને (૩) પાણીમાંથી મળે છે અને બાકીનાં બધાંય તત્ત્વો જમીનમાંથી મળે છે. વનસ્પતિનો (૪) (૫) અને (૬) તત્ત્વો ઉપર મુખ્ય આધાર હોવાથી ખાતર દ્વારા એ તત્ત્વો જમીનમાં પૂરાં પાડવાં જોઇએ અને બાકીનાં તત્ત્વો ઘણીખરી જમીનમાં પૂરતાં હોય છે.

જમીન એવી સ્થિતિમાં હોવી જોઇએ કે મૂળિયાં-

ને ઑક્સિજન મળી શકે, ભીનાશ પૂરતી રહે, ઝાડની જરૂરિયાતનાં તત્ત્વો પૂરાં પાડે અને ઝાડનાં નુકશાન કરતાં તત્ત્વો જે ઝાડ બહાર કાઢે છે તેનો નિકાલ કરે.

- આના કારણથી જમીનને હર વખત સારી રીતે ઊંડી ખોદવી અને હવા તથા તડકો દાખલ થવા માટે ઉપરનીચે કરવી અને વનસ્પતિ, દ્રવ્ય, ખાતર વગેરે તથા ચીકણી માટીમાં રેતી મેળવવી જોઇએ. -

જે જમીન ખૂબ વનસ્પતિજન્ય પદાર્થોવાળી હોય છે, તેનો રંગ કાળો હોય છે. તેથી તેમાં નાઇટ્રોજનનો ભાગ છે, એમ તેનો કાળો રંગ કહી બતાવે છે; માટે તેવી જમીનમાં પોટાશ અને ફૉસ્ફરસ-વાળાં ખાતરો નાખવાથી ફાયદો થાય છે.

જે જમીનમાં વનસ્પતિજન્ય પદાર્થો હોય છે તેનો રંગ ધોળો, રાતો, પીળો કે ભૂખરો હોય છે. તેથી તેમાં નાઇટ્રોજનનો ભાગ થોડો હોય છે તેવું તેનો રંગ કહી બતાવે છે, માટે તેવી જમીનમાં નાઇટ્રોજનવાળાં ખાતર નાખવાથી ફાયદો થાય છે.

તત્ત્વોથી ખાલી થયેલ જમીન માટે તથા ઝાડનાં ઝેરી, બહાર નીકળનાં તત્ત્વોનો સંગ્રહ ન થવા માટે વાવેતરની ફેરબદલી લાભદાયક છે.

**ખાતર**—વધારે વરસાદથી છોડના ખોરાકનાં જે તત્ત્વો ગળી જઇ જમીનમાં ઊંડા ઉતરી જાય છે તે તત્ત્વો અથવા તો ઉપરાઉપરી વાવેતરથી ઓછાં થયેલ તત્ત્વો પૂરાં પાડે છે.

**નાઇટ્રોજનવાળાં ખાતર**—ઢોરનું છાણુ, ઘોડાની લાદ, ઘેટાં બકરાંની લીંડી, વિષ્ટા, પાંદડાંનું ખાતર, ખોળ, નાઇટ્રેટ ઑફ સોડા અને સલ્ફેટ ઑફ આમોનિયા.

- નાઇટ્રેટ ઑફ સોડા જલદ ખાતર છે અને એકદમ ઓગળી જાય છે, જેથી વૃદ્ધિ પામતાં ઝાડો માટે વાપરવું. તે જમીનમાં પોટાશ સાથે મળી જાય છે અને જમીનને ખાટી પડવા દેતું નથી. સલ્ફેટ ઑફ આમોનિયા એ મંદ ખાતર છે પણ વધારે વખત ટકે છે; માટે પાક વૃદ્ધિ પામતો હોય તે પહેલાં વાપરવું; જેથી એકદમ વૃદ્ધિ પામે છે અને તંદુરસ્ત લીલાં પાંદડાં થાય છે, પણ વધારે વાપર-વાથી ફળ તથા ફૂલ થોડાં આવે છે અને તંદુરસ્ત મોટાં તથા રસવાળાં થાય છે. આ ખાતરો પાણીમાં જલ્દી ઓગળી જાય છે અને શક્તિવાળાં તથા પોષણ-કારક છે. પ્રમાણ એક ગેલન પાણીમાં એકથી બે ઔંસ અથવા એક ચોરસવારે એક ઔંસ ભૂકો.

**પોટાશવાળાં ખાતર**—જેવાં કે સલ્ફેટ, નાઇટ્રેટ અથવા મ્યુરીએટ ઑફ પોટાશ, બટાટા, બીટ વગેરેને એક એકરે એક હંડ્રેડવેઇટના પ્રમાણમાં અપાય છે અથવા તો એક ચોરસવારે એક ઔંસ, અર્ધો ઔંસ એક ગેલન પાણીમાં વાપરવું. પોટાશવાળાં ખાતર શાકભાજીનાં સુગંધ, કદ, રોપની વૃદ્ધિ ને મજબૂતી, ફૂલની તંદુરસ્તી અને ફળમાં શર્કરા તથા સ્ટાર્ચ વધારે છે. પોટાશમાંથી સારો ફાયદો મેળવવા માટે જમીનમાં ચૂનાનું પ્રમાણ હોવું જોઇએ.

**ફૉસ્ફરસવાળાં ખાતર**—હાડકાંનો ભૂકો, સુપર-ફૉસ્ફેટ, ફૉસ્ફેટ્સ ઑફ પોટાશ અને આમોનિયા અને બેઝીક્સ્લેગ. ફૉસ્ફેટ્સ ઑફ પોટાશ અને આમોનીઆ પાણીમાં અરધો ઔંસ ટમેટા વગેરે માટે અપાય છે. હાડકાંનો ભૂકો આઠ શેરના પ્રમાણમાં અને સુપ-રફૉસ્ફેટ બે શેરના પ્રમાણમાં દર ત્રીસ ચોરસવારે વાવ્યા પહેલાં નાખવું. ફૉસ્ફરસવાળાં ખાતરો નાઇટ્રો-જન અને પોટાશ સાથે મેળવવાથી ઝાડને પૌષ્ટિક ગુણ આપે છે અને ફળ વહેલાં આવી જલ્દી પાકે છે. સુપરફૉસ્ફેટ ઝાડની કુદરતી વૃદ્ધિને ગતિ આપે છે અને રેડ તરીકે ઘણું ફાયદાકારક છે. પાંદડાંનો રંગ ઘેરો બનાવે છે અને નાના રોપાને મજબૂત બનાવે છે; જેથી રોપ કવચિતજ ચીમડાવા પામે છે.

**ચૂનો**—સારી રીતે ખાતરવાળી જમીનમાં ઔષધિક ખાતરોના મિશ્રણને જુદું પાડી ઝાડ ખાતરને ઉપ-

ઉપયોગમાં લઈ શકે તેવું બનાવવામાં ચૂનો એક આક-નિયા તરીકે કામ કરે છે. ખરી રીતે ચૂનો ખાતર નથી, પણ ખાતરને તે છૂટું પાડે અને સુસ્ત બનાવી ઝાડથી ઉપયોગમાં લઈ શકાય તેવું બનાવે છે. ઝાડના ખોરાક તરીકે પોટાશ વિગેરેને પચાવે છે. ચીકણી માટીને તરડિયા પડતી અટકાવે છે અને તત્ત્વભિન્નતા માટે ચૂનાની જરૂર રહે છે. ચૂનો જમીનને ફાટી પડવા દેતો નથી તેમજ બેક્ટીરીઆને મદદ કરે છે. આવી રીતે જમીનમાં નાઇટ્રિફિકેશન થવામાં ટેકો આપે છે. બગીચાઓ દર ત્રણચાર વરસે થોડા ચૂનાના પથ્થરના ભૂકાથી અથવા તો ચૂનાથી જમીનમાં ખાતર નાખ્યા પહેલાં એક મહિને મેળવવા જોઈએ પ્રમાણ દર ચોરસવારે બેથી ચાર આંઉસ શાક તથા ફલઝાડ માટે ચૂનો ફલમરર, ફંગસના દરદ તથા જીવડાનું પ્રમાણ અટકાવવામાં સારું કામ કરે છે.

ઝાડની વૃદ્ધિ માટે જમીનમાં એક ટકો ચૂનાની જરૂર રહે છે. બાગેન ચૂનાનો પત્થર વાપરવો સરળ છે અને મરજી પડે ત્યારે વપરાય છે; પરંતુ ચૂનો ક્યારા ખાલી હોય અથવા ઝાડ જ્યારે પાંદડાં ખેરવતું હોય ત્યારે વાપરવો.

વનસ્પતિનાં પાંદડાં તથા ફળની સ્થિતિ વિગેરે ઉપરથી જમીનમાં ક્યાં તત્ત્વોની ખામી છે તે ઓળખવા બાબત:

(૧) પાંદડાં થોડાં અને ઓછાં, પીળાશ પડતો લીલો રંગ, આ બધું નાઇટ્રોજનની જરૂરત બતાવે છે.

(૨) પાંદડાંનો જુદો દેખાવ ફોસ્ફેટની જરૂરત બતાવે છે. જાંબુડિયા રંગના ડાઘાઓ દેખાય છે, પાંદડાં ઓછાં હોય છે અને તે ડાળીઓની ટોચે હોય છે.

(૩) પોટાશની જરૂર અથવા માફક ન આવે તેવું નાઇટ્રોજન અને પોટાશનું પ્રમાણ, પાંદડાંની ટોચ બળી જવાથી અતિ નરમ પાંદડાંઓથી, થડનાં પોલાણથી અને ખરાબ આકારના ફૂલ ઉપરથી જણાઈ આવે છે. ઝાડ શરૂઆતમાં નિયમિત હોય છે; પરંતુ આસ્તે આસ્તે વૃદ્ધિ નરમ પડે છે અને પાંદડાં ફીકાશ પડતાં લીલાં થઈ જાય છે. પાંદડાં નીચે તથા અંદર વળતાં હોય છે અને સંકોચાઈ જાય છે. તેમાં ડાઘાઓ પડે છે, ડીંટડી, મધ્યરેખા અને નસો ઘેરા લીલા રંગની અને કોર આછા લીલા રંગની થઈ જાય છે.

ફળઃ-(૧) ફળ નાનાં, વધારે રંગવાળાં, છાલ ખડબચડી અને ગર્ભ સફેદ, સખત અને ખાટો, આ બાબતો નાઇટ્રોજનની જરૂર બતાવે છે.

(૨) ફળ નરમ, માફક ન આવે તેવી સુગંધી અને મીઠાશની જરૂરત ફોસ્ફેટની આવશ્યકતા બતાવે છે.

મૂળ અને છાલ-(૧) ઠીંગરાઈ ગયેલ ઓછી વૃદ્ધિ અને રેષાઓ ઓછા પોટાશની જરૂરત બતાવે છે.

(૨) વૃદ્ધિની ન્યૂનતા ફોસ્ફેટની જરૂર બતાવે છે.

(૩) વૃદ્ધિ ઓછી અને છાલ ઝાંખા રંગની, પોટાશ અને નાઈટ્રોજનની જરૂરત બતાવે છે.

જુદાં જુદાં ઝાડોની વૃદ્ધિ ઘણી જુદી જુદી રીતે થવા કરે છે જેથી ઝાડની ખાસિયત જાણ્યા પહેલાં અમુક ખાતરની જરૂરત માનવી ભૂલભરેલી છે.

❀ ❀ ❀

# શેખ અબુ બકર

❧ ❧ ❧

## ગુજરાતના હુન્નરઉદ્યોગની રક્ષા કાજે જીવનદાન આપનાર ગૂજરાતનો સૌથી પહેલો મજૂર આગેવાન

* * *

[ લેખક : રાજુભાઈ ઠાકોર ]

*

લગભગ સોળમી સદીના અંતમાં જ્યારે ગૂજરાતનો સુબો દિલ્હીની સાથે જોડી દેવામાં આવ્યો, અને તે સુબાની રાજધાની અમદાવાદ મુકરર થયેલી, તે વખતમાં અમદાવાદ બાદશાહી દબદબાના ઠાઠ ઉતારીને વેપારી સમૃદ્ધિના વાઘા ધારણ કરતું હતું.

અહમદશાહ અને બહાદુરશાહના વખતના અમલના લશ્કરી પડઘા અહિં સંભળાતા નથી, દૂર દૂરના મેળવેલા વિજયનાં આજે ગાન ગવાતાં નથી અને આજે એ નગરીમાં લશ્કરી સિપાઇઓ ભીડ કરતા નથી. એ સાહેબી આજે ઓસરી ગઇ છે; કારણ કે હવે ગૂજરાતમાં ગૂજરાતનું રાજ્ય નહોતું; હવે તો ગૂજરાતના શાસક એ, ચાર કે ૭ વર્ષને માટે દિલ્હીથી નીમાઈને આવતા અને તેના સિપાઇઓ અમદાવાદનુ ગૌરવ વધારવાને બદલે કબજે રાખતા હતા. ગૂજરાત આજે દિલ્હીનો મુલક હતો.

મોગલોનાં એ શાસનમાં અમદાવાદે સુલતાની સાજ ઉતાર્યા; વિજયોન્માદ ભૂલી જવાવા લાગ્યો અને ધીમે ધીમે વેપારનાં કારખાનાં જામવા લાગ્યાં.

મોગલ શાહોની એક વાત આપણે આજે સમજવા જેવી છે. શાળોપયોગી ઇતિહાસમાં મોગલ રાજાઓને આપણે લડાઇખોર અને ધાર્મિક ઝનુન માટેજ ચીતરેલા જોઇએ છીએ; મંદિરો ભાંગીને મસ્જિદો બનાવનાર તરીકે જોઇએ છીએ; પરંતુ ખરી રીતે મોગલ રાજ્ય જરૂર વેપારી રાજ્ય હતું.

ગામેગામ હુન્નર ઉદ્યોગ તેમણે વધારી મૂક્યા હતા અને આબાદ કરી, બંદરો ખીલવી, વેપારમાંથી તેઓ સારી જકાત મેળવતા હતા અને તે કાળમાં એકલા ગૂજરાતમાંથી પાંચ લાખ દિનારથી વધુ આવક વેપારી માણમાંથી થતી હતી

મશહુર શરાફોના પીરધારના તીર્થોક રૂપ અમદાવાદ તેની હાથીદાંતની કારીગરીને માટે મશહૂર હતું, અને અતલસ અને કિનખાબના વણાટ માટે આખા હિન્દમાં તેની બરોબરી કોઇ કરી શકતું નહિ.

તુર્કસ્તાનના જનાનખાનામાં તેનો ઉપયોગ થતો, એમ ઇતિહાસમાં ઉલ્લેખ છે. વાંસમાંથી અને કાપડના ચીથરામાંથી ત્યાંજ કાગળ બનતા અને સારીયે મોગલ સલ્તનતમાં તેનો ઉપયોગ થતો. બાદશાહી ફરમાનો માટેના કાગળ પણ અમદાવાદથી જતા.

ઇ. સ. ની સત્તરમી સદીના મધ્યકાળમાં શિવાજી મહારાજની પહેલી લૂંટ પછી સુરત ભાંગ્યું. મરાઠાઓના ભયના ઓળા તે મુગલ સલ્તનત ઉપર પથરાવા લાગ્યા. તે બંદરો ઉપર પણ તે ભૂતના

પરચા દેખાવા મંડયા, અને આને અંગે સુરતમાંથી વેપારીઓ ભાગ્યા, કારીગરો ભાગ્યા અને તેમની પાછળ તેનો વેપાર-આબાદી પણ ભાગ્યાં.

તે ખાલી થયેલ હુન્નર ને દોલત અમદાવાદમાં ઉભરાવા લાગી ને અમદાવાદની વસ્તીમાં અને વેપારમાં જબરો ઉછાળો આવ્યો.

શાહજહાંનના કાળમાં અમદાવાદના વેપારની પ્રશંસા કરવામાં આવેલી. તે વખતની તેની એક લાખની વસ્તીમાંથી પાંચસો રેશમના, આરસો કાગળના અને બીજા પરદેશી આયાત-નિકાસ કરનારા ચારસો જેટલા વેપારીઓ હતા. તે બધામાંથી ૨૦ થી ૨૫ હજાર મજુરો અને કારીગરોને રોજગારી મળતી અને સુરત ભાંગવાથી તો પુષ્કળ વધી.

અમદાવાદમાં આબાદી એટલી વધી કે શહેરમાં ખોટા સિક્કાઓ પાડવામાં આવતા અને જેને માટે એક સુબાને પણ સજા થયેલી. અર્થશાસ્ત્રનો એક નિયમ છે કે જે શહેરમાં ખોટા સિક્કાઓ પડે તે શહેરની આબાદી તેમજ વેપાર તેજ હોવાં જોઇએ; કારણ કે તે હરામખોરીમાં હાથપલટાની પહેલી જરૂર છે.

હવે મુખ્ય સવાલ છે કે આવું વેપારઉદ્યોગથી સમૃદ્ધ અને ધીકતું શહેર અને સારીએ મુગલ સલ્તનતમાં દિલ્હીથી બીજે નંબરે મૂકનારા તેના આબાદ ઉદ્યોગો કેમ નાશ પામ્યા? શાથી એ વેપારઉદ્યોગો ભીંસાઇ ગયા? શી આફત ઉતરી કે ખુદાની શી ઇતરાજી થઇ એ શહેર પર?

તે જાણવા માટે આપણે ઇતિહાસનાં પાનાં ઉકેલી એક સાચા વિવેચકની શક્તિથી જોવું જોઇએ. તેનાથીજ તેનાં મુખ્ય કારણો આપણે શોધી શકીશું. એ આલમગીરની ટૂંકી ધર્મનીતિ, અને તેની સતત યુદ્ધપરાયણતા, એ યુદ્ધનાં ખર્ચો પૂર્ણ કરવાને તેને દર વર્ષે નવા કરો નાખવા પડતા. ખાસ કરીને આ કરનો બોજો અમદાવાદ પર બહુજ હતો.

ગમે તેવી ઇમારત હોય પણ તેના ગજા ઉપરાંત તે પર ભાર લદાતાં તે ઇમારત જમીનદોસ્ત થવાની, તેજ રીતે ઇ. સ. ૧૬૮૧-૮૨ માં આપણે અમદાવાદના કાગળના, રેશમના અને કરિયાણાના વેપારનો ભાંગીને ભુક્કો થઇ ગયેલો જોઇએ છીએ. તેજ વર્ષમાં અમદાવાદમાં ૨૨ થી ૨૫ હજાર કારીગરો બેકાર બનેલા હતા. દરેક કારખાનાને ધૂળ ચોંટી ગઇ હતી. પુષ્કળ જકાતને અંગે નાના નાના હુન્નરી કારીગરો તો ભૂખે મરતા થઇ ગયા હતા. તેજ કાળમાં ભિખારીઓની અને સાધુઓની જમાત વધી ગઇ હતી. અને તે બેકારી છેક દિલ્હી સુધી જાહેર કરવી પડેલી. તે વાત એ સાલની અમદાવાદની વ્યાકુળતા અને ઉગ્રતા બતાવે છે.

આ બેકારીની યાતનાં રજુ કરતાં એક હમદર્દ મુસ્લિમ બન્ધુ લખે છે:—"ખુદાની કરામત ન્યારી છે. ગઇ કાલે સુખી ગણાતા કારીગરો, અને કામદારો આજે ચીંથરેહાલ દશામાં પોતાનાં બાળબચ્ચાં સહિત રખડે છે. જે છુટે હાથે ફકીરોને ખેરાત કરતા તેને આજે તેજ કાજે હાથ લાંબો કરવો પડે છે. ખરેજ હિન્દુ કહે છે કે ખુદા રાયને રંક બનાવે છે; તે વાત સાચી છે! ખુદા આ ગરીબો પર રહમ રાખો અને રોટી આપો."

આ દિલસોજ મુસ્લિમ બિરાદરનું અને ધર્માંધ આલમગીરના મોગલ શાસનમાં તેના એક અનેરી ભાન પાડતા લખાણનું ઇતિહાસમાં નામ નથી. આ નેકપાક કુરાને શરીફના અનુયાયીનું વાક્ય મુસ્લિમ ઇતિહાસનવેશો ટાંકે છે, પણ તેનું નામ ગુપ્ત રાખે છે.

ખરેજ આલમગીરના વખતમાં અમદાવાદ ભાંગતું જતું હતું અને સુરત તો ભાંગીને ભુક્કો થઇ ગયું હતું. બાદશાહને આ રાતદિવસની ચિન્તાનો વિષય હતો. લશ્કરી છાવણીમાં પણ બાદશાહ આ ભાંગતા ઉદ્યોગોને કેમ ટકાવવા અને સજીવન કરવા તેની વિમાસણ કર્યા કરતો હતો.

ઇ. સ. ૧૬૮૨ ની સાલની આખરમાં આ

વસ્તુસ્થિતિ વિકટ બની ગઇ. બેકારી વધતી ગઇ તેમ તેમ મોંઘવારી અને ભૂખમરો પણ વધતાં ગયાં.

અને બધે સ્થળે ઔદ્યોગિક દશામાં અશાંતિ-કાળમાં જેમ બનતું આવ્યું છે, એમ અમદાવાદમાં પણ બન્યું. અશાંત અને બેકાર કારીગરોને એક આગેવાન મળી ગયો. તે પણ કામદાર હતો. તેનાં બાળકો પણ ભૂખે મરતાં હતાં.

તે જાતે તો મુસ્લિમ હતો પરંતુ ઔદ્યોગિક કારીગરીએ તેને કોમના સાંકડા વાડાને પેલે પાર મૂકેલો હતો. સમભાવથી અને બન્ધુભાવથી તે જોતાં શીખેલો હતો. તે મૂર્તિપૂજકો અને મુસ્લિમો દરેકને પોતાની કામદાર આંખે જોતો; કેમકે તેમને પણ દિલ છે અને પેટ પણ છે. તેનું નામ શેખ અબુબકર. તેણે બેકારોને જમા કરવા માંડયા, ભાષણો કરવા માંડયાં, અને જાણે કે વીસમી સદીની કામદાર-પ્રવૃત્તિના આરંભના પડછાયા ભૂતકાળમાં લંબાઇને સત્તરમી સદીમાં દેખાવા લાગ્યા! તેણે સરકારી સુબાને અરજ કીધી, અરજીઓ કરી; પણ એનું કાંઇ પરિણામ ન આવ્યું.

ઇદનો તહેવાર હતો. ગૂજરાતનો સુબો મહમદ અમીનખાન તહેવારના તાજ સહિત પાલખીમાં બેસીને મસ્જિદમાં નમાજ પઢવા જતો હતો. તેની આગળ પાછળ વીસ વીસ સવારો હતા. તેની સવારી જોવા માર્ગમાં મોટું ટોળું મળેલું હતું.

થોડાક વખતથી તેણે બેકારોની અરજો ઉપર ધ્યાન આપવું બંધ કર્યું હતું. શેખ અબુબકરનો પોતાને ત્યાં આવવાનો અવરજવર તેણે બંધ કરેલો અને 'પોતે બેકારીની બાબતમાં ન તો બાદશાહને કાંઇ સલાહ આપી શકે કે ન તો કાંઇ કરી શકે,' તે એનો આખરી જવાબ હતો: 'છતાં શેખ તેને શા વાસ્તે સતાવે

છે ? શેખે વળી આ કાફરોની દોસ્ત ક્યાંથી શોધી ?' તે મુસ્લિમ હતો. તેને જોઇતી હોય તો રાજની નોકરી પણ આપવાને સુબાએ તૈયારી બતાવેલી; છતાં તે સુબાને મન મૂર્ખ હતો: તેને નોકરી નહોતી જોઇતી. બેકારોની હિમાયતનો તેને અવાજ બંધ નહોતો કરતો. સુબાને, શેખ પોતાના સ્વાર્થનો વિચાર ન કરી શકે એવો પાગલ ભાસતો હતો અને એવા પાગલ સાથે વાત કરી વખત બગાડવો તેને યોગ્ય નહોતો લાગતો.

બેકારોએ નક્કી કરેલું કે સુબો તેમને દરબારમાં દાદ નથી દેતો એટલે ઇદને દિવસે નમાજ પઢવા જાય ત્યારે રસ્તા ઉપર તેને રોકીને અરજ કરવી; અને તે કામ શેખે માથે લીધું.

સુબાની પાલખી થોભાવીને ત્રણ દરવાજા આગળ શેખે બેકારોની કર્મકથા કહેવી શરૂ કરી. સુબાએ તેને:ધુત્કારી કાઢ્યો; છતાં શેખ પાલખી પકડી પોતાની વીતકકથા કહેવા લાગ્યો. સુબાનો મિજાજ ગયો તેણે પોતાના સિપાઇને શેખને ધક્કો મારી દૂર કરવા હુકમ કર્યો. અને તેમ થયું. શેખનું માથું ફુટી ગયું. લગભગ પાંચ હજાર બેકારો શેખ અને સુબાની વાત સાંભળવાને આતુરતાથી ઊભા હતા. એમનાથી પોતાના આગેવાનનો કરવામાં આવેલો આ તિરસ્કાર ન છરવાયો. ચોપાસથી એક સામટી ગર્જના થઇ, " રોટી દો, અમને રોટી દો. " પાંચ હજાર પ્રેતો અનાજના પોકાર કરતાં સુબાની પાલખીને વીંટળાઇ વળ્યાં.

સુબો ભાન ભૂલ્યો. તેણે આજ્ઞા કરી પોતાના સિપાઇઓને આ તોફાની લોકો ઉપર તૂટી પડવાની.

સુબાએ હમણાંજ મગજ ખોયું હતું અને કામદારોએ તો બેકારીથી ક્યારનુંયે મગજ ખોઇ નાખ્યું હતું. એક તણખલાની જરૂર હતી. શેખ અણુબકરના-

અપમાને અને સુબાના તોરીલા સ્વભાવે અને હુકમે ખાસની ગંજીમાં ગણ્યું કે ચીનગારી પેટાવી.

અને કારમો કોલાહલ જામ્યો. સામસામા ઘાઓ લેવાયા અને દેવાયા. સુબો નાઠો અને તેના સિપાઈઓ નાઠા. બેકારો બંડખોર બની સુબાની કોઠીને ઘેરી વળ્યા. આખો દિવસ બંડ ચાલ્યું. કેટલાએ ઘવાયા અને કેટલાએ મરાયા. આખરે સત્તાએ તલવારથી કાબુ લીધો.

શેખ અબુબકરને સુબાએ મીઠી વાતથી પકડી મંગાવી સલાહને નામે મિજલસમાં નોતરી તેને પોતાને હાથે ઝેર સીંચેલી મીઠાઈ ખવડાવી. શેખને પોતાની પ્રકૃતિમાં ફેર જણાતાં તે સુબાની ચાલબાજી સમજી ગયો; તે ઊઠ્યો મિજલસમાંથી, અને સુબાને સંબોધીને ઝેરભર્યું હાસ્ય કરતાં કહ્યું :

"હું હવે ઘેર જાઉં છું; એવે ઘેર જાઉં છું, કે જ્યાં બેકારીનાં દર્દ નથી; પરંતુ તમે ભવિષ્યમાં આ આસને સલામત નહિ રહો."

શેખ અબુબકર પોતાને ઘેર સલામત ન પહોંચી શક્યો. ભદ્રના કિલ્લા બહાર જ તેને ઝેરની અસર થઈ અને તેની કારમી અસરમાંથી તે ન ઊગર્યો; ત્યાં જ મરણ પામ્યો.

એ ગુજરાતનો સૌથી પહેલો મજૂર આગેવાન આમ મુવો. આજ પણ એનું રુહ અમદાવાદ ઉપર જાણે ઓછાયા નાખે છે; અને ત્યારથી અમદાવાદ પહેલાના જેવું ફરી આબાદ નથી બન્યું. હવે તે નવા યંત્રવાદથી આબાદ બનશે ?*

* સરકારી હેવાલ અને ઈતિહાસમાંથી સૂચિત.

## સખેડાનું લાખકામ

વડોદરા રાજ્યમાં ડભોઈ લાઈનમાં આવેલું સખેડા નામનું ગામ ઘણા જૂના વખતથી લાખકામ માટે જાણીતું છે. ત્યાંના ખરાદીઓ લાકડાની અનેક અવનવી ચીજો બનાવે છે અને તેની ઉપર લાખનો વિવિધ રંગ ચઢાવે છે અને આ રંગ ઉપર સોનેરી અથવા બીજી રંગથી જુદી જુદી આકૃતિઓ ચીતરે છે. જેમણે ગુજરાત વિદ્યાપીઠનું 'વિદ્યાપીઠ' ના જમાનામાં અસ્તિત્વ ધરાવતું નાનું સરખું સંગ્રહસ્થાન જોયું હશે તેમણે સખેડાથી મંગાવેલું લાકડાનું આમ્રવૃક્ષ કૃતિથી વચી રહેલું જોયું હશે. લાકડા ઉપર યોગ્ય સ્થળે રંગ લગાવવામાં, ચઢતી ઊતરતી છાયાઓ [Shades] ઊભી કરવામાં તથા તે બધા ઉપર સોનેરી રંગથી કળામય આકૃતિઓ ઊભી કરવામાં આ ગામના કારીગરો સિદ્ધહસ્ત હતા.

લાકડા ઉપર ચઢાવેલ રંગ પાકો હોઈ કદી ઝાંખો પડતો નથી એ આ બનાવટની ખાસ ખૂબી છે. ઓર્ડર આપવાથી માગો તેવા આકારની વસ્તુઓ તૈયાર કરી આપવામાં આવે છે. આ બનાવટોના ખાસ કરીને ગોળાકાર આકાર વધુ પસંદ કરવામાં આવે છે, કારણ તે બનાવવું અને તે ઉપર લાખ ચઢાવવી સરળ પડે છે. વધુમાં તેના ઉપર રંગ પણ સારો ચઢે છે. આ બધી બનાવટ અને તેની નાની મોટી ક્રિયાઓ હાથથી જ કરવામાં આવે છે. આ આખોયે ઉદ્યોગ ગૃહઉદ્યોગ છે.

કળામયની દૃષ્ટિએ આ કારીગીરીના નમૂના તરફ જોઈએ તો તેમાં સારી કળા માલમ પડશે. બધું કામ પ્રમાણસર કરવામાં આવેલું હોઈ અને તે ઉપર યોગ્ય રંગની છાયાઓ ઉતારેલી હોવાથી એ નમૂના જોવાથી આંખને આનંદ મળે એમ છે.

આજે આ કારીગીરીનું સ્થળ કામ વગર ભૂખે મરે છે. દ્રઢ અમર ટકનાર, ગાઢીને અને કેટલીક વખતે આરોગ્ય અને નીતિની દૃષ્ટિએ નુકશાનકારક એવા પરદેશી રમકડામાં લોકોનું ચિત્ત પરોવાયું છે. લાંબો વખત ટકનારા બાળકને જ્ઞાન સાથે ગમ્મત આપે એવા અને શુદ્ધ કળામય કારીગીરીવાળા દેશી રમકડાંઓ અને શણગારની વસ્તુઓ મોંઘી હોઈ લોકો તેને ત્યાગી બેઠા છે. ઘરનો છાશ રોટલો મૂકી લક્ષ્મીનિવાસની બે આનાની દાળભાતની થાળી આજે લોકોને આનંદ આપી રહી છે. આમાં નથી આનંદ, નથી મોજ કે નથી સુખ. લોકોના જીવનમાંથી કળા જતી રહી છે, ફક્ત આડંબરી જીવન થઈ ગયું છે.

લોકોએ ફરી હિંદી સંસ્કૃતિનો વિચાર કરી જીવનપલટો કરવાની જરૂર છે. પરદેશીઓ પાસે કાંઈ નથી તેઓ ભૂખે મરે છે. આપણે રોટલો આપીએ તો ખાય અને જીવે એમ છે. હિંદ પરોપકાર માટે જાણીતું છે પણ જ્યાં આજે પરદેશીઓ આખી હિંદના લોકોનો રોટલો ઝુટવી લેતા હોય અને હિંદીઓને ભૂખે મારતા હોય ત્યાં એ પરોપકારવૃત્તિ છોડી ઘરના છોકરાને રોટી આપવાની જરૂર છે, તે માટે સમય પણ આવી પહોંચ્યો છે.

ઉપર વર્ણવી તે જાતની કારીગીરી આજે પણ હિંદના ખૂણે ખૂણે ટકી રહી છે તે નાશ પામે તે પહેલાં તેનો હાથ પકડવાની જરૂર છે. પૂ. મહાત્માજીએ એ દિશામાં પ્રયત્ન શરૂ કર્યો છે, એટલે તેનું શુભ પરિણામ તો આવશે, પણ તે સાથે જાહેર પ્રજાએ પણ આ દિશામાં પહેલ કરવી જોઈએ.

સખેડામાં હજુ કેટલાક કુટુંબો છે જેમણે એ કારીગરી સંભાળી રાખી છે અને ઓર્ડરથી જોઈએ તેવો માલ તૈયાર કરી આપે છે. કળા-કારીગીરીમાં રસ લેનાર અને તેને ઉત્તેજન આપનાર શ્રીમંત વર્ગે એક વખત સખેડાના કારીગરને કામ આપી જોવું જરૂરી છે. કારીગરોનું કામ જોયા પછી ઘરની શણગારની વસ્તુઓ માટે તેઓ જરૂર પરદેશ ભણી નજર નહિ માંડે.

યુવક

❧ ❧ ❧

# ગોધનની સુધારણાની જરૂર



[ મધ્યવર્તી ખેતીવાડી કાઉન્સિલ (ઇમ્પીરિયલ કાઉન્સિલ ઓફ એગ્રીકલ્ચરલ રિસર્ચ) ના પશુસંશોધનના વિષયના તજ્જ્ઞ કર્નલ ઓલીવરે સદરહુ સંસ્થા તરફથી પ્રકટ થતા 'એગ્રિકલ્ચર ઍન્ડ લાઇવસ્ટોક' નામના દ્વૈમાસિકમાં 'હિન્દમાં પશુ-પેદાશની દૃષ્ટિએ દ્વિહેતુસાધક જાનવરોની અપૂર્ણતા' એ વિષય પર એક બોધક લેખ લખ્યો હતો અને તેમાં તેમણે ગોધનની સુધારણાની જરૂરીઆત પુરવાર કરી હતી. તેમાંના કેટલાક ભાગનો આધાર આ લેખ તૈયાર કરતા લેવામાં આવ્યો છે. ]

## દ્વિહેતુસાધક જાનવરો

'દ્વિહેતુસાધક જાનવરો' એ પ્રયોગ મૂળ અંગ્રેજી Dual purpose animal ઉપરથી આવેલો છે. જો એક જાનવર જાતથી એક કરતાં વધુ ગરજ સરી શકે તો તે જાતિને આ રીતે 'દ્વિહેતુસાધક' કહેવામાં આવે છે. વિલાયતમાં જાનવરોનો ઉપયોગ કામ, દૂધ અને માંસ માટે કરવામાં આવે છે. આ ત્રણ પૈકી કોઇ પણ બે બાબત એકજ જાનવર પાસે કરાવી શકાય તો તે જાનવરની જાતને દ્વિહેતુસાધક કહેવામાં આવે છે. વિલાયતની ખેતીમાં ગાય-બળદ કામ કરતા નથી. ત્યાં ખેતીના કામમાં મોટા ભાગે ઘોડાનો ઉપયોગ કરવામાં આવે છે. એટલે ગાયને દ્વિહેતુસાધક કહીએ એટલે તે બે હેતુઓનો અર્થ દૂધ અને માંસ, એવોજ કરવો જોઇએ. ગાય, બળદ વગેરેનો વિચાર કરતાં પાશ્ચાત્ય દેશો પૂરતો દ્વિહેતુસાધક જાનવરનો અર્થ દૂધ અને માંસ આપનાર જાનવરો એવો કરવામાં આવે છે. વસ્તુતઃ કોઇ પણ બે ઉપયુક્ત ગુણો એકજ જાનવરની જાતિની જોવામાં આવે તો તે જાતિને શાસ્ત્રીય દૃષ્ટિએ દ્વિહેતુસાધક કહી શકાય.

## હિન્દની દૃષ્ટિએ 'દ્વિહેતુ સાધક'નો અર્થ

હિન્દ દેશ ભક્તિપ્રધાન હોઇ હિન્દુ લોકો ગોમાંસ વાપરતા નથી આથી 'દ્વિહેતુસાધક' શબ્દનો અર્થ અહીં ઇંગ્લૅન્ડ કરતાં જૂદા પ્રકારનો છે. ગાયને માતા માનનાર દેશમાં ગોમાંસ ખાવાનો પ્રશ્ન ઉભો થતો નથી, અર્થાત્ દ્વિહેતુસાધક જાનવર એટલે કામ અને દૂધ આપનાર જાનવર એવો અર્થ થાય છે અને તેજ અર્થ કર્નલ ઓલીવરના પ્રસ્તુત લેખમાં કરવામાં આવ્યો છે. હિન્દીઓ ગાયને ગોધન કેમ માને છે એનો વિચાર કર્નલ ઓલીવરે પોતાના લેખમાં કર્યો નથી તો પણ તેનો ખુલાસો અહીં ટુંકમાં કરવાની જરૂર છે. ગાય કામ કરી શકતી નથી અથવા તેનાથી કામ લેવામાં આવતું નથી એનાં અનેક કારણ છે. એનું એક કારણ એ છે કે વાછરડાની સંભાળ માટે તેને છૂટી રાખવાની જરૂર છે. ગર્ભ રહ્યો હોય ત્યારે તે કામ આપી શકતી નથી અને દૂધ આપતી હોય ત્યારે પણ તેને કામ આપવાનું યોગ્ય નથી. પરન્તુ ગાય વસુકી ગયા પછી તેને વિના કારણ પોષવામાં આવે છે, એવો એક આક્ષેપ થાય છે. આ આક્ષેપમાં ઝાઝું તથ્ય નથી આ ઉત્તરવયમાં તેના સમયવોમાં વૃદ્ધિ થતી નથી તેમજ દૂધ માટે ઓજસયુક્ત પદાર્થો ખવરાવવા પડતા નથી. શરીર ટકાવી રાખવામાં જરૂરી એવોજ ખોરાક તેને આપવાનો હોય છે. આપણા ગરમ પ્રદેશોમાં છાણના ખાતરની ઘણી જ જરૂર છે અને તે જરૂર આવાં જાનવરોથી પૂરી પડે છે. કેવળ ઘાસજ ખાઇને આવાં ઘરડાં જાનવરો ખેતીને અત્યંત ઉપયોગી એવું ખાતર આપે છે. આવી રીતે વૃદ્ધાપણામાં પણ યોગ્ય રીતે અને શાસ્ત્રીય પદ્ધતિએ ગાયની સંભાળ લેવામાં આવે તો તેથી ખોટ આવશે નહીં. ગોધનની આવી રીતે સર્વ પ્રકારે ઉપયોગિતા હોવાથી

હિન્દમાં ગોધનની બાબતમાં 'દ્વિહેતુસાધક' શબ્દનો ઉપયોગ કરવામાં આવે ત્યારે તેનો અર્થ દૂધ અને કામ, બેવડાં કરવો પડે તેમ છે.

## ગાય અને ભેંસ

દૂધની બાબતમાં ગાયનું પ્રતિસ્પર્ધી જાનવર ભેંસ છે. ગાયના દૂધ કરતાં ભેંસનું દૂધ સારું હોય છે એવી સાધારણ માન્યતા છે; જ્યારે વસ્તુસ્થિતિએ ભેંસના દૂધમાં ઘીનું પ્રમાણ વધારે અને ગાયના દૂધમાં ઓછું, એટલોજ તફાવત છે. સર્વસાધારણ માન્યતા એવી છે કે ઘી પૌષ્ટિક પદાર્થ છે. શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરતાં ઘીનો ઉપયોગ, શરીરને કામ કરવા માટે જોઇતી ઉષ્ણતા પૂરી પાડવાનોજ છે. શરીરની વૃદ્ધિ જે સ્નાયુઓ વડે થાય છે તેમની વૃદ્ધિ માટે જરૂરી એવાં ઓજસદ્રવ્યો ઘીમાં નથી. મલાઇ કાઢી લીધેલા દૂધમાં તે વધારે પ્રમાણમાં હોય છે. દૂધમાંનો ખરો પૌષ્ટિક પદાર્થ ઘી નથી પણ તેમાંનું ઓજસદ્રવ્ય (પ્રોટીન) અને ક્ષાર છે. આ ક્ષાર વડે હાડકાં વધે છે અને ઓજસદ્રવ્યો વડે સ્નાયુઓ વધે છે. જે દૂધમાં આ દ્રવ્યોનું પ્રમાણ વધારે હોય તે દૂધ લેવુંજ ઉચિત ગણાય. ગાય અને ભેંસના દૂધની આ દૃષ્ટિએ તુલના કરતા ગાયનું દૂધ ઉત્તમ ઠરે. કર્નલ ઓલીવરે નહિ નોંધેલી એવી એક વિશિષ્ટતા ગાયના દૂધમાં છે. ગાયના દૂધનો જે પીળચટો રંગ હોય છે તે કેરોટીન અને ઝેન્થોફીલ એ બે પદાર્થોને લીધે હોય છે. આ પદાર્થો જ્ઞાનતંતુને પોષણ આપનાર છે અને તેથી ગાયના દૂધથી આપણું મગજ તર રહે છે; એવો આપણો અનુભવ છે. ભેંસના દૂધમાં આ ગુણ નથી; કેમકે ભેંસની શરીર-રચના એવી છે કે ઘાસ અથવા ઇતર પદાર્થોમાંથી ભેંસ આ બે દ્રવ્યો પચાવી શકતી નથી. શાસ્ત્રીય રીતે, ગાયનું દૂધ ભેંસના દૂધ કરતાં અનેક પ્રકારે ચડે છે. આપણા આહારમાં પિષ્ટયુક્ત પદાર્થો વધારે છે. દાખલા તરીકે, ચોખા, જુવાર વગેરે. આ પદાર્થોથી માણસના શરીરની અગત્યની વૃદ્ધિ થતી નથી. માટે દૂધની જરૂર પડે છે અને ઉપરોક્ત વિ[illegible] પછી, ગાયનું દૂધ લેવું એમ ફરી વાર કહેવાની જરૂર રહેતી નથી. અત્યારે દૂધવાળાઓ ગાય કરતાં ભેંસને વધારે પસંદ કરે છે. આના અનેક કારણો છે પણ તેમાં, ઘરાકો તરફથી વધારે ઘીવાળા દૂધની માગણી એ મુખ્ય મુદ્દો છે. દૂધવાળાઓ ભેંસ પસંદ કરે છે તેમાં ભેંસનો સ્વભાવ પણ ઘણે અંશે કારણભૂત છે. ભેંસને માટે ગમે તેવી કળતરવાળી જગા ચાલી શકે છે; બચ્ચું ન હોય તો પણ તે દૂધ આપે છે; જે પ્રમાણમાં ખોરાક અપાય તે પ્રમાણમાં દૂધ દે છે; અને તે જનાવર સ્વભાવથી સ્થિર હોવાથી બહુ હરવુંફરવું તેને ગમતું નથી. આથી ગમાણમાં બાંધવા છતાં ભેંસની પ્રવૃત્તિમાં ખાસ ફરક પડતો નથી, વળી ભેંસ વસૂકી ગયા પછી તે સહેલાઇથી વેચી શકાય છે, ભેંસ અને ગાયની વચ્ચે ગોવાળોની દૃષ્ટિએ એક મહત્ત્વનો તફાવત એ છે કે કુદરતી રીતે ભેંસનાં બચ્ચાં ઓછાં જીવે છે; આથી તેમને બધુંજ દૂધ મળે છે. ગાયની બાબતમાં આમ થતું નથી. ગાય સ્વભાવથીજ સ્વચ્છ જનાવર હોવાથી ગાયની પ્રજા વધુ પ્રમાણમાં મરતી નથી. ગોવાળની નજરે આ ખોટ છે. આ અને આવાંજ વિવિધ કારણોને લીધે ભેંસ પસંદ કરે છે છતાં છેવટે તો, સારી ગાયોજ ઇષ્ટ અને ઉપયોગી ઠરે છે.

## પરદેશોમાંની પરિસ્થિતિ

હિન્દુસ્તાનની ગાયોનો વિચાર કરતાં એમ માલુમ પડે કે ગાય ઓછું દૂધ આપે છે અને તેના પ્રમાણમાં ભેંસ ઘણું વધારે દૂધ આપે છે. આવી સ્થિતિમાં, ગાયની ઓલાદ વધારવાનું ખર્ચાળ છે અને તે પાછળ વપરાતા પૈસા નકામા જશે એવું કહેવાને લાગવાનો સંભવ છે. પહેલી નજરે કદાચ આમ લાગે [illegible]
પણ હોલેન્ડ વગેરે [illegible] નો અનુભવ
તેમ જણાશે [illegible] માંની
જાત વધુમાં [illegible]
[illegible] નો ઇતિહા[illegible]
[illegible] ની ગાયની [illegible]

નિરાશાજનક કંઇજ નથી એમ માલુમ પડશે. એટલુંજ નહીં પણ પ્રોત્સાહન મળવા જેવી સ્થિતિ આપણે ત્યાં છે એવી પણ ખાત્રી થશે. ગયાં ૨૫ વર્ષમાં આપણા દેશમાં થયેલા પ્રયત્નો તરફ નજર નાખીશું તો આપણી ખાત્રી થશે કે હોલેન્ડની બરાબરી આપણે કરી શકીશું.

### હિન્દી ખેતીમાં ગાયનું સ્થાન

ખેતીની દૃષ્ટિએ ગાયનો વિચાર કરતાં તેને ખરેખર માતાની ઉપમા આપવામાં આવે છે તે યોગ્ય છે. આપણી ખેતીમાં બળદનું સ્થાન સૌથી મુખ્ય છે. બળદની માતા જેમ સર્વ જાનવરો કરતા ઉત્તમ દૂધ આપીને ઘડપણમાં સુન્દર ખાતર આપે છે તેમ આ બળદ ખેડૂતોને હરઘડી ઉપયોગી થઈ પડે છે. ખેતીનું એવું એક પણ કામ નથી કે જેમાં બળદની સૌથી વધુ જરૂર પડતી ન હોય ખેતર ખેડવાનું હોય ત્યારે તેનું જ કામ પડે છે અને લણણી થાય ત્યારે પણ તેને ખળા પર જવું પડે છે. ત્યાં ધાન્ય તૈયાર થયા પછી પણ તેને વેચવા માટે બજારમાં લાવવા માટે બળદની જરૂર પડે છે. કુવામાંથી પાણી ખેંચીને પાકને છવાડવાનું કામ પણ બળદ કરે છે. વર્ષમાં એક-બે વાર ખેડૂતો જાત્રાએ જાય ત્યારે પણ ગાડું જોડીને જાય છે. આવી રીતે વિવિધ કામોમાં બળદ ઉપયોગી છે. હિન્દી ખેતીમાં બળદ એ ખેડૂતના જેટલોજ મહત્વનો ઘટક છે અને આથીજ ગાયને માતાનું સ્થાન અપાયેલું છે. ટુંકમાં કહીએ તો, હિન્દી ખેતીમા ગાય અને બળદનું સ્થાન પ્રથમ પંક્તિનું છે અને તેથીજ આ જાતિનાં જાનવરોને ગોધનની સંજ્ઞા આપવામાં આવેલી છે,

### ગાય પાળવી શ્રેયસ્કર

ગાયની ઉપયોગિતા તથા ગાય અને ભેંસના દુધનો શાસ્ત્રીય દૃષ્ટિએ ફરક ઉપર બતાવ્યો છે. હવે, ગાય અને ભેંસ બેમાંથી કયું જાનવર પાળવું શ્રેયસ્કર તેનો વિચાર કરીએ. કોઇ પણ જાનવર જે દૂધ આપે છે તે, તેને મળતા ખોરાકના પ્રમાણમાં આપે છે. આહારના બે ભાગ પડે છે; એક, શરીરધારણ

માટે જરૂરી આહાર અને બીજો, શરીર જેનેથી જે કામ Performance મળે છે તેના માટે જરૂરી ખોરાક. શરીરધારણ માટે જરૂરી ખોરાકનો આધાર તે જનાવરના વજન પર છે. આ પછી બીજો ભાગ, તે જાનવર જેનેથી મળતા કામનો છે. દાખલા તરીકે, એક શેર દૂધના ઉત્પાદન માટે ગાય અને ભેંસ સાધારણ રીતે સરખોજ ખોરાક ખાય છે; પરન્તુ પહેલા ભાગને (શરીરધારણ) માટે ભેંસને ગાય કરતાં વધુ ખોરાક ખાવો પડે છે, અર્થાત્ આ દૃષ્ટિએ ભેંસ ગાય કરતાં વધુ ખર્ચાળ છે એ સ્પષ્ટ છે. આ ઉપરાંત સ્વચ્છતા, નિરોગીપણું વગેરે ગાયના ગુણ છે. ગાયનું દૂધ શરીરવૃદ્ધિમાં ઉપયોગી છે અને ગાયને પોષવામાં ખર્ચ ઓછું થાય છે, એથી ગાય પાળવી એજ શ્રેયસ્કર છે.

**દ્વિહેતુસાધક જનાવરોની વૃદ્ધિ**

દ્વિહેતુસાધક જનાવરો (કામ અને દૂધ એ બંન્ને દૃષ્ટિએ ઉપયોગી જનાવરો) ની પેદાશ કરવી કે નહીં, એવા પ્રકારનો વાદ હમણાં ચાલુ છે. શાસ્ત્રીય દૃષ્ટિએ દ્વિહેતુસાધક જનાવરો નિર્માણ કરવાનું શક્ય છે પરન્તુ આ શક્યતાની ઇષ્ટાનિષ્ટતા જોવાનું જરૂરી છે. કેટલીક બાબતો શાસ્ત્રીય રીતે શક્ય હોય તો પણ વ્યવહારમાં સર્વ રીતે ફત્તેહમંદ થઈ શકતી નથી. દ્વિહેતુસાધક જાતો નિર્માણ કરવી શક્ય હોવા છતાં તે નિર્માણ થયા પછી ટકાવી રાખવાનું બહુ કઠણ છે. એકાદ પેઢીમાં એક ગુણનો ઉત્કર્ષ થયો કે લાગલોજ તેના પ્રમાણમાં બીજા ગુણનો અપકર્ષ થાય છે; અને આપણને જરૂરી એવાં જાનવરોના, કોઈ પણ એક ગુણમાં ઉણપ રહે છે. આ પ્રકારનો અનુભવ ઇંગ્લેન્ડમાં 'શોર્ટ હોર્ન' (ટુંકા શીંગડાવાળી ગાયની એક જાત) ગાયની બાબતમાં નિષ્ણાત શાસ્ત્રીઓને થયો છે. આવી દ્વિહેતુસાધક જાત સાધારણ કામમાં હંમેશ ઉપયોગી થાય પણ મહેનતના કામમાં અથવા એકજ ગુણની પરાકાષ્ઠાનો વિકાસ કરી બતાવવાની દૃષ્ટિએ તે નકામા ઠરે. આ ઉપરાંત, આ જાતિની પ્રજા પણ તેના જેવીજ થશે એમ ખાત્રીપૂર્વક કહી શકાતું નથી; કારણ કે ક્યા

વખતે કયા ગુણનો પ્રકર્ષ થશે, એ પ્રત્યક્ષ નિર્માણ થયેલી પ્રજા જોયા સિવાય નક્કી થતું નથી. આથી, આ પ્રકારની દ્વિહેતુસાધક જાતો નિર્માણ કરતાં એક એક ગુણનો સંપૂર્ણ ઉત્કર્ષ થયો હોય એવી જૂદી જૂદી જાતો કરાવવાનું જ શ્રેયસ્કર છે. આથી ઉત્કૃષ્ટ પ્રકારનાં જાનવરો તો નિર્માણ થાય છેજ પણ તે સાથે મધ્યમ દરજ્જાનાં પણ થાય છે. એ વાત વિજ્ઞાનથી સિદ્ધ થઇ છે. હિંદુસ્તાનમાં જનાવરોની પેદાશનું અંતિમ ધ્યેય દ્વિહેતુસાધક જનાવરો ન માનતાં તેના બદલે એક એક ગુણનો ઉત્કર્ષ સાધ્ય માનવાનું જ ઇષ્ટ છે.

### સરકારનું કર્તવ્ય

દેશમાં જનાવરોની આવી રીતે પેદાશ કરવાના ખાનગી પ્રયત્નો અપૂરતા હોય છે અને ખાનગી પ્રયત્નો માટે ક્વચિત પૈસા મળે તો પણ તે માટે જરૂરી એવું અનેક વર્ષોનું સાતત્ય મળવું પણ કઠણ છે. આવાં જનાવરોની વંશાનુવંશિક નોંધ લઇને તે વખતોવખત શાસ્ત્રજ્ઞો કને તપાસાવી લેવી ઠીક છે એમ સિદ્ધ થયું હોય તે પ્રસિદ્ધ કરવાનું કામ સરકાર સિવાય બીજાના હાથે થવું અશક્ય છે. આ કામમાં પસાતી પુષ્કળ જરૂર પડે છે, જે ખાનગી વ્યક્તિ કનેથી મળે એમ માની શકાય નહીં. સરકાર કેવળ એક બે ઓલાદ વધારવાનાં કેન્દ્રો સ્થાપે તેથી ચાલી શકે એમ નથી. આ કામ માટે તજ્જ્ઞોનું એક મંડળ નીમીને તેને દેશમાં જનાવરોની વૃદ્ધિ કરવા માટે, પાક વધે તે માટે પશુસંવર્ધનના કામને પ્રોત્સાહન આપવા માટે અને જૂદા જૂદા પ્રાન્તોમાં પશુસંવર્ધનના કાર્ય પર દેખરેખ રાખી તેમાં સુધારો કરવા માટે જરૂરી અધિકાર અને નાણાં આપવાં જોઇએ. આજ પ્રમાણે દેશના અનુપયોગી આખલાઓની ખસી કરવાની સત્તા પણ આ મંડળને હોવી જોઇએ. સરકાર આવું મંડળ અથવા સમિતિ સ્થાપશે અને યોગ્ય ઝીણવટપૂર્વક કામ લેવામાં આવશે તો હિન્દનું પશુધન બીજા કોઇ પણ દેશની બરોબરીનું જ નહીં પણ તે કરતાં યે સરસ થઇ શકશે.

# ધોળકાની ચંપલો

[ લેખક : ડાહ્યાભાઇ મ. પટેલ ]

સાચું અર્થશાસ્ત્ર દેશના ઉદ્યોગો મરવા ન દેતાં તેને સહકારી બનાવી વિકસાવવામાં સમાય છે, એ વાત સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલે એક ગામડાના મોચીના બૂટની કહાણી મારફત સમજાવી હતી. તે ધોળકામાં ગાંધીજીના પ્રતાપે પ્રત્યક્ષ થઇ રહી છે.

આપણી પાસે ચામડા હોય, કારીગરો હોય, બુદ્ધિ હોય, કુશળતા હોય, પરંતુ તે સર્વનો સમન્વય કરી ચામડાના ઉદ્યોગને વિકસાવવામાં જાણે હીણપત લાગે છે, એવી ખોટી ધર્મભીરુતાને સંઘરવાથી પરદેશી બૂટમાં આપણે મોહ્યા. ગાંધીજીના પ્રતાપે આ મોહ દૂર થતો જાય છે.

આજે અમદાવાદ, વડોદરા, સુરત, મુંબાઈ આદિ નગરોના ખાદીભંડારો અને સ્વદેશી બજારોમાં ધોળકાના ચંપલો કોડીબંધ વેચાય છે. એની મુખ્ય ખૂબી એ છે કે તે કતલ કરેલાં ઢોરનાં ચામડાંનાં નહિ, પરંતુ મરેલા ઢોરનાં ચામડાનાં હોય છે; અને ખૂબ ટકાઉ હોય છે. કિંમતમાં પણ તે સસ્તા હોય છે.

આ ચંપલના ઉદ્યોગનો ઇતિહાસ જાણવાં જેવો છે. તેની સાથે આ ઉદ્યોગ ખીલવવા સૌ કોઈ અનુકૂળ થઈ શકે તે હેતુ પણ આ ઇતિહાસ પાછળ રહ્યો છે.

તળ ધોળકામાં ચમારના કુટુંબ આશરે ૨૦૦ છે. આ ચમાર જ્ઞાતિના ગોળનાં ૪૦ ગામ છે. તેમાં કાવીઠા, બદરખા, વાસણાકેલીઆ, ભાત, કોઠ વગેરે મોટાં ગામમાં ૫૦ થી ૭૫ કુટુંબ ચમારનાં રહે છે ગામડાંઓમાં આ લોકોમાંના ઘણા ખેતી કરે છે, કેટલાક ખેતીની મજૂરી કરે છે અને ઘણાખરા ખેતી સાથે પણ ચામડાં ઉતેડવા અને પકવવાનું કામ કરે છે; તેમનાં બૈરાં મોટે ભાગે મજૂરીએ જાય છે

ગામડાંના ચમારોના ખેડૂતો ઘરાક હોય છે. તેમના ઘરાકનાં ઢોર મરે તો તે ચમારો લઇ આવે, તેને ઉતરડે; તેનો બદલો ઘરાકના જોડા ફાટે-તૂટે તો સાંધી આપીને વાળે; અમુક દરે ખેડૂતના ખેતરમાં મજૂરીએ જાય; કોસ રાશ વગેરે તૈયાર કરે, સીવે, દુરસ્ત કરી આપે ને અમુક પરઠણ પ્રમાણે ખેડૂત સાથે વ્યવહાર રાખે; એટલે ચમારો ખેડૂતને ખૂબ ઉપયોગી છે, ગામને યે લાભકર્તા છે, અને ખેતીમાં તેમનો થોડો-ઘણો હિસ્સો હોય છે.

પરંતુ અત્યારે ખેતી વણસી છે, ખેડૂત ડૂબ્યા છે, ગામડાંની આર્થિક સ્થિતિ કથળી છે; તેથી ખેડૂત અને ચમાર વચ્ચેના સંબંધ મીઠા નથી રહ્યા; અને ધોળકા જેવા નગરમાં ૨૦૦ કુટુંબોનું આવી રીતે પોષાણ થવું મુશ્કેલ થઈ પડે; એ સ્વાભાવિક છે.

ચમારો બીજા વર્ગ કરતાં બુદ્ધિમાં ઊતરતા નથી હોતા. કેટલીક વખત તો તેમનું બુદ્ધિકૌશલ્ય વણિક કરતાં યે વધે તેવું નજરે પડે છે, અને એ બુદ્ધિનો ઉપયોગ તેમણે કમાવાની અનેક રીતો ખોળવામાં વાપર્યો. ધોળકા એ ભાગતું નગર છે. ઘણાં ઘર ઉજ્જડ થયાં છે. આ ઘરનાં કાટમાલ ઉકેલવા, ખરીદવા, વેચવાનું કામ તેમણે પોતાનું કરી લીધું ધોળકા અને તેની આજુબાજુની વાડીઓમાં ઉપજતાં જમરૂખ, દાડમ, વગેરે માલના ટેકા રાખવાનું શરૂ

કર્યું, અને ખેતીમાં તેમનો પગપેસારો હતો તેવો પગપેસારો તેમણે વેપારમાં કર્યો. તેમની મહેનત અને વેપારને લીધે ધોળકાના ચમારો સુખી છે, એવી માન્યતા બધે પ્રસરી રહી છે.

જોડા શીવવા વગેરે કામ મોચીઓનું જ એમ મનાતુ. ચમારોએ જોયું કે ચામડું પકવી મોચીને વેચીએ છીએ અને પોતાના આપેલા ચામડા ઉપર મોચી મહેનત કરી કમાય છે, તો આપણે કેમ ના કમાવું? તેમણે બૈરાં પહેરે છે તેવી જૂની ઢબની જોડીઓ બનાવવા માડી. ચીકો કેશવ નામના ચમારે ચંપલ બનાવવાનું શરૂ કર્યું. પહેલાં પહેલા તો આ બધું ગામઠી બરતું થતું, પણ જોડીઓ, ચંપલ શીવવાનો એક ધંધો ચમારોએ ધીમે ધીમે પોતાનો કરવા માંડ્યો.

આ પ્રમાણે પોતાની ઉન્નતિ પોતાની મેળે કરવાના રાહે આ લોકો ચડતા હતા. તેમને ઉત્તેજન આપવાની જરૂર હતી. ઇશ્વરકૃપાએ તેમનો રાહ રાજમાર્ગ થાય તેવા યોગ તેમને પ્રાપ્ત થયા.

લાહોર તરફના બ્રાહ્મણ જ્ઞાતિના એક ભાઇ જેમને સૌ ગણેશ સાહેબ કહે છે, તે આજથી બારેક વર્ષ ઉપર ધોળકે આવીને રહ્યા. આ ભાઇ બ્રાહ્મણ હોવા છતાં વિલાયત જઇ ચામડું કેળવવાનો ધંધો શીખી આવ્યા હતા. કારીગરોમાં એક પ્રકારની પોતાના બળ ઉપર ઝુઝવાની સ્વતંત્રતા અને ખુમારી રહેલ હોય છે. અને તેથી તેમને સહી લેવા ઉદ્યોગના વિકાસ અર્થે આવશ્યક થઇ પડે છે; પરંતુ આપણે તે અસહ્ય ગણી મૂકીએ છીએ, તેથી ઘણી વખત કારીગરોના લાભથી દેશ વંચિત રહે છે. ગણેશ સાહેબની બાબતમા પણ તેમ બનેલું. તેઓ ધોળકે આવી ચામડાં કેળવવાનું કામ કરવા લાગ્યા. ચમારો બુદ્ધિમા તેજ અને કામ શીખી લેવામાં ખૂબ નમ્ર અને ગમે તેવા મિજાજ સહન કરી લે તેવા એટલે

સમજ્યા નહોતા. એ લોકો આવા અજ્ઞાનના કારણે જ ગામડાંઓમાં પણ વધુ ડરપોક હોય છે અને તેમની ડરપોકતા તેમણે ગાંધીજી આગળ પણ બતાવી. એમ એકદમ હિંમતવાળા તેમને શી રીતે બનાવાય? વાઘનું ચામડું ઓઢી વાઘ બનાવ્યે કાંઇ ચાલે? બધા ભાગી નીકળ્યા.

ચંપલનું કામ શરૂ કરેલું અને ચંપલની માંગ આવે. આ લોકો પોતપોતાના સ્થાનેથી ચંપલો શીવી મોકલાવતા. સુરેન્દ્રજી વગેરે ધોળકે આવતા અને ખાત્રી કરતા કે મુડદાલ ચામડું વપરાય છે અને તે સારી રીતે કેળવાય છે.

આ રીત બરાબર નહિ એટલે વળી પાછું ચમાલય એક વર્ષ બાદ આ લોકોએ આશ્રમમા ઠીક રાહ પર આણ્યું. ગણેશ સાહેબ તો બધું ચાલુ કરી વહેલા જ નીકળી ગયેલા. તેમના નીકળી જવામાં તેમનો સ્વતંત્ર મિજાજ પણ કાંઇક અંશે કારણરૂપ ખરો. પરંતુ આ કામ સરાડે ચડી ગયું હતું. ત્યાં તો હાંડીની કૂચ આવી. આશ્રમ વીખરાયુ.

અને ધોળકાના જે ચમારો પહેલેથી આમાં જોડાયો હતા તેમણે આ કામ પોતાનું સ્વતંત્ર કરી લીધું. આ ઉદ્યોગ એટલો બધો વિકસ્યો કે એકલા ધોળકામાં અત્યારે એકસો કુટુંબો આ ચંપલના ઉદ્યોગ પાછળ નભે છે. ગામડાંઓનાં પણ છુટાં-છવાયાં પચાસેક કુટુંબો ચંપલ બનાવનાં થઇ ગયાં છે. એકના એક હજાર થયા છે. ઠેરઠેર ધોળકાની ચંપલો વેચાય છે. કાવીઠાવાળા, ધોળકાવાળા ચમારો પોતાની ચંપલો અમદાવાદ શહેરમાં રસ્તા ઉપર બેસીને પે વેચતા થઇ ગયા છે; ચંપલની બે ત્રણ સ્વતંત્ર દુકાનો ચમારોની માલકીની ચાલે છે. અમદાવાદના ખાદી ભંડારોમાં અને મુંબાઇના સુરજી વલ્લભદાસના ભંડારમાં, સ્વદેશી બજારમાં અને "નવજીવન" સંઘમા એમ બધે સ્થળે ધોળકાની ચંપલો વેચાય છે.

જેમ ધોળકાનાં દાડમ, ધોળકાનાં જામરૂખ, ધોળકાની સૂક અને ધોળકાની સાડીઓ વખણાય છે તેમ ધોળકાની ચંપલો પણ વખણાતી થઈ છે; છતાં

તેમા ત્રુટિઓ ઘણી છે. મુખ્ય ત્રુટિ ચંપલના ચામડાં ચૂનામા પકવેલાં નથી હોતાં તે છે. અત્યારે તેઓ બીડામાં જ, જૂની ઢબે પકવે છે તેથી ચામડાં કુણા અને વજનમાં હલકાં નથી હોતાં. ચૂનામાં પક્વ નો ભાવમાં મોંઘી પડે એ તેનું મુખ્ય કારણ છે. મોંઘા ભાવે પણ આજ ચંપલો લેવાય એવી ખાત્રી આ લોકોની થાય, તો ચૂનામાં પકવવાનું જોસભેર ચાલુ કરવા તેઓ તૈયાર છે અને ચૂનામા પકવવાનુ કામ એકાદ જણુ શીખેલ છે, ને બીજા પોતાના ખર્ચે શીખી આવે. મુંબાઇનો "નવજીવન મંઘ" આ બાબતમા અત્યારે ખૂબ રસ લઈ રહેલ છે ને અનેક સૂચનાઓ કરે છે, અનેક તરેહો બતાવે છે અને તેની દોરવણી-ને લીધે જ ધોળકાના ઉત્તમ કારીગરો વચ્ચે અત્યારે સહકારથી કામ કરવાનું શરૂ થયુ છે

જેમ કાનપુરમાં ચામડાનો ઉદ્યોગ ખીલ્યો તેમ ધોળકામાં આ ચંપલનો ઉદ્યોગ ખીલી શકે તેમ છે. લોકો તરફથી તેને ઉત્તેજન મળવાની ખાસ જરૂર છે.

# હિંદમાં કાચની બંગડીઓનો ઉદ્યોગ

હિંદમાં ફિરોઝાબાદ કાચની બંગડીઓ બનાવવાના ઉદ્યોગનું કેંદ્ર છે. આ ઉદ્યોગનાં ત્યાં નાનાં મોટાં સેંકડો કારખાનાં છે. અત્યારે એ ઉદ્યોગ પાછળ ૧૦ થી ૧૫ હજાર સ્ત્રી પુરુષો અને બાળકો રોજી મેળવી રહ્યાં છે.

ફિરોઝાબાદમાં બંગડીઓના ચાલુ ઉદ્યોગનો આરંભ આ સદીનાં પ્રથમનાં ૧૦-૧૨ વર્ષોમાં થયો. સૌથી પ્રથમ ત્રણ વ્યાપારીઓએ "ધી ઇન્ડિઅન ગ્લાસ વર્ક્સ" ની સ્થાપના કરી હતી. આ કારખાનાની સ્થાપનાની સાથે જ એનો દેશવિદેશો સાથે સંબંધ શરૂ થયો.

આ પહેલા કારખાનાને ચલાવવા માટે બે ઓસ્ટ્રિઅન કારીગરોને રોકવામાં આવ્યા હતા. આ કારીગરોએ બે એક ઉસ્તાદી યુક્તિઓ સિવાય બાકીની બધી કરામતો આપણા દેશી કારીગરોને બતાવી. આ કારખાનાના પ્રથમના જ વર્ષમાં લાલ અને પીળા રંગ સિવાયના કાચની બંગડીઓ બનવા લાગી.

પ્રથમ જૂના પુરાણા સ્વરૂપમાં આ ઉદ્યોગ ફિરોજપુરમાં ચાલતો હતો ત્યારે કારીગરો ઈંટો બનાવવાની ભઠ્ઠીઓ જેવી ભઠ્ઠીઓ બનાવી કાચના મોટા મોટા પીંડા તૈયાર કરતા હતા. ત્યાર પછી એ પીંડાઓને નાની નાની ભઠ્ઠીઓમાં ઓગાળી લોઢાની સળીઓની મદદથી બંગડીઓ તૈયાર કરતા હતા. આ બંગડીઓ મોટી તેમજ પાકી થતી હતી. એ વખતે કાચ બનાવવામાં મુખ્ય પદાર્થ તરીકે સાજીખાર વાપરવામાં આવતો હતો. એ પછી એ કારીગરોના સાંભળવામાં આવ્યું કે 'કોબાલ્ટ' નામના પદાર્થની મદદથી કાળો રંગ મેળવી શકાય છે, અને એ પદાર્થ વિદેશોમાં મળી શકે છે, એટલે એ મગાવવામાં આવ્યો; અને ત્યારથી લીલી, કાળી અને સફેદ એ ત્રણ જાતની બંગડીઓ બનાવવામાં આવી હતી.

નવા કારખાનાના પદ્ધતિસરના આરંભથી બંગડી બનાવવાની જૂની પદ્ધતિને સ્થળે નવી પદ્ધતિ દાખલ થઈ. અત્યાર સુધી કાચના પીંડા બનાવવામાં આવતા હતા, ત્યાં હવે રોટલી જેવી ચેપલીઓ બનાવવાની શરૂઆત થઈ. આ યુક્તિ અમલમાં આવવાથી કારીગરોને આ ઉદ્યોગમાં એકદમ સરળતા પ્રાપ્ત થઇ.

આ કારખાનાની શરૂઆતની કારકીર્દીમાં ભઠ્ઠીઓ ડાઇરેક્ટ પદ્ધતિથી થતી, પણ પછીથી જાપાનીઝ ઇન્ડાઇરેક્ટ પદ્ધતિથી ભઠ્ઠીઓ શરૂ થઈ. આ નવી પદ્ધતિમાં કાચની ભઠ્ઠીઓ અને કાચના તાવડા ઢંકાયેલા રહેતા હોવાથી કારીગરોને શારીરિક દૃષ્ટિએ લાભ થયો.

આપણે ત્યાં જે કાચ બનાવવામાં આવે છે, તેમાં એક ખાસ પ્રકારની રેતી, કોલસા, કળીચૂનો અને કલમી શોરા નામનો પદાર્થ એ મુખ્ય છે. આ પદાર્થો હિંદમાં જ થાય છે. આ સિવાયના બાકીના પદાર્થોઃ સોડા એશ, કોબાલ્ટ કોપરસલ્ફેટ, બોરાક્સ, ઝિંક, ઓક્સાઇડ, સેલેનિઅમ, કેડમિઅમ, યુરેનિઅમ, બાઇક્રોમેટ ઓફ સોડા અને પોટાશ, બેરિઅમ કાર્બોનેટ, આયર્ન પર ક્લોરાઇડ એ વગેરે રંગ દેવાના પદાર્થો પરદેશોમાંથી મગાવવાના હોય છે.

બંગડી વાળવાનું કામ તો પૂર્વની માફક અત્યારે પણ હાથથી જ કરવામાં આવે છે; છતાં પદ્ધતિમાં ઘણોજ ફેરફાર તેમજ સરળતા થયાં છે. પ્રથમની માફક અત્યારે એક એક બંગડી અલગ અલગ નથી બનાવવી પડતી. અત્યારે એક બાજુ કાચ તૈયાર થતો આવે છે અને બીજી બાજુ કારીગર યંત્રની મદદથી ગતિમાં રહેતા વેલણ જેવા લાકડાના ગઠ્ઠા પર કાચના તાર વીંટતો જાય છે. એ ગઠ્ઠો ભરાઈ ગયા પછી તેને ઉતારી લેવામાં આવે છે અને તેના મધ્ય ભાગમાંથી બે વિભાગ કરી નાખવામાં આવે છે. એ પછી બીજી કેટલીક ક્રિયાઓમાંથી પસાર થયા બાદ બંગડીના સ્વરૂપમાં એ તારો આવી રહે છે. હવે જે સાંધો મૂળમાં ખુલ્લો હોય છે, તેને જોડવાની ક્રિયા આ

# સુકાની કે સ્વાર્થી ?

❧ ❧ ❧

[ લેખક : 'મજુર' ]

* * *

"કેમ છો ? જીવા મેમ્બર, ખુશી તો ખરા ને ?"

"ઓ...હો...હો...હો...મોરારભાઈ ! આવો, આવો. આજ આ તરફ ક્યાંથી ભૂલા પડ્યા ?"

"આ અહીં થઈને જતો હતો, ત્યારે મનમાં થયું કે ચાલોને જીવાભાઈને મળતા જઈએ."

"સારૂં કર્યું ચાલો. અલ્યા છોકરા ? બે ચા લાવ." હોટલવાળા છોકરાને જીવાભાઈએ વર્ધી આપી. ચા પીને પીને બન્ને વાતોએ ચડ્યા.

જીવા મેમ્બર 'અશ્વિન' મિલના મોસલ ખાતાના પ્રતિનિધિ હતા. એ ઉપરાંત એમના મજૂર મંડળની ઓફીસમાં તેમનો પ્રભાવ પડતો. એ પ્રસન્ન થાય તો બેકારને ગેજી અપાવે એમ મનાતું; પણ જેના ઉપર એમની ઈતરાજી થઈ તેને મિલ ક્યારે છોડવી પડશે, તે નક્કી નહોતું. જો કે એ ખાતામાં બીજા ત્રણ પ્રતિનિધિઓ હતા, પણ તેમને કોઈ ગણતું નહિ. અને આજુબાજુની મિલોના મજૂરો તથા જીવાભાઈના સાંભળતાં તો અશ્વિન મિલના મજૂરો પણ કહેતા કે 'જીવા મેમ્બર નહિ હોય, ત્યારે એ મિલના સંગઠનનું શું થશે ?'

મજૂર મંડળમાં અશ્વિન મિલનું સંગઠન મજબૂત ગણાતું. એ મિલના મજૂરોને કોઈ પણ દિવસ ફરિયાદ કરવાની તો હોતીજ નથી, એમ કાર્યકર્તાઓનો મત હતો. જો કે કોઈ કોઈ વખત એ મિલનો એકાદ ઉદ્ધત કારીગર મંડળની ઓફીસે આવી ફરિયાદ કરતો કે જીવા મેમ્બર અહીં ફરીયાદ કરવા આવનારને હેરાન કરી કઢાવી મૂકાવે છે; પણ એવા પ્રતિષ્ઠિત મેમ્બર ઉપર આક્ષેપ કરનાર નાદાન મજૂર ફરીથી એવું કહેવા ઓફીસે આવતો જણાતોજ નહિ. મિલમાં એ ગયો છે કે નહિ, તેની કોઈ તપાસ કરતું નહોતું.

હમણાં હમણાં થોડા વખતથી મિલમાં ચર્ચા ચાલતી હતી કે જીવા મેમ્બરને હેડજોબર સાથે કંઈ ખટરાગ થયો છે; પણ થોડાજ વખતમાં એમને હેડજોબર સાથે હસીને વાત કરતા જોઈ ચર્ચા કરનારાઓની જીભ બંધ થઈ જતી. "કેમ ? મોરાર માસ્તર ! હાલ કઈ મિલમાં છો ?" જીવા મેમ્બરે ચા પીને પીને કહ્યું.

---

તૈયાર થયેલી બંગડી પર કરવામાં આવે છે, અને પછી વિદેશોમાંથી મગાવવામાં આવતા પ્રવાહીઓમાંથી તેમાં જુદી જુદી ભાતો, વેલબુટ્ટા ઉઠાવવામાં આવે છે અને પછી એ બજારમાં મૂકવા લાયક થાય છે.

આ ઉદ્યોગને જો સરકાર તરફથી પૂરતું રક્ષણ આપવામાં આવે તો હિંદમાં સારી રીતે વિકાસ સાધી શકાય તેવી સ્થિતિ છે, અને અત્યારે બંગડીઓ પાછળ કરોડો રૂપિયા વિદેશમાં ખેંચાઈ જાય છે, તે દેશમાં જ રહી દેશજનોને કામમાં આવી શકે તેમ છે. આ માટે વ્યાપારીઓએ જે પ્રથમ કાર્ય કરવાનું છે, તે સારા કારીગરોને વિદેશોમાં મોકલી એ ક્રિયાનું પૂરતું જ્ઞાન મેળવાવી લેવું એ છે. આ ક્રિયા અને સરકારનું પૂરતું ઉત્તેજન એ બે મળતાં આ ઉદ્યોગ એકદમ ખીલી ઊઠે એવી સ્થિતિ છે.

❧ ❧ ❧

"હમણાં તો એ માસથી ઘેર છું." ચાનો કપ ખાલી કરી મોગર માસ્તરે જણાવ્યું.

"કંઇ ઠેકાણું થાય એમ છે કે નહિ?"

"હમણા તો કંઇ જણાતું નથી પણ". માસ્તરે ભોચી ખંજવાળતે ખંજવાળતે આગળ ચલાવ્યું; "પણ...તમારા જેવા ધારે તો કંઇ થઇ શકે."

"હવે અમે તો વંઠી ઉપરનું ખસતું કહેવાઇએ," છગ્વા મેમ્બરે વિવેક કર્યો.

"હા, ભાઈ! હા. આખું શહેર તમને ઓળખે છે, કોણ તમારાથી અજાણ્યું છે? હવે જુઓ, હસવાનું જવા દો; હુ તમને મુદ્દાની વાત કહું .."

માસ્તરના મુખ સામે લાબો હાથ કરી તેમને બોલતા અટકાવી છગ્વા મેમ્બરે તેમની નજીક બેસી ચા પીતા એક મજૂરને કહ્યું–"ઊઠ અલ્યા! પણે આઘો જઇ બેસ"

મજૂર સફાળો ઊઠયો પણ ધોતિયાનો છેડો પગ તળે આવવાથી એણે લથડિયું ખાધું. પડતાં પડતાં માંડ બચ્યો, પણ બિચારાની ચા ઢોળાઇ ગઇ.

આ જોયું ન જોયું કરી મેમ્બરે મોગર માસ્તરને કહ્યું—

"હા, બોલો હવે"

"બોલવાનું બીજું તો કંઇ નથી પણ જો તમો સાથ આપો તો તમારી મિલમાં વ્યવસ્થા થાય એમ છે"

"એ કેવી રીતે?" મેમ્બરે ભમરો ઊંચી ચઢાવી પૂછ્યું

"વાત એમ છે કે તમારા મેનેજર સાહેબને ત્યા મારો ભાઇ નોકર છે, એટલે તેની મારફતે સીફારસ થશે અને વળી ફૂટફુટ વિગેરે રિવાજ મુજબ કરી દઇશુ એટલે એ બાજુનો વાંધો નહિ

'રૂનાં રજકણો વચ્ચે સખત મહેનત કરવાથી એને ક્ષય લાગુ પડ્યો છે.' એને મેં દવાખાને જ રાખી છે." જાણે કોઈ જાનવરની માંદગી વર્ણવતો હોય એવી બેદરકારીભરી રીતે તેણે જણાવ્યું.

"અચ્છા;" કહી સાહેબ આગળ ગયા.

* * *

બપોરના બાર વાગ્યા બાદ મીટીંગ રૂમમાં જીવા-મેમ્બરે બે બાઈઓને બોલાવરાવી.

"જો ધની! તું પણ સાભળ, જમની! તમને બનેને કહું છું, આજ સાંજના આપણી ઓફીસે જવાનું છે. તમારે ત્યાં અંગુઠો આપવાનો છે, અને લખાવવાનું શું તે જાણો છો? તમારે બનેએ કહેવાનું કે શના માસ્તરે સાંચા લઈ લેવાની બીક બતાવી, અમારી સાથે આડો વહેવાર રાખ્યો છે. અમો અંતરથી તો નારાજ છીએ પણ રોજી જવાની બીકથી બોલી શકતાં નથી. સમજ્યાં?" જીવાએ તેની નીચતાનું પ્રદર્શન કર્યું.

"ભઈશાબ! અમ ગરીબડાં પાસે આવું કાં કહેવડાવો?" ધનીએ ગળગળી થઈજઈ કહ્યું. જમનીનું મોં પણ લેવાઈ ગયું.

"ટક ટક ના કર! હું કહું તેમ કરવાનું છે. સાંચો ચલાવવો છે કે ઘેર જવું છે?" ડોળા કકડાવી જીવાએ જણાવ્યું. અત્યારે તે માણસ નહિ પણ શયતાન બન્યો હતો. કોની દેન છે કે જીવા મેમ્બરને ના કહી શકે? સાંજના મજૂર મંડળની ઓફીસે બે બાતનાં સ્ટેટમેન્ટ નોંધાયાં. એક વ્યભિચારનું, બીજું લાંચનું. લાંચના સાક્ષીઓ પણ તૈયાર હતા.

બીજે દિવસે મિલની ઓફીસમાં દલીલોની ઝડી વરસી. મજૂર મંડળના સેક્રેટરીએ આવાં નીચ કામ કરનારને રજા આપવા માટેની બધીજ દલીલો રજુ કરી. તેમને મન મજૂરોનું હિત એજ તેમનું સર્વસ્વ હતું. પુરાવો સજ્જડ મજબૂત હતો. શરમાળ ગરીબની સ્ત્રીઓ પણ, ખુલ્લી જુબાની આપતી હતી. જીવાનું કાવત્રું સફળ થયું. જોબર પોતાનો બચાવ કરી શક્યો નહિ; એનું નસીબ ફુટી ગયું અને એને રજા મળી.

બે દિવસ બાદ મોરારભાઈ હેડ જોબર તરીકે આવી ગયા. બસો રૂપિયા પાકવાથી જીવા મેમ્બરનો હરખ તો માતો નહોતો. રૂપિયાનો જીવાએ શો ઉપયોગ કર્યો તેની તેમને પરવાહ નહોતી.

બીજે દિવસે મંડળના એક કાર્યકર્તાએ આવી જીવા મેમ્બરને કહ્યું કે, "આજે સાંજના મજૂરોની મીટીંગ રાખવાની છે, માટે વર્ધી ફેરવાવો."

"મીટીંગમાં શું કહેવાનું છે?" જીવાએ પૂછ્યું.

"આદર્શ સંગઠન કેવું હોય તે તથા તેના ફાયદા સમજાવવાના છે;" કાર્યકર્તાએ જણાવ્યું.

સાંજના મિલ બંધ થયે મંડળની ઓફીસના બે માણસો મીટીંગ કરવા માટે ઊભા રહ્યા. તેમણે ધાર્યું કે વર્ધી ફરી હશે એટલે બધા આવશે પણ મજૂરો સીધાજ ચાલવા લાગ્યા ત્યારે તેમણે અવાજ કરી દરેકને બોલાવવા માંડયા. ફક્ત ગણ્યાગાંઠ્યાજ માણસો મીટીંગ માટે થોભ્યા. મેમ્બર તો અર્ધા માણસો ચાલ્યા ગયા પછીજ આવ્યા. તેમણે આવતાં વેંતજ જણાવ્યું કે, "અત્યારે થાક્યા પાક્યા મજૂરો ઊભા રહેતા નથી. હમણાંના તાર પણ ખૂબ તૂટે છે તો?"

નિરુપાયે મીટીંગ મુલતવી રાખવી પડી. મંડળના કાર્યકર્તાઓને મીટીંગ કેમ ન થઇ તેની સમજ પડી નહિ. પણ રસ્તામાં બે મજુરોને આપસમાં વાત કરતા તેમણે સાંભળ્યાઃ—

"યાર! મેમ્બરો મીટીંગ હોય છે ત્યારે વર્ધી તો ફેરવતા જ નથી."

"શેની ફેરવે? પછી મજૂરો સમજે તો તેમની સત્તા જતી રહેને!" બીજાએ જણાવ્યું.

નવા માસ્તર આવ્યા પછી પંદર દિવસમાં

ખાતાનું વાતાવરણ વિચિત્ર બની ગયું. જ્વાળામુખી ફાટવા પહેલાં જમીનના ઊંડાણમાં ખળભળાટ જાગે છે, પરંતુ બહાર સાંભળી શકાતો નથી; તે જ મુજબ ખાતામાં અસંતોષનું વાદળ ફરી વળ્યું હતું. મેમ્બરોની ગેરહાજરીમાં વાતો ચાલતી કે-"નવો જોબર સાંચા વાળાના વીસ અને ડોફરની દસ રૂપિયા લાંચના લે છે. જીવા મેમ્બરનો તેમાં ભાગ હોય છે. પગાર પર ધર્માદાનું ઉઘરાણું પણ બને મળીને ખાઈ ગયા." ખરૂંખોટું તો કોણ જાણે પણ પહેલાં કરતાં મજૂરો બહાર બેસી ગુસપુસ વધુ કરતા. એક દિવસ અકસ્માત જીવા મેમ્બરે એક મજૂરને બોલતાં સાંભળ્યો:

"એ તો હવે બાદશાહ થઈ પડ્યો ભાઈ! આજ સુધી એકલો હતો, હવે બે થયા, પછી પૂછવું શું. દારૂ ઢીંચવો ને લહેર કરવી! સાંચો ડોફર અત્યારે? ભાઈ મીટીંગ રૂમમાં ઊંઘ્યા કરે."

બીજે દિવસે એ કારીગરને ખટપટિયો છે કહી રજા મળી.

પણ પાપ બહુ દિવસ છૂપું રહેતું નથી. એનો છાપરે ચઢીને પોકારે છે.

જીવાનું પણ એમજ બન્યું. એક દિવસ જોબર સાથે પીઠા ઉપરથી પાછા ફરતાં નસીબ સંજોગે હમેશનો રસ્તો બદલી તે મંડળની ઑફીસ તરફ થઈ નીકળ્યો, ઑફીસના દરવાજા આગળ તેની કલ્પનામાં પણ નહિ હોય તે બન્યું. કોઈ અકસ્માત કાર્ય પ્રસંગે ચાલતા બહાર નીકળેલા ઑફીસના એક કાર્યકર્તા સાથે જીવાનો ભેટો થઈ ગયો, પોતે પીધેલો છે તે છૂપાવવા તેણે પ્રયત્નો કર્યા પણ, તેનો રંગ, ઢંગ અને મુખની દુર્ગંધ જોઈ કાર્યકર્તા એક નિશ્વાસ નાખી ચાલ્યા ગયા.

બીજી તરફ સમગ્ર પ્રતિનિધિ મંડળના ફાળાથી સત્યપ્રચારનું કામ ચાલુ કરવામાં આવ્યું. મજૂરોમાં ધીરે ધીરે જાગૃતિ આવવા લાગી. સાચા સંગઠનનું જોર સમજતાં તેઓ શીખ્યા, અને લત્તાઓમાંથી જીવા મેમ્બર વિરુદ્ધ છૂટક છૂટક ફરિયાદો આવવા માંડી. તેની લાંચ રૂશ્વત, જૂનાં જોબરનો જૂઠો કેસ વગેરે વાતો ઉપર અજવાળું આવવા માંડ્યું લત્તા પ્રચારકોએ તેની નોંધ લીધી. મિલમાં બોલી પણ નહિ શકનાર મજૂરો લત્તામાં છડેચોક ચેલેન્જ કરી જીવાનાં કારસ્તાન ઉઘાડાં કરવા લાગ્યા.

તે સિવાય દર બે વર્ષે થતી પ્રતિનિધિઓની નવેસરની ચુંટણીનો દિવસ પણ નજીક આવ્યો. જીવા મેમ્બરને કાને તેના ભાવીના ભયંકર ભણકારા વાગી રહ્યા હતા કોઈ બીજું કાવતરું તેને મેમ્બર પદ પરથી ખસેડવાનું ભયંકર ષડયંત્ર રચાતું હોવાની ઊડતી ગપ તેને કાને આવતી, પરંતુ તેનો સૂત્રધાર કોણ છે તેની એને ખબર પડતી નહોતી. તેણે મજૂરોને હાથ પર લેવા ફાંફાં મારવાં પડ્યાં. પણ હવે ઘણું મોડું થયું હતું. લત્તાની મીટીંગોથી ફાળવાના મજૂરો હવે બહાર બીડી પીવા બેસતાં પણ મજૂર ચળવળની-પોતાના સંગઠનની ચર્ચા કરતા હતા. જીવાને એમાં પોતાનું મેમ્બર પદ સરી જતું લાગ્યું. હાથની જતી સત્તા જાળવી રાખવા તેણે આખરી ઇલાજ અજમાવવા નિશ્ચય કર્યો. એ ભૂલી ગયો હતો કે મોટા મોટા રાજનીતિજ્ઞો અને સેનાપતિઓનો પણ સંઘ દ્રોહી થતાં પત્તો લાગ્યો નથી!

આ બાજુ લાંચ રૂશ્વત લઈ જીવાની મદદથી ગોઠવેલા નવા માણસોથી મોગરે જોબર પૂરૂં કામ ન લઈ શક્યો. પોતાનો દોષ ન આવે તે માટે તેણે જીવા મારફતે મંડળની ઑફીસે નોંધાવેલી તારની તકરારની જૂઠી ફરિયાદ પણ પકડાઈ ગઈ. ચાલાક સ્પીનીંગ માસ્તરે મંડળના સેક્રેટરીને પોતાની સાથે સાંચે સાંચે ફેરવ્યા અને તાર નથી તૂટતા તેની ખાત્રી કરાવી. પૂરતું પ્રોડક્શન નહિ આપી શકવાથી કંપનીએ મોગરા જોબરને છૂટા કરવાની નોટીસ આપી.

જીવાને હવે પોતાની પડતી ચોક્કસ લાગી. આટલું થયા છતાં પણ મજૂરોનાં મન મેળવી લઈ તેમની માફી માગી પ્રાયશ્ચિત દાખલ વધુ સેવા કરવા માટેની માગણી કરવાની કેટલાક હિતચિંતકોની સલાહ તેણે અવગણી અને કાદવમાં સરતો મનુષ્ય બહાર નીકળવા માટે ફાંફાં મારે અને ઊલટો વધુને વધુ અંદર ગરકે તેમ નકામી ખટપટો વધારી ને વિનાશના માર્ગે વધુને વધુ ધસ્યે ગયો.

આખરે ચુંટણીનો દિવસ આવી પહોંચ્યો. આગલે દિવસે પોતાની લાગવગ ધગવતા કેટલાક મજૂરદ્રોહી સાથીઓને મજૂરોના કહેવાતા આગેવાનોને લઇ તે પીઠા ઉપર ગયો. તેમને દારૂના પેગ તથા સેવ મમરાથી નવાજ્યા, અને બીજે દિવસે ચૂંટણીમાં પોતાને મન મળે તે જાતનો બંદોબસ્ત કરવા તેણે દરેકને ભલામણ કરી. દારૂના નશામાં તેના સાથીઓએ પણ તેને આકાશના તારા લાવી આપવા જેવી આશાઓ આપી. તે વખતે જીવાને પણ કંઇક આશા આવી કે કદાચ બગડી બાજી સુધરી પણ જાય.

સાંજના પાંચ વાગે મિલના ઝાંપા પાસે મીટીંગ કરવા પ્રબન્ધ થયો. તમામ કારીગરો રીતસર બેસી ગયા. લતાપ્રચારનું તાત્કાલિક પરિણામ તો અત્યારેજ જણાઇ ગયું. એજ જગ્યા ઉપર થોડા દિવસ પર મીટીંગ કરવા પ્રયત્ન થએલો અને તે વખતે બોલાવ્યા છતાં ઝાંખીને જોતા પણ નહોતા એજ મજૂરો આજે વગર બોલાવ્યે મીટીંગની ખબર માત્રથી જ એના એજ કાર્યકર્તાઓ આગળ રીતસર બેસી ગયા.

કાર્યકર્તાએ શરૂઆતમાં નાનકડું ભાષણ કરી પ્રતિનિધિની જરૂરિયાત તથા તે કેવા નિષ્કામ સેવાભાવી તથા મજૂરોનો હિતચિંતક હોવો જોઇએ તે સમજાવ્યું. સત્તાની તેને લાલસા ન હોય અને મજૂરોની સેવા કરવામાંજ પોતાની સાર્થકતા સમજે એવો તે હોવો જોઇએ એ મજૂરો મનમાં ઠસાવ્યું ત્યારબાદ ચૂંટણીના નિયમો સમજાવી ખાતાવાર ચૂંટણી શરૂ કરી.

પ્રથમ પહેલા ખાતાનો આગેવાન સર્વાનુમતે ચૂંટાયો પછી બીજા અને ત્રીજા ખાતાના પણ ચૂંટાયા. ઉપરના ત્રણે આગેવાનો નવાજ ચૂંટાયા. પછી આવ્યો જીવાના ખાતાનો વારો.

એક સાથીદારે ઊભા થઇ જીવાનું નામ સૂચવ્યું. બીજા એક મજૂરે તરતજ મોહન નામના એક ઉત્સાહી યુવાનનું નામ સૂચવ્યું. ચૂંટણીકર્તાએ બંનેનાં નામ પર મત લીધા.

દરેકની અજાયબી વચ્ચે બંને ઉમેદવારના પંદર પંદર મત મળ્યા. મજૂરો મૂંઝવાયા. બેલેટથી એટલે કે કાગળમાં ( દરેક પાસે ) લખાવીને મત લીધા: છતાં પણ બંને પક્ષે સરખાજ મત થયા. કાર્યકર્તા મૂંઝવાયા. એટલામાં એક મજૂરે ઊભા થઇ હિંમતપૂર્વક જણાવ્યું કે જીવા મેમ્બર દારૂડિયા તથા લાંચિયા હોવાથી ચૂંટણીના નિયમ મુજબ પ્રતિનિધિ થવા માટે નાલાયક છે. એની પાછળ બીજા પણ કેટલાક મજૂરોએ ઊભા થઇ એ મુજબ જ જણાવ્યું, સામી બાજુથી જીવાના માણસોએ તે બાબતનો ઇન્કાર કર્યો અને આ આક્ષેપ ખોટો કરવામાં આવે છે એમ જણાવ્યું. કેટલાક તો વળી જૂઠા આક્ષેપ માટે દરેકની ખબર લઇ નાખવાની ધમકી પણ આપી.

કંઇ પણ નિર્ણય ઉપર નહિ આવી શકવાથી ચૂંટણી કર્તા તથા મજૂરો મંડળની ઑફીસ પર ગયા. ચૂંટણીકર્તાએ આખો કેસ સેક્રેટરી પાસે રજૂ કર્યો. સેક્રેટરીએ એ મિલના મજૂરોના સંસર્ગમાં આવનાર કાર્યકર્તાનો જીવા મેમ્બર પરના આક્ષેપો માટેનો મત માગ્યો. તેમણે દઢતાપૂર્વક જણાવ્યું કે–

" ખટપટ માટે તો મારી પાસે એકજ સાબિતી –તારની તૂટફાટની ખોટી ફરિયાદની છે. બાકી મેં પોતેજ આપની ઑફીસના દરવાજા આગળ એક દિવસ જીવાભાઇને પીધેલી હાલતમાં જોયા છે, અને એમને પોતાને જ એ બાબત પૂછીને ખાત્રી કરો.

જીવાનું મોં પડી ગયું. એટલામાં તો બે મજૂરોએ ઓચીંતા આવી દરેકની અજાયબી વચ્ચે સેક્રેટરી પાસે પાઘડી ઉતારી. તેમને તેમ કરવાનું કારણ પૂછતાં તેમણે રોતાં રોતાં જણાવ્યું:

" સાહેબ ? જૂના માસ્તર રતાને કઢાવી મૂકવા માટે જીવા મેમ્બરે અમારી પાસે ખોટાં સ્ટેટમેન્ટ કરાવ્યાં હતાં.

અમે લાંચ બાંચ કંઇ પણ આપ્યું ન હોતું, અને સાક્ષીઓ પણ જૂઠા હતા. "

સેક્રેટરી અજાયબ બની જીવા સામું જોવા લાગ્યા. માણસ આવું કરી શકે એમ માનવા પણ તેમનું અંતઃકરણ ના પાડવા લાગ્યું. જીવાને કંઈ પૂછવાનો તેઓ વિચાર કરે તેટલામાં નવો ઉમેદવાર મોહન, ધની અને જમનીને લઇને તેમની આગળ આવ્યો,

" સાહેબ ! આ બે બેનોને પણ કંઇક કહેવું છે. " તેણે જણાવ્યું.

# વ્યાપાર ને ઉદ્યોગ

એ

## દેશની પ્રગતિના મહામુલ્ય

સ્થંભો છે

# જીંદગીના વીમાની પોલીસી

**વ્યાપાર ઉદ્યોગની સદ્ધરતા તથા જીવનની**
**સફળતામાં મહાન ફાળો અર્પે છે**



દરેક ઉદ્યોગપતિ તેમજ ધંધાદારીને
અનુકુળ આવે તેવી યોજનાઓ
"સેન્ટીનલ" પાસે મોજુદ છે



| |
|---|
| દરેક જગ્યાએ લાગવગ-વાળા એજન્ટો ઉદાર શરતોથી જોઇએ છે. |

સંપુર્ણ માહિતી માટે

આજેજ પ્રોસ્પેકટસ મંગાવો:—

# ધી સેન્ટીનલ

## એસ્યોરન્સ કંપની લીમીટેડ

| બ્રાંચ — | હેડ ઓફીસ — | સબ બ્રાન્ચ — |
|---|---|---|
| રીલીફ રોડ અમદાવાદ | ફોર્ટ, મુંબઈ | માંડવી ગેટ વડોદરા |



એજન્ટસ
**મહેતા એન્ડ સન્સ**
સ્ટેશન રોડ, ગોધરા

રેપ્રેઝેન્ટેટીવ
**માસ્તર કેશવલાલ ગ. દવે**
પાચકુવા, કાપડ બજાર—અમદાવાદ



આ સિવાય તેને અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સના ખેતીવાડી ખાતાના વડાને પણ એક પત્ર લખેલો તેનો તેને જવાબ મળ્યો તેમા તેમણે લખેલુ કે "અમે તમારા ઝાડ છોડ વગેરે બધુ ખરીદી લેવા ખુશી છીએ તમે અમેરિકા આવો તો અમે તમારુ સ્વાગત કરીશુ અને તમને ભારે પગાર આપી અમારા પ્રાયોગિક બાગના અધ્યક્ષ નીમીશુ" આ પત્ર વાચી મિચૂરિનને આનદ એટલા ખાતર નહિ કે હવે તે ખૂબ પૈસા અને કીર્તિ મેળવી શકશે, પણ ફક્ત એજ કારણે કે તેની કદર કરનાર દુનિયામા એક સ્થળ પણ છે ખરૂ

૧૯૧૪ મા મહાયુદ્ધ થયુ, પણ ભાઈને તેની કશી ખબર નહિ ભાઈ તો ગરમ દેશમા થતા ફળ ઝાડ ઠડા દેશમા થાય અને તેઓ ટાઢની સામે લડીને ટાઢની પોતાના ઉપર કોઈ જાતની ખરાબ અસર ન થવા દે તેવા થાય, તેવી તજવીજમા પડ્યા હતા

રશિયામા મહાન ક્રાન્તિ થઈ, પણ તેની યે ભાઈસાહેબને કશી ખબર નહિ એકવાર લોકો આવીને જ્યારે તેને કહેવા લાગ્યા કે ક્રાન્તિવાદી સરકાર તારૂ ખેતર લઈ લેઈ તેમા બટાટા કોબીનુ વાવેતર કરવા માગે છે, ત્યારે જ આ ભાઈને ક્રાન્તિની ખબર પડી આ ખબર સાભળીને તે ખૂબ ગભરાયો પોતાનો જૂનો ડગલો પહેર્યો અને ભાઈ તો પોતાના બે ડુંગરને લઈને ઉપડ્યા ક્રાન્તિવાદી અધિકારીઓની મુલાકાતે ત્યા જઈ તેણે કહ્યુ કે "હુ તમારી સાથે કામ કરીશ પણ મારા બગીચાને રહેવા દેજો મારી જિદગીની મહેનત બરબાદ થાય એવુ ના કરશો" અધિકારીઓને દયા આવી અને તેમણે બગીચાને જેમનો તેમ રહેવા દેવાનુ નક્કી કર્યુ

ધીરે ધીરે ઝાર પક્ષનુ જોર ઘટી ગયુ અને દેશમા શાન્તિ થઈ હવે લેનિને દેશની પૂનર્રચનાનુ કામ આરભ્યુ અને ૧૯૨૧મા મોસ્કોથી તાકીદોન

પાડે ? આખરે એક ચીની સરદારને પૈસા આપવાના કરી મક ઉપર મોટો દેખાવ પૂરતો હુમલો કરાવ્યો. લશ્કરી હુમલાથી મકવાળા નાસી ગયા ત્યારે અમેરિકન અંગરક્ષકોએ બાગ લુટયો અને બી લઇ લીધાં. પૈસા અમેરીકને એ રીતે બી મેળવી તે મિચૂરીનને ભેટ આપ્યાં અને ત્યારપછી સાયબિરિયામા ખુબાની પેદા થવા લાગી.

મિચૂરિનના પ્રયત્નથી સાઇબિરિયામા બદામ પેદા થવા લાગી છે. ઉત્તર અમેરિકન અને મોંગોલી- અન બદામના મિશ્રણથી તે ઉત્પન્ન કરવામાં આવી છે. ઉપરાંત 'ઉત્તરી સૌન્દર્ય' નામની મીઠી અને રસભરી દ્રાક્ષ પણ બરફવાળા મુલકમાં પેદા થવા માંડી છે.

ઓછું સાંભળે છે પણ તેની દષ્ટિ છે. કોઇ પણ ઝાડને નવી જાતનું ફૂલ આવે છે તરત તે તેની પોતાની નોટમાં નોંધ કરી લે છે પણ તે સવારથી સાંજ સુધી પોતાના બાગમાં કરે છે. ફક્ત બપોરે જમ્યા પછી તે એક આરામ લે છે. એનો ઓરડો અસ્તવ્યસ્ત હોવો તેની અભરાઇઓમાં બી, પાંદડાં, કાગળો, વગેરે પડેલું હોય છે. દિવાલો ઉપર ઘડિયાળો લટકે છે. આજે તો તેને બધું ખર્ચ તરફથી મળે છે એટલે ફક્ત આનંદ મેળવવા તે ગામનાં બગડેલાં ઘડિયાળો માગી લાવી ઠીક કરી આપે છે.'

# સહકાર વિ. શાહુકાર

❀ ❀ ❀

[ લેખક : અભ્યાસી. ]

* *

હિંદ ખેતીપ્રધાન દેશ છે. કુલ વસ્તીના લગભગ ૭૦ ટકા લોકો જીવનનિર્વાહ અર્થે ખેતી પર આધાર રાખે છે. એક સમય એવો હતો કે જ્યારે હિંદ સમૃદ્ધ હતો એટલું જ નહિ પરંતુ જગતને કાચો અને તૈયાર માલ પૂરો પાડી ધન-પ્રવાહ દેશમાં વાળતો હતો. તે સમયે ખેડુત સુખી અને આબાદ હતો. ઉત્તરોત્તર સમયના વહન સાથે અનેક કારણોએ ખેડુતને અવનતિની ગર્તામાં ધકેલ્યો અને આજે તે તેમાં એટલો ઉંડો ઉતરતો જાય છે કે તેની મનઃચક્ષુને સમૃદ્ધિના રંગો ભાગ્યેજ સ્પર્શી શકે.

હિંદી કિસાનની પ્રગતિમાન દુર્દશાનાં અનેક કારણોની ઐતિહાસિક પાર્શ્વભૂમિને સ્પર્શ્યા વિના, વિચારણા કરીએ. તેનાં ખેતરનો વિસ્તાર સરેરાશ ૬ એકર આવે છે જેની ઉત્પન્ન પર સામાન્ય રીતે પાંચ જણોના બનેલા કુટુંબનો જીવનનિર્વાહ આધાર રાખે છે. આ ૬ એકરની જમીન પણ એક જગ્યે નથી હોતી, પરંતુ જુદી જુદી દિશામાં નાના નાના ટુકડાઓમાં વહેંચાયેલી હોય છે. આ માટે જમીન પ્રત્યેનું અતિશય મમત્વ અને હિંદુ અને મુસ્લીમ વારસાના કાયદા મોટે ભાગે જવાબદાર છે. એટલુંજ નહિ પરંતુ તેના વધુ ટુકડા કરવામાં મદદરૂપ બનતા આવ્યા છે, તે એટલે સુધી કે આવા ટુકડાઓના આર્થિક દૃષ્ટિએ કરવામાં આવતા એકીકરણના પ્રયત્નોનો પણ ખૂબ સામનો થયો છે. આ પરિસ્થિતિને અંગે ખેડૂતનાં શક્તિ અને સમયનો દુર્વ્યય થાય છે, અને પૂરતી કાળજી તથા સંભાળના અભાવે સામાન્યતઃ આવવું જોઈએ તે કરતાં પણ ઉત્પન્ન ઓછું આવે છે. આ ઉપરાંત વરસાદની અનિયમિતતા અને ઋતુઓની ચાલી પડતી એક સર્વસામાન્ય નિયમ થઈ પડયો છે. સિંધમાં સરેરાશ ૭ ઈંચ અને આસામ અને દક્ષિણ બર્મામાં ૧૧૭ અને ૧૨૦ ઈંચ પડે છે. વર્ષાની અનિશ્ચિતતા એટલી બધી હોય છે કે ત્યાં એ જુગાર છે એમ કહેવાય છે. દર પાંચ વર્ષનો સમય લઈએ તો એક વર્ષ સારૂં, એક વર્ષ ખરાબ અને ત્રણ વર્ષ ઠીકઠીક એવો ક્રમ છે. વર્ષાની તંગી દૂર કરવા ત્રણ વર્ષ માટે નહેરોની સગવડ કેટલાંક સ્થળે છે પણ તેનો લાભ કુલ ખેડાણ થયેલી જમીનના ૧૬ ટકાનેજ મળે છે જ્યારે બાકીની ૮૪ ટકા જમીનને કેવળ અનિશ્ચિત વરસાદ પર જ આધાર રાખવો પડે છે. વારંવાર પાક લેવાથી જમીન ઉતરી જાય છે જ્યાં તેની ફળદ્રુપતા અસલ સ્થિતિમાં લાવવા ને વધારવા ખાતર નાંખવા માટે તેની પાસે સાધન હોતાં નથી. તેની એક વધુ મુશ્કેલી નિરક્ષરતા છે. ખેડૂતની આવક પર નહિ પણ મૂડી પર લેવાતા કર, અસમાન જમીન મહે-સૂલ અને કૃત્રિમ રીતે રૂપીઆની કિંમત વધારવાથી ખેડૂતના નિકાસ થતા માલ પર પડતા ૧૨½ ટકાના કર તેના દારૂણ દારિદ્રમાં ઓછો ભાગ નથી ભજવ્યો. આટલી મુશ્કેલીઓ વેઠીને ખેતી કરતા કૃષિકારની વાર્ષિક સરેરાશ આવક રૂ. ૪૨, સેંટ્રલ બેંકીંગ તપાસ સમિતિએ મૂકી છે. આ ઉપરથી અનુમાન એ નીકળે છે કે ખેડૂત નફો કે ચોકખી આવક મેળવવા ખેતી નથી કરતો, પરંતુ બીજો કોઈ ધંધો ન હોવાથી જ કેવળ પેટ ભરવા માટેજ ખેતી તરફ વળે છે.

આટલી નજીવી આવકમાં ખેડુત પોતાના કુટુંબનું ભરણ પોષણ કેવી રીતે કરે અને ખેતી માટે અને બીજાં જરૂરી ખર્ચો માટે બચાવે શું? તેથી તેને નાણાં ધીરનાર સંસ્થાનો આશરો લીધા સિવાય જરા પણ ચાલતું નથી. આવી એક પરાપૂર્વથી ચાલી આવતી સંસ્થા શાહુકારની છે, અને બીજી સંસ્થા સામાન્ય રીતે છેલ્લી પચ્ચીસીમાં હસ્તીમાં આવેલી સહકારી મંડળીઓ છે.

શાહુકાર ખેડૂતને તેની દરેક ખેતીવિષયક અગર તો બીનખેતીવિષયક જરૂરીઆત માટે વારંવાર પૈસા ધીરે છે. વાવેતરની શરૂઆતથી પાક ઘેર આવે ત્યાં સુધી ખેડૂતને નાણાંની જરૂર રહે છે જે માટે તે જ્યારે જ્યારે શાહુકાર પાસે પૈસા લેવા જાય છે ત્યારે ત્યારે વિના વિલંબે રકમ મેળવી શકે છે. તેના જીવનમાં ખેતી ઉપરાંત બીજી સામાજિક જવાબદારીઓ પણ તેને બજાવવાની હોય છે; કારણકે તે પણ તેના સમાજનું એક અંગ છે. આને અંગે બાળકના જન્મને લગ્નના ખર્ચથી માંડી છેવટે ન્યાતના વરા કરવાની સામાજિક રીતરીવાજે તેને ફરજ પાડે છે. તેમ ન કરવામાં તે પોતાના ન્યાતીલાઓમાં માનહાનિ અને આબરૂ ગુમાવવાનું જોખમ માને છે, જેથી આ બધી જવાબદારીઓ અદા કરવા તેને પૈસા માટે શાહુકાર પાસેજ જવું પડે છે.

બીજી સંસ્થા સહકારી મંડળીઓની છે. તેનો જન્મ સરકારી સ્ફુરણામાંથી થયો. તેની સ્થાપના જર્મની અને ડેન્માર્કમાં સ્થપાએલી મંડળીઓના ધોરણે થઇ. તેને કાયદેસર રૂપ આપવા સને ૧૯૦૪ નો કો-ઓપરેટીવ સોસાયટીઝ એક્ટ અને પછી સને ૧૯૧૨ નો કો-ઓપરેટીવ સોસાયટીઝ એક્ટ, પહેલા કાયદામાં રહેલી ખામીઓ દૂર કરવા માટે અનુક્રમે કરવામાં આવ્યા.

આ મંડળીઓનો મુખ્ય હેતુ તેના સભ્યોની આર્થિક અને નૈતિક દૃષ્ટિએ પરિસ્થિતિ સુધારવી અને તેમનો ધંધાથી વિકાસ સધાય તે સારૂ સૌ સભ્યોની સંયુક્ત જોરટી પર જરૂરી મૂડી મેળવી દરેકને નાણાં ધીરવાં. તેમનો કાર્ય પ્રદેશ ખેડૂત સભ્યોને તેમની ખેતીવિષયક જરૂરીઆત માટે નાણાં ધીરવાનો હોય છે; પરંતુ બીજાં બીનખેતીવિષયક કે અનુત્પાદક અંગત ખર્ચો માટે નાણાં ધીરવામાં આવતાં નથી, જે માટે ખેડૂતોને બીજી કોઇપણ નાણાં ધીરનારી સંસ્થાનો આશરો લેવો પડે છે; એટલે કેવળ ખેતી માટે જ ટુંકા સમય માટે ધીરવામાં આ મંડળીઓ પોતાના કાર્યની સમાપ્તિ માને છે.

આવી મંડળીઓ સને ૧૯૧૦-૧૧ થી ૧૯૧૪-૧૫ ના પાંચ વર્ષના સમય દરમ્યાન કુલ ૧૧૭૮૬ હતી, જે વધીને ૧૯૩૩-૩૪ માં ૧૦૫૦૮૩ થઇ છે. એટલે આ પ્રમાણે પચીસ વર્ષમાં તેનું લગભગ નવગણું સંખ્યાબળ વધ્યું છે; પરંતુ ડીસેંબર માસમાં ભરાયેલી ૧૨ મી કો-ઓપરેટીવ સોસાયટીઝની કોન્ફરન્સના પ્રમુખપદેથી બોલતાં સર જગદીશપ્રસાદે જણાવ્યું હતું કે આઠ પ્રાંતોમાં ૨૫૦૦૦ કરતાં વધારે મંડળીઓ બંધ કરવામાં આવી છે જેથી આ હિલચાલની શરૂઆત થઈ ત્યારથી આજ સુધીમાં દર ૪ મંડળીએ એક મંડળી નિષ્ફળ નીવડી છે, સહકારી મંડળીઓની નિષ્ફળતા પુરવાર કરવા માટે આથી વધુ સચોટ વિધાન કયું ઉપલબ્ધ થઈ શકે?

સહકારી મંડળી બહુ લોકપ્રિય ન થવાનાં કારણો વિચારીએ. આ મંડળીના સભ્યની જવાબદારી અમર્યાદિત હોય છે જેથી સભ્યો વચ્ચે ભાઇચારાની વિશાળ દૃષ્ટિ જેનામાં ન હોય તેવા માણસને આ મંડળીનું સભ્યપદ સ્વીકાર્ય ન જ બને, જ્યારે શાહુકાર પાસેથી નાણાં લેનારને પોતાના પૂરતીજ જવાબદારી રહે છે. જે સભ્ય ઉદ્યમી અને ખાનગી જીવનમાં સદાચારવાળો ન હોય તેનો અગર તો બીજી રીતે સદ્ધર ન હોય તેવા સભ્યની પસંદગી કરવામાં ભૂલ થઈ ગઈ હોય તો તેનું પરિણામ પ્રામાણિક સભ્યને આ અમર્યાદિત જવાબદારીના સિદ્ધાંતને લીધે સહન કરવું પડે છે. શાહુકાર પાસેથી નાણાં લેવાનું ખૂબ સરળ હોય છે, પરંતુ મંડળીમાંથી નાણાં લેવાનું ખૂબ અટપટું હોય છે. લોન લેવા માટે તેને અરજી કરવી પડે છે. આ અરજીની ખૂબ ઝીણવટથી તપાસ થાય છે અને લોન માગનારની સદ્ધરતા

| અમારી મહેનત | આવતા એપ્રિલ માસમાં | તમારો સહકાર |
| --- | --- | --- |

અમદાવાદમાં

# ભવ્ય પ્રદર્શન

પ રિ ણા મ — સફળતા — પ રિ ણા મ

## અખિલ હિંદના ઉદ્યોગપતિઓ

# વ્હેપારીઓ અને જનતાને

# સંદેશ

અમદાવાદમાં લાલ દરવાજાના મેદાન ઉપર દીપોત્સવીના ઉત્સવના દિવસોમાં હિંદી ઉદ્યોગ અને કળા પ્રદર્શન સુંદર રીતે ભરવામાં આવ્યું હતું જેને ખુલ્લું મુકવાની ક્રિયા માનવંતા કલેક્ટર સાહેબના શુભ હસ્તે કરવામાં આવી હતી, ને એનો લાભ દોઢ લાખ પ્રેક્ષકોએ લીધો હતો અને તેની વ્યવસ્થા માટે મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. તે પ્રદર્શનમાં હિન્દના જુદા જુદા ભાગના જુદી જુદી જાતના ઉદ્યોગપતિઓ અને વ્હેપારીઓએ સ્ટોલ રાખ્યા હતા છતાં સમયના અભાવે કેટલાક દૂરના વ્હેપારીઓ ભાગ લઇ શક્યા નહોતા તેથી અમોએ ૧૫ એપ્રિલ ૧૯૩૭થી એક માસ માટે આંતર રાષ્ટ્રિય ઔદ્યોગીક કલા અને પ્રદર્શન ભરવાનું નક્કી કર્યું છે. અમારા પહેલા પ્રદર્શનમાં જે અપૂર્વ સહકાર અમોને સર્વ દિશામાંથી મળેલ છે તેવોજ આ સમયે રાખશો અને અમે સફળ થઇશું એવી આશા છે.

સ્ટોલ રાખવા ઇચ્છનાર વેપારી ભાઇઓએ પ્લાન તેમજ પ્રોસ્પેક્ટસ માટે લખવું અગર મળવું.

તા. ૧-૧-૧૯૩૭
લાલ દરવાજા
અમદાવાદ

**ધી ઈન્ટરનેશનલ આર્ટ ઈન્ડસ્ટ્રીયલ**
**એન્ડ એગ્રીકલ્ચરલ એકઝીબીશન**
( પબ્લીસીટી ડીપાર્ટમેન્ટ )

ઉપરાંત કયા હેતુ માટે લોનની માંગણી કરવામાં આવે છે તેની પૂરતી તપાસ પછીજ લોન મંજુર થતાં કેટલાંક અઠવાડિયાં પસાર થાય છે અને તે પછી પણ રકમ મળતાં ઠીક પ્રમાણમાં સમય ચાલ્યો જાય છે, જ્યારે શાહુકાર તો તરત તેનો નિકાલ લાવી દે છે.

સહકારી મંડળી જામીનગીરી સારી હોય તો ૯ થી ૧૨ ટકા વ્યાજ લે છે. આ ઉપરાત ધીરેલાં નાણાં માટે મંડળી ગામના એક બે પ્રતિષ્ઠિત માણસો તરફથી વધુ જામીનગીરી તરીકે સયુક્ત જામીનખત માંગે છે. આટલી મજબૂત બાંહેધરી હોવા છતાં મંડળી આટલું વ્યાજ લે તેમાં કાંઇ ગેરવ્યાજબી ન લેખાય, પરંતુ શાહુકાર ખેડૂતને અંગઉધાર નાણાં ધીરે અને ૧૨ ટકા વ્યાજનો દર લે ત્યારે તે ખૂબ વ્યાજ લે છે તેવો આક્ષેપ કરવામાં આવે છે. વ્યાજનો સાધારણ નિયમ એ છે કે જેમ માણસની આંટ ઓછી તેમ તેને વ્યાજનો દર વધારે આપવા પડે. કેવળ અંગત જામીનગીરી અને વર્ષ સારું નીવડે તોજ ધીરેલાં નાણાં પાછાં મળવાની વકી. એવા સંજોગોમાં શાહુકાર ૧૨ ટકા વ્યાજનો દર લે તે સિદ્ધાંતની દૃષ્ટિએ અન્યાયી ન ગણી શકાય. સહકારી મંડળીઓના આગમન અને તેને કાયદેસર મળતા કેટલાક હક્કોને લીધે શાહુકારને પોતાનો ધંધો ભયમાં જણાતાં તેણે નાણું શહેરમાં રોકવાનું શરૂ કરવાથી ગામડાંમાં નાણાંની અછત થઇ ને વ્યાજના દર વધી ગયા. આજે આબરૂદાર માણસને પણ જ્યારે સો ટકાની સદ્ધરતા વાળી જામીનગીરી પર ૬ થી ૮ ટકા વ્યાજે નાણાં મળે છે ત્યારે કેવળ ખેડૂતની સાફ દાનત પર ધીરાતાં નાણાં પર ૧૨ ટકા કે કદાચ તેથી થોડો વધારે પણ લેવાતો વ્યાજનો દર શું વધારે કહી શકાય? છતાં આ દેખીતો વધુ વ્યાજનો દર શાહુકારને ખરી રીતે મળતો નથી; કારણ કે ખાતાના અને કેટલીક રકમ કજાબાધ તરીકે અવશ્ય જતી કરવી પડતી હોવાથી એકંદર વ્યાજની રકમ ગણતાં વ્યાજનો દર આપોઆપ ઓછો થઈ જાય છે; એટલે વધુ વ્યાજનો શાહુકાર ઉપરનો આક્ષેપ અને સહકારી મંડળી તરફથી ઓછું વ્યાજ લેવાય છે તેવો દાવો કેટલે અંશે ટકી શકે છે તે વિચારવા જેવું છે. નાણાંબજાર બેરોમીટર જેવું છે અને તેના પર વ્યાજની નજીવી વધઘટની અસર જલદી થાય છે અને જો સાચે જ શાહુકારને અતિશય વ્યાજ મળતું હોય તો ધનવાનો પોતાનું ધન ૧ ટકા વ્યાજ મેળવવાને બેંકમાં દાલવવાને બદલે તેનો પ્રવાહ ગામડાંના ખેડૂતો તરફ કેમ વાળતા નથી?

સહકારી મંડળી ટૂંકી મુદત માટે ખેતીવિષયક જરૂરીઆત પૂરતાં નાણાં ધીરે છે અને પાક તૈયાર થાય એટલે તરતજ નાણાં વસુલ કરવામાં આવે છે. દેણદારને લોન લેતી વખતે ૧૦ ટકા નાણાં ફરજીઆત જમા કરાવવા પડે છે અને જો નિયત મુદ્દતે રકમ પાછી ન ભરી શકે તો દંડ પેટે ૧૮¾ ટકાનું વ્યાજ મંડળી લઇ શકે છે. નાણાં વખતસર રોકડાં વસુલ કરવાનો મંડળીઓ ખાસ આગ્રહ રાખે છે. આને લીધે ખેડૂતોને ખૂબ મુંઝાવું પડે છે. વળી મંડળીમાંથી લીધેલી લોનની મદદથી ઉત્પન્ન કરેલા પાક પર મંડળીનો કાયદેસર પ્રથમ હક્ક હોય છે અને ધારે તો જપ્તિથી માલ રોકી નાણાં વસૂલ કરી શકે છે. શાહુકાર ખેડૂતના દરેક પ્રકારના ખર્ચ માટે નાણાં ધીરે છતાં નાણાં વસુલ કરવા માટે તેને ખેડૂતની શુભ નિષ્ઠા પરજ આધાર રાખવાનો હોય છે અને ખેડૂત છેવટે નાણાં ભરપાઇ ન કરે તો શાહુકારને અદાલતનોજ આશરો લેવાનો રહે છે. અદાલતમાં દક્ષિણ–ખેડૂત–રાહતના કાયદાના સખ્ત અમલથી અને શાહુકાર વિરૂદ્ધ પૂર્વગ્રહિત માન્યતાઓના લીધે શાહુકારને ઓછે વધતે અંશે સહન કરવું પડે છે. આવા ડહાપણ વિનાના કાયદાઓને લઇનેજ ખેડૂતોની અંગત આંટ પર સખ્ત ફટકો પડયો ને આબરૂદાર શાહુકારોએ ધીરવાનું બંધ કર્યું અને તેમાંના ઘણા પોતાની મૂડી લઈ શહેરમાં જતા રહ્યા. નાણાં વસુલ કરવામાં સહકારી મંડળીઓ કેવળ લખાણ ને કાયદાનો આશરો લઇ સખ્તાઇ કરે છે ત્યારે શાહુકાર એકંદર વર્ષ કેવું છે, ઉત્પન્ન કેટલું થયું અને ખેડૂતની સમગ્ર સ્થિતિ વગેરે ધ્યાનમાં લઇ

નાણાં વસુલ કરવાનો આગ્રહ રાખે છે અને જરૂર જણાય તો પૂરતી છૂટછાટો આપી બાકીનું લેણું મુલતવી પણ રાખે છે. કેટલીક વખત ખેડૂત શાહુકાર પાસેથી નાણાં લઈને પાછું મંડળીઓનું દેવું ભરે છે. આ પ્રમાણે મનુષ્યસ્વભાવ અને પરિસ્થિતિ વિશેષ સમજનારા શાહુકાર પાસે સહકારી મંડળીઓ ટકતી નથી

સહકારી મંડળીઓએ અત્યાર સુધી સાધેલી પ્રગતિના કેટલાક આંકડા તપાસીએ.

| પ્રાંત | દર હજારે મંડળીના સભ્યોની સંખ્યા. | દર એક લાખે મંડળીઓની સંખ્યા. |
|---|---|---|
| મુંબઈ | ૨૬.૫ | ૨૬.૬ |
| મદ્રાસ | ૧૮.૯ | ૨૯.૧ |
| બંગાળ | ૧૫.૪ | ૪૭ |
| પંજાબ | ૩૦ | ૯૦.૭ |
| યુ. પ્રાં. | ૩.૫ | ૧૨ |
| સમસ્ત હિંદ | ૧૪ | ૩૪ |

ઉપરના આંકડાઓ બતાવે છે કે છેલ્લાં પચીસ ઉપરાંત વર્ષોના પ્રયત્ને ફક્ત આટલો વિકાસ સહકારી મંડળીઓ સાધી શકી છે. બધી મંડળીઓના સભ્યોની કુલ સંખ્યા ૪૩ લાખ છે. આ મંડળીઓની ઉપયોગમાં લેવાતી થાપણ ૧૯૧૦ માં ૬૮ લાખ હતી તે વધીને આજે ૯૭ કરોડ થઈ છે. તેની માથા દીઠ વહેંચણી નીચે પ્રમાણે આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઈ | ૧૧૮ | આના | માથા | દીઠ |
| મદ્રાસ | ૫૫ | ,, | ,, | ,, |
| બંગાળ | ૫૬ | ,, | ,, | ,, |
| પંજાબ | ૧૨૫ | ,, | ,, | ,, |
| યુ. પ્રાં. | ૭ | ,, | ,, | ,, |

આ સૂચક આંકડાઓનો બારીકીથી અભ્યાસ કરવામાં આવે તો સહકારી મંડળીઓ આજની ગતિએ જે પ્રમાણે પ્રગતિ કરી રહી છે તે રીતે હિંદુસ્તાનના સમસ્ત ખેડૂત વર્ગની ફક્ત ખેતીવિષયક જરૂરીઆતોને પૂરી પાડવા તેને કેટલાં વર્ષ લાગે, ત્યારે ખેડૂત વર્ગને લગની ક્રેડીટના સર્વદેશીય પ્રશ્નનો વિચાર કરવામાં આવે છે ત્યારે શાહુકારની અગત્ય અને મહત્ત્વ સહેજે સમજી શકાય છે. આજે ખેતીવાડીને લગતી સહકારી મંડળીઓની ૩૪ કરોડની થાપણમાંથી ૧૩ કરોડની રકમ લેણી પડેલી છે અને વધારામાં ઘટતા ભાવો અને આર્થિક મંદીના સંજોગોએ ખેડૂતોની નાણાં ભરપાઇ કરવાની શક્તિ બહુ ઘટાડી નાંખી છે તેથી સહકારી મંડળીઓની સધ્ધરતા પર બહુ ખરાબ અસર થવા પામી છે.

આ બધી પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં ખેડૂતોની બધી જરૂરીઆતો પૂરી પાડતા શાહુકારની અનિવાર્યતા માટે બે મત નજ હોઈ શકે. સહકારી મંડળીઓ તેનું સ્થાન લઇ શકે એ નથી શક્ય કે નથી સલાહભર્યું. ખેતીવાડી માટે નિમાયેલું શાહી કમિશન શાહુકાર વિષે કહે છે "શાહુકારને અંકુશમાં લાવવાના પ્રયત્નો સૈકાઓથી થયા, જ્યાં તેને ધીરધારના ક્ષેત્રમાંથી બહુ ઓછો ખસેડી શકાયો છે. હિંદુસ્તાનની અત્યારની પરિસ્થિતિમાં શાહુકાર વિના ચાલે એમ છેજ નહિ, એટલે તેનો ધંધો ગેરકાયદે ઠરાવવાથી કાંઇ વળે તેમ નથી. ખેતી કરવામાં જોઇતાં નાણાં મોટે ભાગે શાહુકાર ... ણા મેળવી પાડી શકે એમ છે અને જો ... નાં નાણાં પાવે તો ... આપત્તિનો ... લેવાતો વખતસર નાણાં ... જેમ કરતો આવ્યો છે ... હે નાણાં પીતીને લોકોને એજ ટકાવી શકે તો ન...

# નવા કંપનીઝ એકટના ગુણદોષ.

[ વ્યાખ્યાતા : શેઠ શાંતિલાલ મંગળદાસ ]*

* * *

તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૩૭ થી નવો ઇંડિયન કંપનીઝ એક્ટ અમલમાં મૂકવાનું હિંદી સરકારે તાજેતરમાં જાહેર કર્યું છે, એટલે અત્યારે એ વિષય ઉપર જ વ્યાખ્યાન આપવાનું મેં પસંદ કર્યું છે.

કંપનીઓ અને કંપનીઓને લગતા કાયદાઓના વિકાસની સહાયતા કરવાને એમ દર્શાવવું રસભરિત થઇ પડશે કે સંયુક્ત ભાગીદારીવાળી કંપનીઓનો જન્મ વર્તમાન વિચાર-વલણને અને નવા યુગને આભારી છે.

જૂના કાળમાં વેપાર અને ઉદ્યોગ મૂડીલર ઉદ્યોગવાદીઓના હાથમાંજ વહેવારૂ રીતે રહેલા હતા. પશ્ચિમમાં બહુમતવાદનો ઉદય થતાં નાણાંપ્રકરણમાંય બહુમતવાદ તરફ સ્પષ્ટ વલણ દેખાવા લાગ્યું અને તેથી મધ્યમ વર્ગના લોકો પણ પોતાના વેપારઉદ્યોગને વિસ્તૃત કરવાના વિષયમાં રસ લેવા લાગ્યા. કંપનીઓની મોટી વૃદ્ધિ અને વિકાસનું બીજું કારણ એ છે કે છેલ્લાં વર્ષોમાં વેપારઉદ્યોગની પ્રવૃત્તિનું ક્ષેત્ર મૂડીવાદીઓની જમા થએલી મૂડી કરતાંય આગળ વધી ગયું. પશ્ચિમમાં અને હિંદમાં કંપનીઓની સંખ્યા વધી જવાનાં આજ બે મુખ્ય કારણો ગણી શકાય.

પહેલો હિંદી કંપનીઓનો કાયદો ૧૮૮૨ માં પસાર થયો હતો. તે ૧૮૬૭ ના ઇંગ્લીશ કંપનીઝ એક્ટ ઉપરથી રચાયો હતો ત્યારપછી તે વિષેના હિંદી કાયદામાં જે જે સુધારા થતા રહ્યા છે તે વત્તે-ઓછે અંશે ઇંગ્લાંડમાં થતા સુધારાઓને ધોરણે થએલા છે. આ મહત્ત્વની વસ્તુ છે, કારણ કે હિંદી કાયદાને ઇંગ્લીશ કાયદાની હરોળમાં લાવી મુકવાથી કેટલીક વિદેશી વિચારસરણી હિંદને જોડી દેવામાં આવી છે; જેનાં પરિણામ કોઇ વાર સારાં તો કોઇ વાર ખરાબ આવ્યાં છે. ત્યારપછી ઘણાએ સુધારા સાથેના કાયદા હિંદી ધારાસભામાં ૧૮૮૭, ૧૮૯૫, ૧૯૦૦ અને ૧૯૧૦ માં પસાર કરવામાં આવ્યા હતા. આ સુધારાના કાયદા વધુ કે ઓછે અંશે થીગડાં હતાં અને ઇંગ્લીશ કાયદાને ધોરણે કરવામાં આવેલા યત્નો જેવા હતા. પછી ધારાસભાએ ૧૯૦૮ ના ઇંગ્લીશ એક્ટના ધોરણે ૧૯૧૩ માં આવો કાયદો પસાર કર્યો. ત્યારપછી તુરતજ ૧૯૧૪ માં ધારાસભાએ એક સુધારાનો કાયદો પણ પસાર કર્યો. મેનેજીંગ એજન્ટની પ્રચલિત પદ્ધતિમાં કેવા ફેરફારો જરૂરી હતા તે મહત્ત્વનો પ્રશ્ન વિચારમાં લીધા પછી એ સુધારાનો કાયદો ઘડવામાં આવ્યો હતો.

૧૯૦૮ નો ઇંગ્લીશ એક્ટ અસંતોષકારક માલૂમ પડ્યો હતો અને તેમાં ફેરફાર કરવા માટે પુષ્કળ ઉહાપોહ થયો હતો. તે માટે જાણીતી રેનબરી કમિટી નીમાઈ હતી જેના પ્રમુખ લોર્ડ જસ્ટીસ બક્લે હતા. કમિટીએ પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો હતો પરન્તુ એમ જણાય છે કે તેનો અમલ કરવામાં આવ્યો નહોતો. પછી ૧૯૨૬ માં લોર્ડ જસ્ટીસ ગ્રીનને પ્રમુખપદે બીજી ગ્રીન કમિટી નીમાઈ હતી. એ કમિટીએ પુષ્કળ ભલામણો કરી અને તેને આધારે ૧૯૨૯

---

* હરગોવિંદદાસ લક્ષ્મીચંદ કૉલેજ ઑફ કૉમર્સ (અમદાવાદ) ના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

નો ઇંગ્લીશ એક્ટ પાર્લામેન્ટે પસાર કર્યો હતો. ત્યારથી અને કદાચ ઇંગ્લાંડમાંના ઉહાપોહની પૂર્વેથી તે કાળે ચાલતા કંપનીઝ એક્ટ સામે હિંદમાં ચળવળ ચાલતી હતી અને એસોસીએટેડ ચેમ્બર્સ ઓફ કોમર્સ, હિંદી ચેમ્બર્સ ઓફ કોમર્સનું ફેડરેશન વગેરે સંસ્થાઓએ કાયદામાંની ખામીઓ સુધારવા સરકારને આગ્રહ કર્યો હતો. ૧૯૩૪ માં હિંદી સરકારે કલકત્તાના એક સોલીસીટર મી. મેનની નીમણૂંક કરી હતી, જેમણે ખૂબ તપાસ ચલાવી અને હિંદી ધારાસભા સમક્ષ પોતાની ભલામણો રજુ કરી. તે ઉપર વડીધારાસભામાં અને સીલેક્ટ કમિટીમાં પુષ્કળ ચર્ચા ચાલ્યા બાદ ૧૯૩૬ નો સુધારાનો કાયદો પસાર થયો હતો.

જૂનાં જૂનાં હિતોના પરસ્પર વિરોધી વિચારો અને દેખીવતોનો સમાવેશ કરવાના સરકારના યત્નોના પરિણામ રૂપ આ કાયદો મુખ્યત્વે કરીને થયો છે. તેથી કરીને કેટલેક સ્થળે તે એક ગરબડીઓ ખરીનો બની ગયો છે, પરન્તુ એકંદરે તો તેથી હિંદી કંપનીઓના વિકાસને દોષમુક્ત ન કરવાની ધારણા રાખવામાં આવી છે.

કાયદામાંની મુખ્ય કલમો ડીરેક્ટરોની જવાબદારીઓ, મેનેજીંગ એજન્સીનું નિયમન, હીસાબની વિગતનોંધ વગેરેના સંબંધમાં છે. અત્રે એ બધી કલમો વિષે વિવેચન કરવું શક્ય નથી, એટલે તેની થોડી મુખ્ય લાક્ષણિકતા સંબંધે જ હું કહીશ. સૌથી વધારે અગત્યનો સુધારો ડીરેક્ટરોના સંબંધમાં કરવામાં આવેલો છે. ૧૯૧૪ પહેલાં કાયદા પ્રમાણે કંપનીને માટે ડીરેક્ટરો રાખવાની ફરજ જ રહેતી હતી. ૧૯૧૪ માં સીલેક્ટ કમિટીએ એવી જરૂર માનની હતી કે ડીરેક્ટરોની ઓછામાં ઓછી સંખ્યાની જોગવાઇ કરવામાં આવવી જોઇએ અને દરેક કંપનીમાં સ્વતંત્ર ડીરેક્ટરોની બહુમતી હોવી જોઇએ. તોપણ સીલેક્ટ કમિટીની બહુમતીએ છેવટે એવું ઠરાવવાની જરૂર સ્વીકારી કે ડીરેક્ટરો હોવા તો જોઇએ જ, પરન્તુ ડીરેક્ટરોનો મોટો ભાગ સ્વતંત્ર હોવો જોઇએ એવી જરૂર માની નહિ. ૧૯૧૪ ના કાયદાથી, ડીરેક્ટરો ઉપર કેટલીક વધુ જવાબદારીઓ નાંખવાના હેતુપૂર્વક, કેટલાક ફેરફારો દાખલ કરવામાં આવ્યા, અને કેટલાક એવા કાનનો ઘડવામાં આવ્યા કે જે ઇંગ્લીશ કાયદામાં પણ નહોતા, પરન્તુ ઇંગ્લાંડમાંનાં કેટલાંક જૂનાં ધોરણોને આધારે ઉપજાવી કાઢવામાં આવ્યા હતા. અત્યારનો સુધારાવાળો કાયદો એમ ઠરાવે છે કે દરેક જાહેર કંપનીમાં ઓછામાં ઓછા ત્રણ ડીરેક્ટરો હોવા જોઇએ અને એ તૃતીયાંશથી ઓછા નહિ એટલા ડીરેક્ટરોએ વારી મુજબ હોદ્દા છોડવા જોઇએ. પછી ડીરેક્ટરોની સત્તાઓને નિયંત્રિત કરવામાં આવી છે અને જેઓએ હોદ્દો છોડવો જ જોઇએ તેવા માણસોનું વર્ણન કરવામાં આવ્યું છે; જેમ કે નાદાર ઠરેલો, ડીરેક્ટરોની ઉપરા ઉપરી ત્રણ મીટીંગમાં ગેરહાજર રહેલો અથવા ચાલુ ત્રણ માસ સુધી રજા વિના ગેરહાજર રહેલો વગેરે. ડીરેક્ટરને પોતાનો હોદ્દો કે અમલ કોઇને નામે ચડાવવાની પરવાનગી નથી અથવા નફામાં હિત ધરાવવાનો અધિકાર નથી, તેમજ ડીરેક્ટરને લોન કે જામીનગીરી લેવાની છૂટ રહેતી નથી. ટુંકમાં, નવા કાયદા મુજબ ડીરેક્ટરની જવાબદારી વધી જાય છે અને અત્યારસુધી કેટલીક કંપનીઓમાં જેમ શોભાનાં પૂતળાં જેવા ડિરેક્ટરો હતા તેમ તેઓ રહી શકશે નહિ. કંપનીના ધંધા ઉપર તેની સીધી અસર પડશે અને તેના ચાલનકાર્ય માટે તે અંગતરીતે તે જવાબદાર રહેશે. કંપનીની કાર્યવાહીનો અહેવાલ તેણે દર વર્ષે રજુ કરવો જોઇએ અને એ રીતે એક હિંદી ડીરેક્ટર પણ ઇંગ્લાંડમાંના ડીરેક્ટરની જેમ સત્તા તથા જવાબદારી ધરાવતો બનશે.

બીજો મહત્ત્વનો સુધારો મેનેજીંગ એજંટોના સંબંધે છે. હિંદમાં આ પદ્ધતિનો જન્મ અને વૃદ્ધિ કેવી રીતે થયાં તે તમે જાણો છો. સામાન્ય રીતે એમ મનાય છે કે ઇંગ્લાંડમાં આ પદ્ધતિ અસ્તિત્વ ધરાવતી નથી. પણ આ વાત તદ્દન સાચી નથી. એ ખરું કે આ પદ્ધતિ હિંદમાં લગભગ સાધારણ છે અને એ બ્રિટનમાં ભાગ્યેજ જોવામાં આવે છે, પરંતુ ઇંગ્લાંડમાં તે કોઇ જાણતું નથી એ વાત ખરી નથી.

૨૦ વર્ષની મુદત એ એક કંપની માટે જરૂર ઘણીજ ટુંકી મુદત છે. અત્યારે અસ્તિત્વ ધરાવતા ઉદ્યોગો ઉપરાંત ભવિષ્યમાં હિંદીઓદ્વારા ચાલુ થાય તેવા મોટા ઉદ્યોગોનો વિચાર પણ આપણે કરવાનો છે. વળી એ બાબતનો પણ વિચાર કરવાનો છે કે એક ઉદ્યોગની શરૂઆત કર્યા પછી, કહો કે આશરે દશ વર્ષ પછી, કોઇ શોધખોળ અથવા બદલાયેલી કાર્ય-રીતિ કે એવાજ કોઈ મુદ્દાઓને કારણે બધું નવેસરથી શરૂ કરવું પડે છે. આવા પ્રસંગોમાં એજન્ટોની મુદત તો દશ વર્ષ બાદ પૂરી થતી હોય છે; તેથી તેની મુદતના અંતકાળે, શરૂઆતનાં થોડા વર્ષોમાં ફાયદો ન આપે, પરન્તુ કેટલાક વર્ષો પછી સારો નફો આપે એવી કોઇ નવી યોજના અમલમા મૂકવાને બદલે–અને આવો ફેરફાર કરવાનુ અત્યંત આવશ્યક હોય તો પણ–પોતાની મુદતના અંતે થોડો ઘણો પણ નફો બતાવવા માટે જૂની પદ્ધતિ પ્રમાણે ઓછા માર્જીનથી મેનેજીંગ એજન્ટ ધંધો ચાલુ રાખે એવો સંભવ છે. આથી ૨૦ વર્ષની મુદતને લગતી આ શરત અત્યારના ઉદ્યોગોના વિકાસને પાંગળો બનાવે તથા અત્યારના નાણાં રોકનારાઓનો વિશ્વાસ ભાંગી નાખે એવો સંભવ છે. આનું પરિણામ એ આવે કે યોગ્ય શક્તિશાળી એજન્ટો જેનો વહીવટ કરે છે એવાં સાહસોમાં પણ મુડી ઘટશે, મુડી રોકના અત્યારેજ સામાન્યતઃ લોકો અચકાય છે તેઓ વધારે ડરશે અને ઉદ્યોગોનો આધાર નાશ પામશે, પોતાના વહીવટ નીચેના ઉદ્યોગો સાથેનાં એજન્ટોનાં હિતોની સંવાદિતા અદશ્ય થશે, ઔદ્યોગિક કાર્યશીલતા ઢીલી બનશે અને સમસ્ત ઔદ્યોગિક અને વ્યાપારી કાર્યયંત્ર ખોરવાઇ જશે.

જણાવ્યું છે કે કિફાયત રીતે ચીજો તૈયાર કરી શકાય તે માટે, પોલાદના એક આધુનિક કારખાનાની પેદાશ દર વર્ષે ઓછામાં ઓછી ૩૦૦ હજાર ટન હોવી જોઇએ. ટેરીફ બોર્ડે એવો મત આપ્યો હતો કે ઓછામાં ઓછી પેદાશ–કિંમતે માલ તૈયાર કરવા માટે ૪૦૦ હજાર ટન માલ તૈયાર થવો જોઇએ. ૧૯૨૭ ના વર્ષમાં તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીને માલુમ પડયું કે તેમના ઔદ્યોગિક સંસ્થાનનું કાર્ય અસમતોલ હતું. આથી સુલાઓ, ભઠ્ઠીઓ અને રોલીંગ મીલ્સ વચ્ચે યોગ્ય સમતુલા આણવાની અને સંસ્થાનનો વિસ્તાર વધારવાની જરૂર પડી.

એ તો સ્પષ્ટ છે કે પાછળના તબક્કે આવા ફેરફાર કરવા માટે અર્થતંત્રની પુનઃરચના કરવાની જરૂર પડી હશે; પણ આ કરવું પડયું અને મીલો નવેસરથી જ શરૂ થઇ. આવા સંજોગોમાં ૨૦ વર્ષની મુદતનું બંધન ઉદ્યોગને મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકી દે. એ કહેવાની જરૂર છે કે ૧૯૦૦ થી ૧૯૦૭ સુધીમાં–જ્યારે કંપનીનો આરંભ કરવામાં આવ્યો હતો–જે. એન. તાતા અને તેમના મિત્રોએ અનુકૂળ પરિસ્થિતિની શોધખોળ માટે ખૂબ સમય અને પૈસો બગાડયો હતો. ૧૯૦૦ માં એક આશાસૂચક પરવાનો મળ્યા બાદ મી. તાતા જર્મની અને અમેરિકા ગયા, જ્યાં તેમને માલુમ પડયું કે પ્રાથમિક તપાસ કરવાનું તેમજ સ્થાનિક પરિસ્થિતિ, કાચો માલ તથા બજાર એ બધી બાબતોનું શાસ્ત્રીય અવલોકન કરવાનું અત્યંત આવશ્યક છે. તેમણે એક નિષ્ણાત એન્જીનીયર મેળવી લીધો અને બે વર્ષના શ્રમશીલ પ્રાથમિક કાર્ય પછી કામની શરૂઆત કરી. માત્ર પ્રાથમિક કાર્યમાંજ ત્રણ લાખ રૂપિયા જેટલું ગંજાવર ખર્ચ થયું હતું. આ ઉદ્યોગ જે. એન. તાતાની પહેલ તથા કાર્યશક્તિને કારણે ઉદ્ગમ અને વિકાસ પામ્યો અને તેમના અંગત ખર્ચ અને પ્રયત્નો સિવાય તે અસ્તિત્વમાં આવી શકયો નહોત, એ તો જોઈ શકાય છે. આ બાબતો ધ્યાનમાં રાખતાં, તાતાને જો એજન્સી છોડવી પડે તો તે ખરેખર કઠણ ગણાય; જો કે નવા કાયદાની વીસ વર્ષની કલમ નીચે, ઉપલા સંજોગોમાં

સંખ્યાબંધ 'તાના' ઓને તેમ કરવું પડશે. હું જૂના વખતની થઈ ગયેલા મેનેજીંગ એજન્ટોની હીમાયત કરતો નથી પરન્તુ તે સાથે, મેં નોંધી છે તેવી થોડીક વિગતો એ બતાવી આપશે કે ૨૦ વર્ષનો સમય ઉદ્યોગની સુયોગ્ય રચના માટે પૂરતો નથી કારણ કે એ માટે માત્ર કંપની સ્થાપવાનું બસ નથી પરન્તુ તે સાથે નામના મેળવવાનું, બજારો કબજે કરવાનું, હરીફાઈમાં ઉભા રહેવાનું અને ચોક્કસ પરંપરા સ્થાપિત કરવાનું હોય છે તથા આ બધાં માટે એજન્ટોના વર્ષો સુધીના એકચિત્ત અને વફાદાર પ્રયત્નોની જરૂર હોય છે.

એજન્ટોના કમીશન વિષે નવો કાયદો એવી કલમ દાખલ કરે છે કે નવી નીમણુકોની બાબતમાં એજન્ટોનું કમીશન ચોક્ખા નફાની નક્કી કરેલી ટકાવારી મુજબ રહેશે. આ સાથે કમીશનનું ઓછામાં ઓછું પ્રમાણ ઠરાવતો નિયમ પણ છે. મજૂરી, લોનો પરનું વ્યાજ, મરામત, ઘસારો, મદદ અથવા સખાવત, મેનેના ભાવ ચઢવાથી થતો નફો વગેરે બાદ કરતાં જે રહે તે 'ચોક્ખો નફો,' એ પ્રમાણે ચોક્ખા નફાની વ્યાખ્યા કરવામાં આવી છે. કમીશનના મૂળભૂત પાયાના પ્રશ્ન ઉપર ઘણી ચર્ચા થઇ હતી અને ઉત્પન્ન તથા વેચાણ ઉપર કમીશન નક્કી કરવાની પદ્ધતિ સામે ઘણી ફરિયાદો આવી હતી. ઘણીના અર્થશાસ્ત્રીઓમાં આ પ્રશ્ન વિષે મતભેદ છે. જ્યાં એકંદર એમ કહી શકાય કે ચોક્ખા નફા ઉપર કમીશન લેવાની પદ્ધતિ વેચાણ ઉપર કમીશન લેવાની પદ્ધતિ કરતાં સારી છે અને તેથી આ નિયમ વાજબી છે.

બીજો એક રસપ્રદ નિયમ કલમ ૮૭ એચ, પ્રમાણેનો છે. આ નિયમ એમ ઠરાવે છે કે પોતાના વહીવટ નીચેની અથવા તેને મદદગાર કંપનીના જેવાજ અથવા તેની સાથે સીધી રીતે હરીફાઇ કરતા ઉદ્યોગમાં મેનેજીંગ એજન્ટે પોતે જોડાવું નહીં. મેનેજીંગ એજન્ટને પોતાના વહીવટ નીચેની કંપનીના વ્યાપાર સાથે સીધી અથડામણમાં આવતા કોઇ વ્યાપારમાં જોડાતો અટકાવવાનો ઉદ્દેશ આ નિયમ કરવામાં હોય એમ જણાય છે. મને ભય છે કે કલમ સુયોગ્ય રીતે ઘડાયેલી નથી અને આ કલમ નીચે કેટલાક ઝઘડાઓ થાય તો આશ્ચર્ય પામવા જેવું નથી કારણ કે આ કલમનો એવો અર્થ થાય એ પણ સંભવિત છે કે એક મીલના મેનેજીંગ એજન્ટે બીજી મીલના મેનેજીંગ એજન્ટ બનવું નહીં, અથવા તેણે જાતે તો મીલ રાખવી નહીં. હું જણાવું છું કે ઔદ્યોગિક 'બીવાવટનું' વલણ તથા એકજ વહીવટ નીચે એક કરતાં વધારે કંપનીઓનો ફતેહમંદ વહીવટ, ઉપલી કલમમાંથી સ્ફુટ થતી વલણથી જુદા જ પ્રકારનાં પરિણામો દર્શાવે છે. બીજા અર્થમાં કહીએ તો જોડાણ, પછી તે સીધું હોય કે આડકતરું પણ, લાગતી વળગતી સર્વ કંપનીઓને હંમેશાં સ્પષ્ટ રીતે લાભકારક હોય છે. આ કલમ ઉપર નિષ્ણાતોના કાયદાવિષયક અભિપ્રાયનો વિચાર કરવો એ સમયની દૃષ્ટિએ અત્યારે અપક્વ ગણાય.

એલોટમેન્ટ બાબતમાં બીજી એક ઉપયોગી કલમ છે. ૧૦૧ મી કલમ ઠરાવે છે કે જ્યાં સુધી મીલકતની ખરીદ કિંમત માટે જરૂરી જણાય તેટલી, ડાયરેકટરોના અભિપ્રાયે ઓછામાં ઓછી, પ્રોસ્પેકટસમાં જણાવેલી રકમ ઉભી કરવામાં ન આવે અને પ્રાથમિક ખર્ચો, લોન પાછી આપવા માટેની રકમ અને વર્કીંગ કેપીટલ ભરપાઈ કરવામાં ન આવી હોય ત્યાં સુધી શેર એલોટ કરવામાં આવશે નહીં.

કદાચ તમે જાણતા હશો કે હમણાં સુધી ડાયરેક્ટરો આ જૂદાં જૂદાં ખાતાં માટે જરૂરી, નાણાં મેળવ્યા સિવાય એલોટમેન્ટ કરતાં હતા, પરિણામે સંખ્યાબંધ સ્થાયાજ કંપનીઓ જે સાધારણ રીતે પરપોટા કંપની તરીકે ઓળખાય છે તેની વૃદ્ધિ થતી હતી. સરકારી સોલીસીટર શ્રી સેનના અહેવાલમાં અને પ્રથમ બીલમાં આ કલમને સહેજ વિસ્તૃત બનાવવામાં આવી અને સત્તાવાર થાપણના અમુક ચોક્કસ ટકાની જરૂર મૂકવામાં આવી. આ કલમ ઉદ્યોગોની વૃદ્ધિ અને વિકાસને નુકસાનકર્તા છે તે બાબત પર ધારાસભાનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું અને તેથી તે રદ કરવામાં આવી.

બાકીની કલમો બેન્કો, હીસાબ, તથા મદદગાર કંપનીઓનું નિયમન, પ્રોવીડન્ટ ફંડ, પ્રોસ્પેક્ટસ, મરજૈયું અને પરચુરણ વિષયોને લગતી છે. આ બધાનું વલણ એજન્ટોની સત્તા પર અંકુશ મૂકવાનું અને શેરહોલ્ડરો તથા સામાન્ય જનતાને કંપનીના વહીવટમાં દેખરેખ રાખવાને વધુ સત્તા આપવાનું છે. ખરેખર આ ઇચ્છનીય છે અને આશા રાખવામાં આવે છે કે અત્યારે પ્રવર્તે છે તેનાં કરતાં હિન્દી કંપનીઓમાં વધારે સારૂ વાતાવરણ રહેવાશે. આ નવા કાયદાના થોડા લાભકારી તત્ત્વો છે જે હું આશા રાખું છું કે દેશના વ્યાપારી અને ઔદ્યોગિક જીવનના અભ્યાસમાં તમને ઉપયોગી થઇ પડશે.

આજે તમને મળવાની આપેલી તક માટે હું તમારો અને તમારા પ્રિન્સિપાલનો ફરીથી આભાર માનું છું.

Special Supplement

# પ્રજાબંધુ

## સંસાર તથા આરોગ્ય

તંત્રી, મુદ્રક અને પ્રકાશક ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર પ્રજાબંધુ પ્રિ વર્ક્સ, ખાડિયા, અમદાવાદ

૧૯૩૬ નો ત્રીજો વિશેષાંક : રવિવાર, તા ૧૩ મી સપ્ટેમ્બર

# શત્રુસમી સુંદરતા



**સ્ત્રીને** પોતાના સૌંદર્યથી કેટલાક મહત્ત્વના લાભ થાય છે એમ માનીએ તો તેથી થનારા ગેરલાભો પણ કાંઇ થોડા નથી અને તેથી તેની તુલના કરવી ઘટે છે

પહેલો ગેરલાભ એ કે, સુંદર સ્ત્રીને જે અનેક લોકો જુએ છે તે બધા હમેશા સારા માણસો જ હોય છે એમ નથી હોતું બહુધા ખરાબ લોકો હોય છે તેઓ જ તેની આસપાસ એકઠા થાય છે બીજી વાત એ કે અનેક સારા ને ખરાબ લોકો તેની આસપાસ ફરતા રહેતા હોવાથી તે નકામી ફુલાઇને ફાળકો બની જાય છે, ગર્વિષ્ઠ બને છે અને ભાન પણ ભૂલી જાય છે વિવેક ન છોડતા સંભાળીને વર્તવું એ તેને માટે બહુ કઠણ બને છે

"મને પરણનારાઓનો ક્યાં તોટો છે? ગમે ત્યારે જોઇએ તેટલા પુરુષો મને પરણવાને ખડે પગે ઊભા રહે તેમ છે," એવા ઘમંડથી તે જેને ને તેને તિરસ્કારતી જાય છે અને છેવટે 'બહુ શાણો મહુ ખરડાય' તેની પેઠે તે ફસાઇ જવાનો વિશેષ સંભવ રહે છે

આ જ કારણથી અને આવી જ ભૂલોથી જગતની ઘણીયે નામાંકિત લાવણ્યવતી લલનાઓ સુખી સંસાર ભોગવી શકી નથી, અને મનમાન્યું દાંપત્યસુખ મેળવી શકી નથી પોતાની ભારે મહત્વાકાંક્ષા અને પોતાની મેળે માની લીધેલું પોતાનું ભારે મૂલ્ય એવા પોતાના જ દોષોના કારણે અનેક સુંદરીઓના લગ્ન શ્રીમંત પતિઓ સાથે થયા છે પણ તે સુખી નીવડ્યા નથી। આજે પણ એવી જ સ્થિતિ છે આજકાલ પુરુષો તરુણીઓને જ ચાહે છે કેવળ દેખાવે જ નહિ પણ વયે પણ ખરેખરી તરુણી હોય તેને જ દરેક પુરુષ માગે છે

છેતરે મોટે ભાગે નિરાશારૂપ મોકળના જ આવે છે.

વસ્તુતઃ સૌંદર્યની મૂડી ઉપર ગણત્રીમાં લઇ શકાય તેવું વ્યાજ પણ મળતું નથી. જે મળે છે તેની ઉપર ભારે કર આપવો પડે છે. જે પેઢી પર તે મૂડી જમા રાખી હોય છે, તે પેઢી જ ક્યારે ખૂટશે તેનો કશો નિયમ હોતો નથી. કેવળ સુરક્ષિત એવી કાર્યપણ જમીનગીરીમાં એ સૌંદર્યમૂડી રોકી શકાતી નથી. સાદું રૂપ એ જ એકંદરે એને સૌંદર્ય કરતાં વધારે હિતકારક અને ઓછું ભયપ્રદ છે.

[ ઉર્સુલા બ્લૂમના Debits and Credits of Beauty એ લેખ ઉપરથી ]



# આપણાં શરીરો



[ લેખક શ્રી. હરભાઈ ]

*

**આપણાં** શરીરોની બાબતમાં આજકાલ ઘણા વિચારો થઈ રહ્યા છે. વ્યાયામશાળાઓ આવા વિચારોનું કેન્દ્ર બને છે, તે હર્ષની વાત છે. શરીરોનો કેવળ સ્થૂળ દૃષ્ટિથી વિચાર કરવામાં આવતો હતો, ત્યારે અખાડામાંથી શરીરના મલ્લો પાકતા હતા; પરંતુ શરીરના મલ્લોની માફક જ તેમનાં મન, બુદ્ધિ વિગેરે પણ જાડાં જ રહેતાં. આજે આ પરિસ્થિતિમાં બહુ ફેરફાર થયો નથી, તોપણ દૃષ્ટિ-બિન્દુ બદલાઇ ગયું છે. અને આપણી વ્યાયામશાળાઓ યુવાનોના અવગણાયેલા શરીર-વિકાસને નજર આગળ રાખી પોતાનું કામ કરે છે. નવા યુગની વ્યાયામશાળાઓમાં શરીરને જાડું બનાવવાના નહિ, પરંતુ તંદુરસ્ત અને રોગોનો સામનો કરે તેવું બનાવવાના પ્રયત્નો માત્ર છે. આ વ્યાયામશાળા જુવાનોના માનસિક વિકાસને પણ ધ્યાનમાં રાખે છે. આજના યુગનું આ શુભ ચિહ્ન છે. એટલા માટે જ આવી વ્યાયામશાળાઓમાં નવીનતા જણાઈ રહે છે; અને એટલા માટે જ આવી વ્યાયામશાળાઓ આવકારદાયક છે. આ નવીન દૃષ્ટિબિન્દુને ધ્યાનમાં રાખીને આપણા શરીરોનો વિચાર કરવા ધારું છું.

પહેલાં તો આપણા શરીરને સ્થૂળ દૃષ્ટિથી જોઇએ. આજના આપણા જુવાનોનાં શરીરો ઉપર નજર નાંખતાં પણ શરમ આવે એવાં હોય છે. આપણી ગરીબાઇ, આપણી અનારોગ્ય સામાજિક સ્થિતિ, અને ઘણે અંશે આપણી આજની કેળવણીની પદ્ધતિ આ પરિસ્થિતિને માટે જવાબદાર છે. આપણી ગરીબાઇ ટાળવી એ વ્યાયામશાળાઓની મર્યાદા બહારનો વિષય છે. આપણી શિક્ષણ-પદ્ધતિમાં ફેરફાર કરી શકાય તેવું વ્યાયામશાળા કાંઇ ન કરી શકે. માત્ર આપણી અનારોગ્ય પરિસ્થિતિને જેટલે અંશે અટકાવી શકાય, તેટલે અંશે અટકાવવાનો પ્રયાસ વ્યાયામશાળાનો યુવાન અવશ્ય કરી શકે. આપણી ગરીબાઇએ આપણા જુવાનના શરીરને કોરી નાખ્યું છે. ઊછરતા શરીરને જોઇએ તેટલું પોષણ મળી શકે તેવો ખોરાક મોટા ભાગની પ્રજાને મળતો નથી. દૂધ ઘીની વાતને અળગ રાખીએ તોપણ, વિકાસ પામતું શરીર વિકાસ માટે જે જે તત્ત્વો ઝંખતું હોય છે, તે તે તત્ત્વો યોગ્ય પ્રમાણમાં મળી શકે તેવું વૈજ્ઞાનિક ખોરાકનું ધોરણ આપણે જાળવી શકીએ તેમ નથી. આપણી વ્યાયામશાળાઓમાં જે પ્રકારની કસરતો કરાવવામાં આવે છે, તે કસરતોનો ઘણોખરો ભાગ નક્કી કરેલા

ક્રમની માફક સર્વ સામાન્ય દૃષ્ટિથી ચાલતો હોય છે. વ્યાયામના નાના-મોટા પ્રકારોમાંથી નાની મોટી ઉંમરનાથી મોટી ઉંમરના તમામ વિદ્યાર્થીઓને પસાર થવાનું હોય છે. આજનો આપણો વ્યાયામનો ક્રમ વ્યાયામશાસ્ત્રીને નજર આગળ રાખીને રચવામાં આવે છે. આપણી સામાન્ય ગરીબાઈને લક્ષ્યમાં રાખીને એ ક્રમ રચાવો જોઈએ એવું મારું માનવું છે. અખાડામાં વ્યાયામની તાલીમ લેવા આવનાર જુવાનોને વયની દૃષ્ટિથી વિભાગી નાખવાને બદલે તેમને મળતા ખોરાકની દૃષ્ટિથી પણ વિભાગ પાડવામાં આવે તો કદાચ આપણે વધારે સારું પરિણામ દેખાડી શકીએ. અખાડામાં શીખવા આવતા દરેક જુવાનને એક સરખો ખોરાક નથી મળતો હોતો મોટો ભાગ ગરીબ વર્ગમાંથી આવતો હોય છે; થોડોક ભાગ મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે; તેથીયે થોડો ભાગ ઉચ્ચ-મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે અને બહુ જ થોડો ભાગ પૈસાદાર વર્ગમાંથી આવતો હોય છે. આ તમામ વર્ગના વિદ્યાર્થીઓને એક જ ક્રમ ઉપર ચલાવવા, એ યોગ્ય નથી. જે વર્ગને વ્યાયામના પરિણામે જાગેલી શારીરિક ભૂખને સંતોષવાનાં પૂરતાં સાધનો ન હોય, તે વર્ગ માટે એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને તાલીમનો ક્રમ ઘડાવો જોઈએ. આજે કેટલીક વ્યાયામશાળાઓમાં દૂધ આપવાનો પ્રબંધ કરવામાં આવે છે, તે સારી વાત છે; પરંતુ શરીરના વ્યાયામને અને ખાવાના ખોરાકને શરીરવિકાસ પૂરતો ઘણો નિકટનો સંબંધ હોય છે, તે ભૂલી જવું જોઈએ નહિ. ખોરાક-વિજ્ઞાનની દૃષ્ટિએ આપણી વ્યાયામશાળાઓમાં વ્યાયામનો ક્રમ રચવાની શરૂઆત ક્યાંક [illegible] થવા માંડી છે, તે પણ આપણા માટે શુભ [illegible] ગણાય.

આજના શિક્ષણક્રમને [illegible]જર આગળ રાખીને જોઈએ તો તે દિશામ પણ વ્યાયામશાળાઓ જુવાન શરીરને [illegible] મદદ કરી શકે તેમ છે. આજના શિક્ષ[illegible] અભ્યાસક્રમ અને આજની શિક્ષણપદ્ધતિ, બ[illegible]ાર વિદ્યાર્થીના શરીરને છેક જ નીચોવી [illegible] મે છે, તેમ કહીએ તો ખોટું નથી. સાંજે શાળાના ભણતરમાંથી છૂટતો વિદ્યાર્થી મનની સાથે જ શરીરને પણ કોથળા જેવું લઈને બહાર આવતો હોય છે. આ વિદ્યાર્થીને લક્ષમાં રાખીને વ્યાયામશાળાનો સાંજનો ક્રમ ગોઠવાય, તે પણ ઘણું જરૂરનું છે. સાંજ ટાણે વ્યાયામશાળાઓમાં રમતો રમાડવાનું કામ શરૂ થઈ ચૂક્યું છે; છતાંય માનસિક થાક પછી કઈ રમતો મનને બહેલાવનારી હોય અને કઈ રમતોના પરિણામે શરીર એવું સ્ફૂર્તિવાળું થાય છે તેવો, મનની ક્રિયાઓ કરવામાં જોશ મળે તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણી વ્યાયામશાળાઓએ ઊભો કરવાનો રહે છે. થાકેલું મન શરીરને બીજી જ ઘડીએ શ્રમ થાય તેવું કામ કરવાની ના કહેતું હોય છે. ભારે વ્યાયામ માટેનો તે કાળ નથી હોતો. તેવે વખતે તો શરીરમાં ધીમે ધીમે સ્ફૂર્તિ આવવા માંડે, શરીર અને મનના રસો એક થાય અને રમતો દ્વારા શરીરના અંગે અંગ ઉપર થતી અસર, માનસિક થાક વિસરાવી દે, તેવી રમતો વિદ્યાર્થીઓ પાસે રમાડાવવી જોઈએ. આજે આપણી પાસે દેશી, પરદેશી રમતોનો મોટો ઢગલો પડયો છે. મનનો થાક ઉતારવા માટે અને શરીરમાં સ્ફૂર્તિ લાવવા માટે કઈ રમતો વધારે યોગ્ય છે, તેનો નિર્ણય આપણો કિશોર કે કુમાર કરી શકે તેમ નથી. અખાડામાં આવીને હાથમાં આવે તે રમત લઈ લે, અથવાં તો, મિત્રોનું ટોળું રમતું હોય તેમાં દાખલ થઈ જાય, તેના કરતાં વિદ્યાર્થીની અભ્યાસના ધોરણ વાર નોંધ રાખીને તેનાં મન તથા શરીરને અનુકૂળ હોય તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણા અખાડાઓ યોજે, તે વધારે ઉપકારક થઈ પડે તેમ છે. શાળાની અંદર કચરાઈ જતાં શરીર અને મનને એ કચરનારાં તત્ત્વોનો સામનો કરવા જેટલું બળ આ સાંજની રમતોએ વિદ્યાર્થીને આપવું જોઈએ. ચોક્કસ ઘરેડવાળી પરિસ્થિતિએ શિક્ષણક્રમને રોગી બનાવી દીધો છે. એ રોગમાંથી છોડાવી લેવા જેવી આપણી સ્થિતિ ન હોય તો તેનો સામનો કરી શકે તેવાં તત્ત્વો દાખલ કરીને આપણા અખાડાઓ વિદ્યાર્થીના અભ્યાસ-કામમાં એને ઘણી કિંમતી મદદ કરી શકે તેમ છે.

અને આપણી સમાજની અનારોગ્ય સ્થિતિ સંબંધે કહેવા બેસીએ તો પાર આવે તેમ નથી. મને તો હંમેશાં લાગ્યા કર્યું છે કે આપણા સમાજમાં જીવનના સામાન્ય આરોગ્ય પરત્વે જે દુર્લક્ષ દેખાય છે, તે દુર્લક્ષ ટાળવાનું કામ આપણા અખાડાના વિદ્યાર્થીઓ સારી રીતે કરી શકે. ભગવાન સવિતાનારાયણની આપણા દેશ ઉપર કૃપા ન હોત તો કેવળ અજ્ઞાન અને બેદરકારીને લીધે આપણે ક્યારના નાબુદ થઈ ગયા હોત. આપણી પ્રજા એવી ખરાબ રીતે જીવતાં શીખી ગઇ છે કે હાથે કરીને જ રોગો વહોરી લે. અખાડામાં તાલીમ લેવા આવનાર વિદ્યાર્થી શરીરના કચરાને દૂર કેમ રાખવો, તેનું શિક્ષણ અવશ્ય લેતો હોય છે. શાસ્ત્રીય વ્યાયામો દ્વારા એ ફેફસાંને શુદ્ધ હવા આપે છે, હૃદયના શુદ્ધીકરણના કાર્યમાં હમેશાં એ જાગ્રત રહે છે: અને પેટ તથા આંતરડાંને, નિયમિત કામ કરતાં બનાવીને સામાન્ય તંદુરસ્તી જાળવી રાખે છે. આવો વિદ્યાર્થી સમાજનાં ફેફસાંને, સમાજના હૃદયને અને સમાજનાં પેટ આંતરડાંને, નીરોગી રાખવા માટે કશું જ ન કરી શકે, તેવી પરિસ્થિતિ શોચનીય ગણાય. સમાજસેવકો સમાજ તરફની સહાનુભૂતિના કારણે સમાજનો સ્થૂળ સડો સાફ કરવાની મહેનત કરતા હોય છે. વ્યાયામશાળાનો જુવાન વિદ્યાર્થી કોઇ પણ સ્થૂળ સડાને નિભાવી લેવામાં પોતાના શાસ્ત્રનો દ્રોહ સમજતો હોય છે. તેથી સમાજશુદ્ધિનું કામ કરવામાં તે વધારે સફળતા મેળવી શકે છે. જે ગામ કે જે શહેરમાં વ્યાયામશાળા જેવી સંસ્થાઓ હોય, તે ગામ કે તે શહેર ગંદકીવાળું કે અનારોગ્ય રહે, તેની સાચી જવાબદારી તે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ ઉપર રહેવી જોઇએ. આપણા અખાડાઓ જુવાનને આત્મકેન્દ્રી માત્ર બનાવે, તે ઠીક નહિ; જુવાનની પ્રવૃત્તિને ધીમે ધીમે વિશાળ બનાવવાનું કામ આપણા અખાડાઓ કરી શકે છે. સ્વચ્છતા અને સુઘડતાના પાઠો સમાજ પાસે રજુ કરવામાં અખાડાનો જ વિદ્યાર્થી જે કામ કરી શકે, તે બીજો કોઈ ન કરી શકે. ગામસફાઇમાં તેમજ શહેરસુધરાઈમાં વિધવિધ પ્રકારના કાર્યક્રમો અખાડા દ્વારા યોજવા જોઇએ. આવા કાર્યક્રમો આજના આપણા અખાડાઓની અનિવાર્ય આવશ્યકતા જેવા થઈ જશે, તે દિવસે પોતાની અનારોગ્ય પરિસ્થિતિ તરફ આંખ - મીચીને બેઠેલો સમાજ પોતાની આંખ ઉઘાડી શકશે. સમાજની કેટલીક વ્યાયામશાળાઓનો એવો પણ અનુભવ છે કે વ્યાયામની શાસ્ત્રીયતાની, ઘોર અજ્ઞાનતાને કારણે સમાજના કેટલાક વડીલો અખાડાનો વિરોધ પણ કરતા હોય છે. આવો વિરોધ સમાવવા માટે સમાજને ઉપયોગી એવા જાહેર કાર્યક્રમો એક સુંદર ઉપાય જેવા થઇ પડે. સમાજસેવાનું કામ', આજે થોડાએકની ધુન જેવું, અને થોડાએકના શોખ જેવું થઈ રહ્યું છે, તેને બદલે જીવનના સર્વસામાન્ય છતા એક મહત્ત્વના અંગ તરીકે તેનો સ્વીકાર થાય, તેમ કરવા માટે અખાડાના આવા સાર્વજનિક કાર્યક્રમો આપણને ઘણી જ મદદ કરી શકે. આ દૃષ્ટિથી વિચાર કરીએ તો, દરેક ગામ અને શહેર માટે પ્રાથમિક શિક્ષણની સંસ્થા જેટલી જ અખાડાની અનિવાર્યતા સ્વીકારાય. શિક્ષણસંસ્થા અક્ષરજ્ઞાનનું કામ કરે તો, અખાડા–સંસ્થા સ્વચ્છતા અને આરોગ્યના પ્રથમાક્ષરો ગામ લોકોને કે શહેરીજનોને ઘુંટાવે. આપણી વ્યાયામશાળાઓ આ વિચારને વહેલી તકે વ્યવહારમા મૂકે, તેવી આશા આજે વધારે પડતી નહિ ગણાય

અખાડાનો આટલો વિચાર કર્યા પછી શરીર અને બુદ્ધિને સાથે જોડાવામાં એ કેટલું કરી શકે, એનો વિચાર પણ આવશ્યક બને છે. અખાડાના કાર્યક્રમો શરીરને તાઝગી આપનારા અને શરીરને ચંચળ બનાવનારા હોય છે. આ કાર્યક્રમોમાંથી પસાર થતો તરુણ પોતાની તેજસ્વી બુદ્ધિ માટે કંઇને કંઇ નવો ખોરાક હમેશાં માગતો રહે, તે સ્વાભાવિક છે. અખાડાઓમાં વાચનાલયો અને પુસ્તકાલયો ઊભાં કરવાનો વિચાર આજે હવે છેક જ નવીન નથી રહ્યો; આમ છતાંએ એ વિચારના પ્રચાર માટે હજુ ઘણું કરવાનું બાકી રહે છે; કારણ કે તેનો વ્યવહાર બધા ઠેકાણે થતો દેખાતો નથી. શિક્ષણસંસ્થા ઊભી કરતી વખતે આપણો લોકસમૂહ મકાનના ખુરશી ટેબલ કે બાંકડાની

જેટલી ચિંતા કરે છે, તેના દશમા ભાગની ચિંતા શિક્ષક માટે કરતો નથી. મકાન કે ઉપસ્કર શાળા માટે અનિવાર્ય ગણાય છે; શિક્ષક તો પાછળથી ગમે ત્યાંથી મેળવી શકાશે. આપણી આ શોચનીય પરિસ્થિતિને પરિણામે આપણી શાળાઓ કેવળ જડ જેવી બની રહી છે. એ જડતામાંથી બહાર નીકળવાનો માર્ગ આજે તો હવે છેક જ રૂંધાઇ ગયો છે. શિક્ષણસંસ્થાની શરૂઆત જે દિવસે શિક્ષક-વ્યક્તિથી થશે, અને બીજી બાબતોને ગૌણ ગણવામાં આવશે, તે દિવસે જ આનો સાચો ઉકેલ નિર્માયો છે. આપણી વ્યાયામસંસ્થાઓમાં પણ આવું બનવા ન પામે, તે આપણે જોવાનું રહે છે. અખાડાના યોજકો મકાનને પહેલું મહત્ત્વ નથી આપતા, એ હકીકત પ્રશંસનીય છે; પરંતુ લાઠી, લેઝીમ કે મગદળ જેવા વ્યાયામના સાધનોને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે, તેટલું જ મહત્ત્વ બુદ્ધિવિકાસનાં સાધનોને આપવામાં આવે તે અત્યંત જરૂરનું છે. શરીરશાસ્ત્ર, વ્યાયામશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્રનાં સુંદર પુસ્તકોવાળું પુસ્તકાલય તથા ચિત્તને નીરોગી પ્રસન્નતા આપે તેવું વાચન પુરૂં પાડે, તેવું વાચનાલય, તથા વ્યાયામના પરિણામે પોતાના વિકસતા શરીરના અંગે અંગને વૈજ્ઞાનિક દૃષ્ટિએ પીછાની શકે, તેવા ભાતભાતના નકશાઓ—એ બધુએ કસરત કે રમતની તાલીમ માટેનાં સાધનો માટે અનિવાર્ય છે, તેમ આપણે હવે સ્વીકારવું જોઇએ. મહાશય માણેકરાવજીનો અખાડો આ દિશામાં આદર્શ ઊભો કરે તેવો છે. વ્યાયામનાં સાધનો, વાચનાલય કે પુસ્તકાલય ઉપરાંત સંશોધનને માટે પણ એ અખાડામાં તો રસિક અને ઉપયોગી સામગ્રી એકઠી કરવામાં આવી છે. એ વસ્તુનો આદર્શ રાખીએ તોપણ પસંદ કરેલું વાચનાલય અને પુસ્તકાલય અને જ્ઞાન વધારનાર નકશાઓ આપણા અખાડામાં હોવા જ જોઇએ. વ્યાયામશિક્ષક પાસે શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રની વ્યાયામશાસ્ત્રના જેટલી જ વૈજ્ઞાનિક તાલીમ હોવી ઘટે છે. એવો તાલીમબદ્ધ વ્યાયામશિક્ષક અખાડામાં આવતા જુવાનોને શરીર-વ્યાયામ ઉપરાંત જરૂરી એવી બધી બાબતોમાં સાચો રસ પેદા કરાવી શકે. આપણાં જુવાન અખાડાની જડ શારીરિક તાલીમ જ માત્ર મેળવે, તે દિવસો આજે નથી રહ્યા. આપણે તો શરીરને જેટલું સ્ફૂર્તિમાન બનાવવા ઇચ્છીએ છીએ, તેટલી જ સ્ફૂર્તિમાન બુદ્ધિને પણ ઇચ્છીએ છીએ. આજે શરીરવિકાસ અને બુદ્ધિવિકાસને ક્યાંએ મેળ નથી. એ મેળ ઊભો કરવામાં અને શરીરવિકાસ તથા બુદ્ધિના વિકાસની સમતુલતા જાળવવાનું કામ કરવામાં આપણા અખાડાઓ સાચું દિશાદર્શન કરાવી શકે તેમ છે. એ દિશાદર્શનનું કામ શાસ્ત્રીય ઢબે ચાલતા અખાડામાં સાચો વ્યાયામ-શિક્ષક કરી શકે. આજથી શરૂ કરીએ છીએ તેવી વ્યાખ્યાનમાળા, તે પણ આવી જ તાલીમનું એક અંગ છે. આપણામાં આવેલી જાગૃતિ આવી વ્યાખ્યાનમાળાઓ ઉપરાંત જરૂરી એવો બધો ક્રમ ધીમે ધીમે હાથ ધરવામાં જરૂરી મદદ અવશ્ય કરશે.

આપણાં શરીરો ઉપર મનની કેટલી અસર થાય છે, તે પૂરેપૂરી રીતે સમજવાનું આપણે હજુ બાકી છે. આપણા અખાડાઓમાં મનના અભ્યાસીઓની મદદ લેવા તરફ સંપૂર્ણ લક્ષ હજુ ખેંચાયું નથી. અખાડામાં કસરત માટે આવતા તેમજ રમત માટે આવતા જુવાનોની શારીરિક તપાસ અચૂક કરવામાં આવે છે. એ શારીરિક તપાસના પરિણામે દેખાય છે કે કેટલાએ જુવાનોનાં શરીરો ગમે તેટલો વ્યાયામ આપ્યા છતાં ધાર્યા પ્રમાણે સુધરી શકતાં નથી. શરીરમાં દેખાય તેવો કશોજ રોગ ન હોય, અને શરીરનાં તમામ અવયવો પોતપોતાનું કામ કરી શકતાં હોય તોપણ અંગમાં સ્ફૂર્તિ આવે નહિ અને કામ કરતી વખતે શરીર પાછું પડવા કરે, તેવા દાખલાઓ આપણને ઘણા જોવા મળે છે. આ પરિસ્થિતિનો આપણે હવે વિચાર કર્યા વિના ચાલે તેમ નથી. આમ શામાટે બને છે? નીરોગી શરીર, જરૂરજેગો વ્યાયામ, અને સારો ખોરાક મળતાં હોય છતાં, જુવાનોનાં શરીરો આકર્ષક ન બને, તેની પાછળનાં કારણોમાં ઊતર્યા વિના તેનો ઉપાય આપણને હાથ લાગે નહિ. અખાડામાં આવતા જુવાનનું મન કેટલીએ ચિંતાઓથી ઘેરાયેલું રહેતું હોય છે. આ ચિંતાઓ

થાની હોય છે, તે જાણવું જરૂરનું છે. અખાડામાં કસરત કરીને મનને ઉલ્લાસમાં રાખવા મથતો જુવાન, તેમજ રમતો રમીને કેટલીએ છૂપી માનસિક વેદનાઓને ભૂલી જવા પ્રયત્ન કરતો જુવાન હમેશાં આપણી પાસે ખડો હોય છે. એની એ વેદનાઓ કઇ છે? અખાડા સિવાય બીજા કોઇ ઠેકાણેથી એ કેમ ઉલ્લાસ મેળવી શકતો નથી? આ અને આવા પ્રશ્નો અત્યાર સુધી આપણે વિચાર્યા નથી.

આપણા ઘરોમાં બાળક નાનપણથી મોટું થાય છે, ત્યાંસુધીમાં તેના ઉપર ઘણાએ સંસ્કારો પડે છે. મન ઉપર પડતા આ સંસ્કારો એના શરીર ઉપર ઘણી ખરાબ અસર કરતા હોય છે. સામાન્ય દૃષ્ટાન્ત તરીકે આપણે આજના માતપિતાની ટોકણીને લઇએ. બાળક નાનું હોય, અણસમજુ હોય, એમ છતાંયે એને ટોક ટોક કરવાની કુટેવ ઘરના વડીલોને હોય છે. એ બાળક રમતું, કૂદતુ હોય ત્યારે પણ ટોકે, ખાતુપીતું હોય ત્યારે પણ ટોકે, અને બેઠું વાંચતું હોય ત્યારે પણ ટોકે. ટોકણી આપણાં ઘરોનો સર્વસામાન્ય રોગ થઇ પડયો છે. બાળકનાં શરીરને સુધારવા માટે પણ આ ટોકણી-શાસ્ત્રનો ઉપયોગ કરવામાં આવે છે. આપણાં કેટલાંએ બાળકો યુવાવસ્થામાં આવ્યા હોય ત્યાંસુધી ખવાપીવાની બાબતમાં અસંયમ રાખતાં હોય છે તેમજ શરીરને વ્યાયામ કે રમતની જરૂર છે તેમ માનતા છતાં એના તરફ બેદરકાર તથા આળસુ રહેતાં હોય છે. એનાં કારણોમાં એક સાથી મોટું કારણ વડીલોની આ પ્રકારની ટોકણીને પણ સમજો. ગરીબ માબાપનાં છોકરાં ખાઉધરાં હોય છે, તેના કરતાં ઘણાં વધારે ખાઉધરાં પૈસાદાર માતપિતાનાં હોય છે, એ આપણો સૌ કોઇનો અનુભવ હોય છે. આનું કારણ, તેમને જીવન જીવતી વખતે વારંવાર કેમ જીવવું, કેવી રીતે જીવવું તે બાબતમાં વારંવાર ટોકયા જ કરવામાં આવતાં હોય છે. અખાડાનો પણ એ અનુભવ છે કે પૈસાદાર કુટુંબોમાંથી આવતાં બાળકો શરીરે માયકાંગલાં અને હોજરી, ફેફસાં, મળાશય જેવા અગત્યના અવયવોને વિકૃત કરીને આવેલાં હોય છે. દુઃખની વાત તો એ છે કે તેમ થયા પછી પણ વડીલો ટોકણી કરવાના કામને અટકાવતાં નથી. શરીર સુધારવા માટે ફરી પાછી ટોકણી વધારે ઉગ્રતાથી શરૂ રહેતી હોય છે. વ્યાયામશાળાના સંચાલકોનો એ પણ અનુભવ છે કે પોતાના જુવાન દીકરાનાં શરીરો સુધારવા માટે ગમે તે ઉપાયો હાથ ધરવા માટે માતપિતાની વિનંતીઓ આવ્યા જ કરે છે. અજ્ઞાન માબાપ અખાડામાં જવાથી નુકસાન થશે, એમ કહીને પોતાનાં છોકરાઓને ટોકયાં જ કરતાં હોય છે, તો શિક્ષિત માબાપ અખાડામાં જઇને શું શું કરવુ અને શું શું ન કરવુ તે બાબતમાં છોકરાંઓને ટોકયાં કરતા હોય છે. આ ટોકણીની અસર મન ઉપર એટલી બધી થાય છે કે જુવાન છોકરો નિરાશા અનુભવે છે અને મુંઝવણમાં પડે છે. અખાડામાં જઇને મરણિયા માફક વ્યાયામનું કામ શરૂ કરે છે ખરો, પરંતુ એના મનની મુંઝવણ એના શરીરને જોઇએ તે રીતે વિકસવા દેતી જ નથી. આ મુંઝવણ અખાડાના સંચાલકોએ પારખવી જોઇએ અને અખાડામાં આવતા દરેક વિદ્યાર્થીને એ મુંઝવણ ટાળવામાં પહેલેથી જ મદદ કરવી જોઇએ. ત્યાંસુધી મન હળવું અને નિર્મળ ન થાય ત્યાંસુધી શરીર નિર્મળ થવાનું નથી અને વ્યાયામના પરિણામે જે હળવાપણું અનુભવાય છે, તે જુવાન છોકરો અનુભવવાનો નહિ.

મનની શરીર ઉપર થતી અસરનો આ વિચાર કરતી વખતે એક અત્યંત મુલાયમ પ્રશ્નને છેડવાની જરૂર જણાય છે. આ પ્રશ્ન જુવાનના જાતીય પ્રશ્નનો છે. આપણા સમાજમાં પ્રવર્તી રહેલા અજ્ઞાનને કારણે તેમજ જાતીય પ્રશ્નો તરફ સેંકડો વર્ષોથી સેવાતી આવતી સુગને કારણે જુવાનનું જાતીય જીવન દિવસે દિવસે વધારે ને વધારે વિકૃત થતું જાય છે. એ વિકૃતિથી ઉત્પન્ન થતી મુંઝવણમાં એને કોઈ સહાયક મળતું નથી. માબાપ તરફનાં એનાં દ્વાર છેકજ બંધ હોય છે. મુંઝવણોનો ઉકેલ લાવવા માટે માબાપ તરફ વળવા જતાં એને સામા ધક્કા જ મળે છે. પોતાના સમવયસ્ક મિત્રો પોતાના જેટલાજ અંધકારમાં ડૂબેલા હોય છે. શાળાના શિક્ષકો તેમજ કોલેજના અધ્યાપકો પાસેથી

આજ દિન સુધી તો એને કશુંજ માર્ગદર્શન મળ્યુ નથી. શિક્ષક–અધ્યાપક હવે જાગૃત થયો છે ખરો; પરંતુ અખાડાના સંચાલકો આ દિશામાં જે અનુકૂળતાથી કામ કરી શકે, તે અનુકૂળતા બીજાને ઓછી મળવા સંભવ છે. હમણા હમણાંથી એમ પણ જાણવા મળે છે કે જાતીય રોગોથી પીડાતો જુવાન બીજો કોઈજ માર્ગ નહિ મળવાથી અખાડાનું શરણુ લેતો હોય છે. અખાડામા જઈને શરીરની તાલીમ દ્વારા એવા રોગોમાથી મુક્ત થવા એ સ્વપ્નાં સેવતો હોય છે. જાતીય રોગોના મૂળમાં મોટા ભાગનુ અજ્ઞાન અને મનની નિર્બળતા હોય છે. આપણા અખાડાઓ અજ્ઞાનને દૂર ન કરે અને મનની નિર્બળતામાથી જુવાનને બચાવવા માટે માનસિક મુંઝવણોનો વૈજ્ઞાનિક વિચાર કરીને તેના ઉપાય ન કરે, ત્યાંસુધી એવા રોગોમાથી જુવાન મુક્ત થઇ શકવાનો નથી. ઘણી વખત તો વધારે પડતો વ્યાયામ એના શરીરને નુકશાન કરે છે. ઘણી વખત તો યોગ્ય વ્યાયામ અને યોગ્ય ખોરાકને કારણે એના શરીરમાં જમા થતું ચેતન નકામુ વેડફાઇ જતું હોય છે. આ તરફ આપણા અખાડાના સંચાલકો જાગૃત નહિ થાય તો અખાડા તરફ એક પ્રકારની ઉદાસીનતા જુવાનોના મનમા ઊભી થતા વાર નહિ લાગે. શરીરના વિકાસ અને આરોગ્ય ઉપર મીંટ માંડી રહેલ આપણો સમાજ આવી ઉદાસીનતા સેવે તો ભારે મોટી નુકશાની વેઠે. આવી ઉદાસીનતાનાં બીજ છૂટાં છવાયા વેરાવા માંડયાં છે, એમ પણ આપણે જોઈ શકીએ છીએ. બીજી બાજુ વ્યાયામપ્રવૃત્તિની ભરતી પણ ખૂબ ચડવા માંડી છે. એ ભરતીનો લાભ લઇને જુવાનના મનને જીતી લેવાનું કામ આજનો અખાડો અચૂક કરી શકે તેમ છે.

જુવાન જાતીય રોગોથી પીડાય છે, તેમ કહેવાનો મારો અર્થ એ છે કે તે નાની મોટી કુટેવોમા પડેલો હોય છે. જાતીય વૃત્તિ કેટલી બધી બળવાન છે, તે આપણે સૌ કોઈ જાણીએ છીએ. આપણા સમાજની ધાકે એ પ્રવૃત્તિને પરાણે પણ દબાવવી પડે છે. એવી રીતે દબાવવાની શક્તિ જુવાન પાસે નથી તેથી આવી દમનની ક્રિયા સ્વેચ્છાથી એ કરી શકતો નથી. એની બળવાન વૃત્તિઓને બીજા સંસ્કારી માર્ગે વાળવા માટે એને કશો જ અવકાશ મળતો નથી. આવે પરિણામે છૂપી રીતે એ વૃત્તિઓને તૃપ્ત કરવા, જુવાન હમેશા પ્રયત્ન કરતો હોય છે. એક તરફથી આવા છૂપા પ્રયત્નો તેનું હીર હણી લે છે, અને બીજી તરફથી પોતે શરૂ કરેલો વ્યાયામનો ક્રમ એની પાસે વધારે પડતી શક્તિની અપેક્ષા રાખે છે. આ શક્તિ–અશક્તિનો મેળ ક્યાંએ મળતો નથી. જુવાન ગભરાય છે, અને મુઝાય છે. આવા કટોકટીના પ્રસંગોને અખાડાના સંચાલકોએ હાથ ધરવા જોઇએ. જુવાનની મુઝવણની પાછળ એનું અજ્ઞાન, ખોટું દમન અને માનસિક બળની ખામી રહેલાં હોય છે. શરીરશાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાનથી એનું અજ્ઞાન ટાળી શકાય. દેહની અંદર રહેલા ભિન્નભિન્ન અવયોની રચના, એ અવયવોનાં કર્તવ્યો, એ અવયવોનો એક બીજા સાથેનો સબંધ, એ બધાયની સમગ્ર શરીરના વિકાસ ઉપર થતી અસર, એનું સંપૂર્ણ જ્ઞાન જુવાનને આપીને અજ્ઞાનમાંથી ઊપજતી મુંઝવણ ટાળી શકાય. નકામો ભય અને સામાજિક નીતિના કારણે જુવાનનું ખોટું દમન થાય છે. શરીરના ધર્મમાથી ચ્યુત થનાર મનુષ્ય પોતાના જ શરીરને કેટલું નુકસાન કરે છે, તેનો સાચો ખ્યાલ મેળવવાની અગત્ય ઉપર ભાર મૂકીને જુવાનને એ દમનમાંથી મુક્ત કરી શકાય. દમનના પરિણામે વિકૃત થયેલી વૃત્તિઓને મોકળી મૂકવા માટે જરૂરી એવા અવકાશો એને મળે અને કુદરતી જીવન જીવવાના કારણે ખોટા દમનમાથી બચી, જાય તેટલું કામ અખાડો જરૂરી કરી શકે. માનસિક નિર્બળતા ટાળવા માટે તો શિક્ષક વિદ્યાર્થી વચ્ચે પ્રેમ અને વિશ્વાસના વાતાવરણની જરૂર રહે છે પ્રેમ અને વિશ્વાસનુ આવું વાતાવરણ જુવાનને નથી ઘરમાંથી મળતું કે નથી શાળામાંથી મળતુ. આવી શોચનીય પરિસ્થિતિ વ્યાયામશિક્ષક ધારે તો ટાળી શકે છે. જુવાનના શરીરના નાના મોટા પ્રશ્નો તેના અંગે અંગના વિકાસની વાતો અને માનસિક કોયડાઓ ઉપર પ્રેમભર્યો વાર્તાલાપ કરી કરાવીને વ્યાયામશિક્ષક જુવાનોનો વિશ્વાસ સપાદન કરી શકે. એ વિશ્વા-

સમાંથી જુવાનના મનની અદ્ભુત શક્તિ એને જોવા મળશે. એ દર્શન કરીને જુવાનના મનની મૂંઝવણને ટાળવી મુશ્કેલ નહિ પડે. આ કામ અખાડાને માટે નવું નહિ ગણી શકાય. નિચોવાઇ જતા જુવાનના શરીરને અયોગ્ય માર્ગેથી વાળી લઈ સાચા માર્ગ ઉપર મૂકી દેવું અને તેના વિકાસને મદદ કરવી, તે અખાડાનું કામ છે જ.

પરંતુ એક મોટી લાલ બત્તી ધર્યા વિના મારાથી રહેવાય નહિ. જુવાન સાથે આવું કામ કરવા માટે શિક્ષકને ભારે મોટા અધિકારની જરૂર રહે છે. એ અધિકાર સહેલાઇથી મેળવી શકાતો નથી. એ અધિકાર મેળવવા માટે તો ધર્મગુરુના ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરવા જેટલી જહેમત ઉઠાવવી પડે. અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઇ પણ શિક્ષક આ કામ હાથ ધરી શકે નહિ. તે અધિકાર આજે પ્રાપ્ત થયો ન હોય તો, પ્રાપ્ત કરવા માટે વ્યાયામ-શિક્ષકો ઉત્સુક થાય, તેવી આશા વધારે પડતી નથી.

અખાડામાં વ્યાયામ માટે કે રમતગમત માટે આવતો જુવાન, મિત્રોને શોધતો હોય છે અને મિત્ર મેળવતો પણ હોય છે, એ વાત આપણા કોઇથી અજાણી નથી. આ મૈત્રી આજના જમાનાનો એક મહાન વિકટ પ્રશ્ન થઇ પડી છે. એ મૈત્રી વડે જુવાનનું મન વધારે વિશુદ્ધ બનાવી જુવાનને ઉચ્ચ ગતિએ પહોંચાડી શકાય છે. એજ મૈત્રી જુવાનને માટે વિષ સમાન પણ થઇ પડી છે. અખાડાઓમાં આરીને શરીરના પ્રશ્નને એક બાજુ રાખી દઇ, મૈત્રીના અનેક વિધવિધ પ્રશ્નો ચર્ચતા જુવાનોને આજે આપણે જોઇએ છીએ. આપણું કમનસીબ છે કે આજનો વડીલ અને આજનો શિક્ષક પોતાની જુવાનીના દિવસો તો ભૂલી ગયો છે જ; પરંતુ સાથે સાથે આ જમાનાની જુવાનીને ઓળખવા પણ અસમર્થ છે. જુવાન મિત્ર કરે છે. એવા મિત્ર કરવા પાછળ એની બુદ્ધિ કામ કરે છે, એના કરતાં ઘણું વધારે કામ એની લાગણી કરે છે. લાગણીવશ કોઈપણ એક જુવાનને એ પોતાનો મિત્ર બનાવે છે. પછી તો આ મૈત્રી એક બીજા ઉપર કેવા પ્રકારની અસરો પાડે છે, એ જાણવા માટે જુવાનના મનનો દરિયો જ ડોળવો પડે. આ મૈત્રીની મન ઉપર થતી અસર જુવાનના શરીરને કાંતો બહેલાવે છે, અને કાંતો અસ્વસ્થ કરી મૂકે છે. અખાડાનો વ્યાયામશિક્ષક જુવાનીની આ મૈત્રીને બરાબર પીછાની ન લે, તો એનું ઘણું કામ માર્યું જાય. આ મૈત્રી મનને અસ્વસ્થ કરી મૂકીને જુવાનના શરીર ઉપર ઘણી ખરાબ અસર કરે છે. અખાડો વિકાસનું સ્થળ મટીને મિત્રોના તોફાન—તકરારોનો અખાડો બની રહે છે. આજે સાગએ સમાજમાં વ્યક્તિવાદનું જોર વધતું જાય છે, તેવે વખતે વ્યક્તિવાદમાંથી આપણા જુવાનિયાને સમષ્ટિવાદ તરફ લઇ જવાનો આ એક સુંદર મોકો છે. અખાડા ઉપર એકઠા થતા જુવાનિયાઓ વ્યક્તિને અને વ્યક્તિવાદને ભૂલી જઈ સમૂહને અને સમૂહપ્રવૃત્તિને પોષે, તે માટે ખૂબ કાળજી રખાવી જોઇએ. જુવાનોની મૈત્રી, સબળ મિત્રોનાં ટોળાં ઊભાં કરે તો, અખાડા દ્વારા આપણે એક એવું સુંદર કામ કરી શકીએ કે જે કામ આખા સમાજને ઉપકારક થઇ પડે.

આપણાં શરીરો આજે આપણા અખાડાને સોંપાયાં છે. અખાડાઓ શરીરને સારા કરવા માટે જે જે પ્રવૃત્તિઓ કરી રહ્યા છે, તેમાંથી એક પ્રવૃત્તિ તરફ તાત્ત્વિક દૃષ્ટિથી મારા વિચારો હું ન જણાવું તો મારી જાતને હું વફાદાર ન ગણાઉં. આ વિચાર તે આપણા અખાડાઓમાં ચાલી રહેલી હરીફાઇની પ્રવૃત્તિનો છે. હરીફાઇની સરખામણીમાં સહકારપ્રવૃત્તિ અનેક રીતે શ્રેષ્ઠ છે, તેમાં બે મત છેજ નહિ. સહકારપ્રવૃત્તિનો લોપ થાય, એટલે તેમાંથી હરીફાઇની વિકૃત વૃત્તિ જન્મે છે. આગળ ધપાવવાના બાના હેઠળ આજે આપણે આ પ્રવૃત્તિને પોષી રહ્યા છીએ. હરીફાઇનું નાનકડું તત્ત્વ પણ કોઈપણ પ્રકારનો વિકાસ સાધવામાં સહાયભૂત થઇ પડે જ નહિ, એવું મારું દૃઢ મંતવ્ય છે. આ મંતવ્ય અહીં પ્રગટ કરતાં મને સંકોચ નથી થતો. હું સમજું છું કે હરીફાઇના તત્ત્વ વિના અખાડાઓ આજે ટકી શકે તેમ નથી. હું બરાબર જાણું છું કે રમતગમતની અને કસરતની 'હરીફાઇઓ આપણા આજના અખાડાનું પ્રધાન લક્ષણ છે; છતાંય મારો દૃઢ વિશ્વાસ છે કે એ જ આપણા અખાડાઓ હરીફાઇનાં તત્ત્વોનો નાશ કરીને સહકારના તત્ત્વને એક દિવસ પોષવાના છે. આજે, આપણે

છે કે બુદ્ધિ-મનનાં કજોડાં મટી જશે, અને શરીરનાં કજોડાં વધી જશે. આ સ્થિતિ બહુ ભયંકર છે. જે શહેર છોકરાઓ માટે અખાડો ઊભો કરે, તેની અચૂક ફરજ છે કે છોકરીઓ માટે પણ અખાડો ઊભો કરે. આપણા શહેરમાં બે સુંદર અખાડાઓ ચાલે છે. હજુ પણ વધારે ઊભા થાય તો વાંધો નથી; પરંતુ બ્હેનો માટેનો અખાડો આપણે ઊભો ન કરીએ, ત્યાંસુધી આપણે જંપી શકીએ નહિ. બ્હેનો માટેના અખાડાનો અભાવ એ આપણા શહેરની ન નિભાવી શકાય તેવી ખામી ગણાવી જોઇએ. આપણા શહેરનાં શિક્ષિત નરનારીઓ એ દિશામાં વહેલાં જાગૃત થાઓ, એવી મારી પ્રાર્થના છે. મિત્રો, આપણા શરીર સંબંધે બોલતાં મેં ઘણું વિસ્તારથી કહી નાખ્યું છે. આખાય વ્યાખ્યાનમાં વ્યાયામશાળા કેન્દ્રસ્થાને રહી છે, એનું કારણ એ છે કે આપણાં બગડેલાં શરીરને સુધારવાનું, નીરોગી શરીરને સુદૃઢ કરવાનું, નીરોગી મનને પ્રોત્સાહન આપવાનું અને શરીર-મનનો મેળ મેળવવાનું કામ કોઇપણ સંસ્થા કરી શકે તેમ હોય તો તે ઘણે મોટે ભાગે આપણી વ્યાયામશાળાઓ જ છે. વ્યાખ્યાનમાં દર્શાવેલા જે જે વિચારો આપને ગળે ઊતરી જતા હોય, તે બધાયનો અમલ કરવા તરફ આપણે લક્ષ ખેંચી શકીશ તો હું મારી જાતને ધન્ય માનીશ.*

* શ્રી. હરભાઇએ આપેલું એક જાહેર વ્યાખ્યાન



# કબજિયાત



હમણાં હમણાં ઝાડો કબજ થવાની ફરિયાદ હિંદમાં સેંકડે એંશી મનુષ્યો તરફથી કરવામાં આવે છે. આ રોગ જેને ન હોય, તેવી વ્યક્તિઓની સંખ્યા બહુજ અલ્પ મળવાની. આ રોગની ઉત્પત્તિ પાચનક્રિયાની ખામીને લીધે થાય છે. જે મનુષ્યોને આ રોગ થાય છે, એનો મળ આંતરડાંઓમાંજ સડી જાય છે અને ત્યાં અસંખ્ય બારીક જંતુઓ ઉત્પન્ન થઇ પડે છે. આ જંતુઓ લોહી મારફત આખાયે શરીરમાં પહોંચીને અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે.

હજી તો ખાધેલો ખોરાક સારી રીતે પચ્યો નથી હોતો ત્યાંજ બીજો ખોરાક ખાવામાં આવે, એટલે મળ આંતરડાંમાં એકઠો થઈ જાય છે અને પરિણામે ઝાડો કબજ થઇ જાય છે. ઝાઝે ભાગે તાવ વગેરેની બિમારીમાં પણ આજ રોગ કારણભૂત હોય છે. આજકાલ કેટલાયે મનુષ્યોને ધાતુ-વિષયક ફરિયાદો હોય છે. એવી હાલતમાં કોઇ ને કોઈ રૂપમાં ધાતુનો ક્ષય થવાને કારણે શરીરમાંની ગરમી ઓછી થતી ચાલે છે. એનું પરિણામ એ આવે છે કે પાચનક્રિયા સારી રીતે થતી નથી અને આવા મનુષ્યોને કબજિયાત અને માથાના દૂખાવાની ફરિયાદ હમેશને માટે ચાલુજ હોય છે; અને ધાતુરોગવાળા મનુષ્યોને કબજિયાતની કાયમ ફરિયાદ હોય છે, એનું કારણ આજ હોય છે. જેઓને ખાનપાન નિયમ પ્રમાણે નથી થઇ શકતાં તેઓ પણ આ રોગના ભોગ થઈ પડે છે. મગજનું કામ પુષ્કળ કરવાને કારણે શરીરમાંનું લોહી વધુ પ્રમાણમાં મગજ તરફ વહી જાય છે, અને ત્યાંજ મગજના પોષણમાં તે લોહી ખપી જાય છે. આમ થવાને લીધે આંતરડાંઓને પૂરતુ લોહી નથી મળતું અને તેથી અપચાનો રોગ થવા પામે છે. અત્યંત ચિંતા શોક, ભય, ક્રોધ અને એવા બીજા વેગો થવાને કારણે પણ લોહી મગજ તરફ વહી જાય છે; અને તેથી પાચનશક્તિ કમ થવાને લીધે આખરે અપચો અને કબજિયાત થઈ જાય છે. વધુ ખાવાને કારણે પણ ઝાડો કબજ થઈ જાય છે. બહુ જુલાબ લાવનારી દવાઓનું સેવન પણ આ રોગની ઉત્પત્તિમાં ઘણી મદદ કરે છે. કલેજાના વિકારને કારણે

પ્રાથમિક ભૂમિકા ઉપર છીએ. આપણા જ પ્રયાસોથી આપણે એમાંથી બહાર આવવાના છીએ. હરકોઇ પ્રકારની હરીફાઇ વ્યક્તિના જીવનમાં ઝેર રેડે છે, અને સમૂહજીવનને કલુષિત કરે છે. અખાડામાં જે હરીફાઇઓ ચાલી રહી છે, તે હરીફાઇના અંતમાં જુવાનના માનસમાં પ્રવેશવાનો પ્રયત્ન વ્યાયામ–શિક્ષક કરશે, તો એને મારા કથનનું સત્ય સમજાશે. હરીફાઇ પૂરી થયા પછી જીતનાર પોતાના સંબંધમાં શ્રેષ્ઠત્વના જે ખોટા ખ્યાલો બાંધે છે, અને હારનારને પોતાથી ઊતરતો ગણે છે, એ નુકસાન એના માટે ઓછું નથી. પોતાની શક્તિઓનું હોય એના કરતાં પણ ઘણું વધારે માપ એ બાંધે છે. એ પ્રકારનું મિથ્યાભિમાન તેના મનમાં પ્રવેશે છે. મિથ્યાભિમાની મન અનેકોનો પરાજય કરવાની વૃત્તિ સેવે છે. જે જુવાન હારે છે, તેને નિરાશાનો અને નિરુત્સાહનો વળી પાર જ રહેતો નથી. કાંતો પોતાની જાતને હલકી ગણી આગળ વધવાની પ્રવૃત્તિને બંધ કરે છે અને કાંતો નિરુત્સાહમાંથી મરણિયા વૃત્તિ ખીલવી વેરઝેરનાં સાધનો વડે બીજાને મહાત કરવાની છૂપી પ્રવૃત્તિઓ આદરે છે. બન્ને પક્ષને ભયંકર નુકસાન કરનારી આવી હરીફાઇ એક દિવસ આપણે તજવી જ પડશે. આપણા શરીરને અને એના વિકાસને આ તત્ત્વમાંથી નીપજતાં અનિષ્ટ પરિણામો સાથે ઘણો નિકટનો સંબંધ છે.

આપણા અખાડાઓ શરીરને સાફ કરીને અને શરીર ઉપર ઘણો મોટો કાબુ ધરાવનાર ચિત્તને નિર્મળ રાખવાના પ્રયત્નો કરીને સમાજના શરીરને સુદૃઢ બનાવવાના પ્રયત્નો કરે છે, તેવે વખતે જુવાનના શરીરની અંદર અજ્ઞાનને લીધે કે નિર્બળતાને લીધે પેસી ગયેલા ગુપ્ત રોગો તરફ અખાડાના સંચાલકોનું ધ્યાન ખેંચવાની હું મારી ફરજ સમજું છું. આ ગુપ્ત રોગો કયા કયા છે અને કેટલી ભયંકર અસર સમાજના શરીર ઉપર કરે છે, એની વિગતોમાં ઊતરવાનું આ સ્થળ નથી; પરંતુ એટલી સૂચના કરવાનું મને વ્યાજબી લાગે છે કે દરેક વ્યાયામશાળા પાસે એક નિષ્ણાત દાક્તરની સલાહ હંમેશાં હોવી જ જોઇએ. એ દાક્તર જુવાનના શરીરને અનુકૂળ તથા પ્રતિકૂળ કસરતોનો નિર્દેશ કરશે, તેની સાથે જ જુવાનને કનડતા ગુપ્ત રોગોના નિવારણ તરફ વ્યાયામશિક્ષકનું ધ્યાન ખેંચી તેને તે દિશામાં પણ મદદ કરશે. અખાડાને નિષ્ણાત દાક્તરની જરૂર તો એટલી બધી છે કે દાક્તરની સલાહ વિના અખાડાનો કાર્યક્રમ ચલાવવામાં ભારે મોટું જોખમ રહેલું છે, એમ પણ કેટલીક વખત પ્રતીત થાય છે. નિર્બળ ફેફસાંવાળો કે નિર્બળ હૃદયવાળો વિદ્યાર્થી કસરત કરવામાં ભૂલ કરી નાંખે તો તેને કેવું નુકસાન થાય અને હૃદય કે ફેફસાંને મજબૂત કરવા માટે કેવી કસરત કરાવવી પડે, તેનું જ્ઞાન વ્યાયામશાળા માટે આવશ્યક હોય છે. દાક્તરી સલાહ વિના આપણે કાંઇ એવી ભૂલ કરી બેસીએ નહિ, તે માટે જાગૃત રહેવાની જરૂર છે.

મારું વ્યાખ્યાન પૂરું કરું તે પહેલાં એક અગત્યના મુદ્દા તરફ સૌ કોઇનું ધ્યાન ખેંચવા માગું છું. આપણી આજની અખાડાની પ્રવૃત્તિમાં કન્યાઓ માટે હજુ સુધી કશો જ વિચાર કરવામાં આવ્યો નથી. સમાજનાં ખરાબ થતાં જતાં શરીરનો વિચાર કરવામાં આવે છે ત્યારે જાણે કે પુરુષોનો જ વિચાર કરવાનો હોય એવી આપણી મનોદશા હજુ પણ રહેલી છે, એ દુઃખની વાત છે. સમાજના શરીરને તંદુરસ્ત અને પુષ્ટ કરવું હોય, તો માતાના શરીરને તંદુરસ્ત અને પુષ્ટ કર્યા વિના કદી ચાલશે જ નહિ. પહેલવાન પિતા અને માયકાંગલી માતાથી ઉત્પન્ન થતાં બાળકો સમાજ માટે કલંકરૂપ બનશે. આજે તો ઉછેરનો આપણો આખો ખ્યાલ બદલાઇ ગયો છે. એ ઉછેર છોકરા, છોકરી માટે એક જ સિદ્ધાન્ત ઉપર થયો ઘટે છે. એના વ્યવહારો ભિન્ન હોય તેમાં કશો જ વાંધો નથી; પરંતુ સિદ્ધાન્તની દૃષ્ટિએ વ્યાયામનો પ્રબંધ છોકરા, છોકરી માટે એક સરખો થવો જોઇશે. આપણા સમાજમાં બુદ્ધિનાં અને મનનાં કજોડાં છે જ. આપણા દેશની આબોહવાને કારણે તેમજ કુદરતની કૃપાને કારણે શરીરનાં કજોડાં ઓછાં હતાં, તે હવે આપણી જ ભૂલોને લીધે વધવા લાગ્યાં છે. મને તો ભય રહે

છે કે બુદ્ધિ–મનનાં કજોડાં મટી જશે. અને શરીરનાં કજોડાં વધી જશે. આ સ્થિતિ બહુ ભયંકર છે. જે શહેર છોકરાઓ માટે અખાડો ઊભો કરે, તેની અચૂક ફરજ છે કે છોકરીઓ માટે પણ અખાડો ઊભો કરે. આપણા શહેરમાં બે સુંદર અખાડાઓ ચાલે છે. હજુ પણ વધારે ઊભા થાય તો વાંધો નથી; પરંતુ બ્હેનો માટેનો અખાડો આપણે ઊભો ન કરીએ, ત્યાંસુધી આપણે જંપી શકીએ નહિ. બ્હેનો માટેના અખાડાનો અભાવ એ આપણા શહેરની ન નિભાવી શકાય તેવી ખામી ગણાવી જોઇએ. આપણા શહેરનાં શિક્ષિત નરનારીઓ એ દિશામાં વહેલાં જાગૃત થાઓ, એવી મારી પ્રાર્થના છે. મિત્રો, આપણા શરીર સંબંધે બોલતાં મેં ઘણું વિસ્તારથી કહી નાખ્યું છે. આખાય વ્યાખ્યાનમાં વ્યાયામશાળા કેન્દ્રસ્થાને રહી છે, એનું કારણ એ છે કે આપણાં બગડેલાં શરીરને સુધારવાનું, નીરોગી શરીરને સુદૃઢ કરવાનું, નીરોગી મનને પ્રોત્સાહન આપવાનું અને શરીર–મનનો મેળ મેળવવાનું કામ કોઇપણ સંસ્થા કરી શકે તેમ હોય તો તે ઘણે મોટે ભાગે આપણી વ્યાયામશાળાઓ જ છે. વ્યાખ્યાનમાં દર્શાવેલા જે જે વિચારો આપને ગળે ઊતરી જતા હોય, તે બધાયનો અમલ કરવા તરફ આપણું લક્ષ ખેંચી શકીશ તો હું મારી જાતને ધન્ય માનીશ.*

* શ્રી હરભાઇએ આપેલુ એક જાહેર વ્યાખ્યાન



# કબજિયાત



હમણાં હમણાં ઝાડો કબજ થવાની ફરિયાદ હિંદમાં સેંકડે એંશી મનુષ્યો તરફથી કરવામાં આવે છે. આ રોગ જેને ન હોય, તેવી વ્યક્તિઓની સંખ્યા બહુજ અલ્પ મળવાની. આ રોગની ઉત્પત્તિ પાચનક્રિયાની ખામીને લીધે થાય છે. જે મનુષ્યોને આ રોગ થાય છે, એનો મળ આંતરડાંઓમાંજ સડી જાય છે અને ત્યાં અસંખ્ય બારીક જંતુઓ ઉત્પન્ન થઇ પડે છે. આ જંતુઓ લોહી મારફત આખાયે શરીરમાં પહોંચીને અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે.

હજી તો ખાધેલો ખોરાક સારી રીતે પચ્યો નથી હોતો ત્યાંજ બીજો ખોરાક ખાવામાં આવે, એટલે મળ આંતરડાંમાં એકઠો થઈ જાય છે અને પરિણામે ઝાડો કબજ થઇ જાય છે. ઝામે લાગે તાવ વગેરેની બિમારીમાં પણ આજ રોગ કારણભૂત હોય છે. આજકાલ કેટલાયે મનુષ્યોને ધાતુ–વિષયક ફરિયાદો હોય છે. એવી હાલતમાં કોઇ ને કોઈ રૂપમાં ધાતુનો ક્ષય થવાને કારણે શરીરમાંની ગરમી ઓછી થતી ચાલે છે. એનું પરિણામ એ આવે છે કે પાચનક્રિયા સારી રીતે થતી નથી અને આવા મનુષ્યોને કબજિયાત અને માથાના દૂખાવાની ફરિયાદ હમેશને માટે ચાલુજ હોય છે; અને ધાતુરોગવાળા મનુષ્યોને કબજિયાતની કાયમ ફરિયાદ હોય છે, એનું કારણ આજ હોય છે. જેઓને ખાનપાન નિયમ પ્રમાણે નથી થઇ શકતાં તેઓ પણ આ રોગના ભોગ થઈ પડે છે. મગજનું કામ પુષ્કળ કરવાને કારણે શરીરમાંનું લોહી વધુ પ્રમાણમાં મગજ તરફ વહી જાય છે, અને ત્યાંજ મગજના પોષણમાં તે લોહી ખપી જાય છે. આમ થવાને લીધે આંતરડાંઓને પૂરતું લોહી નથી મળતું અને તેથી અપચાનો રોગ થવા પામે છે. અત્યંત ચિંતા શોક, ભય, ક્રોધ અને એવા બીજા વેગો થવાને કારણે પણ લોહી મગજ તરફ વહી જાય છે; અને તેથી પાચનશક્તિ કમ થવાને લીધે આખરે અપચો અને કબજિયાત થઈ જાય છે. વધુ ખાવાને કારણે પણ ઝાડો કબજ થઈ જાય છે. બહુ જુલાબ લાવનારી દવાઓનું સેવન પણ આ રોગની ઉત્પત્તિમાં ઘણી મદદ કરે છે. કલેજાના વિકારને કારણે

કલેજું પોતાનું કાર્ય સારી રીતે કરી શકતું નથી; અને આમ થતાં તેમાંથી પૂરતું પિત્ત ન નીકળવાને કારણે પાચનક્રિયા સારી રીતે થવા પામતી નથી અને આખરે કબજિયાત થવા પામે છે. હોજરીમાં ઉત્પન્ન થનારા પાચક રસોમાં કોઇપણ પ્રકારની ખામી ઘતાને કારણે પણ કબજિયાત થવા પામે છે. આંતરડાં નીચે ઊતરી જવાને કારણે મળદ્વાર બંધ થઇ જાય છે, અને તેથી પણ મળ પૂર્ણ પ્રમાણમાં બહાર નીકળી શકતો નથી. જે પદાર્થોને પચાવવામાં બહુ મુશ્કેલી પડે તેમજ બહુ વખત લાગે, તેવા પદાર્થોનું વધુ પ્રમાણમાં સેવન કરવાથી આંતરડાંઓને વધુ મહેનત લેવી પડે છે; આમ થતાં તે ઝડપથી તેમજ સફળતાપૂર્વક કામ કરી શકતા નથી અને પછી આ રોગ સ્થાયી સ્વરૂપ પકડી લે છે. કોઈ કોઈવાર એવું પણ થવા પામે છે કે વધુ ગરમ અને તીખા તમતમતા ઉત્તેજક પદાર્થો ખાવાને લીધે આંતરડાંમાં અસ્વાભાવિક ઉશ્કેરાટ થવા પામે છે અને પછી તે ઉશ્કેરાટ પ્રમાણે આંતરડાંઓને કામ કરવું પડે છે; આને પરિણામે આંતરડાંઓની સ્વાભાવિક શક્તિ નષ્ટ થવા પામે છે; અને અંતે આ રોગ ઉત્પન્ન થાય છે. જેમાં જસતનો કાંઇક અંશ મિશ્ર થઇ ચૂક્યો હોય છે, તેવું પાણી પીવામાં આવે તો તેને લીધે પણ સખ્ત કબજિયાત થઈ જાય છે. જે શહેરોમાં પાણીના નળો હોય છે, ત્યાં ઝાઝે ભાગે તે નળો સીસાના બનેલા હોય છે. એનો થોડો ઘણો અંશ પાણીમાં ભળવા પામે છે; અને જે લોકો આવું પાણી પીએ છે, એઓને કબજિયાત, અપચો, મન્દાગ્નિ વગેરેની ફરિયાદ તેમજ મોઢું આવી જવું અને પેઢાં ચઢી જવાં વગેરે રોગ થવા પામે છે; અને જે લોકો પીવાના પાણી તરીકે ઝાઝે ભાગે કૂવાનાં પાણીનો ઉપયોગ કરે છે, તેઓને નળનાં પાણી પીનારાઓને કબજિયાતની જેટલી વધુ ફરિયાદ હોય છે, તેટલી કદી હોતી નથી. ચા, કાફી વગેરેનું વધુ પ્રમાણમાં સેવન કરવામાં આવે તો તેથી પણ કબજિયાત, અપચો અને મન્દાગ્નિ જેવા રોગ થઇ જવા પામે છે.

જેને આ રોગ થયો હોય છે, એનું માથું ભારે રહે છે, માથામાં દૂખાવો થયા કરે છે, પેટમાં દૂખ્યા કરે છે, અને નાખુશી રહ્યા કરે છે. આળસ, કામમાં ચિત્ત ન ચોંટવું, નિર્બળતા, તર્કશક્તિનો નાશ, અજંપો, ભોજનમાં અરુચિ, અને મૂત્રાશયમાં દર્દ થવું, એ વગેરેનું પણ આજ કારણ હોય છે.

કબજિયાત દૂર કરવા માટે ઉપવાસ એ લાભકારક છે. જે માણસ પોતાની પચાવવાની શક્તિનો ખ્યાલ કર્યા વિના પચવામાં ભારે એવા પદાર્થો ખાવનું દિલ કરે છે, તેણે તેમાંથી પોતાના દિલને વાળી કાબુમાં રાખવા પ્રયત્ન કરવો જોઇએ. ઉપવાસ કરવાથી શરીરમાંના દૂષિત પદાર્થોનો નાશ થાય છે; શરીરનું બળ ઘટેલું માલૂમ પડે છે છતાં માનસિક બળ પ્રબલ થવા પામે છે અને શરીરમાં સ્ફૂર્તિ અને ઉત્સાહ આવી જાય છે. ઉપવાસ કરવાને લીધે પાચન-રસો વધુ પ્રમાણમાં ઉત્પન્ન થતા અટકે છે, અને તેથી તે અવયવોને આરામ મળે છે. જે માણસ ઉપવાસ કરે છે, એની ધાતુઓનું પોષણના સ્થાનમાં શોધન થાય છે; અને પરિણામે મળ ખાખ થઇ જાય છે. ઉપવાસના શરૂના બે ત્રણ દિવસો તો જરા તકલીફથી વીતે છે, શ્વાસોચ્છ્વાસ અને પરસેવામાં બદબો જેવું માલૂમ પડે છે તેમજ જીભ પર સફેદ છારી જામેલી લાગે છે; પરંતુ ખરૂં જોતાં એ સમયમાં દૂષિત મળ શ્વાસોચ્છ્વાસ અને પરસેવા મારફત બહાર નીકળતો હોય છે અને શરીરની અન્તર્ગત શુદ્ધિ થતી હોય છે. હા, એટલું ધ્યાનમાં રાખવાનું ખરૂં કે વધુ ઉપવાસ કરવા એ પણ નુકશાન કરનાર છે; માટે પોતાની શક્તિની ઉપરવટ થઇ કદીપણ ઉપવાસ કરવા ન જોઇએ. તપી ઊઠેલ, નિર્બળ અને થોડા લોહીવાળા મનુષ્યને ઉપવાસ ફાયદો કરનાર નથી થતા. આવા મનુષ્યોએ સરલતાથી પચી જાય તેવા પદાર્થો જોઇતા પ્રમાણમાં જ લેવા જોઇએ. સવાર-સાંઝ સ્વચ્છ હવામાં ફરવું, એ આ રોગમાં વધુ લાભકારક છે. સ્વચ્છ હવાનું સેવન કરવાથી લોહી શુદ્ધ થાય છે, શરીરમાં બળનો વધારો થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમજ આંતરડાંઓમાં પિત્તનું પ્રમાણ યોગ્ય રીતે થાય છે; તેથી કબજિયાત દૂર થાય છે. K

# દાંપત્ય-જીવનમાં નરનારીના કાર્યવિભાગ



[ લેખક —શ્રી. નરસિંહભાઇ પટેલ ]

*

## ( ૧ )

આપણે માનવી જીવીએ છીએ, ત્યારે આપણે જીવનધર્મ હોય એ સ્વાભાવિક છે પ્રાણીમાત્રને તેમજ માનવીને પણ આત્મરક્ષણનો તથા વંશવર્ધનનો સ્વાભાવિક ધર્મ છે. માનવી સામાજિક પ્રાણી છે, માટે સમાજના રક્ષણમાં માનવીના એ સ્વાભાવિક ધર્મ સિદ્ધ થાય છે પ્રત્યેક માનવી સમાજદેહનું અંગ છે, તેથી સમસ્ત સમાજના રક્ષણમા પ્રત્યેક માનવીનું રક્ષણ છે. ત્યારે આત્મરક્ષણને અને વંશવર્ધનને માટે પ્રત્યેક માનવીએ સમાજનું રક્ષણ સાધવું ઘટે અને સમાજના રક્ષણને માટે સ્નેહે અને જ્ઞાને સમાજની સેવા કરવી ઘટે. પ્રત્યેક માનવીનો ત્યારે આ ધર્મ રહ્યો

પણ માનવીમાં નરનારીના સ્વાભાવિક જાતિભેદ છે. ત્યારે એ જાતિભેદને અનુકૂળ અને અનુરૂપ નરનારીના સેવાધર્મમાં પણ ભેદ ને વિભાગ હોય એ પણ છેકજ સ્વાભાવિક છે આદિ માનવસમાજમાં લગ્નસસ્થાનો ઉદય થયો નહોતો ત્યારથી એ સેવાવિભાગ સ્વાભાવિક રીતે વિકસવા લાગ્યા હતા, લગ્નસસ્થાનો ઉદય થયો ત્યારે એ સેવાવિભાગ એકબીજાને સહાયક બન્યા ને સામંજસ્ય પામ્યા.

નરનારી લગ્નમા જોડાઇને દપતી થયા, બે મટી એક બન્યા. અને એ પ્રાચીન કાળે પણ એ સમાજનાં નરનારીને સૂઝ્યું તે પ્રકારે તેમણે આત્મરક્ષણ અને વંશવર્ધન માટે, સમાજરક્ષણને અર્થે સેવા કરવા માંડેલી. એ કાળે પણ માનવી સમજેલો કે પતિપત્ની લગ્ને તો એક થયા, પણ બીજી રીતે-શરીરે ને બુદ્ધિએ-તો સ્વાભાવિક રીતે જુદા જ છે, એટલે એ બે જણ સ્વાભાવિક રીતે જ જુદા જુદા કાર્ય કરી શકે. પુરુષમાં બીજધર્મ-જનકધર્મ છે, એટલે એ સ્વતત્રભાવે સદાસર્વદા બહાર રખડી શકે છે, તેમાં એને બહુ અંતરાય નથી. સ્ત્રીમાં ક્ષેત્રધર્મ છે-જનનીધર્મ છે, એટલે બહાર રખડવામાં એને વારવાર અતરાય નડે છે, અનેક પ્રતિકૂળતાઓ નડે છે, એટલે એને ઘરમાં રહેવુ અનુકૂળ પડે છે. પુરૂષના જેવુ સ્ત્રીનું શરીર પણ ખડતલ નથી, એટલે પણ સ્ત્રીને બહાર રખડવા કરતાં ઘેર રહેવું વધારે અનુકૂળ પડ્યું છે.

આથી સ્ત્રી ઘેર રહી પ્રજનન કરે અને સંતાનસેવા કરે, સાથે સાથે અનુકૂળ હોવાથી ગૃહવ્યવસ્થા પણ કરે, પુરૂષ એ સ્ત્રી સંતાન-કુટુબ -માટે ભરણપોષણની વ્યવસ્થા કરવા બહાર ફરે. એવા સેવાવિભાગ પ્રાચીન કાળે સ્વાભાવિક રીતેજ પડવા લાગ્યા. ભરણપોષણનું મુખ્ય સાધન તે કાળે ખેતી હતું. અને તે સહજ સેવાવિભાગે કરીને પ્રાચીન સૅક્સન (Saxon) ભાષામાં પતિનું નામ Husbonda, Husbunda (Hus ઘર, bonda બાંધી રાખનાર,) પડ્યું; અને એનો અર્થ વિકાસ પામીને 'કરકસર કરનાર' અને 'ખેતી કરનાર' પણ થયો. એ મૂળ શબ્દ વિકાસ પામીને અંગ્રેજીમાં Husband (પતિ) અને Husbandman (ખેડૂત) શબ્દ થયા છે. તેવી જ રીતે Wife શબ્દ (જ. Weben, અ. Weave, સં. વપ્ કાંતવુ, એ ધાતુ ઉપરથી) થયો છે અને એનો મૂળ અર્થ 'કાંતનારી' છે. પુરુષ ખેતરમાં

ખેતી કરી અનાજ પકવે, કપાસ પણ પકવે; સ્ત્રી ઘેર રહી કુટુંબને એ અનાજથી જમાડે, એ કપાસને કાંતીને વસ્ત્ર બનાવે. પરિણામે પુરૂષમાં બુદ્ધિબળનો ને શરીરબળનો વિકાસ થતો આવ્યો છે, સ્ત્રીમાં વાત્સલ્યબળનો, સ્નેહબળનો વિકાસ થતો આવ્યો છે. આમ કાળે કરીને બંનેનો વિકાસ જુદી જુદી દિશામાં અને જુદા જુદા પ્રમાણમાં થયો છે. પ્રાચીન કાળથી સર્વે દેશની સર્વે જાતિઓનો સેવાવિભાગનો આ આછો ઇતિહાસ છે.

અને એમ વિકાસ પામેલા સેવાવિભાગમાં કોઈ ઊંચું નથી, કોઇ નીચું નથી; બન્ને પોતપોતાને સ્થાને ઉચ્ચ ને પવિત્ર છે. એક વિના બીજું વંધ્ય છે, નિરર્થક અપૂર્ણ છે, એકબીજાને સફળ, સાર્થક ને પરિપૂર્ણ બનાવે છે. અને ધર્મમાં અધિકારનો પ્રશ્ન તો ઊભો થઇ શકતો જ નથી.

પણ પશુમાંથી માનવીનો અવતાર થયો ત્યારથી જ પુરૂષ સ્ત્રી કરતાં શરીરબળીયો હતો, અને તેથી તે સ્ત્રીને દબાવતો આવતો હતો. આથી તેણે પોતાને ઊંચો માન્યો, સ્ત્રીને નીચી માની; પોતાની સેવાને મહત્ત્વની માની, સ્ત્રીની સેવાને તુચ્છ માની; વળી એણે સેવામાં અધિકારનાં બીજ વાવ્યાં; સ્ત્રીને પુરૂષના સેવાક્ષેત્રમાં પેસવાનો અધિકાર નથી એમ માન્યું, મનાવ્યું; પરિણામ એ આવ્યું કે પુરૂષ કરે એ સર્વ સેવા–અને પછી તો ધંધા–ઊંચા, સ્ત્રી કરે એ સર્વ સેવા–ધંધા તુચ્છ, પુરૂષ કુટુંબ-નિર્વાહ માટે ધન કમાય માટે સર્વે ગુણા. काञ्चनमाश्रयन्ते એમ મનાયું. પ્રજનન જેવી ભાવિ સમાજની ઉત્તમ સેવા પણ સ્ત્રી કરે માટે જ તુચ્છ મનાઈ!

પુરૂષે સમાજમાં આ દુર્ભાગ્ય ખડું કર્યું; પણ સ્ત્રીએ એ વાત માની લીધી તે દિવસે સમાજનું એ દુર્ભાગ્ય પરિપૂર્ણ થયું. સ્ત્રીએ પોતાને પુરૂષની દાસી માની લીધી, પુરૂષની સેવા કરતાં પોતાની સેવાને તુચ્છ માની લીધી. કાળ જતે આ ભ્રમણાનો વિકાસ થતો આવ્યો, અને આ નૂતન યુગમાં સ્ત્રીજાતિ જાગ્રત થઈ ઊઠી એટલે એ ભ્રમણા તેને બેવડી રૂપે દબાવવા લાગી. સ્ત્રીપુરૂષ બન્ને પોતપોતાના સ્થાનમાં ને સેવાક્ષેત્રમાં સમાન છે, એ વાત એ ભૂલી. પુરૂષે તેને નીચી માની છે માટે પોતે નીચી થઇ ગઈ છે એ ભ્રમણાએ તે પુરૂષની સાથે સર્વ ક્ષેત્રમાં સ્પર્ધા કરીને સમાનતા પ્રાપ્ત કરવા મથી રહી છે, સેવા ભૂલી અધિકારને નાદે ચઢી છે; અનેક પ્રકારે એ પોતાને પરાધીન માની રહી છે ને તેમાંયે તેને આર્થિક પરાધીનતા અતિ ઘણી સાલી રહી છે. બેશક એને પુરૂષે સર્વ વિષયોમાં પરાધીન બનાવી દીધી જ છે, પણ પોતે પુરૂષથી નીચી છે અને પરાધીન છે એ ભ્રમણાએ તેને વધારે નીચી ને પરાધીન બનાવી મૂકી છે. અને વળી પુરૂષના સેવાક્ષેત્રમાં જઇ તેની સ્પર્ધા કરવાથી પોતાને મુક્તિ મળશે એમ માનીને આજે એવી સ્પર્ધા કરી રહી છે; એ એનું ને સમસ્ત સમાજનું દુર્ભાગ્ય છે.

પુરૂષ પોતાને ઊંચો માને છે, સ્ત્રીને નીચી માને છે; એટલે તો એ પોતાના ઊંચા માનેલા કાર્યક્ષેત્રમાંથી નીકળીને નીચા માનેલા કાર્યક્ષેત્રને અડવામાં પણ લાજ માને છે. મહાત્માજીએ રેંટિયાનો ઉપદેશ કરવા માંડ્યો ત્યારે અનેક પુરૂષોએ 'એ તો સ્ત્રીનું કામ છે' એમ કહીને રેંટિયાને હાથ અડાડવાની સાફ ના પાડેલી; અને મહાત્માજી જેવા સમર્થ ધર્મપુરૂષ ન આવ્યા હોત તો આજે પણ ભાગ્યેજ કોઇ પુરૂષ રેંટિયાને હાથ અડાડતો હોત. પણ સ્ત્રી તો આજે પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશવા દોડી રહી છે, કારણકે એણે પુરૂષને પોતાના કરતાં ઊંચો સ્વીકારી લીધો છે એના કાર્યક્ષેત્રમાં પોતાની મુક્તિ માની લીધી છે. સાચી રીતે તો આ દાસ્યવૃત્તિમાં જ એની પરાધીનતા છે. એ દાસ્યવૃત્તિ (Inferiority Complex) ત્યજવામાં જ એની, એને દાસી માની બાંધી રાખનાર પુરૂષની ને સમસ્ત સમાજની મુક્તિ છે.

પુરૂષમાં પણ એવી દાસ્યવૃત્તિ નથી એમ નથી, પ્રભુલોકના અનેક આચારવિચારનું અનુકરણ વિનાસમજ્યે દાસલોક કરે છે. અંગ્રેજ પ્રભુઓનાં કોટપાટલૂન ને હેટ આપણા ગરમ દેશને પ્રતિકૂળ

હોવા છતાં અનેક હિંદી દાસો પહેરે છે, એમાં એ દાસ્યવૃત્તિ સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. સેવાને અને અનુકૂળતાને અર્થે સર્વે રૂઢિબંધનો તોડવાં એ ઇષ્ટ છે, પણ છોકરાઓ પહેરે છે માટે જ છોકરીઓ પહેરણ–ચડ્ડી પહેરે તો એ દાસ્યવૃત્તિ છે. ભવિષ્યમાં કોઇ કાળે બનવા જેવું દેખાતું તો નથી, પણ કદાચ એમ બને કે પુરૂષ સ્ત્રીને પોતાના કરતાં ઊંચી માનતો થશે, આજે છે તેથી ઊલટી જ રીતે સ્ત્રી પુરૂષની આદર્શદેવતા થશે, ત્યારે પુરૂષ સ્ત્રીના વેશનું અનુકરણ કરીને સાડી–ચરણિયા પહેરતો થશે અને 'પ્રજનન ને વાત્સલ્ય ન આવડે એ તે માણસ છે?' એવાં સ્ત્રીનાં મહેણાં ખાતો થશે! પણ એ દાસ્યવૃત્તિથી પુરૂષનો ઉદ્ધાર નથી. આજની દાસ્યવૃત્તિથી સ્ત્રીનો ઉદ્ધાર નથી. એણે એ દાસ્યવૃત્તિ છોડવી જોઇશે અને ત્યારે પુરૂષે પણ પોતાની પ્રભુવૃત્તિ ( Superiority Complex ) છોડવી જ પડશે.

પણ પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશી તેની સાથે સ્પર્ધા કર્યાથી સ્ત્રી પોતાની દાસ્યવૃત્તિ નથીજ તોડી શકવાની. પુરૂષે સ્ત્રીને હલકી માની છે, મનાવી છે; એટલે સ્ત્રીનાં કાર્યને પણ એ હલકાં માને છે, રેંટિયાને સ્ત્રીનું કાર્ય માને છે, રસોઇને સ્ત્રીનું કાર્ય માને છે, માટે એ નથી કરતો. યુરોપમાં હવે સ્ત્રીઓએ પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશીને ટાઇપીંગનું ને ટેલિફોનીંગનું કાર્ય કરવા માંડયું છે, ત્યારે એને સ્ત્રીનું ને તેથી હલકું કાર્ય માની પુરૂષે છોડવા માંડયું છે અને શેઠનો શબ્દેશબ્દ સંદેશો બોલનાર પુરૂષ હોય તો તેને પણ મશ્કરીમાં ટેલીફોન ગર્લ કહે છે અને ત્યારે પુરૂષે સ્ત્રીને હલકી માન્યા જ કરી છે.

રશિયાનો પ્રવાસ કર્યા પછી અને ત્યાંના સમાજનું સારી રીતે અવલોકન કર્યા પછી બેન કપિલાબેન ખાંડવાળા આમ લખે છે: "અત્યારે આપણા સમાજસુધારકોનો આદર્શ પશ્ચિમના દેશો છે. ત્યાંના સમાજમાં સ્ત્રીની સ્થિતિ આપણા સમાજની સરખામણીમાં સ્વર્ગ જેવી લાગે છે. ત્યાંની સ્ત્રીઓ ડૉકટરો અને વકીલો થાય છે. પુરૂષના લગભગ દરેક ધંધામાં સ્ત્રી માથું મારે છે. પણ તેથી શું? પુરૂષના ધંધા સ્ત્રીએ કરવા માંડ્યા એટલે સ્ત્રી પુરૂષની હરોળમાં ઊભી રહી ગઇ? આપણે ત્યાં બજારમાં ઘણી સ્ત્રીઓ શાક વેચવાનો ધંધો કરે છે. મુંબઇ બાજુએ માછલી વેચવાનો ધંધો લગભગ માછણોથી ચાલે છે. મીલમાં સ્ત્રી અને પુરૂષ બંને કામ કરે છે. એ વર્ગની સ્ત્રીઓને એ વર્ગના પુરૂષો જેટલા હક્કો મળી ગયા છે, એમ કોઇ પણ એમની સ્થિતિનો અભ્યાસી કહી શકશે? આપણે ત્યાં જે સ્થિતિ થોડા પ્રમાણમાં છે તે સ્થિતિ ત્યાં આખા દેશમાં પ્રસરી છે. બીજું કંઇ વધારે છે? આપણા દેશમાં સ્ત્રીઓને મારે પીટે છે ને ત્યાં નથી મારતા; ત્યાં સ્ત્રીને ફૂલની માફક રાખે છે. ગાડીમાં ઊભા થઇને જગ્યા આપે છે કે મોટરમાં ચઢતી વખતે હાથ આપે છે. આપણા દેશમાં આવી સ્થિતિ નથી, એટલી આપણા સંસારમાં ખામી છે, અથવા તો આપણે આપણી વસ્તુઓને સારી રીતે રાખતાં શીખ્યા નથી. પણ એમાં કઇ રીતે અમેરિકાની અને ઇગ્લેણ્ડની સ્ત્રીઓને પુરૂષોની સમાન કહી શકાય? આપણે સ્ત્રીઓને ઢોરની માફક રાખીએ છીએ, તે લોકો ઢીંગલીની માફક રાખે છે. એ સિવાય બીજો કયો ફેર છે? સ્ત્રીને વિષે મિલ્કતની ભાવના, ભોગ્ય વસ્તુની ભાવના, સ્ત્રી રક્ષણને યોગ્ય છે, સ્ત્રી અબળા છે એવી ભાવના તો કાયમ જ રહી. કઇ રીતે સ્ત્રીનું માન સમાજમાં વધ્યું કહેવાય?"
('ગુજરાત સમાચાર' તા. ૨૯ : ૭ : ૧૯૩૪)

અને ત્યારે ટોલ્સ્ટોય સાચું જ કહે છે કે "જે સ્ત્રીઓ પુરૂષોચિત કાર્યોની અને પુરૂષસમાન સ્વતંત્રતાની માગણી કરે છે તે સામાન્ય રીતે તો સ્વચ્છંદાચાર કરવાની છૂટની જ માગણી કરે છે, જો કે એમની એ માગણીનો એવો અર્થ થાય, એનું એમને ભાન નથી હોતું. અને આવી સ્વચ્છંદાચારની છૂટને પરિણામે કુટુંબજીવનની ભૂમિકાથી ઉચ્ચ સ્થિતિ ભણી પોતે ગતિ કરી રહી છે એમ ધારે છે, પણ ખરેખર તો કુટુંબજીવનની ભૂમિકા કરતાં પણ એ નીચે જ સરતી જાય છે"
('સ્ત્રી અને પુરૂષ' : ૧૨૮).

અને એવા સ્વચ્છંદાચારથી એની સ્ત્રીશક્તિને હાનિ પણ થાય છે. એક લેખક લખે છે કે: The woman who spends the whole day at a desk, in the courts, or in a house of assembly, may be a most honouralbe and most useful individual, but she is no longer a woman; she cannot be a wife, she cannot be a mother ('અભિનવ કામશાસ્ત્ર : ૨૪૧). "જે સ્ત્રી આખો દિવસ કચેરીમાં, ન્યાયમંદિરમાં કે ધારાસભામાં ગાળે છે તે બહુ જ સંમાનિત અને બહુ જ ઉપયોગી વ્યક્તિ હશે, છતાં પછી તે સ્ત્રી તો નથી જ; એ ન તો પત્ની થઇ શકે, ન તો માતા થઇ શકે," અને જે પોતાના જનનીધર્મ–માતૃધર્મને અવગણે તે પોતાના સ્વાભાવિક ધર્મ અને સમાજવિરૂદ્ધ દ્રોહ કરે છે, એમ પુરૂષની સાથે તેના કાર્યક્ષેત્રમાં સ્પર્ધા કરવા માટે અવિવાહિત રહેનાર સ્ત્રીએ પણ સમજવું ઘટે.

અને મહાત્માજી કહે છે : "ઓફિસો, ધંધાઓ તથા નોકરીનાં સ્થાનો સ્ત્રીઓ માટે ખુલ્લાં રહે એ જોવાની મારી ઇચ્છા છે, નહિ તો પછી ખરી સમાનતા સંભવી જ ન શકે. પરંતુ હું નિખાલસપણે આશા રાખું છું કે સ્ત્રીઓ ગૃહરાણી બનવાનો પોતાનો પરાપૂર્વથી ચાલતો આવેલો હક્ક જાળવી રાખશે અને તેનો અમલ કરશે. આ ઉચ્ચ પદ ઉપરથી તેને કદી ઉતારી પાડવી ન જોઇએ. ગૃહરાણી વિનાનું ઘર તે શૂન્ય સ્મશાનવત્ જ હોય. દાખલા તરીકે હું એવું એક પણ સુખી ઘર નથી કલ્પી શકતો કે જેમા સ્ત્રી 'ટાઇપિસ્ટ' હોઇને ભાગ્યે જ ઘરમાં રહેતી હોય. બાળકોની કોણ સંભાળ રાખે? ગરીબ ઘરના ઉજ્જવળ રત્ન સમાન બાળક વિનાનું ઘર તે ક્યાંથી જ શોભે?

"કોઈ ચતુર સ્ત્રીએ દુનિયામાં કમાવા માટે બહાર પડીને, પોતાનાં બાળકોની સંભાળ રાખવા પૂરતું ધન ખર્ચીને ઘણો પૈસો પેદા કર્યો હોય અને પોતાનાં બાળકોને માટે ઘણું કર્યું હોય એવા જૂજ દાખલા કદાચ ટાંકી બતાવવામાં આવશે. અસાધારણ સ્ત્રીઓ અપવાદરૂપ જ ગણાય. જીવનના દરેક દૃષ્ટિબિંદુમાં અપવાદ હોય છે, પરંતુ અપવાદ ઉપરથી સામાન્ય નિયમ બાંધી શકીએ નહિ. સામાન્ય રીતે પિતાએ જ ગુજરાનનું સાધન મેળવવું જોઇએ. જો તેને એવી ખાત્રી હોય કે તેનું ઘર સુખી છે તો તે વધુ સરસ રીતે ગુજરાન મેળવી શકે. માતા આપી શકે એવી સુંદર સંભાળથી બાળકને વંચિત રાખવું એ તેના ઉપર અન્યાય કરવા સમાન જ છે. બાળકને ઉછેરવું અને તેનું ચારિત્ર્ય ઘડવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. અને તે ઉમદા કર્તવ્ય છે. પુરૂષોના જેટલી જ સમાનતા સ્ત્રીઓને મળે એવું હું ઇચ્છું છું; પરંતુ પોતાનાં બાળકો પ્રત્યેની પવિત્ર ફરજમાં જો તે ચૂકે તો પછી થએલી હાનિનો કોઈ પણ રીતે બદલો મળી શકે જ નહિ" ('ડેલી હેરોલ્ડ' માંના ખાસ લેખ ઉપરથી 'મુંબાઇ સમાચાર' તા. ૧૫ : ૧૦ : '૩૧)

અને છતાં યે સ્ત્રી પ્રત્યે સન્માન ને સહાનુભૂતિ રાખનાર પુરૂષો સ્ત્રીઓને પોતાના કાર્યક્ષેત્રમાં પ્રવેશવા ઉત્તેજન આપશે પણ ખરા; પણ તેથી પરિણામ તો એ ને એ જ આવશે. આજે સ્ત્રીને તેના શરીરબળના પ્રમાણમાં જ, એટલે પુરૂષમજૂર કરતાં ઓછી મજૂરી મળે છે. અને જ્યારે પુરૂષની કમાણી ઉપર સ્ત્રીઓ કાપ મૂકતી તેમને લાગશે ત્યારે, દેશપરદેશની આર્થિક વ્યાપારનીતિમાં જોઇએ છીએ તેમ પુરૂષો સ્ત્રીઓને પોતાના કાર્યક્ષેત્રમાંથી બળે પણ હાંકી મૂકશે આજે હર હિટલરે જર્મન રાજ્યની બધી ઑફિસોમાંથી સ્ત્રીઓને રજા આપી દીધી છે અને તેમની જગ્યાએ પુરૂષોને ગોઠવી દીધા છે, સ્ત્રીઓને વૈદકીય વિદ્યાપીઠોમાં દાખલ નહિ કરવાનો પણ નિયમ કરી દીધો છે કેનેડાના કેટલાક પ્રાન્તમાં સ્ત્રીઓને ઘર બહાર કામે નહિ જવા દેવાની હિલચાલ ઊભી થઇ છે આગળ દોડતા યુરોપમાં પણ સ્ત્રીઓની આમ અવદશા થવા લાગી છે

ત્યારે પુરૂષના કાર્યક્ષેત્રમાં તેની સ્પર્ધા કરવી એ સ્ત્રીની દાસ્યવૃત્તિનો નાશ કરવાનો સાચો ઉપાય

નથી. સાચો ઉપાય તો એજ છે કે સ્ત્રીએ પોતાનું સ્વાભાવિક ને સાચું સ્થાન જાણવું: પોતે જનની છે, એ સમજવું; જનની સહજ કાર્યક્ષેત્રમાં રહી ત્યાં ઉત્તમ પ્રકારે સમાજસેવા કરવી, એ ક્ષેત્રમાં પોતે અબળા નથી, પણ પ્રબળ જગદંબા છે એમ સમજવું; એકંદરે એને પોતાનું સાચું આત્મભાન થવું, એજ પોતાની દાસ્યવૃત્તિના નાશનો સાચો ઉપાય છે—એમાંજ એનો, પુરૂષનો ને સમસ્ત સમાજનો સાચો ઉદ્ધાર છે

અને ત્યારે સ્ત્રીપુરૂષ પોતપોતાના ઉચિત કાર્યક્ષેત્રમાં રહીને સમાજસેવા કરે, એજ તેમનો સાચો ધર્મ છે. સમર્થ વિચારક બર્નાર્ડ શૉ કહે છે: "સ્ત્રીઓએ જીવન તરફ દૃષ્ટિ રાખવાની છે, પુરૂષોએ મૃત્યુ તરફ. અને સ્ત્રીધર્મ અને પુરૂષધર્મ વચ્ચે એજ મહત્ત્વનો ભેદ છે. સ્ત્રીઓને ભય પામવાની ફરજ પડી છે. પુરૂષોને સાહસ કરવાની. સ્ત્રીનું શૌર્ય જીવનની શુશ્રૂષા અને રક્ષા કરવામાં છે, પુરૂષનું શૌર્ય તેનો નાશ કરવામાં ને મૃત્યુને ભેટવામાં છે" (પૃ. ૪૪૦). "બાળકોને જન્મ આપવો અને તેમને ઉછેરવાં તથા ગૃહવ્યવસ્થા રાખવી એ સ્ત્રીનો કુદરતી ઇજારો છે અને આ માનવસમાજનું સૌથી મહત્ત્વનું અંગ હોવાથી એથી સ્ત્રીને એવી સત્તા ને એવું મહત્ત્વ મળ્યું છે કે તેને બીજા ધંધામાંથી મુક્તિ મળી છે અને પુરૂષ એના ઇજારાને અડી પણ શકે નહિ આમાં જો કંઈ ગુલામગીરી હોય તો તે કુદરતે આપેલી છે, પુરૂષે નહિ એથી તો સ્ત્રી પુરૂષને ગુલામ બનાવે છે, ને પુરૂષસમસ્યા ( Man-Question ) ખડી કરે છે, જેને આજે છેક ખોટી રીતે સ્ત્રીસમસ્યા ( Woman-Question ) કહેવામાં આવે છે. સ્ત્રી પત્ની છે, માતા છે...નાના પુત્રોની પેઠે કુંવારી પુત્રીઓ ડોક્ટર, બેરિસ્ટર, ધર્મગુરૂ, વહીવટદાર, હિસાબનીસ, દુકાનદાર, ટાઇપિસ્ટ ( અને અમેરિકામાં સ્ટેનોગ્રાફર ) થાય છે ત્યારે પોતાના જીવનને તેઓ રૂંધી દે છે" ( પૃ. ૧૭૬ )

"સ્ત્રીનું સૌથી મહત્ત્વનું અનિવાર્ય કાર્ય બાળકોને જન્મ આપવાનું અને તેમને ઉછેરવાનું તથા ગૃહવ્યવસ્થા રાખવાનું છે એ કાર્ય માટેનો બદલો તેને પ્રત્યક્ષ રીતે પૈસાદ્વારા નથી ચૂકવાતો, પણ પરોક્ષ રીતે પુરૂષદ્વારા ચૂકવાય છે. અનેક મૂર્ખ માણસો સ્ત્રીના એ કાર્યને કાર્યજ નથી લેખવતા અને કુટુંબનું ભરણપોષણ કરવાના પોતાનાજ કાર્યને કાર્ય માને છે આ છેક જ મૂર્ખાઈ છે. સમાજના અસ્તિત્વને માટે ઘરમાં સ્ત્રીનું કાર્ય પહેલેથી તે છેલ્લે સુધી ઉપયોગી છે બાકી તો લાખો પુરૂષો નિરર્થક અથવા તો સ્પષ્ટ રીતે હાનિજનક કામમાં પડેલા હોય છે. એમા એમનો બચાવ એટલોજ છે કે એ રીતે તેઓ પોતાની ઉપયોગી અને આવશ્યક પત્નીઓનું પોષણ કરે છે પણ પુરૂષોએ કંઈક પ્રપંચથી, કંઈક વિવેકભ્રષ્ટતાથી અને સ્ત્રીઓની સાચી કિંમત કરશે તો એ માથે ચઢી વાગશે અને ઘરની ધણિયાણી થઈ બેસશે, એ ભયથી જ ઘણું કરીને તો એવી ભાવના ખડી કરી દીધી કે સ્ત્રીઓ તો કશુંય કમાતી નથી, જે કંઈ કમાય છે તે પુરૂષોજ કમાય છે, અને એમ કહીને ગૃહવ્યવસ્થાના ધન ઉપર પત્નીઓને અધિકાર આપવાની ના પાડી" ( પૃ. ૧૯૬ ). પણ સમાજનું સાતત્ય અખંડ રાખવાને પુરૂષ કરતાંયે સ્ત્રી વધારે મહત્ત્વની છે યુદ્ધોમાં સો જુવાન જોદ્ધાઓમાંથી નવ્વાણું માર્યા જાય તો એ ખોટ પૂરી શકાય: સો જુવાન સ્ત્રીઓમાંથી નવ્વાણું મારી જાય તો તો જાતિનો અંતજ આવી ગયો સમજવો. આમ સ્ત્રી જેવા અતિ મહત્વના અંગને યુદ્ધમાં મોકલીને તેનો નાશ કરવો એ ભયંકર હોવાથી તેને લશ્કરમાંથી બાતલ રાખી છે, એ યોગ્યજ કર્યું છે. પણ આજે યુદ્ધો રણક્ષેત્રમાંજ નથી લડાતાં, પણ ઘેર કામકાજ કરતાં સ્ત્રીપુરૂષો ઉપર કંઈ પણ વિવેક વિના બોમ્બ અને ઝેરી વાયુ છોડવામાં આવે છે, અને તેથી આજનાં યુદ્ધો પહેલાંનાં કરતાં અતિ ભયંકર છે." ( The Intellectual Woman's Guide to Capitalism and Socialism: પૃ. ૧૭૫ ).

અને માટેજ પ્રકૃતિથી પણ પુરૂષ કરતાં સ્ત્રીને વધારે લાંબુ આયુષ મળેલું છે

ત્યારે સ્ત્રી અને પુરુષ એ બે પ્રકૃતિબીજ શરીરે, સ્વભાવે ને ગુણે ભિન્ન હોવાથી એ બેના સ્વાભાવિક ધર્મ પણ ભિન્નજ હોઇ શકે. એક બીજાના ક્ષેત્રમાં પ્રવેશીને બંનેના સેવાક્ષેત્રને એકાકાર કરી નાખે તો સમાજ કે સ્ત્રીપુરૂષમાંથી કોઇને લાભ નથી, હાનિજ છે. પરધર્મો ભયાવહઃ એ ગીતાવાક્ય અહીં અક્ષરશઃ સાચું છે.

(૨)

પતિપત્નીના ધર્મ પરસ્પર પ્રત્યે, સંતાન પ્રત્યે અને સમાજ પ્રત્યે નિરનિરાળા છતાં, એકબીજાને એ ધર્મો પરસ્પર પૂરક છે. જેમ દંપતીમાં એક વિના બીજું અંધ છે, પંગુ છે, બન્ને મળીને પંગ્વન્ધવત્ સંપૂર્ણ છે, તેમ તેમના ધર્મો વિષે પણ છે. બન્નેના ધર્મનો જ્યારે સમન્વય થાય છે ત્યારે પંગ્વન્ધવત્ સમસ્ત ને સંપૂર્ણ બની ગૃહની ને સમાજની સેવા કરી શકે છે, નહિ તો એક બીજા વિના અંધ છે, પંગુ છે.

સ્ત્રીપુરુષના "સેવાના પ્રકાર વચ્ચે ભલેને ભેદ હોય, એ બન્ને પ્રકારની સેવાઓ સરખા મહત્ત્વની છે. એકના વિના બીજાનો સંભવ પણ કલ્પી શકાય એમ નથી, એક ઉપરથી બીજીનું સ્વરૂપ નિર્ણીત થાય છે. પોતાનું કર્તવ્ય સિદ્ધ કરવા માટે એ ઉભય પ્રકારની સેવાઓમાં સત્ય જ્ઞાનની આવશ્યકતા છે, અને આવા સત્ય જ્ઞાનને અભાવે સ્ત્રી અને પુરૂષ બન્નેની પ્રવૃત્તિઓ માનવજાતિને કેવળ નિરૂપયોગી જ નહિ, પણ વધારામાં ઊલટી હાનિકારક પણ નીવડે છે" ('સ્ત્રી અને પુરૂષ': ૧૩૩) અને ત્યારે સ્ત્રી–પુરૂષની સેવાઓ રથનાં બે ચક્રની પેઠે સમાન નથી, ધનુષ્યના કામઠા ને પણછ પેઠે ભિન્ન પણ પરસ્પર પૂરક અને સહાયક છે, સરખા જ મહત્ત્વની છે. અને એ સેવાઓ વિષે બન્નેને સત્ય જ્ઞાન હોવું જોઇએ.

સ્ત્રીપુરૂષ લગ્ન કરીને ઘર માંડે ત્યારથી તેમના પરસ્પર પ્રત્યેના દંપતીધર્મ શરૂ થાય છે. વેપારી પેઢીના ભાગીદારો પરસ્પર નિષ્ઠા રાખે તો જ એ પેઢી સફળ ને ઉન્નત થાય, પણ એ પેઢી તો માત્ર આર્થિક દૃષ્ટિએ, ઘણું કરીને સ્વાર્થદૃષ્ટિએ બંધાયેલી હોય છે. દંપતીના જીવનબંધનનું ગૃહ સેવાદૃષ્ટિએ બંધાયેલું છે, એટલે એમાં તો પરસ્પર સ્નેહ, શ્રદ્ધા અને નિષ્ઠા અત્યંત આવશ્યક છે. કોઈ કોઇ પક્ષી–અને પશુ–દંપતીમાં પણ એટલો પ્રચંડ સ્નેહ હોય છે કે એક વિના બીજું જીવી પણ શકતું નથી, એમ કવિએ હરણ–દંપતીના દૃષ્ટાન્તથી બતાવ્યું છે. ત્યારે સેવાવ્રતને અર્થે જોડાયેલાં માનવ–દંપતીમાં તો એવા સ્નેહ વિના ચાલે જ કેમ? એ સ્નેહ, શ્રદ્ધા ને નિષ્ઠા એ દંપતીનો સૌથી મોટો ને આવશ્યક ધર્મ છે. તે વિના ગૃહયજ્ઞમાં ભંગ પડવાનો.

પોતાના શરીર–અને બુદ્ધિ-બળને અનુસરી પુરૂષ બહાર જઇ કઠોર તપસ્યા વડે ગૃહનિર્વાહ માટે સામગ્રી પ્રાપ્ત કરે, તે સામગ્રી વડે સ્ત્રી ગૃહ–વ્યવસ્થા રાખે. એ પરિશ્રમમાં તેમની જે જે શક્તિઓનો નાશ થાય તેને પાછી ફરી પૂરવા બંને એક બીજાની સેવાશુશ્રૂષા કરે. પુરૂષ ગૃહનો સેવક છે, સ્ત્રી સેવિકા છે. થાક્યોપાક્યો પુરૂષ બહારથી આવે તેને સ્ત્રી આશ્વાસન આપી તેની ક્ષીણ શક્તિને સમર્થ કરે. સ્ત્રીને પણ પુરૂષ એમ આશ્વાસન આપે જાય; એટલું જ નહિ પણ ઘેર અવકાશ હોય તો તેના કાર્યમાં સહાયતા કરે.

"આપણે પુરૂષો પોતે જેને હાથ અડકાડતાં શરમાતા હોઇએ એવું કોઈ પણ કામ ખાસ સ્ત્રીઓને જ માટે નિર્માયેલું છે, એમ ન ગણવું; પણ શરીરવિષયમાં પુરૂષ કરતાં સ્ત્રી નિર્બળ છે, એ જ કારણે પોતાના સઘળા સામર્થ્યનો ઉપયોગ કરી એને સહાયભૂત થવું, અને પોતે જે કામ ઉપાડી શકે એમ હોય તે કામના બોજામાંથી મુક્ત કરવી" ('સ્ત્રી અને પુરૂષ': ૧૨૫). "બાળકોનાં ધારણ-પોષણમાં આજે ય સ્ત્રીને અનિવાર્ય રીતે વિશેષ બોજો ઉઠાવવો પડે છે, એટલે પુરૂષ પોતાના જીવનવ્યવસાયમાં અડચણ ઊભી ન થાય એવી રીતે—અડચણ ઊભી થાય તો હાનિ જ છે, કેમકે

એનો પોતાનો વ્યવસાય પણ કુટુંબપોષણને માટે આવશ્યક છે—બાકીની જેટલી ચિંતાઓ કે પ્રવૃત્તિઓ ઉપાડી શકે એમ હોય તેટલી તેણે ઉપાડી લેવી, એમાં અસ્વાભાવિકતા જેવું કશું લાગતું નથી. અને પોતાને માથેથી ઉતારી બધો બોજો સૌથી નિર્બળ તેમ સૌથી આતાધારક વ્યક્તિ ઉપર જ લાદી દેવાની જંગલી પ્રથા આપણા સમાજમાં આટલી બધી જડમૂળ ઘાલીને ન બેઠી હોત તો દરેક પુરુષ એમ અવશ્ય કરત પણ ખરો. પણ આ પ્રથા આપણી આદતોમાં એટલી બધી ઓતપ્રોત થઇ ગઈ છે કે પુરુષવર્ગ સ્ત્રીની સમાનતાનો સ્વીકાર કરે છે, તોપણ ભારેમાં ભારે ઉદારચિત્ત સંસ્કારી અને દાક્ષિણ્યવૃત્તિવાળો પુરુષ પણ વિદ્યાગુરુ કે ધર્મગુરુની પદવી મેળવવાનો સ્ત્રીઓને હક્ક છે, એમ પોતાની સઘળી શક્તિથી પ્રતિપાદન કરશે, અથવા કોઈ સ્ત્રીના હાથમાંથી પડી ગયેલો રૂમાલ લેવા પોતાના જાનને જોખમે પણ ધસશે, પણ પોતાની પત્ની, આજારી બનીને પથારીવશ પડી હોય, અથવા થાકીને લોથ થઇ હોય, અથવા પોતાના બાળકના ધારણપોષણમાં વીતેલા લાંબા ગાળા પછી તે કંઈ વાંચવા વિચારવા ઇચ્છતી હોય તે વખતે પોતાના બાળકનાં બગડેલાં કપડાં ધોવાં કે પોતાનાં પુત્રનાં મોજાં તૂણવાં—એવું કામ કરવાનો વિચાર સુદ્ધાં એના મગજમાં નહિ ઊતરી શકે.

"આ બાબતમાં લોકમત એટલો બધો વણસી ગયેલો છે કે આવાં કામકાજ કોઈ કરે તો એ હાસ્યાસ્પદ લેખાય, એટલે એવાં કામકાજ કરવામાં ભારે હિંમત ને પુરુષાતનની જરૂર છે." ('સ્ત્રી અને પુરુષ' : ૧૨૪). આપણે ભણેલા તો ખાસ એવાં કામકાજ કરતાં શરમાઈને દૂર ભાગીએ છીએ, એટલુંજ નહિ પણ બેઠા બેઠા શેતરંજ ખેલતા હોઇએ કે સૂતા સૂતા સાહિત્યગ્રંથો વાંચતા હોઇએ છીએ ત્યારે પણ બાળકને ધવડાવતી કે કપડાં ધોતી કે વાસણ ઊટકતી કે દળણું દળતી સ્ત્રીને પાણીના પ્યાલા માટે પણ ઉઠાડતાં શરમાતા નથી.

પત્નીને બનતે પ્રયત્ને પતિએ સહાયતા કરવી, પતિને બનતે પ્રયત્ને પત્નીએ સહાયતા કરવી, એ ધર્મમાં જ ગૃહસેવા સમાપ્ત નથી થતી. ઘરનાં બીજાંની પણ સેવા એ દંપતી કરે. વૃદ્ધોની સેવા પણ અગત્યની છે. સંસારની સેવા કરતાં જ્યારે એમની શક્તિઓ ક્ષીણ થાય ત્યારે તેમને યોગ્ય વિશ્રામ મળવો જોઇએ. વળી હવે એ વૃદ્ધજન મૃત્યુને માર્ગે પ્રવાસ કરી રહ્યાં છે; એ પ્રવાસમાર્ગ બને એટલો એમને સરળ કરી આપવો ઘટે, નિષ્કંટક કરી દેવો ઘટે, એ માર્ગમાંના બધા કાંટા વીણી નાખવા ઘટે, આપણે પણ એક દિવસ એ માર્ગે જવાનું છે.

ત્યાર પછી એથી યે મોટો—સમાજમાં કદાચ સૌથી મોટો દંપતીધર્મ સંતાનસેવાનો છે. એ ધર્મમાં પિતા બ્રહ્મા છે, સંતાનને જન્મ આપે છે; માતા વિષ્ણુ છે, સંતાનને સ્નેહે પાળીપોષીને ઉછેરે છે. માતાપિતા પોતાનો સ્નેહ એ સંતાનમાં રેડી એકરૂપ બને છે, અર્ધનારીશ્વર શિવસ્વરૂપ બને છે; પણ સ્નેહધર્મ ને સેવાધર્મ જો દંપતી ચૂકે ને પરસ્પર સ્પર્ધા કરે તો ત્રિલોચનરૂપ બની સંતાનને ને સમાજને બાળી ભસ્મ કરી દે છે.

પિતા સૂર્ય છે, માતા ધરિત્રી છે. પિતાસૂર્યથી સંતાન પ્રકાશ ને ઉષ્મા પામે, માતાધરિત્રીથી સ્નેહ (આકર્ષણ) ને પોષણ પામે. સૂર્ય સૂર્યપણું છોડે, ધરિત્રીનું સ્વરૂપ ધારણ કરે તો શૈત્યથી ધરિત્રી ઉપરનાં પ્રાણીમાત્રનો સંહાર થાય. ધરિત્રી ધરિત્રીપણું છોડી સૂર્યસ્વરૂપ ધારણ કરે તો એ સૂર્યની પ્રચંડ ગરમીથી સૌનો સંહાર થાય. પિતા પિતાપણું છોડી માતાસ્વરૂપ ધારણ કરે તો સંતાન પ્રકાશ વિના મરે. માતા માતાપણું છોડી પિતાપણું ધારણ કરે તો એ પિતાના પ્રકાશથી સ્નેહ વિના મરે. સંતાનને માટે માતાપિતા બંનેની સેવા પોતપોતાને સ્થાને ઇષ્ટ છે.

"કેવળ પોતાની પ્રવૃત્તિદ્વારા જ ઈશ્વર ને માનવીની સેવા કરવાનું કર્તવ્ય પુરુષને સોંપાયું છે, ને કેવળ પોતાની સંતતિદ્વારા જ સેવા કરવાનું કર્તવ્ય સ્ત્રીને સોંપાયું છે, અને તેથી સ્ત્રી સહજ

એવો પોતાના અંગત સંતાનો પ્રત્યેનો પ્રેમ–જેની સામે દલીલ માત્ર વ્યર્થ છે એવો સહજ, અનન્ય, એકપરાયણ પ્રેમ–એ માતૃત્વમંડિત સ્ત્રીને માટે સદાયે યોગ્ય ગણાશે અને ગણાવો જોઇએ. સંતાનની શૈશવાવસ્થા દરમિયાન એના પ્રત્યે રખાતો આ પ્રેમ, મિથ્યા મતપ્રચાર કદી કહેવામાં આવે છે એવો અહંકાર નથી, એ તો કારીગર પોતે જે કામ કરી રહ્યો હોય તે કામ જ્યાંસુધી પોતાના હાથમાં હોય ત્યાંસુધી તેના પ્રત્યે જેવો પ્રેમ ધરાવે છે તેવો જ પ્રેમ છે. પોતાના કાર્યવિષય પ્રત્યેનો આ પ્રેમ તમે લેઇ લો એટલે એ કાર્ય પછી અશક્ય જ બનવાનું,

" પુરુષને માનવજાતિની સેવા વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા કરવાનું સોંપાયું છે, એટલે એ પ્રવૃત્તિઓ એ કરી રહ્યો હોય એટલો વખત એના પ્રત્યે તેને પ્રેમ હોય છે. સ્ત્રીને પોતાની સંતતિદ્વારા સેવા કરવાનું સોંપાયું છે, એટલે એ સંતાનોને પોતે જ્યાંસુધી ઉછેરી રહી હોય–અર્થાત્–એ સંતાનો ત્રણ, સાત કે દશ વર્ષનાં થાય ત્યાંસુધી એમના પ્રત્યે તેને પ્રેમ ઉપજ્યા વિના રહેજ નહિ." ('સ્ત્રી અને પુરુષ' : ૧૩૨).

અને માટે જ માતા પોતાના ગંદાગોબરા બાળકને આલિંગન દેતાં, ચુંબનથી નવડાવી દેતાં થાકતી નથી. ચુંબન એ માતાને માટે સ્નેહક્રિયા છે. કેટલાકનો એવો મત છે કે હિંસ પશુઓમાં બીજાને કરડી ખાવાનો જે સ્વભાવ છે, તે માનવજાતિમાં ચુંબનરૂપે અવશેષ રહ્યા છે. વાઘ, સિંહ જેવાં ભયંકર હિંસ પ્રાણીઓ પણ બીજી જાતનાં પ્રાણીને કરડી ખાય છે, પોતાની જાતિનાંને ને સંતાનને તો નહિ જ. આથી આ મત સાચો લાગતો નથી. ફ્રોઇડ ( Freud ) કહે છે કે પુત્ર માતાને અને પુત્રી પિતાને ચાહે છે અને પછી એ માનસશાસ્ત્રી એવા મત ઉપર આવે છે કે એ ક્રિયામાં જાતીય આકર્ષણનો અંશ છે; અને તેથી જ માતા પુત્રને ચુંબન કરે છે. એમ તેમ પણ સાચી વાત તો એ છે કે ચુંબનમાં વાત્સલ્ય છે, સ્નેહ છે. પૃથ્વી પોતામાંથી અવતરેલી સર્વે વસ્તુઓને જાણે પાછી પોતામાં મેળવી લેવા આકર્ષી રહી છે; બરાબર એમજ માતા પણ પોતામાંથી અવતરેલા સંતાનને જાણે પાછું પોતામાં સમાવી દેવું હોય એમ એને સ્નેહે કરીને આલિંગન ને ચુંબન ઉપર ચુંબન દેઇ રહી છે. સ્નેહ (સ્નિહ્) શબ્દનો અર્થ આકર્ષણજ છે. માત્સિની (Maxzini) કહે છે: "માતાના ચુંબનમાંથી સંતાન સ્નેહનો પ્રથમ પાઠ શીખે છે. સંતાનવત્સલ માતાના એ પ્રથમ પવિત્ર ચુંબનથી માનવી પોતાના જીવનની આશાનો ને શ્રદ્ધાનો પાઠ શીખે છે. એ આશા અને એ શ્રદ્ધા ઉન્નતિની પ્રબળ આકાંક્ષાને તથા એ ઉન્નતિ ધીરે ધીરે પ્રાપ્ત કરવાની શક્તિને–ટૂંકામાં ભાવિને–સર્જે છે; એ ભાવિનો જીવંત પ્રતિનિધિ આપણ ને આપણા ભાવિ વંશ વચ્ચેની પીરી પેઢી (ઝર્ન) તે સંતાન છે" (૧૧૬) " એમને સાચા ગંભીર ને પ્રબળ સ્નેહથી ચાહો; પણ એ સ્નેહ તુચ્છ, અંધ ને વિવેકશૂન્ય ન હોવો જોઇએ. એવો સ્નેહ તો તમારું અભિમાન છે ને સન્તાનોનો નાશ કરશે. જે કંઈ અતિપવિત્ર છે, તેને નામે કદાપિ ભૂલતા નહિ કે એમની મારફત ભવિષ્યની પેઢીઓની જવાબદારી તમને સોંપવામાં આવી છે. અને એ રીતે માનવસમાજ વિષેની ભારેમાં ભારે જવાબદારી તમને સોંપવામાં આવી છે" (The Duties of Man : ૧૨૪)

સંતતિસેવા એક પ્રકારે સમાજસેવા છે. સમાજસેવા કરવામાં "સ્ત્રી અને પુરુષ વચ્ચે અતિ મહત્ત્વનો ભેદ રહેલો છે. પુરુષ છે તે શારીરિક માનસિક અને નૈતિક પ્રવૃત્તિદ્વારા માનવજાતિની સેવા કરે છે. એની સેવાના પ્રકારોમાં પુષ્કળ વૈવિધ્ય રહેલું છે. બાળકોને જન્મ આપવો અને એમને ઉછેરવાં એ સિવાયની માનવજાતિની સઘળી પ્રવૃત્તિઓ એના સેવાક્ષેત્રમાં આવી જાય છે. સ્ત્રી પણ એજ જાતના જીવનસ્વરૂપે માનવજાતિની સેવા કરી શકે એવો સંભવ રહેલો છે. પણ એ ઉપરાંત જે એક જ સેવા પુરુષના પ્રવૃત્તિક્ષેત્રમાંથી બાતલ રાખવામાં આવી છે, તે સેવાને માટે એની વિશિષ્ટ

પ્રકારની શરીરઘટનાથી જ એ અનિવાર્ય રીતે નિર્માઈ છે. માનવજાતિની સેવાના બે સ્વાભાવિક વિભાગો પડે છે: એક વિભાગ એ કે વિદ્યમાન માનવજાતિના કલ્યાણમાં વૃદ્ધિ કરવી, અને બીજો એ કે ખુદ માનવજાતિને સતત ચાલુ રાખવી. બીજા પ્રકારની સેવા કરવાની શક્તિથી પુરૂષો વંચિત છે; એટલે પહેલા પ્રકારની સેવા કરવાનો ધર્મ એમને સોંપાયો છે અને બીજા પ્રકારની સેવા સ્ત્રીઓને સોંપાઈ છે, કારણકે કેવળ એમનામાં જ એ પ્રકારની સેવા કરવાની શક્તિ રહેલી છે." (૧૩૦) "લગ્ન કરીને માણસને મનમાં થાય છે કે 'મારે જે કરવું જોઈતુ હતું ને જે હું કરી શકત તે બધુ જો મારાથી ન બન્યું હોય તો મારી અવેજીમાં કામ કરવા માટે મારાં સંતાનો આ રહ્યાં, મારે બદલે તેઓ એ કર્તવ્ય કરશે." ('સ્ત્રી અને પુરૂષ': ૧૧૫) અને આ પ્રકારે સમાજસેવા સતત ચાલુ રાખવા-માટે સંતાનને જન્મ આપવો એજ લગ્નધર્મ છે. પુરૂષ પોતાની સેવાનાં પ્રમાણુ પોતે જ વર્તમાન સમાજની સેવા કરીને આપે છે, સ્ત્રી પોતાની સેવાનાં પ્રમાણુ સંતતિદ્વારા ભાવિ સમાજની સેવા કરીને આપે છે. માત્સિની લખે છે છે "સ્ત્રી જ દ્વારા વંશવર્ધનના કોઇ અલૌકિક સંકેતથી કુટુંબ અનંતની દિશાએ પગલાં ભરે છે" (The Duties of Man: ૧૨૦)

બાળકોને જેમ જન્મ આપવાનો, તેમજ ઉછેરવાનો ઇજારો પણ કુદરત તરફથી માતાને જ મળેલો છે. હવે તો રશિયન અદાલતો પણ માને છે કે પિતા ગમે એટલો માયાળુ ને કાળજીવાળો હોય, છતાં માતા લે તેટલી કાળજી તે લેઇ શકતો નથી. માતા નશાબાજ કે બીજી રીતે અધમ હોય તો જ પિતાને બાળકોનો કબજો સોંપવાનો એ અદાલતો હુકમ કરે છે. છૂટાછેટા લીધેલા કૉમ્યુનિસ્ટો ઘણી વાર દલીલ કરે છે કે પોતાની લગ્નવિચ્છિન્ન સ્ત્રી કરતાં પોતે રાજદ્વારી શિક્ષણ આપવામાં કુશળ છે, છતાં પણ બાળકોનો કબજો તેમને સોંપવામાં આવતો નથી. અને, વળી એ પણ સાચું છે કે માતાને પોતાનાં સંતાન પ્રત્યે જે સ્વાભાવિક સ્નેહ હોય છે એ બીજાનાં સંતાન પ્રત્યે નથી હોતો. એ સ્થિતિમાં સંતાનને તેની પોતાની માતા જે સ્નેહથી ઉછેરે તે સ્નેહથી બીજી સ્ત્રીઓ ના જ ઉછેરી શકે. માતા વિનાનાં બાળકને બીજી માતાને હાથે કે રાજ્યના બાળમંદિરમાં ઉછેરવું પડે તે એનું દુર્ભાગ્ય જ છે, રાજ્યનો માત્ર આપદ્ધર્મ છે. આ વસ્તુ પણ સિદ્ધ કરે છે કે સંતાનની માતા ઘર છોડીને બહુ વખત બહાર ગાળી શકે નહિ, કમાવા જઇ શકે નહિ. સંતાનને સારી રીતે ઉછેરવા ને તે માટે પણ સારી રીતે ગૃહવ્યવસ્થા રાખવા માટે એને એટલું બધું ધ્યાન આપવું પડે કે તે બહાર બહુ જઇ શકે નહિ. અને એટલા માટે જ એને ગૃહિણી કહી છે, અને ગૃહિણીવાળું ઘર જ સાચી રીતે ગૃહ છે: न गृह गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते।

પણ "જો પુરૂષનું કામ માત્ર બાળકોનું ખર્ચ પૂરૂં પાડવું એટલું જ હોય તો તે અન્યાય છે. બાળકોના માનસિક વિકાસમાં એણે પણ હિસ્સો આપવાનો છે. બાળકને ઉત્પન્ન કરવામાં પોતાનો હિસ્સો આપ્યા પછી એને બાળક પ્રત્યે ફરજો બજાવવાની છે. ઘણા ઉદ્દામ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની મરજી મુજબ પુરૂષને જો એ ફરજોમાંથી મુક્ત કરી દઇએ તો એથી ક્ષણિક વાસના, આળસુપણું અને બિનજવાબદારીને ઉત્તેજન મળે છે. માતા, પિતા તથા બાળકની ત્રિપુટીના ઐક્યથી જ કુટુંબજીવન બને છે. આ ત્રિપુટીમાંનાં ત્રણે સરખાં જ ઉપયોગી છે. એમાંનું એક પણ કાઢી નાખીએ તો કુટુંબ અપૂર્ણ રહે છે." ('સ્ત્રી-સ્વાતંત્ર્યવાદ': ૧૨૦). સ્ત્રીપુરૂષ ત્યારે એક બીજાનું સહચર, સહધર્મી છે.

ગાંધીજી કહે છેઃ "ગમે તેમ હોય, પરંતુ કૌટુંબિક જીવન એ પ્રથમ અને મુખ્ય છે. તેની પવિત્રતા જાળવવી જોઇએ. રાષ્ટ્રોના કલ્યાણનો આધાર તેના ઉપર છે. સારા અથવા નરસા માટે પણ ઘરના સંસ્કાર લાંબો વખત ટકે છે, તે સંબંધે શંકા જ ન હોય. ગૃહજીવનનું પવિત્ર વાતાવરણ જાળવી રાખવામાં ન આવે તો કોઇ પણ રાષ્ટ્ર ટકી શકેજ નહિ. કદાચ એવી કેટલીક વ્યક્તિઓ હોય, જે મારી પેઠે કોઇ મહાન આદર્શ અથવા

સિદ્ધાંતને ખાતર કૌટુમ્બિક જીવનની આશ્વાસના જતી કરે અને તેને બદલે આત્મભોગ તથા બ્રહ્મચર્યનો આશ્રય લે, પરંતુ સાધારણ લોકો માટે તો કૌટુમ્બિક જીવનના રક્ષણની આવશ્યકતા છે" ('ડેલી હેરલ્ડ' ઉપરથી 'મુંબઇ સમાચાર' તા. ૧૫:૧૦:૧૯૩૧).

( ૩ )

આર્યોએ પોતાના સમાજની એવી યોજના કરેલી કે સમસ્ત સમાજની સંસ્કૃતિને ઉન્નત કરનાર બ્રાહ્મણવર્ગને જીવનનિર્વાહ માટે ધનોપાર્જનની ચિંતામાંથી મુક્ત રાખ્યો હતો. કૌટુમ્બિક જીવનના રક્ષણને માટે ધનની જરૂર છે; પણ એ કૌટુંબિક જીવનની સંસ્કૃતિને ઉન્નત કરનાર સ્ત્રીને ધનોપાર્જનની ચિંતામાંથી મુક્ત કરીને સંતાનસેવાનો ધર્મ સારી રીતે એ બજાવી શકે એવી વ્યવસ્થા પુરૂષે કરવી ઘટે; ધનોપાર્જનનો ધર્મ તો એણે પોતે ઉઠાવી લેવો ઘટે. જેમ સંતાન પ્રત્યે માતાપિતાનો સમાન ધર્મ છે, તેમ ધન પ્રત્યે પતિપત્નીનો સમાન અધિકાર છે, એ બે સહાધિકારી છે, ગૃહનાં એ બંને દમ્પતી છે.

પણ પુરૂષના સ્ત્રી પ્રત્યેના આર્થિક પ્રપંચથી એ ધન કમાય છે માટેજ પોતાને ઊંચો માને છે, સ્ત્રીને નીચી માને છે. આથી સ્ત્રીમાં દાસવૃત્તિ (Inferiority Complex) જન્મ પામી; પુરૂષમાં પ્રભુવૃત્તિ (Superiority Complex) જન્મ પામી.

પરિણામે બંને પોતપોતાના સેવાક્ષેત્રનો ધર્મ ચૂક્યાં. પુરૂષે માન્યું કે ઘરકામ તો સ્ત્રીઓનું જ છે, હલકું છે; એમ કહીને નવરાશની વેળાએ પણ ઘરકામમાં સ્ત્રીને મદદ કરવાની એણે ના પાડી. એથી સ્ત્રીઓએ પણ ઘરકામ હલકું માની લીધું. "અમારે પણ એ કામ શા માટે કરવું? રસોડાના ભડિયારામાં અમારે શા માટે પડી રહેવું! પુરૂષોનું એઠુંજૂઠું વધ્યુંઘટ્યું, લુખુંપાખું અમારે શા માટે ખાવું?" આવી પ્રશ્નપરંપરા હવે સ્ત્રીઓએ પૂછવા માંડી છે. પુરૂષોના અન્યાયને પરિણામે સ્ત્રીઓમાં પણ આ વિશે દૃષ્ટિભેદ ઊભો થયો છે.

ગૃહસ્થધર્મની એક આજ્ઞા છે: अतिथिदेवो भव। અતિથિ જેનો દેવ છે, એવો થા–અતિથિનો સત્કાર કર; એને જમાડ્યા પછી જમ. ભગવદ્‌ગીતા કહે છે:

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः।
भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात्॥ ३:१३॥

"પંચમહાયજ્ઞનો શેષ ભાગ ખાનાર મનુષ્યો સર્વ પાપથી મુક્ત થાય છે. જે પાપીઓ પોતાનેજ માટે રાંધે છે, તે અઘનું–પાપનું ભક્ષણ કરે છે." આમ અતિથિ વગેરે પંચયજ્ઞને માટે નહિ, પણ પોતાનેજ માટે રંધાયેલા અન્નને ગીતામાં અઘ કહેલું છે. મનુ કહે છે:

विघसाशी भवेन्नित्यं नित्यं वाऽमृतभोजनः।
विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथाऽमृतम्॥ ३:२८५॥

"પંચયજ્ઞ કરી રહ્યા પછી વધેલું અન્ન તે અમૃત છે, સૌ જમી રહ્યા પછીનું અન્ન વિઘસ છે. નિત્ય એ અમૃતનું અને વિઘસનું ભોજન કરવું ઘટે." પંચયજ્ઞ કર્યા પૂર્વે જમનારને મનુ પણ ઉપર આપેલા ગીતાના જ લગભગ શબ્દોમાં વિઘસાશી કહે છે. આમ અતિથિ વગેરેને જમાડ્યા વિના ગૃહસ્થથી જમાય નહિ; એ સૌના જમી રહ્યા પછી શેષ–બાકી રહેલું વધ્યુંઘટ્યું ખાવું એ જ ગૃહસ્થનો ધર્મ.

અને ગૃહસ્થનો ધર્મ એ જ ગૃહિણીનો ધર્મ. અને એ તો વળી માતા, પતિની પણ भोज्येषु माता પિતા તો રક્ષણ કરે, માતા જ સ્નેહમૂર્તિ. એ પતિને, સંતાનને, વૃદ્ધને, રોગીને, સૌને જમાડ્યા વિના જમી જ કેમ શકે? એને અન્નનો કોળિયો પણ ગળે ઊતરે જ કેમ? એનો સ્નેહ એને એ કોળિયો પોતાના મોંમાં મૂકવા દે કેમ! આવી સુંદર ધર્મભાવના આજે વેઠરૂપે માથે પડી મનાય છે. વિઘસ ને અમૃત વધ્યુંઘટ્યું, એઠુંજૂઠું, લુખુંપાખું મનાય છે, એવી આપણી અવનત મનોદશા આજે થઇ પડી છે!

બેશક આમાં સૌ દોષ સ્ત્રીઓનો જ છે એમ નથી, આપણો પુરૂષોનો જ પ્રથમ દોષ છે. આપણે પુરૂષોએ જ એ દોષ સ્ત્રીઓમાં ધર્યો છે. મનુ કહે છે:

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ३ : ११४॥

"સુવાસિનીને, કુમારિકાને, રોગીજનને અને ગર્ભિણીને તો કંઇ પણ વિચાર કર્યા વિના અતિથિનીયે પહેલાં જમાડી દેવાં." એ આજ્ઞાનું પાલન પુરૂષે ન કર્યું ને સ્ત્રી ગમે તે અવસ્થામાં હોય તોય તેની પરવા ન કરી. સુંદર ગૃહધર્મને એણે સ્ત્રીને માથે વેઠરૂપે ઠોકી બેસાડ્યો, એટલે સ્ત્રી પણ એને વેઠ માનતી થઇ ગઈ. અને આજે નવજુગની ભણેલી નારીનું ચિત્ત ઘરમાંથી ઊડી ગયું છે.

પણ મિસિસ કૅલેબ (Mrs. Caleb) પોતાના Family Budget of Clerks નામે પુસ્તકમાં લખે છે: "I would deny higher education to no one but first and foremost a woman should be a good housewife ઊંચી કેળવણી લેતાં હું કોઇને વારતી નથી, પણ સૌથી પહેલાં તો સ્ત્રીએ સુગૃહિણી થવું ઘટે."

અને Charlotte Perkins Gilman નામે બાઈએ The Century Magazine નામે માસિકમાં એ વિષે આમ લખ્યું છે:

"અમુક વિષયમાં પ્રવીણતા મેળવવાની પ્રેરણાએ પોતાનું બુદ્ધિકૌશલ વાપરવાના આનંદના હેતુએ તેમજ તેનો લાભ લેવાના હેતુએ સ્ત્રી ઘરમાંથી સમાજમાં વધારે ને વધારે તણાતી જાય છે.

"પણ એથી ગૃહસેવાને હાનિ પહોંચે છે. આજનાં આપણાં ઘરને એક અથવા પુરૂષની શક્તિ હોય તો અનેક સ્ત્રીની સેવાની જરૂર છે. ઘર બહાર નીકળી જતી આ સ્ત્રીઓ ઘર બહુ સુધારી શકતી નથી. આજ સુધી જે કામ એ કરતી આવી છે તે કામ બિલકુલ છોડી દેવાનું એમને મન થાય એ કદાચ સ્વાભાવિક છે, છતાંયે બાળકોને લગતું ગૃહકાર્ય એ તો સદાને માટે એમનો ધર્મ છે.

"અને આ ધર્મમાંથી ખસવાનો એમનો જરાયે અધિકાર નથી. આપણી સંસ્કૃતિની સપાટીએ એ ધર્મને તારવી લાવવો, એને ઊંચી સમાજસેવાનું સ્વરૂપ આપવું એ એમની ફરજ છે. ગૃહસેવામાં જ્યાં સન્તાનસેવા છે ત્યાં પ્રવીણતાની જરૂર છે ને તે મળી શકશે.

"આપણા સમયની સ્ત્રીઓ રસોડાની ને બાળઉછેરની પુરાણી પદ્ધતિઓનાં બંધન તરછોડે એ તો સારૂં છે; પણ જો એ ધર્મો એથી વધારે સારી રીતે ન બજાવે તો બહુજ ખરાબ છે.

"બાળકોની સંભાળ લેવી એ માતાનો ધર્મ છે, અને આજે આટલાં બધાં બાળકોની સારી સંભાળ લેવાતી નથી, તેથી આજની માતાઓએ શરમાવું ઘટે છે. વનની પશુમાતા લે એવી પુરાણી રીતોથી બાળક સારાં ઊછરી શકે નહિ; એને માટે તો માનવમાતાની જરૂર છે અને એજ સાચી સમાજસેવા છે. માનવમાતા વિના આપણાં બાળક અને આપણો સમાજ નમાયાં છે.

"ગમે એટલા સ્નેહથી, ચૂલા આગળની ગમે એટલી મજૂરીથી, જગતનાં બાળકોની જોઇતી સંભાળ લેવાવાની નથી. માતા અને બાળક વચ્ચેના નૈસર્ગિક સ્નેહસંબંધ ઉપરાંત કેળવાયેલા વ્યવસ્થિત નિપુણ માતૃત્વની જરૂર છે.

"બાળકેળવણી એ સમાજસેવાનું સર્વોત્તમ સ્વરૂપ છે. એટલા માટે બધી શિક્ષિકાઓમાં મહા અટપટી ને ભવ્ય શક્તિની, ઊંચા બુદ્ધિકૌશલની અને સ્પષ્ટ દીર્ઘદૃષ્ટિની જરૂર છે. લોક જો નિર્બળ અને મૂર્ખ રહે, દુરાચારી થાય તો પ્રજા ગમે એ શીખે, ગમે એ કરે, ગમે તેનું સંશોધન કરે, પણ એ સૌ લાભ નકામા છે.

"પ્રજાને ઘણી સારી રીતે ઉછેરવી, તેને ઘણા સારા વાતાવરણમાં આણવી, ઘણી સારી રીતે કેળવવી, એ ધર્મ સ્ત્રીઓનો છે."

યુરોપમાં પુરુષના સેવાવિભાગમાં પ્રવેશી સ્ત્રીએ સ્પર્ધા કરવાનો વાયરો વાય રહ્યો છે; પરિણામે ત્યાંનાં સેવાક્ષેત્રો એકાકાર થઈને છિન્નભિન્ન થવા બેઠાં છે: ઘર ભાગનાં ને હોટેલો જામતી થઇ છે. અવિવાહિત રહીને પણ લગ્નવિલાસ ભોગવવાની ને લગ્નવિલાસ ભોગવીને પણ સંતતિધર્મથી દૂર રહેવાની લાલસાઓ વધતી જાય છે. થતાં સંતાનનું ને તેથી સમસ્ત સમાજનું જીવન ધૂળધાણી થતું જાય છે. આ પરિસ્થિતિથી ત્યાંનાં વિચારક નરનારી ભડકી ઉઠયાં છે ને વિનાશને માર્ગે ધસ્યે જતી સ્ત્રીઓને પાછી વાળવા વીનવી રહ્યા છે, એ ઉપરનાં થોડાંક અવતરણોથી સમજી શકાશે.

ત્યારે સાચી વાત તો એ છે કે પુરુષે સંતાન પ્રત્યે પિતાધર્મ સેવવો, સ્ત્રીએ માતાધર્મ સેવવો, એ જ સ્ત્રીપુરુષના સાચા ને ઇષ્ટ ધર્મપ્રદેશ છે.

વિગ્રહસમયે શરીરે બળવાન યોદ્ધા સમરાંગણમાં જાય, બીજા ગૃહાંગણમાં બેસી યુદ્ધસામગ્રી તૈયાર કરે. એ સામગ્રી તૈયાર કરવી પડી મૂકી સૌ સમરાંગણમાં દોડી જાય તો સામગ્રી બે દિવસમાં ખૂટી જાય ને ગમે તેવી બળવાન સેના પણ હારી પડીને ઘેર આવે. સ્ત્રીપુરુષના સેવાવિભાગ વિષે પણ બરાબર એમ જ છે. સમાજનાં કઠોર ને ઉગ્ર કાર્ય કરતા પિતા સંસારમાં વિચરે ને ગૃહના જીવનનિર્વાહ માટે પ્રયાસ કરે. એ પિતાસામગ્રી ખૂટી ન પડે એટલા માટે માતા ગૃહાંગણમાં રહી નવી ઉછેરે, એવી ઉછેરને માટે માતાસામગ્રીને પણ ઉછેરે. સમાજમાં સ્ત્રીપુરુષના સેવાવિભાગની આજ સાચી ધર્મભાવના છે. એ ધર્મભાવનાઓમાં નવી સુંદર ભાવનાઓ ઉમેરવી, જૂની ભ્રષ્ટ ભાવનાઓ દૂર કરવી, એ સમાજગુરૂઓનો ધર્મ છે.

અને આ સેવાવિભાગ સાચી રીતે પળાવવા હોય તો પુરુષે પોતાની પ્રભુવૃત્તિનો સમૂળો નાશ કરવો જોઈશે. તેના સ્ત્રી ઉપર તેણે કરેલા અન્યાય-પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈશે. તેના ઉપર ધારણ કરેલું પ્રભુપદ ત્યજવું જોઈશે. સમજવું જોઈશે કે પોતે સેવક છે, સ્ત્રી સેવિકા છે, દાસી નથી; બેમાંથી કોઈની સેવા ઊંચી નથી, કોઇની નીચી નથી, બંને પોતપોતાને સ્થાને શ્રેષ્ઠ છે. યુનિપની પેલી કથા યાદ રાખવી જોઇશે: હાથ કહે કે પેટ બેઠું બેઠું ખાય ને મારે જ પરિશ્રમ ઉઠાવવાનો? એ તો મારાથી ન બને. કામ ન કર્યાંને પરિણામે પેટ ભૂખ્યું રહ્યું ને ત્યારે હાથને પણ જીવનરસ ન મળ્યે તે નબળા પડી ગયા. પુરુષે સમજી લેવું ઘટે કે સ્ત્રીને નિર્બળ અને પરાધીન કર્યે પોતે પણ નિર્બળ ને પરાધીન થઇ પડવાનો છે ને થઇ પડ્યો પણ છે. કઠોર દાંત ને કોમળ જીભ પોતપોતાને જ સ્થાને રહીને સુંદર સેવાધર્મ બજાવી શકે છે, બંનેના સહકારથી જ સમગ્રની સેવા થઈ શકે છે. એક વિના બીજું નિરર્થક છે पंगन्धवत्। આપણે પુરુષો આપણો પોતાનો ધર્મ ચૂકયા છીએ, કુટુંબ-નિર્વાહ માટે ધન રળીએ છીએ, તે જાણે સ્ત્રી ઉપર ઉપકાર કરી નાખતા હોઇએ, એમ ઘરમાં પ્રભુપદ પકડી બેસ છીએ. પરિણામે સંતાનસેવાને અને તે માટેની ગૃહસેવાને સ્ત્રીઓ વેઠ માની પોતે દાસવૃત્તિ માનતી થઇ ગઇ છે. અને એ વૃત્તિમાંથી મુક્તિ મેળવવા વિનાશને માર્ગે દોડી રહી છે. આમ સમસ્ત સમાજ અસ્તવ્યસ્ત થતો જાય છે ને તેનો મૂળ પાપ ભાગ પુરુષને માથે છે. ત્યારે સમાજને સર્વાંગ સુંદર બનાવવો હોય તો પુરુષે સ્ત્રીને સાચી રીતે મુક્તિ આપવી જોઇશે, તેને પોતાનું સાચું ધર્માસન સોંપવું જોઈશે.

અને અધર્મવશ થઈ પુરુષ ન સોંપે તો સ્ત્રીએ સ્નેહસંગ્રામ, સેવાસંગ્રામ મચાવીને પણ એ સાચું ધર્માસન પ્રાપ્ત કરવું જોઈશે. સ્ત્રીઓ સ્નેહ-સમજ કલા જાણે, સમયનો સદુપયોગ કરી બુદ્ધિ-કૌશલ પ્રાપ્ત કરે, સંતાનની, વૃદ્ધની ને રોગીની સ્નેહે ને બુદ્ધિએ સેવાશુશ્રૂષા કરે, પોતાની શારીરિક ને માનસિક દુર્બળતાઓ છોડે ને બળવાન થાય, કુટુંબની સુવ્યવસ્થા રાખે, સમાજનાં દુષ્ટ બંધનોનો નાશ કરે, "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી રોગહીન ને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય ને

મુક્તાતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશમાંથી છૂટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી ને ઉત્સાહિની બને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની કલ્યાણવાસનાઓને તૃપ્ત કરે." (સરસ્વતીચંદ્ર, ભાગ ૪: ૩૨૩). અને આમ સેવામાર્ગે સ્નેહસંગ્રામ મચાવે તો તેને પોતાનું સાચું ધર્માસન પ્રાપ્ત કરતાં અટકાવે એવી જગતમાં કોઈ પુરૂષની તાકાદ નથી.

ઇષ્ટ જણાય' ત્યાં ઘર બહાર જઇને પણ સમાજસેવા કરે, સંઘ બાંધીને પણ સેવા કરે. તેનામાં એ શક્તિ આજે સુષુપ્ત પડી છે અને ગાંધીજી કહે છે એમ "સ્ત્રીને જો પુરૂષે નિચોવી ન હોત અથવા સ્ત્રી ભોગમાં પડી પુરૂષને વશ ન રહી હોત તો સ્ત્રી પોતાની અનંત શક્તિ જગતને બતાવી શકત. ગઈ લડાઈમાં તેણે પોતાની શક્તિની થોડી ઝાંખી કરાવી છે. જ્યારે પુરૂષોના જેટલોજ અવકાશ સેવાકાર્યને સારૂ તે મેળવી લેશે, પોતાની સંઘશક્તિ વધારી મૂકશે ત્યારે આ દેશને અને જગતને તેની અદ્ભુત શક્તિનું દર્શન થશે" ('નવજીવન,' તા. ૩:૫: ૧૯૩૧).

"૫. યોગ્ય ઉમરે પહોંચેલો પુરૂષ જેટલી સ્વતંત્રતાનો અધિકારી છે તેટલી જ સ્ત્રી પણ છે. ૬. સ્ત્રી અબળા નથી પણ, પોતાની શક્તિ સમજે તો પુરૂષ કરતાંયે વધારે સબળા છે. એ માતા થઇ જેવી રીતે બાળકને ઘડે છે, અને પત્ની થઇ જેવી રીતે પતિને દોરે છે, મોટે ભાગે પુરૂષો તેવા બને છે. ૭. સ્ત્રી જાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરાબર સમજે તો એ પુરૂષની ઓશિયાળી છે એમ માતેજ નહિ, અને પુરૂષનું તથા એની પ્રવૃત્તિઓનું અનુકરણ કરવાનો જ આદર્શ રાખે નહિ. એ પુરૂષને રીઝવવા કે આકર્ષવા શરીરને સજે નહિ, પણ પોતાના હૃદયના ગુણોથી જ શોભવા પ્રયત્ન કરે." ('ગાંધીવિચારદોહન' ૪૬)

અને એમ થાય ત્યારેજ સ્ત્રી પોતાનું સાચું ધર્માસન પ્રાપ્ત કરે. જો ગૃહ ગૃહિણીને લીધેજ ગૃહ કહેવાય છે તે ગૃહની એ રાણી ગૃહરાજ્ઞી થાય. તે વખતે એની શક્તિનો અનાદર કોઇથી યે નહિ થાય. આજે એની પરાધીનતાના કાળમાં પણ ચતુર ને સેવાભાવી સ્ત્રી ઘરમાં રાજ્ય ચલાવી શકે છે, પતિના ગૃહકાર્યમાં કશો અધિકાર હોતો નથી. ત્યારે જો સ્ત્રી સાચી ગૃહરાજ્ઞી બને તો એની પરાધીનતાનો નાશજ થાય, સ્ત્રી પુરૂષના સેવાપ્રદેશ સમાન બને; એની સેવાની કદર થયા વિના રહે જ નહિ, પુરૂષવર્ગ એને ચરણે આભારથી માથું નમાવે.

અને યુરોપ-અમેરિકામાં એમ થવા પણ લાગ્યું છે. ડૉ. સુમન્ત મહેતા લખે છે: "મિસિસ એલિઅસ કોમ્પટન નામની એક ૮૦ વર્ષની અમેરિકન સ્ત્રીને LL. D. એટલે ડૉક્ટરેટની ઉપાધિ એક અમેરિકન યુનિવર્સિટીએ આપી હતી, તેની નોંધ લેવા જેવું છે. એ બાઇનો ધણી પ્રો. કોમ્પટન યુનિવર્સિટીની એક કોલેજનાં ૪૫ વર્ષ સુધી અધ્યાપક હતો અને તેનામાં છેલ્લાં ૨૦ વર્ષથી મુખ્ય આચાર્ય હતો. આ દંપતીનો મોટો છોકરો પ્રો. કાર્લ, માસાચ્યુસેટના પ્રખ્યાત ઉદ્યોગગૃહનો પ્રમુખ છે; એક છોકરી અલ્હાબાદ કોલેજના એક અધ્યાપક સાથે પરણી છે; બીજો છોકરો વિલ્સન અર્થશાસ્ત્રી, વકીલ અને જબરો વેપારી છે; અને ત્રીજો છોકરો આર્થર સીકાગો યુનિવર્સિટીનો પદાર્થશાસ્ત્રનો અધ્યાપક છે, અને તેને હાલ સંશોધનને માટે જગન્માન્ય નોબેલનું ઇનામ મળ્યું છે. આ ત્રણે છોકરાઓ પ્રિન્સ્ટન યુનિવર્સિટીના ડૉક્ટરો થયા છે.

"મિસિસ કોમ્પટનને ડૉક્ટરની માનનીય ઉપાધિ સુજનનને (Motherhood) માટે આપવામાં આવી ત્યારે કુલપતિએ કહ્યું કે 'તમે દેશને વિદ્વાન અને ઉપયોગી પ્રજા આપી છે; માટે અમે તમને માન આપીએ છીએ. પત્ની તરીકે તમે ઉત્તમ સેવા કરી છે અને ઉત્તમ ગુણો કેળવ્યા છે. આ જગતમાં સારી ગાય, બળદ, ઘોડા અને ઘેટાં ઉછેરવા માટે પ્રદર્શનોમાં ઇનામો અપાય છે; તમે ઉત્તમ મનુષ્યો

કેળવ્યાં છે, તે માટે અમે તમારા ઋણી છીએ. જ્ઞાન સુજનન અને સુપાલનની કિંમત કરતું થાય તેટલા માટે આ યુનિવર્સિટી તમને આ ઉંચામાં ઉંચી ઉપાધિ અર્પણ કરે છે" ('પ્રસ્થાન,' ચૈત્ર ૧૯૯૦: ૫૪૨).

અને કવિકુલગુરુ રવીન્દ્રનાથે વીરપ્રસવિની માતાનું આત્મભાન કરાવતા આ શબ્દો ચિત્રાંગદાને મુખે બોલાવ્યા છેઃ

આમિ ચિત્રાંગદા
દેવી નહિ, નહિ આમિ સામાન્યા રમણી।
પૂજા કરી' રાખિબે માથાય, સે ઓ આમિ
નઇ, અવહેલા કરિ પુષિયા રાખિબે
પિછે, સે ઓ આમિ નાહ। જદિ પાર્શ્વે રાખ
મોરે સંકટેર પથે, દુરૂહ ચિન્તાર
જદિ અંશ દાઓ, જદિ અનુમતિ કર'
કઠિન વ્રતેર તવ સહાય હઇતે,
જદિ સુખે દુઃખે મોરે કર સહચરી,
આમાર পাইবে তবে પરિચય। ગર્ભે
આમિ ધરિછિ જે સન્તાન તોમારે જદિ
પુત્ર હય, આશૈશવ વીરશિક્ષા દિયે
દ્વિતીય અર્જુન કરિ તારે એકદિન
પાઠાઇયા દિબ જબે પિતાર ચરણે,
તખન જાનિબે મોરે પ્રિયતમ।
આજ
શુધુ નિવેદી ચરણે, આમિ ચિત્રાંગદા,
રાજેન્દ્રનન્દિની।

અર્જુનઃ પ્રિયે આજ ધન્ય આમિ।

ચિત્રાંગદાઃ "હું તો ચિત્રાંગદા; દેવીયે નહિ, સામાન્ય રમણીયે નહિ. પૂજા કરીને માથે મૂકી રાખો તેયે નહિ. અવગણના કરી ભરણપોષણ કરી પાછળ મૂકી રાખો તેયે નહિ. સંકટને માર્ગે જો મને પડખે રાખો, ગૂઢ ચિન્તામાં જો ભાગ લેવા દો, કઠણ વ્રતમાં સહાય થવાની જો અનુમતિ આપો, સુખદુઃખમાં મને જો સહચરી કરો તો મારો પરિચય પામશો. તમારું જે સંતાન મેં ગર્ભમાં ધારણ કર્યું છે તે જો પુત્ર અવતરશે તો એને નાનપણથી વીરશિક્ષા દઈને બીજો અર્જુન બનાવી એક દિવસ એને એના પિતાના ચરણમાં સોંપીશ ત્યારે જ પ્રિયતમ, તમે મને સાચે સ્વરૂપે જાણશો. આજે તો હું તમારે ચરણે એટલું જ નિવેદન કરું છું કે હું માત્ર ચિત્રાંગદા છું, રાજકન્યા છું'

અર્જુનઃ "પ્રિયે, આજ હું ધન્ય થયો."

અને એમ સમાનકક્ષાએ રહી પોતપોતાના કાર્યક્ષેત્રમાં સમાજસેવા કરનારાં નરનારી આનંદે બોલેઃ सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै। तेजस्विनावधीतमस्तु। मा विद्विषावहै (तैत्तिरीय आरण्यक ८:१).

"અમે એકબીજાનું રક્ષણ કરી, સાથે મળીને ઉપભોગ કરીએ, સાથે મળીને સામર્થ્ય વધારીએ, પ્રકાશિત થઈને જ્ઞાન વધારીએ, એકબીજાનો દ્વેષ ન કરીએ." –

અને આ જ નરનારીના સાચા સેવાવિભાગ છે, આ જ સાચો દંપતીધર્મ છે, આ જ લગ્નની સાચી કલ્યાણભાવના છે. [ પારીહાર ]

❀ ❀ ❀

## તોતડાપણા માટે નવીન ઉપાય

મીશીગન યુનિવર્સિટીના શોધખોળ ખાતાની મીસ હેન્ડ્રેક્સ જોનેથીએ એવી શોધ કરી છે કે માણસ ઉંધો થઈને ચારે પગે ચાલે તેથી તોતડાપણું દૂર થાય છે. શરીરને અસાધારણ સ્થિતિમાં મૂકવાને લીધે લોહીના દબાણમાં જે ફેરફાર થાય છે તેને પરિણામે જ્ઞાનતંતુઓ પર થતી અસર વડે આમ બને છે એમ કહેવામાં આવે છે. કેટલાક એમ પણ ધારે છે કે શરીર અસાધારણ સ્થિતિમાં મૂકવાથી માણસનું ધ્યાન એકાએક જુદી દિશાએ વળે છે અને તે વડે સ્વરયંત્ર સ્વાભાવિક રીતે કાર્ય કરતું થઈ જાય છે.

# જલોપચારનો એક અદ્‌ભુત અનુભવ



જલોપચારથી-પાણીના ઉપચારથી અનેક પ્રકારનાં દર્દો મટી શકે છે, એ વાત જનતામાં જેટલી જાણીતી થવી જોઇએ, તેટલી જાણીતી થઈ નથી. આયુર્વેદમાંય જલોપચારને કેટલેક અંશે સ્થાન છે, પરંતુ તેથી સર્વ પ્રકારનાં દર્દો મટી શકે છે, તે થોડા જ જાણતા હશે. કેવળ નિર્મળ પાણીથી સર્વ પ્રકારનાં દર્દો મટી શકે એ વાત જ પ્રથમ દષ્ટિએ અદ્‌ભુત લાગે છે, છતા એ વાત સાચી છે. જે દર્દને જલોપચાર સાથે સીધો સંબંધ દેખાતો નથી, તે દર્દને પણ જલોપચારથી મટાડવાનો સ્વાનુભવ થયો, ત્યારે મને પણ લાગ્યું કે એ અનુભવ ખરેખર અદ્‌ભુત છે.

થોડાં વર્ષ પહેલાં મને દાંતનું દર્દ થયું હતું. બે દાઢ અને એક દાંતનાં મૂળ બહુ દુઃખતાં હતાં અને આસપાસનાં પેઢાં સૂજી ગયાં હતાં. દર્દ એટલું થતું હતું કે તે ઉપર માત્ર કોકરવર્ણું પાણી જ સહન થઇ શકતું હતું; સહજ વધારે ઠંડું કે સહજ વધારે ગરમ પાણી તેને લાગતાં ચીસ નાંખવા જેટલું કળતર ઉપડી આવતું હતું. પહેલાં તે ઉપર ઘરના ઉપચારો કર્યા. દંતમંજન, છીંકણી, માયાનું ચૂર્ણ, ગીરું, ફુલાવેલી ફટકડી, ફુલાવેલ મોરથુથુ, જૂદી જૂદી જાતનાં ટૂથપેસ્ટ, હાઇડ્રોજન પેરોકસાઇડ ઇત્યાદિનો ઉપયોગ લગભગ બે માસ સુધી કર્યો, પરંતુ દર્દ મટયું નહિ. અવાળુ ઉપડી આવેલાં તે ઉપર એમાંના કોઇ પણ પદાર્થનું ઘર્ષણ કરવાની અસર એ થતી કે એ ભાગનો સોજો બેસી જતો પરન્તુ બાજુનાં બીજાં અવાળુ ઉપડી આવતાં. નક્કર ખોરાક ચાવતાં મુશ્કેલી પડતી તેથી તદ્દન નરમ અને પ્રવાહી ખોરાક ઉપર વિશેષ આધાર રાખવો પડતો. દાંતના દર્દથી ગળાની સંધિમાં ગાંઠો નીકળી અને તે પણ બેચેની ઉપજાવવા લાગી. આથી શરીરશક્તિ ઉપર પણ માઠી અસર થવા લાગી.

ઘરગથ્થુ ઉપચારોથી કંટાળીને એક જાણીતા દાંતના ડાક્તરનો આશ્રય શોધ્યો. દુઃખતા ત્રણે દાંતનાં મૂળ હલતાં હતાં અને અંદર દર્દ હતું. ડાક્તરે સલાહ આપી કે એ દાંતને ખેંચાવી નાખ્યા વિના દર્દ મટશે નહિ. મેં આગ્રહ બતાવ્યો કે મારે તો દવાથી જ મટાડવું છે અને દાંત ખેંચાવી કાઢવા નથી. ડાકતરને એ મારો દુરાગ્રહ લાગ્યો અને હસવું આવ્યું, ડાક્તરે અઠવાડીયા સુધી તેનો ઉપચાર કર્યો પરન્તુ જરાએ આરામ ન થયો. દાંત ખેંચાવવાની પણ મને લાલચ થઇ.

પરન્તુ એ અરસામાં જલોપચારના અનુભવી અને શ્રદ્ધાળુ એવા એક મિત્રનો મેળાપ થયો. તેણે મને જલોપચારની સલાહ આપી. અનેક ઉપચારોથી કંટાળેલો હું એ ઉપચારનોય અનુભવ લેવા તૈયાર થયો અને તુરત શરૂઆત કરી.

પાણીને ગરમ કરી તેનો નાસ લેવો અને પછી શીતળ જળમાં કટિસ્નાન કરવું એટલો જ એ ઉપચાર હતો. ચારેક દિવસના ઉપચાર પછી દર્દ હળવું થવા લાગ્યું અને ૨૦ દિવસના ઉપચારથી દર્દ મટી ગયું. સણસણતા ગરમ પાણીની વરાળ લેવી અને આખા શરીરને ગરમ કપડાથી ઢાંકી દેવું એ નાસ લેવાની સામાન્ય પદ્ધતિ છે. તેથી આખા શરીરે પુષ્કળ પરસેવો વળે છે. પછી ઠંડા પાણીના ટબમાં બેસી કમર અને પેડુને શીતળ થવા દેવુ અને પેડુ પર ટુવાલથી ઘર્ષણ કરવુ એ કટિસ્નાન છે. નાસ લીધા પછી પરસેવો વળે તે વખતે અને કટિસ્નાન કરતી વખતે ખુલ્લો પવન શરીર પર ન લાગવા દેવો એ શરદી થતી અટકાવવા માટેની ખાસ સાવચેતી હોય છે.

પ્રશ્ન એ છે કે દાંતના દર્દને અને નાસને એવો શો સંબંધ છે કે જેથી એ દર્દ મટી શકે? આ

પ્રશ્ન સ્વાભાવિક છે અને મારા મનમાં પણ તે ઉદ્‌ભવ્યો હતો. મારા મિત્રે તે સંબંધ મને સારી રીતે સમજાવ્યો હતો.

દાંતમાં થતું દર્દ અથવા શરીરના બીજા કોઈ પણ ભાગમાં થતું દર્દ, તે ઉપાંગ–અવયવનું માત્ર સ્થાનિક દર્દ હોતું નથી. આખા શરીરના લોહીમાં વિજાતીય પરમાણુઓ–દર્દનાં રજકણો પ્રસરેલાં હોય છે અને એ રજકણો કોઇ પણ એક અવયવમાં વિશેષ જમા થતાં જ્યાંને દર્દ ઉપજાવે છે. કટિશૂળ, સંધિવા, કળતર, માથું દુઃખવું, એ પ્રકારનાં દર્દો ચેતવણી આપે છે કે તમારા શરીરના લોહીમાં વિજાતીય પરમાણુઓનો સંચય થયો છે, એ કાઢી નાંખ્યા સિવાય દર્દ મટશે નહિ. ખાવાનાં–પીવાનાં ઔષધો કે દર્દવાળા ભાગ ઉપરના દવાના લેપો પણ એ દર્દને ત્યારેજ મટાડી શકે છે કે જ્યારે તે વિજાતીય પરમાણુઓનો નાશ કરી મળ–મૂત્રના દ્વારવડે તેને શરીરમાંથી કાઢી નાખે છે. લેપો વગેરે એ વિજાતીય પરમાણુઓને દર્દના સ્થાનમાંથી વિખેરી નાંખે છે અને દર્દને મટાડે છે પરન્તુ એ પરમાણુઓ પાછાં લોહીમાં ફરતાં થઈ જાય છે, એટલે થોડા દિવસ પછી પાછું એનું એ જ દર્દ ઉભરાય છે; કદાચ તે જ ભાગમાં નહિ તો શરીરના બીજા કોઇ ભાગમાં દેખાવ દે છે; પરન્તુ એ દર્દનું મૂળ તો પેલાં વિજાતીય પરમાણુઓ જ હોય છે. એ પરમાણુઓને શરીરની બહાર કાઢી નાંખવા માટે નાસ સહેલો અને સસ્તો માર્ગ છે. પરસેવા દ્વારા એ ઝેર શરીરમાંથી ઝરી જાય છે, રુધિરાભિસરણ વધારે ત્વરાથી થવા લાગે છે અને શરીરમાં સ્ફૂર્તિનો અનુભવ થાય છે. શરીરનો એ નિયમ છે કે વિજાતીય દ્રવ્યનો જે સંગ્રહ લોહીમાં ફરતો ન હોય તે પેડુમાં જમા થાય અને ઘર્ષણ સાથેના કટિસ્નાનથી એ જમા થએલો સંગ્રહ મળદ્વારે કે અન્યથા બહાર નીકળી જાય. જલોપચારથી આ રીતે કેવળ દાંતનું દર્દ જ નહિ પણ શરીરમાં થએલાં વિજાતીય પરમાણુઓના સંગ્રહથી થતાં અનેક પ્રકારનાં દર્દો મટે છે. જૂનાં જૂનાં દર્દો પર જલોપચાર કઈ રીતે કરવો, તે સલાહ તો તે વિષયનો નિષ્ણાત જ આપી શકે, પરન્તુ અહીં તો જે ઉપચારે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે તેની અદ્‌ભુત અસર અને ઉપયોગિતા બીજાઓની નજરે આણવાનોજ મારો આશય છે.

એ અનુભવને આજે પાંચ વર્ષ વીતી ગયાં. આજે તે દાંત તેટલા જ હલે છે, પરન્તુ તે પડ્યા નથી. 'દાંત ચોખ્ખા રાખવાની સાધારણ સાવચેતી રાખું છું પરન્તુ એ દર્દ મને ફરીથી થયું નથી; અને થશે તોપણ જલોપચાર પ્રતિની મારી શ્રદ્ધા મને તેનો આશ્રય લેવા દોરી જશે.

ચુનીલાલ વ. શાહ



## વીટામીન 'ડી' નુકસાનકર્તા નથી

કેટલાક સ્થળેથી એવું સૂચન કરવામાં આવ્યું છે કે વીટામીન 'ડી'–જેનો અભાવ ખુજલીનું કારણ બને છે–વધારે પ્રમાણમાં લેવામાં આવે તો તે હાનિકર્તા બને છે. વીટામીન 'ડી' ની શોધ કરનાર મેડીસનના દાક્તર સ્ટીન–બૉક આ વિષય પર કેટલીક શોધખોળો કરી હતી તેમાં તેમણે પ્રસ્તુત વીટામીનના મોટા જથાનો ઉપયોગ કર્યો હતો. સામાન્ય રીતે વપરાય તેના કરતાં ૧૦૦ ગણા વીટામીનનો તેમણે ઉપયોગ કર્યો એટલે કે એક ક્વાર્ટ દૂધ સાથે ૫૦ યુનિટને બદલે ૫૦૦૦ યુનિટ વીટામીન તેમણે આપ્યું; છતાં કંઇ પણ નુકશાનકારક પરિણામો જણાયાં નહોતાં. દરેક પ્રાણી સારી પેઠે ઉછર્યું હતું અને તેમાંનું એક પણ ખોડવાળું નહોતું.

# "મારે સાસરે!"



"વિમળા!"

"શું?"

"ક્યાં જાય છે તું?"

"ક્યાંય નહિ–"

"તોપણ–"

"કેમ વારુ?"

"અમસ્થો પૂછું છું–"

"મારે સાસરે!" એમ કહીને વિમળા ખડખડાટ હસી પડી અને મનોહરને ઉંચકીને છાની સગ્મો ચાંપી રહી.

* * *

વિમળા સ્વરૂપવતી હતી. તે ૧૬ વર્ષની હતી. વયે તેને તસતસતું યૌવન અને સુકોમળ ભાવો આપ્યા હતા. પડોશીઓ તેને ખૂબ ચાહતાં. તે ચતુર, ચંચળ અને હસમુખી હતી. તેના દૂરનો એક સગો તેની પડોશમાં રહેતો હતો, મનોહર તેનો ચાર વર્ષનો પુત્ર હતો. તે હઠીલો હતો પણ સૌને બહુ ગમતો. મનોહર અને વિમળાની મૈત્રી એવી તો જામી ગઈ હતી કે ન પૂછો વાત. બેઉની વયમાં મોટું અંતર હતું, તોપણ બેઉ સાથે રમતાં, હસતા, અને વિમળા પણ તેની સાથે એક બાળકની પેઠે આનંદ-વિનોદમાં દિવસ ગાળતી. વિમળાએ મનોહરને 'મારે સાસરે" એવો જવાબ આપ્યો ત્યારે બેઉ એવાં હસ્યાં હતા કે એ હાસ્ય તેમને ઘણી વાર સાંભરી આવતું.

* * *

બે વર્ષ વહી ગયાં.

વિમળાનું લગ્ન લેવાયું. તેનો જુવાન પતિ ઉચ્ચ કુળનો, ભણેલો અને શાણો હતો. વિમળાનો ઉલ્લાસ અંતરમા માતો નહોતો. લગ્નને દિવસે જ્યા ત્યાં ખૂબ ધમાલ આવતી હતી. ઘરનાં સૌ કોઇ કામમાં ને બસ કામમાં જ મચી પડેલાં હતા.



સુમુહર્તે વિમળાનું લગ્ન ભારે ઠાઠમાઠથી થયુ. સર્વત્ર આનંદ પ્રસરી ગયો. પછી વિમળાને પતિગૃહે જવાનો દિવસ આવ્યો સવારથી વિમળા કિંચિત્ ઉદાસ દેખાવા લાગી. સુંદર વસ્ત્રાલંકારથી તેનું શરીર દીપી નીકળ્યુ પણ તેના અંતરમાં ઉલ્લાસની દીપ્તિ નહોતી.

વિમળાને સુંદર વસ્ત્રો પહેરીને બહાર જવા તૈયાર થએલી જોઇને છ વર્ષનો મનોહર કૌતુકપૂર્ણ દૃષ્ટિએ તેને જોઇ રહ્યો. પણ માત્ર જોઇ રહેવાથી જ તેને સંતોષ થયો નહિ. તે વિમળાના રસ્તાની આડે આવીને ઊભો ઊભો પૂછવા લાગ્યો: "વિમળા! તું ક્યાં જાય છે?"

વિમળા હસી અને તુરત જ તેણે જવાબ આપ્યો: "મારે સાસરે!" અને તે ફરી હસી. આસપાસ તેની સખીઓ ઊભી હતી, તેઓ પણ હસી પડી અને તેમાંની એક મનોહરને તેડી લઇને ચુંબન લીધું, પણ મનોહર તેના હાથમાંથી તરફડીને છુટો થયો અને વિમળાના પગને બાઝી પડ્યો. વિમળાએ તેને ઊંચકીને ચુંબન લીધું ત્યારે જ મનોહરે તેને ઉલ્લાસભરી વિદાય આપી.

* * *

બીજા દસ વર્ષ વીતી ગયા.

એ વર્ષોમા વિમળાના જીવનમાં ખૂબ પરિવર્તન થઇ ગયું હતુ. દસ વર્ષમા તેને ત્રણ પુત્રો અને ચાર પુત્રીઓ થઇ હતી.

સુંદર સુકોમળ બાળકોમાં તેનો દિવસ આનંદમાં જતો હતો; પણ 'સબ દિન હોત ન એક સમાન!'

તેના સુખી જીવનનો લગ્ન પછીના અગીઆરમા વર્ષે જ અંત આવ્યો. ક્રૂર કાળની કરાળ દૃષ્ટિએ તેના પતિને હરી લીધો અને અઠ્ઠાવીસ વર્ષની વયે વિમળા વિધવા થઇ! તે રડતી રડતી દિવસ ગાળવા લાગી. કેવું હતું અને શું થઇ ગયું?

જેનું જીવન એટલું સુખમય હતું, એટલું પવિત્ર હતું. તેના જીવનની એક જ ક્ષણના બનાવથી કેવી સ્થિતિ થઈ ગઈ!

મનોહરે તે જાણ્યું, પણ તે બિચારો શું કરે? તે પણ રડ્યો અને શાંત થયો. વિમળાનું સાંત્વન કરવામાં આવે તે જરૂરનું લાગ્યું, પણ તે સાંત્વન કેવી રીતે થાય તે તેને આવડતું નહોતું. ક્રૂર કાળે જે બનાવ નીપજાવ્યો હતો તે સુધારવાની શક્તિ તે બિચારામાં ક્યાંથી હોય?

"જિંદગી હૈ નામ, જો મરમર કે જીના ચાહિયે" એ સત્ય જ છે.

વિમળા પોતાના દુઃખપૂર્ણ જીવનની અને પૂર્વાશ્રમના સુખમય જીવનની તુલના કરીને વિચાર કર્યા કરતી; પરંતુ હજારો વિચાર કર્યા છતાં વિધિ-લિખિત સ્થિત્યંતરનો અંત લાવવો કઠીન હતો એમ સમજતાં તેને વાર લાગી નહિ.

*         *         *

અને પછી—

તે સ્થિતિનોએ અંત આવતો દેખાયો. વિમળાને પતિવિયોગ અસહ્ય લાગવા માંડ્યો હતો.

સ્વામીની મૃત્યુતિથિ આવી. તેણે વિચાર્યું: "આજે જ મારા સુખનો અંત આવ્યો હતો!"

તેણે પોતાના બાલસખા મનોહરને બોલાવ્યો. તેણે તેની સાથે ખૂબ વાતો કરી. અને પછી આંખોમાં આંસુ આણીને તે બોલી: "મનોહર! હું હવે જઉં છું"

"ક્યાં જાય છે, વિમળા!" મનોહરે ગભરાઈને પૂછ્યું.

મંદ સ્મિત કરીને મનોહરના મુખ તરફ ટગર ટગર જોઈ રહી. તેનાં નેત્રો આંસુથી ભરાઈ આવ્યાં હતાં.

અને તુરત જ એ નાનું સરખું જીવન પૂરું થયું–વિમળા મરણ પામી. મનોહરનાં નેત્રોમાંથી આંસુનો ધોધ વહી નીકળ્યો. તે મનમાં બોલ્યો: "તેના પતિદેવ તેને જગતમાં શોધ્યા ન મળ્યા, એટલે તે બિચારી ગઈ તેને સાસરે!"

ભા૦

## સુવાવડ અને વેદના

સુવાવડ વખતે વેદના ન થાય તે માટે જે નવીન ઉપચાર ( Twilight sleep ) ની શોધ થઈ છે તેને, તાજેતરમાં મળેલી અમેરિકન મેડિકલ એસોસીએશનની એક બેઠકમાં વખોડી કાઢવામાં આવ્યો હતો. ડૉ. રૂડોલ્ફ હોમ્સ કે જેમણે વીસ વર્ષ પહેલાં આ ઉપચાર અમેરિકામાં દાખલ કર્યો હતો, તેમણે જણાવ્યું હતું કે, મેં એક ગંભીર ભૂલ કરી છે. તેમણે કહ્યું હતું કે "હું શું કરતો હતો તે હું પૂરૂં સમજી શક્યો નહોતો. માતૃ-માતાને કંઈ પણ ભાન વગરની એક જડ વસ્તુ સમાન બનતી આપણે અટકાવવી જોઈએ." અર્ટુર્ક નેસ્સને જણાવ્યું હતું કે, પ્રસવ વખતે આ દવા આપવાનો પ્રચાર વધવાથી જ અમેરિકામાં પ્રસૂતા સ્ત્રીઓનું મરણપ્રમાણ આટલું વધવા પામ્યું છે. તેમણે એક નજીવા જેવું વાક્ય એ ઉચ્ચાર્યું હતું કે, "મારા અવલોકન પ્રમાણે, બુદ્ધિમાન કે બુદ્ધિહીન, નવમતવાદી કે જૂની પદ્ધતિની કોઈ પણ સ્ત્રી એમ ઈચ્છતી નથી કે સંતાનજન્મના પ્રસંગની યાદ પણ તેના મગજમાંથી ભૂંસાઈ જાય. પોતાના સંતાનને પ્રાપ્ત થાય તેના ભોગે તો કોઈ પણ સ્ત્રી પ્રસૂતિની વેદનામાંથી બચવાને ઈચ્છશે નહીં."

# દષ્ટિદોષનાં કેટલાંક કારણો



**શરીરમાં** આંખ એ એક મહત્વની ઇન્દ્રિય છે. તેની કીંમત નાણાથી થઇ શકતી નથી.

શાળામાં, રમતના મેદાન પર, ઉદ્યોગધંધામાં અથવા જીંદગીની કોઇ પણ અવસ્થામાં યશ મળવાનું મુખ્યત્વે માણસની આંખ ઉપર અવલંબિત છે એ વાત સ્પષ્ટ છે. માનવજીવન એ આ ઇન્દ્રિયદ્વારા મેળવેલા અનુભવોનું પ્રતીક છે, કાર્યક્ષમ અથવા સુખી થવામાં ઉપયોગી થાય એવું જ્ઞાન ઘણેભાગે દષ્ટિદ્વારા મળે છે. ગ્રંથ, કળા, વાઙ્મય, પ્રવાસ એ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો છે. મનુષ્યને મળતા જ્ઞાન પૈકી સેંકડે ૮૫ ટકા જ્ઞાન દષ્ટિથી મળે છે.

અને માણસ જે કંઈ કરે છે તેમાં સેંકડે ૮૦ ટકા કાર્યો કરવામાં દષ્ટિ સાધનભૂત થાય છે એવું અનુમાન કરવામાં આવ્યું છે. આ જ કારણથી અકસ્માતનો વીમો લેનારી કંપનીઓ, તે વીમાનાં પ્રીમીયમની રકમ મૃત્યુ અને દષ્ટિનાશ એ બન્ને બાબતમાં એક સરખી આકારે છે, એમાં આશ્ચર્ય નથી.

આ જગતમાં માણસે પોતાના જ્ઞાનથી આટલા બધા સુધારાઓ અને શોધો કરી છે પણ માણસની કુદરતી આંખ પ્રમાણે કામ કરનારી કૃત્રિમ આંખ તૈયાર કરવા જેટલે તેના જ્ઞાનની મજલ હજી સુધી પહોંચી નથી. પેટભર અન્ન ચાવીને ખાઈ શકાય એવા કૃત્રિમ દાંત તૈયાર થયા છે પણ દુર્દૈવે માણસની આંખ બગડી તો તેને બદલે બીજી આંખ કોઇ સ્થળે મળતી નથી.

### સદોષ આંખનો વધારો

અમેરિકાની શાળામાં કેટલા વિદ્યાર્થીઓની આંખો ખામીવાળી છે એ વિષે તપાસ કરતાં જણાઇ આવ્યું છે કે સરાસરી દર પાંચ વિદ્યાર્થીએ એકની આંખ બગડેલી છે. આ આંકડાઓ ખરેખર ભયંકર છે; કારણ જેના વિદ્યાભ્યાસની હમણાં જ શરૂઆત થઇ છે અને જેમને આખું આયુષ્ય હજી ગાળવાનું છે તે પૈકી ૨૦ જણની આંખ બગડેલી છે. અને એમ પણ જણાઇ આવ્યું છે કે, શાળામાં જે બાળકો નિરૂપયોગી ઠરે છે, તેમાં પાંચ બાળકોમાં ત્રણની આંખ બગડેલી હોય છે. કોલેજની અંદર વધારે વખત અભ્યાસ કરવો પડે છે અને આંખને વધારે શ્રમ પહોંચે છે, આથી ઉચ્ચ શિક્ષણ મેળવીને બહાર પડતા વિદ્યાર્થીઓમાં દર પાંચે ત્રણ જણની આંખ બગડેલી હોય છે, એમ પણ તપાસના અંતે જણાઈ આવ્યુ છે.

માણસ ચાલીસી નજદીક પહોંચે છે એટલે જિજ્ઞાસાપૂર્વક વાચન, પ્રવાસ, વિશ્રાન્તિ માટે એવું કાર્ય વગેરે કરવા માટે કંઇક વધારે સમયની સવડ થાય છે. પણ ચાલીસી એ કંઇ વધારે મોટી વય ન ગણાય તો પણ એ વખતે ઘણાની નજર નબળી થયેલી હોઈ તેઓ ઉપલી બાબતનો પૂર્ણ ફાયદો લઇ શકતા નથી.

આપણા દેશમાંની પરિસ્થિતિ આ કરતાં વધારે સારી છે એમ કહી શકાશે નહીં. ઉલટું, અહીંની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે દષ્ટિદોષનું પ્રમાણ અમેરિકા કરતાં યે ખરાબ છે એમ માનવાને કારણ છે.

### સદોષ દષ્ટિનું મુખ્ય કારણ

આંખના ઉપયોગ વિષે કુદરતી સંકેત એવો લાગે છે કે તેનો ઉપયોગ નૈસર્ગિક સૂર્યપ્રકાશમાં અને દૂરની વસ્તુ જોવા માટે કરવો. મનુષ્ય પોતાની પ્રાથમિક અવસ્થામાં આંખનો ઉપયોગ ચકચકિત સૂર્યપ્રકાશમાં, ખુલ્લી જગામાં તેમજ દૂરના પદાર્થો જોવા માટે કરતો હશે—નજીકના પદાર્થો જોવા માટે કે વાચન માટે નહિ. અર્થાત્ સૂર્યાસ્ત થાય કે તેનું દિવસનું કામ ખલાસ થતું હશે. આ પછી માનવપ્રાણી કુદરતમાં વસવાનું છોડીને ઘરમાં ઘરમાં

રહેવા લાગ્યો ત્યારે તેને સૂર્યપ્રકાશને બદલે કૃત્રિમ પ્રકાશની જરૂર માલુમ પડી અને તે વખતથી તેની આંખને શ્રમ પડવા માંડ્યો. આધુનિક સંસ્કૃતિમાં જગતમાં ઝપાટાબંધ પ્રગતિ થવા લાગી તેમ તેમ આ નિસર્ગદત્ત આશીર્વાદનો આપણે ભરપૂર ઉપયોગ કરવા લાગ્યાં. અતિદૂરના પદાર્થો જોવા અને ખૂબ સૂર્યપ્રકાશમાં કામ કરવાને બદલે ઘરમાં બેસીને અત્યંત નજીકના પદાર્થો જોવા, કમી પ્રકાશ અને આખો દિવસ દૃષ્ટિને ખેંચાણ પડવાને લીધે આંખોમાં વધુ બીગાડ થવાનું ચાલુ થયુ.

મનુષ્યની આંખો અને જોવાની શક્તિ વિષે વિજ્ઞાનશાસ્ત્રીઓએ વિપુલ માહિતી મેળવી છે અને પ્રકટ કરી છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ કરેલા આ સંશોધનમાં ઘણુંખરું સંશોધન એ આધાર પર કરવામાં આવેલું છે કે, હાલમા કેટલાયે સૈકાઓથી માણસ ઘરમાં બેસીને અને જરૂર કરતાં ઓછા પ્રકાશમાં સેંકડે પંચોતેર ટકા કાર્યો કરે છે.

## કુદરતી પ્રકાશ

ઉપર કહેવામાં આવ્યું છે કે આંખનો કુદરતી ઉપયોગ સૂર્યપ્રકાશમાં કરવા માટેનો છે, સૂર્યપ્રકાશમાં આંખો સૌથી વધારે સારી રીતે જોઇ શકે છે. પરન્તુ આંખોનો આપણે જેટલી વખત ઉપયોગ કરીએ છીએ તેમાં ઘણીખરી વખત આપણને મળતો પ્રકાશ અને સૂર્યપ્રકાશ, એ બન્ને વચ્ચે તુલના કરવા માટે પ્રકાશની ઓછામાં ઓછી દૃશ્યત્તાનું એક માપ કરાવવું જોઇએ. આ માપ મીણબત્તી છે. ફૂટ જેમ લંબાઈનું પરિમાણ છે, પાઉન્ડ જેમ વજનનું પરિમાણ છે અથવા ડીગ્રી જેમ ઉષ્ણતામાનનું પરિમાણ છે તે પ્રમાણે મીણબત્તી પ્રકાશનું પરિમાણ છે. મીણબત્તી સળગાવીને એક ઠેકાણે મૂકવામાં આવે અને એક ફૂટના અંતરમાં તેનો જે પ્રકાશ પડે, તે પ્રકાશ એ મીણબત્તીના પ્રકાશનું પરિમાણ છે. નિરભ્ર દિવસે ઉઘાડી જમીન પર સૂર્યનો પૂર્ણ પ્રકાશ ૧૦૦૦૦ મીણબત્તીઓના પ્રકાશ (કેન્ડલ પાવર) જેટલો હોય છે, એ જ પ્રકાશ ઝાડની છાયા નીચે ૧૦૦૦ મીણબત્તી જેટલો હોય છે, તે જ પ્રકાશ-ઘરની બારીની અંદર થોડેક દૂર ૨૦૦ મીણબત્તી જેટલો બને છે. સૂર્ય અસ્ત પામતાં મધ્યમ પ્રતિના ઘરમાં એ જ પ્રકાશ ૫ મીણબત્તીઓ જેટલો એટલે પૂર્ણ સૂર્યપ્રકાશનો $\frac{1}{2000}$ ભાગ થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ઘરમાં ૫ મીણબત્તીઓ જેટલા પ્રકાશમાં આપણે કામ કરીએ તો તેથી આંખોને ઘણી જ હાનિ થાય.

પ્રકાશની અસર કાઢવા માટેનું એક સગવડભર્યું યંત્ર હમણાં બહાર પડ્યું છે. તેને 'પ્રકાશ-પરિમાપન યંત્ર' (સાઇટ–મીટર) કહે છે. અમુક પ્રકાશ અમુક મીણબત્તી જેટલો છે એમ આ યંત્રની મદદથી જાણી શકાય છે.

## આંખનો ઉપયોગ

આંખનો ઉપયોગ કરતાં માણસે ત્રણ બાબતનો વિચાર કરવો પડશે.

(૧) આંખનું કોઇ પણ નાનું મોટું કામ અત્યારની સ્થિતિમાં જ કરવાનું છે એ તો સ્પષ્ટ છે.

(૨) પરન્તુ નાનાં બાળકો અત્યંત ઝીણા અક્ષર એટલે કે આંખને ત્રાસ પડે તેવું ન વાંચે એટલી ખબરદારી રાખવાની જરૂર છે.

(૩) આંખને મહેનત પડે તેવું કામ હોય ત્યારે દૃષ્ટિનું ખેંચાણ થાય એવા પ્રકારનો પ્રકાશ ન રહે માટે કાળજી રાખવાની જરૂર છે.



## ફળો કેમ સચવાય ?

છેલ્લાં કેટલાંક વર્ષોમાં એવી શોધ કરવામાં આવી છે કે ફળોની વખારોની હવામાં કાર્બન ડાયોકસાઇડનું પ્રમાણ વધારવાથી ફળોની ઉત્તમતા વધે છે તેમજ એની સાચવણી પણ વધારે સારી રીતે થઇ શકે છે. આ તુરખાનો પ્રચાર ગ્રેટ બ્રિટનમાં ખૂબ વધતો જાય છે.



# ધ...ણી...પ...ણું



[ નવલિકા ]

*

તે એક ગરીમની છોકરી હતી; પણ શ્રીમંતોને સંઘરવાનું મન થઇ જાય તેવી તે અપ્રતિમ સૌંદર્યવતી હતી. તેના ઘરની નજીક રહેતા એક શ્રીમંતના છોકરાને તેની ઉપર પ્રેમ ઉપજ્યો.

પિતાની પાછળ લાગીને અને લગભગ આપઘાત કરવા સુધીની ધમકી આપીને તેણે એજ છોકરીને મેળવી. પહેલાં તો તેને પણ આનંદ થયો, લગ્નને દિવસે તે જે ઠાઠમાઠથી હરતી-ફરતી હતી, તેજ ઠાઠમાઠથી આજે પણ તે હરીફરી શકતી હતી. તે ધનવાનની પુત્રવધૂ હતી, પતિએ પોતાની પસંદગીને આધારેજ લગ્ન કર્યું હતું, તે તેની માનીતી અને મોહક રાણી હતી, પછી તેને કઇ વસ્તુનો તોટો હોય?

તે પત્નીને ઘણી વાર સીનેમામાં લઇ જતો. ચોરીનો માલ હજમ કરવાને માટે ચોર જેવી રીતે છુપાવતો છુપાવતો અને ચારે બાજુએ શકાશીલ દૃષ્ટિ ફેંકતો જાય છે, તેવીજ રીતે તે પત્નીને લઇને સીનેમા થીએટરમાં પ્રવેશ કરતો. સીનેમા જોવા આવેલી સ્ત્રીઓમાં તે સુંદરમાં સુંદર અને મૂલ્યવાનમાં મૂલ્યવાન વસ્ત્રાલંકારથી સજ્જ થએલી સ્ત્રી હતી, એવું જોઇને તેનું અભિમાન પોષાતું; અને લોકો પણ એની એ અભિમાનવૃત્તિને ઓળખતાં.

છતાં જાત-સ્વભાવ છે ને! સીનેમા જોવા આવેલા પુરૂષો સીનેમાના રૂપેરી પડદા ઉપર દેખાતી નાયિકાના સૌંદર્યનું નેત્રને પાન કરાવવાને બદલે અંધકારમાંએ આ રૂપસુંદરીને ફરી ફરીને તરસી આંખે જોતા.

પત્નીનું સૌંદર્ય તેને ગમતું હતું. તેના વસ્ત્રાલંકાર તથા તે પહેરીને બેસવાની-ચાલવાની તેની ઢબ એ પણ તેને મોહક લાગતી હતી. પરંતુ પરપુરૂષો તેને સકામ દૃષ્ટિએ જુએ તે તેને અપ્રિય લાગ્યું. તેને લાગતું કે પત્નીના રૂઆબભર્યા સૌંદર્યના કારણે જ પોતાના હૃદય ઉપર લોકોની દૃષ્ટિ વારંવાર ડંખ દેતી હતી. ઉમંગથી ઉપભોગવા માટે પોતે એ સુંદર સ્ત્રીને પરણ્યો હતો, પોતાનાં નેત્રોને તૃપ્ત કરવાને તે તેને સુંદર વસ્ત્રો પહેરાવતો હતો; બીજાઓએ તેના પર દૃષ્ટિ સરખી ન નાંખવી જોઇએ, તેને બદલે લોકો કેવા બેવકૂફ છે! પરસ્ત્રીને કામલોલુપ દૃષ્ટિથી જુએ છે! ડગલે ને પગલે એ સૌંદર્ય તેને નીચું જોવડાવતું હતું, એ સૌંદર્ય તેને એક દુર્બળ પુરૂષના રૂપમાં જનતા સમક્ષ રજુ કરતું હતું. એ સૌંદર્ય વણસી જાય તો ઠીક, એમ વારંવાર તેને થવા લાગ્યું. એ એક જ વિચાર પાછળ તે ઘેલો ઘેલો ફરવા લાગ્યો.

* * *

પોતે અત્યંત સુંદર છે, એટલે પતિ પોતાના પર પ્રેમ રાખશે, પોતાની ગરીબી ઉપર તે ધ્યાન નહિ આપે, સુંદરતાના 'દાયજા'થી તે સંતુષ્ટ થશે, અને પોતે પણ સુખી થશે એવી તે સુંદરીની આશાઓ હતી. પોતાના સૌંદર્ય માટે ખરેખર તેને નિર્મળ આનંદ અને અભિમાન થતું-ગુમાનની છાંટ તેમાં નહોતી. આપણે સુંદર કપડાં પહેરીએ છીએ, કે કાંઈ સુંદર વસ્તુ વેચાતી લાવીએ છીએ, ત્યારે તે બે ચાર પડોશીઓને બોલાવીને બતાવતાં નથી? અને તેઓને તે જોઇને આનંદ થાય છે તેથી આપણને આનંદ અને

અભિમાન સ્ફુરતું નથી ! તેને પણ પોતાના સૌંદર્ય માટે એવા આનંદ અને એવું જ અભિમાન થતું. પ્રભુએ આપેલા સુંદર શરીરની તે ખૂબ કાળજી રાખતી. પોતાના લાંબા કેશની છૂટી વેણી પીઠ પર રાખીને તે વેણીના છેડા હાથમાં લઇ અરીસામાં જોઇ રહેતી. કાળા નાગના સુંવાળા શરીર પર હાથ ફેરવતાં જેવો સ્પર્શાનુભવ થાય છે તેવો પ્રમોદકારક અનુભવ કરતી તે પોતાના વાળ અરીસામાં જોઇને ઓળતી. પતિની શ્રીમંતાઇનો ઉપભોગ કરતાં તે કાળજી રાખતી કે એ શ્રીમંતાઇનો બોજો પોતાના સૌંદર્ય ઉપર ન પડે. પતિના બે ચાર મિત્રો ઘેર આવતા, એટલે તે પતિના જ આનંદને ખાતર ચાહ લઇને આવતી અને તેઓની વચ્ચે પણ પતિની બાજુએ જ બેસતી; અને એવા આગંતુકોની બોલતી આંખો તેના સૌંદર્યની મૌન સ્તુતિ કરતી, ત્યારે તેને પોતાના વિજયનો આનંદ થતો. કોઇ ને કોઇ કારણે પતિને લોકોની સાથે બેસાતું પડતું અને સગાં સંબંધીઓને ત્યાં જવું પડતું ત્યારે પણ પત્નીને સાથે લઇને જ જવામાં તેને આનંદ અને અભિમાન થતાં.

પરન્તુ તેનું તે સૌંદર્યસંરક્ષણ તેના પતિના સુખની આડે આવવા લાગ્યુ. તે વખતે સ્ત્રી પરના પોતાના ધણીપણાની તેની વૃત્તિ જાગૃત થઇ. ઘરમાં રોજ કંકાસ થવા લાગ્યો.

તે પત્નીને પહેલાંની પેઠે જ વસ્ત્રાલંકારથી શણગારતો. તેનાં સૌંદર્યસાધનો તેણે જરાએ ઓછાં થવા દીધાં નહિ. પરંતુ પહેલાં તે બધું પત્નીના ઉમંગ અને આનંદની ખાતર થતું; હવે પતિની મહેરબાનીથી અને ઇચ્છાની ખાતર થવા લાગ્યું.

તેણે પત્નીને બીજે જવા-આવવા દેવાનું સૌથી પહેલાં બંધ કર્યું. "ભાભી" "ભાભી" કહીને તેને પોતાને ઘેર બોલાવતા પતિના મિત્રોને ત્યાં હવે તે જઇ શકતી નહિ. તેની સખીઓથી પણ તેણે તેને વિખૂટી પાડી. ફરવા જવાનું તે પણ કેવળ પતિની સાથે જ, અને વળી રાત્રે ઘણા મોડા. તેના જ મિત્રો કે જેને તે ઓળખતી, તેઓ જો તેની તરફ જોઇને સ્મિત કરતા તો તેથી પતિદેવને ચીઢ ચઢી જતી. એક વાર તો રસ્તે જતાં તેણે પતિના એક ગાઢ મિત્રની સાથે બે મિનિટ હસતાં હસતાં વાત કરી, તેથી તે એટલો ઉશ્કેરાઇ ગયો કે તેણે તે બિચારીને લોહી તસતસી આવે એવી ચુંટી ખણી ! તેણે પોતાનું સૌંદર્ય કેવળ પતિના પાદારવિંદમાં જ વહાવવું જોઇએ એવી તેની ઇચ્છા હવે સ્પષ્ટ અને પ્રકટ રૂપ લેવા લાગી હતી. પરંતુ તેનામાં સૌંદર્યની દૃષ્ટિ નહોતી, રસિકતા નહોતી. એ લગ્નથી માત્ર તે બેઉ જણાં એટલાં નજીક આવ્યાં હતાં કે જેથી પતિ પત્નીના સૌંદર્યનો ઉપભોગ કરી શકે : એ લગ્નથી કશો બીજો હેતુ સર્યો નહોતો; અને પતિને ઉપભોગ જોઇતો હતો તે ઉપર પત્નીને તિરસ્કાર હતો !

* * *

એવી સ્થિતિમાં તેને પાંચ બાળકો થયાં. તેનાં યૌવન અને સૌંદર્ય ધીરે ધીરે ચીમળાવા લાગ્યાં. તેને તે બાળકો માટે કશી લાગણી થતી નહોતી, કારણ કે તે તે બાળકોને પણ તેમની જનેતા પાસે રહેવા દેતો નહોતો। તેણે બાળકોને તેમની માતા પાસેથી જાણે ઝુંટવી જ લીધાં હતાં અને આયાઓને હાથે ઉછેરાવ્યાં હતાં.

તે હવે પોતાનો નાશ પેલા અરીસામાં જોઈ રહેતી. તેને માટે તેની સખીઓને દયા આવવા લાગી. તેના રસિક મિત્રો નિઃશ્વાસ નાંખવા લાગ્યા. પતિના વર્તન માટેનો તેનો પ્રતિકાર ચાલુ જ હતો. તેના અસ્ત પામતા સૌંદર્યની સાથે પતિનું આકર્ષણ ઓસરવા લાગ્યું હતું. તે ફક્ત બાળકોને સાથે લઇને જ ફરવા જતો. જનસમાજમાં પત્નીને શરમાવવા માટે જ જાણે પહેલાંના જેવાં વસ્ત્રાલંકારો તે તેને સખ્તાઇથી પહેરાવતો અને તે પહેરવા ના પાડે તો તમાચો પણ ચોડી દેતો। તે સૌંદર્ય વધારનારાં સાધનોની લદાયલું તેનું આરોગ્યહીન થતું શરીર વધારે ભયંકર દેખાતું, પણ, તેના સૌંદર્યગર્વના પોતે ચૂરા કરી નાંખ્યા હતા એવું જોઇને તેનો પતિ તો આનંદમાં ગરક બનીને રહેતો !

* * *

પત્નીના મનમાં હવે વેર-વૃત્તિ પ્રકટી. એ વૃત્તિથી મનમાં જોર આવ્યું અને તેથી તનમાં પણ બળ આવવા લાગ્યું. તે પુનઃ પહેલાંની પેઠે શણગાર સજવા લાગી. કેટલાક દિવસે તેણે પોતાના મન પર જય મેળવીને શરીરને જીવંત બનાવ્યું. પણ તેથી તેના પતિનો મનઃસંતાપ દિવસે દિવસે વધવા લાગ્યો. ધંધાને કારણે તેને રોજ પાંચ સાત કલાક ઘરની બહાર ગાળવા પડતા હતા. તેટલા વખતમાં પણ તેનું મન પત્નીની આસપાસ ભૂતની પેઠે ભમ્યા કરતું. કોઈ વાર તે એકદમ ઓચિંતો ઘેર આવી પહોંચતો અને પત્નીને ચમકાવી મૂકતો. તેની એકાંતનો ભંગ કરવાથી તેને તે વખતે સંતોષ થતો અને તે પાછો કામ પર ચાલ્યો જતો.

એક દિવસ રોજની પેઠે વાતચીત કરતાં તેઓની વચ્ચે ચકમક ઝરી. તે પહેલાં તેણે ઘણીએ વાર વાતચીત દરમ્યાન પોતા પર લાદવામાં આવેલા માતૃત્વ સામે તિરસ્કાર દર્શાવ્યો હતો. એક વાર તો તેણે પતિને સ્પષ્ટ કહી દીધું કે "હવેથી હું તમારો એ અત્યાચાર બીલકુલ ચાલવા દેવાની નથી." તેની આંખોમાં પાણી આવ્યું પણ સ્વરમાં ભયનું ચિહ્ન નહોતું. તે બોલીઃ "તેને બદલે તો મને ઠાર મારી નાંખો તે સારૂં."

"મરવાનેય તું સ્વતંત્ર નથી. તું પાંચ બાળકોની માતા છે. હજી એ પાશ દિવસે દિવસે વધતો જ જવાનો છે." પિતૃત્વના અભિમાનથી તે બોલ્યો.

"પાશ શાનો? માતા કોણ? કોનાં બાળકો?"

"બાળકોનો જ પાશ, તું તેમની માતા અને તે તારાં સંતાનો! કેમ નહિ? તારો જીવ તેમને માટે જરાએ તલસતો નથી?"

"તે મારાં બાળકો નથી. તે મારા પર, જબરદસ્તીથી લાદવામાં આવેલાં છે; તમે જ મારા શરીરમાંથી તોડેલા એ માંસના લોચા છે."

તે આગળ કાંઈક વધુ ભયંકર બોલવા જતી હતી, પરન્તુ હોઠ પીસીને શબ્દોને ગળી ગઈ.

"પણ મારાં તો તે બાળકો છેજ ને? એમાંના એકે બાળક પર તારો અધિકાર નથી. મારી પણ એવીજ ઇચ્છા છે."

"અને હવે કહું?"

"શું?"

"સાંભળજો હો!"

"શું?"

"એમાંનું એક બાળક તમારૂં નથી! મારૂં છે."

તેનો અવાજ થરથર કંપી રહ્યો. આંખોમાં ભયંકરતા આવી વસી. ધ્રુજતા હોઠને સ્થિર રાખવાને તેણે દાંતવડે દાબ્યા.

"શું! મારૂં નથી? તારૂં છે? આ તું બરાબર સમજીને બોલે છે?"

તેણે રૂઆબથી મસ્તક ધુણાવીને હા પાડી. તેણે પોતાનું મ્હોં એટલા જોરથી બંધ કરી રાખ્યું હતું કે જાણે મ્હોં ઉઘડતાંજ જીભના ટુકડા થઈને બહાર સરી પડે!

પતિ સંતાપથી બળી ઉઠ્યો. તે પત્નીના શરીર ઉપર ધસી ગયો અને તેનું ગળું પકડયું! એટલામાં પાંચમો સૌથી નાનો પુત્ર ત્યાં દોડતો આવ્યો. તે બે વર્ષની વયનો હતો.

"બા...પા..."

તેણે ચમકીને તેના ગળા પરથી એકદમ હાથ પાછો ખેંચી લીધો. તેણે છોકરા તરફ જોયું. છોકરો થરથર કંપવા લાગ્યો.

"આ?" તેણે પત્નીને પૂછ્યું.

"તમે જ ઓળખી લ્યોને. મને મારી નાંખશો, તો પછી એ વાત બીજું કોણ કહેશે?" તેણે કેવળ શાંતિપૂર્વક જવાબ આપ્યો.

તેનાથી છોકરા ઉપર દૃષ્ટિ કરી શકાઈ નહિ. ચોકમાં બાકીના ચારે છોકરા રમતા હતા. પ્રત્યેક તરફ જોઈને તે એક જ પ્રશ્ન પૂછી રહ્યો હતો:

"આ? એ?"

અત્યંત સંતપ્ત થઇ જઇને તે ઘર બહાર નીકળી પડ્યો. સાંજે રોજના ફરવા જવાના વખતે જ તે બહાર ગયો હતો. તેની દૃષ્ટિને પાંચે છોકરા દેખાઇ રહ્યા હતા.

"પણ તેમાંનો એક છોકરો કયો અને કોનો?" તેને દરેક છોકરો "તે" જ દેખાવા લાગ્યો! તેને પોતે રમાડ્યો હતો, તેને પોતે છાતી ઉપર નચાવ્યો હતો, તેને માટે પુષ્કળ પૈસા ખર્ચ્યા હતા, અને તે જ પોતાનો નહિ! કેવો ભયંકર વિચાર? બધા મિત્રો તેને સાંભરવા લાગ્યા. પરિચિતો યાદદાસ્તમા આવીને ઊભા રહ્યા. બધાના ચહેરા પ્રત્યેક છોકરાના ચહેરાની સાથે તે મેળવી જોવા લાગ્યો. દરેક એક વાર મળતે મળતા લાગતા, બીજી વાર અણ-મળતા લાગતા!

તે બહાર ગયા પછી તેની પત્નીએ પાંચે છોકરાને બોલાવ્યા. તે છોકરાઓને જાણે તેમની માતાએ એ પહેલી જ વાર મારેલી હાક લાગી. પહેલાં તો તેઓ માતાનો સ્વર ઓળખી શક્યા જ નહિ, પરંતુ તુરત જ "અરે, એ તો આપણી બા!" એવાં અર્થસૂચક વચન કરીને તેઓ તેની નજીક આવ્યા. તેણે બધા છોકરાને સાથે લીધા અને બહાર ફરવા ચાલી. તેનો પતિ તેને રસ્તામાં ક્યાંય મળ્યો નહિ. છોકરાઓને તેણે ખૂબ સાંત્વન આપ્યું. તેમને ખાવાનું અને રમકડાં અપાવીને તેણે પણ પોતાના મનનું સમાધાન કર્યું.

અકંદર વાતાવરણનું ચમત્કારિકપણું અને અપરિચિતપણું તે નાની વયના છોકરાઓના ધ્યાન બહાર રહ્યું ન હોતું, પરંતુ તેઓ તેનો મર્મ સમજી શકતા નહોતા. પરંતુ ખાવાનું, બા, વાર્તાઓ, ફરવાનું, રમકડાં, એ બધાથી તેમના માનસિક અંતરને તેમની માતાએ ઢાંકી નાખ્યું હતું. "તમારા બાપુ કામે ગયા છે હોં? રાત્રે આવશે. તમે હવે સૂઈ જાઓ!" એમ કહીને તેણે છોકરાઓને ઉંઘાડી દીધા. બાળકોને પોતાથી વિખૂટા પાડીને માતાને ભૂલાવી દીધી છે એવી તેની ભીતિ એક કલાકની અંદર જ નિર્મૂળ થઇ ગઈ.

*  *  *

તેને રાત્રે ઉંઘ આવતી નહોતી. બાળકો ઉંઘી ગયા પછી તે વિચાર કરવા લાગી. હવે શું થશે તેનો તે વિચાર કરતી હતી. "આમ થાય તો તેમ કરવું" એવી રીતે તે ઘડીઓ ગોઠવતી હતી. રાતના બે વાગ્યા સુધી તો તેનો વખત તે પાછળ જ ગયો. ભીતિ કે અસહાયતાનો વિચાર તેના મનમાં આવ્યો નહિ. પાસે પૈસા હતા એ એક કારણ હશે કિંવા તે છેવટના વિચાર સુધી તે પહોંચી પણ નહિ હોય. વિચારના બીજગણિતમાં તે 'ક્ષ' વિચાર હતો, પણ તે 'ક્ષ' ની કિંમત હજી કાઢવાની બાકી હતી. અને તુરત જ તેને બીજો વિચાર આવ્યો: "તે પાછા આવશે, તો?"

તે જ વખતે તે આવી ચૂકયો હતો પણ તેની ખબર તેની પત્નીને નહોતી. તે આંગણાના તુલસી ક્યારાના ચોતરા પર બેઠો હતો. તેનું મસ્તક શૂન્ય બની ગયું હતું. તે ક્યાં જઇ આવ્યો હતો તેની કોઇને ખબર નહોતી. પણ તેજ વખતે તે વિચાર કરી રહી હતી: "તે પાછા આવશે, તો?"

તેણે ગભરાઇને ઉદ્ગાર કાઢ્યો: "કોણ છે એ!"

ઉત્તર ન મળ્યો; પણ માણસની હીલચાલ દૃષ્ટિગોચર થઇ. તેણે વિજળીક બત્તીનું બટન દાબીને દીવો કર્યો. ક્યારા તરફથી એક અસ્પષ્ટ આકૃતિ તેની તરફ આવી રહી હતી તેને ક્ષણભર ભીતિ લાગી પણ તુરતજ અદૃશ્ય થઇ ગઇ. ધીરેધીરે તેનો ચહેરો સ્પષ્ટ દેખાવા લાગ્યો. તે પગથીયાં ચઢ્યો, એટલે પત્નીએ દ્વારમાંથી આઘે ખસી પતિને માર્ગ કરી આપ્યો. તે ચાર ડગલાં આગળ ચાલ્યો. તેજ વખતે તેણે પાંચે બાળકોને ઉંઘી ગએલાં જોયાં. તે થોભ્યો. તે દ્વાર વાસીને તેની પાછળ પાછળ આવી હતી. તેણે પાછું વાળીને જોયું. પત્નીના ચહેરાને તેણે નિર્વિકાર જોયો. વરંડા ઉપરની એક ખુરશી પર જઇને તે બેઠો. તેણે બત્તીનું બટન દાબી ખુરશી ખેંચી લાવી પતિની સામે ગોઠવી લીધી. હવે તેને પતિના હૃદયનો ભય લાગવા માંડયો હતો.

થોડી વાર પછી તેણે પોતાની હથેળીઓથી માથું પકડ્યું. કેટલીક વાર તે એજ સ્થિતિમાં ચૂપ બેસી રહ્યો અને પછી બોલ્યોઃ "હું એક ક્ષણવાર જ શોભવાનો છું. મને એ છોકરો બતાવ અને બીજી જ ક્ષણે હું તારાથી દૂર ચાલ્યો જઇશ "

તે બોલી નહિ

"કહે, કહે, મારી મનોઘાતના મારા આખા દેહને કાડી ખાય છે ! કહી દે !" અને એકદમ ડૂમો ભરાઈ આવતાં તે પત્નીના પગમાં લોટી પડ્યો

તેણે પતિને ઉચક્યો,–માતા બાળકને ઉચકે તેમ. બાળકનું મસ્તક માતાની ખાંધ પર આરામ લે, તેવી જ રીતે તેણે સ્વામીનું મસ્તક પોતાની ખાંધ પર રાખ્યુ અને ધીરે ધીરે કહ્યું : "બધાય બાળકો તમારાં છે. બધાંય મારાં છે. બધાંય આપણાં જ છે. મારા પર લદાયલા માતૃત્વનો એ પ્રતિકાર જ હતો."

તે એકદમ ઉઠીને ઊભો થયો.

"તું ખરૂં કહે છે ?"

"ખરૂં જ કહું છું; બાળકોના લોહીના સોગંદ-પૂર્વક કહું છું !"

ધીરેધીરે ઉઠીને તે સામેની ખુરશી પર જઇને બેઠો. બેઉ બે કલાક સુધી સ્વસ્થ બેસી રહ્યા. પછી તે સુવા ગયો, પણ તેને તો તેણે આરામખુરશીમાં જ બેઠાં બેઠાં ઉંઘી ગએલી જોઇ.

માણિક્ય

✿ ✿ ✿

## ત્વચાના દર્દો પર મધ

ડો. ડબલ્યુ. ક્રેઇસ કહે છે કે, નાનાં બાળકોનાં આંતરડાંનાં દર્દો પર મધ સારી અસર કરે છે અને પુખ્ત તેમજ યુવાન વયના માણસોના હૃદ્રોગપર તે ઉપયોગી જણાયુ છે, એજ પ્રમાણે તેમાં બીલકુલ ક્ષાર નહી હોવાથી તથા આલ્બ્યુમીન ઓછું હોવાથી મુત્રપિંડનાં દર્દોમાં ખોરાક સાથે લઈ શકાય છે, તેમજ તે ત્વચાનાં દર્દોનો પણ ઉત્તમ ઉપાય છે. ખરજવું તથા એવાંજ બીજાં ત્વચાનાં દર્દોમાં તે બાહ્ય તેમજ આતરિક ઉપયોગમાં ઉપયોગી નીવડ્યું છે. દર્દની ઉપર મધ ચોપડવામાં આવે તો દર ચોવીસ કલાકના આંતરે તે ફરી ચોપડાય તે વખતે ગંદી પોપડી દૂર થઈ જશે અને ચામડી ચોકખી થશે. આ પછી છેવટની રૂઝ માટે નરમ પ્રકારના મલમો અસરકારક માલુમ પડશે. જીવનક્રિયા (Metabolism) માં થતા અવરોધને પરિણામે ચામડી ઉપસી આવે તેવે વખતે મધનો આંતરિક ઉપયોગ કરવા જેવો હોય છે અને કેટલીક વાર તો તે આશ્ચર્યજનક કામ કરે છે. ગડગુમડ પર તે ચોપડવાથી ઘણો ફાયદો કરે છે. ગુમડા પર એક નાનું કાણું પાડવામાં આવે અને તેના પર મધ ચોપડવામાં આવે અથવા એમ કર્યા સિવાય મધ ચોપડવામાં આવે અને સ્વાભાવિક રીતે જ ગુમડામાં કાણું પડતાં તે અંદર જાય. ઘણી વાર મોટાં ગંભીર ગુમડાં પણ મધ ચોપડવાના પરિણામે રૂઝાઈ જાય છે અને તેનો ડાઘ પણ દેખાવા પામતો નથી.

શસ્ત્રક્રિયા થઈ ગયા પછી ચાદું ન રહે તે માટે ઘા પર મધ ચોપડવાની ભલામણ કરવામાં આવે છે. દાઝી ગયેલ માણસોની સારવારમા પણ મધ સારૂં કામ કરે છે મધને લીધે પરૂ બનતું અટકે છે અને ચામડી પોતાની મૂળ સ્થિતિ સહેલાઈથી પ્રાપ્ત કરે છે. કેટલાક ગંદા ઘા પણ મધ વડે–ડ્રેસીંગ દર ચોવીસ કલાકે બદલવામાં આવે તો –સરસ રીતે રૂઝાઈ જાય છે. મધ ડ્રેસીંગમાં અને ઘા પર પણ ચોપડી શકાય છે.

✿ ✿ ✿

# પ્રાણવાયુ 'ઑક્સિજન'નું મહત્વ



લેખકઃ- ડૉ. મહાદેવપ્રસાદ એમ. ડી.

*

સમગ્ર વાયુમંડલનો એક પંચમાંશ ભાગ (વજનથી) પ્રાણવાયુનો બનેલો છે. સર્વે મહાસાગરોનાં અને બીજાં જળનો આઠનવમાંશ ભાગ (વજનથી) પ્રાણવાયુનો બનેલો હોય છે. નક્કર ખડકો, પત્થરો ને પર્વતો તેમજ લગભગ સર્વે ઘન પદાર્થોના વજનનો અરધોઅરધ ભાગ ઑક્સિજનનો બનેલો હોય છે. સર્વે વનસ્પતિ ઝાડ, પાન ફુલ, ફળ—અને પ્રાણીઓનાં શરીરમાં પ્રાણવાયુ (વજનથી) અર્ધ કરતાં યે અધિક પ્રમાણમાં રહેલો હોય છે. દાખલા તરિકે એક માણસના શરીરનું વજન દોઢસો રતલ હોય તો તેમાંથી એકસોને દશ રતલ તો પ્રાણવાયુથી બનેલા હોય છે. યાંત્રિક, રાસાયનિક, સ્નાયવીય (Muscular) અને માનસિક શક્તિઓનું મૂળ કારણ પણ પ્રાણવાયુ જ છે. એક મનુષ્ય અથવા પ્રાણીના બળ અને ક્રિયાનું માપ તેનાથી લેવાતા પ્રાણવાયુના પ્રમાણ ઉપરથી નિકળી શકે છે. પ્રાણીમાત્રની સર્વ ક્રિયાઓ પ્રાણવાયુ વગર અટકી પડે છે. પ્રાણવાયુ વગરનું લોહી પણ નકામું અને ઝેરી બની જાય છે, અને ગમે તેવો પૌષ્ટિક ખોરાક કે દવા પણ તેમાં સુધારો કરી શકતાં નથી. આંખ ઉઘાડમીચ કરવા જેવી સાદી ક્રિયા (નિમેષોન્મેષ) થી માંડીને તે ભારે બોજો ઉપાડવા જેવા સખ્ત પરિશ્રમ સુધીની સર્વ ક્રિયાના પરિણામે ઓછાવત્તા પ્રમાણમાં લોહી ઝેરી અને ખાળીયાનું બની જાય છે, અને તેને ફરી સ્વચ્છ, તાજું અને સંપૂર્ણ બનાવવાનું કામ પ્રાણવાયુજ કરી શકે છે. આવો અતિ જીવનાત્મક પ્રાણવાયુ મુખ્યત્વે કરીને ફેફસાંની મારફત આપણે મેળવીએ છીએ. એ ફેફસાં છાતીની અંદર આવેલાં છે.

આ ફેફસાંની એવી અદ્‌ભુત રચના કરેલી છે કે જેથી શ્વાસમાં લેવાતા પ્રાણવાયુનો વધારેમાં વધારે ઉપયોગ થઇ શકે. તે માટે અસંખ્ય વાયુનલિકાઓ અને વાયુપુટો ફેફસાંમાં એવી રીતે ગોઠવ્યાં છે કે તેમનું એકંદર ક્ષેત્રફળ ૧૪૦૦ ચોરસ ફૂટ થાય છે. એટલે સમગ્ર રીતે કલ્પના કરીએ તો આટલી મોટી સપાટી ઉપર બોઘાક ઔંસ લોહી પથરાઇ જાય છે, અને બીજી તરફ શ્વાસમાં લીધેલો પ્રાણવાયુ પથરાઇ જાય છે, અને આ લોહી અને પ્રાણવાયુ વચ્ચે ફક્ત અતિશય બારીક ત્વચાનું પડ આવેલું હોય છે જેની આરપાર થઇને વાયુઓની આપ–લે થાય છે. અર્થાત્ લોહીનાં રક્ત અણુઓ પ્રાણવાયુને ચૂસી લે છે, અને પોતાની અંદરના વાયુરૂપ મલને આપી દે છે, જે પ્રશ્વાસ રૂપે બહાર નીકળી જાય છે. આ રીતે દરરોજ એક માણસના શરીરમાંથી વીસ હજાર ગ્રેન મલિન ઝેરી પદાર્થોને ફેફસાં જ બારાર કાઢી નાંખે છે, અને તેજ વખતે પંદર હજાર ગ્રેન પોષક તત્વો ચૂસી લે છે. અર્થાત્ આપણે રોજ જેટલો ખોરાક ખાઈએ છીએ તેટલાજ વજનનું પોષણ આપણે ફેફસાંની મારફત વાયુ રૂપે ચૂસી લઇએ છીએ એક માણસના શરીરમાં જેટલું લોહી હોય છે તેટલું બધુંએ લોહી એક મિનિટથીયે ઓછા વખતમાં ફેફસાંમાંથી પસાર થાય છે. આ પ્રમાણે રાત–દિવસ ચાલ્યા કરે છે. શરીરને શક્તિથી ભરપૂર રાખવા અને સતત શુદ્ધ કર્યા કરવા માટે

ફેફસાંનું જે અપૂર્વ સાધન આપણને મળેલું છે તેનો મનુષ્યજાત બહુ જ થોડો ઉપયોગ કરે છે.

ઊંડા શ્વાસ-પ્રશ્વાસના અભ્યાસ વડે પૉલ વૉન બિકર્મેન નામના એક અમેરિકને ચારસો-ચાળીસ ઘન ઇંચ હવા દર શ્વાસે ફેફસાંમાં લેઈ કાઢી શકાય તેવો વિકાસ સાધ્યો છે. પ્રાણાયામ અને કુંભકની યૌગિક પદ્ધતિ અનુસાર પાંચસે ઘન ઈંચ હવા ફેફસાંમાં દર શ્વાસે ખેંચી શકનાર પુરૂષો જોવામાં આવે છે. છતાં હિંદુસ્થાનમાં સાધારણ રીતે સાજાંતાજાં ગણાતાં સ્ત્રીપુરૂષોનાં ફેફસાંમાં સરાસરી ફક્ત બસો ઘનઇંચ હવા માઈ શકે છે. પણ આ તો બળપૂર્વક લેવાતા ઊંડા શ્વાસની વાત થઇ. પણ સાધારણ રીતે તો રાતદિવસ આપણા લોકો દર શ્વાસે ફક્ત પચાસેક ઘન ઇંચ હવા ફેફસાંમાં લે છે, એ હવા ચોકખી હોય તોપણ તેમાં ફક્ત એકવીસ ટકા પ્રાણવાયુ (ઑક્સિજન) રહેલો હોય છે. બાકીના અઠોતેર ટકા ભાગ નાઇટ્રોજન હોય છે. તે ઉપરાંત વરાળ અને બીજા વાયુઓ હોય છે. આ હિસાબે હિંદીઓ દર શ્વાસે ફક્ત દશ ઘન ઇંચ પ્રાણવાયુ ફેફસાંમાં ખેંચે છે. હવે સંભાળપૂર્વક કરેલા પ્રયોગોને આધારે એમ સાબીત થયું છે કે અજ્ઞાત રીતે રાત-દિવસ ચાલ્યા કરતા શ્વાસપ્રશ્વાસમાં જે પ્રાણવાયુ ફેફસાંમાં દાખલ થાય છે તેમાંથી માત્ર પચીસ ટકા એટલે ચોથો ભાગ જ લોહી ચુસી લેઇ શકે છે, બાકીનો પોણો ભાગ પ્રાણવાયુ વપરાયા વગર જ બહાર નીકળી જાય છે, કારણકે દર મિનિટે અઢાર વખત શ્વાસ લેવાતો-મુકાતો હોવાથી પ્રાણવાયુને લોહીના રક્ત અણુઓમાં દાખલ થવા માટે સમય બહુ થોડો મળે છે. આ રીતે દર શ્વાસે જે દશ ઘન ઇંચ પ્રાણવાયુ હિંદીઓ ફેફસાંમાં દાખલ કરે છે તેમાંથી માત્ર અઢી ઘન ઈંચ પ્રાણવાયુ લોહીમાં પ્રવેશ પામી શકે છે, શ્વાસ જો વધારે ઝડપથી ચાલે તો ફેફસાંમાં જતા પ્રાણવાયુનો એક ચતુર્થાંશ કરતાંયે ઓછો ભાગ લોહીમા ભળી શકે છે. હવે જો માણસ ઉંડા શ્વાસ લેવા-મૂકવાની ટેવ પ્રયત્નપૂર્વક પાડે તો તેને કેટલો બધો લાભ થાય તે વિચારી જુઓ. પ્રાણાયામના અમેરિકન નિષ્ણાત પૉલ વૉન બિકર્મેન પ્રથમ તો કસરતબાજ પહેલવાન હતા, અને તેમના સ્નાયુઓ ખૂબ પુષ્ટ હતા, છતાં તેમનાં ફેફસાંમાં ફક્ત બસોને વીશ ઘન ઇંચ હવા ભાઈ શકતી હતી. પોતાની આ ખામી તેમણે જોઇ ત્યારે સ્નાયુઓ (મસલ્સ) ખીલવવાનું રહેવા દેઇ તેમણે પોતાનાં ફેફસાં વિશાળ કરવા તરફ ખૂબ ધ્યાન આપવા માંડ્યું, જેને પરિણામે તેમનાં ફેફસાં એવાં સુધરીને વિશાળ બન્યાં કે દર શ્વાસે તેઓ ચારસો ને ચાળીશ ઇંચ હવા લેવા શકિતમાન થયા. આ રીતે પોતે ખૂબ કસરત કરતા હતા ત્યારે ફેફસાં જેવડાં હતાં તેનાથીયે બમણાં વિશાળ તેમણે પ્રાણાયામથી બનાવી દીધાં અને તેથી તેમનું આરોગ્ય બળ અને તેજ પણ બમણાં થયાં. આપણે હિંદીઓ પણ આજ રીતે ઘણો લાભ વગર ખરચે મેળવી શકીએ. હાલમાં આપણે હિંદીઓ જે સરાસરી દશ ઘન ઇંચ પ્રાણવાયુ (ઑક્સીજન) શ્વાસમાં લેઈએ છીએ તેમાં માત્ર અરધા ઘન ઇંચનોજ વધારો કરીએ તો દર મિનિટે અઢાર શ્વાસને હિસાબે દરરોજ લગભગ તેર હજાર ઘન ઇંચ પ્રાણવાયુ આપણે વધારે મેળવી શકીએ. આ રીતે જે ફાયદો થાય તેનું વર્ણન કરવા કરતાં તેની કલ્પના કરી લેવાની ભલામણ અમે વાંચકને કરીએ છીએ.

ફેફસાં કેટલાં વિશાળ છે તે ચોકસાઇથી માપવા માટે એક "સ્પાઇરોમીટર" નામનું યંત્ર આવે છે. તેને વાપરતી વખતે લેવાય તેટલો ઉંડો શ્વાસ લેઇને પછી તે યંત્રની ભૂંગળીમાં બધોયે ઉચ્છ્વાસ પૂરેપૂરો પાછો કાઢવો, એટલે તે યંત્રનો કાંટો કેટલા ઘન ઇંચ હવા ફેફસાંમાંથી નિકળી તેનો આંકડો સ્પષ્ટ રીતે તત્કાળ બતાવે છે. આ યંત્ર ઘણાં વર્ષોથી બનેલું હોવા છતાં તેનો પ્રચાર થયો નથી એ દુઃખની વાત છે. જીંદગીનો વીમો ઉતરાવનાર માણસની છાતીનું માપ ફૂટપટીથી દાકતર માપી લે તેથી વીમા કંપનીઓ પણ સંતોષ માને છે, અને પાછળથી તેમાંનાં કેટલાયે મનુષ્યો ન્યુમોનિયા, પ્લુરિસી, દમ, ક્ષય, ઇત્યાદિ ફેફસાંના રોગોથી અકાળે મરણ પામે છે.

ધારો કે બે માણસોની છાતીનો ઘેરાવો આપણે ફૂટપટીથી માપી જોયો, અને તે દરેકનો એકસરખો એટલે ૩૪ ઈંચ થયો. તે ઉપરથી ખાતરીબંધ તમે એમ ન કહી શકો કે તે દરેક જણનાં ફેફસાંમાં હવા સરખા પ્રમાણમાં માઈ શકે છે. કારણ કે ફેફસાને ઢાંકનારી આગળ-પાછળની છાતીની દિવાલ એકની ચરબી ને માસ વગેરેથી બહુ જાડી હોય અને બીજાની તે વગરની પાતળી હોય, તો બહારનો છાતીનો ઘેરાવો સરખો હોવા છતાં એકના કરતાં બીજાનાં ફેફસાંમા વધારે હવા માઈ શકે. વળી કસરતી માણસોએ છાતી પરના માંસ-સ્નાયુઓ વગેરે પર એવો કાબુ મેળવ્યો હોય છે કે માપનારી ફૂટપટીની નીચે જ સ્નાયુઓને સંકોચીને ગઠ્ઠો કરી ભ્રામક વધારો બતાવી શકે. તેથી જો છાતીનું માપ પટીથી જ લેવું હોય તો બગલમાં છેક ઊંચે 'લેવલે' પટી રાખવી નહિ (જેમ સાધારણ રીતે ભૂલથી કરવામાં આવે છે), પણ છાતીના નીચલા ભાગમાં માપ લો કે જ્યાં ફેફસાં વધારેમાં વધારે પહોળાં અને જાડાં હોય છે, અને જે 'લેવલે' છાતીના સ્નાયુઓની જાડાઈ ઓછામાં ઓછી હોય છે. આવી રીતે માપતા જો તમે છાતીને ત્રણ ઈંચ પણ ફુલાવી ન શકતા હો તો ખચિત જ માનજો કે તમારી પાંસળીઓ બંધાઈ ગઈ છે, છાતીને ફુલાવનાર સ્નાયુઓ નબળા પડી ગયા છે, અને તમારાં ફેફસાં જરૂર કરતાં ચે ઓછો પ્રાણવાયુ અંદર ખેંચી શકે છે. જો તમે તમારી છાતીને ૭ ઇંચ ફુલાવી શકો તો તમારાં ફેફસાં તંદુરસ્ત વિશાળ અને સારાં છે એમ સામાન્ય રીતે કહી શકાય.

જો એક માણસનું શરીર તંદુરસ્ત અને યોગ્ય વજનનું હોય તો તેના શરીરના દર એક રતલ વજને બબ્બે ઘન ઇંચ વિશાળતા ફેફસાંની હોવી જોઈએ. અર્થાત્ ૧૪૦ રતલ વજનના માણસનાં ફેફસાંમાં ૨૮૦ ઘન ઇંચ હવા માઈ શકે તો જ તેને નીરોગ ગણી શકાય.

❀ ❀ ❀

## આજની મુખ્ય ફરિયાદ : જ્ઞાનતંતુની નબળાઈ

"કેન્સર, ક્ષય કે યુદ્ધ કરતાંયે જ્ઞાનતંતુની ફરીયાદો આજે વધારે નુકસાનકર્તા થઈ પડી છે. હવે આપણે જોઈએ છીએ કે ઘણા રોગોનું મૂળ કારણ એજ હોય છે;" એક અનુભવી લેખક જણાવે છે.

જે ફરીયાદો કેવળ શારીરિક લાગે છે તે ઘણી વાર કાં તો જ્ઞાનતંતુની નબળાઈમાંથી પેદા થઈ હોય છે અથવા તેના પરિણામે જ ગંભીર સ્વરૂપ પકડે છે. આજે લોકોની જે મોટી સંખ્યા ચશ્માં પહેરે છે તેનું કારણ શારીરિક ખામી નહીં પણ જ્ઞાનતંતુની નબળાઈ છે. મોટરડ્રાઈવરો અને રાહદારીઓનાં જ્ઞાનતંતુઓ જો સારી સ્થિતિમાં હોય તો કેટલા બધા અકસ્માતો અટકાવી શકાય !

એક જાણીતા દાક્તર પાસે દમનો એક કેસ લાવવામાં આવ્યો હતો. સામાન્ય ઉપચારની તેના પર કંઇજ અસર થઈ નહીં પણ જ્યારે જ્ઞાનતંતુના ઉપચારો કામે લગાડ્યા ત્યારે તે જલ્દીથી સારો થઇ ગયો.

ત્યારે જ્ઞાનતંતુની નબળાઈનું મુખ્ય કારણ શું છે ? જવાબ મળશે કે-'ચાલુ જમાનાની ઝડપ.' આ ઉપરાંત માનસશાસ્ત્રીય કારણો પણ તેમાં મોટો ભાગ ભજવે છે. જ્ઞાનતંતુની નબળાઇના ઉપચાર માટે માનસશાસ્ત્રના ઉપચારો પ્રત્યે દાક્તરોનું વિશેષ ધ્યાન દોરાતું જાય છે, જેવી રીતે આપણું મકાન અને આપણું શરીર નિયમિત સાફસુફી માગે છે તેવી રીતે આપણું મન પણ સર્વ ભય, કડવી લાગણીઓ અને દુઃખી યાદગીરીઓ વખતોવખત દૂર કરવામાં આવે એમ ઇચ્છે છે; અને તેમ થાય તો જ્ઞાનતંતુની નબળાઇથી આવતાં અનિષ્ટ પરિણામો પૈકી ઘણાં ઓછાં થઇ જાય.

❀ ❀ ❀

# બે કુટુંબ-પદ્ધતિઓનો સમન્વય કરો!



## [ સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યના પ્રશ્નની વિચારણા ]

*

(લેખક : કે. એન. ડાંગે)

*

"પુરૂષોએ અમારી ઉપર ગુલામગીરી લાદી છે," "સ્ત્રીઓએ રસોડું અને બાળકો એ બે વાનાંજ સંભાળવાં જોઇએ" "અમને સમાન હકક જોઈએ છે," "ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ" એવા એવા વિચારોની ચકમક જે વખતે ચાલી રહી છે, તે વખતે સ્ત્રીઓએ અને પુરૂષોએ વર્તમાન દાંપત્યજીવનના પ્રશ્નોને વધારે ઉંડી નજરે, વધારે પ્રાગતિક દૃષ્ટિથી, વધારે ગંભીરતાપૂર્વક ઉકેલવાની જરૂર છે. "સ્ત્રીઓ પુરૂષની પ્રગતિમાં વિઘ્ન રૂપ છે" કિંવા "પુરૂષો સ્ત્રીઓની ઉન્નતિમાં વિઘ્નરૂપ છે" એવા પરસ્પર આક્ષેપોથી દાંપત્યજીવનનો સુખરૂપ નિર્વાહ થઈ શકવાનો નથી. કેવળ સ્ત્રીઓને અબળા ગણીને જ તેમની પ્રત્યે સહાનુભૂતિ કે લાગણી દર્શાવવાના દિવસો હવે રહ્યા નથી. સ્ત્રીવર્ગ એ અર્ધું જગત્ છે, સમાજનું એ એક એવું અવયવ છે કે જેની ઉપેક્ષા કરી ચાલે તેમ નથી, હકક તરીકે નહિ, દયાદૃષ્ટિએ નહિ, પણ પોતાની અપૂર્ણતા દૂર કરવાને માટે અત્યારે સમાજસિંહાસન ઉપર શ્રી જગદંબાની પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે. ભિક્ષા આપવાને નહિ પણ આપણે નવું વરદાન મેળવવાને માટે દેવી અન્નપૂર્ણાને નૈવેદ્ય અર્પણ કરવાનું છે. સમાજના વિરાટ પુરૂષને માટે વિશ્વસંસારમાં એક અત્યાચારી વડીલ પેઠે વર્તવાનું હવે અશકય બન્યું છે એવું હવે આપણે સમજી લેવું જોઇએ છે.

આપણે અને આપણાં પૂર્વજોની ઘણીએ પેઢીઓ જે કુટુંબપદ્ધતિથી ચાલતી આવી છે તે પિતૃપ્રધાન કુટુંબપદ્ધતિ છે. એ પદ્ધતિમાં ઘરનો સર્વોપરિ અને સૌ પર દેખરેખ રાખનારો પુરૂષ હોય છે. તે ઘરમાંના બધાંમાં વયે વૃદ્ધ, અનુભવે પરિપક્વ અને કાર્યક્ષમતામાં સૌ પર પ્રતાપ પાડે તેવો વડીલ હોવો જોઇએ છે. ઘરમાંનાં બીજાં સ્ત્રીપુરૂષો તેની અનુમતિથી જ વર્તે છે. અવિભક્ત કુટુંબપદ્ધતિમાં આર્થિક નિયંત્રણ પણ તેનું જ હોય છે. વિવાદગ્રસ્ત પ્રશ્નો અને કાયદાઓનો જે ઉકેલ તે કાઢી બતાવે તેજ સૌને માન્ય રાખવો પડે છે. એ કુટુંબપદ્ધતિ આપણને ચિરપરિચિત છે. સુધરેલા અને બીનસુધરેલા બધા દેશોમાં એજ પદ્ધતિ આજસુધી ચાલુ હતી. ખેતીપ્રધાન દેશોમાં, ઘાસ અને જંગલોની પેદાશ ઉપર આધાર રાખનારા સમાજથી વસાયલા પ્રદેશોમાં આ કુટુંબપદ્ધતિ વધારે બળવાન હોય છે.

એથી ઉલટી માતૃપ્રધાન કુટુંબપદ્ધતિ છે. એક સ્ત્રી (પછી તે પરણેલી હોય કે કુંવારી એ જૂદો પ્રશ્ન છે) સ્વતંત્રપણે દ્રવ્યોપાર્જન કરીને પોતાની અને કુટુંબમાંનાં બધાંની આજીવિકા ચલાવે છે. આર્થિક દૃષ્ટિએ અધિક કાર્યક્ષમ હોવાથી બહુધા ઘરમાં તેનુંજ ઉપજાણુ હોય છે અને તેજ સર્વોપરિ મનાય છે. તેના નિયંત્રણ હેઠળ સંસારનું શકટ ચાલે છે. આ પદ્ધતિનો આપણને વિશેષ પરિચય

નથી; પરંતુ બદલાતા જમાનાને કારણે નાનાંનાનાં ગામોમાં પણ અત્યારે એવાં બે ચાર કુટુંબો મળી આવે છે ખરાં. તેવા કુટુંબનો આધાર પુરૂષ પર નહિ પણ સ્ત્રી પર હોવાથી તેને માતૃપ્રધાન કુટુંબ કહી શકાય; પછી ભલે તે માતા ન પણ હોય. ઘણી વાર એવી સ્ત્રીઓ માતા નથી પણ હોતી. કેળવણી, વૈદું, કાયદો, ધર્મપ્રચાર ઇત્યાદિ કાર્ય-ક્ષેત્રોમાં સ્વાવલંબી સ્ત્રીઓનાં ઉદાહરણો જગતમાં પડેલાં છે. બીજાં કાર્યક્ષેત્રોમાં પણ ધીમેધીમે તેમનો પ્રવેશ થતો આવે છે. જૂનાં ત્રિયારાજ્યો, એમેઝોન ઇત્યાદિ આ જ કુટુંબપદ્ધતિનાં ઉદાહરણો છે. ત્રાવણ-કોર, મલબારનો કેટલોક ભાગ, બ્રહ્મદેશ, બલુચીસ્તાન, મકરાણ એ બધા દેશોમાં, એજ પ્રકાર જોવામાં આવે છે. દિવસે દિવસે માતૃપ્રધાન કુટુંબોની સંખ્યા વધતી જશે એમ અત્યારે લાગ્યા વિના રહેતું નથી.

કુટુંબમાંના બધાય પુરૂષો ધનોપાર્જન કરવાને કેંવા કુટુંબનો વહેવાર ચલાવવાને હમેશાં સુયોગ્ય જ હોય છે એમ જોવામાં આવતું નથી; તેવી જ રીતે બધી સ્ત્રીઓ કુટુંબનો કારભાર ચલાવવાને હમેશાં અયોગ્ય હોય છે એમ પણ હોતું નથી. એવા દાખલા મળી આવશે કે જેમાં સ્ત્રીએ પોતાના પતિના મરણ પછી પોતાની બધી મીલકત કે જમીનદારીની સુંદર વ્યવસ્થા ચલાવી હોય, નાનાં બાળકોને ભણાવી ગણાવી મોટાં કર્યાં હોય, ઘર જાળવી રાખ્યું હોય અને સગીરોના કાયદે-સરના ટ્રસ્ટી તરીકે પણ સુંદર કામ બજાવ્યું હોય. એ પણ માતૃપ્રધાન કુટુંબપદ્ધતિનું જ ઉદાહરણ લેખાય. આપણી જૂની ઘરગથ્થુ રહેણી કરણીને કારણે આપણને એવાં ઉદાહરણોમાં આશ્ચર્ય થતું નથી બીજી ધંધાદારી સ્ત્રીઓ પ્રમાણે ઘરની બહાર જઈને અંગમહેનત કરવાની એવી મીલકત-દાર બાઈને જરૂર પડતી નથી. આર્થિક પરિસ્થિતિને કારણે એવી ધનવાન બાઇ ઘેરબેઠાં બધું કામ ચલાવે છે, તો એક શિક્ષિકા શાળામાં જઇને પોતાનું કામ બજાવે છે; પરન્તુ કાર્યક્ષમતા જવાબદારી અને કુટુંબનું વડીલપણું જેવું એક શિક્ષિકા બજાવે છે તેવું જ પેલી ધનવાન વિધવા બજાવે છે અને સગીર યુવરાજની વિધવા રાજમાતા પણ બજાવે છે.

એ આર્થિક સ્થિતિ નબળી પડે છે કિંવા નબળી આર્થિક સ્થિતિવાળા સમાજમાં કામ કરવાનું હોય છે ત્યારે સ્ત્રીઓ પોતાનાં કામો ઘરની અંદર અને બહાર બેઉ ઠેકાણે કરે છે. ખેડૂતની સ્ત્રીઓ, મજુરણો, ગોવાળણો, દાસીઓ, કાછીયણો, પિંજારણો શાકભાજી, લાકડાં, દાતણ, ઘાસ, ફળફુલ, વગેરે વેચનારી સ્ત્રીઓ ઘરની અંદરનું અને બહારનું કામ સારી રીતે કરી જાણે છે. તેમના પતિ તેમને એ બધા કામમાં મદદ કરે છે. પતિ ન હોય તેવી સ્ત્રીઓ બાળબચ્ચાંની બધી વ્યવસ્થા રોજરોજ કરીને પછી પોતાના બહારના કામે જવાની જવાબદારી અદા કરે છે. તેમનાં કુટુંબોમાં પુરૂષોનું કાર્યક્ષેત્ર જુદું અને સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર જુદું એમ હોતું નથી, અને એ વિષેની આપણે બહુ ચર્ચા પણ કરતા નથી. અંગમહેનત કરવામાં અને શરીરરચનાની બાબતમાં સ્ત્રી પુરૂષ વચ્ચે અંતર રહેલું છે ખરૂં, પણ આપણે તેમના આર્થિક સ્વા-વલંબન સંબંધે આશ્ચર્ય દર્શાવતા નથી. પુરૂષ અને સ્ત્રીના સહકાર સંબંધે એ ઉદાહરણોમાં આપણે જેવી ઉદાર દૃષ્ટિ દાખવીએ છીએ, તેવી દૃષ્ટિ આપણને બધી દિશાઓમાં પ્રાપ્ત થવાને હજી વાર હોય એમ લાગે છે. નવીન પ્રકાર આપણને તેવા જેટલો પરિચિત નથી. તે પ્રકારમાં હજી કેટલીક અડચણો દેખાય છે. આપણે હજી સંધિ-કાળમાં છીએ.

સંધિકાળમાં વ્યવહારચતુર લોકો સમન્વય કરવાની સુંદર હથોટી બતાવે છે. અત્યારે પિતૃપ્રધાન કુટુંબપદ્ધતિ અને માતૃપ્રધાન કુટુંબપદ્ધતિ એ બેઉનો સમન્વય કરવાની જરૂર છે. સ્ત્રીઓને વધારે કાર્યક્ષમ બનાવવાના યત્નો ચાલી રહ્યા છે એ પ્રયત્નો ભલે ચાલ્યા કરે પણ તેનાં ફળ ન આવવાં જોઇએ, સ્ત્રીઓ કાર્યક્ષમ ભલે બને પણ તેઓને સ્વયંનિર્ણયનો અધિકાર ન મળવો જોઇએ, એવી અસંબદ્ધ વિચારસરણી પ્રકટ થવા લાગે તો પછી તેનો વિરોધ થયા વિના કેમ રહે? તેમને પુરૂષોની

પેઠેજ વધારે ને વધારે કાર્યક્ષમ બનાવવી જોઇએ, સમાજક્ષેત્રની મર્યાદામાં સ્ત્રીઓને વ્યક્તિવિકાસ કરવા દેવો જોઇએ' અને પુરૂષવર્ગે તેમને સ્વયનિર્ણયના હક્કો પણ આપતા રહેવું જોઇએ; બગીચામાં નાજૂક ફૂલરોપનો અને મોટાં ફળઝાડનો સાથે જ વિકાસ કરવો પડે છે તેમ. સ્ત્રીઓ સમક્ષ આજે બેવડું કામ આવી પડેલું છે. એક કામ સ્વયંનિર્ણયરૂપી સ્વરાજ્યના હક્કો મેળવ્યે જવાનું, અને બીજું કામ એ હક્કો આપનારા સમાજની સાથે પ્રામાણિકપણે વર્તીને તે સંબંધી પોતાની નૈતિક આર્થિક અને સાંસ્કૃતિક જવાબદારીને પિછાણવાનું.

સ્ત્રીવર્ગની ઉન્નતિ વિષેનો આ જ સૌથી મોટો પ્રશ્ન ઉકેલવાનો છે. સ્ત્રીઓએ સ્વયંસત્તાક થવાની ચળવળ ચલાવી છે. "વિધવા પણ કપાળે ચાંદલો કેમ ન કરી શકે?" "કુ. ગં. સ્વ. કે સૌ. એવાં સૂચક ચિહ્નો સ્ત્રીએ પોતાનાં નામો પૂર્વે મૂકવાનું શામાટે બંધ ન કરવું?" આવા પ્રશ્નો આજે સ્ત્રીઓ ઉપસ્થિત કરી રહી છે તે વલણ માતૃપ્રધાન પદ્ધતિ તરફ ઝૂકતું માલૂમ પડે છે. એટલે સ્ત્રીઓ વધારે જવાબદારી માટે હવે તૈયાર થઇ રહી છે અને તેમની એ વૃત્તિને સંતોષવા માટે પુરૂષોએ તેમને વિશાળ ક્ષેત્ર આપવું જોઇએ. ઇંગ્લાંડમાં માછીઓ માછલાં પકડવાને દૂર દૂર દરિયામાં જાય છે, પાછળ તેમની સ્ત્રીઓ ઘર, ખેતી, બાળકો ઢોર-ઢાંખર, બાળકોની કેળવણી, બજારમાં માલની લે-વેચ, ઘરખર્ચનો હિસાબ, ઇત્યાદિ બધું કામ સંભાળે છે. એ રીતે જ તેમનું એ કાર્યક્ષેત્ર બન્યું છે. સ્ત્રીઓ પર વધુ જવાબદારી પડી, તે તેમણે અદા કરી એટલે તેમને માટે આદર, વિશ્વાસ, અને સહિષ્ણુતા સમાજમાં આપોઆપ ઉત્પન્ન થઇ. એ રીતેજ ત્યાં સ્ત્રી પુરૂષની જોડીદાર બની ગઇ છે, એટલું જ નહિ, પણ તેને એક રીતે સામાજિક દરજ્જો પ્રાપ્ત થયો છે.

ઉદરપોષણ માટે અને ઇતર વ્યવસ્થા માટે આપણા પુરૂષવર્ગને પણ એવી જ રીતે પોતાનાં કાર્યક્ષેત્રો તરફ દુર્લક્ષ કરવું પડે છે. ઘરખર્ચનો હિસાબ રાખવો, શાકપાંદડું લાવવું, બાળકોનાં દવા-દારૂ લાવવાં, બાળકોએ ઘેર પાઠ કર્યો કે નહિ તેની પડપૂછ, એ બધું કરવાને ખાસ કરીને મોટાં નગરોમાં પુરૂષોને ફુરસદ હોતી નથી. એટલે એ પ્રકારનાં કાર્યક્ષેત્રો સ્ત્રીવર્ગને હસ્તક જવા દેવામાં યોજનાચાતુર્ય અને સમયોચિતતા દેખાઇ આવશે.

પરન્તુ આ યોજનાચાતુર્યમાં કે સમયોચિતતામાં પુરૂષવર્ગની આંતરિક ઉદારતા છે એમ સમજી લેવા જેટલા લોકો ભોળા નથી. પોતાની પીઠનો બોજો હલકો કરીને બીજાની પીઠ પર એ ભાર લાદી દેવો, એવા વ્યવહાર-ચાતુર્યને ભવિષ્યની પ્રજા સ્ત્રીસંમાન રૂપે કબૂલ રાખવાની નથી. સ્ત્રી એટલે ગૃહિણી અને પુરૂષ એટલે ગૃહસ્થ. ઊતરતા વર્ગોમાં એ પરસ્પર સંબંધ કાયમ છે. તે વર્ગોમાં સ્ત્રીઓ કારભારણ બની હોય છે, ત્યારે ઉચ્ચ વર્ગોમાં સ્ત્રી શ્રી શ્રીમતી અને સૌભાગ્યવતી જ હોય છે-ગૃહસચિવ નહિ. ઉતરતા વર્ગોમાં સ્ત્રીઓ પુરૂષોની સાથે સાથે શ્રમ કરીને ઉદરપોષણનો પ્રશ્ન ઉકેલે છે, ત્યારે ઉચ્ચ વર્ગોમાં અને તેમનું અંધાનુકરણ કરનારા મધ્યમ વર્ગોમાં પણ, વસ્તુતઃ ઉતરી ગએલી છતાં ઉંચી લેખાતી કેળવણીનો અને ઉંચી કીસમનાં કપડાં પહેરવાનો જ પ્રશ્ન હવે રહ્યો છે! તેમની સમીપે આવી પડેલા ફૂટ પ્રશ્નો છે તે નાટક-સીનેમામાં સ્ત્રીપુરૂષોએ જૂદાં બેસવું કે ભેગાં? સાથે જમવા બેસવું કે એક પછી એક? ફોર્ડ કાર લેવી કે બેબી ઓસ્ટીન? સ્વપ્રાંતીય પતિ હોવો જોઇએ કે પરપ્રાંતીય? વાળ ટુંકા રાખવા કે લાંબા? કબજાની બાંય ૪ ઇંચની રાખવી કે ૮ ઇંચની? ઇત્યાદિ, ઇત્યાદિ!

ઉપર જણાવ્યા તે પ્રશ્નો ફેંકી દેવા જેવા છે, એમ કહેવાનો આશય નથી, પણ તે ગૌણ તો છેજ એવા પ્રશ્નો તરફ બધું લક્ષ રોકાઇ રહેવાથી સ્ત્રીઓના મૂળભૂત અને મહત્ત્વના પ્રશ્નો તરફ દુર્લક્ષ થવા પામે છે. જે સામાજિક પરિવર્તન કરવાની જરૂર છે તે પરિવર્તન નાના પ્રશ્નોના ઉકેલથી થવાનું નથી અને તે તરફનું આકર્ષણ વધવાથી મોટા પ્રશ્નો અણઉકેલાયલા જ પડી રહે છે. સુધારાના માત્ર બાહ્ય અંગ તરફ જ લક્ષ આપી રહેવાથી સમાજના એક મહત્ત્વ-

પૂર્ણ અંગ બનવાની સાચી સમજ, તે સમજનો પ્રચાર અને તે પ્રચાર માટે કરવો જોઈતો ઉંડો વિચાર એ તરફ સ્ત્રીવર્ગનું લક્ષ પૂરૂં ખેંચાવા પામશે નહિ. સ્ત્રીવર્ગની હાલની રહેણી ઉપર પણ ગંભીરતાથી વિચાર ચલાવવાની જરૂર છે. સ્ત્રીઓએ વેશભૂષાના વિચારોને બહુ મહત્ત્વ ન આપતાં આત્મયજ્ઞ કરી બતાવવાનો છે. પિતા સમક્ષ દક્ષકન્યા જેવો, પતિમાટે અપર્ણા જેવો, બાળકો માટે પાર્વતી-જેવો અને દુષ્ટ વિરોધકો સમક્ષ મહિષાસુરમર્દિની જેવો આત્મપ્રભાવ દાખવવાની શક્તિ બતાવવાની છે. કેવળ સુંદરતાની સાધના કરીને ભોળા શંકરને લોભાવનારી ભીલડી જેવા થવામાં તો સ્ત્રીજીવનની કેવળ એકાંગિતા જ રહેલી છે. માત્ર સૌંદર્યોપાસના, માત્ર આર્થિક વિભક્તતા, માત્ર વિદ્યોપાસના, માત્ર સંસ્કૃતિરક્ષણ એ સ્ત્રીજીવનની સફળતાની અનેક દિશાઓમાંની થોડી દિશાઓ માત્ર છે. તે બધી દિશાઓનું એકીકરણ કરીને પોતાનું હિત સ્ત્રીઓએ સાધવાનું છે; વ્યક્તિવિકાસની સફળતાની સાથે સમાજજીવનનું એક મહત્ત્વનું અંગ બનવાનું છે. ગંગાએ ભીષ્મને એ જ રીતે તૈયાર કર્યો હતો. કુંતીએ એટલા જ માટે પાંડુની પાછળ રહીને પુત્રોના શિરે રાજ્યછત્ર જોયુ હતું. વિદુલાએ એ જ માટે પોતાના રણધીર પુત્રમાં રણસ્ફૂર્તિનો સંચાર કર્યો હતો આ ધ્યેયો દૃષ્ટિ સમક્ષ રાખવાની જરૂર છે, કારણકે એ પણ સમાજકાર્યો જ છે. સ્ત્રી-વકીલનું ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખવું હોય તો દ્રૌપદીએ કૌરવ-સભામાં પૂછેલો પ્રશ્ન "હું જીતાઇ છું કે નથી જીતાઈ?" એ લક્ષમાં લેવો જોઇએ.

ધૈર્ય, વિનય અને બુદ્ધિના બળને આધારે સંસારશકટ ચલાવવું હોય તો સત્યવાન-સાવિત્રીનાં ઉદાહરણો આધુનિક સાવિત્રીઓએ ભૂલી જવાં ન જોઇએ. આવા જ દૃષ્ટાન્તો ઇતિહાસકાળમાંથી પણ જોઇએ તેટલાં મેળવી શકાય તેમ છે. એ કાળમાં અનેક સ્ત્રીઓએ પુરૂષોના જેવી જ કાર્ય-ક્ષમતા અને સ્વયંનિર્ણયશક્તિ દાખવી છે. એ પ્રકારની યોગ્યતા સ્ત્રીઓએ પ્રાપ્ત કરવાની છે, પોતાના ઘરની પોતે માલેક બનવાનું છે અને એ જ પ્રશ્ન સૌથી મોટો છે.

સામાજિક કે આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓનો વૈયક્તિક અને પ્રભાવક મત ઘરમાં કે ઘરની બહાર હોવો જોઇએ, એજ સ્વયંનિર્ણય તેઓ માંગે છે. તે આપણામાં અત્યંત ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે.' સ્ત્રીઓનું તે તરફ પૂરતું લક્ષ નથી અને પુરૂષો તે આપતા નથી. પતિ પત્નીને રસોડું અને બાળક ભળાવીને દૂર રહે છે. આધુનિક જીવનકલહ તરફ શાસ્ત્રીય અને ચિકિત્સક દૃષ્ટિથી જોઇને નિર્ણય કરવાની ટેવ વિદ્વાન્ પુરૂષોને પણ પડી હોતી નથી, પછી સ્ત્રીઓની તો વાત જ શી ? વેશમાં પરિવર્તન કર્યું, પણ સ્ત્રીસ્વાભાવ તો તેનો તેજ રહે છે. સ્વામીનાથે સાથે સીનેમામાં લઈ જવાની વાત કરી કે બસ આનંદ! ત્યાં મત શો, નિર્ણય શાનો, હક્ક કોનો અને અધિકારની શી વાત? આર્થિક સ્વાતંત્ર્યની વાતો કરનારી સ્ત્રીઓ પણ ખર્ચાળ રહેણીથી રાષ્ટ્રીય સંપત્તિની ધૂળધાણી કેવી થાય છે, સાદી રહેણીથી સ્ત્રીઓની ઉન્નતિ થઈ શકે કે નહિ, પોતાનો જ જીવનક્રમ રાષ્ટ્રની આર્થિક પરિસ્થિતિને અનુકૂળ છે કે નહિ, એનો વિચાર કરવાની દરકાર રાખતી નથી. બધી સ્ત્રીઓને માટે આ ટીકા નથી, પણ આ ટીકા જે સ્ત્રીઓને લાગુ પડે છે તે સ્ત્રીઓ ૧૦૦૦ માંથી ૯૯૯ છે. રાષ્ટ્રીય અને સામાજિક સંપત્તિ તરફ આટલું દુર્લક્ષ હોય, ત્યાં કૌટુંબિક અર્થશાસ્ત્રની વાત ક્યાં કરવી ? એ તો હજી વિવાદગ્રસ્ત પ્રશ્ન છે.

શરીરની બાબતમાં સ્ત્રીઓ સ્વયનિર્ણય બતાવી શકે ખરી ? પૈસો પેદા કરવા માટે પણ શરીર તો કસવું પડે છે, અને શારીરિક સ્વયનિર્ણય બતાવ-વાના બળ વિના પૈસા પેદા કરવાનું કે આર્થિક સ્વતન્ત્રતા પ્રાપ્ત કરવાનું બળ તેમનામાં આવવાનું નથી. પૈસો પેદા કરવાનું તો ઠીક પણ શારીરિક દુરવસ્થાથી સ્ત્રીઓ પેદા કરેલું ધન જાળવી પણ શકે નહિ. પરદેશોની પેઠે સ્ત્રીઓએ વ્યાયામ અને આરોગ્યની દિશાએ ધ્યાન આપવું જોઇએ. શારીરિક હિતસંબધે જો સ્ત્રીઓ સ્વયંનિર્ણય બતાવી શકે તો સંતતિનિયમનનો પ્રશ્ન પણ આપોઆપ ઉક-લવા પામે.

સ્ત્રીઓ ઉદ્યમ કરે અને દ્રવ્યોપાર્જન કરે તે

સામે બે મુખ્ય કારણો ઘણી વાર બતાવવામાં આવે છે. એક તો પુરૂષો વધુ બેકાર બનવાનો અને બીજો સ્ત્રીઓના શીલસંરક્ષણનો. એક ગ્રામમાં અનેક દુકાનદારો, અનેક વેપારીઓ, અનેક ફેરીયાઓ, અનેક શિક્ષકો હોય છે, તે બધા પેટ ભરે છે અને ધંધામાં હરીફાઇ પણ કરે છે. એ હરીફાઈ સામે કોઇને વાંધો નથી અને સ્ત્રીઓ ધંધા-ઉદ્યોગ કે નોકરીના ક્ષેત્રમાં દાખલ થતાં પુરૂષોની બેકારી વધવાનું કારણ બતાવવામાં આવે તે શું વિચિત્ર નથી? ધારો કે આજે સ્ત્રીઓ એ ક્ષેત્રમાં દાખલ નથી થતી, પરન્તુ જાપાનીઓ કે અંગ્રેજોનું ધાડું આવીને એજ ધંધા કબજે કરવા હરીફાઇ ચલાવે તો એ જ પુરૂષો શું કરી શકવાના છે? તેમનાં ક્ષેત્રો અનામત રાખવા માટે પરદેશીઓને તેઓ કશું કહી શકે તેમ નથી, પણ સ્ત્રીઓને કહેવા તૈયાર થાય છે! ઉદાર અને સાહસિક પુરૂષોએ તો ધંધા-ઉદ્યોગનાં નવાં ક્ષેત્રો શોધવાં તથા કબજે કરવાં જોઇએ અને પોતાનાં પૂર્વનાં કાર્યક્ષેત્રો સ્ત્રીઓને સોંપતા રહીને પ્રગતિમાન થતા રહેવું જોઇએ. એમાં જ પુરૂષાર્થ છે. બાકી જેઓ આરામવાળા ધંધા-નોકરી કરે છે, બાકીનો વખત ઘરમાં અને કલબમાં મોજમાં ઉડાવે છે અને તે સાથે એવું ઇચ્છે છે કે પોતાની સ્ત્રીઓ પોતા કરતાંય વધારે આરામથી ઓરડાની અંદર ને અંદર રહે તથા બહુ બહુ તો ઝીક-ટીકી કે રેશમનાં ભરતકામમાં દિવસ ગાળે, તેવી વિચારસરણીવાળા પુરૂષો પુરૂષત્વને સમજતા હોતા નથી. એ વિચારસરણીમાં જ પરિવર્તન થવાની જરૂર છે.

સ્ત્રીઓને આર્થિક સ્વયંનિર્ણય આપતાં આપણને ભય લાગે છે કે તેઓનો નૈતિક અધઃપાત થશે. વસ્તુતઃ નીતિની કલ્પના સમાજ પરત્વે અને કાળ પરત્વે બદલાય છે. ઓગણીસમી સદીમાં અને વીસમી સદીમાં નીતિના પ્રકારાન્તર થવાથી ચમકવાની જરૂર નથી. સમાજહિતથી નિરાળી એવી કોઈ નીતિ હોઈ શકે નહિ, અને સમાજહિતના પ્રશ્નો કાળે કાળે બદલાતા હોય છે. જ્યારે સમાજનું અહિત કરનારી નીતિ કોઇ કાઢશે અને ફેલાવશે ત્યારે તો સરકાર પણ ચૂપ બેસી નહિ રહેતાં તેની સામે તોપ માંડશે; પણ તે પહેલાં અગાઉથી 'વાઘ આવ્યો' ની બૂમો મારવી એ નકામું છે. ઘણાઓ નવીન નીતિનું કે ધાર્મિક સુધારણાનું નામ સાંભળીને એવી જ બૂમો પાડી ઉઠે છે! વસ્તુતઃ કાળપરત્વે નીતિમત્તા સમાન કોટિમાં જ રહ્યા કરે છે. અત્યારને માટે માત્ર એટલું જ કહી શકાય કે નીતિ-અનીતિનું સંઘર્ષણ પહેલાંના કરતાં અત્યારે વધારે તીવ્ર બન્યું છે; પણ એ સંઘર્ષણ અનિષ્ટ નથી. અનિષ્ટ માત્ર તે માટેનો કલ્પનિક ભયજ છે. સ્ત્રીઓને પુનર્લગ્નની છૂટ મળવાથી સ્ત્રીઓ પોતાના પતિઓનાં ખૂન કરશે એવો ભય આજથી પચાસ વર્ષ પહેલાં ઘરડેરાઓ પ્રકટ રીતે દર્શાવતા હતા. આજે પુનર્લગ્નો ખૂબ પ્રસર્યાં છે, છતાં તેવાં ખૂનો થયાં છે ખરાં? પણ એ બીનિ તેમને તેમના કાળની નીતિની દષ્ટિએ લાગતી હતી. જનસ્વભાવ જ એવો હોય છે કે આગળ ડગલું ભરતાં તે ભયની આશંકાથી ધ્રૂજવા લાગી જાય છે. એજ રીતે આર્થિક સ્વતંત્રતાથી કે સ્ત્રીઓ કમાવા લાગવાથી તેઓ શીલભ્રષ્ટ થઇ જશે એવો ભય લોકો રાખે છે; પણ આર્થિક પરાધીનતાને કારણે જ અનીતિ કેવી રીતે વધે છે અને સ્ત્રીઓ શીલભ્રષ્ટ કેવી રીતે થાય છે, તે શું એ જૂના નીતિવાદીઓ જોઈ શકતા નથી? શીલ વેચીને ગુજારો કરનારી સ્ત્રીઓના દાખલા તેમને આપવાની જરૂર છે ખરી? સ્ત્રી નોકરી કરે તે ખરાબ, કારણકે તેથી તે પરપુરૂષોના સંપર્કમાં આવે છે; તોપછી પરપુરૂષોના જ સંપર્કમાં આવતી અને દેવમંદિરોમાં દોડી જતી સ્ત્રીઓની રીતિનીતિ સારી ખરી કે?

ખરૂં કહીએ તો આર્થિક સ્વયંનિર્ણયની ટેવ જ મધ્યમ વર્ગને હોતી નથી એટલે તેમને આવી વાતો અઘટિત લાગે છે. ઉતરતા વર્ગોમાં સ્ત્રીઓ સવારે ખેતરે જાય છે, ઘાસ કાપે છે અને સાંજે ઘેર આવે છે ત્યારે તે પતિત થએલી હોય છે એમ શું કહી શકાશે? એજ અનુભવ ઉચ્ચ વર્ગોને લેવામાં વાંધો શો છે? એટલાથી પણ જો સ્ત્રીઓ પતિત થતી હોય, તો પછી પુરૂષોને પતિતપાવન રામ બનતાં

કોણ આડે આવી રહ્યું છે? ઉતરતા વર્ગોની સ્ત્રીઓ ઉપર કોઈ અત્યાચારનો પ્રસંગ આવી પડે છે તો તે સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરવા સમર્થ હોય છે, અને કદાચ તે સમર્થ નથી બનતી તો તેમનાં આપ્તજનો શું દ્રૌપદીના પતિ ભીમ નથી બનતા અને કીચકના જેવી અત્યાચારીની દશા નથી કરતાં? સ્ત્રીઓને ઘરબહાર નહિ નીકળવા દેવા દ્વારા તેમના શીલરક્ષણની વાતો કરનારાઓ વસ્તુતઃ પોતાની કાયરતાને છુપાવે છે અને સ્ત્રીઓની અબળતાનું બહાનું મોખરે મૂકે છે; પણ આર્થિક સ્વાતંત્ર્યની મર્યાદા જો સમાજ વધારવા ઇચ્છતો હોય તો પુરૂષોએ વધારે પુરૂષાર્થ બતાવવો જોઇએ છે અને સ્ત્રીઓએ વધારે પરિશ્રમ શીલ બનવું જોઇએ છે.



## હિંદુનાં સંતાનો મુસલમાન !

મધ્યપ્રાંતમાં હિંદુઓની એક 'હલબી' નામની જાત છે. આ લોકોની વસ્તી ભંડારા, ચાંદા, બાલઘાટ વગેરે જિલ્લાઓમાં પુષ્કળ છે. રાયપુર, બિલાસપુર, દુર્ગ, રાજનાંદગાવ, ખૈરાગઢ વગેરે સંસ્થાનોમાં પણ થોડીઝાઝી તેઓની વસ્તી આવેલી છે. આ લોકો મૂળ ખાનદેશમાંથી ધધાર્થે એ એ બાજુ ગયેલા મનાય છે. એ લોકો પોતાને રજપૂત કહાવે છે અને ભંડારા, ચાંદા, બાલઘાટ વગેરેમાં એ જાતિના મોટા મોટા જાગીરદારો છે.

આ લોકોમાં સ્ત્રીઓની બહુજ અછત છે, એટલે સેંકડે ૧૦ થી ૧૫ પુરૂષોને આજીવન અપરિણીત દશામાંજ રહેવું પડે છે. આ લોકોમાં ઘરજમાઈ રાખવાનો ચાલ છે. કેટલાક કિસ્સાઓમાં જમાઈઓ સાસરવાસમાં રહેવું પસંદ નથી યે કરતા; આ સ્થિતિમાં પણ દીકરી ઝાઝે ભાગે બાપને ત્યાં જ રહે છે. આ જાતિમાં પુનર્લગ્નનો રિવાજ નથી. જો કોઇ પુનર્લગ્ન કરે તો તેને નાત બહાર કરવામાં આવે છે.

સ્ત્રીઓની અછતને લીધે તેમજ પરણ્યા પછી પણ દીકરી બાપને ત્યાં રહેતી હોવાથી વ્યભિચારને સારા પ્રમાણમાં પોષણ મળે છે; વળી બાળલગ્ન સદંતર થતાં જ નથી; કન્યાઓને મોડી કરી પરણાવવામાં આવે છે, દરમિયાન ન પરણેલો જમાઇ સસરાને ત્યાં આવી રહે છે, વિધવાવિવાહ ન થતો હોવાથી વિધવાઓની સંખ્યા પણ ઠીક ઠીક રહે છે, તેથી હરામના હમેલ રહી જવાના અનેક દાખલાઓ પ્રાપ્ત થાય છે. આવી રીતે જે સંતતિ ઉત્પન્ન થાય , તેનો જ્ઞાતિજન સ્વીકાર કરતા નથી. કોઇપણ હિંદુ આવાં બચ્ચાંઓની માગણી કરે તો તેને દેવામાં આવતાં નથી. એવો કુરિવાજ પડી ગયો છે કે, એ બચ્ચાંઓને જો મુસલમાનને સોંપી દેવામાં આવે તો જ માતાને શુદ્ધ કરી જ્ઞાતિમાં લેવામાં આવે. આને લીધે પરિણામ એ આવ્યું છે કે, પ્રત્યેક જમીનદારીમાં મુસલમાનનાં એક કે બે ઘર હતાં, ત્યાં આજે હજારોની સંખ્યા થઇ પડી છે અને હિંદુ માતાપિતાની મૂર્ખાઇથી એઓનાંજ બચ્ચાં આજે કુહાડામાં હાથારૂપ થઈ તેઓને જ વિઘાતક થઈ પડે છે.

પૂર્વે એ બચ્ચાંઓનો સ્વીકાર કરવા કોઈ તૈયાર ન થયેલું અને પ્રસંગ જોઈ ધર્મનો ફેલાવો કરવાનો લાગ મુસલમાનોએ પકડી લીધેલો, તેનું જ આ ખરાબ પરિણામ આવ્યું છે.

આ ભયંકર પરિણામના મૂળમાં પ્રૌઢવિવાહ નિયામક છે, એમ સ્પષ્ટ રૂપે સમઝાય છે. એના તરફ હિંદુસ આજે લક્ષ્ય આપવું અતિ આવશ્યક અને અનિવાર્ય છે.

આ લોકોની વસ્તી લાખોના પ્રમાણમાં છે. દર વરસે આવા હજારો કિસ્સા બનતા હશે. આમ દર વરસે હિંદુઓનાં જ હાડમાંસથી મુસલમાનોમાં મોટા પ્રમાણમાં ભરતી થઇ રહી છે. આવી રીતની સંતતિનો જો જ્ઞાતિવાળા સ્વીકાર કરી લેતા હોય તો આ ભયંકર પરિણામ કદાપિ ન આવે. આ માટે આ લોકોની ઠેરઠેર પરિષદ ભરી તેઓને પોતાના સંઘબળના થતા હ્રાસનો ખ્યાલ આપવામાં હિંદુ આગેવાનોએ સત્વરતા બતાવવામાં લેશ પણ પછાત રહેવું ન જોઇએ. એ લોકોમાં વર્તમાનપત્રોનો પ્રચાર વિશેષ નથી, તેથી તે તે ઠેકાણે હિંદુમહાસભાના સભ્યો, હિંદુ વ્યાપારીઓ વગેરે જઈ આ વિષયમાં જબ્બર પ્રચારકાર્ય શરૂ કરે તો સમગ્ર હિંદુસમાજ પર મોટો ઉપકાર થશે.

# કેશસુંદરતા અને તેનું સંરક્ષણ



જગતમાં વાળનો ભારે મહિમા છે. પ્રાચીન સમયમાં સૌંદર્યવૃદ્ધિ માટે રાજા-મહારાજાઓ અને પ્રતિષ્ઠિત પુરુષો વાળ રાખતા હતા. આજે પણ લગભગ દરેક દેશમાં વાળનો શોખ મોજુદ છે. કોઇ આગળના વાળ વધારે છે તો કોઈ પાછળના; પણ સમસ્ત જગતવાસીઓ વાળ-દ્વારા સૌંદર્યવાન થવા મથે છે. વાળ રાખવામાં કુદરતી વલણ અખત્યાર કરવામાં આવે તો સારૂં છે. પરંતુ અંગ્રેજી ઢબને અનુસરી ગરદનના ઉપરના પાછલા વાળ અસ્તરાથી કઢાવવામાં આવે તો સૌંદર્યવૃદ્ધિ નથી જ. જ્યાં સૌંદર્યવૃદ્ધિની દૃષ્ટિથી વાળ રાખવામાં આવે છે ત્યાં ઉપરની રીત અખત્યાર કરવાથી કુરૂપતા વધે છે. ચાલુ ફેશન સૌંદર્યવૃદ્ધિની દૃષ્ટિથી જેટલું જેટલું કરે છે તે મોટે ભાગે તો નુકસાનકારક અને અસુંદર હોય છે. ગુલાબી ચહેરો, જુવાન વયના ગાલ અને તેના પર કાળા કાળા વાળ એ ખરેખર બહુજ આકર્ષક લાગે છે. સ્ત્રી કે પુરુષ — દરેકને હરકોઇ ઉમરમાં વાળ ખરેખર સુંદર જ લાગે છે, શરીર અસ્વસ્થ હોય તો જુદી વાત. શરીરની અસ્વસ્થતા કંઇ એકલા વાળને અસર કરતી નથી, તે તો શરીરના કોઇ પણ અંગને કુરૂપ કરી દે છે. સુંદરતાની વૃદ્ધિ કરનાર સ્ત્રી-પુરૂષે અંગ્રેજી ઢબે વાળ કપાવવા નહિ જોઈએ, કારણ કે તેથી સુંદરતા વધવાને બદલે ઘટે છે. સ્ત્રીના સૌંદર્યમાં વાળનું સ્થાન અનોખું છે. સ્ત્રીના લાંબા, ચમકતા, ગુંચળાવાળા અને મુલાયમ વાળની કદર સૌન્દર્યપ્રેમીઓને હોય છે. સ્ત્રી તો સ્વાભાવિક જ સુંદર છે, તેનાં અંગ-પ્રત્યંગ કોમળ અને સુકુમાર હોય છે, સુંદરતા તેનું જીવન છે, સુંદરતા જ તેની પ્રતિષ્ઠા છે. વાળ આ સ્વાભાવિક સુંદરતામાં અનેરી વૃદ્ધિ કરે છે. પ્રાચીન કાળની સ્ત્રીઓ પોતાના વાળને વધારે માન આપતી હતી, તેનો શણગાર કરતી હતી. સોળ શણગારમાં કેશકલાપનું વિશિષ્ટ સ્થાન છે. આજની સ્ત્રીઓ મોટે ભાગે તો વાળની રક્ષા કરવાનું પણ જાણતી નથી. રાજપૂતાના અને માળવાની સ્ત્રીઓએ તો વાળની ખૂબજ ખરાબી કરી છે. મહિને બે મહિને આ સ્ત્રીઓ વાળને એક વાર કાળી માટીથી ધુએ છે, પછી વાળમાં ઘી નાંખી તેને લાલ નાડાંઓથી સખત ગુંથી લે છે. આગળના વાળમાં સુંદર ચોપડી સુકવે છે જેથી મહિનો બે મહિના તે ન નહાય ત્યાંસુધી તે ચળકતા રહે! પરંતુ તે બિચારીને ખબર નથી હોતી કે રાત દિવસ થતો પરસેવો તેમાં ભરાઇ રહેવાથી અને બહારની હવા અંદર ન જઇ શકવાથી કેટલું નુકસાન થાય છે. પંજાબી, દક્ષિણી, ગુજરાતી અને બંગાળી સ્ત્રીઓ વાળની સારી માવજત કરે છે, તેઓ દરરોજ વાળને તેલ નાંખી ઓળે છે અને પછીથી ગુંથે છે. અંબોડો મોટે ભાગે ઢીલો રહે છે કે જેથી વાળની અંદરની ચામડી સુધી શુદ્ધ હવા પ્રવેશી શકે છે. અંગ્રેજી તથા અમેરિકન સ્ત્રીઓ અને તેમની નકલ કરનારી તુર્કી, રશિયન વિગેરે સ્ત્રીઓ વાળને અમુક માપથી આગળ વધવા દેતી નથી અને પશુઓની માફક ગરદન ઉપરના વાળ કપાવે છે.

વાળને રોજેરોજ ધોવા અને રોજ ઓળવા એ બહુ લાભકારક છે. સાત કે પંદર દિવસે એક જ વાર તેને સંભાળવા એ હાનિકારક છે. બહુ ખેંચીને વાળ બાંધવાથી વાળ લાંબા થતા નથી, પણ તૂટવા માંડે છે. જે સ્ત્રીઓ વાળના સૌન્દર્યથી અજાણ છે તેઓ તો તેની સંભાળ લેતી નથી. તેથી તેના વાળમાં સુંદરતા જણાતી નથી. જ્યાંસુધી સ્ત્રીઓ વાળની સુંદરતાનું મહત્ત્વ નહિ સમજે ત્યાંસુધી તે વાળનું મૂલ્ય આંકી નહિ શકે, તો તેની રક્ષા તો ક્યાંથી જ કરી શકે? સુશિક્ષિત સ્ત્રીઓ હંમેશાં

વાળની રક્ષા કરે છે, હંમેશાં પોતાની સૌન્દર્યવૃદ્ધિ અંગે તે કંઈને કંઈ ખર્ચ વાળને અંગે કર્યા કરે છે અને તેથી વધારામાં તે પોતાના વાળને કાળા અને મુલાયમ રાખવા સારૂ દરેક ઉપાય કરે છે. મોટે ભાગે સ્ત્રીઓ લાંબા વાળ પસંદ કરે છે. આરોગ્ય અને લાંબા વાળને ગાઢ સંબંધ છે. ટુંકા વાળવાળી સ્ત્રીઓ કાળું ઊન વાળમાં ગુંથી લે છે. એથી એમ સાબીત થાય છે કે સ્ત્રીઓને લાંબા વાળજ પસંદ છે. વિલાયતની સ્ત્રીઓમાં વાળની લંબાઇ પરત્વે મતભેદ છે. કેટલીક ૮ થી ૯ ઇંચથી લાંબા વાળ થવા દેતી નથી તો કેટલીક વાળ લાંબા બનાવવા સારૂ બજારના બનાવટી વાળ પહેરે છે।

વાળની લંબાઈ વધારવા માટે, તેને ચળકાટવાળા તથા સુંદર રાખવા માટે સ્ત્રીઓએ કુદરતી નિયમોને અનુસરવું જોઇએ. આરોગ્યના નિયમોનું પાલન અને વાળની યોગ્ય રક્ષા એ બે જ સર્વશ્રેષ્ઠ ઉપાયો છે. જે સ્ત્રીઓને લાંબા વાળ હોય તેમણે અભિમાન ન કરતાં વાળની લંબાઈ કાયમ ટકી રહે તે માટે ઉચિત ઉપાયો કરતાં રહેવું જોઇએ; નહિ તો થોડી બેદરકારીથી પણ લાંબા વાળ ખરી પડે છે. આમ તો રોજ વાળને ધોવા એ સારૂ છે, પણ કોઇ મુશ્કેલીને પ્રસંગે એકાદ અઠવાડિયા સુધી ન ધોવાય તો કંઇ નુકસાન નથી ૧૫–૨૦ દિવસથી મોડી અને ૧–૨ માસમાં એકજ વાર વાળ ધોનારી સ્ત્રીઓ પોતાના વાળનું સૌંદર્ય વહેલુ ગુમાવે છે. વિલાયતની સ્ત્રીઓ ઠંડીના કારણે ૩–૪ માસ સુધી વાળ ધોતી નથી, પણ ઉપરની સજાવટ કેટલીયે રીતે કરે છે। આપણા દેશની સ્ત્રીઓમાં વાળ ધોવામાં આંબળાં, ચણાનો લોટ, માટી, સોડા વિગેરે પ્રચલિત છે. ખરી રીતે આ બધી ચીજોમાં આંબળાં સર્વશ્રેષ્ઠ છે. સાધારણ રીતે તો બધી ચીજો સારી છે, પરન્તુ બીજી ચીજો વાપરતાં ઓછીવધતી સાવધાની રાખવાની ખાસ જરૂર હોય છે. સૂકાં આંબળાં આ કાર્યમાં સર્વશ્રેષ્ઠ છે. તેને રાતે પાણીમાં પલાળી રાખવાં અને સવારે સ્નાન કરતી વખતે તે માથામાં ખૂબ ઘસી માથું સાફ કરવું જોઇએ. આંબળાંથી વાળની કાળાશ તથા કોમળતા દિનપ્રતિદિન વધે છે, તેની લંબાઇ વધે છે, ચળકાટ પણ આવે છે. ચણાનો લોટ વાળ ધોવામાં સારી વસ્તુ છે. આ લોટ મુલાયમ અને બારીક હોવો જોઇએ. થોડોક લોટ લઇને વાળને ખૂબ ઘસીને ધોઈ નાંખવા જોઇએ; સાથે-સાથે એ યાદ રાખવું જોઇએ કે લોટનો સહેજ અંશ પણ વાળમાં રહી ન જાય. લોટનાં રજકણો વાળમાં રહી જતાં દુર્ગંધ પેદા થશે. આ લોટથી વાળ કોમળ, નરમ અને ચળકાટવાળા થાય છે. કેટલીક સ્ત્રીઓ સોડાથી વાળ ધુએ છે. સોડાથી વાળ સાફ તો થાય છે જ પરંતુ તે લુખ્ખા બરછટ થઇ જાય છે અને ઘણા વાળ તુટી જાય છે તેથી સોડાનો વધારે પ્રયોગ ન કરવો જોઇએ. આ દેશની પોણા ભાગની સ્ત્રીઓ માટીથી વાળ સાફ કરે છે. પંજાબી સ્ત્રીઓ મુલતાની માટી અને સંયુક્ત પ્રાંતની સ્ત્રીઓ સાદી માટી વાપરે છે. રાજપૂતાના અને માળવાની સ્ત્રીઓમાં કાળી માટી પ્રચલિત છે. માટીથી વાળ બરાબર સાફ તો થાય છે અને મેલ નીકળી જાય છે; પરંતુ વાળની જડોમાં માટી રહી જાય છે, તેથી તે કાઢી નાંખવા અવશ્ય કોશીશ કરવી જોઇએ, નહિ તો વાળ ખરી જવાનો રોગ થાય છે અને વાળની ચામડી બગડી જાય છે. માટીથી વાળ લુખ્ખા અને કંઇક ભૂરા થઇ જાય છે. વાળ ધોવામાં આંબળાં પછી અરીઠાનું પણ સ્થાન છે. અરીઠાને રાતે પલાળી રાખવા જોઇએ. તે પછી તેને ગરમ પાણીમાં નાંખી ખૂબ મસળી નાંખવા જોઇએ. પછી તેના પાણીથી માથું બરાબર ચોળી સાફ કરવું જોઇએ એટલે વાળ સાફ અને રેશમ જેવા સુંવાળા થશે. આજકાલ તો ફેશનમાં સ્ત્રીઓ વાળ ધોવામાં સાબુ વાપરતી થઈ છે, પરંતુ વાળ ધોવામાં ઊંચી જાતના સાબુની આવશ્યકતા છે. સસ્તા બજારૂ સાબુથી વાળ બગડે છે. સાબુથી વાળ લુખ્ખા અને કડક થાય છે, તેથી તે લગાવી ધોયા પછી દહીં વાળમાં નાંખવું જરૂરી છે. દહીં નાખીને વાળ ધોતાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે દહીંનો એક પરમાણુ પણ વાળમાં રહી જવા ન પામે જરા જેટલું પણ દહીં રહી જશે તો વાળમાંથી

દુર્ગંધ આવવાની. માત્ર એકલા દહીંથી વાળ ધોવા એ પણ શ્રેષ્ઠ છે, પરંતુ તે જરાયે જેટલું વાળમાં રહેવા ન પામવું જોઇએ. દહીંથી વાળ કોમળ, ચીકણા, ચળકાટવાળા તથા કાળા થાય છે.

વાળ ધોયા પછી બરાબર ખુલ્લી હવામાં સુકાવા દેવા જોઇએ. વાળને જેટલી હવા લાગશે તેટલો ચળકાટ આવશે. દક્ષિણમાં ઉઘાડું માથું રાખવાનો જે રિવાજ પ્રચલિત થયો છે તે આ સિદ્ધાંત ઉપર રચાયેલો છે. વાળને સારી રીતે ખુલ્લા સુકાવા દીધા પછી તેમાં તેલ નાંખવું જોઇએ કોઇ વાર વાળ ધોયા પછી પણ તેમાં ચિકાશ રહી જાય છે, એવી વખતે ગરમ પાણીથી ધોવાનું રાખવું જોઇએ. તેથી સઘળી ચીકાશ નાશ પામશે. ઘણું ગરમ પાણી વાળ તેમજ માથાને નુકશાનકર્તા છે; ગરમ પાણીથી વાળની જડો બળી જાય છે.

વાળને ધોયા અને સુકાવા દીધા પછી તેમાં કોઇ પણ સારૂં તેલ નાંખવું જોઇએ. વિલાયતની સ્ત્રીઓ તેલ નાખવાની વિરૂદ્ધમાં છે, તેથી તેમના વાળ લુખ્ખા રહે છે. વિલાયતની કેટલીક સ્ત્રીઓ તેલ નાંખે પણ છે. તે તેલમાં માત્ર સુગંધ હોય છે પણ બીલકુલ ચીકાશ હોતી નથી. જે તેલમાં ચીકાશ નથી તે તેલ જ નથી-તે તો અર્ક છે. આપણી શિક્ષિત સ્ત્રીઓ પણ તેલની થોડી વિરૂદ્ધમાં છે, કારણ કે તેલથી તેમનાં કપડાં ચીકણાં થાય છે. પારસી સ્ત્રીઓ વાળમાં તેલ નાંખે છે પણ કપડાં ન બગડે તે માટે માથા પર સફેદ રૂમાલ બાંધી રાખે છે. ઘણું તેલ નાખવું એ તો અર્થહીન છે, જેટલા તેલની વાળને જરૂર હોય તેટલુંજ નાંખવું જોઇએ. એટલા તેલથી કપડાં ખરાબ થશે નહિ. જ્યારે તેલ નાખવામાં આવે ત્યારે તે ઉપર ઉપર નાંખવું એ વ્યાજબી નથી. વાળની જડો સુધી તેલ જાય તે માટે તેલથી માથું બરાબર ઘસવું જોઇએ. આથી બે લાભ થશે-એક તો વાળ બરાબર તેલ પી લેશે અને સાથે સાથે માથાનું માલીશ પણ થશે. તેલ રોજ નાખવાની પણ જરૂર નથી; કારણ કે વાળ ઉપર ચાલુ તેલ રહેવાથી વાળનું પ્રાકૃતિક તેલ નીકળી શકશે નહિ જેથી વાળનું પ્રાકૃતિક પોષણ અટકી જશે. મારવાડી સ્ત્રીઓ ઘી નાંખે છે. ઘીથી વાળ ખરાબ થાય છે અને બદબો આવે છે. અઠવાડિયામાં બે વાર તેલ નાંખવું સારૂં છે.

જેટલાં બજારૂ તેલો મોટી મોટી જાહેરાત કરી વેચાય છે તેમાંનાં કેટલાંક તો તદ્દન નકામાં છે, એટલુંજ નહિ પણ હાનિકારક હોય છે. બજારૂ તેલ વાપરનારાઓના વાળ જલદી સફેદ અને બરછટ થઇ જાય છે. આજકાલ લોકો તેલ પરથી ગ્યાસતેલ પર આવ્યા છે! ગ્યાસતેલની દુર્ગંધ કાઢી નાંખી બેચાર ટીપાં અર્ક નાખી ખુશબો પેદા કરવામાં આવે છે. આ તેલો વાળના શત્રુઓ છે, તેથી તેલની બાબતમાં સ્ત્રીપુરૂષોએ સાવધાન રહેવાની જરૂર છે તેલનું કાર્ય તો વાળ વધારવા અને કાળા રાખવા પૂરતુ જ છે. જો વાળની ચમક અને કાળાશ તેલથી ન વધી તો તેલોનો ઉપયોગ વ્યર્થ છે. વાળની વૃદ્ધિ અને કોમળતામાં તેલ સૌથી વધુ ભાગ ભજવે છે. માથાના કેટલાક રોગો તેના સેવનથી નાબુદ થાય છે. આંબળાંનું તેલ માથાને મજબૂત કરવા ઉપરાંત વાળની વૃદ્ધિ તથા કાળાશ વધારે છે. આ તેલથી વાળ મજબૂત બને છે. મેંદીના તેલથી, વાળ જો ખરી પડતા હોય તો, તે અટકી જાય છે. મેંદીનાં પાનને પ્રથમ પાણીમાં ઉકાળી તેમાં, તે પાણી જેટલું તલનું તેલ નાખવું જોઈએ અને તે તેલ જેટલું રહે ત્યાંસુધી પકવવું જોઇએ. પછી તેમાં એક એક બિન્દુ સુગંધ માટે અર્કનું નાખી તેમને ખૂબ હલાવી નાખવું.

આ સિવાય પણ કેટલાય ઉપાયો છે કે જેથી વાળની સુંદરતા અને વૃદ્ધિ કરી શકાય. માથાને માલીશ કરવાથી પણ વાળ વધે છે. માલીશ એટલે સુધી કરવી જોઈએ કે માથાની ચામડી રાતીચોળ થઇ જાય. અડદના લોટથી ૪૦-૫૦ દિવસ સુધી માથું ધોતા રહેવાથી પણ વાળની વૃદ્ધિ થાય છે અને વાળ ખરતા અટકી જાય છે. ગોખરૂં બરાબર પીસીને તેને તલના તેલમાં અને ગાયના દૂધમાં એકઠું કરી લગાવવાથી વાળ વધે છે અને નરમ થાય છે. છો૦

✤ ✤ ✤

# ગ્રહોથી ઘેરાયેલો ગોવિંદલાલ !



## [ હાસ્યરસિક નવલિકા ]

*

આટપાટ શહેરમાંની ટેક્ષટાઇલ ઑફિસ એ પ્રાંતમાં સારી રીતે પ્રખ્યાત હતી. ગોવિંદલાલ ગરીબ માબાપનો છોકરો હોવા છતાં શક્તિથી આગળ વધી ટેક્ષટાઇલ ઑફિસના મેનેજરની માનવંતી પદવી મેળવવા ભાગ્યશાળી થયો હતો. લગ્ન થયા પછી એની પત્નીને ખોળો ભરાતો ન હતો. કૈં બાધાઓ કરી; કૈં આખડીઓ કરી; કૈંક માનતાઓ માની, પણ કાંઈ વળ્યું નહીં. એમને એમ આઠેક વર્ષો નીકળી ગયાં. ગોવિન્દલાલને નિરાશા વ્યાપી ગઇ. 'બીજું લગ્ન કરૂં !' જ્ઞાતિ–રિવાજ તેમ કરતાં તેને રોકતો હતો. અચાનક નિરાશામાંથી આશાના અંકુર ફૂટ્યાઃ શેઠાણીને દિવસો ચઢવા લાગ્યા. પૂરા દિવસે લક્ષ્મી અવતર્યાં. ગોવિંદલાલને આટલાં વર્ષ પછી પુત્ર થયો હોત તો ઠીક, એમ મનમાં થયું પણ કુદરત આગળ મન મનાવી બેઠો લોકોએ ધીરજ આપીઃ "પહેલી બેટી ને ધનની પેટી.' ઉમર ક્યાં વીતી ગઈ છે ? જેણે દીકરી આપી તે દીકરો પણ આપશેજ. આશા જ નહતી ત્યાં ઘોડિયું બંધાયું, તે પ્રભુનો પાડ માનોને !"

નાની અમલા બે વર્ષની થઈ, ત્યાં બીજાં બહુલા પધાર્યા. ગોવિંદલાલનું મોં ચઢી રહ્યું. બે દિવસ સુધી તો શેઠાણી સાથે બોલ્યો જ નહીં. સૌએ ધીરજ આપી. ફરી બે વર્ષે કમલાનો જન્મ થયો ! આ વખતે તો તેને ખાતરી જ હતી કે દીકરોજ આવશે. દીવાનખાનામાં બરોબર કાન માંડીનેજ તે બેઠો હતો. ત્યાં પ્રસૂતિગૃહમાંથી "ક્યાંઉ, ચ્યાં, ટે" નો મનોરમ ધ્વનિ આવ્યો; પણ ગોવિંદલાલને તો તે કકડતા મેઘના અવાજ જેવો લાગ્યો. હૃદય બેસી ગયું. તે બહાર જતો રહ્યો. રાતે ૧૧ વાગે ઘેર આવ્યો. ન કોઇ સાથે બોલે, ન ચાલે. બે દિવસ તો ભોજન પણ ન લીધું આઠ દિવસ સુધી મોઢાનો તોબરો ચઢચો ને ચઢયોજ રહ્યો ! જેમ દિવસો પસાર થતા ગયા તેમ ભાર ઓછો થતો ગયો. ચોથી તો દીકરીજ આવશે. એવી તેને ખાતરી હોવાથી દમયંતીના જન્મ ટાણે ન મોઢું ચઢ્યું, ન ચીઢાયો, ન સંતાપ થયો; જરા હસ્યો. પત્નીના ઓરડા પાસે જઈ તબિયતના સમાચાર પૂછ્યા.

"હું શું કરૂં ?" પત્ની ગભરાઇને બોલી. તેની આંખમાંથી દડદડ આંસુ ખરી પડ્યાં.

"એમજ હોય; કાંઇ નહીં." ગોવિંદલાલ બહાર ગયો અને હોટલમાં જઈ શરબત પી ઠંડો થયો.

પાંચમીએ દીકરી ને છઠ્ઠીએ દીકરી. હવે ગોવિંદલાલ ખૂબ ટેવાઈ ગયો હતો. તે આનંદમાં જ રહેવા લાગ્યો. પ્રભુએ લાજ રાખી અને ૭ દીકરી પર ત્રણ દીકરા આપ્યા ને હવે એ નવ બાળગોપાળ સાથે દંપતી સુખરૂપ જીવન વીતાવવા લાગ્યાં.

એક પછી એક ચારે પુત્રીઓ 'અ–બ–ક–દ' ને પરણાવી. ચારે જમાઇઓ સુશિક્ષિત હતા. દરેક દરેક દીકરીને બબ્બે હજાર રૂપિયા દાયજામાં આપ્યા. દરેક વખતે જમાઇઓને અને વેવાઈવેલાને પહેરામણીઓ આપી ખુશી કરી વોળાવ્યાં હતાં.

જમાઇ ઘણા કેળવાયેલા હતા; પણ કરે શું ! અનેક પ્રયત્નો કરતાં નોકરીનો પારો ચઢ્યો, નહીં. ગોવિન્દલાલ ઉપરનો એક પણ પત્ર જમાઇઓ તરફથી એવો ન આવતો કે જેમાં નોકરી દેવડાવવાની,

ધધે ચઢાવી આપવાની કે થોડી ઘણી હાથખરચી માગવાની વાત ન હોય. કેટલાંય વર્ષ વીતી ગયાં, પણ એનો આરો આવ્યો નહી.

*　*　*

આટપાટમાં દેવીનો મોટો ઉત્સવ નજીક આવ્યો. દરસાલ આ ઉત્સવ ધામધૂમથી ઉજવાતો હતો. છેલ્લે દીકરીઓના મોઢાં જોયાંને ચાર વર્ષ વીતી ગયાં હતાં. શેઠાણીને છોકરીઓનાં મોં જોવાનું ખૂબ મન થયું. મોટા છોકરાને નિશાળે બેસાડવાનું મુહૂર્ત જોવાયું ને દેવીના ઉત્સવ આગમચ જ એક માસ પૂર્વેથીજ ચારે જમાઇઓને અને ચારે પુત્રીઓને બોલાવી લીધાં. અમલાનાં ત્રણ બચ્ચાં, બકુલાનાં બે, કમલાનું એક; ઘરમાં કિલ્લબિલાટ થઇ રહ્યો હતો. દૌહિત્રાંઓને જોઈ શેઠ–શેઠાણી આનંદભીનાં થઇ ગયાં. નાની દમયંતીના સીમન્તનો ઉત્સવ તેના સાસરિયાંઓને બોલાવી અહીજ કર્યો. પુત્રને નિશાળે બેસાડવાનો સમારંભ ધામધૂમથી ઉજવી લીધો, ત્યાં આવ્યો દેવીનો ઉત્સવ. ઉમંગમાં ને ઉમંગમાં ગોવિંદલાલે પત્નીની સલાહથી નાત જમાડી.

એ ઉત્સવ વીત્યો; ગામમાંના પરોણાઓ, પોતાને ત્યાં આવેલાં સગાં વહાલાં સૌ સૌને પંથે પડ્યાં. ચારે જમાઇરાજોને તો સસરાજીને ત્યાં ખૂબ ગોઠી ગયેલું; 'આપણે શી કમી છે? બે ટાંણાં ખાવું; ગામમાં 'સીટી સર્વે' કરવી; રાતે ગપ્પ સપ્પ ચલાવવી; ચા–કોફી ઉડાવવાં ને પત્તાં રમવાં; ઘર આપણુજ છેને ! ઘેર જઇ શું કરીશું !'

સાસુને જમાઇઓ ઉપર અપાર હેત હતું. દર અઠવાડિયે એક વાર મિષ્ટાન્ન તો હોયજ. જમાઇઓ પાણી માગે ત્યાં દૂધ હાજર. આમ ને આમ એક માસ વીત્યો; બે માસ વીત્યા; ત્રીજો માસ પણ પૂરો થવા આવ્યો. જમાઇરાજો જવાની વાતજ ન ઉચ્ચારે, જાણે અડ્ડો જમાવી પડ્યા!

ગોવિંદલાલ પણ થાકી ગયો હતો. ઑફિસને ટાઇમે ઑફિસનો ટાંગો ગોવિન્દલાલને લેવા આવ્યો હોય, ત્યાં જમાઇરાજો ચઢી બેસે; તેઓ ગામમાં સહેલ મારવા જાય ને ગોવિંદલાલ પગે ચાલીને ઑફિસે જાય. ઘરમાં ચાર ઓરડા હતા. ચારેય ઓરડા જમાઇઓએ રોકી લીધેલા; જાણે જમાઇઓ ઘરધણી અને સાસુ–સસરો મેમાન ! ગોવિંદલાલે એમને એમ ચાર માસ ઓસરીમાં સૂઇને જ ગાળ્યા. છોકરાંઓ અગાસીમાં પડ્યાં રહે !

*　*　*

" ગોવિંદલાલ શેઠ ! ઓ શેઠ !" ઊઘરાણીવાળાએ બૂમ પાડી; " શેઠ ઘરમાં છે કે ?"

" જી હા, શું કામ છે ?" શેઠે અવાજ સાંભળી બારીમાંથી ઉત્તર આપ્યો. " આવો અન્દર આવો."

" શેઠજી ! આ આંકડો, આજ ચાર માસ થઈ ગયા છે, તો કૃપા કરી આંકડો ચૂકવી આપશો."

" વારૂ ! કાલે સાંઝને સમયે આવજો."

ગોવિંદલાલ ઉદાસ ચ્હેરે ખુરશી પર બેસી ગયો. શેઠાણી રમાબાઈ અચાનક બેઠકમાં આવી, ત્યાં પતિને ઉદાસ ચ્હેરે બેઠેલો જોયો.

"કેમ, વારૂ ! શું છે ?"

" શું હોય ?"

"કેમ ?"

" મારે તે કરવું શું ? ઘીવાળાના સાઠ રૂપિયા ચઢયા છે; ચોખાવાળાનો તકાદો ઊભોજ છે, ત્યાં આ તેલવાળાનો આંકડો આવ્યો છે. પોસ્ટ ઑફિસમાંથી રૂપિયા બસ્સો પરમદિવસેજ ઉઠાવ્યા, તે તો ક્યાંય ચટણી થઈ ગયા. આમ ને આમ ચાલે તો કુબેર પણ ભીખ માગતો થઈ જાય ! હવે આ નુકટાઓ કેમેય કરી જાય ખરા ?" ગોવિંદલાલે કેટલાય દિવસનો ઊભરો આજે કાઢ્યો.

" શું કરિયે ? આપણાજ દાંત ને આપણાજ હોઠ. કોની પાસે જઇ ફરિયાદ કરવી ? જમાઇ ડાહ્યા છે; આજ નહીં તો બે દિવસ પછી કંટાળી કંટાળીને ઘેર જશે;" રમાબાઇએ દિલાસો આપ્યો.

પણ જમાઇરાજોને કેવો કંટાળો ને કેવી વાત ? એ તો ગૂંદ ને ગૂગળ લઇને ચોંટયા હતા. ગોવિંદ-

લાલની ધીરજ ખૂટી; તેઓને કાઢવા યુક્તિઓ શોધવા લાગ્યો. એક દિવસે એક ગારુડીને બોલાવ્યો; ચાર વીંછી ખરીદ્યા ને દરેક જમાઈના ઓરડામાં એક એક મૂકી દીધો! જમાઈઓ સીનેમા જોવા ગયેલા; બાર બજે રાતે ઘેર આવ્યા; કોઈ પી સૂઇ ગયા. બે વાગ્યા ત્યાં ખૂમાખૂમ થવા માંડી ગોવિંદલાલ ઝબકી ઊઠયો. જમાઈઓ દોડાદોડ કરતા હતા!

"ઓ બાપ! વીંછી!" ચારેય જણા દીવા ખોળવા લાગ્યા. ચારેયે વીંછી પકડી બહાર ફેંકી દીધા.

યુક્તિ અફળ ગઇ. ગોવિન્દલાલે બીજો દાવ નાખ્યો. પાંચે જણા જમવા બેઠા છે, ત્યાં ગોવિંદલાલ બોલી ઊઠયોઃ "અરે! આ તો જો; વહાલની પણ હદ હોય! દરરોજ ને દરરોજ મિષ્ટાન્ન? પછી મ્હેમાનને શું માંદા પાડવા છે? રેચની ગોળીઓ છે કે નહીં?"

"ગોળીઓ થઈ રહી છે;" રમાબાઇએ જવાબ આપ્યો.

"તો બોલતાં કેમ નથી? મને પણ આજે પેટમાં ગડબડાટ જણાય છે." હાથ ધોતાં ધોતાં ગોવિંદલાલે પોતાને માટે પણ ગોળીઓની જરૂરિયાત બતાવી. ઊઠતાં ઊઠતાં બૂમ પાડીઃ "રામા! ફાર્મસીમાંથી ભૂલાભાઇ વૈદ્ય પાસેથી રેચની ગોળીઓ સાંઝે લાવી રાખજે."

"જી, આ ચાલ્યો." રામો બજારમાં ગયો ને સાંઝ પહેલાં ગોળીઓ હાજર કરી દીધી.

સાંઝે સૂતી વેળાએ આગ્રહપૂર્વક નેપાળાની એક એક ગોળી ચારે જમાઇને ખવડાવી.

* * *

મોટો જમાઈ કુમુદચંદ્ર બી. એ. થયેલો હતો; સસરાની યુક્તિ કળી ગયો. ત્રણેય સાઢુઓને તેણે બોલાવ્યાઃ "હવે અહીં વધુ રહેવામાં મજા નથી. પાંચ મહિના તો રહ્યા; બહુ થયું. મીઠાશ રહે એમ કરવું. હવે અહીંથી ખમી જવામાંજ મજા છે."

"અરે! એ શું કહો છો? મનના ઘોડા ન દોડાવો. ગોવિંદલાલ જેવા સજ્જન માણસ ફરી મળવાના નહીં. એ તો મુરબ્બી છે. એ જે કાંઈ કરતા હોય તે આપણા ભલા માટેજ. એમના મનમાં તે કભાવ હોય કે? આપણે માટે કેટલી કાળજી ધરાવે છે? આપણે અહીંથી ચાલ્યા જઇયે, એ માટે શું કોઇ સસરો રેચની ગોળીઓ આપે ખરો?" ત્રણે સાઢુએ પેલાને ભોંઠો પાડી દીધો.

કુમુદચંદ્ર તો ડઘાઇ ગયેલો. તેણે ઘેર જવાની તૈયારી કરી. સસરાની રજા માગતાં તે કહેવા લાગ્યોઃ "હવે મને રજા આપો."

"ના, એમ જવાય? પાંચ માસ ભેગા પાંચ દિવસ વધુ;" ગોવિંદલાલે ખોટો વિવેક કર્યો.

"ઘેર કામ છે; ગયા વિના હવે છૂટકો નથી;" કુમુદચંદ્રે જવાબ વાળ્યો. સસરાએ જમાઇને વિદાય કર્યો; તેને એક કાંડાની ઘડિયાળ આપી; અમલાને એક સાડી લઇ આપી; ત્રણે દોહિત્રાંને કપડાં લઈ આપ્યાં ને બધાંની રેલ્વેટીકીટ અપાવી દીધી.

* * *

જોતજોતામાં બીજો એક માસ પસાર થઈ ગયો. બાકીના ત્રણે જમાઇ પડયા પાથર્યા રહે છે. ગોવિંદલાલનો ગભરાટ વધતો જ જવા લાગ્યોઃ "શું કરૂં? આમને કેમ ઉઠાંતરી કરાવવી?" તેણે એક નવી યુક્તિ અજમાવી. તેણે તારવાળાને બોલાવી હાથમાં બે રૂપિયા સરકાવ્યા ને કહ્યું: "આ લખી આપું તે પ્રમાણે ત્રણ તાર તૈયાર કરી લાવ." તે પ્રમાણે કરી તારવાળાએ ત્રણે જમાઇને એક એક તાર આપ્યો. એક તારમાં હતું કે "ઘેર જલદી આવો." બીજામાં એમ લખેલું કે "ડોસી માંદા છે." અને ત્રીજામાં ખુશાલીના સમાચાર નીકળ્યા કે "નોકરી તૈયાર છે."

"આ તાર–તેપણ ત્રણે સાથે, અચાનક કેમ આવ્યા હશે?" ત્રણે જમાઇ વિચારમાં પડી ગયા.

બીજો જમાઈ નવીનચંદ્ર બી. એ. (ઓનર્સ) સુધી પહોંચેલો હતો; તે મનમાં ધા ખાઈ ગયોઃ "હવે અહીં વધુ રોકાવું ઠીક નથી. એકી સાથે ત્રણ તાર આવે એ કોઈ યુક્તિનુંજ પરિણામ. આ કારસ્તાન આપણને દૂર કરવાનેજ

ગોવિંદલાલજીએ અમલમાં મૂક્યું લાગે છે." આ વિચાર સાથે નાના બન્ને જમાઇ સમ્મત ન થયાઃ "એમ તે હોય? ગોવિંદલાલજી આપણા ઉપર કેટલો પ્રેમ રાખે છે? એ કાંઇ આપણી મશ્કરી કરે ખરા?"

"ઝેરનાં પારખાં ન હોય;" નવીનચંદ્રે જવાની તૈયારી કરી. ગોવિંદલાલે થોડા દિવસ રોકાવા આગ્રહ કર્યો; પણ નવીનચંદ્ર તો મક્કમજ રહ્યો. ગોવિંદલાલે તેને વિદાય કર્યો; તેને રેશમી કિનારીવાળાં ધોતિયાંનો જોટો આપ્યો, બકુલાને એક સાડી લઇ આપી; બે છોકરાંઓને લુગડાં કરવા કાપડ લઇ આપ્યું ને રેલ્વેની ટીકીટ કઢાવી આપી.

* * *

બીજો એક માસ પસાર થઈ ગયો. નાના બન્ને જમાઈ સસરાને ત્યાં ચોંટયા જ રહ્યા છે. ગોવિંદલાલ જમાઈઓને જુવે અને માથામાં સાટકા નીકળે! એક નવી યુક્તિ તેણે ખોળી કાઢી. ઘરમાં ભેંસને પાડો આવેલો. પાડો ખાઇ પી મસ્ત થયેલો, ઘરમાં ને ઘરમાં બાંધ્યો ખાતો હોવાથી ચોસલાં જેવો થઈ ગયેલો. બેઠો હોય તો બહુજ મુશ્કેલીથી ઊઠે. પડ્યો પડ્યો ખડ ખાધાજ કરે ઊઠાડવો હોય તો પેટ નીચે લાકડી ઘાલી ઉઠાડવો પડે. જમાઈઓ તેની ટોળ કર્યા કરે.

"મુરબ્બી! આ પાડાનું નામ શું રાખીશું?"

"બોલો; શું રાખીશું?" ગોવિંદલાલે સામું પૂછ્યું.

"આપ મુરબ્બી છો; આપજ કહોને."

"પાડો ચોસલા જેવો છે; બેઠો હોય ત્યાંથી ઊઠી શકતો નથી, પગે ઊભો રહી ખાઇ શકતો નથી, ચરી શકતો નથી, ખીલા પર જઇને ખડ નાંખવું પડે છે. પાડો પક્કો એદી છે. મારો તો મત છે કે એનું નામ 'જમાઇરાજ' રાખું."

ગોવિંદલાલે મોક્કો જોઈ બરોબર ઘા માર્યો. સૌ ખડખડ હસી પડ્યા. ત્રીજો જમાઈ વિનયચંદ્ર બી. એ., એલએલ. બી. હતો; મનમાં સમજી ગયો; નાના સાઢુને બોલાવી કહેવા લાગ્યોઃ "હવે અહીં રહેવામાં સાર નથી. જોઇ, કેવી સરખામણી કરી?

"છટ! એ શું કહો છો? પાડાને ભલેને જમાઈ કહ્યો; આપણને તો પાડા નથી કહ્યાને?" નાના જમાઇ ગિરીશચંદ્રે બચાવ કર્યો.

વિનયચંદ્રે જવાની તૈયારી કરી વિદાય માંગી. સસરાએ ઉપરઉપરથી રોકાવા આગ્રહ કર્યો; મનમાં રાજી થયા કે 'સાલ જાય છે.' વિનયચંદ્રને એક રેશમી રૂમાલ, કમલાને એક ફેન્સી સાડલો ને દોહિત્રાને ફેન્સી સૂટ કરાવી આપ્યો. રેલ્વે ટીકીટ લઈ આપી ને તેમને વિદાય કર્યાં.

* * *

બીજો એક માસ જોતજોતામાં વીતી ગયો. ગોવિંદલાલ ઉપરથી લગભગ બોજો ઊતરી ચૂક્યો હતો. પણ હજી ગિરીશચંદ્ર ગિરિની માફક પડ્યા પાથર્યા હતા. એમનો અભ્યાસ એમ. એ. સુધી. ગોવિંદલાલે એને થકવવાની એક જુદીજ જાતની યુક્તિ ખોળી કાઢી. એક દિવસ તેને બજારમાં શાક લેવા મોકલે તો બીજે દિવસે ટપાલનું પરબીડિયું પોસ્ટ કરવા આપે સાથે સાથે પુત્રને એકડો ઘુંટાવવાનું કામ પણ સોંપી દીધું. વાતવાતમાં ટોંણો નાખે પણ ગિરીશચંદ્ર જાણે કાંઈ જાણતો નથી તેમ પડ્યો જ રહે. એને હરાવવાની એક યુક્તિ છેવટે ગોવિંદલાલે અજમાવી. રાતે છોકરાને ભણાવવા ગિરીશચંદ્ર બેઠો હતો. છોકરા સાથે માથાકૂટ કરે પણ છોકરો એવો જડ કે ન પૂછો વાત. ત્યાં ગોવિંદલાલ આવી ચઢ્યાઃ

"કાં, બાબુને ક્યાંસુધી આવડ્યું?"

"જુઓને, ગોખાવી ગોખાવીને દમ નીકળી જાય છે, તોય ભાઇને દસ સુધી ગણતાંય આવડતું નથી;" ગિરીશચંદ્રે બાબુની હોશિયારીનુ બ્યાન કરતાં ખુલાસો કર્યો.

ગોવિંદલાલ તપી ગયો. છોકરાને લપડાક લગાવવા જતાં સ્વિચ દબાઇ ગઇઃ બત્તી ગૂલ થઈ ગઈ. ગોવિંદલાલ બરાડા પાડવા લાગ્યો અને હાથ અજમાવવા લાગ્યો.

"આટલી મહેનત કરવામાં આવે છતાં ભણતો નથી કે? કમાઈ કમાઇને મારો બરડો ભાંગી જાય છે ને ભણતો નથી કે?"

"અરે, અરે! એ બાબુ નહીં. હું ગિરીશચંદ;" ગિરીશચંદ્રે છૂટવા રાડ પાડી.

"લુચ્ચા! ગિરીશચંદ્રનું નામ લઇ છૂટવા માગે છે! મારી મારીને તારો દમજ કાઢી નાખીશ;" અને ગોવિંદલાલે ગિરીશચંદ્ર પર અંધારામાં હાયરસ સેવામાં બાકી ન રાખી! બાબુ ગાભરો બની ગયેલો પણ ભાનમાં આવતાં સ્વિચ દબાવી. ગોવિંદલાલે મોંઢા પડવાનો અભિનય કર્યો ને જાણે શરમાઇ ગયો હોય તેમ ઓરડા બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે જમાઇરાજનાં દર્શનજ દુર્લભ થઇ પડ્યાં. હોટેલો તપાસી, દેવાલય તપાસ્યાં, થિએટર તપાસ્યાં ને રાણીબાગ ખોળી વળ્યા; તાર કર્યા, કાગળ લખ્યા, માણસ દોડાવ્યાં, પણ જમાઇનો પત્તો ન મળે!

ચાર દિવસ બાદ ગિરીશચંદ્રનો તાર આવ્યો કે–" એકાએક હું તેજ રાતે ઘર તરફ આવ્યો છું. તાર મળતાં તમારી દીકરીને રવાના કરશો."

તાર મળ્યો; દેવીને નૈવેદ્ય ધર્યાં; માહાદેવજીમાં ગ્દ્રી કરાવી, ને બ્રાહ્મણ જમાડ્યા, ને દમયંતીને સમા સાથે પીર વોળાવી, એટલે મહોના પૈસામાંથી ગોવિંદલાલ પૂરી રીતે છૂટયો! [ સુચિત ]

❧ ❧ ❧

## અકસ્માતની વિચિત્ર અસર ?

૨૩ વર્ષના એક અંગ્રેજને મોટરકાર સાથે અથડાવાનો અકસ્માત નડયો હતો. તેના સર્વ ઘા રૂઝાઇ ગયા છતાં તેને એમ માલુમ પડયું કે તેનો જમણો સ્તન જે પહેલાં કુદરતી સ્થિતિમાં હતો તે વધતો હતો અને વયમાં આવી ચૂકેલી છોકરીના સ્તન જેવો તેનો આકાર થયો હતો. ડાક્તરોની જુબાની લીધા પછી કોર્ટે આ અકસ્માત બદલનું નુકસાન તેને અર્પાવ્યું હતું પણ આ પરિસ્થિતિ ઘા લાગવાથી થયેલા ચોક્કસ ગ્રન્થિઓના પરિવર્તનને પરિણામે આવી છે, એમ સાબીત થવાનું તેણે માન્ય રાખ્યું નહોતું.

* * *

## માંસાહાર અને મૂત્રપિંડનાં દર્દો

મીશીગન યુનિવર્સિટીના પ્રો. ન્યુબર્ગે ઉંડાં કેટલાંયે વર્ષો દરમ્યાન વખતોવખત પ્રજાનું એ પ્રત્યે ધ્યાન દોર્યું છે કે માંસ ખાવાને લીધે મૂત્રપિંડનાં દર્દોમાં વધારો થાય છે. વળી તેમણે એ પણ સૂચન કર્યું છે કે મૂત્રપિંડનાં દર્દોને લીધે અમેરિકનોમાં નીપજતું ભારે મરણપ્રમાણ, અમેરિકનો માંસનો છૂટથી ઉપયોગ કરે છે, તેના પરિણામે હોઇ શકે.

'મેડિકલ રેકોર્ડ' જણાવે છે તે પ્રમાણે વર્જીનીયા યુનિવર્સિટીની મેડિકલ સ્કૂલના ડોકટરો ચેતુડીત અને લ્યુડવીગે થોડા સમય પર આ વિષય પરની શોધખોળનો આરંભ કર્યો હતો અને તેમણે એ ખોળી કાઢ્યું છે કે ઉંદરોને માંસ ખવરાવવામાં આવતાં તેમનાં મૂત્રપિંડોને નુકસાન થાય છે.

સંખ્યાબંધ શોધકો અને વૈજ્ઞાનિકોએ જગતને દર્શાવ્યું છે કે ઉદ્ભિજ 'પ્રોટીન' અને પ્રાણિજ 'પ્રોટીન' વચ્ચે મોટો ફરક હોય છે. પ્રાણિજ 'પ્રોટીન' ઘણીવાર જંતુઓથી દૂષિત બનેલું હોય છે અને 'એલીમેન્ટરી કેનાલ'–મુખથી ગુદાદ્વાર સુધીના માર્ગ–માં કહોવાણને લીધે જલ્દીથી ઝેરી બની જાય છે. ઉદ્ભિજ 'પ્રોટીન'ની બાબતમાં આમ બનતું નથી.

માંસ ખાનાર વ્યક્તિ કુદરતના કાનુનથી દૂર જાય છે. જાણીતા ફ્રેન્ચ નિસર્ગવાદી ડૉ. કુવીયરે જણાવ્યું હતું તે પ્રમાણે, વિકસિત પ્રાણી તરીકે મનુષ્યનો ખોરાક, ફળ, મૂળ, વનસ્પતિ ઇત્યાદિનો બનેલો છે. પ્રાણીજગતમાં માણસના સૌથી નજીકના સંબંધીઓ ચીમ્પાઝી, ગોરીલા અને એવાં જ બીજાં ઉચ્ચ અર્ધમનુષ્ય–પ્રાણીઓનો ખોરાક આજ છે.

* * *

# સ્ત્રી-પુરુષની જાતીય વૃત્તિ વચ્ચેનું પ્રકારાંતર



[ લેખક :-પ્રો. રઘુનાથ ધોંડો કર્વે, તંત્રી-'સમાજસ્વાસ્થ્ય' ]

*

સ્ત્રીઓની કામવાસના વિષે અનેકોએ અનેક પ્રકારના તર્કવિતર્ક કરેલા છે અને તે તર્કોનો એકબીજા સાથે બીલકુલ મેળ બેસતો નથી. એક બાજુ એમ કહેનાર લોક છે કે સ્ત્રીઓને બીલકુલ કામેચ્છા જ નથી, તેમને માત્ર અપત્યપ્રાપ્તિની ઇચ્છા હોય છે; જ્યારે બીજી બાજુ, એમ કહેનારા લોકો પણ છે કે, સ્ત્રીઓને પુરૂષ કરતાં આઠગણી કામવાસના હોય છે, તેમની કામેચ્છા બેહદ હોય છે ઇત્યાદિ. આવી બાબતમાં વસ્તુસ્થિતિ જાણવાનું લગભગ અશક્ય છે એટલે એ લોકો જે તર્કબાજી ચલાવે છે તેમાં કંઇ નવાઇ જેવું નથી. આ વિષયમાં કેટલું અજ્ઞાન હોય છે તેનું એક ઉદાહરણ ડૉ. હેવલોક એલીસે આપ્યું છે. તે કહે છે કે વિવાહસંસ્થા સ્ત્રીઓના સંરક્ષણ માટે છે અને પુરૂષોએ પોતાની વૈચિત્ર્યપ્રિયતા પર અંકુશ મૂકીને સ્ત્રીઓ માટે આ મોટો સ્વાર્થત્યાગ કર્યો છે. પરન્તુ આત્મહત્યાના આંકડા જોતાં વસ્તુસ્થિતિ આથી ઉલટી જણાશે. અવિવાહિત પુરૂષો કરતાં વિવાહિત પુરૂષોની આત્મહત્યાનું પ્રમાણ ઓછું હોય છે અને ઉલટ પક્ષે જેમ જેમ છૂટાછેડાનું પ્રમાણ વધે છે તેમ તેમ સ્ત્રીઓની આત્મહત્યાનું પ્રમાણ કમી થાય છે. આથી વિવાહ વડે પુરૂષોને જ વધારે ફાયદો થાય છે અને સ્વાર્થત્યાગ જો કોઇનો હોય તો સ્ત્રીનો છે, એમ કહેવું પડશે.

**દેવી કે કામિની ?**

ઘણા પ્રાચીન કાળથી સ્ત્રીઓ વિષેની બે ભાવના મુખ્યત્વે જોવામાં આવે છે. તેઓ પુરૂષો કરતાં ઉચ્ચ હોઇ તેમનામાં કંઇક અદ્ભુત શક્તિ છે એ એક ભાવના અને સ્ત્રી એટલે મૂર્તિમંત કામવાસના એ બીજી ભાવના. પ્રજોત્પાદનના કાર્યને પવિત્ર સમજીને તે કાર્ય કરનારી ઇન્દ્રિયની પૂજા કરવાની પ્રવૃત્તિ જ્યાં સુધી હતી ત્યાં સુધી આ બે ભાવનામાં વિસંગતિ નહોતી; પરન્તુ કાળાન્તરે વૈરાગ્યવૃત્તિનો પ્રચાર થતાં કામવાસના નિન્દ્ય સમજવામાં આવી અને ત્યારથીજ આ બે ભાવનાઓમાં તીવ્ર વિરોધ દેખાવા લાગ્યો. કૌમાર્ય અને બ્રહ્મચર્યને મહત્વ મળ્યું અને શારીરિક સુખ નિકૃષ્ટ છે એમ લોકો ખુલ્લે મુખે કહેવા લાગ્યા. આ તાપસી વૃત્તિ વિશેષતઃ પુરૂષોમાં જ હતી અને જેઓ ખરેખર ઇન્દ્રિયદમન કરી શકતા હતા તેમને સ્ત્રીઓને ઉચ્ચ સમજવામાં હરકત નહોતી પરન્તુ જેઓ કામવાસના સાથે વ્યર્થ ઝઘડતા હતા તેઓ માત્ર સ્ત્રીને મૂર્તિમંત કામવાસના સમજવા લાગ્યા. એટલે સ્ત્રીઓ વિષેનો મત શાસ્ત્રીય નિરીક્ષણને પરિણામે બંધાવાને બદલે વ્યક્તિગત મનઃપ્રવૃત્તિને પરિણામે બંધાયો અને હજી એજ સ્થિતિ કાયમ છે.

ઓગણિસમા શતકમાં અને ખાસ કરીને કેટલાક દેશોમાં આ દૂષિત મતનો એક પ્રકાર પ્રચારમાં આવ્યો. તે પ્રકાર એવો હતો કે, સ્ત્રીઓને બીલકુલ કામવાસના નથી અથવા તેમને સમાગમથી બહુ સુખ મળતું નથી. અઢારમા શતકનાં લખાણોમાં આ વિધાન દેખાતું નથી, ગયા શતકમાં જ આ મતનો પ્રચાર ઇટલી, જર્મની અને ઇંગ્લેન્ડમાં થયો હતો. દાકતરોએ લખેલાં પુસ્તકોમાં પણ પુરૂષો પૂરતો જ વિચાર કરેલો છે. આવા એક લેખકે લખ્યું છે કે છોકરીને યોગ્ય રીતે ઉછેરવામાં આવે

તો તેને આ વિષયનો કંઇ ખ્યાલ આવે નહીં તથા તેને કામેચ્છા છે એમ કહેવું એ પણ તેની નાલેશી કરવા બરાબર છે. બીજો કહે છે કે ફક્ત બદફેલ સ્ત્રીઓને જ સંભોગથી સુખ મળે છે. ત્રીજો કહે છે કે ઓછામાં ઓછી ત્રણ ચતુર્થાંશ સ્ત્રીઓ કેવળ સમાગમ સહન કરે છે અને તેમને તેથી સુખ મળતું નથી. સ્ત્રીઓમાં કામેચ્છા પુરૂષોના પ્રમાણમાં ઘણીજ ઓછી છે એવો મત તો અનેક દાક્તરોએ આપ્યો છે."

પરન્તુ આ મત બીજા દેશોમાં કબુલાયા નહોતા એટલું જ નહીં પણ સંખ્યાબંધ લેખકોએ તેનાથી ઉલટા મત આપ્યા છે. ઓવીડ નામે પ્રસિદ્ધ લેખકે પુરૂષમાંથી સ્ત્રી બનેલ એક મનુષ્ય (નારદની નારદી થઇ તે પ્રમાણે)ની વાત આપી છે અને એવો મત રજુ કર્યો છે કે સમાગમથી સ્ત્રીઓને જ વધારે સુખનો અનુભવ થાય છે. કોલ્ટમેન નામનો દાક્તર ચીનમાં હતો ત્યારે તેની પાસે એક ચીનાઇ ગૃહસ્થ આવ્યો હતો. એ વખતે તેની પાંચ વર્ષની છોકરી બહાર આવી અને પોતાના બાપના ખોળા પર ચઢીને તેને ચુંબન લેવા લાગી. પેલા ચીનને મોહું આશ્ચર્ય થયું. તેણે કહ્યું કે ત્રણ વર્ષથી મોટી બાળકીનું ચુંબન અમે કદિ લેતા નથી કારણ તેથી તેના મનમાં ખરાબ વિચાર આવવાનો સંભવ છે. એટલે ચીના લોકોના મત પ્રમાણે આટલી નાની વયમાં પણ સ્ત્રીઓનું ઉદ્દીપન થાય છે. એક ફ્રેન્ચ કવિએ તો એમ કહ્યું છે કે સર્વ સ્ત્રીઓ કાર્યથી નહીં તો મનથી વેશ્યા જ હોય છે.

## શાસ્ત્રીય વિવેચનની શરૂઆત

સત્તરમા સૈકામાં કેટલાક લેખકો સ્ત્રીઓ વિષે શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરવા લાગ્યા. વ્હેનેન નામના લેખકે લખ્યું છે કે સ્ત્રીઓની કલ્પનાશક્તિ તીવ્ર હોય છે અને તેમને પ્રેમ વિષેના વિચારો કરવાની ફુરસદ પણ વધારે મળે છે; આથી સ્ત્રીઓ જ પુરૂષો કરતાં વધારે કામુક હોય છે. મોતેન્ય નામે પ્રખ્યાત ફ્રેંચ લેખકે કહ્યું છે કે પુરૂષોએ ગમે તેટલી નીતિકલ્પના સ્ત્રીઓ પર લાદી અને તેમની કનેથી પરસ્પર વિરોધી ગુણોની અપેક્ષા કરી તો પણ એકંદર સ્ત્રીઓજ પુરૂષો કરતાં અધિક કામુક હોય છે અને એ તેમનો સ્વાભાવિક ગુણ હોવાથી તેમને પુરૂષો પાસેથી શિખવા જેવું કંઇ નથી.

પ્રાચીન શારીરજ્ઞોએ એમજ માન્યું છે કે સ્ત્રીઓ વયમાં આવે કે તેમનામાં કામવાસનાનો પ્રાદુર્ભાવ આપોઆપ થાય છે. સત્તરમા શતકના દાક્તરોનો મત એવો લાગે છે કે સમાગમ વડે સ્ત્રીઓને જ વધારે સુખ થાય છે કારણ તેમના શરીરનો અધિક ભાગ સંવેદનશીલ હોય છે. પ્રસિદ્ધ લેખિકા એલન કીએ લખ્યું છે કે સ્ત્રીઓની કામુકતા પુરૂષોના જેટલી ઉઘાડી નથી તો પણ તે અધિક પ્રબળ છે. ગુટસાઈટ નામે દાક્તરે લખ્યું છે કે રશીયામાં છોકરીઓ ૨૨-૨૩ વર્ષ પછી પોતાની કામેચ્છા દબાવી શકતી નથી અને તે પછી તેને કુદરતી સન્તોષ ન મળે તો તે કૃત્રિમ રીતે મેળવી લે છે. ડૉ. એકલુંદ કહે છે કે સ્વીડનમાં સેંકડે ૨૫ થી ૩૩ યુવાનો કુંવારા હોય છે છતાં અમુક યુવાને અમુક છોકરીને ફસાવી એવું ક્વચિત્ જ સાંભળવામાં આવે છે, કારણ કે સ્ત્રીઓને જ વધારે કામવાસના હોવાથી ફોસલાવવાનું કામ તેઓ જ કરે છે. ડૉ. બ્લોક કહે છે કે પ્રચલિત નીતિને લીધે સ્ત્રીઓ પોતાની ઇચ્છા ઉઘાડી રીતે વ્યક્ત કરી શકતી નથી; આ ઉપરથી જ તેમની કામેચ્છા કમી હશે એવી કલ્પના કોઇ કરે, પણ આ કામવાસનાનો અભાવ કેવળ દેખાવનો છે.

## સ્ત્રીઓનો સુરુચિયુકત સ્વભાવ

અર્થાત્ આનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરતાં કામવાસના મંદ હોવી અને કામવાસના બીલકુલ ન હોવી એ વચ્ચે ભેદ પાડવો જોઇએ. એક દાક્તરે એવો મત આપ્યો છે કે જેને બીલકુલ કામેચ્છા નથી એવી સ્ત્રી સેંકડે એકજ હોય છે. ખરું જોઇએ તો, અમુક સ્ત્રીને કામવાસના નથી એમ નક્કીપણે કહેવું કઠણ છે કારણકે આ બાબતમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં અધિક સુરુચિવાળી હોય છે. એકાદ પુરૂષ તેને બરોબર ગમે નહીં તો તે ઉત્તેજિત થતી નથી; એકાદ સ્ત્રી માટે એક અથવા અનેકને

પાંચનાં લગ્ન થયે પૂરાં બે વર્ષ પણ થયાં નહોતાં; એટલે તેમને હવે પછી કામેચ્છા નહીં થાય એમ પણ કહી શકાય નહીં; કારણ કે ઘણી સ્ત્રીઓને કામવાસના પેદા થતાં આ કરતાં યે વધારે વખત લાગ્યો હતો. આ આંકડાઓ ઈંગ્લેન્ડના છે અને કેટલાક અંગ્રેજ લેખકોના મત મુજબ અંગ્રેજ સ્ત્રીઓની કામવાસના ઓછી હોય છે.

વીએનાના પ્રસિદ્ધ લેખક ક્રેફ્ટ એબીંગે ૪૨ સ્ત્રીઓ વિષે આ પ્રકારની માહિતી આપી છે; અને એમાંથી કોઇ સ્ત્રી રોગીષ્ઠ નહોતી તેથી આ માહિતી મહત્ત્વની છે. આ સ્ત્રીઓ ૨૦ થી ૩૫ વર્ષની વયની હતી, એટલે કે તરૂણ હતી. એમાંથી ૧૭ સ્ત્રીઓએ વિવાહ પૂર્વે અથવા તે પછી કામવાસના શાન્ત કરવા માટે હસ્તદોષ કર્યો હતો. એમાંની ચારને વિવાહિત જીવનમાં સન્તોષ મળતો નહોતો; પણ તેમની ફરીયાદ અપૂર્ણ સંભોગ વિષે હતી.

હેવલોક એલીસે પણ ૧૨ સ્ત્રીઓ વિષે માહિતી ભેગી કરીને આપી છે. એ સ્ત્રીઓ પૈકી બેને સાતમા અને આઠમા વર્ષે કામેચ્છા પેદા થઈ હતી પણ કામપૂર્તિનો અનુભવ ઋતુપ્રાપ્તિ પછીનાં કેટલાક વર્ષો સુધી થયો નહોતો. બાકીને ૧૨ થી ૧૪ વર્ષે (સરાસરી ૧૩) ઋતુપ્રાપ્તિ થઈ હતી અને તે પછી કેટલાક માસે કામેચ્છા પેદા થઇ હતી. એકને પહેલા ઋતુસ્રાવ પછી તરતજ કામેચ્છા થઇ હતી પણ તે આપોઆપ નહીં પણ એક પુરૂષ સાથેના પરિચયથી. બાકીની ચારને અનુક્રમે ૨૬, ૨૭, ૩૪ અને ૩૫ મા વર્ષે કામેચ્છા પેદા થઇ હતી. આ પૈકી બેને પ્રેમ મળવાથી અને બાકીની બેને જિજ્ઞાસાથી અથવા ભૂલથી હસ્તદોષ કરવાથી થઇ હતી. આમાંથી ચાર સ્ત્રીઓએ ઋતુપ્રાપ્તિના અરસામાં હસ્તદોષ કર્યો હતો અને પાંચે પુખ્ત વયમાં આવ્યા પછી પણ કર્યો હતો. આ સર્વે મધ્યમ વર્ગની સ્ત્રીઓ હતી અને તેમની પ્રકૃતિ સારી હતી.

## હેવલોક એલીસનો નિષ્કર્ષ

આ તેમજ બીજી માહિતી પરથી હેવલોક એલીસે એવો મત આપ્યો છે કે સ્ત્રીને કામચેતના અમુક વયમાં જ થશે એમ નિશ્ચિતપણે કહી શકાય નહીં પણ તે પ્રેમ વડે પેદા થાય એવો સંભવ વિશેષ છે. એક વિવાહિત સ્ત્રીએ તેને પોતાનો અનુભવ એવો કહ્યો હતો કે પોતાનામાં કામપૂર્તિની પાત્રતા છે કે નહીં તે જાણવા માટે અને કોઇ વાર કેવળ સુખ આપવા માટે પણ તેણે અનેક પુરૂષો સાથે સમાગમ કર્યો હતો પણ તેને કદિ સન્તોષ મળ્યો નહોતો. આનું કારણ એવું હોઈ શકે કે તેણીના મનમાં આમાંથી કોઇ પણ પુરૂષ માટે ખરો પ્રેમ નહોતો.

હેવલોક એલીસે બીજો પણ એક મુદ્દો રજુ કર્યો છે. તે એવો છે કે, ઘણાખરા પુરૂષોને સમાગમનો પ્રથમ અનુભવ એકાદી અનુભવી સ્ત્રી કનેથી મળે છે અને અનનુભવી પુરૂષને માટે, સ્ત્રી બીલકુલ ઉત્તેજિત કરે નહીં તો એ કાર્ય શક્ય નથી. સ્ત્રીઓને પ્રબળ કામવાસના હોવાનો આ પૂરાવો નથી શું ? આવી સ્ત્રીઓમાં કેટલીક ઘરની નોકરડી અને કેટલીક મિત્રોની પત્ની પણ હોય છે. આ બાબતમાં એક લશ્કરી દાક્તરે લશ્કરમાંના અમલદારો વિષે કહ્યું છે કે તેઓ પૈકી કોઇ પણ ૧૭ મા વર્ષ સુધી જાતે પ્રેમયાચના કરવા જેટલો ધૈર્યવાન નહોતો; તોપણ તેમના ૧૩ મા વર્ષથી સમાગમની તકનો તોટો પડયો નહોતો અને એમાંની ઘણી સ્ત્રીઓ તો તેમની આયા તરીકે શોભે એવી હતી. આનું એક કારણ એવું છે કે એટલી વયના છોકરાથી ગર્ભધારણની બીતિ રહેતી નથી. કોમળ વયમાં થયેલા વધારે ઉદ્દીપનથી છોકરાઓની પ્રકૃતિ બગડવાનો સંભવ છે તેથી નોકરડીઓ કંઇક ઉપલા વર્ગની રાખવી કે જેથી આવો અનિષ્ટ સંભવ ઘણે અંશે કમી થાય એવું તેણે સૂચવ્યું છે.

## સ્ત્રી-પુરૂષમાં ભેદ

આ સર્વ વિવેચન પરથી એ સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીને મુદ્દલ કામવાસના ન હોય એવી સ્થિતિની ગણના રોગ તરીકે થવી જોઇએ; માત્ર કામવાસના

કયી વયે જાગૃત થશે એનો નિયમ નથી. આ ઉપરાંત સ્ત્રીઓમાં પણ વ્યક્તિગત ભેદ પુરૂષો કરતાં વધારે હોય છે; આને લીધે સ્ત્રીઓની કામવાસના પુરૂષો કરતાં વધારે અથવા ઓછી હોય છે એવું સર્વસામાન્ય વિધાન કરી શકાય તેમ નથી. વ્યક્તિશઃ તે મંદ અથવા પ્રબળ હોઈ શકે.

આ બાબતમાં સામાન્યતઃ સ્ત્રી-પુરૂષ વચ્ચે જે ભેદ માલુમ પડે છે તે નીચે પ્રમાણે છે—(૧) સામાન્ય રીતે સ્ત્રીની કામવાસના આપોઆપ જાગૃત થતી નથી; તે કોઈને જાગૃત કરવી પડે છે. (૨) સમાગમની તક મળતાં તે અધિક તીવ્ર બને છે. (૩) અતિરેક સહન કરવાની શક્તિ સ્ત્રીઓમાં પુરૂષો કરતા ઘણી જ વધારે હોય છે. (૪) સ્ત્રીઓના શરીરનો અધિક ભાગ સંવેદનશીલ હોય છે. (૫) સ્ત્રીની કામેચ્છા ઋતુકાલને અનુસરી જેટલા મોટા પ્રમાણમાં ઓછીવત્તી થાય છે તેટલી પુરૂષોની કામવાસના બદલાતી નથી. (૬) સ્ત્રીઓની કામપૂર્તિ વધારે સાવકાશ હોય છે. તેમનો સન્તોષ પણ વધારે લાંબા સમય સુધી ટકે છે. (૭) ઉદ્દીપનની એક વિશિષ્ટ કક્ષા પછી છેવટ સુધી પહોંચવાની પુરુષોને જેવી જરૂર લાગે છે તેવી અને તેટલી સ્ત્રીઓને લાગતી નથી. કેવળ બાહ્યરતિ વડે પણ તેમને કેટલોક સન્તોષ મળે છે. આથી તેમનો મનોનિગ્રહ વધારે છે એમ માનવાને કારણ નથી.

એકંદરે, સ્ત્રીઓની કામેચ્છા પુરૂષો કરતાં ઓછી અથવા વધારે છે એમ કહેવાને બદલે તે જૂદાજ પ્રકારની છે એમ કહેવું વધારે વાજબી છે.



## કેરી ક્યારે નુકસાનકારક છે?

હિન્દુસ્તાનમાં મળતાં ફળોમાં કેરી અત્યંત સ્વાદિષ્ટ છે એટલુંજ નહીં પણ તે સૌથી વધારે લોકપ્રિય પણ છે. તેની ખ્યાતિ પરદેશોમાં પ્રસરતી જાય છે અને મુરબ્બા રૂપે અને બીજી રીતે તેની નિકાસ વધતી જાય છે.

કેરી મીઠી હોય તો સર્વને ભાવે છે. ખાટી કેરી નુકસાનકારક છે અને તેથી તેનો ઉપયોગ મોટે ભાગે અથાણું તરીકે જ થાય છે. પરન્તુ એક દાક્તર લખે છે તે પ્રમાણે મીઠી કેરી પણ પિત્તપ્રકૃતિવાળાઓને હાનિકર્તા છે. હરસના દર્દીઓને, કોઈ પણ પ્રકારના છૂપા રોગથી પીડાતા હોય તેમને અને ઋતુદોષવાળી સ્ત્રીઓને તે નુકસાન કરે છે. મધુપ્રમેહના દર્દીઓને માટે ફળ, તેમાંયે કેરી અપથ્ય છે.

આ સિવાય બીજા સર્વ લોકોને મીઠી કેરી ફાયદાકારક છે. વાત અને શ્લેષ્મ પ્રકૃતિવાળાઓને તે માફક આવે છે પણ બીજા ખોરાકની જેમ તે પણ વધુ પ્રમાણમાં લેવાય એ ઇષ્ટ નથી. પિત્તપ્રકૃતિવાળાઓને માટે પણ માફક આવે એવી રીતે કેરી વાપરવાનો એક ઉપાય છે. કેરીની સાથે એક પ્યાલો દૂધ પણ લઇ લેવું જોઇએ. આ બે વસ્તુઓનું મિશ્રણ દરેક વ્યક્તિને પથ્ય છે અને કબજીયાતનો એક સારો ઉપાય છે. માણસની ગમે તે પ્રકૃતિ હોય તો પણ કેરીનો ઉપયોગ આવી જ રીતે કરવામાં આવે તો હાનિકર્તા નથી—બલ્કે ફાયદાકારક છે.



## દમનો નવો નૈસર્ગિક ઉપાય

દમના ઘણા પ્રકારો હોય છે અને તેમાંના કેટલાક તો એટલા હઠીલા હોય છે કે સામાન્ય સારવારની તે પર કંઈ અસર થતી નથી. 'બ્રિટીશ મેડિકલ જર્નલ' જણાવે છે કે ત્વચાને રતાશ પડતી બનાવે એવાં અલ્ટ્રા-વાયોલેટ કિરણોનો ઉપચાર દરેક વખતે દસથી બાર કલાક સુધી કરવાથી દમના ઘણા કેસો સારા કરી શકાયા છે. ભૂરી ચામડીવાળા કરતાં કાળી ચામડીવાળાને આથી વધારે સારો ફાયદો થયો હતો.



# રશિઆમાં સાંસારિક નવયુગ



[ લેખક :—નિરૂ દેસાઇ ]

*

**સા**માન્ય નાગરિકોના ચારિત્ર્યના ઘડતર સંબંધમાં સોવિએટ સરકારની નીતિ અને તેનો ઉદ્દેશ બીજી કોઇ પણ સરકાર કરતાં નિરાળાં છે. રાજાઓ અને ધારાસભાઓ, પ્રજાસત્તાકો અને દયાદાન કરતી ધર્મસંસ્થાઓ, એ બધાંએ પ્રજાનું કલ્યાણ કરવાના આશયો સેવ્યા હશે; એને અમલમાં મૂકવા કાંઇક પ્રયત્ન પણ કર્યા હશે; પરન્તુ પરિણામ જોવા જઇએ તો એ માત્ર આશય જ રહ્યા છે. માનવ જાતના મોટા ભાગનું જીવન કેવું કરુણ અને દુઃખી રહ્યું છે તે કહેવાની જરૂર નથી. સોવિએટ સરકારે એને કાગળ ઉપરનો આશય નથી માન્યો; એ આશયનો અમલ કરી માનવજાતનું મૂળ બદલી નાખ્યું છે. માનવ-સ્વભાવમાં પરિવર્તન ન થઇ શકે એવી માન્યતાઓ માનવાને બદલે લેનિન અને તેના સાથીદારોએ વિચાર્યું કે રાજ્યનો પ્રધાન ઉદ્દેશ અને પ્રથમ ફરજ માનવસ્વભાવમાં ક્રાંતિકારી પરિવર્તન આણવાનાં હોવાં જોઇએ. રશિઅન પ્રજાનાં શારીરિક ને માનસિક લક્ષણો સદીઓથી જે વાતાવરણમાં ને લોકોથી ઉછેરાતાં આવ્યાં હતાં તેના ઉપર અવલંબતાં હતાં. આનુવંશિક સંસ્કારનું મહત્ત્વ તેમને ઓછું લાગતું હતું, એમ નહિ, પરન્તુ તેમની એવી માન્યતા હતી કે માબાપો તરફથી અને એમની મારફતે પૂર્વજો તરફથી વારસામાં જે લક્ષણો મળ્યાં છે, તે તેમના પૂર્વજોને જે વાતાવરણમાં પરંપરાગત રહેવું પડતું હતુ, તેના પરિણામ રૂપે છે. માણસના સંજોગો બદલો, તેની રહેણી-કરણી બદલો, તેના ઉપરના સામાજિક, આર્થિક અને રાજકીય પ્રતિબંધો દૂર કરો; તેનો સ્વભાવ, તેની વૃત્તિઓ સર્વ કાંઇ બદલાશે. એટલે બોલ્શેવિકો એમ કહેતા કે માનવના ઘડતરમાં જે સંજોગો ભાગ ભજવે છે તેમાંના સમાજે ખડા કરેલા સંજોગો સૌથી વધારે પ્રબળ અને સૌથી વધારે પરિવર્તિત થઇ શકે તેવા હોય છે. આ કારણે સોવિએટ સરકારે જમીનદાર અને મૂડીદાર વર્ગનો વિનાશ કર્યો છે અને સંપત્તિ-ઉત્પન્નના મૂળમાંથી નફાની વૃત્તિને ખસેડી સમાજસેવા દાખલ કરી છે. આ કારણે વર્ગવિહીન સમાજરચના તરફ સોવિએટ સરકાર આગળ વધે છે ને તે માટેનું અનુકૂળ વાતાવરણ ઊભું કરે છે. આવી સમાજરચનામાં દરેક વ્યક્તિ શોષણથી દૂર હશે, દરેક બાળક પોતાની શક્તિ અનુસાર આગળ વધી શકશે;-કોઇ જાતના ભેદભાવ વગર સમાજસેવાને જીવનનું મુખ્ય ધ્યેય બનાવી દરેક આગળ વધશે. સોવિએટ સામ્યવાદનું વિશિષ્ટ લક્ષણ એ બની રહ્યું છે કે જે સમાજ એ સ્થાપવા માંગે છે તે "સરસ જીવન" ના પંથે સહુને જવા ઉત્સાહ પ્રેરે છે. આ જીવન કોઇ અટળ કે અગમ્ય દેવની પૂજા પાછળ ગાળવાનું નહિ હોય, આ જીવન ભાવિ અસ્તિત્વની ચિંતામાં ગાળવા માટેનું નહિ હોય, પરન્તુ આખી માનવજાતના ઉત્કર્ષ માટે ગાળવાનું હશે. ઇશ્વરની પૂજાને બદલે ત્યાં આજે માનવીની સેવા દાખલ થઇ છે.

૧૯૧૭ માં સોવિએટ … અસ્તિ… આવી, તે પહેલાં પ્રજાના … નિ… હતી નારીઓનાં જનાં હિં… … અવનત સ્થિ… … ની સંસ્કૃતિ…

"આ વખતે રશિઆની મુલાકાત લેનાર અને દશ વર્ષ પહેલાં મુલાકાત લેનાર ડૉ. હીલન આશ્ચર્યચકિત થઇ નીચે પ્રમાણેનું ચિત્ર દોરે છે: "સ્થળે સ્થળે લોકો વિચારતા, કામ કરતા, વિજ્ઞાનની અને વેપારની શોધખોળ કરતા થઇ ગયા છે. સોવિએટ પ્રજાસત્તાકના નાગરિકોની અસંખ્ય પ્રવૃત્તિઓનું વિહંગાવલોકન જ કરવામાં આવે, તો મ્હોંમાં આંગળાં નાંખવાં પડે. આટલી વિવિધતા, આટલી વ્યાપકતા, ઉદ્દેશ તરફ કૂચ કરવાની આટલી બધી તમન્ના બીજે ક્યાંયે નહિ જણાય. ક્રાંતિકારી જુસ્સાએ મુશ્કેલીઓના પર્વતો ઓગાળી નાંખ્યા છે; પ્રજામાં નવાં તત્ત્વો સામેલ કર્યાં છે.........બોલ્શેવિકો પોતાની ધારેલી વસ્તુ સિદ્ધ કરી શક્યા છે. મૃતપ્રાય અવસ્થામાં આવી પહોંચેલા ૧,૫૦૦૦૦,૦૦૦ માનવોને સંગઠિત કરી તેમનામાં નવો પ્રાણ પૂર્યો છે........"

'સમાજને નૂતન ઘડતરના પંથે લઈ જવામાં લેનિન અને તેના સાથીદારોએ આદમને બદલે ઈવથી શરૂઆત કરી. રશિઅન ક્રાંતિથી લાખો ખેડૂત અને મજૂર સ્ત્રીઓ તે જમીનદાર અને મૂડીદાર વર્ગના આર્થિક શોષણમાંથી છૂટી એટલું જ નહિ પરન્તુ કુટુંબના, પિતાના અને પતિના બંધનમાંથી પણ તેમને મુક્તિ સાંપડી. એ દિવસ સ્ત્રીઓ માટે નૂતન યુગનો દિવસ હતો; કારણકે ત્યારથી પુરૂષજાત જેટલા અધિકારો તેને મળ્યા—નાગરિક તરીકે, ઉત્પાદક તરીકે, ગ્રાહક તરીકે, પક્ષના સભ્ય તરીકે, —તેને પુરૂષની પંક્તિમાં મૂકવામાં આવી.

યુરોપ અને અમેરિકામાં સ્ત્રીજાતને થોડીઘણી મુક્તિ મળે, તે જાતના પ્રયાસો સદીથી થયા કરતા હતા, પરન્તુ એક લેખિકાના કહેવા મુજબ "રશિઆમાં સ્ત્રીની મુક્તિની ચળવળ આખા જગત કરતાં જુદા પ્રકારની છે, કારણકે તે એક ચોક્કસ યોજના પ્રમાણે અને અભૂતપૂર્વ વેગથી ચાલે છે, અને એ ચળવળ માટે-ઇતિહાસ ગમે તેવો ઘડાય પરન્તુ એક પરિણામ તો જરૂર આવી ગયું છે અને તે એ કે સ્ત્રીઓને પ્રાણીની દશામાંથી માનવ બનાવવામાં આવી છે. ખ્યાલમાં ન આવી શકે તેવા ધોરણ ઉપર રશિઆમાં માનવ-સંબંધોનું પુનઃ ઘડતર થઈ રહ્યું છે. અહિંઆ પહેલી જ વાર આખી સ્ત્રી-જાતની ચળવળને સામાજિક પ્રશ્નના એક અંગરૂપે ગણવામાં આવી છે અને આખા સમાજની જાગૃત ઇચ્છા દ્વારા તેનો સંપૂર્ણ ઉકેલ આવી રહ્યો છે."

રશિઅન સ્ત્રી જાતની આ મુક્તિ કેટલી અપૂર્વ અને મહાન હશે તેનો ખ્યાલ આપણને ૧૯૧૭ ની સ્થિતિ જ્યારે જોઇએ છીએ ત્યારે તદ્દન સ્પષ્ટતાથી આવી જાય છે. એ વખતે રશિઆની પ્રજાનો એક દશાંશ ભાગ મુસ્લિમોનો હતો, જેમાં સ્ત્રીઓને બુરખો ધારણ કરવો પડતો, અગ્યાર વર્ષની ઉમ્મરે તેમનું વેચાણ થતું, પતિ મરી જાય તો તેના સગાંવહાલાં તેને મિલકત ગણી લઇ જતા અગર વેચી દેતા. ક્રિશ્ચિઅન સ્ત્રીઓની સ્થિતિ તેમનાથી કાંઇ વધારે સારી નહોતી. તેમને કાયદામાં કોઇ પણ જાતના અધિકાર નહોતા. ઝારના રાજ્યના સિવિલ કાયદામાં એવી કલમ હતી કે "પત્ની બધી બાબતોમાં પતિને અધીન રહેવા બંધાયેલી છે." પતિની રજા વગર તેને નોકરીએ જવાનો અધિકાર નહોતો. જે કોઈ સ્ત્રીને કામ ઉપર લેવામાં આવી હોય તેને લગ્ન પછી તુરત જ છૂટી કરવામાં આવતી. પતિની રજા વગર તે બહારગામ પણ જઇ શકતી નહિ. લગભગ બધી સ્ત્રીઓ નિરક્ષર હતી.

બોલ્શેવિકોનો ઉદ્દેશ સ્ત્રીઓની મુક્તિ કરાવવા પૂરતો નહોતો, પરન્તુ જે સમાજ તેઓ ઘડવા માંગતા હતા તેના અંગરૂપે સ્ત્રીઓને બનાવવાનો હતો. આ માટેનું પહેલું પગથિયું તેમને મુક્ત કરવાનું હતું. માર્ક્સે ૧૮૬૬ માં જીનીવા ખાતે મળેલી પ્રથમ આંતરાષ્ટ્રીય પરિષદમાં જણાવ્યું હતું કે મૂડીવાદ સામેની મજૂર વર્ગની લડત સ્ત્રીઓને આર્થિક બંધનોમાંથી છોડાવવામાં નહિ આવે તો નિષ્ફળ જશે. બોલ્શેવિક પક્ષમાં હમેશાં સ્ત્રીઓને સ્થાન આપવામાં આવતું. રશિઅન ક્રાંતિ થયા પછી બીજેજ વર્ષે એટલે કે ૧૯૧૮ માં મજૂર અને ખેડૂત સ્ત્રીઓની પરિષદ બોલાવવામાં આવી ને

તેમાં ૧૨૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી. પરિષદ સુંદર અને સફળ થઈ.

સ્ત્રી જાતની મુક્તિ તેના ઉપરના રાજકીય મતાધિકારના પ્રતિબંધો દૂર કરવામાં નહોતી સમાઈ જતી, તેનાં આર્થિક તથા કુટુંબનાં બંધનો પણ દૂર કરવાનાં હતાં. લેનિને લખ્યું છે: "જ્યાં-સુધી ચૂસાતી પ્રજાનો અર્ધો ભાગ–સ્ત્રીઓ પુરુષ જાત જેટલા સમાન અધિકાર ભોગવતો નથી, જ્યાંસુધી સ્ત્રીને ઘરમાં અને કુટું-બમાં ગુલામડી જેવી રાખવામાં આવે છે, ત્યાંસુધી સમાજવાદ માટે વિજય અશક્ય છે." આ કારણે જાતીય સમાનતા અર્થે કાયદાઓ અને નિયમોના પાયા રૂપ બની રહી. પરિણીત કે અપરિણીત સ્ત્રીને પુરુષના ધોરણે મતાધિકાર મળ્યા, સરકારી જગ્યા માટે તેને લાયક ગણવામાં આવી, કોઈપણ મહા-જનની કે મંડળની તે સભ્ય બની શકે, કારખાનામાં પુરુષ જેટલા જ પગારની હકદાર ગણાય, લગ્નમાં પોતાની જાતિ-મિલ્કત ઉપર સંપૂર્ણ હક રહે, જે કમાય તેના ઉપર પણ હક તેનો, લગ્નમાંથી છૂટા થવાનો હક પુરુષ જેટલો અને સંતતિને પોષવાની જવાબદારી પણ પુરુષ જેટલી. આ ચળવળમાંથી એક પગલું પણ પાછું નથી ભરવામાં આવ્યું. છેક ૧૯૨૦ માં લેનિને એવો દાવો કર્યો હતો કે "જગતમાં કોઈપણ ઠેકાણે સ્ત્રીજાતને આટલા બધા અધિકારો હશે?" મજૂર વર્ગની સરમુખત્યારીવાળી સરકાર, કોમ્યુનિસ્ટ પક્ષ અને મજૂર મંડળોના સહકારથી પુરુષ અને સ્ત્રીઓના પડેલ વિચારો દૂર કરવા માટે ભારે જહેમત ઉઠાવી રહી છે. કાયદાની દૃષ્ટિએ સ્ત્રી-પુરુષ બન્નેને સમાન અધિકાર છે જ. આ સમાનતાને અમલમાં મૂકવા દરેક સ્થળે હૃદયપૂર્વકના પ્રયત્નો થાય છે. "અમે સ્ત્રીઓને સામાજિક અર્થ-કારણમાં, ધારાસભાઓમાં અને સરકારી ખાતાઓમાં લાવીએ છીએ. સર્વ શિક્ષણ-સંસ્થાઓ તેમને માટે ખુલ્લી મૂકી દેવામાં આવી છે અને રસોઈ-ગૃહો વીશીઓ, ધોલાઈ કંપનીઓ, બાળ-ગૃહો, શિક્ષણ-સંસ્થાઓ ઉપાડવા જઈએ છીએ. આ કારણે ઘરની જંજાળમાંથી અને પુરુષ વર્ગની અધીનતામાંથી સ્ત્રીનો છુટકારો થશે. અમારે ત્યાં આખા જગતમાં સ્ત્રીઓ માટેના સૌથી વધારે સરસ સંરક્ષણાત્મક કાયદાઓ છે. અમે પ્રસૂતિગૃહો તથા માતૃગૃહો સ્થાપીએ છીએ. બાળકોની સંભાળ માટે વ્યાખ્યાનો અપાવીએ છીએ."

દશ જ વર્ષમાં જે પરિણામ આવ્યું છે એ ઉપરથી જોઈ શકાય છે કે સ્ત્રીઓની સર્વદેશીય પ્રગતિ થઈ છે. તેનો બૌદ્ધિક વિકાસ પણ પૂર ઝડપથી થયો છે. પુખ્તવયની સ્ત્રીઓમાંથી નવ દશાંશ જેટલો ભાગ આજે શિક્ષિત બન્યો છે. ઉદ્યોગોમાં કારખાનાંઓમાં, ખેતરોમાં જવાબદાર જગ્યાઓ ઉપર સ્ત્રીઓને લેવામાં આવે છે. એકલા પુરવઠા વિભાગમાં ૧૨૦૦૦ સ્ત્રીઓ સમૂહ-ખેતરના કાર્યકર વિભાગમાં છે, ૮૦૦૦ પ્રમુખ તરીકે કામ બજાવે છે; ૩૦૦૦૦ મદદનીશ આગેવાન તરીકે અને ૨૦૪,૦૦૦ મંત્રી તરીકે નિયુક્ત થઈ છે. ૧૯૩૫ ના વર્ષ સુધીમાં આખા રશિઆમાં શિક્ષકો અને દાક્તરોમાં ૨/૩ ભાગ સ્ત્રીઓનો છે. વિજ્ઞાનના શોધખોળ ખાતામાં અસંખ્ય જગ્યાઓ ઉપર સ્ત્રીઓ હોય છે. ઔદ્યોગિક નિષ્ણાતોમાં ૧/૩ ભાગ સ્ત્રીઓનો છે. આ જાતના નિષ્ણાત થવા માટે પાંચ વર્ષની યુનિવર્સિટીની તાલિમ લેવી પડે છે. દરેકે દરેક ધંધામાં, લશ્કરમાં, નૌકાસૈન્ય અને હવાઈ લશ્કરમાં સ્ત્રીઓ જણાય છે. એલેક્ઝાંડર કોલેન્ટાઈ નામની જાણીતી ક્રાંતિકારી સ્ત્રી સ્વીડનમાં સોવિએટ પ્રતિનિધિ તરીકે કામ કરે છે. બીજી એક અત્યારે નાણાંખાતાના પ્રધાન તરીકે કામ બજાવે છે.

સુવાવડી સ્ત્રી માતા તરીકે અને શહેરી તરીકે પોતાની ફરજોનું સંપૂર્ણ પાલન કરી શકે, તે માટે તેના નિભાવ ખર્ચની જોગવાઇ કરવામાં આવી છે. પુરૂષ જેમ વધારાનાં કામો કરે તો તેને વધારે પૈસા મળે તે પ્રમાણે સ્ત્રીઓને તેમની સુવાવડ દરમિયાન આખા પગારે રજા મળે છે. પ્રસૂતિગૃહો, ઘોડિયાંખાનાં સરકાર તરફથી મોટા પ્રમાણમાં કાઢવામાં આવ્યાં છે, એટલુંજ નહિ, પરન્તુ પ્રસૂતિ પણ રાજ્ય તરફથી મફત કરવામાં આવે છે. રશિઆમાં પ્રતિ વર્ષે ૬૦ લાખ જન્મ થાય છે. ત્યાં આટલી વિશાળ સગવડ પૂરી પાડવાનું કામ કેટલું મુશ્કેલ છે, તે સમજી શકાય તેવું છે. દુનિયામાં બીજો કોઇ પણ દેશ આટલું બધું ખર્ચ પ્રસૂતિ પાછળ નથી કરતો.

માતા થવાની તૈયારીમાં હોય એવી સ્ત્રીને (પછી તે પરિણીત હોય કે અપરિણીત) નોકરીમાંથી બાર કે સોળ અઠવાડિયાની રજા મળે છે. એ સમય દરમિયાન સરકારી તબીબો તરફથી તેની પૂરતી કાળજી લેવાય છે. દાકતરી પ્રમાણપત્ર મળ્યા પછી જ તે પાછી કામે જઇ શકે છે અને ત્યાં પણ દર સાડાત્રણ કલાકે બાળક પાસે જવાની તેને છૂટ આપવામાં આવે છે. બાળકનાં કપડાં તથા ખાધા-ખર્ચ માટે પહેલા વર્ષ દરમિયાન તેને જુદો માસિક પગાર મળે છે; બાળક પાંચ વર્ષનું થાય ત્યાંસુધી માતા કામે જતી હોય તો ઘોડિયાખાતામાં તેને રાખવામાં આવે છે, જ્યાં રાજ્ય તરફથી ખાસ કેળવાયેલી નર્સો તેના સંસ્કાર-પોષણનું કામ કરે છે. સ્ત્રીઓને આ બધી સગવડો આપવાનો ઉદ્દેશ તેના ઉપરના સર્વે પ્રકારના ભાર દૂર કરી સમાજસેવામાં તેનું સાચું સ્થાન અપાવવાનો છે. સર આર્થર ન્યુસહોમ અને ડૉ. કીંગ્સબરી લખે છે: "માતાઓ અને તેમનાં બાળકો માટે જે તબીબી ગોઠવણ સરકાર કરે છે, તેથી અમે મુગ્ધ થયા છીએ અને જ્યારે દેશની નાણાપ્રકરણી સ્થિતિ સારી ન હોય ત્યારે આટલું સુંદર કાર્ય વૈજ્ઞાનિક રીતે થાય છે, એથી તો અમે આશ્ચર્યચકિત થયા છીએ."

બાળકો માટે આટલીજ સંભાળ રાખવામાં આવે છે. રશિઆનાં ઘણેખરે સ્થળોએ બાળકોને ઉછેરવા માટેની સંસ્થાઓ રાજ્ય તરફથી ચાલતી હોય છે. તેમને આનંદ આપવા માટે, તેમના શિક્ષણ માટે, તેમના સંસ્કાર પોષણ માટે અવિરત જહેમત ઉઠાવવામાં આવે છે. મોટાં રેસ્ટોરન્ટોમાં ઉપર ખાસ બાળકોની ઓરડીઓ હોય છે, જ્યાં બાળકને મૂકી માતા બહાર જઇ શકે છે. આ ઓરડીઓમાં બાળકો માટે રમવાનાં રમકડાં વગેરેની પણ ગોઠવણ કરવામાં આવી હોય છે, અને આ બધુંય બાળકને ઘરની કે માતાની સંભાળથી દૂર કર્યા વગર, દયાદાનનો ખ્યાલ રાખ્યા વગર કરવામાં આવે છે.

બીજા કોઇપણ દેશ કરતાં રશિઆમાં જન્મ-પ્રમાણ વધુ હોવાથી અને વસતીનો વધારો એકદમ થતો હોવાથી ઘણાક કદાચ એવું માનવા પ્રેરાશે કે ત્યાં ગર્ભનિરોધક ઉપાયો (Contraceptic methods) મોટા પ્રમાણમાં લેવામાં આવતા હશે; પરન્તુ સાચી વસ્તુ એ નથી: ત્યાંના સરકારી અહેવાલો ઉપરથી તથા ત્યાં જઈ આવેલ વ્યક્તિઓનાં પુસ્તકો ઉપરથી એવું અનુમાન દોરી શકાય તેમ નથી કે બીજા દેશોની માફક ઇચ્છાપૂર્વક ગર્ભ-નિરોધ રશિઆમાં થાય છે. એમ પણ હોય કે બીજા દેશોની માફક તે વિષે ત્યાં અજ્ઞાન હોય કે એનાં સાધનો જલ્દીથી પ્રાપ્ત થઇ ન શકતાં હોય-પરન્તુ એ સાથે રશિઆમાં માતાની જે સંભાળ લેવામાં આવે છે તે પણ આવાં સાધનો અખત્યાર કરતાં સ્ત્રીઓને અટકાવે છે.

આમ છતાંય રશિઆમા ગર્ભનિરોધ ઉપર કશો અંકુશ નથી; તેનાં સાધનો વેચવા ઉપર કે તેના પ્રચાર ઉપર કશો પ્રતિબંધ નથી. ઊલટું, શહેરોમાં તેના ઉપર જાહેર ચર્ચા થાય છે, તે માટે સૂચના આપતાં પોસ્ટરો ચોડવામાં આવે છે. આ માટે સલાહ આપતી સંસ્થાઓ રાજ્ય તરફથી ઉઘા-ડવામાં આવી છે, જ્યાં એ વિષયમાં સંપૂર્ણ સલાહ આપવામાં આવે છે.

પશ્ચિમના સર્વ દેશોમાં, ગર્ભનિરોધ માટેની આ જાતની સ્વતંત્રતાએ સર્વને આશ્ચર્યમાં નાંખી

દીધા છે. બધાય દેશોમાં આને માટે પ્રતિબંધો છે, છતાંય તેનો વારંવાર આશ્રય લેવામાં આવે છે. ગર્ભપાતને કારણે હજારો મરણો બીજા દેશોમાં—દાખલા તરીકે જર્મનીમાં ૧૦૦૦૦—થાય છે. આ પ્રશ્ન સામાજિક અગત્યનો બની ગયો છે, તે વિશે કોઇથી ના નહિ કહી શકાય.

ક્રાંતિ પછી સ્ત્રીઓએ જ આ પ્રશ્ન સરકારના ધ્યાન ઉપર આણ્યો. આ માટે તબીબોમાં અને ધારામંડળોમાં બે વર્ષ સુધી ચર્ચા ચાલી ને આખરે ૧૯૨૦ માં કાયદો કરીને ગર્ભપાત ઉપર પ્રતિબંધ ખસેડવામાં આવ્યો. તુરત જ રાજ્ય તરફથી એ માટે સગવડ ઊભી કરવામાં આવી: મોટાં દવાખાનાંના દાક્તરો જ ગર્ભપાત કરાવી શકે અને તે પણ શસ્ત્રક્રિયાદ્વારા જ. ગમે તેવી દવાઓ વાપરવાની બંધી કરવામાં આવી છે શસ્ત્રક્રિયા થયા પછી ત્રણ દિવસ સુધી સ્ત્રીએ પથારીમાં રહેવું પડે અને બીજાં બે અઠવાડિયાં સુધી કામ ઉપર જઈ ન શકે; પહેલી જ વારની પ્રસૂતિ હોય તો શારીરિક અશક્તિ સિવાય ગર્ભપાત ન થઇ શકે; ત્રણ માસ ઉપર ગર્ભ ગયો હોય તો પણ તે ન થઈ શકે. શસ્ત્રક્રિયા પ્રસૂતિગૃહોમાં જ કરવામાં આવે છે.

ત્રણ કરતાં ઓછાં છોકરાં હોય, કે છોકરાંને પોતાના પૂરતી સગવડ હોય કે શારીરિક સ્થિતિ સારી રહેતી હોય કે ટૂંકામાં સામાજિક, શારીરિક કે આર્થિક કારણો ન હોય તો ગર્ભપાતને ઉત્તેજન ન આપવું, એવો પનુ ઉલ્લેખ કાયદામાં થયો છે.

આ બધાં કારણો હોય તો દાક્તર ગર્ભપાત કરાવવાની ના ન પાડી શકે. અલબત્ત સ્ત્રીને આવું ન કરવા ને જરૂર સમજાવી શકે. આ સિવાય ગર્ભપાત કરાવનારને મનુષ્યહત્યાના ગુન્હાસર સજા કરવામાં આવે છે. ગર્ભપાત માટેના આંકડાઓ ત્યાંનાં દવાખાનાંઓમાં રાખવામાં આવે છે. શસ્ત્રક્રિયા કરનાર નર્સો પોતાના ધંધામાં નિષ્ણાત હોય છે. એ માટેની સગવડો પણ સંપૂર્ણ હોય છે. આ કારણે ગર્ભપાતથી ઓછામાં ઓછી હાનિ થાય છે. ૧૯૨૦ માં આવી શસ્ત્રક્રિયાને પરિણામે ૧૦૦ એ ૭૪ નું મરણપ્રમાણ હતું, ૧૯૨૫ માં એક પણ મરણ થયું નહોતું. ગર્ભપાત કાયદેસર કરવાથી, તેની ખોટી અને ભયંકર રીતો સાથે નાબૂદ થઇ ગઇ છે. મંજૂરી અપાયેલ ગર્ભપાતની સંખ્યા રશિઆમાં લગભગ ૨ા લાખની છે અને કૃત્રિમ સંતતિનિયમનનાં સાધનો જોઇએ તેટલા પ્રમાણમાં વપરાતાં નથી, છતાં ત્યાં વાર્ષિક જન્મપ્રમાણ ૬૦ લાખનું છે અને બાળ મરણપ્રમાણ એક વર્ષમાં અર્ધો અર્ધ ઓછું થઈ ગયું છે. રશિઆમાં જન્મપ્રમાણ હજારે ૪૦ નું આવે છે, જે દુનિયાના કોઈ પણ દેશ કરતાં વધારે છે. "રશિઅન સ્ત્રીને માતૃત્વના સામાજિક અધિકાર પૂરા ન કરવા હોય અને પોતાનું સામાજિક કાર્ય કરવા તત્પર ન હોય તો તે જગતમાં ભલે સંતતિ ન આણે; પરન્તુ મોટે ભાગે તે આણે છે જ અને તે પશ્ચિમના બીજા દેશોની માફક ફરજિયાત નથી, કારણકે તેને સંતતિ ગમે છે. ઉપરાંત રશિઅનો બાળકો પાછળ ગાંડાં હોય છે અને ઔદ્યોગિક તથા યાંત્રિક ખીલવણી છતાં બાળકો માટેનો આ નૈસર્ગિક પ્રેમ તેમના સ્વભાવનું એક ખાસ લક્ષણ બની રહેલ છે."

રશિઆની નીતિ અને લગ્નસંસ્થા વિશે આજે જનજનના ખ્યાલ પ્રવર્તે છે. આપણે નીતિ, અનીતિનો અર્થ સ્ત્રી પુરુષના શારીરિક સંબંધમાં જ કરીએ છીએ. રશિઆમાં આના ઉપર બહુ ભાર મૂકાતો નથી. બોલ્શેવિક અમલના પહેલા દાયકામાં એમ મનાતું હતું કે કોઇપણ જાતનો સ્ત્રી પુરુષ વચ્ચે સ્વેચ્છાથી થતો શારીરિક સંબંધ, એ અંગત વસ્તુ છે અને તેને માટે કશાય પ્રકારના ધાર્મિક કે કાયદાના પ્રતિબંધોની જરૂર નથી; પરન્તુ શારીરિક સંબંધના કેટલાંક સામાજિક પરિણામો પનુ આવે છે, જેમાં બન્ને પક્ષને માથે અમુક ભાર હોવા જોઇએ. આ માટે કાયદાની જરૂર પડે. આજ

મુદ્દા ઉપર લગ્ન રજિસ્ટર કરાવવાની ત્યાં જરૂર ગણવામાં નથી આવતી; ને છૂટાછેડા પણ બન્નેમાંથી જે કોઈ માગે તેને મળી શકે છે; પરન્તુ બન્નેને સંતતિવિષયકે અમુક બોજ ઉઠાવવો પડે છે.

બીજા કાયદામાં આ વલણ બદલાતુ આપણે જોઇએ છીએ. ક્રાંતિ પછી શારીરિક સબંધમાં જે સ્વચ્છન્દતા પ્રવર્તી હતી તેના તરફ લેનિનની જરાય સહાનુભૂતિ નહોતી. શારીરિક સંબંધ એ તો આહાર જેટલો કુદરતી છે ને તૃષા છીપાવવા પાણી પીએ તેની જેમ ટીકા થતી નથી, તેમ આવા જાતીય સંબંધની પણ ટીકા ન થવી જોઇએ, એવા વિચાર સાથે તે જરાય સંમત નહોતો. છેક ૧૯૨૧ મા તેણે કહ્યું હતું: 'મને લાગે છે કે આ પાણીના પ્યાલાનો સિદ્ધાંત બિન-સમાજવાદી અને સમાજવિરોધી છે. જાતીય જીવનમાં માત્ર કુદરતનો જ ખ્યાલ નથી રાખવાનો, પરન્તુ સાંસ્કૃતિક લક્ષણો ક્યા સ્વરૂપનાં છે તે પણ જોવાનું છે......અલબત્ત તૃષા છીપાવવી જોઇએ; પરન્તુ સામાન્ય માણસ સામાન્ય સંજોગોમાં ગટરમાં પડચો રહેશે, કે ગંદુ પાણી પીશે કે ખરાબ પ્યાલાને હોઠ અડકાડશે ખરો? પરન્તુ સૌથી અગત્યનું તો તેનું સામાજિક લક્ષણ છે. પાણી પીવું એ માત્ર વ્યક્તિગત વાત છે. પ્રેમમાં બેના જીવનનો પ્રશ્ન સંકળાયેલો છે ને તેમાંથી ત્રીજાનો જન્મ થાય છે. આ લક્ષણ સામાજિક છે ને તેથી સમાજ તરફ તેની ફરજ સ્પષ્ટ બને છે......કોમ્યુનિઝમ વૈરાગ્યને નથી નહોતરતુ, પરન્તુ જીવનનો આનંદ ને જીવનની શક્તિ આણે છે. આ શક્તિ અને આનંદ આણવામાં પ્રેમનું સંતોષી જીવન મદદરૂપ થઈ પડશે. મારા અભિપ્રાયે જાતીય સંબધોમાં સ્વચ્છંદતા આ શક્તિ અને આનંદ લઇ લે છે. જુવાન માણસોને જીવનના આ આનંદ ને શક્તિ જોઇએ છે. રમતગમત, દોડવાનુ, શારીરિક કસરતો, ઐહિક આનંદ-વિલાસ, શિક્ષણ, અભ્યાસ, અન્વેષણ-આ બધુ તેને મળવું જોઇએ અને તે જુવાન માણસોને જાતીય પ્રશ્નો વિષેની અનંત ચર્ચાઓ કરતાં વધુ આપશે. સુદઢ શરીર અને સુદઢ માનસ! તમે પેલા જુવાન બિરાદર......ને ઓળખો છો? સુંદર અને બુદ્ધિશાળી જુવાન છે, અને છતાંય મને ભય રહે છે કે તે કાંઈ સારાં પરિણામ નહિ ઉપજાવી શકે. એકને છોડી બીજાની સાથે, એમ પ્રેમસંબંધો તે બાંધ્યા કરે છે. રાજકીય લડત માટે, ક્રાતિ માટે આવું નહિ ચાલી શકે. અને જે સ્ત્રીઓ પોતાના અંગત સાહસોને રાજકારણમાં ભેળવી દે છે તે લડતમાં બહુ ટકી શકે તેમ મને લાગતુ નથી. અને એવું જ દરેક છોકરી પાછળ ગાંડો થઇ દોડનાર છોકરાનું-ક્રાંતિમાં આવું ન ચાલી શકે ક્રાંતિ શક્તિસંચય અને શક્તિનો વધારો માગે છે. અવનત થયેલા, વાતોના કથાનાયકોનાં જેવાં કાર્યો તે ન નિભાવી લે. જાતીય સંબંધની અતિશયતા એ બુઝર્વા સમાજનું, અવનત માનસનું લક્ષણ છે. મજૂર વર્ગ એ :આગે બઢતો વર્ગ છે. તેને ઉશ્કેરાવા માટે માદક પદાર્થ કે ગાંડપણની જરૂર નથી. કેફી પીણાની જેવી ઉશ્કેરણી તેવી જ જાતીય સબધની અતિશયતાને ક્રાંતિ કદીય ન ભૂલે, ન ભૂલી શકે મૂડીવાદની હેવાનિયત અને શરમ. તેને લડવાનુ બળ વર્ગીય જાગૃતિમાંથી, સામ્યવાદના ધ્યેયમાંથી મળી રહે છે. એટલા માટે એને ખૂબ સ્પષ્ટતાની જરૂર પડે છે. એટલા માટે હુ ફરીથી કહુ છુ શક્તિનો જરાય વિનાશ નહિ, જરાય વ્યય નહિ, જરાય ઘટાડો નહિ; આત્મસંયમ અને આત્મશિસ્ત જોઇએ; પ્રેમમાં પણ ગુલામી નહિ."

લેનિનના આ વિચારો કોમ્યુનિસ્ટ પક્ષને માટે પ્રમાણભૂત થઈ પડચા. "લગ્ન એ પગાળાં પ્રાણીઓ વચ્ચેનો માત્ર અંગત જ સંબંધ છે ને તેમાં સમાજને પડવાને કશો હક્ક નથી।" રાઝેનોવ લખે છે. "આપણે જુવાન કોમ્યુનિસ્ટોને શિખવાડવુ જોઇએ કે લગ્ન એ માત્ર વ્યક્તિગત કાર્ય નથી પરન્તુ તેને સમાજ સાથે ગાઢ સબંધ છે." "લગ્નની બે બાજુઓ છે: અંગત અને સામાજિક;" સોલ્ટઝે લખ્યુ છે. "આપણે સામાજિક બાજુ ભૂલી જવી ન જોઇએ. આપણે સ્વચ્છંદી અને અવ્યવસ્થિત જીવનની વિરૂદ્ધ છીએ."

જુવાન કોમ્યુનિસ્ટો અને બીજા સભ્યોમાં લગ્નસંબંધની સ્થિરતા વિશે ખૂબ ભાર મૂકવામાં આવે છે. રજિસ્ટર નહિ થયેલાં લગ્નો તથા રજિસ્ટર થયેલાં લગ્નો વચ્ચે કોઇ પણ જાતના ભેદ નહિ ગણતો તથા છૂટાછેડાની છૂટ આપતો કાયદો ત્યાં અસ્તિત્વમાં છે, છતાંય જાતીય સંબંધોની અતિશયતાને કોમ્યુનિસ્ટ આદર્શની વિરોધી ગણવામાં આવે છે. તેથી રોગ ફેલાવાનો ભય ઊભો થાય છે, કામની શક્તિ ઘટે છે, શાસ્ત્રીય અન્વેષણ માટે જોઇતી બુદ્ધિશક્તિને હાનિ પહોંચે છે ને ,કેટલીય વ્યક્તિઓને ત્રાસ થાય છે. લગ્ન-સંબંધોમાં બિનવફાદારી અને તેની અસ્થિરતાને કોમ્યુનિસ્ટ પક્ષમાં ગુન્હો ગણાય છે.

આજ જાતના પ્રજામતનું દબાણ મજૂર મંડળોના સભ્યો કે જેમાંનો મોટો ભાગ કોમ્યુનિસ્ટ પક્ષમાં નથી તેના ઉપર લાવવામાં આવે છે ૧૯૩૫ માં આવી એક પરિષદમાં એક વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો કે મજૂર મંડળોએ સભ્યોના ખાનગી જીવનમાં અને તેમના ઘર સાથેના સંબંધમાં વધારે રસ લેવો જોઇએ. "ટ્રુડ" ના તંત્રીએ બતાવ્યું હતું કે—"મજૂર મંડળોએ સભ્યોની કિંમત તેમના કામથી જ નહિ, પરન્તુ પત્ની તથા બાળકો તરફ કઇ જાતનું વર્તન દાખવવામાં આવે છે તે ઉપરથી આંકવી જોઇએ."

આ જાતના વધતા જતા પ્રજામતને કાયદામાં સંતતિ માટે જે ગોઠવણો રાખવામાં આવી છે તેનો પૂરેપૂરો અમલ થતો નથી, એ હકીકતથી બળ મળ્યું છે. એવા કેટલાય દાખલાઓ બન્યા છે જેમાં માબાપોએ સંતતિ માટે જે જાતની ગોઠવણ કરવી જોઇએ તે તરફ દુર્લક્ષ આપ્યું છે. આ કારણે છૂટાછેડાને લગતા કાયદામાં ફેરફાર કરવાનું નક્કી કરવામાં આવ્યું છે ને તેમાં જે કલમો છે તેનો સખ્તાઇથી અમલ કરવા માટે ખાસ કમિશનની નિમણુંક થઈ છે. અત્યારે જે ફેરફાર સૂચવવામાં આવ્યો છે તે પ્રમાણે છૂટાછેડા આપતા પહેલાં બીજા પક્ષને બોલાવી તેને પૂછવામાં આવશે; જોકે અત્યારે પણ છૂટાછેડા ન લેવા માટે બન્ને પક્ષને પૂરતું સમજાવવામાં આવે છે. બીજો ફેરફાર એવો સૂચવવામાં આવ્યો છે કે લગ્ન રજિસ્ટર કરાવતા પહેલાં આગળનાં લગ્નો વિશેનો અહેવાલ પણ રજુ કરવો જોઇએ. આ સાથે એવી પણ એક ભલામણ થઈ છે કે નિશાળનાં વિદ્યાર્થીઓને કુટુંબ તથા લગ્નજીવનને લગતા પાઠ આપવામાં આવે. આ બધા ફેરફારો મંજૂર થયા છે.

વેશ્યા તરફનું રશિઆનું વલણ સૌથી જાણીતું છે. આજે ત્યાં જેમ બેકારી નથી, તેમ વેશ્યાગીરી નથી; કારણકે એ બન્ને પાછળનાં કારણો આર્થિક છે. એ દૂર થતાં સમાજનાં એ અનિષ્ટો દૂર થયાં છે. સ્ત્રીઓને બધી જાતની સ્વતંત્રતા મળ્યા પછી ત્યાં એનું નામનિશાન નથી રહ્યું. દુનિયામાં રશિઆ જ એક એવો દેશ છે જ્યાં આ ગંભીર સામાજિક પ્રશ્નોનો ઉકેલ આવી શકયો છે. કઇ જાતના શરીરસંબંધને ગેરકાયદેસર ગણવો એ વિશે તબીબો અને માનસશાસ્ત્રીઓની એક પરિષદ તાજેતરમાં મેળવવામાં આવી હતી. તેમનું એવું કહેવું હતું કે આવો કોઇપણ સંબંધ-તેમાં કોઇપણ પક્ષ રોગિષ્ઠ ન હોય તો સંતતિ માટે નુકશાનકારક નથી. એટલે ત્યાં કાયદાની દૃષ્ટિએ જોકે ભાઈબેનનાં લગ્ન કે સગોત્ર લગ્ન રજિસ્ટર કરવામાં નથી આવતાં, પરન્તુ તેને ગુન્હો ગણવામાં નથી આવતો.

રશિઅન સમાજ કેવો ઘડાઇ રહ્યો છે, નૂતન નીતિ, નૂતન જીવન કેવા આકારો ધારણ કરે છે, તેનો આછો પાતળો ખ્યાલ કદાચ આ લેખથી આવશે-ન પણ આવે. એ માટે તો એક પુસ્તક પણ બસ ન થાય. એ સમાજ-ઘડતર પાછળ જે ઉત્તમ આદર્શ છે તે આ છેઃ "અમે માનવસમાજનું ઘડતર માત્ર આર્થિક ધોરણ ઉપર નથી કરતા, પરન્તુ વૈજ્ઞાનિક સિદ્ધાંતો અનુસાર અમે સમાજ ઘડી રહ્યા છીએ." આ આદર્શનું અંતિમ સ્વરૂપ તે વર્ગવિહીન સમાજરચના. આ પંથે આજ રશિઅન સમાજ કૂચ કરી રહ્યો છે.

❀ ❀ ❀

# "હું આથડું છું.........પણ કયે રસ્તે?"



## [ એક સત્ય ઘટના ]

[ લેખક :- ૨. ]

નિર્મલ આકાશપટમાં બીજની કલા સમોવડી હું ઉગી. ગુજરાતના એક ગરીબ ગામડામાં મ્હારા પિતા આગેવાન લેખાતા. માતા ધર્મિષ્ઠ ને વ્હાલસોઇ હતી. મોટાભાઇ ને નાની બ્હેનની હુંફમાં હું ઉછરી. પેઢી-ઉતાર કુલીનતાના સંસ્કાર અમારામાં પણ પાંગર્યા. બાલ્યની કલ્લોલવાડીમાં અમારા એ સુખી દિવસો ઉગ્યા ને આથમ્યા.

વર્ષો વીત્યાં ને ભાઈ શહેરમાં ભણવા ગયો. કુટુંબની સંસ્કારિતાના પરિણામે હું પણ શાળામાં જવા લાગી. ભાઈના આદર્શથી ને એનની સંગતથી હું અભ્યાસમાં ખીલી ઉઠી. શહેરની વિવિધ વાતો સાંભળી શરૂઆતથી જ મારી કલ્પનાઓ વ્યોમવિહાર કરવા લાગી. ભાવિજીવનનાં વિધવિધ સ્વપ્નો રચાયાં ને ઓસર્યાં. કૌમારના પગથારે, જડીસોની અમીભરી બ્હારે, અમે અનેરી રસલ્હાણ માણી.

પણ બારમું વર્ષ બેસતાં જ મને સમાજની નજર લાગી. ઉદાર મનોવૃત્તિના પિતાજીને પણ મારો કન્યાકાળ પૂરો થવા આવતો જણાયો. માતા તો બિચારી જૂની ઘરેડમાં જ ઘડાયલી. ભાઇના વિચારો તો જાણવાના જ શાના હોય? એક કારમી સ્હવારે મેં સાંભળ્યું કે મારો પાડો ખોદાશે. મને ફાળકો પડ્યો. કલ્પી પણ શકું નહિ એવી મને વેદના થઇ; જાણે અણસમજમાં જ મેં મિષ્ટાન્ન આરોગ્યાં; અણસમજમાં જ એ અગોચર આનંદલ્હાણ લૂંટી; ને એ વાત વિસારે પડી.

મારૂં ધ્યાન તો અભ્યાસમાં જ હતું. ભાઈ શહેરમાં ભણતા એટલે કોઇ કોઈ વાર અમારે ત્યાં પણ જવું આવવુ થતું. શહેરી જીવનની અનેક વાતો ભાઇને મોંઢે સાંભળેલી એટલે એ જીવન જીવવાના કોડ મારામાં પણ જાગતા. એવામાં ભાઇને મુંબાઇ નોકરી મળી ને અમે બે બ્હેનોએ એ ધન્ય જીવનમાં પ્રવેશ કર્યો.

બીજી બાજુ ગામડાં પાયમાલ થતાં ગયાં. વર્ષો ખરાબ આવ્યાં. પિતાજીનો વ્યાપાર કથળી ગયો. અમારા કુટુંબની એક વખતની જાહોજલાલી ઓસરી ગઈ. એક સમયે ભર્યુંભાદર્યું લાગતું અમારૂં ઘર સૂનું લાગવા માંડ્યું. તેમાં ભાઇની નવીસવી નોકરી એટલે પિતાજી પણ થોડા દિવસ અમારી સાથે આવી રહેવા લાગ્યા.

અમારો અભ્યાસ વધ્યો. અમારી દૃષ્ટિએ પણ શહેરની વિશાળતા અનુભવી. અમારાં શમણાં આકાશગામી બન્યાં. એવામાં એક દિવસ ઓચીતો વજ્રપાત થયો: મારૂં લગ્ન લેવાનું છે એમ પિતાજીએ જાહેર કર્યું. નવા જમાનાની વાયુલહરી અમે પણ અનુભવી હતી એટલે લગ્નના વિચારે જ પુરાણી શમી ગયેલી વેદના જાગૃત થઇ; મારા દિલે બળવો કર્યો: અત્યારથી પરણવાનું!

કુમળા માનસનું ઘડતર જ એવા પ્રકારનું હોય છે કે એક વાર વિરોધી વિચાર આવ્યો કે તે દઢતર બનતો જ જવાનો. સંયોગવશાત્ જેની સાથે મારી લગ્નગ્રંથિ રચાવાની હતી તેનું મુંબાઇ આગમન થયું. અણધારી રીતે અનેક વીગતો રજુ થઇ એક વાર તેમને ઘેર તેડવામાં પણ આવ્યા.

એમને ઘેર પૈસાનું ઠામ સારૂં હતું પણ વિદ્યાભ્યાસ વણુરી ગયો હતો. અમારાં કૌટુંબિક જીવનમાં આસમાન જમીનનો તફાવત હતો. સંસ્કારિતાનું નામનિશાન નહોતું. પ્રથમ દષ્ટિપાતે જ મારૂં મન ઉઠી ગયું. લગ્નના જ વિચારે દિલ કંપતું હતું, ત્યાં ભાવિની કપરી આગાહીથી વિરાગ વધ્યો. વડીલોના સંસ્કારે મારી કુમકે આવશે એમ માની મેં વિરોધસૂર ફૂંક્યો..

પરંતુ કોઇ જાદુગરની કરામત પેઠે મારા પ્રત્યે સર્વનું વલણ જ પલટાઇ ગયું. મારી વેદના કોઇ લક્ષમાં જ લેતું નહિ, ઉલટું વડીલોએ નિર્મિત કરેલા સ્થાને જ ગરીબ ગાય પેઠે દોરાવામાં જ મારૂં શ્રેય છે એમ મને ઠસાવવાના પ્રયત્નો થવા લાગ્યા. "સ્વપ્નદ્રષ્ટા" ના "ખોચીઆ" જેડે મારૂં ચોકઠું ઠોકી બેસાડવામાં આવશે એ કલ્પનાએ હું ધ્રૂજી ઉઠી.

જીર્ણ સમાજનાં એ કપરાં બંધનો મારી આસપાસ જકડાતાં જ ગયાં. મુંબાઇથી મને વતન બોલાવી લેવામાં આવી. મારી શાળા: મારાં પુસ્તકો: મારાં એ અનેક આકર્ષણોનો કારમો વિયોગ શરૂ થયો; મારાં અલૌકિક શમણાં સરી ગયાં.

આને ઘેર તો મારા લગ્નની તડામાર તૈયારીઓ ચાલુ થઇ. હું મનમાં મુંઝાતી ને આક્રંદ કરતી. મારૂં સાંભળવાની કોઇનેય ફુરસદ નહોતી. મારા વાંધામાં વજુદ નહોતું. નાનકડી કન્યાને સારામારની સમાગમ શી પડે? પસંદગીનાં પરણેતરમાં એ શું સમજે! વડીલોએ વરાવવાનો જૂનજૂનો વ્યવહાર શું અકારણ યોજ્યો હશે? કન્યાને વાંધો ઉઠાવવાનો અધિકાર નહોતો: કારણ પૂછવાનો હક નહોતો. વડીલો કન્યા માટે હમેશાં સંસારમાં સ્વર્ગ જ સરજે છે. બાળકોને એની શી પંચાત? — એવાં વિધાન પાછળથી અન્યથા નીવડે તો એમનાં કિસ્મત!

ને મારે માટે મારાં માતાપિતાએ શું નહોતું જોયું? પરણનાર યુવાન હતો, પાસે પૈસો હતો; કુટુંબજંજાળ ઝાઝી નહોતી; ગાડી હતી: વાડી હતી, માત્ર લાડીની જ ખોટ હતી. પછી બીજો વિચાર શાનો કરવાનો હતો?

અતિશય વિમાસણથી મારી દેહલતા કરમાઇ; મારા ઉલ્લાસનાં પૂર ઓસરી ગયાં. માતા આગળ હું મારૂં દુ:ખ રડી. એના દિલમાં સહાનુભૂતિ પ્રગટી. ભાઇ ઘેર આવ્યા. એમના સંસ્કારને મેં વિનવ્યા. પિતાજીને કાને વાત પહોંચી. એમને શૂલ થતી હોય તેમ લાગ્યું પણ એમની પ્રતિષ્ઠા? એમનો કોલ! ન્યાતજાતમાં કેવું દેખાય? આગેવાન કુલીન કુટુંબમાંથી એકવાર દેવાયેલું વાગ્દાન જીવનભરમાં પણ મિથ્યા થતું હશે?—એવો વિચાર પણ કેમ કરી શકાય?

ને એ મિથ્યાભિમાનમાં—એ પ્રતિષ્ઠાના હાઉ સામે મારા જેવી કુમળી કળીનું બલિદાન દેવાયું. રડી રડીને મોરાં આંસુ સુકાયાં. મારી નાજુક શરીરયષ્ટિએ વિરોધ કર્યો. ખરા દિલથી મેં સત્યાગ્રહ આદર્યો પણ વિધાતાના લેખ મિથ્યા ન થયા. નિર્બળ શરીર મૂર્છાવશ થયું. પરાણે આણેલી સ્વસ્થતાએ ચોરીના ચાર ફેરા પતાવી નાંખવામાં આવ્યા. હું પારકી બની...

પરંતુ એ પારકે પગથારે ન ચઢવાનો તો મેં નિરધાર જ કર્યો હતો. એ કાદીલા કંથનાં દર્શને જ મને મૂર્છા આવતી. રૂઢિ અનુસાર હું વર્તી હોઇશ પણ સંસાર માંડવા તો મારા દિલે કદી પણ હા પાડી નથી. એ માટે હું લાયક ક્યાં જ હતી? મારે તો ભણવું હતું. હજી તો મારામાં કૌમારના તનમનાટ હતા. હું ગંભીર પ્રૌઢા શી રીતે બની શકું?

પણ મારી અભિલાષાઓ પોષવા કોઇ જ તૈયાર થયું નહિ. મારા પિતાએ મને શાળામાં મોકલવાની જ બધી કરી. સાસરે તો મારૂં કોઇ સાંભળે તેમ જ નહોતું. ત્યાંથી તો મને અવારનવાર સંસાર માંડવાનાં જ કહેણ આવતાં. પણ મારૂં દિલ એ માને તેમ નહોતું.

" વખતને જતાં કાંઇ વાર લાગે છે ? ને ખીલતું યૌવન તો સાપનો ભારો ! મને સાચવવાની મારા વડીલોને ચિંતા થવા લાગી. હું કુલીન કુટુંબની કન્યા છું; એ કુટુંબના જ પવિત્ર વાતાવરણમાં પોષાયેલી છું. એ પુનિત સંસ્કારો જ મેં ઝીલ્યા છે છતાં મારામાંથી એમનો વિશ્વાસ ડગી ગયો, ને પછી તો મારા પર ચોકી ગોઠવાઇ. ત્રાસની, દમનની, રૂદનની પરંપરા વધતી જ ચાલી. મારું જીવન ચગડોળે ચઢ્યું. વિચારવમળમાં મારું દિલ ધુંધવાઇ ઉઠ્યું. મારી નિદ્રા ઉડી ગઇ.

પતિરાજને પણ સંસારની રસલ્હાણ માણવાની અધીરાઈ આવી. હું સાસરે જતી નહિ એટલે એમને પણ અકળામણ થઈ હતી. એમની ઇચ્છા પૂરી કરવાનો કાંઈ પણ ઇલાજ નહોતો; માત્ર ખાસ સંજોગોમાં જ જ્ઞાતિની પરવાનગીથી રસ્તો નીકળી શકતો. એટલે એમને પણ એકલવાયું રહેવાનું જ સરજાયું હતું.

છેવટે થાકીને સાસરિયાંએ ન્યાતમાં વાત મૂકી. અમારું કુટુંબ પણ વગદાર હતું. લક્ષ્મીને કુલિનતાની અથડામણ ઊભી થઈ. જ્ઞાતિના આગેવાનો ફેંસલો આપતાં ખમચાયા. આખુંય પ્રકરણ લવાદને સોંપાયું. ન્યાત ઊઠી ગઇ. લવાદ પણ ફેંસલો ન આપી શકયા. કોકડું ગુંચવાયું.

પૂર્વેના કોઈ પુણ્યથી મને એ ધન્ય ઘડી સાંપડી. હુ મારી બીના સેવાસદનના સંચાલકો આગળ મૂકી શકી. મારા ભાઇ તો મારા વિચારના જ હતા. એ સજ્જનોએ મારાં વડીલોને સમજાવ્યાં. સંસ્થામાં રહી. મારા વધુ અભ્યાસની ગોઠવણ થઇ. ઘડીભર લાગ્યું કે મારાં શમણાં સફલ થશે.

પણ પતિરાજને તો લગ્નના હક પૂરા કરવા હતા. હું છૂટા ન કરૂં ત્યાંસુધી તેમને જ્ઞાતિમાંથી બીજી મળી શકે તેમ નહોતું. પરન્યાતમાંથી એમને કોઇ પરણે તેમ નહોતું. તેમણે અદાલતનો આશરો લીધો. હિંદુ કાયદાના અક્ષરદેહને ઉકેલનારી અદાલતો હિંદુ પત્નીને શો લાભ આપી શકે? અન્યાયોની પરંપરા પોષવા છતાં એ અદાલતો પતિરાજને પણ શી રાહત આપે? છેવટે તો હાથમાં કાગળિયું જ રહેવાનું છે ?

મારી ઉદારતાએ ઘેરાતાં વાદળ વિખરાયાં. મારે સંસાર તો માંડવો જ નહોતો. પછી મારે લીધે બીજાને શા માટે દુઃખી કરવા? મેં એમને ફરી પરણવા છૂટ આપી. એમના ઉપરથી લગ્નગ્રંથિએ મને અર્પેલા તમામ હક્કો મેં ઉઠાવી લીધા. વિદ્યાભ્યાસ માટે હું સ્વતંત્ર બની.

પણ મારૂં શું ? હિંદુ સમાજમાં મારૂં સ્વમાન કેમ રહેવાનું ? વિદ્યાકલામાં પારંગત થવાની મને તમન્ના છે ને હું થઇશ. પણ ત્યાંસુધી શું ? હિંદુ સમાજ મારો બહિષ્કાર પોકારે છે. કુટુંબીઓ મને જરૂરી પાપ લેખે છે. સહાધ્યાયિનીઓ મને હસે છે. મારૂં સ્થાન ક્યાં ? મારૂં પૂર્વજીવન ભૂંસી નાંખવા હું પળેપળ મથી રહી છું. પ્રતિષ્ઠાના પાપે વણસતું મારૂં જીવન સરાણે ચઢાવવા હું આકાશપાતાળ એક કરૂં છું. એવો પણ દિવસ ઉગશે કે જ્યારે હું હાશ કરી બેસીશ—એ અમર આશાના આછેરા તાંતણે હું જીવું છું.

છતાં હિંદુ સમાજને માગી—મારા જેવી હિણાયેલીઓની—શી પડી છે ? કોઇના પાપે પીડાતીનો ઉદ્ધાર કરવાની એ સમાજના કાયદામાં વ્યવસ્થા નથી. એ બંધનો કોઈ તોડવા ચાહે તો સરકારી કાયદો એની સ્વતંત્રતા હરી લેવા તૈયાર છે એના માથીને દંડ દેવા મુખત્યાર છે.

આમ મારી જીવનનૈયા ઝોલે ચઢી છે. મારૂં મન અસ્થિર બન્યું છે. હું મારો માર્ગ મોકળો કરવા ઇચ્છું છું; મારી સ્વતંત્રતાનું હીર ચુસાઈ ન જાય તે માટે પ્રાણ પાથરૂં છું. હું ભમું છું...પણ કયે રસ્તે ?

✿ ✿ ✿

# જીવનમાં વેગવિધારણનું સ્થાન



[ લેખક-શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય ]

ચરકે (ઈ. સ. પૂ. ૨૦૦ થી ૪૦૦) ચરક-સંહિતામાં 'न वेगान्धारणीयम् अध्यायम्' નામનો આખો અધ્યાય લખ્યો છે પ્રથમ તો એ નીચેના વેગોને ન રોકવા જોઇએ એ બતાવે છે:—

ઝાડા અને પેસાબનો વેગ કદી ન અટકાવવો.

વીર્યનો વેગ કદી ન અટકાવવો.

અધોવાયુનો વેગ કદી ન અટકાવવો.

ઊલટી થતી હોય તો તેને ન અટકાવવી.

ઓડકારના વેગને ન અટકાવવો

છીંકના વેગને ન અટકાવવો

બગાસાંના વેગને ન અટકાવવો

ભૂખ અને તરસના વેગને ન અટકાવવો

આંસુ આવતાં હોય તો તેને ખાળવાં નહિ.

સખત ઊંઘ આવતી હોય તેને રોકવી નહિ

શ્વાસ ખૂબ ચડ્યો હોય તેને કદી ન રોકવો

આ પછી ક્યા વેગોને મનુષ્યોએ રોકવા તે દર્શાવે છે—

અયોગ્ય સાહસોના વેગને રોકવો

મન, વાણી અને કર્મના વેગોને રોકવા

લોભ, શોક, ભય, ક્રોધ અને માનના વેગને રોકવા

નિર્લજ્જતા, ઇર્ષા, અતિરાગ, અભિધ્યાવ (પારકા ધનની ઇચ્છા) ના વેગોને રોકવા

અસત્ય બોલવાના, ચાડી ખાવાના, કર્કશ વચનો બોલવાના અને કરેલને ઓળવવાના વેગોને રોકવા

બીજાઓને જેથી પીડા થાય એવી પ્રવૃત્તિઓનો વેગ રોકવો.

પરસ્ત્રીભોગ, ચોરી, હિંસાનો વેગ રોકવો

આ આખોયે અધ્યાય મનન કરવા યોગ્ય છે, પરંતુ તે બધું અહિ ઉતારવાનો મારો હેતુ નથી. ઉપર્યુક્ત બધા વેગોને રોકવાથી શરીર અને મન ઉપર શી અસર થાય છે તે તો માનસ-વિશ્લેષણકારોનો નોખો વિષય બને છે, પરંતુ આપણે બધા આટલું જરૂર સમજી શકીએ તેમ છીએ કે જે રોકવા યોગ્ય વેગો છે તેને ન રોકવાથી શરીર અને મન બન્ને રોગગ્રસ્ત બને છે.

મન, વાણી અને કર્મના પ્રત્યેક વેગોની અસર સારી યા નરસી મન પર પડતીજ જાય છે, એ વાત માનવામાં બધા જ એકમત છે.

પરંતુ આ લેખ લખવાનો હેતુ પરસ્ત્રીભોગના વેગ વિષે લખવાનો છે. હમણાં એક નવયુવાને મને પૂછ્યું હતું—"તમો આયુર્વેદના ઉપાસકો તો વીર્યને મલજ ગણો છો. આ મલ જ છે અને મલ માટે આપણે ગમે તેના જાજરૂમાં જઇ શકીએ છીએ ને? પરસ્ત્રી ભોગ ઉપર માનસ—શાસ્ત્ર-દૃષ્ટિથી આપણે વિચાર જ નથી કર્યો. આપણા પૂર્વજો જ આ વિષયને પપાળી રહ્યા છે. બાકી મને તો એમ લાગે છે કે એમાં કશુંજ અજુગતું નથી," ઇત્યાદિ

યુવાનોની અરસપરસની વાતચીતમાં, મતલબમાં આપણે રોગિષ્ટ મનોવૃત્તિ નિહાળતા નથી શું? આ માનસશાસ્ત્રે તો ગજબ કરવા માંડ્યો છે. અધિકારી કે અનધિકારી માનસશાસ્ત્રની સહાય લઇ

જાતીય પ્રશ્નો ચર્ચાઈ રહ્યો છે. કોઈ એવું છાપું ભાગ્યે જ ગૂજરાતમાં હશે-જેમાં જાતીય પ્રશ્નો ઓછાવત્તા પ્રમાણમાં છપાતા નહિ હોય. પરિણામ એ આવ્યું છે કે આ મનને ગલગલિયાં કરે એવા ખીભત્સ લેખો ખૂબજ રસથી વંચાય છે અને પછી પોતાની તર્કશક્તિનો ઉપયોગ કરી એનું સમર્થન પણ કરવામાં આવે છે. ફ્રૂઇડ, ઍડલર, જંગ, મેક-ડુગલ-આવાં ત્રણચાર નામો તો દરેક યુવાનને મ્હોડેજ ચઢી ગયાં છે અને વાસનાને યોગ્ય અવકાશ (outlet) મળવો જ જોઇએ, નહિ તો તે વિકૃત બને છે, ઇત્યાદિ પૃથગ્જનો પણ માનતા થઇ ગયા છે. બ્રહ્મચર્ય અશાસ્ત્રીય છે, સંયમ અશક્ય છે, એવી સંયમ-ધર્મની ઠેકડીઓ પણ થઈ રહી છે.

૧૯૩૫ ઑગસ્ટના 'મૉડર્ન રિવ્યુ'માં શ્રી. ગંગાપ્રસાદ શર્માનો 'Indian Solution of the Present-day Life-problems' નામનો અતિ મનનીય, બોધક લેખ વાંચવા યોગ્ય છે. નીચેનાં પ્રેરક વાક્યો જુઓ:-

"Present-day civilization does not want character but efficiency. A great western thinker has said in sorrow of this negative efficiency and greed, 'For efficiency we have neglected character, for the almighty dollar we are destroying men.' All the higher things by accepting which human civilization has progressed from its very dawn, are to-day slighted and rejected by the haughty insolence of this evil efficiency. All the principles which had been discovered by careful analysis of the Philosophy of life are rejected in the name of progress as unworthy superstitions." ટૂંકમાં કહું તો મોહમદિરા પીને આધુનિક યુવાન-જગત ઉન્મત્ત બન્યું જણાય છે-બનતું જાય છે. જીવનનો ઉલ્લાસ વિજયી બન્યો છે. લગ્નની સંસ્થા કૃત્રિમ છે, એ એક જાતનો કરાર છે, જ્યાંસુધી ફાવ્યું ત્યાં-સુધી તે કરાર, નહિ તો પછી તે રદ થઈ શકે છે-આ અને આવું બીજું ઘણુંય ચર્ચાવા લાગ્યું છે. પહેલાં વિદ્યાનું પ્રયોજન 'उपशमवता क्लेशहतये' શાંતિ શોધનારાઓના કલેશોના નાશ માટે હતું તે આજ 'विषयसुखवृद्धये विषयिणाम्' વિષયી મનુષ્યોની વિષયસુખવૃદ્ધિને પોષવા માટે વપરાવા લાગ્યું છે. અને આ બધા બળતામાં સીનેમાએ ઘીની ઠીક ગરજ સારી છે. યુવાનો નિસ્તેજ, નમાલા બનતા જાય છે. વાચાળતા વધતી જાય છે. છાપાંમાં સીનેમા સપ્લીમેંટો અનિવાર્ય મનાવા લાગ્યાં છે. 'કળા' શબ્દનો દુરુપયોગ થઇ રહ્યો છે. જાતીય સાહિત્યના ઢગલા આગબોટમાં અહિં આવતા થયા છે. માનસશાસ્ત્રની મદદથી આ બધું યોગ્ય છે એમ મનાવા લાગ્યું છે.

ફ્રૂઈડના માનસ-વિશ્લેષણશાસ્ત્રે યુવાનોના મગજો-નો ઠીક ઠીક કબજો કર્યો છે. આધુનિક માનસશાસ્ત્ર હજી ઘોડિયામાં રમે છે, તે મનની નિકૃષ્ટ ભૂમિકા પર હજી ભમે છે. શ્રી. અરવિંદ જેવા પરમયોગી આ ફ્રૂઇડના માનસ-શાસ્ત્ર વિષે નીચે પ્રમાણે લખે છે:—

"પ્રકૃતિના એક અત્યંત તિમિરાવૃત, અત્યંત ભયાનક, અત્યંત રોગિષ્ઠ અંશની, નિમ્ન પ્રાણપ્રદે-શના અવગાઢ સ્તરોની તે સમીક્ષા કરે છે; તેની કેટલીક અત્યંત વિકૃત ઘટનાઓને નોખી પાડી તેમને પ્રકૃતિમાં તેમના વાસ્તવિક સ્થાનના પ્રમાણમાં અમર્યાદ મહત્ત્વ આપે છે. સાંપ્રત માનસ-શાસ્ત્ર, ચેતનશાસ્ત્ર હજુ ઘોડિયામાં રમે છે; તે હજી અવિચારી, અંધારે ભટકતું અને અસંસ્કૃત છે. સત્યના અંશને, કે એકતરફી સત્યને પકડી તેને પૂર્ણત્વનો વેશ પહેરાવી, પ્રકૃતિના અખિલ ક્ષેત્રને પોતાની પરિભાષામાં સમજાવવાની માનવના મનની વિશ્વવિખ્યાત કુટેવે, જેમ સર્વ શિશુઅવસ્થા ભોગ વની વિદ્યાઓમાં બને છે તેમ, અહીં પણ કેર

વર્તાવ્યો છે. તદુપરાંત ફ્રૂઇડના પોતાના કહેવાના શાસ્ત્રમાં નિગ્રહણમાં રહેલી કે રાખેલી કામવાસનાની ગ્રંથિની અગત્યને જે સાતમે આસમાને ચડાવવામાં આવે છે તે એક ભયંકર જુઠાણું છે, એમાં અશ્લીલતા છે તથા મન અને પ્રાણને પહેલાં કરતાં ઓછાં નહિ પણ વધારે અપવિત્ર બનાવવાનું વલણ છે."

આજ ફ્રૂઇડનું જુઠાણું એક પરમ સત્ય તરીકે અર્ધદગ્ધો માનીને મલકાય છે. ફ્રૂઇડના પોતાના જ શિષ્ય ઍડલરે એની સામે ઠીક બળવો કર્યો છે; પરંતુ ઍડલરની વિચારસરણી પણ એકપક્ષીય લાગે છે. ફ્રૂઇડ જેને જાતિની નિષિદ્ધ ઇચ્છા (Incest sexual instinct) કહે છે તેને ઍડલર 'સત્તા માટેની ઇચ્છા' કહી સમજાવવા મથે છે; જ્યારે જંગ કંઇક વિશેષ પ્રકાશ આ વિષય પર પાડે છે. પરંતુ આ વિદ્વાનોએ હજી મનના નિકૃષ્ટ સ્તરોની ઉપરના સ્તરો જોયા લાગતા નથી. તદ્દન ઉપરછલ્લી ભૂમિકામાં આ બધા રમે છે અને તે સ્થૂલ દૃષ્ટિએ વિચારાર્હ છે, પરંતુ આમૂલાગ્ર સમીક્ષાથી નીપજતા નિર્ણયો, જે યોગબળ સિવાય શક્ય નથી, તેની આગળ આ નિર્ણયો તદ્દન ગૌણ લાગે છે અને શ્રી. અરવિંદના કહેવા મુજબ 'એક ભયંકર જુઠાણા' અને 'અશ્લીલતા'થી તે વિશેષ ત્યાજ્ય બને છે.

એડીનબરોની રૉયલ કૉલેજ ઑફ મૅડિસિનના વ્યાખ્યાનદાતા અને હાલ ઑસ્ટ્રેલિઆની મેલબોર્ન યુનિવર્સિટીમાં ઍનેટોમીના પ્રોફેસર અને ડીન ઑફ ધી ફૅકલ્ટી ઑફ મેડિસિન—પ્રોફેસર બેરી ('બ્રેઇન એન્ડ માઇન્ડ ઑર ધ નર્વસ સિસ્ટમ ઑફ મૅન' આ પુસ્તકના લેખક) ફ્રૂઇડ માટે શું લખે છે તે આપણે જોઇશું. આ વિદ્વાન કહે છે કે:—

"અર્ધસત્યના ડગમગતા પાયા ઉપર ફ્રૂઇડે અસત્યનો સુલવર્થ ટાવર બાંધ્યો છે. પરંતુ સદ્‌ભાગ્યે ફ્રૂઇડને આ મનુષ્ય-વાસનાઓમાંની સૌથી પ્રબળ વાસના—કામવાસના, જેના નામ માત્રથી મોટા-વિષ્ટ મનુષ્ય જાતિના મોટા ભાગને ગલગલિયાં થાય છે, તેને પ્રસિદ્ધ કરવામાં ઠીક યશ મળી ગયો છે. નિગ્રહીત કામવાસના અનેક માનસિક અને શારીરિક રોગોને જન્મ આપે છે, એ વાદના ઉપદેશથી ફ્રૂઇડે ચોતરફ જે કામાગ્નિ પ્રજ્વલિત થઈ રહ્યો છે તેને વધુ ઉત્તેજિત કરવામાં ઠીક ફાળો આપ્યો છે અને એ ફ્રૂઇડના જાતીયવાદે (Freudianism) અગ્નિને ઓરજ સતેજ બનાવ્યો છે; પરંતુ જગતનું તેથી એણે અશુભ કર્યું છે. ફ્રૂઇડના આ વાદથી આપણે મગજના બંધારણનો, મગજનાં કાર્યોનો અને મગજના રોગોનો અભ્યાસ કરવા જરા પણ વધુ શક્તિમાન થયા છીએ શું? આ વાદે જગતમાંથી ઉન્માદગ્રસ્તોની સંખ્યામાં જરી પણ ઘટાડો કર્યો છે શું? જુવાન પ્રજાને ફ્રૂઇડના આ વાદે જરા પણ ફાયદો કર્યો છે? અથવા તેમની અધમ વૃત્તિઓને જીતવામાં જરા સરખો પણ ફાળો આપ્યો છે ખરો? ઇંદ્રિયોના સ્વાદને ઉત્તેજવા ઉપરાંત ફ્રૂઇડે કશું પણ વિશેષ સાધ્યું છે ખરૂં? જાતીય પરિબળ (Sex instinct)જ શું જીવનમાં એક અતિ પ્રબલ બળ છે શું? ના જરાયે નહિ. ક્ષુધાનું પરિબળ જાતીય પરિબળ કરતાં વિશેષ બલવત્તર છે, કારણ કે અન્ન જ પ્રાણીમાત્રના પ્રાણને પોષનાર છે; પરંતુ જાતીય પરિબળ પ્રાણને ટકાવનાર નથી. નિગૃહીત કરેલી કામવાસનાથી કોઇને કશુંજ નુકશાન થતુ નથી અને આખી સૃષ્ટિમાં ફક્ત મનુષ્ય એક એવું પ્રાણી છે કે જ્યારે તેનું મગજ પૂર્ણ વિકસિત થયેલુ છે ત્યારે કામવાસનાને નિગૃહિત કરવા માટે યોગ્ય શક્તિવાન છે.".

કામવાસનાને રોકવાથી, દબાવવાથી અનેક દારૂણ રોગો થાય છે એ જુઠાણાએ મનુષ્યની તામસિક વૃત્તિઓને ઠીક ઠીક ઉત્તેજી મૂકી છે. માનવ-જીવનમાં, વૃત્તિઓના વેગના છંદે નાચવું અને તેથી રાચવું એ ક્ષુદ્ર આનંદની કોટિમાં આવે છે. અધમ વૃત્તિઓને પોષવી એ અધમ-જીવન જીવનારાઓ માટે ખરૂં હશે; પરંતુ જીવનની જેને કિંમત છે તેઓ જીવનની નિકૃષ્ટ વાસનાઓને ઇશ્વરાભિમુખી કે ઊર્ધ્વ (Sublimation) બનાવવા પાછળ જ પોતાની શક્તિઓ ખર્ચે છે. સંયમ જ સંસ્કૃતિ

સર્જે છે અને સંરક્ષે છે. જાતીય પાવિત્ર્ય ઉપર જ સંસ્કૃતિની શ્રેષ્ઠતા નિર્ભર છે. દરેક દેશની સંસ્કૃતિના ઇતિહાસમાં સંયમે ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. જીવન શું ખાવાપીવા અને વિષયસુખની પરિસમાપ્તિમાં જ સમાઈ જાય છે? માનવજીવનમાં અભીપ્સા જેવી કોઇ ચીજ છે ખરી કે નહિ? મૅક્ડુગલ જેવો બ્રિટિશ, વિશ્વવિખ્યાત માનસશાસ્ત્રવેત્તા સંયમને જીવનનું પ્રેરક બળ માને છે. આ સમર્થ પંડિત કહે છે કે, "સંયમ અથવા વેગવિધારણ (Repression) એજ સંસ્કૃતિ છે. વેગવિધારણ–તેના સાચા અને વિસ્તૃત અર્થમાં–સિવાય, સંયમ (Restraint) સિવાય, દમ (Self–control) સિવાય, સદસદ્‌વિવેકબુદ્ધિ સિવાય, જનસમાજનું કલ્યાણ (greater good) અને અકલ્યાણ શામાં છે તે સમજ્યા સિવાય, નીતિનિયમો સિવાય, પોતાની સંસ્કૃતિને ઘડનારા કેટલાક વિધિનિષેધો સિવાય,–અવ્યવસ્થા અને અમર્યાદિત જંગલીપણા સિવાય બીજું કંઇ પણ સારૂં સમાજમાં ટકી શકેજ નહિ. જીવનની ઉદાત્ત ભાવનાઓનું એથી તો દેવાળું જ નીકળશે."
[કૅરેક્ટર ઍન્ડ કૉન્ડક્ટ ઑફ લાઇફ, વિલિયમ મૅક્ડુગલ]

આ વિશ્વવિખ્યાત માનસશાસ્ત્રીનાં વચનો આજના જમાનામાં વિશેષ ધ્યાનાર્હ છે. સંયમનું સ્થાન જીવનમાં અનેરૂં છે. લંપટતા, વિષયાભિમુખતા એ જીવનનું સર્વસ્વ નથીજ. જાતીય પરિબળોને હૃદયથી જાદે સ્થાન આપવામાં પતનનો પૂર્ણ અવકાશ છે. એ પારબલને યોગ્ય સ્વરૂપમાં પિછાનવામાં જરા પણ ખોટું નથી. સદસદ્‌વિવેકબુદ્ધિ સિવાય કામશાસ્ત્રનું જ્ઞાન કે જાતીય પ્રશ્નોનો ઉકેલ બકરી કાઢતાં ઊંટ પેસાડશે. ગુજરાતના યુવાનો શાંત ચિત્તે માનસશાસ્ત્રનો પરિચય સાધે અને જીવનનાં અનેક પ્રેરક બળોનો સાથે સાથે વિચાર કરે તો રોગગ્રસ્ત મનોવૃત્તિ યુવાનોમાં નજરેજ નહિ પડે.

પરસ્ત્રીભોગ એ પ્રશ્નનો ઉત્તર આમાં આવી જ જાય છે. પરસ્ત્રીભોગ એ કેવળ વાસનાને શાંત કરવાની વાત નથી–વ્યક્તિ અને કુટુંબ તેમજ સમાજ સાથે સંકળાયેલી બીભત્સતા છે–કોઈ પણ જાતિ, દેશ કે સંસ્કૃતિ પોતાની પ્રણાલિકાઓને ભૂલી શકતી નથી. આ પ્રણાલિકાઓને વશવર્તી બનેલું આપણું સામાજિક જીવન કયાં બળોથી ઘડાયેલું છે એનો વિચાર વિચક્ષણ યુવાનોએ કરવાનો છે. અન્વીન નામના એક સમર્થ વિદ્વાને 'Sexual regulations and Human Behavior' નામનું વિચારમાં ગરકાવ કરી નાખે એવું અદ્વિતીય પુસ્તક લખ્યું છે. આ વિદ્વાન કહે છે કે કામવાસનાને નિયન્ત્રિત કર્યા વિના પ્રજા સ્વાધીનતા માટે કટિબદ્ધ થતી જ નથી. કામવાસનાને મહત્તર વાસનામાં પરિણત કર્યા પછીજ કોઈ પણ પ્રજા પોતાની શક્તિઓનો પરચો બતાવીને મહાન થઇ શકે છે. હિંદના આ સંક્રાન્તિકાલ સમયે યુવાનો જીવનના પરમધન–તુલ્ય–સંયમને ત્યજીને શું પ્રાપ્ત કરશે?

આ વિષય હજી વિશેષ વક્તવ્ય માગે છે, પરંતુ આ અંક એટલી જગો માટે યોગ્ય નથી. અન્તે સ્વ. રમણભાઈની નીચેની યાદગાર પંક્તિઓ ટાંકીને આ લેખ બંધ કરીશું:—

નીતિવ્યવસ્થા કરી ઇશ્વરે જે,
છે માત્ર તેને અનુકૂલ વિશ્વ;
નવી વ્યવસ્થા કરવાની શક્તિ
નથી મનુષ્યત્વ વિષે રહેલી.
(રાઇનો પર્વત)

## બાળકોના લોહીનું પૃથક્કરણ

બાળકના લોહીની પરીક્ષા ઉપરથી, કદાચ તે અમુક માણસનું જ સંતાન છે એમ પૂરવાર ન કરી શકાય તો પણ અમુક માણસ તેનો પિતા નથી એટલું તો પૂરવાર કરી શકાય છે. જો કે ડૉ. બી. એચ. સ્મીથ જણાવે છે કે બાળકના લોહીનો પ્રકાર તેના જન્મ પછીનાં પહેલાં બે અઠવાડીયામાં બદલાય છે કારણ કે માતાના લોહીમાંથી મળેલાં તત્ત્વોની અસર તે વખતે ઘટતી જાય છે. તેઓ એવો આગ્રહ કરે છે કે બાળકના જન્મને બે અઠવાડિયાં થાય નહીં ત્યાં સુધી તેના લોહીનું પૃથક્કરણ કરવું નહીં.

# સ્ત્રી-કેળવણીનો પાશ્ચાત્ય આદર્શ ઇષ્ટ છે?



[ લેખક–શ્રી. નવજાદિકલાલ શ્રીવાસ્તવ ]

*

હિંદુસ્થાનમાં સ્ત્રી-કેળવણીની પ્રગતિ હવે એવા તબક્કામાં પ્રવેશી ચૂકી છે કે જ્યારે સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઊઠે છે કે આ કેળવણી કઈ પદ્ધતિએ અપાવી જોઇએ. જ્યાંસુધી ખાનદાન કુટુંબોની મુઠીભર મહિલાઓએ જ કેળવણી લેવા તરફ ધ્યાન આપ્યું હતુ અને જ્યાંસુધી સ્ત્રી-કેળવણીનો ઉદ્દેશ સ્ત્રીઓ પોતાના કાગળ-પત્ર લખી શકે તેમજ રામાયણ ઇત્યાદિ ધાર્મિક ગ્રંથોનું પઠન-પાઠન કરી શકે તે હતો ત્યાંસુધી આ વિષય ઉપર વધુ વિચાર કરવાની જરૂરત ન હતી. ત્યાંસુધી તો અનેક રૂઢિચુસ્ત અને સંકુચિત વિચારોવાળી વ્યક્તિઓ પણ તે કેળવણીને પુષ્ટિ આપતી હતી, કારણકે તેવી કેળવણી ગૃહસ્થના ઘર માટે ઉપયોગી તથા સ્ત્રીઓને કંઈક સુશીલ અને ઉચ્ચ સંસ્કારવાળી બનાવે છે એવી માન્યતા સેવવામાં આવતી. પરંતુ હવે આખી વસ્તુસ્થિતિ સર્વ પ્રકારે પલટાઇ ગઇ છે. અત્યારે સ્ત્રીઓ સારી કેળવણી પામેલા સુશિક્ષિત પુરૂષોને મળતી ઉચામાં ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાનો દાવો આગળ ધરે છે એટલું જ નહિ પણ તેવું શિક્ષણ મેળવ્યા બાદ પુરૂષોના સરખાં જ બધા પ્રકારનાં કાર્યો પણ કરવા ઇચ્છે છે, પછી તે કામ ક્લાર્કનું હો, પોસ્ટમેનનું હો, મોટર ડ્રાઇવરનું હો, વકીલાતનું હો, વહિવટી અધિકારીનું હો, યા સેનાધિપતિનું હો; રાજ્યનૈતિક, સામાજીક, ધાર્મિક અને આર્થિક બધા વિષયોમાં તેઓ પુરૂષોના સમાન હક માગે છે. સ્ત્રીઓની આ માંગણીઓ અને મહેચ્છાઓએ પુરૂષ સમાજમાં એક પ્રકારનો ખળભળાટ મચાવી દીધો છે. અને પુરૂષો હવે એમ વિચારવા લાગ્યા છે કે અત્યારસુધી અમે સ્ત્રીઓને જે પ્રકારની કેળવણી આપી છે તે યોગ્ય છે કે અયોગ્ય છે. અને તે સમાજના હિતમાં છે કે અહિતમાં છે?

અત્રે એ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે જે પ્રકારની કેળવણીથી ઉપર્યુક્ત સ્થિતિ સાંપડી છે તે પદ્ધતિ સ્વદેશી નહિ પરંતુ વિદેશી છે. સત્ય કહીએ તો હજીસુધી તેનો સારી રીતે પ્રચાર પણ આ દેશમાં થયો નથી. અત્યારનું શિક્ષણ પ્રાપ્ત કરીને સુશિક્ષિત બનેલી સ્ત્રીઓની સંખ્યા આખા દેશમાં કેટલાક હજારથી વધુ નહિ હોય. એટલે-જ હિંદના પુરૂષ સમાજની ચિંતાનું કારણ માથા ઉપર ઝઝુમતી આફત નહિ પરંતુ તેની ભાવિ સંભાવના સમજવું જોઇએ. આથી ઉલટું પશ્ચિમના દેશોની મહિલાઓમાં આ કેળવણી તેના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રચાર પામી ચુકી છે. જે બાબતોની આપણે અત્યારે કલ્પના કરીએ છીએ તે ત્યાં પ્રત્યક્ષ કાર્યરૂપમાં જોવામાં આવે છે, વસ્તુતઃ ત્યાંની સ્થિતિનું અવલોકન કરીને જ આપણા સ્ત્રી-સમાજ સંબંધમાં ભય લાગી રહ્યો છે. તેથી આપણા દેશ માટે ભવિષ્યમાં સ્ત્રી-કેળવણીની પદ્ધતિ કેવી હોવી જોઇએ તેનો નિર્ણય કરતા પહેલાં પશ્ચિમના દેશોની સ્ત્રી-કેળવણીની પદ્ધતિનો આદર્શ તથા તેના પરિણામો ઉપર સારી રીતે વિચારણા કરવાની જરૂર છે. તે કેળવણીના પરિણામે તે દેશોની 'ઉન્નતિ થઈ રહી છે કે અવનતિની ખીણ તરફ તેઓ ધસડાઇ રહ્યા છે તે ચોક્કસ રીતે આપણે સમજી લેવું ઘટે છે.

**ઉદ્દેશ**

પશ્ચિમના દેશોમાં પ્રચલિત વર્તમાન સ્ત્રી-કેળ-

વણીની પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રીઓને સ્વાવલંબી બનાવવાનો છે. એ બાબત સંભવિત છે કે ઉચ્ચ ખાનદાન કુટુંબોની થોડી ઘણી સ્ત્રીઓ ત્યાં કેવળ જ્ઞાનવૃદ્ધિની અભિલાષાથી કેળવણી લેતી હશે પરંતુ મધ્યમ અને સાધારણ વર્ગની સ્ત્રીઓનો ઉદ્દેશ ખાસ કરીને આર્થિક જ હોય છે. પશ્ચિમના દેશોમાં આજકાલ લગ્નજીવનની મુસ્કેલીઓ અત્યંત વધી ગઈ છે અને-તે એટલું બધું ખર્ચાળ બની ગયું છે કે અનેક વ્યક્તિઓ તેમાંથી બચવાના પ્રયાસ કરે છે. તેથી મધ્યમ અને સાધારણ વર્ગની સ્ત્રીઓ પહેલેથી જ તેવાં લગ્નજીવનને યોગ્ય બનવા માટેના બધા યત્નો કરે છે, જેથી તેમનાં લગ્ન ના થાય તોપણ તે પોતાના પગ પર ઊભી રહી શકે. લગ્નજીવન સ્વીકાર્યા પછી પણ અને ગૃહસ્થાશ્રમમાં સારી રીતે ફસાઈ ગયા બાદ પણ તેની ઇચ્છા, કાંઈક ઉદ્યોગ કરીને થોડી ઘણી કમાણી કરવાની હોય છે જ, જેથી પોતાનું ઘર ગૃહસ્થની રીતે વધુ સ્વચ્છંદતાપૂર્વક ચલાવી શકાય.

પશ્ચિમની સ્ત્રી-ચળવળની એ માંગણી છે કે આજકાલ જે ધંધાઓ-કાર્યો પુરૂષો કરી રહ્યા છે તે બધાં કરવાનો હક્ક તેમને મળવો જોઈએ, પછી તે ગમે તેટલા કઠીન અને કષ્ટ-સાધ્ય ભલે હોય. આ સંબંધમાં ઓલાઈવ શ્રીનર નામની સ્ત્રી લેખિકાએ "વિમેન એન્ડ લેબર" નામના પુસ્તકમાં લખ્યું છે કે: "ન્યાયાધીશના ઓદ્દાથી માંડીને કારોબારી સભાના સભ્યની ખુરશી સુધી, રાજ્દારીના પદથી માંડીને વેપારીના કાર્યાલય સુધી, વૈજ્ઞાનિકની પ્રયોગશાળાથી માંડીને જ્યોતિષીની વેધશાળા સુધી કોઇપણ એવું કાર્ય કે ઓદ્દો ન હોવો જોઇએ કે જેને માટેની યોગ્યતા અમે કેળવવા ના ઇચ્છતાં હોઇએ."

જો સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો ઉપરનો ઉદ્દેશ ખરાબ નહિ જણાય. કારણકે આર્થિક પરાધીનતાના કારણે આપણે હિંદમાં સ્ત્રીઓના જે હાલહવાલ થતા નિહાળીએ છીએ તેથી કોઇપણ માણસ સહેજમાં તે હેતુને અનુમોદન આપવા લાગી જાય. પરંતુ વસ્તુતઃ તે પ્રશ્ન ઉપર દેખાય છે તેટલો સરળ નથી. તે એક અત્યંત ગંભીર કોયડો છે, જેના ઉપર આખા સમાજના હિત-અહિતનો ઘણો મોટો આધાર છે. ગમે તેવા કટ્ટર સમાજસુધારકને પણ એ બાબત સ્વીકારવી પડશે કે સંતાનની ઉત્પત્તિ અને તેના પાલનનો ભાર સ્ત્રીઓ ઉપરજ રહેશે. ભાવિ માનવસમાજની કલ્પના કરવાવાળા અનેક લેખકોએ ત્યાંસુધી પણ કહી નાખ્યું છે કે ભવિષ્યમાં ઘર સબંધી બધુ કાર્ય વિજળીના યંત્રો દ્વારા થઇ જશે અને તે સંબંધમાં સ્ત્રીઓને કશુંજ કરવું નહિ પડે આ વિધાન માન્યું માનીએ તોપણ સંતાન ઉત્પન્ન કરવા માટે તો તેવી વ્યવસ્થા થઇ શકતી નથી. જ્યાંસુધી કુદરતનો નિયમ બીલકુલ ઉલટાય નહિ ત્યાંસુધી આ કાર્ય તો સ્ત્રીઓને માથેજ રહેશે. વળી તે કાર્ય પણ એટલું બધુ મહત્ત્વનું છે કે સમાજની ચઢતીપડતીનો આખો મદાર એના ઉપર છે. તેથી જો સ્ત્રી કેળવણીની કોઈ વિશિષ્ટ પદ્ધતિના કારણે આ કર્તવ્યમાં અંતરાય આવતો હોય તો તેવી પદ્ધતિપર અવશ્ય વિચાર ચલાવવો જોઇએ. આજ કારણથી ઘણા લાંબા સમયથી યુરોપ અને અમેરિકાના ધુરંધર વિદ્વાનોનું આ જટિલ પ્રશ્નપર ધ્યાન ખેંચાયું છે અને ત્યાંની ભાષાઓમાં આ વિષય પર અસંખ્ય પુસ્તકો લખાયાં છે, તોપણ આ પ્રશ્નનો હજી સુધી ઉકેલ આવી શક્યો નથી અને તેના સંબંધમાં સામાન્ય રીતે વાદવિવાદ ચાલતો જ રહે છે.

એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા લાયક છે. યુરોપના વિદ્વાનોએ આધુનિક સ્ત્રી-કેળવણીની વિરૂદ્ધમાં જે મંતવ્યો પ્રગટ કર્યાં છે તે કોલેજની ઉચ્ચ કેળવણીને જ લાગુ પડે છે. પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સાથે તેનો બહુ ઓછો સંબધ છે. તે સાથે સાથે તે વિદ્વાનોએ સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનાં દ્વાર બંધ કરવાની સંમતિ આપી નથી. તેઓ શિક્ષણપદ્ધતિને સ્ત્રીઓની ખાસ પરિસ્થિતિને અનુરૂપ બનાવવા પર ભાર મૂકે છે.

## શારીરિક સ્વાસ્થ્ય

વર્તમાન સ્ત્રી કેળવણીના પ્રશ્નમાં સૌથી વધુ વિચારણીય બાબત શિક્ષણ લેતી સ્ત્રીઓની તંદુરસ્તીની છે. આ સંબંધમાં મોટા મોટા દાક્તરો અને શરીરના નિષ્ણાતોએ લાંબી તપાસ અને હજારો વિદ્યાર્થિનીઓના શારીરિક આરોગ્યની પરીક્ષા કરી એવો નિર્ણય કર્યો છે કે છોકરીઓને છોકરાઓના સરખુંજ શિક્ષણ આપવું તે નુકશાનકારક છે, ખાસ કરીને કોલેજનું ઉચ્ચ શિક્ષણતો તેમની તંદુરસ્તીને અત્યંત હાનિકારક છે. આ અભિપ્રાયના સમર્થનમાં તેઓ એવું કારણ રજુ કરે છે કે સ્ત્રીઓના શરીરની રચના પુરૂષોના શરીરની રચનાથી ઘણા પ્રકારે ભિન્ન છે અને કિશોર અવસ્થામાં વધુ માનસિક શ્રમ તેમને માટે હાનિકારક છે. સ્ત્રીઓ અને પુરૂષ વચ્ચે આ ભેદ ખાસ કરીને માસિક ધર્મના કારણથી જન્મે છે. શરીર શાસ્ત્રના વિશેષજ્ઞોનો મોટે ભાગે એ અભિપ્રાય છે કે માસિક ધર્મના ત્રણ દિવસોમાં સ્ત્રીઓની કાર્યશકિત અત્યંત ક્ષીણ થઈ જાય છે અને તે પ્રસંગે કોઇ પ્રકારનો પરિશ્રમ કરવાથી તેના આરોગ્ય પર ઘણી ખરાબ અસર પહોંચે છે. પરંતુ નિશાળો અને કોલેજોમાં ભણતી વિદ્યાર્થિનીઓ આ નિયમનું બહુ ઓછું પાલન કરી શકે છે. તેમને બીજા વિદ્યાર્થીઓની માફકજ હંમેશાં પોતાનું નિયમિત કાર્ય પુરૂં કરવું પડે છે અને સામાન્ય રીતે મોડી રાત સુધી જાગી અભ્યાસ કરવો પડે છે આનું પરિણામ શું આવે છે તે એક સુવિખ્યાત ચિકિત્સક ડૉ. જે. ટી. વિલ્સન નીચેની પંકિતઓમાં જણાવે છે:—

"શાળાઓમા ભણતી વિદ્યાર્થિનીઓ તરફથી માસિક ધર્મ સબંધી જે ફરિઆદો આવે છે તે ધ્યાનમાં લેતાં અમારૂં એ કર્તવ્ય બને છે કે રજોદર્શનની પહેલાં છોકરીઓના શારીરિક વિકાસપર વધુ પ્રમાણમાં ધ્યાન આપવું. મારે આશ્ચર્ય સાથે કહેવું પડે છે કે અમેરિકાની સ્કુલોમાં ભણતી વિદ્યાર્થિનીઓમાં કબજીયાત, માથાનું દર્દ, ફિકાશ, અદર, ભૂખ ન લાગવી, ઉંઘ ન આવવી, અજીર્ણ, થાકી જવું, વગેરે ખરાબી બહુ મોટા પ્રમાણમાં નજરે ચઢે છે. આથી જે સમયે તે સંતાનની માતા બનવી જોઇએ તે સમયે તેનામાં વંધ્યત્વની અસર આવવા લાગે છે. તે માતૃત્વને અત્યંત ભયની દૃષ્ટિએ જુએ છે; તેનો ભય કેટલેક અંશે સ્વભાવિક અને કેટલોક કૃત્રિમ હોય છે."

આવી શોચનીય હાલતનું મૂળ કારણ ઉપર કહી ગયા તે નિયમનો ભંગ કરવો તે છે. આથીયે આગળ શરીરશાસ્ત્રના જાણકારોનો તો એવો મત છે કે રજોદર્શનની એક વર્ષ પહેલાં અને પછીના બે વર્ષમાં છોકરીઓના શરીરની રચનામાં મહત્વપૂર્ણ પરિવર્તન થાય છે અને તે સમયે તે કોઈ પણ મુશ્કેલ અને નિયમિત કાર્ય કરવાને યોગ્ય હોતી નથી.

પરંતુ આથી ઉલટું આ અવસ્થામાં છોકરીઓને શિક્ષણ પ્રાપ્ત કરવામાં તથા પરીક્ષાઓ પસાર કરવામાં ભારે જહેમત ઊઠાવવી પડે છે અને તેઓ આરોગ્યના નિયમોથી અજ્ઞાત હોવાના કારણે પોતે પોતાની મેળે જ પોતાના પગમાં કુહાડો મારે છે. તેનાં માબાપો પણ તેને ત્વરાથી પરીક્ષાઓ પસાર કરતી જોઇને ઘણાં પ્રસન્ન થાય છે અને તેને, પોતાને માટે ભારે ગૌરવનો વિષય સમજે છે. પરંતુ તેઓ એ બીના જાણતાં નથી કે એક તરફ, તેઓ પોતાની પુત્રીના માનસિક વિકાસમાં સહાયક બની રહ્યાં છે ત્યારે બીજી બાજુથી તેના આરોગ્યને તેઓ એવું કાયમી નુકશાન પહોંચાડી રહ્યાં છે કે જેને સંપૂર્ણ રીતે સુધારી શકવાનું અસંભવિત છે.

આ કથનનો આશય એવો નથી કે છોકરીઓને ઉચ્ચ કેળવણીથી વંચિત રાખવી. આ સંબંધમાં દાક્તરોનો અભિપ્રાય એવો છે કે ૧૯ વર્ષની વય પહેલાં છોકરીઓને એવી કેળવણી ન અપાવી જોઇએ કે જેમાં તેમને છોકરાઓ સાથે હરિફાઇમાં ઊતરવા માટે કષ્ટ વેઠવું પડે અને તે માટે પોતાના સ્વાભાવિક સામર્થ્યથી વધુ પરિશ્રમ ઊઠાવવો પડે. આ મંતવ્ય અનુસાર તે સમય સુધી છોકરીઓને સામાન્ય વાચન-લેખન, ઘર સંબંધી કામકાજ અને

બાળઉછેર વગેરે બાબતોનું શિક્ષણ અપાવું જોઇએ. આ ઉંમર વટાવી ગયા પછી આવી વિદ્યાર્થિનીઓ ઉચ્ચ કેળવણી યા કલા સંબંધી શિક્ષણ પ્રાપ્ત કરવા ઇચ્છતી હોય અને શારીરિક તથા માનસિક શક્તિની દૃષ્ટિએ તેઓ સંપૂર્ણ રીતે યોગ્ય હોય તો તેઓ કોલેજનું શિક્ષણ લઈ શકે છે. જો આમ ન કરવામાં આવે અને જે શક્તિનો વિનિયોગ કુદરત આંતરિક વિશિષ્ટ અવયવોની ઉન્નતિ તથા વિકાસ પાછળ કરવા માગે છે તેનો વ્યય કલાવિષયક શિક્ષણ અગર વિદ્યાભ્યાસમાં કરવામાં આવે તો તેનું પરિણામ આરોગ્યની દૃષ્ટિએ કદી સારું આવી શકતું નથી.

જુદીજુદી શાળાઓમાં કરવામાં આવેલી તપાસ દ્વારા એ બાબત નિશ્ચિત થઇ ગઇ છે કે દાક્તરોનો ઉપર્યુક્ત મત સાચો છે. એક સુપ્રસિદ્ધ ચિકિત્સિકાએ અમેરિકામાં બે હજાર વિદ્યાર્થીનીઓને તપાસી હતી, જેના પરિણામ ઉપરથી જણાયું હતું કે તેમાંથી દર સેંકડે ૭૫ ટકા માસિક ધર્મ સંબંધી ખરાબીથી પીડાતી હતી, જ્યારે સેંકડે ૯૦ ટકા પ્રદરના રોગવાળી હતી. એક બીજી ચિકિત્સિકા ડૉ. મેરી રિટરે સને ૧૯૦૩ માં કોલમ્બીયા યુનિવર્સિટીની ૬૬૦ વિદ્યાર્થિનીઓને તપાસી હતી, જેમાંથી દર સેંકડે ૬૭ ટકા માસિકધર્મ સંબંધી ફરીયાદોવાળી, ૨૭ ટકા માથાના દર્દવાળી, અને ૨૦ ટકા કમરના દર્દવાળી અને ૨૯ ટકા કબજીયાતના દર્દથી પીડાતી હતી. ફક્ત તેમાંની ૨૩ ટકાજ જનનેન્દ્રિયની ખરાબી અંગે ઉત્પન્ન થતા દર્દથી મુક્ત હતી.

### કેળવાયેલી સ્ત્રીઓ અને લગ્ન

એક અમેરિકન લેખિકાના કથન અનુસાર ત્યાંની કોલેજોમાં શિક્ષણ લેતી છોકરીઓમાંથી દર સેંકડે ફક્ત ૨૨ ટકા લગ્ન કરે છે. તેમનું કોલેજનું શિક્ષણ ઘણુંખરું ૨૨ થી ૨૫ વર્ષની વયમાં સંપૂર્ણ થઈ જાય છે. જેમજેમ આ છોકરીઓની ઉંમર વધતી જાય છે તેમ તેમ તેમની લગ્નની ઇચ્છા ધીમી પડતી જાય છે. તેમનામાંથી જે લગ્ન કરે છે તે પણ ત્રીસ વર્ષની વય પહેલાં તેમ કરી શકતી નથી અને કોઇ કોઇ તો ૪૦ વર્ષની વયે લગ્ન કરે છે. કોલેજજીવનના પરિણામે તેમને શોખ અને ઠાકમાઠથી રહેવાની ટેવ પડી જાય છે, તેમનું ખર્ચ ઘણું વધી જાય છે અને ગૃહસંસારનું મહત્વ તેમની દૃષ્ટિમાં કાંઇજ રહેતું નથી.

આવા પ્રકારની મનોદશા થવાના કારણે તેઓ પોતાના પતિમાં સૌથી મોટામા મોટો ગુણ એ શોધે છે કે તેની આવક ઘણી મોટી હોવી જોઈએ કે જેથી તેની બધી જરૂરીયાતો તે પૂરી પાડી શકે. આવા પતિઓ મોટી સંખ્યામાં મળી શકતા નથી અને તેથી અનેક કોલેજની વિદ્યાર્થિનીઓને લાચારીથી અવિવાહિત જીવન ગુજારવું પડે છે.

### સંતાનોત્પત્તિ

પરંતુ આધુનિક શિક્ષણપ્રણાલીની સૌથી વધુ ખરાબ અસર સંતાનની ઉત્પત્તિના સંબંધમાં જોવામાં આવે છે. હરબર્ટ સ્પેન્સર જેવા વિદ્વાનનો એવો અભિપ્રાય છે કે "સ્ત્રીઓ અત્યંત માનસિક શ્રમ કરવાથી સંપૂર્ણ રીતે અથવા કેટલેક અંશે વંધ્યા બની જાય છે." એક બીજા વિદ્વાન એવું મંતવ્ય ધરાવે છે કે "ઘણી મોટી વયે લગ્ન કરવાથી સ્ત્રીઓ વંધ્યા બની જાય છે, કારણકે જનનેન્દ્રિયો લાંબા સમય સુધી બેકાર રહેવાથી, નકામી બની જાય છે."

આપણે ઉપર દર્શાવી ગયા છીએ કે ભણેલી સ્ત્રીઓમાં જનનેન્દ્રિય સંબંધી ખરાબી અધિક પ્રમાણમાં જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે કિશોરવયમાં તેમની શક્તિનો ઉપયોગ જનનેન્દ્રિયના વિકાસમાં થવાને બદલે તેમના માનસના વિકાસ પાછળ થાય છે. આ હાલતને જોઇને અનેક પાશ્ચિમાત્ય શરીર–શાસ્ત્રજ્ઞો ભારે બીનિઓ વ્યક્ત કરી ગયા છે. તેમનું કથન એ છે કે સ્ત્રીઓ બહુ મોટા પ્રમાણમાં આધુનિક ઉચ્ચ કેળવણી લેતી બની જાય તો માનવજાતિ ભવિષ્યમાં ખતમ થઇ જશે

ઉચ્ચ શિક્ષણની માતૃત્વ પર નુકશાનકારક અસર પહોંચવાનું એક બીજું પણ કારણ છે. કોરોસી નામના વિદ્વાને ૭૧,૮૦૦ દંપતીઓની સંપૂર્ણ તપાસ બાદ એવો નિર્ણય આપ્યો છે કે પ્રજા ઉત્પન્ન કરવાની વધુમાં વધુ શક્તિ સ્ત્રીઓમાં ૧૬ થી ૨૦ વર્ષની વય સુધીમાં અને પુરૂષોમાં ૨૫ થી ૩૦ વર્ષની વય સુધીમાં રહે છે. ત્યારપછી વય વધવા સાથે તે શક્તિ કમી થતી જાય છે. પરંતુ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરનારી સ્ત્રીઓ ૨૫ વર્ષની વય પછી જ લગ્ન કરે છે અને તેમનો પતિ સામાન્ય રીતે ૪૦ વર્ષની ઉમરનો હોય છે, કારણકે તેવી સ્ત્રીઓ સારી આવકવાળા પતિઓને શોધે છે અને તેથી સારૂ દ્રવ્યોપાર્જન કરવા અંગે પતિઓને લાંબા સમય સુધી અવિવાહિત દશામાં રહેવું પડે છે. આના પરિણામે લગ્ન બાદ આવા દંપતીથી એક કે બે સંતાન ઉત્પન્ન થઈ શકે છે અને આજ સ્થિતિ આજકાલ પશ્ચિમના દેશોમાં ઉચ્ચ કુટુંબોમાં દૃષ્ટિગોચર થઈ રહી છે.

ઈંગ્લેન્ડમાં કોલેજોની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થએલી સ્ત્રીઓની તપાસ દ્વારા એમ માલુમ પડ્યું છે, કે સરેરાશ દરેક સ્ત્રી દીઠ સંતાનનું પ્રમાણ ૧.૫૩ છે જ્યારે મહારાણી વિક્ટોરીયાના જમાનામાં તે ૪.૨ હતું. મી. હોવે નામના લેખકે લખ્યુ છે કે "મેં અમેરિકાની ૭૦૫ ગ્રેજ્યુએટ મહિલાઓના સંબંધમાં તપાસ કરી હતી અને તેમાંથી કેવળ ૧૯૬ પરિણીત માલુમ પડી હતી અને તેમાયે ૬૬ સ્ત્રીઓને એક પણ સંતાન ન હતુ. બાકીની ૧૩૦ સ્ત્રીઓનાં ૨૩૨ સંતાન જીવતાં હતાં અને ૩૧ મૃત્યુ પામ્યાં હતાં." આ વિધાનને પુષ્ટિ આપતુ એક બીજા લેખકનું પણ કથન છે કે "મારી તપાસમાં બે હજાર ગ્રેજ્યુએટ પરણેલી સ્ત્રીઓમાંથી દર સેંકડે ૬૬ ને એક પણ સંતાન થયું નહતું."

## માતૃત્વ

વર્તમાન ઉચ્ચ કેળવણીના પ્રભાવથી પશ્ચિમની સ્ત્રીઓના માતૃત્વ સંબધી વિચારોમા ભારે પરિવર્તન થઈ ગયુ છે અને થઇ રહ્યુ છે. આ પ્રકારની સ્ત્રીઓમાંનો બહુ મોટો ભાગ તો સંતાન ઉત્પન્ન કરવાના અને તેમનું પાલન-પોષણ કરવાના કાર્યને એક નકામી આફત માનવા લાગ્યો છે અને તેમાંથી બચવાના જ પ્રયાસો કરે છે. જે સ્ત્રીઓ, સમાજ-સેવા, દેશસેવા અગર બીજા કોઇ ઉચ્ચ આદર્શથી પ્રેરાઈને આમ કરે છે તેમની વિરૂદ્ધ કોઇને એક પણ હરફ ઉચ્ચારવાનો હોય જ નહિ, કારણ કે તેઓ જો સમાજને એક વસ્તુમાં ખોટ કરાવે છે તો કોઇ બીજા પ્રકારે તેનાથી કેટલીય વધુ લાભ પણ સમાજને અર્પે છે પરંતુ આવી મહિલાઓની સંખ્યા પશ્ચિમના દેશોમાં પણ આંગળીના વેઢે ગણી શકાય તેટલીજ હોય છે. સ્ત્રીઓનો મોટો ભાગ તો પોતાની વ્યક્તિગત સ્વતંત્રતાને અબાધિત રાખવા માટે, ક્લબો અને સભાઓમાં જઇ આનંદ ઉડાવવા માટે, પોતે, તથા પોતાના પતિએ ઉપાર્જન કરેલું દ્રવ્ય પોતાના મોજશોખોમાં ખર્ચવા માટે જ આમ કરે છે. આનું ફળ પશ્ચિમના સમાજ માટે ઘણું હાનિકારક આવ્યું છે અને તેથી અનેક વિચારવંત પુરૂષો આ વસ્તુસ્થિતિની બારીકાઇથી સમીક્ષા કરી રહ્યા છે. તેમનું પણ એજ કથન છે કે જે સ્ત્રીઓ સંતાન ઉત્પન્ન નથી કરતી અથવા ઓછાં સંતાન ઉત્પન્ન થાય તે માટે ઘણી મોટી વય સુધી લગ્ન નથી કરતી તેઓ સમાજને તેમજ પોતાના આરોગ્યને પણ અપરિમિત નુકશાન પહોંચાડે છે. આ સંબંધમાં પશ્ચિમના દેશોમાં દાંપત્ય-વિજ્ઞાનના અગ્રગણ્ય જ્ઞાતા ગણાતા હેવલોક એલિસે પોતાના "સેક્સ સાઇકોલોજી" નામના ગ્રંથમાં લખ્યુ છે કે:-"મેગે નામના વિદ્વાનના મત અનુસાર ૨૧ વર્ષ સુધીની વયની માતાઓનાં સંતાન ચારિત્ર્ય તથા પ્રતિભાની દૃષ્ટિએ તેથી અધિક ઉંમરની માતાઓનાં સંતાન કરતાં વધુ શ્રેષ્ઠ હોય છે. તેમાં એ બાબત ખાસ જરૂરી છે કે તે સંતાનોના પિતા બહુ મોટી અગર તો ઘણી નાની વયના ન હોવા જોઇએ. આ સંબંધમાં એ બીનાને પણ એક પ્રમાણ તરીકે રજુ કરી શકાય કે ત્રીસ વર્ષથી વધુ ઉંમરની સ્ત્રીઓમાં જેટલા

ગર્ભસ્રાવના બનાવો બને છે તેનાથી અડધા જ બનાવો ૧૫ થી ૨૦ વર્ષની વયની માતા બનેલી સ્ત્રીઓમાં બને છે." મૈથ્યુજ ડંકનનો પણ આવો જ મત છે કે "સ્ત્રીની ઉંમર જેટલી વધતી જાય છે તેટલી જ તેની વંધ્યા થવાની સંભાવના પણ વધતી જ રહે છે."

કેટલાક લોકોનો એવો પણ મત છે કે વધારે પડતો વ્યાયામ અને ક્રિકેટ-ફુટબોલ વગેરેના જેવી અતિ શ્રમ કરાવતી રમતો રમવી તે પણ સ્ત્રીઓના આરોગ્ય માટે અહિતકર છે. તેમના અભિપ્રાય અનુસાર જે સ્ત્રીઓની માંસપેશીઓ વ્યાયામથી અત્યંત કઠિન બની જાય છે તેમને સંતાનોત્પત્તિ સમયે ઘણું કષ્ટ સહન કરવું પડે છે, અને તેમની હિસ્ટીરીયા વગેરેની ફરીયાદ પણ વધુ રહ્યા કરે છે. જેવી રીતે કોલેજનું શિક્ષણ અને અઘરી પરીક્ષાઓનાં કારણે સ્ત્રીઓનાં જ્ઞાનતંતુઓ ઉપર ખરાબ અસર પહોંચે છે તેવી જ રીતે પુરૂષોના સમાન કસરત કરી શરીરને કઠણ બનાવવાનું પરિણામ પણ નુકશાનકારક આવે છે. પશ્ચિમના દેશોમાં અત્યારના તબક્કે સ્ત્રીઓ અને પુરૂષોની રમતગમતો તથા કસરતોમાં ઘણું થોડું અંતર રહેલું છે. ત્યાંની સ્ત્રીઓ ક્રિકેટ, ગોલ્ફ, ટેનીસ, હોકી ઇત્યાદિ દરેક પ્રકારની રમતો રમે છે. આ વિષયના જ્ઞાતાઓ આ બધી રમતોને સ્ત્રીઓનાં પ્રજનનનાં અંગોની દષ્ટિએ હાનિકારક લેખે છે. આ હાલતનું નિરીક્ષણ કરી ડૉક્ટર લાયનલ ટેલરે લખ્યું છે કેઃ–" સંસારના ઇતિહાસમાં કદાપિ એવો સમય આવ્યો ન હતો કે જ્યારે સંતાનોત્પત્તિની બાબત સ્ત્રીઓ માટે આટલી બધી મુશ્કેલીભરી બની હોય."

હિંદમાં પણ જે થોડી ઘણી સ્ત્રીઓ પાશ્ચાત્ય દેશોના આદર્શોને અનુસરી શિક્ષણ લઈ રહી છે તેમનું બારીક નિરીક્ષણ કરવાથી ઉપર્યુક્ત અભિપ્રાયનું તથ્ય માલમ પડી આવે છે. આ સંબંધમાં મૈસુર યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી. એ. આર. વાડિયાએ પોતાના "એથિક્સ ઓફ ફેમીનીઝમ" નામના પુસ્તકમાં લખ્યું છે કે–" ભારતવર્ષમાં, ખાસ કરીને મુંબઈમાં ૨૫ વર્ષની વય સુધીની સ્ત્રીઓને પુરૂષોની માફક કેળવણી આપવાના પરિણામે શાળાઓમાં ભણતી છોકરીઓના આરોગ્યની સંપૂર્ણ ખાનાખરાબી થઈ ગઈ છે. જે પારસી બાનુઓએ કોલેજની ઉચ્ચ પરીક્ષાઓ પસાર કરી છે તેમાંનો અધિકાંશ સંતાનોત્પત્તિના કષ્ટને સહન કરી શકતી નથી અને તે કારણે ઘણું કરીને તેનું મૃત્યુ પણ થવા પામે છે."

### સ્તન્યપાન

બાળકોને સ્તન્યપાન ન કરાવવું તે પણ પાશ્ચાત્ય કેળવણી પામેલી સ્ત્રીઓનું એક ખાસ લક્ષણ કહી શકાય. પ્રથમ તો આ સ્ત્રીઓ અસ્વાભાવિક કેળવણીની પદ્ધતિની વિનાશક અસરથી બચ્ચાંને સ્તન્યપાન કરાવવા યોગ્ય રહેતી નથી અને બીજી બાબત એ કે તેઓ આ કાર્ય પસંદ પણ કરતી નથી. આ સંબંધમાં ડૉ નાથન એલન એમ. ડી. એ લખ્યું છે કે "અમેરિકાની કેવળ અડધી માતાઓ જ પોતાનાં બાળકોને સ્તન્યપાન કરાવી શકે છે. આ સંખ્યા પણ સતત ઘટતી જાય છે. જોકે આનું એક કારણ આ કાર્ય માટેની માતાઓની અનિચ્છા પણ છે, પરંતુ તેનું મુખ્ય કારણ દુધ ઉત્પન્ન કરવાવાળી ગ્રંથિઓનો યોગ્ય વિકાસ ન થવો, ખોરાક પાચન ન થવો, અને જ્ઞાનતંતુઓની કમજોરી એ છે. આવી પરિસ્થિતિમાં સંતાન પ્રત્યેનો માતાનો સ્નેહ પણ ઘટી જાય છે."

આજકાલ, ઘણુંખરૂં બધા જ પશ્ચિમના દેશોમાં બચ્ચાંઓને સ્તન્યપાન નહિ કરાવતાં કૃત્રિમ રીતે દુધ પીવડાવવાની પ્રથા પ્રચાર પામી છે. ચિકિત્સકોના અભિપ્રાયે આ પદ્ધતિ, બાળક અને માતા બન્નેની દષ્ટિએ હાનિકારક છે. આ સંબંધમાં હેવલાક એલિસે લખ્યું છે કેઃ–"ફ્રાંસના કેટલાક ભાગોમાં, ધાવની મારફત બાળકોને સ્તન્યપાન કરાવી ઉછેરવાની પ્રથા અત્યંત પ્રચલિત છે. આ પ્રદેશોમાં સૈનિકો બનવાને યોગ્ય સશક્ત માણસો, ફ્રાંસના બીજા ભાગો સાથેની સરખામણીમાં ત્યાંથી ફક્ત અડધી સંખ્યામાં જ મળે છે. જે બાળકોને કૃત્રિમ રીતે ઉછેરવામાં આવે

છે તેમાંનાં પોતાના પહેલા વર્ષની વયમાં જ મરતાં બાળકોનું પ્રમાણ, તેવાજ પ્રકારનાં માતાનું સ્તન્યપાન કરી ઉછરેલા બાળકોના મરણ પ્રમાણથી બમણું હોય છે. એ પણ સમજી લેવું જોઇએ કે સ્તન્યપાન બાળકોને માટે અત્યંત લાભદાયી છે એટલું જ નહિ પણ તેની માતાના આરોગ્ય માટે પણ તે ઓછું જરૂરી નથી." મી. ઇ. એ. સ્ક્રોડર નામના લેખક તો એટલે સુધી સૂચના કરે છે કે બાળકોને ઓછામાં ઓછા નવ માસ સુધી સ્તન્યપાન કરાવવા માટે માતાઓને કાયદાથી ફરજ પાડવી જોઇએ અને આ કાનુનમાંથી માતાઓ ત્યારેજ છટકી શકે કે જ્યારે તેઓ સ્તન્યપાનની વિરૂદ્ધમાં કાંઈ સંગીન કારણ રજુ કરી શકે. કોઈ પણ સ્ત્રી જ્યાં સુધી સુંદર સ્તનોવાળી અને પોતાનાં બાળકોને સ્તન્યપાન કરાવી શકે તેવી ન હોય ત્યાંસુધી તે સંપૂર્ણ રીતે તંદુરસ્ત હોવાનું માની શકાય નહિ. વર્તમાન સમયની સ્ત્રીઓમાં આ બાબતની ઉણપ જે મોટા પ્રમાણમાં દેખાઈ રહી છે તેથી આ જટિલ પ્રશ્નની ગભીરતા વધુ સ્ફુટ બને છે. જે યુવાનો આવી મહિલાઓ સાથે લગ્ન કરે છે તે એક પ્રકારે અધુરી સ્ત્રીઓનું પાણિગ્રહણ કરે છે, જેનો બાકીનો ભાગ સોદાગરની દુકાન પર બચ્ચાંને દૂધ પીવડાવવાની શીશીના રૂપમાં પડી રહેલો હોય છે.

### મર્દાનગી અને સ્ત્રીઓ

આ લેખના આરંભમાં આપણે કહી ગયા કે આધુનિક યુગની પશ્ચાત્ય સ્ત્રીઓનો આદર્શ બધા વિષયોમાં પુરૂષોની સંપૂર્ણ બરાબરી કરવાનો છે. છેવટનાં પચાસ-સાઠ વર્ષોમા આ ભાવનાનો ઉદય ઘણા મોટા પ્રમાણમાં થયો છે. ચાલુ સૈકાના આરંભમા ઈંગ્લેંડમાં જે 'સફ્રેજીસ્ટ' ચળવળ સ્ત્રીઓએ જોરશોરથી ઉપાડી હતી તે પણ ઉપર્યુક્ત ભાવનાનું જ એક સ્વરૂપ હતુ. વાસ્તવિક રીતે આવા પ્રકારની મનોદશાનો ઉદ્‌ભવ પ્રજાતંત્ર અથવા પ્રજાસત્તાક શાસનની સાથે જ થયો છે. આ સમય પહેલાંના ભૂતકાળમાં સ્ત્રીઓની જે બેહાલ અને જકડાયલી દશા હતી તેનો પ્રત્યાઘાત આવા પ્રકારના પરિણામમાં આવે એ સ્વાભાવિક પણ હતું અને તેથી તેને કોઇ નીતિ કે ન્યાયની વિરૂદ્ધ જણાવી શકતું નથી. આ સંબંધમાં એક હિંદી લેખકે ઠીક જ કહ્યું છે કે દરેક વ્યક્તિ એ બાબત મંજુર રાખશે કે સ્ત્રીઓને પુરૂષોને આધીન રાખવી એ દરેક દૃષ્ટિએ અનિચ્છનીય છે. હિંદની સ્ત્રીઓ પુરૂષોએ બનાવેલા મિલ્કત અને લગ્ન સંબંધી નિયમોથી ખુલ્લી રીતે કષ્ટ ભોગવી રહી છે.

હિંદુ લૉ ના જે ધોરણો અને નિયમો સ્ત્રીઓની સર્વાંગી ઉન્નતિના માર્ગમાં અટકાયતરૂપ બને છે તેમાં અવશ્ય સુધારો થવો જોઇએ. રાષ્ટ્રીય અને ધાર્મિક દૃષ્ટિએ સ્ત્રીઓનો દરજ્જો પુરૂષોથી કોઇ પ્રકારે ન્યૂન હોવો ન જોઇએ. જાતિ અને રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ સ્ત્રીઓને પત્ની અને માતા તરીકેની પોતાની ફરજો બજાવવાની સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઇએ. આવા પ્રકારની સ્ત્રીઓની ચળવળ અને પોતાની ઉન્નતિ માટેના પ્રયાસ કોઈ રીતે ખરાબ કહી શકાય નહિ. પરંતુ પશ્ચિમની સ્ત્રીઓની ચળવળ અને પોતાના ઉદ્ધારના પ્રયાસોનો આદર્શ આથી તદ્દન ઉલટો છે. આ કારણથી અત્યારના સમયે યુરોપ, અમેરિકા વગેરેમાં સ્ત્રીઓ અને પુરૂષોની વચ્ચે એક પ્રકારની અથડામણ શરૂ થઈ ગઈ છે. આ સ્ત્રીઓ પોતાના ભરણપોષણ સંબંધી બધી બાબતોમાં પુરૂષોપર પોતાનું વર્ચસ્વ સ્થાપવા ઇચ્છે છે અને ઘરસંસાર તથા કૌટુંબિક જીવન કરતાં બહારના નિબધ જીવનને વધારે મહત્વ આપે છે.

હેવલોક એલિસ પણ આ જ મંતવ્યને પુષ્ટિ આપતાં જણાવે છે કે:–"માતૃત્વ અને જાતિનું ભાવી મહત્વ ઇરાદાપૂર્વક સ્ત્રીઓ ઘટાડી રહી છે. એવી દલીલ આગળ ધરવામાં આવે છે કે જેવી રીતે પુરૂષોના જીવનમાં પિતા થવું તે એક સંજોગને આધીન બાબત છે તેવીજ રીતે સ્ત્રીઓના જીવનમાં માતા થવુ તે સંજોગવશ બાબત કેમ ન ગણાય? ઇંગ્લેન્ડમાં સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ એટલું બધું પલટાઇ ગયુ છે કે અને તેઓ પુરૂષોમાં જે રંગઢંગ

દેખાય છે તે પર એટલી બધી મુગ્ધ થઇ ગઇ છે કે તે સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેના શારીરિક રચના અંગેના ભેદને સદંતર ભુલાવી દેવા માગે છે. જે બાબતો સ્ત્રીઓ માટે મગરૂર થવા જેવી મનાવી જોઇએ તેને તે લજ્જા અથવા હીનતા પ્રકટ કરતી સમજે છે. તેઓ બરાબર પુરૂષો સમાન શિક્ષણ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, પુરૂષોના સમાન બધા ધંધા કરવા માંગે છે અને તેમની રમતગમતો રમવાનુંજ પસંદ કરે છે. જ્યાંસુધી તેમનો દાવો કૃત્રિમ બંધનો તોડવાનો અને આર્થિક સ્વાતંત્ર્ય હાંસલ કરવાનો છે ત્યાંસુધી તો તે ઘણું સારૂ છે પરંતુ જ્યારે તેઓ એવો ઉદ્દેશ લેવે છે કે પુરૂષો જેટલાં કાર્યો કરે છે તે બધાંય સ્ત્રીઓ કરે ત્યારે તેમનો દાવો હાનિકારક અગર અર્થહીન બની જાય છે. કલ્પના કરો કે કદાચિત પુરૂષોમાં એવી અભિલાષા જન્મે કે તેઓએ બધી રીતે સ્ત્રીઓનાં કાર્યો અને રીતોની નકલ કરવી, તો તે બીના કેટલી નુકસાન-કારક અને હાસ્યાસ્પદ ગણાશે? સ્વાતંત્ર્ય કુદરતના નિયમોને અનુકૂળ હોય ત્યાંસુધી જ લાભદાયી છે. પણ જ્યારે કોઇ, ગુલામની માફક બીજાનું અંધ અનુકરણ કરવાનો પ્રયાસ કરવા લાગે છે ત્યારે તેને સ્વતંત્રતા કહી શકાતી નથી. આવો યત્ન સફળ નીવડે તો તેનું પરિણામ ભયકારક બને છે."

પશ્ચિમના વિદ્વાનોને એવો ભય રહે છે કે સ્ત્રીઓની ચળવળની ગતિ આવી જ રીતે ચાલુ રહેશે તો તેથી સમાજમાં ભારે ઉથલપાથલ મચી જશે. અને તેથી ભારે નુકસાન થશે. તેમાંથી એક નવા જ પ્રકારનો સ્ત્રીવર્ગ પ્રકટશે, જે સ્તન અને નિતંબ વિનાનો હશે. એવી સ્ત્રીઓ અસંત દુર્બળ હશે અને તેમની શારીરિક રચના પણ અસ્વાભાવિક બની જશે. આવી સ્થિતિમાં તેમનાં સંતાન પણ હરેક પ્રકારે દુર્બળ અને ખોડખાંપણવાળાં બને તો તેમાં શું આશ્ચર્ય છે? જો રાષ્ટ્ર-અગર સમાજ આ પ્રવાહમાં ઘસડાઈ રહ્યો છે તેનો આખરી અંજામ સારો આવવાની આશા રાખી શકાતી નથી.

**અવિવાહિત જીવન**

આજકાલ સંખ્યાબંધ પશ્ચિમના દેશોમાં અવિવાહિત સ્ત્રીઓની એક મોટી સંખ્યા જોવામાં આવે છે. આનું કારણ લોકો એમ સમજે છે કે ત્યાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે. ખાસ કરીને ગયા વિશ્વયુદ્ધ પછી તો જનતામાં એવો ખ્યાલ પ્રચલિત થઇ ગયો છે કે યુરોપના પુરૂષોની મોટી સંખ્યા તે યુદ્ધમા ખપી ગઈ છે અને તેથી અનેક સ્ત્રીઓને અવિવાહિત દશામાં રહેવું પડે છે. પરંતુ આ વિચાર સર્વાંશે સાચો નથી. આ દેશોમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષોથી કાંઇક અધિક જરૂર છે. પરંતુ લગ્નને યોગ્ય વયવાળાં સ્ત્રીઓ અને પુરૂષોની સંખ્યામાં આવુ અંતર દેખાતું નથી. ડૉ. મેરિક બૂથના "વીમેન એન્ડ સોસાયટી" નામના પુસ્તક-માંથી માલુમ પડે છે કે સને ૧૯૨૬ માં ઇંગ્લેંડ અને વેલ્સમાં લગ્ન કરવા યોગ્ય ઉંમરની એટલે કે ૨૦ થી ૪૫ વર્ષ સુધીની વયની સ્ત્રીઓ ૭૯ લાખ હતી અને ૨૦ થી ૫૦ વર્ષ સુધીની ઉંમરના પુરૂષોની સંખ્યા ૮૦ લાખ હતી. આ આંકડાઓ પરથી એ બીના સ્પષ્ટ તરી આવે છે કે ઇંગ્લેંડ અને વેલ્સની સ્ત્રીઓની આંતરિક અભિલાષા હોય તો તેઓ સહેલાઇથી પરિણીત જીવન ગુજારી શકે છે. પરંતુ આથી ઊલટું ત્યાં લાખો અવિવાહિત સ્ત્રીઓ જોવામાં આવે છે, તેથી એ બાબતની પ્રતીતિ થાય છે કે આ સ્થિતિનું કારણ પુરૂષોનો અભાવ નથી પરંતુ કાંઈ બીજું જ છે.

અનેક વિદ્વાન લેખકોના અભિપ્રાય અનુસાર અંગ્રેજ અને અમેરીકન સ્ત્રીઓ અવિવાહિત રહે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેમણે નોકરી અગર બીજો કોઇ વ્યવસાય કરી તે દ્વારા આજીવિકા પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિને, ગૃહસંસાર ચલાવવાના મુકાબલે કાંઇક વધુ મહત્ત્વપૂર્ણ માની છે. તેમનાં માબાપો પણ આજકાલ પોતાની છોકરીઓને કેળવણી આપવામાં, તેમને કોઇ નોકરી-ધંધાને યોગ્ય બનાવવા તરફ વધુ ધ્યાન આપે છે અને તેમના લગ્નના પ્રશ્નને એટલું મહત્ત્વ આપતાં નથી. ગૃહસંસાર અને બાળકોના ઉછેરનો ભાર માથે પડવાથી સ્ત્રીઓની ઘણીખરી શક્તિ તેમાં ખરચાઇ જાય છે અને

તેથી અનેક સ્ત્રીઓ અપરિણીત રહેવાનું સગવડભર્યું લેખે છે.

શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે એક સ્થળે પશ્ચિમની અવિવાહિત સ્ત્રીઓના જીવનની નિરર્થકતાનું અત્યંત ભાવપૂર્ણ ચિત્ર આલેખ્યું છે. તેઓ જણાવે છે કે "બાહ્ય દૃષ્ટિએ વિચાર કરતાં પણ મને એમ લાગે છે કે યુરોપીયન સભ્યતાની જેટલી વિશેષ પ્રગતિ થઈ છે તેટલાજ વિશેષ પ્રમાણમાં ત્યાંની સ્ત્રીઓનાં જીવન દુઃખી બની ગયાં છે. યુરોપનો પુરૂષ કુટુંબનો બોજ વહન કરવાનું બીલકુલ પસંદ કરતો નથી. ત્યાં સુંદર યુવતીઓને પતિ મેળવવામા લાંબા સમય સુધી રાહ જોવી પડે છે અને પત્નીને પ્રેમની બીમારીના કારણે દુઃખી રહેવુ પડે છે. એક હિંદુ ગૃહમાં સ્ત્રી ભિન્નભિન્ન દૃષ્ટિએ જેટલી પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે તેટલી યુરોપિયન ઘરમા મળવી અસંભવિત છે. ઈંગ્લેન્ડમાં અવિવાહિત હોવુ તે ભારે કમનસીબીનો વિષય છે. આવી સ્ત્રીઓનુ હૃદય આનંદશૂન્ય બની જાય છે અને તેઓ કુતરાનાં બચ્ચાંઓને પાળીને અથવા સમાજસેવાનાં કાર્યોમા દાન આપી તેમજ સહાય આપીને પોતાનું દીલ બહેલાવે છે. જેવી રીતે કોઈ તાજા જન્મેલા બાળકની માતાના સ્તનોમાથી કૃત્રિમ રીતે પંપ દ્વારા દૂધ કાઢવામાં આવે છે કે જેથી તેના આરોગ્યને નુકસાન ન પહોંચે, તેવી જ રીતે યુરોપીયન અવિવાહિત સ્ત્રીઓના હૃદયમાંથી બનાવટી રીતે પંપ કરી કોમળતાના ભાવો પ્રકટ કરવામાં આવે છે. પરંતુ તેથી તેના આત્માને વાસ્તવિક સંતોષ મળી શકતો નથી. આ પ્રકારે યુરોપની સભ્યતા પરોક્ષ રીતે સામાજિક જીવનને શુષ્ક અને રસહીન બનાવી રહી છે. યુરોપમાં દિવસે દિવસે ઘરોની સંખ્યા કમી થતી જાય છે અને હોટેલોની સંખ્યા વધતી જાય છે. પુરૂષ પોતાના કૂતરા, બંદુક, તમાકુ પીવાની પાઇપ અને જુગાર ખેલવાની ક્લબોને પકડીને મોજ કરે છે, જ્યારે સ્ત્રીઓનું જીવન ધીમે ધીમે વિનાશના પથે ઘસડાઈ રહ્યું છે."

### પરિણામે

આ પ્રકારે વર્તમાન સ્ત્રીકેળવણી અને સ્ત્રી-ચળવળે પશ્ચિમના જગતમાં એક વિચિત્ર પરિસ્થિતિ ઉભી કરી છે. તેના પરિણામે ત્યાંની જૂની સભ્યતા છિન્નભિન્ન થઈ રહી છે અને એક નવી સભ્યતાનો ઉદય ઓરંભાઈ ચૂક્યો છે. ખાસ કરીને લગ્ન-પ્રથા તેમજ પરિણીત જીવનનું તો આખું સ્વરૂપજ પલટાઈ ગયું છે. જો કે અત્યારેપણ ત્યાં લગ્નો માટે ભાગે દેવળોમાં થાય છે પરંતુ લગ્નની ધાર્મિકતા તો ક્યારનીય નષ્ટ થઈ ચૂકી છે. તેથી એવા દાખલાઓ પણ મળી આવે છે કે જેમાં યુવક-યુવતીઓએ ટેલીફોન દ્વારા કે વિમાનમાં ઊડતાં લગ્ન કરેલાં હોય છે. હવે લગ્નનું સામાજિક મહત્ત્વ પણ નષ્ટ પામતું જાય છે અને તે કેવળ એક વ્યક્તિગત વિષય બનતો જાય છે. અમેરીકામાં આજકાલ "કોમ્પેનીયનેટ મેરેજ" ની પ્રથા જોરશોરથી અમલમાં આવી છે, જે અનુસાર પતિ અને પત્નીની વચ્ચે એવા પ્રકારની સમજુતી થાય છે કે જ્યાંસુધી તેમને કાંઇ ફરજંદ ન થાય ત્યાંસુધી બેમાંથી કોઇ પણ વ્યક્તિની ઈચ્છા થતાં તે કાયદાનો આશ્રય લીધા વિના બીજાથી સંબંધ તોડી છુટી થઇ શકે. એક લેખકે સાચું જ કહ્યું છે કે "પશ્ચિમમાં અત્યારે લગ્ન સંબંધી એક મહાન કસોટી થઇ રહી છે જેની સફળતા યા નિષ્ફળતાને જોઇને અન્ય પ્રજાઓ પણ પોતાના પ્રશ્નોનો ઉકેલ લાવવા તત્પર બનશે."

અત્યારસુધી તો આ કસોટીનું જે પરિણામ જોવામાં આવ્યું છે તે આશાજનક કહી શકાય નહિ. લગ્ન સંબંધી બાબતોમાં સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા અપાવી જોઇએ તે યથાર્થ છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે લગ્નને એક ખેલવાની વસ્તુ માફક બનાવી દેવાય અગર તો એવું આચરણ કરવું કે જેથી તેને ગુપ્ત રાખવાની જરૂર પડે. પરંતુ યુરોપ તથા અમેરિકામાં આજકાલ આવુંજ નજરે પડી રહ્યું છે થોડાં વર્ષો પહેલાં "ફીઝીકલ કલ્ચર" નામના વિખ્યાત અમેરિકન પત્રમાં એક લેખી

લખ્યું હતું કે "દેશભરમાં ગુપ્ત રીતે બહુલગ્ન (એક પુરુષ સાથે અનેક સ્ત્રીઓનો સંબંધ હોવો તે) ની પ્રથા અમલમાં આવી રહી છે." પુરુષ અને સ્ત્રીઓ વારંવાર લગ્ન કરે છે અને છુટાછેડા લે છે. છુટાછેડાની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. જે સ્ટેટોમાં છુટાછેડા સંબંધીનો કાનુન વધારે કડક છે ત્યાં પતિ અને પત્ની ખાનગી રીતે આપસઆપસમાં સમજુતી કરી લે છે અને જૂઠી સાક્ષીઓ રજુ કરી કોર્ટમાંથી છુટાછેડાની મંજુરી મેળવે છે અથવા તો તેને માટે કોઈ બીજા સ્ટેટમાં અગર બીજા દેશમાં ચાલ્યાં જાય છે. પરંતુ સૌથી વધુ સંખ્યા તો એવા લોકોની છે જે લગ્નનાં બંધનો અને તેનું નિયમન કરવાવાળા કાયદા તરફ જરાપણ ધ્યાન આપતાં નથી. તેઓ પોતાની ઇચ્છાનુસાર પોતે ગ્રહણ કરેલાં માર્ગે ચાલ્યાં જાય છે, અને મનસ્વીપણે પોતાને ફાવતું કરતાં રહે છે. તેમના મનમાં હમેશાં એજ ભાવના રહે છે કે જ્યાંસુધી અમારાં કાર્યો બીજાની જાણમાં ન આવે ત્યાંસુધી અમે જે કાંઇ કરીએ છીએ તે તદ્દન યોગ્ય જ છે."

આ લેખમાં જેટલા અભિપ્રાયો રજુ કરવામાં આવ્યા છે તે બધા પ્રસિદ્ધ યુરોપીયન વિદ્વાનોના છે. તેમાં પાશ્ચાત્ય સ્ત્રી-કેળવણીની વિરુદ્ધમાં જેટલી સમીક્ષા કરવામાં આવી છે તે બધી પણ તેમના જ તરફથી થએલી છે. તેમાંથી આપણે ઘણો બોધપાઠ લઇ શકીએ છીએ અને તે અમલમાં મૂકી ભાવી આફતોમાંથી આપણું રક્ષણ કરી શકીએ છીએ. આ જમાનામાં કોઇ પણ ન્યાયી અને સુધારાઓ વાંછતી વ્યક્તિ એમ તો કદાપિ નહિ કહી શકે કે સ્ત્રીઓને ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ ન આપવું અગર તો તેમને તેમના વાજબી હક્કોથી વંચિત રાખવી. ઉપર્યુક્ત યુરોપીયન વિદ્વાનોનો પણ એવો આશય કદાપિ છે જ નહિ, તેમણે જે કાંઈ લખ્યું છે તેની પાછળ સમાજનું હિત સાધવાની ભાવનાજ કારણભૂત છે. સ્ત્રીઓ પણ સમાજનું અર્ધું અંગ છે અને તેમના હક્કો તેમને નહિ આપવાની કે તેમની પ્રગતિમાં અંતરાયો નાંખવાની વાત કોઇ પણ સમાજહિતૈષી કદાપિ વિચારી શકે જ નહિ. તો પછી ઉપર જણાવેલા વિદ્વાનોનો તેમના કથનો પાછળનો ખરો ઉદ્દેશ શું છે? તેમનો અને અમારો પણ ફક્ત એટલોજ આશય છે કે વર્તમાન સ્ત્રી-કેળવણીની પદ્ધતિની ખામીઓ દર્શાવવી અને તેના પરિણામે સ્ત્રીઓને જે શારીરિક તથા માનસિક હાનિ વેઠવી પડે છે તેનું વિવેચન કરીને સ્પષ્ટતાપૂર્વક જનતા સમક્ષ તે રજુ કરવી. એકરીતે તો આધુનિક કેળવણીની પદ્ધતિ છોકરાઓ માટે પણ નુકશાનકારક છે અને તેની ઉણપો સંબંધે ઘણુ લખાઇ ચૂક્યું છે; પરંતુ છોકરીઓ માટે તો તે પદ્ધતિ તદ્દન જ બીનઉપયોગી છે.

આ વિદ્વાનોએ હાલની કેળવણી અંગે સ્ત્રીઓના આરોગ્યને થતી હાનિ સંબંધે જે વિધાનો કર્યા છે તે ખાસ ધ્યાન માંગી લે છે. તેના સાચાપણામાં આપણે કોઇ પ્રકારનો અવિશ્વાસ લાવી શકતા નથી. કોઈ પણ કોલેજની વિદ્યાર્થિનીઓના એકત્રિત થએલા મંડળ તરફ દૃષ્ટિ દોડાવો અને ઉપરનાં કથનોની સત્યતાની પ્રતીતિ એક ક્ષણમાં તમને થઈ જશે. ફેશનનો ઠઠારો અને બહારની ટાપટીપ સિવાય સુંદર આરોગ્યનાં લક્ષણો-બળવાન દેહયષ્ટિ કે ગુલાબી સુરખીવાળું મુખ-સોમાંથી પાંચમાં પણ નહિ જણાય. વળી આ વિદ્યાર્થિનીઓ પણ કોઈ નિર્ધન માબાપોની પુત્રીઓ નથી હોતી, સારાં દ્રવ્યપાત્ર અને ખાનદાન કુટુંબોની હોય છે અને તેમનાં ઘરોમાં ખાવા-પીવાની કે પહેરવા ઓઢવાની કાંઇ કમીના હોતી નથી. તેઓ ઘણું કરીને મોટરો કે ઘોડાગાડીઓમાં ફરનારી હોય છે. તોપણ તેમના શરીરમાં તેવું કુદરતી સૌંદર્ય અને અંગવિકાસ નથી જણાતાં, જેવાં સાધારણ સ્થિતિની અનેક ગ્રામ્ય યુવતીઓમાં જોવા મળે છે.

આવી સ્થિતિમાં મારે આનાકાની સાથે ઉપર્યુક્ત વિદ્વાનોનો એ નિર્ણય સ્વીકારવો જ પડે છે કે કેળવણીની વર્તમાન પદ્ધતિ સ્ત્રીઓના આરોગ્યને

માટે, ખાસ કરીને વધુ હાનિકારક છે. જો આપણે સ્ત્રીઓનુ અને તેમની સાથે સમસ્ત સમાજનુ શ્રેય ઇચ્છતા હોઇએ તો આપણે આ શિક્ષણ–પદ્ધતિમા પરિવર્તન કરવુજ પડશે એ સંભવિત છે કે તેના પરિણામે સ્ત્રીઓને પુસ્તકોનુ શિક્ષણ કાઇક ઓછુ મળી શકશે, પરંતુ આપણે એ બાબત બરાબર સમજી લેવી જોઇએ કે પુસ્તકિયા કેળવણીની એટલી બધી કીંમત નથી. કાર્યસાધક કેળવણીનો આધાર ખાસ કરીને અનુભવ તથા વ્યાવહારિક શિક્ષણ પરજ છે. આવી કેળવણી સ્ત્રીઓ કોલેજોમા ન જવા છતા પણ પ્રાપ્ત કરી શકે છે

❦ ❦ ❦

## દાંતનુ' રક્ષણ

**એક** પ્રસિદ્ધ ડૉકટર કહે છે કે 'ઘણા ખરા શેખલાઓમા માણસ પોતાના દાતોએ કરીને જ પોતાની ઘોર ખોદી રહ્યો હોય છે.'

જો તમે કોઇ પણ મિત્ર, ઓળખીતા કે સમ્બન્ધીનુ મોં ખોલાવી એના દાતોને ધ્યાનથી તપાસો તો તમને સ્પષ્ટ રીતે માલૂમ પડશે કે–તે નથી હોતા દાડમની કળી જેવા સાફ કે નથી હોતા મોતીના દાણા જેવા પાણીદાર, એ દાતોમાં મહિનાઓ અને વરસોના મેલની જમાવટ થયે સડો શરૂ થઈ ચૂકયો હોય છે. એનુ ઝેર પેઢાં સુધી ફેલાઇ ચૂકયુ હોય છે અને તેથી કરી પેઢા લાલ તેમજ સૂઝેલાં દેખાય છે; કઠોર ચીજ ખનાજ અથવા દાતણ કે બ્રશ કરતાં જ તેમાથી લોહી અને રસી નીકળવા લાગે છે. આ લોહી અથવા તો રસીમાં એક પ્રકારનું ઘરોની સંખ્યા છે આ ઝેર પેટમાં જતાં હોજરીને સંખ્યા વધતી જાય ઉપર જતા સજેખમ, આંખોની ન્દ્રીના કારણરૂપ બને છે. બદુક, તમાકુ પીવાની પાઠ ાણમા એકઠું થવાથી કુમળોને પકડીને મોજ કરે ાહને દૂષિત કરે છે જીવન ધીમે ધીમે વિનાશના પથે ાય છે.

દાતનુ રક્ષણ કરવાને માટે નીચે લખ્યાં નિયમો ધ્યાનમાં રાખવા લાયક છે.—

૧. દરરોજ સવારે અને સાંઝે દાતણ અને બ્રશથી દાતોને સાફ કરવા જોઇયે; અને કાંઇ પણ ખાધા પછી ચોકખા પાણીથી સારી રીતે કોગળા કરવા જોઇયે.

૨. દરરોજ બન્ને વખતે પેઢાંઓ ઉપર, નીચે, અન્દર અને બહાર એક કોમળ લુગડાથી લૂછવાં જોઇયે; ખોરાકનો અંશ એમા રહી જવાને લીધે બદબો આવવાનો ભય રહે છે.

૩. દાંતોને યોગ્ય કસરત આપવાની દષ્ટિએ ખોરાકમાં કઠોર પદાર્થો વાપરવાની જરૂર ખાસ છે સારી રીતે ચાવવું જેમ દાંતોને લાભ કરનારૂં છે, તેવી રીતે હોજરીને માટે પણ ખૂબ ઉપયોગી છે

૪. દાંતને સખ્ત લોખંડ વગેરેની દાંત–ખોતરણીથી ખોતરવા ન જોઇયે આમ કરવાથી દાતો અને પેઢાંઓમાં જખમ થાય છે, અને એજ પાછળથી અસાધ્ય દાંતનાં રોગોનું કારણ બને છે. એજ રીતે સખ્ત બ્રશ અને જલદ પાઉડર કરવાથીયે દાંતો ઉપરનો ચીકટ પદાર્થ છોલાઇ જાય છે અને તેમાં ખોરાકનો અંશ સરલતાથી ચોટી જાય છે.

૫. હોજરી અને મોનો પરસ્પર ગાઢ સંબંધ છે. એકના બગડવાથી બીજુ પણ ખરાબ થાય છે. એવુ જોવામાં આવે છે કે જ્યારે પણ કબજિયાત અને અપચાની ફરિયાદને લીધે જીભ ઉપર છારી વળી ગઇ હોય છે, ત્યારે તપાસ કરતાં દાંત અને પેઢાંમાથી પણ બદબો આવતી માલૂમ પડી હોય છે, આ માટે જ દાતને ખાતર હોજરીને સાફ રાખવાની ખાસ જરૂર છે.

૬. રોગને શત્રુની જેમ શરૂથી જ ડાંભી દેવો જોઇયે દરેક પુરૂષ, સ્ત્રી અને બાળકે સમયે સમયે દાતના યોગ્ય ડૉકટરો પાસે જઇને દાંત–રોગોનો યોગ્ય ઉપચાર કરાવવો જોઇયે. સંભવ છે કે આપણીજ બેદરકારીથી રોગ અસાધ્ય થઇ જાય

❦ ❦ ❦

# પરણવું એટલે...



[ લેખક : શ્રી. નવલશરામ જ. ત્રિવેદી ]

*

'પ્રભુતામાં પગલાં માંડવાં' એમ કોઈ ન્હાનાલાલભક્ત કહેશે; પણ એ તો આદર્શની વાત થઈ. ઉઘાડી આંખે સંસારમાં એથી કાંઇ વિપરીત જ દેખાય છે.

લવંગિકાનું લગ્ન તેની આઠ વર્ષની વયે કરવામાં આવ્યું હતું. પંદર વર્ષની વયે તેણે શ્રી. ન્હાનાલાલનું ઉપરલખ્યું વાક્ય વાંચ્યુ હતું, અને નિર્ણય કર્યો હતો કે પોતાનું લગ્ન તે લગ્ન જ ન હતું. સાસરિયાં આવું માનતાં નથી. તેમને તો એ પહોંચી શકે તેમ છે, પણ કાયદો પણ આ લગ્નને ખરું માને છે તેનું શું?

હીરાલાલ બાર વર્ષે પરણેલો. સોળમે વર્ષે છઠ્ઠા ધોરણમાં એક પુત્રીનો પિતા થયો અને સત્તરમે વર્ષે મેટ્રિકમાં પાસ થયો ત્યારે તેને ઘેર લક્ષ્મીજી પધાર્યાં. જાતે ઘણો બુદ્ધિશાળી, પણ ઘરનો ગરીબ એટલે આગળ અભ્યાસ કરી ન શક્યો. બાવીસ વર્ષથી હાઇસ્કુલમાં શિક્ષક છે, બત્રીસ રૂપિયા પગાર મળે છે. આઠ બાળકો છે. 'હવે તો સંતાનનિરોધની કાંઇક અસરકારક દવા બતાવો. આ તો ત્રળદર કહેવાય. છાપાંમાં વાંચી દવાઓ મંગાવી બે વખત પાંચ પાંચ રૂપિયા ખરચ્યા; પણ કાંઇ જ ન વળ્યું'! આ તેના થોડા સમય પરના ઉદ્‌ગારો ખરે જ દયાજનક છે.

ચંદ્રાવતી મેટ્રિકમાં પ્હેલે જ વર્ષે પાસ થઇ, અને તે પણ સારા નંબરે, છતાં તે કોલેજમાં કેમ દાખલ ન થઇ એ વિષે ઘણાને નવાઇ લાગી. તેના પિતા પ્રખ્યાત ડાક્ટર હતા, એટલે આર્થિક મુશ્કેલી ન હતી. ત્યારે કારણ શું હશે? તપાસ કરતાં માલુમ પડ્યું કે તેનું કારણ સામાજિક હતું. કયું? તેની સગાઇ ત્રણ વર્ષ પર કરી હતી, તે વખતે તે પાંચમા ધોરણમાં હતી અને તેનો ભાવી પતિ મેટ્રિકના વર્ગમાં. પછી ચંદ્રા તો મેટ્રિક પાસ થઇ ગઇ, પણ તેના પતિરાજ ત્રીજી વખત પણ નાપાસ થયા. એટલે ચંદ્રાથી શી રીતે કોલેજમાં જઇ શકાય?

તમે કહેશો કે ચંદ્રા આગળ ભણે તો શું વાંધો? તેનો જવાબ સૂર્યાના કિસ્સામાંથી જડશે. સૂર્યા ભણવામાં એક્કો હતી. તેનો પતિ ( રાહુ જ કહીશું? ) ઠોઠનો સરદાર ગણાય તેવો. તે તો મેટ્રિકના વર્ગમાં આવી અટક્યો. સાત પ્રયત્નો તો રોબર્ટ બ્રુસની વાત સંભારીને કર્યા; પણ કાંઇ વળ્યું નહિ. દરમ્યાન સૂર્યા બી. એ. થઇ ગઇ. 'હવે એવી ભણેલી બૈરી આપણને ન પોસાય' કહી રાહુરાજ તો ફરીથી ઘોડે ચડયા અને કોઇ અભણ 'બૈરું' પરણી લાવ્યા. સૂર્યાની નાતમાં છૂટા છેડાનો રિવાજ નથી, એટલે જના પતિએ વિધવાના વર્ગમાં ભળી છે.

રંજનલાલની હાઇસ્કૂલ અને કોલેજની કારકીર્દી ઘણી જ્વલંત હતી. દરેક પરીક્ષામાં પ્રથમ વર્ગમાં ઊંચે નંબરે તે પાસ થતો. વક્તૃત્વકલા અને લેખોથી પણ તેણે અધ્યાપકો અને સહાધ્યાયીઓને આંજી દીધા હતા. એમ. એ. નું પરિણામ બહાર પડ્યું, તેમાં રંજન પ્રથમ વર્ગમાં પ્હેલો નંબર આવ્યો. તેની જ કોલેજના પ્રિન્સિપાલે બોલાવી તેને 'લેકચરર'ની નોકરી આપી. એક મહિનામાં તો

તેના શિક્ષણ અને સ્વભાવથી તે સૌથી વધારે વિદ્યાર્થિપ્રિય અધ્યાપક બન્યો, પણ જ્યારે તે સાફલ્યની સીડી પર ચઢતો દેખાતો હતો ત્યારે જ તેણે ઝેર પીને આપઘાત કર્યો. પાછળ ચિઠ્ઠી મૂકતો ગયો હતો કે "બધી પરીક્ષા પ્હેલા વર્ગમાં પસાર કરી, ગૃહજીવનમાં નાપાસ. મીંડું માર્ક. જે વિષની પાસે સોમલ અમૃત લાગે છે તે વિષે વિસ્તારથી તો કેમ જ લખી શકું? માત્ર દલપતરામની એ લીટીઓ લખીશ:

'પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી મોટી સભામાં મનાય,
'માન તજી મૂરખીના મોઢાના તે જ ટુકારા ખાય.''

રંજનલાલ નાનપણમાં પરણેલ, પણ પત્નીની સાથે કદી રહેલ નહિ. અભ્યાસમાં એટલુ બધુ ધ્યાન કે છેલ્લી પરીક્ષા પાસ કર્યા પછી જ સંસારની પરીક્ષા તરફ જોવાનુ નક્કી કરેલું. દરમ્યાન જીવી ઉર્ફે જીવતી તો ઊકરડાની માફક વધવા લાગી. છાણુ લેવા જાય, કાલાં ફોલે, પાણી ભરે, એવી એવી પ્રવૃત્તિ તે પીયરમાં રહી કર્યા કરતી. ગોર્યોમાં કૂટતાં અને ગાળો દેતાં શીખી હતી. તેનો ઉપયોગ રંજનલાલ ઉપર છૂટથી થતો, એટલે 'માસ્તર ગળે આવ્યા' એમ પાડાશીઓના શબ્દોમાં કહી શકાય.

રંજન મૂર્ખો, વેદિયો ઢોર, ભણ્યા પણ ગણ્યા નહિ તે આનું નામ, એમ કોઇક કહેશે. તેણે રાહ જોઈ હતી. ધીરજનાં ફળ મીઠાં. ઉતાવળે આંબા પાકે નહિ. આવી ડાહી ડાહી વાતો કરનારને માટે શિવલાલનો કિસ્સો તૈયાર છે. શિવલાલ તેની ભૂંડી ભારજાની ઉંડી પીડા અંતરમાં ને અંતરમાં વેઠી તમાચો મારી ગાલ રાતા રાખી સમાજમાં ફર્યો. છેવટે લગ્ન–જીવનના લ્હાવા (!) ત્રીસ વર્ષ લીધા પછી તે નાસી ગયો. અત્યારે ક્યાં છે તેનો પત્તો નથી. તેના છેવટના શબ્દો પડ્યું પાનું સુધારવાના હિમાયતીઓએ જાણવા જેવા છે. તેણે લખ્યું હતુ: 'છૂટે ના તે નિભાવી લે, પડ્યું પાનું સુધારો, ચાહો અને સહો, વગેરે સૂત્રોએ મારા જીવનને બરબાદ કર્યું છે. જુવાનોને મારી સલાહ છે કે નીભાવવું પડે, છૂટે નહિ, તેને તોડી નાખો. સહન કરવું પડતુ હોય ત્યાં ચાહો નહિ. એ મિથ્યા પ્રભાસ છે; ઝાંઝવાનાં જળ છે. પ્રેમમાં હસન કરવાનું હોય, સહન કરવાનું નહિ!'

'પેલો વીરેન્દ્ર, મોટો સુધારાવાળો થઇને ફરે છે, પણ બૈરીને તો કાઢી મૂકી છે.' આવી વાત ઘણાને મોંએ સાંભળી હતી. આવો વિદ્વાન માણસ, ભૂલ તો ન કરે. પત્ની પણ કેળવાયેલી, શાન્ત, કુશળ, સુંદર, વિવેકી, પૈસાદારની પુત્રી.એટલે સારો કરીયાવર અને પૈસા પણ લાવેલી. આવી જુગતે જોડ ગણાય છતાં તેમની વચ્ચે અણબનાવ કેમ? બન્ને જુદાં જુદાં કારણો આપે છે. વીરેન્દ્ર કહે છે–"અદેખાઇ શબ્દ સાંભળ્યો છે, ઓથેલો વાંચ્યું છે, પણ આ બૈરીની અદેખાઇથી તો તોબા, એ તો મને એના વાળની શેરની પછવાડે બાંધી રાખવા માગે છે. 'આજે મોડા કેમ આવ્યા? આજે વ્હેલા કેમ બહાર ચાલ્યા? આજે ઉદાસ કેમ છો? આજ હસતા કેમ દેખાવ છો? આજ ઓછું કેમ ખાધું? ક્યાં જમી આવ્યા?' આ તે બૈરી છે કે વૈરી? મારા કાગળો ફોડીને વાંચી લે, ખીસ્સાં તપાસે, ચોપડીઓ વીંખે, બાપશાપ તોબા. માંડ છૂટ્યો." હવે તેની પત્ની (જેને વીરમતી કહીશું)* શું કહે છે તે જુઓ. એ તે કાંઈ માણસ છે! સવારમાં છાપું; પછી ચોપડી; જમ્યા કે ઑફિસે; સાંજે કલબ; રાત્રે લખવાનું; રજામાં મિત્રોને ત્યાં; વેકેશનમાં હવા ખાવા ચાલ્યા શેઠની સાથે, એટલે આમડીને લઇ જવી ન પડે. મારે તો હતું શું ને ગયું શું?' હવે ખરૂં શું છે તે જોઇએ. વીરમતી ફરિયાદ કરે છે કે મારી સાથે બોલતા ન હતા, હસીને વાત કરતા ન હતા. કારણ, એ તો છે રસિયણ. પણ વીરેન્દ્ર તો છે બુદ્ધિપ્રધાન માનસવાળો. તે તો પોતાની ધૂનમાં મસ્ત છે. લગ્ન કર્યું એજ તેના જીવનની મોટામાં મોટી ભૂલ હતી. એ તો પરણીને જવાબદારી ઉઠાવવાની હોય છે એવું સમજતો જ ન હતો. પણ વીરમતીએ તેની બેદરકારીનો જુદો જ અર્થ કર્યો. તેણે તો એમજ માની લીધું

* આ લેખમાં આવતાં બધાં નામો કાલ્પનિક એટલે કોઇએ 'બંધ–બેસતી ટોપી પહેરી લેવી નહિ.'

કે બીજી કોઇ સ્ત્રી તરફ તેનું લક્ષ છે. એટલે એ કાલ્પનિક સ્ત્રીની શોધ પાછળ તે ગાંડી થઇને લાગી. તેથી સ્ત્રી તો ન જ પકડાઇ, પણ વીરેન્દ્ર નાસી છૂટયો. 'હું તમારો કાંઇ જ દોષ જોતો નથી, તમે સારું કર્યું' એક મિત્ર જે વીરેન્દ્રને ઓળખતો હતો તેણે કહ્યું, 'અરે સારું તો પછી કર્યું છે કે અનેક બીજી મળતી હતી, પણ ફરીથી પરણ્યો જ નહિ," વીરેન્દ્રે જવાબ આપ્યો.

વીરેન્દ્રથી કાંઇક જૂદી જાતનું દૃષ્ટાંત ધનપાળ શેઠ પૂરું પાડે છે. ધનપાળ રસિક માણસ. સાધારણ ભણેલ પણ ઘણો પૈસાદાર એટલે લતા જેવી ગ્રેજ્યુએટ પત્ની તેને સાંપડી. શરૂઆતમાં કેટલાંક વર્ષ આ દંપતીનું જીવન અતિ સુખમાં ગયું. પણ પછી ધનપાળ એકધારા જીવનથી કંટાળ્યો. લતા તરફ તે બેદરકાર બનવા લાગ્યો, અને લતા પણ પોતાનાં જ સંતાનોના પિતા તરફ શંકાની દૃષ્ટિથી જોવા લાગી. શેઠના કાગળો ફૂટવા લાગ્યા. કબાટો અને ટેબલનાં ખાનાંઓ વીંખાવા લાગ્યાં. તેની દરેક હિલચાલની બારીક તપાસ થવા લાગી. આથી ધનપાળ તો બિચારો હેરાન થઇ ગયો. 'થોડો વખત એકલો માથેરાન જઇ આવું' કહી તે મહિના માસ માટે નીકળી પડ્યો. ત્યાં તેને એક શ્રીમંત વિધવાની ઓળખાણ થઈ. તે બાઇ માથેરાનમાં જ લગભગ બધો વખત રહેતી. પચીસેક વર્ષની કેળવાયેલી અને સુધારક વિચારની યુવતી હતી.

ઓળખાણ વધતાં છેવટે બન્ને ગુપ્ત રીતે લગ્નગ્રંથિથી જોડાયાં. પછીથી શેઠે દર અઠવાડિયે બે દિવસ માથેરાન જવાનો શોખ કેળવ્યો. ઉનાળામાં તો બે ત્રણ મહિના ત્યાં ગાળી નાખતા, અને લતાને કહેતા-'તું તો બાળકોને લઇને સ્વતંત્ર રીતે જુદા જુદા સ્થળે ઉનાળામાં જવાનું રાખ. એક વર્ષ ઉટાકામંડ, તો બીજે વર્ષે કાશ્મીર, તો ત્રીજે મસુરી. મને તો મારા જેવો જેને એજ સ્થળ સદી ગયું તે માથેરાન જેવા ભૂખડી સ્થળે ભલે વારંવાર જતો રહે. મને તો ત્યાંની જ હવા માફક આવે છે. તમે તો ગમે ત્યાં જલ્સા ને મઝા કરો!' અને લતાને હવે કાંઇ જ કહેવા જેવું લાગતું નહિ. કારણ શેઠની તબિયત હવે સારી રહેતી, અને મિજાજ તો એથીયે સારો. પહેલાં તો હમેશાં ઉદાસ રહેતા, વાતવાતમાં ચીડાઈ જાય અને હવે તો જાણે હસતા ને હસતા. 'હવે એમને મારા ઉપર હેત છે,' લતા માનતી. 'એ તો માથેરાનના પ્રતાપ,' શેઠ જવાબ દેતા. 'ત્યાંની હવાથી મારી તબિયત સુધરી ગઇ. માંદા માણસોનો સ્વભાવ ચીડિયો થઇ જાય છે!'



## અપૂર્ણ પોષણ અને ગુન્હાખોરી

થોડા સમય પર બ્લેકપુલ ખાતે રોટરી કોન્ફરન્સ સમક્ષ ભાષણ આપતાં ડૉ. ઇલીઝાબેથ એસ. ચેસરે જણાવ્યું હતું કે અપૂર્ણ પોષણ અને ગુન્હાખોરી એ બે વચ્ચે વિશિષ્ટ સંબંધ છેઃ "ગુંડાગીરીથી માંડી સોનેરી ટોળી સુધીની સર્વ ગુન્હાખોરી અપૂર્ણ પોષણ સાથે સંબંધ ધરાવે છે." તેણીએ જણાવ્યું હતું કે આ જમાનાની સ્ત્રીઓનો એક ઉપયોગી પ્રશ્ન ખોરાક વિષેનો છે. કોઇ પણ સ્ત્રી વ્યવહારમાં અથવા કોઇ ધંધામાં ગમે તેટલી આગળ વધેલી હોય પણ તે ખોરાકના ગુણધર્મો અને રાંધણકળાથી અજાણ હોય તો પોતાને સુશિક્ષિત કહેવરાવી શકે નહીં. "ખોરાકના શાસ્ત્ર વિષે આપણે આટલું ઓછું જાણીએ છીએ તેનું કારણ એ છે કે સ્ત્રીઓ પોતાના અજ્ઞાનમાં સંતોષ માની રહી છે! ઇંગ્લેંડની અર્ધોઅર્ધ વસ્તી વીટામીન અને બીજાં પોષક તત્ત્વોના અભાવથી પીડાઇ રહી છે."

* * *

# જ્યારે જીવનના કોડ કરમાય છે....



## [ નવયુગની સામાજિક નવલિકા ]

*

[ લેખક- નિરૂ દેશાઇ ]

*

બી. એ. ની પરીક્ષા પસાર કર્યાના દિવસે જે આનંદ હતો, તેમાંની એક રેખા પણ બીજે દિવસે સુધાને જણાઇ નહિ, ઊલટું માનસિક મુંઝવણે તેને વધુ વ્યગ્ર અને વિહ્‌વળ બનાવી દીધી હતી. ભાવિ જીવનના શતમુખી કોયડાઓ તેના મગજને વિંટળાઇ વળ્યા હતા. વિદ્યાર્થિ-જીવનમાં જે વસ્તુ કોઇકજ ક્ષણે આવીને મુઝવતી, તે હવે દરેક પળે સતાવવા, રીબાવવા લાગી.

પરીક્ષા પસાર કરવા માટે તેના ઉપર અનેક જણનાં અભિનંદન આવ્યાં હતા. તેની ન્યાતમાં આટલી ઊંચી કેળવણી લેનાર એ પહેલીજ છોકરી હતી. એ આપવાની પહેલ કરવા માટે તેના પિતા નવનીતરાયને ઘણું સાંભળવું પડેલું, પરંતુ મક્કમ રહીને તેમણે સુધાને ભણાવી. ન્યાતમાં બીજી છોકરીઓ બહુ બહુ તો ત્રણચાર ચોપડી ભણી કોઇકનાં ઘર માંડતી, ત્યારે સુધાનું શિક્ષણ, કશી પણ અટકાયત વગર ચાલુ રહ્યું. લગ્નના પાશમાંથી નવનીતરાયે તેને મુક્ત રાખી જીવનવિકાસ માટે સર્વ અનુકૂળતાઓ કરી આપી.

સુધાની મા ચંપા નવનીતરાયને ઘણીવાર કહેતી "તમે આ છોકરીને ભણાવો છો ખરા, પરંતુ પાછળનો વિચાર કર્યો છે ખરો ? એનાં લગ્ન કરવાનો વિચાર અત્યારે નથી કરતા, પરન્તુ પાછળથી હેરાન થવાના છો. પહેલાં લગ્ન કે વેવિશાળ કરી નાખો અને પછી ભણાવવી હોય તો ભણાવો."

નવનીતરાય જવાબ ન વાળતા. તેમને એ પ્રશ્ન બિનઅગત્યનો લાગતો હતો એટલા માટે નહિ, એ ફૂટ પ્રશ્નનો ઉકેલ આપોઆપ મળી જશે, એવી તેમની માન્યતા હતી. નવનીતરાયને અનુત્તર રહેતા જોઇ ચંપા છણકો કરતી: 'આમ તો છોકરી વંઠી જ જવાની છે. પછી ન્યાતમાં બેઆબરૂ કરાવશે." નવનીતરાય આનો પણ ઉત્તર ન વાળતા.

પરન્તુ જે પ્રશ્નનો ઉકેલ આપોઆપ આવી જશે એમ એ માનતા હતા, તે તો હજી અણઉકલ્યો જ રહ્યો. સુધાએ પરીક્ષા પસાર કર્યે એમની મુંઝવણમાં વધારો થયો. તેમણે બીજે દીવસે સુધાને બોલાવી.

"સુધા, તું બી.એ. પાસ થઇ; હવે શું કરવું છે ?" તેમણે સુધાનું મન જોવા માંડયું.

"કાંઇ નક્કી નથી કર્યું, મોટાભાઇ! નિશાળમાં શિક્ષિકાની નોકરી લઇ લઇશ અને તેની સાથે પી. એ. નું પણ કરીશ."

નવનીતરાય જરાક ગંભીર થયા: "જો સુધા! એ બધુ તો ઠીક, પરન્તુ એમાં કાંઇ જીવન સમાપ્ત થાય છે ? અત્યાર સુધી તું લગ્ન કર્યા વગર રહી એ મારા આગ્રહને કારણે; પરન્તુ હવે તારે એ વિશે વધારે ઊંડો વિચાર કરવો જોઇએ. આખું જીવન કાંઇ કુંવારા રહીને કઢાવાનું નથી.

સુધા કશું ન બોલી શકી; તેના મગજમાંથી આગામી જીવનનાં ચિત્રો એક પછી એક સરવા લાગ્યાં. નવનીતરાયે આગળ ચલાવ્યું: "આજ સુધી આ સંબંધમાં હું તને કશું નહોતો કહેતો; પરન્તુ હવે તારૂં વિદ્યાર્થી–જીવન પૂરૂ થાય છે, એટલે તારે કશા નિર્ણય ઉપર આવી જવું જોઇએ."

નવનીતરાયે જેવું વાક્ય પૂરૂં કર્યું કે તુરતજ સુધા ત્યાંથી ચાલી ગઇ ને ઓરડીમાં જઈ પથારીમાં પડી. તેની આનંદવેલ ઉપર અત્યાર સુધી જલસિંચન કરવામાં આવ્યું હતું; હવે જ્યારે તેનાં ઉપર પુષ્પો પ્રગટયાં, ત્યારે તેની પાંખડીઓ ચૂંટી લેવામાં આવતી હતી.

નવનીતરાયે જે પ્રશ્ન તેની સમક્ષ રજુ કર્યો હતો તે વિષે તેણે વિચાર કર્યો હતો પરન્તુ નિરાળી રીતે, તેના અભ્યાસક્રમમાં શૌ અને નાનાલાલ હતા. એ બન્નેએ લગ્નનો પ્રશ્ન જુદી જુદી દૃષ્ટિએ તપાસ્યો હતો–અને એ બન્નેના વિચારો ઉપરથી એણે પોતાનું ચિત્ત દોર્યું હતું. દંપતીજીવન વિશેનો સામાન્ય ખ્યાલ તેને મંજુર નહોતો. તેણે લગ્નજીવનના મૂળમાં હૃદયની વિશુદ્ધતા, અન્યોન્ય માટેનો અનૂપ જીવનપ્રેમ એકબીજાના વિકાસમાં અંતરાયભૂત થયા વગર પ્રગતિના શિખરે એકબીજાને આધારભૂત થવાની તમન્ના, એણે કલ્પ્યાં હતાં. આવું જીવન ઉપરથી લાદી શકાય નહિ. એને માટે નિરંતર ખેવના અને ચિરંતન સાધના જોઇએ.

પરન્તુ એવું જીવન એને માટે શકય હતું? વ્યવહારમાં ઉતારી શકાય તેવું હતું? ન્યાતની અંદર એના જેટલું શિક્ષણ પામેલા છોકરાઓ પરણી ચૂકયા હતા. જે છોકરાઓ બાકી હતા, એમાં સંસ્કારનું નામનિશાન નહોતું.

ને ન્યાતમાં શકય નહોતુ તો એનાં બંધનો ફગાવી દઇ બીજી ન્યાતમાં જવાનું શકય હતું? નવનીતરાય જુવાનો સાથેની તેની મૈત્રીની આડે નહોતા આવ્યા. તેના પુરૂષમિત્રોનું પ્રમાણ પણ સારૂં હતું; પરન્તુ તેમાં એણે કલ્પેલ ચિત્રમાં પાત્ર તરીકે બેસે એવું કોઇ એને જણાયું નહોતુ. રમણ તેના ઉપર ભાવ દર્શાવતો હતો, પરન્તુ તેને માટે એના હૃદયમાં લાગણીનો આવિર્ભાવ થયો નહોતો.

એટલે તેણે એમ નક્કી કર્યું હતું કે જીવનનો વિકાસ અપ્રતિહત થવા દેવો. જીવનને એના નૈસર્ગિક રસ્તે જવા દેવું. એ પંથે જતાં કોઇક સાથી મળી જાય તો લઇ લેવો. એને એમ હતું કે આ નિર્ણયમાં કોઇનો નહિ તો મોટાભાઇનો જરૂર સાથ મળશે. મોટાભાઇએ અત્યારસુધી તેના પંથને નિષ્કંટક બનાવવામાં ખૂબ મદદ કરી હતી.

મોટાભાઇ સાથેના વાર્તાલાપમાં તેના આ નિર્ણય ઉપર વજ્રપ્રહાર થયો. તેના મગજમાં તુમુલ સંઘર્ષણ જાગ્યું. અત્યારસુધી જે સૃષ્ટિનું તે સર્જન કરતી હતી, તેને તોડવા તે તૈયાર નહોતી; એ સાથે મોટાભાઇને દૂભવવા પણ એ તત્પર નહોતી. એને આ પ્રશ્નનો ઉકેલ કઠિન લાગ્યો.

બીજે દિવસે ન્યાત તરફથી સુધાને માનપત્ર અપાયું. તેમાં ઉચ્ચ શિક્ષણ મેળવવા બદલ સુધાને અભિનંદન અપાયાં હતાં અને એ દિશામાં ન્યાતની અન્ય કન્યાઓ વળશે, એવી આશા વ્યક્ત કરવામાં આવી હતી. સુધાએ તેનો ઘટિત ઉત્તર વાળ્યો. કન્યાઓને કેળવણી આપતાં પહેલાં તેમના સામાજિક પ્રશ્નો ન્યાત કેવી રીતે ઉકેલવાની છે, એ પૂછવાની તેને ખૂબ ઇચ્છા થઇ આવી. તેણે પરાણે એ ઇચ્છા દાબી રાખી.

ન્યાતમાં પોતાને માટે વરની શોધ થતી હતી, એ વાત સુધાથી અજાણી રહી શકે તેમ નહોતું. નવનીતરાયની મુંઝવણ ઓછી નહોતી. સુધાને નૂતન સંસ્કારનાં અમી પાયા પછી તેને એ ગમે ત્યાં પરણાવી દેવા નહોતા ઇચ્છતા. તેમણે કાળજીપૂર્વક ન્યાતમાં વરની શોધ કરવા માંડી. સુધાની કક્ષામાં આવી શકે તેવા ઉમ્મરલાયક છોકરાઓ કયારનાય પરણી ચૂકયા હતા. બીજા કોઈ લાયક વર મળી શકે તેમ હતું નહિ. ચંપા વારંવાર તેમને ટકોરતી: "હું તમને કયારનીય કહેતી હતી કે

નથી. મારા આ પગલાથી તમે શોકાતુર થશો; પરન્તુ એ શોકમાં તમે વિદીર્ણ ન થઇ જતા."

પત્ર પૂરો કરીને તે ઊઠી ત્યારે ઘડિયાળમાં ચાર વાગ્યા હતા. તેણે કાળજીપૂર્વક કાગળને કવરમાં વીંટયો. ઘરમાં પાછલી રાતની નીંદરમાં સહુ ઘેરાયલાં હતાં. તેણે ઘરનો આગળો ધીમે રહીને ઉઘાડયો ને બંધ કર્યો. બારણુંએ વિદાયસૂચક ધીરો અવાજ કર્યો. સુધાની આંખમાંથી થોડાંક આંસુ ઊંબરા ઉપર પડી ગયાં.

એ ઘરનો ઓટલો છોડી ઊમળકા અને ઉલ્લાસ વગર નીચે ઊતરી–નિવાસસ્થાને પાછી ફરતી વિદ્ધ હરણીના જેવી આકુળવ્યાકુળ ને કરૂણાપૂર્ણ.



## સસલીનું દૂધ

જેના અભાવે ચાહ બેસ્વાદ બને એવા પદાર્થ કરતાં દૂધની વધારે કિંમત ઘણાને લાગતી નથી; જ્યારે ઘણાયે એવા વિજ્ઞાનશાસ્ત્રીઓ છે જેઓ માત્ર દૂધના અભ્યાસ સિવાય બીજું કંઇ કરતા નથી ! આવા એક વિજ્ઞાનશાસ્ત્રીએ હમણાંજ શોધ્યું છે કે દૂધમાં ૧૦૮ વિવિધ તત્વો રહેલાં છે ! શોધખોળની મર્યાદા માત્ર ગાય કે ભેંસના દૂધ પૂરતી મર્યાદિત રહી નથી; પણ પૃથગ્જનો પૈકી ઘણા જ ઓછાને એ બાબતની વિશેષ માહિતી હોય છે. દાખલા તરીકે સસલીના દૂધમાં સૌથી વધારે ચરબી રહેલી છે અને તેથી બીજા નંબરે કુતરીનું દૂધ આવે છે !

સસલીના દૂધમાં સ્રીના દૂધ કરતાં દસગણું અને ગાયના દૂધ કરતાં પાંચગણું 'પ્રોટીન' રહેલું છે. સામાન્ય ગાયના દૂધમાં ૮૭.૩ ટકા પાણી હોય છે જ્યાં તંદુરસ્તી સા... શી ...ાર્ય એવાં સર્વ તત્વો તેમાં રહેલાં છે ... અને સંતાપર્ન... રે જ રહેનાર માણસે પોતાનું ... સહાનુભૂતિ વાંછે ... આ ભાવ વાંચ્યા. ... રાખવા માટે પીવું જોઇએ.

રમણ જીવનમાં પહેલીવાર ગ...
આ કોયડાની લંબાણ ચર્ચા કરવા

## નારંગીની કિંમત

નારંગી એ શરીરને સ્વસ્થ રાખનાર એક અદ્ભુત ફળ છે અને શરીરની અશક્ત અવસ્થામાં પણ તે લેવા માટે રૂચિ ઉપજે છે. બાળકો તેમજ વૃદ્ધો તે લઇ શકે છે. તે જલ્દીથી પચી જાય છે અને પાચનક્રિયા પર સહેજ પણ બોજારૂપ થતી નથી.

શરીરનાં જડ બનેલાં પરમાણુઓને તમે સાફ રાખવા માગતા હો, તમારૂં મગજ થાકી જતું હોય, અરુચિ જણાતી હોય તો સવારે નાસ્તાને બદલે તથા બપોરે ખાણાને બદલે ચાર ચાર નારંગીઓ લેવાનું બે અઠવાડીયાં સુધી ચાલુ રાખો. દરરોજ ખુલ્લા મેદાનમાં કસરત કરો, વચ્ચે વચ્ચે થોડો આરામ લો, હવાઉજાશવાળા ઓરડામાં પૂરતી ઉંઘ લો અને જુઓ કે તમારી તબીયતમાં કેવો ફેરફાર થાય છે !

નારંગી એ ખોરાક અને પીણું બંન્ને છે. તેમાં 'બી' તેમજ 'સી' વીટામીન છે. બાળકોને માટે તે ગાયના દૂધ જેટલું જ ગુણકર્તા છે. જેમના શરીરની પૂરી ખીલવણી થઇ ન હોય તેવાં બાળકોને ખોરાકની સાથે નારંગીનાં તત્વો લેવાથી લાભ થાય છે. પાકી નારંગીમાં ઉદ્ભિજ 'ખાંડ'નું તત્વ ૧૦ ટકા જેટલું છે અને તે જઠરમાં પ્રવેશ્યા પછી થોડા વખતમાં જ જીવનશક્તિના રૂપમાં ફેરવાઇ જાય છે.

નારંગીનો રસ એ 'પહેલાંથી પચી ગયેલો ખોરાક' છે. તેને બીજા કોઇ સ્વાદપૂરકની જરૂર નથી અને સહેજ પણ અરુચ ઊપજ્યા વગર તે લાંબા સમય સુધી લઈ શકાય છે. એકાડુ કામ કરનાર તથા કબજીયાતથી પીડાતા માણસો માટે તે ઉત્તમ પીણું છે. તે આંતરડાંને સાફ કરે છે, તરસ છીપાવે છે અને માંસપેશીઓને સ્વચ્છ પાણી પૂરૂં પાડે છે. તેમાં 'પ્રોટીન' કે 'આલ્બ્યુમીન' નથી અને તેથી તે મોટા પ્રમાણમાં લઇ શકાય છે અને તાવમાંથી ઉઠેલા દર્દીને માટે કિમતી થઈ પડે છે.

નારંગીના રસમાં રહેલ એસીડ અને સાકર જઠરરસમાં વધારો કરે છે, ભૂખ ઉઘાડે છે અને પાચનક્રિયાને મજબૂત બનાવે છે.

નારંગી અને તેની જાતનાં બીજાં ફળો રોટલી, કઠોળ અથવા એવા 'સ્ટાર્ચ'વાળા ખોરાક સાથે લઇ શકાતાં નથી. [ વેજીટેરીઅન મેસેન્જર ]

* * *

Special Supplement

# પ્રજાબંધુ

શિક્ષણ તથા રાજકારણ

તંત્રી, મુદ્રક અને પ્રકાશક : ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર. પ્રજાબંધુ પ્રિ. વર્ક્સ, ખાડિયા, અમદાવાદ.

૧૯૩૬ નો બીજો વિશેષાંક : રવિવાર તા. ૫ મી જુલાઈ

## રાજકારણનું વહેણ



**૧૯મી** સદીનાં આખરનાં વર્ષો જ્યારે ઝડપથી વહી રહ્યાં હતાં ત્યારે દેખીતી રીતે સમૃદ્ધ દેખાતાં રાષ્ટ્રો માટે પણ જીવન-કલહનો કાળ આરંભાઇ ચુક્યો હતો. આર્થિક મંદીની ચૂડ ચોમેરથી ભીંસાતી જતી હતી અને નાના મુલ્કો છતાં ભારે વસતીવાળાં રાષ્ટ્રોની જમીન-ભૂખ વધવા લાગી હતી. બીજા દેશોને કબજે કરી લઇ, તેના હુન્નર ઉદ્યોગોને પચાવી લેવાની અને તેની ખરીદ શક્તિને પોતાના મુલ્ક તરફ વાળી લેવાની પેરવીઓ ચાલી રહી હતી. આ પૂર્વે જેઓ જાગૃત થઇ ચૂક્યા હતા, તેઓ પોતાના તાબાના મુલ્કો ચાલી ન જાય તેને માટે જુદા જુદા પ્રયોગો કરી રહ્યા હતા. યુરોપનાં નાનાં-મોટાં રાષ્ટ્રોને માટે એ સંક્રાંતિનો અને હાથ-બદલાનો સમય હતો. અને બીજનો કાળ એક રીતે ગુલામ દેશોને મુક્તિ માટે પ્રવૃત્ત થવાનો પણ કાળ હતો.

પ્રથમ વેપાર અને પાછળથી હકુમતને માટે બ્રિટનને હાથ પડેલા હિંદમાં જાગૃતિનો પ્રથમ ઝબકારો ૧૮૫૭ માં થઇ ગયા પછી કાંઇક વર્ષો સુધી એ અગ્નિ ઉપર ઘેરી રાખ વળી ગઇ. કુશળ મુત્સદ્દીઓની યોજના મુજબ પ્રજાને અંગ્રેજી કેળવણી જે રીતે અને જે હેતુસર અપાઈ તે હેતુ પાર પડતો જણાયો અને વિદેશી અમલથી દેશમાં અંધાધુંધી અને અરાજકતા અટકી ગયાં છે એમ ઘણા હિંદીઓ માનવા લાગ્યા! આ માન્યતા જેમ જેમ પ્રબળ બનતી ગઈ તેમ તેમ પ્રજાને પોતાની ગુલામીનું દુઃખ ઓછું લાગતું ગયું અને જ્યારે પણ રાજકર્તાઓની રીતિ તેમને આકરી લાગતી ગઇ ત્યારે તેમને અરજીઓ કરવાની અથવા વિનંતીપત્રો રજુ કરવાની પ્રથા ઘર કરતી ગઈ. કેટલાક બુદ્ધિજીવીઓની શક્તિ અંગેનું જ આ કામ હતું અને આમ-પ્રજાએ પોતાની મુશ્કેલીઓ એમની દ્વારા પેશ કરવાની રહેતી. આવી અરજી અને વિનંતીઓની પદ્ધતિમાંથી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ.

હિંદના રાજકીય આંદોલનનાં બીજ ત્યારે નખાયા

પણ પરદેશી અમલ સારો છે, માત્ર તેમાં થોડા ફેરફારોની અને સુધારાની જરૂર છે, એવી માન્યતા તેની પાછળ હતી અને તેથી ઘણા અમલદારોએ એની સ્થાપનામાં સહાય કરી હતી. બ્રિટિશ તંત્ર હેઠળ હિંદની પ્રગતિ કરાવવાનો આશય તેમાં રહેલો હતો: થોડાંક વર્ષો સુધી મહાસભા એ ગતિએ ચાલ્યા કરી અને કેટલાંક ઘર્ષણો દૂર રહ્યાં; પણ નવીન બળો એમ સ્થગિત થાય તેમ ન હતાં અને અમલદારી માનસ પણ બદલાય તેમ નહતું.

૨૦મી સદીનાં થોડાં વર્ષો વીત્યાં હશે ત્યાંતો બંગાળમાંથી ભડકો સળગ્યો. સરકારની વિલક્ષણ રાજનીતિ સામે પ્રજા ભભૂકી ઊઠી. એક તરફ બંગાળ ઉદ્દામ માર્ગે જઇ રહેતુ હતું, બીજી તરફ મહારાષ્ટ્રમાં લોકમાન્યની અસરથી ઉદ્દામ વિચારસરણી જાગૃત થતી હતી. ગુજરાત જેવો વ્યાપાર-પ્રધાન દેશ આ બધી અસરોથી કાંઇક મુક્ત રહી દ્રવ્ય-ઉપાર્જન કરવામાં લાગી ગયો હતો! સીધી રીતે રાજકાજ સાથે સંબંધમાં આવવાની જરૂર તેને લાગી ન હતી!

હિંદ પોતાની રીતે આમ પ્રગતિ કરતું હતું અને બ્રિટન તેને મોભ્ભાભર્યું સાંસ્થાનિક સ્વરાજ આપશે, એવી આશા તે સેવતું હતું. ત્યારે યુરોપનું રાજકીય વાતાવરણ ધૂંધવાઇ રહ્યું હતું અને યુદ્ધનાં વાદળ ઘેરાઇ ગયાં હતાં. એ યુદ્ધ વખતે હિંદ વધુ આશાવાદી બન્યું અને બ્રિટનને તેની મુસ્કેલીના સમયે સહાય કરીશું તો તે હિંદને તેની પ્રગતિમાં તે સહાય કરશે એવી માન્યતાથી મહા-યુદ્ધ વેળાએ હિંદે બ્રિટનને સહાય કરી. યુદ્ધ પછી બ્રિટને હિંદ તરફ જે પ્રકારનું વર્તન ચલાવ્યુ તેથી પ્રજામાં અસંતોષની માત્રા વધી પડી. હોમરૂલ લીગની પ્રવૃત્તિએ ગાંધીજીની દોરવણી નીચે ઉદ્દામ સ્વરૂપ પકડવા માંડયું. બ્રિટનના વચનભંગના પગલાંએ હિંદની આખી પ્રજાને હચમચાવી મૂકી. પ્રજામાં સીધા પ્રતિકારની ભાવના આવવા લાગી કે તુરતજ સરકારની દમનનીતિ ઝળકવા લાગી. આ દમનનીતિથી આમ જનતા ખળભળી ઊઠી. અત્યાર સુધી દેશનો કેળવાયેલો વર્ગ જ રાજકારણમાં ભાગ લેતો હતો. ગાંધીજીએ આમાંથી નવો ચીલો પાડી આમપ્રજાને તેમાં ભાગીદાર બનાવી હતી, આ દમન-નીતિએ પ્રજાને નીડર અને તાલિમબદ્ધ બનાવી.

અન્ય દેશોમાં નથી બન્યા એવા બનાવો હિંદના રાજકારણમાં ગાંધીજીની સરદારી નીચે બન્યા. જે જે દેશોમાં ક્રાંતિની જ્વાલા સળગી છે, તે તે દેશોમાં તે જ્વાલાનું આખરી પરિણામ આવી ગયા પછી રાષ્ટ્ર-ઘડતરની પ્રવૃત્તિનું મંડાણ થાય છે. જ્યારે ગાંધીજીએ એ દિશામાં પ્રથમથી જ પગલાં માંડયાં હતાં. રાજકીય ક્રાંતિની સાથે સાથે જ રાષ્ટ્રનું સર્વદેશીય ઘડતર થતું રહે, એવી કાર્યરીતિ તેમણે લીધી હતી. અહિંસાનું શસ્ત્ર એજ સ્વરાજ-પ્રાપ્તિનું સાધન છે, એમ મક્કમ રીતે પ્રતિપાદિત કરીને તેમણે પ્રજાને હિંસક માર્ગોએ જતાં વારી હતી. સાદાઈ, સ્વાત્મનિર્ણય, ત્યાગની પૂનિત ભાવના અને સત્યનો આગ્રહ, એ વસ્તુઓનો તેમણે રાજકારણમાં પ્રવેશ કરાવ્યો અને પ્રજાની દરિદ્રતા દૂર કરવા ખાદી; ચારિત્ર્ય-શુદ્ધિ કરવા દારૂનિષેધ, એકતાની સ્થાપના માટે કોમીવાદ દૂર કરવાની ઝુંબેશ અને બંધુભાવ ખીલવવા માટે અસ્પૃશ્યતા-નિવારણના કાર્યક્રમો તેમણે પ્રજા સમક્ષ મૂક્યા.

રાષ્ટ્રીય માનસ પ્રજામાં ઉત્તરોત્તર ખીલવા લાગ્યું. સરકારી નોકરીઓ અને માન-અકરામોની પ્રતિષ્ઠા પ્રજા-માનસમાંથી ઘટવા લાગી; વિદેશી સંસ્કૃતિ પ્રત્યેનો ખોટો મોહ નષ્ટ થયો અને અંધ-અનુકરણની ભયંકર ગર્તા તરફ ધકેલાઇ જતું હિંદ વિચારવંત બની ગયું અને પોતાનો માર્ગ નિર્ણીત કરવા લાગ્યું. ચાર વર્ષ ગાંધીજી કારાવાસમાં રહ્યા પણ તેમણે પ્રજાને વિચાર કરતી કરી મૂકી હતી, એટલે તેમનું કાર્ય અટક્યું નહિ.

સ્ત્રીઓમાં જાગૃતિ આવી; યુવાનોએ પોતાનાં સંગઠનો કર્યાં; મજૂરોએ પોતાનાં મહાજનો બાંધ્યાં; સાહિત્યને નવું જોમ મળ્યું; વિદ્યાર્થી-સંઘો થયા; રાષ્ટ્રીય કેળવણી પ્રચાર પામી; ખેડૂતો જાગૃત થયા અને રાષ્ટ્રીય ઘડતરના ધ્યેયની સ્પષ્ટતા થવાના પોકારો ચારે તરફથી જાગવા લાગ્યા. પ્રજા આત્મ-નિર્ણયના હક્ક માટે જાગૃત બની હતી; સાચું સ્વરાજ એટલે

શું એનું રેખાંકન કરવા પ્રવૃત્ત થતી હતી, ત્યારે એ સ્વાત્મનિર્ણયના હક ઉપર છૂરી ફેરવીને સર્વ ગોરાઓનું બનેલું સાયમન કમિશન બ્રિટને હિંદના રાજ્ય-બંધારણની રચના માટે હિંદને માથે માર્યું. પ્રજાએ તેનો બરોબર પ્રતિકાર કર્યો અને તેનો જે રીતે બહિષ્કાર થયો તેથી બ્રિટનને પોતાની રમત કાંઈક બદલવી પડી.

એક બાજુ બ્રિટને બંધારણની રચનાનો વિચાર આરંભ્યો, ત્યાં બીજી તરફ મહાસભાએ પણ તેની વિચારણા હાથ ધરી અને નહેરુ રીપોર્ટ મહાસભા સમક્ષ રજુ થયો. આ વેળાએ જ એ સ્પષ્ટ થયું કે રાષ્ટ્રીય માનસમાં પણ બે ભિન્ન વિચારસરણી વચ્ચે ઘર્ષણનો આરંભ થઈ ચૂક્યો હતો. પૂર્ણ સ્વરાજ કે બ્રિટનની હકુમત હેઠળનું સાંસ્થાનિક સ્વરાજ, એ બે વચ્ચે ઘર્ષણ શરૂ થયું હતુ અને જવાહરની સરદારી નીચે દેશનો જુવાનવર્ગ પૂર્ણ સ્વરાજની ઘોષણા કરવા ૧૯૨૮માં એક પગે થઈ રહ્યો હતો. ૧૯૨૮માં જ બારડોલીમાં ખેડૂતોએ સરદાર વલ્લભભાઈની સરદારી નીચે પોતાના હકની લડતમાં વિજય મેળવ્યો હતો અને તે વિજયનું લોહી પ્રજાની નસોમાં જોરથી ધબકારા લઈ રહ્યું હતું. ગાંધીજીએ લગામ ખેંચી રાખી, જુવાન વર્ગને તેઓ આકરા પણ લાગ્યા; પરંતુ એક સરદારની જેમ તેમણે સબૂરીનો હુકમ આપ્યો. સરકારને એક વર્ષની મહેતલ આપવાનું નક્કી થયું. એ મહેતલ પૂરી થતાં લાહોરની યાદગાર મહાસભાએ પૂર્ણ સ્વરાજની ઘોષણા કરી. પછી તો લડત મંડાઈ, દમનનીતિ આવી, ઓર્ડિનન્સો આવ્યા, પ્રજાને વિજય મળ્યો. વિજયના નાદમાં પ્રજા ઝૂલતી હતી, ત્યાં સરકારે ફરી ઘા કર્યો. એનાં કારમાં સંસ્મરણો હજી તાજાં છે. એક બાજુ રાષ્ટ્રના પીઢ નેતાઓ જેલમાં પડ્યા હતા, ત્યારે બીજાઓએ ગોળમેજીમાં જઈને હિંદ માટે બંધારણ રચવાનો પ્રયત્ન કર્યો અને એ બંધારણ સંતોષપ્રદ નહિ હોવા છતાં તેને ગળે ઉતારી જવાની હિમાયત તેઓ કરવા લાગ્યા. સરકારી દમનનીતિએ પ્રજાની લડત બાહ્ય રીતે ઢાંકી દીધી; પરંતુ અંદરનો ઊંડો અસંતોષ શમ્યો ન હતો.

ઇતિહાસનું પુનરાવર્તન થયું. ફરી ધારાસભા પ્રવેશનો કાર્યક્રમ આવ્યો. રચનાત્મક કામ તો પડેલું જ હતું. હરિજન-કામ પણ ગાંધીજીએ વેગપૂર્વક શરૂ કર્યું હતું; પણ જેઓએ જેલમાં બેસીને અન્ય દેશોનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો અને તેની ચર્ચા કરી હતી, તેમને આ બધો કાર્યક્રમ મોળો લાગવા માંડ્યો. મૂડીવાદીઓએ આઝાદીની લડત તોડી નાંખી છે, એવી ભાવના તેમનામાં દૃઢ થવા લાગી અને સ્થાપિત હિતો તથા સામ્રાજ્યવાદીઓની સામે એકી સાથે લડવું જોઈએ, એવું તેમના મનમાં વસ્યું. આઝાદીની કોઈ પણ લડતમાં આર્થિક પ્રશ્નોને દાખલ કર્યા વિના આમ વર્ગનો આવશ્યક સહકાર નહિ મળી શકે, એવો પ્રચાર આરંભાયો. આ સમાજવાદી વિચારસરણી ખાસ કરીને મહાસભાના શિક્ષિત યુવક વર્ગમાં પ્રસરવા લાગી અને યુવક સંઘોની પ્રવૃત્તિ થોડાક સમય પૂર્વે જેમ ફેલાઈ હતી, તેમ તેની શાખા-ઉપશાખાઓ સ્થપાવા લાગી.

ગાંધીવાદે જે ભાવના પ્રસારી હતી, તેમાં આમ-વર્ગની અને ખાસ કરીને ખેડૂતો અને મજૂરોની જાગૃતિનો સમાવેશ થતો હતો; પરંતુ તે રચનાત્મક પદ્ધતિએ હતો. આ નવી સમાજવાદી વિચારસરણીમાં ખંડનાત્મક પદ્ધતિની હિમાયત કરવામાં આવે છે. વર્ગવિગ્રહની વૃત્તિ અત્યારે આપણા દેશને કેટલી રીતે અનુકૂળ છે, તેના પર ધ્યાન આપ્યા વિના વર્ગવિગ્રહનો પોકાર થઈ રહ્યો છે. બીજી તરફ સ્થાપિત હિતો ધરાવતો વર્ગ ડામાડોળ સ્થિતિમાં છે. પોતાના ઉદ્યોગોને માટે રાહત મેળવવા તે સરકારનો આશ્રય શોધે છે, ઉદ્યોગની વૃદ્ધિ કરવા તે પ્રજાની સ્વદેશી ભાવનાને વટાવવા માગે છે અને સાથે સાથે વધુ નફો હાથ કરવા કામદારોને નીચોવવા માગે છે. બેવડો લાભ ઉઠાવવાની તેમની આ નીતિ તેમને માટે ભયંકર શાપરૂપ નીવડે એવો સંભવ છે. વર્ગીય જાગૃતિ ઠેર ઠેર આવી છે; જ્યાં નથી આવી, ત્યાં આવ્યા વિના રહેવાની નથી, એવી જાગૃતિનો આ યુગ છે. દરેક વર્ગ પોતાના વાજબી હકો માટે લડત કરી રહ્યો છે અને એવી લડતમાંજ રાષ્ટ્રનું ઘડતર થઈ રહ્યું છે. આવા સંજોગોમાં

મૂડીદાર વર્ગ કામદારોની વાજબી માગણીઓ સંતોષવા તરફ નહિ વળે, તો પોતાના પગ ઉપરજ ઘા કરતા વર્ગવિગ્રહને નોતરશે, એ ચોક્કસ છે.

ખેડૂતોનો પ્રશ્ન તદ્દન જુદાજ ધોરણ ઉપર છે. હિંદમાં જ્યાં જ્યાં જમીનદારી પદ્ધતિ નથી, ત્યાં ત્યાં ખેડૂતોએ મહેસૂલના પ્રશ્નમાં સરકાર સાથે સીધી અથડામણમાં આવવાનું રહે છે. મહાસભાએ આ પ્રશ્નની તપાસ હાથ ધરી છે અને તેમાંથી શું પરિણામ આવે છે, તે જોવાનું રહે છે. ખેડૂતોના પ્રશ્નને સમજનારા અનુભવી લડવૈયા સિવાય એ પ્રશ્નોનો ઉકેલ સહેજે થઇ જાય એમ માનવાનું કારણ નથી.

વિચારોનું ઘર્ષણ હાલમાં વધતું ચાલ્યું છે; પરંતુ સાથે સાથે મિથ્યા વાણી પ્રલાપ પણ એટલો જ વધ્યો છે. ગાંધીજીના બળે જે કાર્યશીલતા આણી હતી, તેમાંથી યુવક વર્ગ પાછો હઠતો જાય છે અને કેવળ ભાષણિયા વૃત્તિનો બનતો જાય છે. પરદેશી ધૂંસરીની સામે ઝઝૂમવાનું બાજુએ મૂકી અંદર અંદરના કલહ વધારવા તરફ વૃત્તિ વળતી જાય છે. નબળાઇની આ નિશાનીઓને સૌએ પિછાનવી જોઇએ અને રાષ્ટ્રીય માનસને અનુકૂળ એવા માર્ગે રાષ્ટ્રની આગેકૂચ માટે કટીબદ્ધ થવું જોઇએ.



# નૂતન શિક્ષણ

[ લેખકઃ-શ્રી. હરભાઈ ત્રિવેદી ]

*

કહેવાય છે કે આજકાલ નૂતન શિક્ષણનો વા વાયો છે. વાત સાચી પણ છે. શિક્ષણનાં જૂનાં ધોરણો બદલાતાં પણ જાય છે અને તેને સ્થાને નવાં ધોરણો આવતાં જાય છે. જૂની શિક્ષણ-પ્રણાલિ પોતાના પરિણામવાદ ઉપર નિર્ભર છે: નવીન શિક્ષણ-પ્રણાલિ પોતાના આદર્શવાદ ઉપર નિર્ભર છે.

જૂની શિક્ષણપ્રથાને હડસેલી નાખીને નવીન શિક્ષણપ્રથા પોતાનું સ્થાન લેવા ઇચ્છતી હોય, તો એણે પોતાના આદર્શવાદને વ્યવહારમાં ઉતાર્યા વગર ચાલે તેમ નથી. નૂતન શિક્ષણના હિમાયતીઓ આ વસ્તુને જેટલે અંશે અવગણશે તેટલે અંશે નૂતન શિક્ષણને ધક્કો લાગવાનો છે. નૂતન શિક્ષણ જૂની શિક્ષણપ્રથાથી આદર્શવાદમાં જુદું પડે છે; પરંતુ વ્યવહાર તો સૌ કોઇ આદર્શોને માટે અનિવાર્યપણે શાસ્ત્રીય રહેવો જોઇએ. જૂની શિક્ષણપ્રથા પોતાના આદર્શોમાં માનતી હતી. એ આદર્શોનો વ્યવહાર પોતાની રીતે કર્યો. નૂતન શિક્ષણની પ્રથાએ પોતાના આદર્શોને સ્પષ્ટ કર્યા છે અને વ્યવહારને પોતાની રીતે તેટલોજ સ્પષ્ટ કરવો જોઇશે. વ્યવહારની રીતથી જોવામાં આવે તો જૂની શિક્ષણપ્રથા અને નવીન શિક્ષણપ્રથા બહુ ભિન્ન ન પણ દેખાય. ખરો તફાવત આદર્શોનો છે. નૂતન શિક્ષણ જૂના શિક્ષણથી આદર્શવાદમાં કેટલું જુદું પડે છે, તે પહેલાં સમજી લેવાની જરૂર છે.

જૂની શિક્ષણપ્રથા ભણાવવાના વિષયને કેન્દ્રમાં રાખતી હતી. શિક્ષક ભણાવતી વખતે શું ભણાવવાનું છે, તેનો ખ્યાલ પોતાના મન પાસે ઘણી ઉગ્રતાથી રાખતો હતો. શિક્ષણ-વિધાયકો, ભણનારાઓને શું ભણાવીએ તો તેમનું કલ્યાણ થશે, તેવા ખ્યાલથી ભણાવવાના વિષયો નક્કી કરતા હતા. એ વિષયો

વિદ્યાર્થીને ભણવા હોય કે ન ભણવા હોય, પરંતુ તે ભણવામાંજ એમનું શ્રેય સમાયેલું છે, તેનો આગ્રહ રાખીને તેમની પાસે એ વિષયો ભણાવવામાં આવતા. કોઇ કોઈ વખત વિષયની સાથે સાથે શિક્ષક પોતે પણ શિક્ષણના કેન્દ્રમાં બેસી જતો. જ્યારે આમ થતું, ત્યારે તે શિક્ષણની સ્થિતિ અતિ વિષમ બનતી. શિક્ષક મતાગ્રહી બનતો અને શિખવવાના વિષયોનું મહત્ત્વ જરૂર કરતાં ઘણું વધારે વધી પડતું. નૂતન શિક્ષણપ્રથાએ શિક્ષણના આ આદર્શને છોડયો છે. શિક્ષણના કેન્દ્રમાં કોઇ એક વિષય કે શિક્ષક નહિ, પરંતુ ભણનાર વિદ્યાર્થી જ હોવો જોઇએ, એવો આદર્શ એણે પોતાનો કર્યો છે. શું ભણાવવાનું છે, કે કોણ ભણાવનાર છે, એ ખ્યાલ નહિ, પરંતુ કોને ભણાવવાનું છે, તે ખ્યાલ શિક્ષણના વિચારમાં અગ્ર સ્થાન ભોગવે છે. ભણનાર વિદ્યાર્થી શિક્ષણના કેન્દ્રમાં આવી બેસી ગયો છે, એટલે આખી વસ્તુ-સ્થિતિ બદલાઇ ગઇ છે! ભણનાર જે ઇચ્છે, તે તેને ભણાવવાનો ક્રમ યોજવો જોઇએ. ભણનાર વિદ્યાર્થી ભણવાના વિષયને કેવી રીતે પકડે છે, એ જોયા વિના શિક્ષકથી રહેવાય નહિ. ભણાવવાના વિષયોમાં જે વિષય તરફ ભણનાર વિદ્યાર્થી અભિ-મુખ થાય નહિ, તે વિષય વિદ્યાર્થી ઉપર પરાણે લાદવામાં ન આવે. શિક્ષણની વિચારસરણીમાં કેન્દ્ર સ્થાને રહેનાર વસ્તુમાં આવું પરિવર્તન થઇ ગયું, એ નૂતન શિક્ષણનો સૌથી મોટો ફાળો છે.

શિક્ષણ-પદ્ધતિનો વિચાર આની સાથે જ સંક-ળાયેલો છે. જૂની શિક્ષણપ્રથા વિષયને કેન્દ્રમાં રાખતી હતી, એટલે ભણાવવાનો વિષય સારામાં સારી રીતે કેમ ભણાવી શકાય, એ વિચાર શિક્ષકના મન આગળ હમેશા ઊભો રહેતો. શિક્ષકને મન વિષ-યનું મહત્ત્વ અતિઘણું હતું. વિષયના મહત્ત્વના તે સ્થાનને બરાબર જાળવી રાખવા માટે વિષય-શિક્ષણ-પદ્ધતિ યોજવામાં આવતી હતી. શિક્ષણપદ્ધતિની યોજના પાછળ વિષયનું મહત્ત્વ વધારવાનો વિચાર પ્રધાનપણે રહેતો. નૂતન શિક્ષણપ્રથામાં શિક્ષણ-પદ્ધતિનો વિચાર રહે છે ખરો, પણ તેનું દૃષ્ટિબિંદુ બદલાઇ ગયેલું છે. શિક્ષણની યોજનામાં કેન્દ્રસ્થાને રહેનાર વિદ્યાર્થી જે વિષય તરફ અભિમુખ થાય, તે વિષય એ ભણનાર સારામાં સારી રીતે ઓછામાં ઓછા વખતે અને થોડામાં થોડી શક્તિઓ ખરચીને કેવી રીતે ભણી શકે, તેનો વિચાર શિક્ષકની પાસે હમેશાં રહે છે, જે વિચારના પરિણામે શિક્ષણ-પદ્ધતિનું એ નિર્માણ કરે છે. એવી શિક્ષણપદ્ધતિ વ્યક્તિગત વિદ્યાર્થીના શિક્ષણમાંથી ઉદ્ભવે છે અને સમાન સ્વભાવના અનેક વિદ્યાર્થીઓ માટે તે સમૂહ-શિક્ષણપદ્ધતિનું સ્વરૂપ પકડે છે. નૂતન શિક્ષણમાં શિક્ષણપદ્ધતિનું સ્થાન ભણનાર વિદ્યાર્થીને અનુ-લક્ષીને આંકવામાં આવતું હોય છે. વિદ્યાર્થીના વ્યક્તિગત તેમજ સમૂહગત માનસને ધ્યાનમાં રાખીને જે પદ્ધતિનું નિર્માણ થાય, તે પદ્ધતિ નૂતનશિક્ષણને માન્ય છે. એ પદ્ધતિમાં વિષયને મહત્ત્વ નથી, પણ વિદ્યાર્થીને મહત્ત્વ હોય છે.

જૂની શિક્ષણપ્રથા માનતી હતી કે શિક્ષણ-કાળ દરમ્યાન ભણનારને સ્વતંત્રતા આપવામાં આવે, તો તેનો એ દુરુપયોગ કરવાનો છે એ ખ્યાલ અતિશયતાએ પહોંચ્યો અને ભણતરકાળ દરમ્યાન વિદ્યાર્થીને સ્વતં-ત્રતા આપવી, એ વિચારજ હાસ્યાસ્પદ ગણાવા લાગ્યો. શાળામાં વિદ્યાર્થીને શિક્ષકના ફરમાન પ્રમાણે ચાલવું પડે, વર્ગમાં વિદ્યાર્થીને કોઈ પણ પ્રકારની સ્વતંત્રતા ન અપાય, શાળાના તેમજ વર્ગના નિયમો, જાણે અજાણે પણ વિદ્યાર્થીને સ્વતંત્રતા ન અપાઈ જાય, તેવાજ ભાનથી ઘડાયા હોય, વિદ્યાર્થીને કામ કરવાની સ્વતંત્રતા નહિ, વિચાર કરવાની સ્વતંત્રતા નહિ અને પોતાના વિકાસ માટે એક પણ ડગલું પોતાના નિર્ણય પ્રમાણે ભરવાની છૂટ નહિ. આ પ્રથાના પરિણામે ભણનાર વિદ્યાર્થી અપંગ અને પરતંત્ર બનતો. જેમજેમ એ મોટો થતો જાય, તેમતેમ એની આ અપંગ દશા વધતીજ જાય. શિક્ષણપ્રથાના આ ખ્યાલમાંથી ગુલામી મનોદશા જન્મી. એ જન્માવાનું કામ શિક્ષણપ્રથાએ શાળાઓમાં શરૂ રાખ્યું, અને બીજી બાજુ ભણતરનું કામ પૂરું થયા પછી વિદ્યાર્થી સંસારમાં પડે, ત્યારે તેની ઊભી થયેલી ગુલામી મનોદશા સામે પોકાર કરવાનું કામ પણ શરૂ રાખ્યું. જે પરિણામ પોતાનાજ કૃત્યથી

આવતું હતું, તેનાં સાચાં કારણો હાથ નહિ લાગવાથી એ શિક્ષણપ્રથા સામે ભારે અસંતોષ પેદા થતો હતો. પરિણામે શિક્ષણક્રમની નાની મોટી યોજનાઓમાં ફેરફારો કરવામાં આવતા; પરંતુ એવા ફેરફારોથી કશો દી વળે તેમ નહોતો. જરૂર હતી મૂળ વિચારસરણીમાંજ ફેરફારની. મૂળિયાં સડી ગયાં હતાં, ડાળ-પાંદડાને દવા લગાડવાથી કશુંજ પરિણામ આવે તેમ ન હતું. આ શિક્ષણપ્રથાને નૂતન શિક્ષણે ફેરવી નાખી છે. નૂતન શિક્ષણ માને છે કે ભણનાર વિદ્યાર્થી પોતાના હરેક વ્યવસાયમાં તદ્દન સ્વતંત્ર હોવો જોઈએ. સ્વતંત્રતા, વિશ્વાસપૂર્વક અને સંપૂર્ણ જવાબદારી સોંપીને આપવામાં આવે, તો કોઈ રીતે અવળે માર્ગે જતી નથી. સ્વતંત્રતા મનુષ્ય માત્રનો આજન્મ હક્ક છે. ભણવા આવનાર વિદ્યાર્થી પોતાને યોગ્ય લાગે તેવી રીતે પોતાનો વિકાસ સાધવા શાળામાં આવતો હોય છે. તેના એ વિકાસ-માર્ગમાં કોઈએ અવરોધ કરવો ન ઘટે. સ્વતંત્રતાના ખ્યાલો ઘણા બેહુદા હતા, તેથી અને તેનો અમલ કેવી રીતે શક્ય બનાવી શકાય, તેની સાચી ખબર ન હતી, તેથી શરૂઆતમાં શિક્ષક વિદ્યાર્થી જરાતરા ગૂંચવાય, એ સંભવિત છે; પરંતુ સ્વતંત્રતાનો સાચો ખ્યાલ શિક્ષક વિદ્યાર્થી બંનેને આવી જતાં મનુષ્યના વિકાસનું એક સંગીન સાધન બની જતાં એને વાર લાગતી નથી. આવા ખ્યાલથી પ્રેરાઈને નૂતન શિક્ષણ વિદ્યાર્થીને ભણવામાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપે છે. પોતાને મળતા સ્વાતંત્ર્યનો સોએ સો ટકા ઉપયોગ કરી શકે, એ માટે વિદ્યાર્થી પાસે વિકાસનાં શાસ્ત્રીય સાધનો મૂકવામાં આવે છે. માનવ માત્ર ઊર્ધ્વગામી અને વિકાસપ્રિય છે, એવી અખંડ શ્રદ્ધા હોવાથી સ્વતંત્રતાનું વાતાવરણ બનાવ્યા પછી વિદ્યાર્થીને સ્વતંત્ર જ રીતે વિહરવા દેવામાં આવે છે. વિદ્યાર્થીના વિકાસક્રમમાં શિક્ષક કદી આડો આવતો નથી. જૂના સંસ્કારોને લીધે કોઈ વખત ભણનાર વિદ્યાર્થી પરતંત્ર મનોદશાનું દર્શન કરાવે, તો તે વખતે જરા સખત થઈને પણ શિક્ષક એના માર્ગમાંથી આડો ખસી જાય છે. *કોઈ પર આધાર કે અવલંબન વિદ્યાર્થી માટે હિતાવહ* નથી, એમ તે માનતો હોવાથી શિક્ષક નિરાધારનો આધાર નથી બનતો પરંતુ પોતાનાજ પગ ઉપર ઊભો રહેતા શીખનાર વિદ્યાર્થીનો પ્રેરક મિત્ર બની રહે છે. જૂની શિક્ષણપ્રથાની વિચાર-સરણીથી આ વિચાર-સરણી તદ્દન વિરુદ્ધ છે. અહીં શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે ઊંચા નીચાનો ભેદ નથી રહી શકતો! જૂની શિક્ષણપ્રથામાં શિક્ષકમાં સ્વામીપણાનો કે સત્તાધીશનો ભાવ આવ્યા વિના નહોતો રહેતો; નૂતન શિક્ષણની વિચાર-સરણીમાં શિક્ષક વિદ્યાર્થી બન્ને સ્વતંત્ર હોવાથી તેવો કશો ભાવ પ્રવેશવા પામતો નથી. અહીં તો બન્ને સાથે રહીને કામ કરી શકે છે. વિદ્યાર્થી શિક્ષકનો અનુયાયી નહિ પરંતુ અભ્યાસનો અર્થી બને છે. શિક્ષક વિદ્યાર્થીનો ઉપરી નહિ, પરંતુ એને દોરનાર અને મદદ કરનાર મિત્ર બની રહે છે.

❦ ❦

# માનસપૃથક્કરણ અને શિક્ષણ

[ લેખક—નિરુ દેસાઈ ]

*

**માન**વ–જીવનના દરેક ક્ષેત્રમાં માનસપૃથક્કરણ વિશાળ ભાગ ભજવે છે; કારણકે પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે વ્યક્ત થતી તેની ઊર્મિઓ, પ્રેરણાઓ અને આવેગો તેનું જીવન તરફનું દૃષ્ટિબિંદુ ઘડે છે. સામાજિક સંબંધોમાં, રાજકીય સંબંધોમાં, મિત્રાચારીની મડાગાંઠમાં આ જેટલું વિશદ રીતે વ્યક્ત થાય છે, તેટલુંજ શિક્ષક અને શિષ્ય – કેળવણીના વિષયમાં – વચ્ચેના સંબંધોમાં પણ જણાય છે. આજે કેળવણીનો પ્રશ્ન એ માનસશાસ્ત્રનો પ્રશ્ન છે, એટલે કે માનસપૃથક્કરણનો પ્રશ્ન બની ગયો છે; તે માટે એ દૃષ્ટિએ શિક્ષણનાં સર્વે અંગો આપણે જોવાં જોઇએ.

આપણને એમ વારંવાર કહેવામાં આવે છે કે માનસપૃથક્કરણ–શાસ્ત્રીઓ નિશાળોમાં આ શાસ્ત્ર દાખલ કરવા માંગે છે અને દરેક શિક્ષકે આમાં પારંગત થઇ શિષ્યની એ રીતે તપાસ કરી આગળ વધવું જોઇએ. વર્તમાન શિક્ષણશાસ્ત્રીઓ એમ કહે છે કે બાળકનાં તરંગી જીવનો, તેની માનસિક સ્થિતિ, એ કરતાં અમારી પાસે બીજા ઘણા ગહન પ્રશ્નો ઉકેલવાના છે, એટલે એ તરફ ધ્યાન આપવામાં અમારે વધારે શક્તિ ખર્ચવી જોઇએ. પરંતુ આ શિક્ષણશાસ્ત્રીઓ એક વસ્તુ ભૂલી જાય છે કે ઘણીય વાર જે ગહન પ્રશ્નો એ ઉકેલવા મથતા હોય છે, એની ચાવી વિદ્યાર્થીઓના માનસપૃથક્કરણમાં રહેલી હોય છે. આપણી નિશાળોમાં અત્યારે સહશિક્ષણ દાખલ કરવામાં આવેલું છે. ત્યાં છોકરા–છોકરીઓ બગડી (!) ન જાય, તે માટે ખૂબ તકેદારી રાખવામાં આવે છે ને નિશાળના નિયામકોનો મોટો વખત આવા પ્રશ્નો ઉપર ધ્યાન રાખવામાં જ વીતતો હોય છે. આ પ્રશ્નોનો ઉકેલ માનસશાસ્ત્રના સિદ્ધાંતોને અનુલક્ષી કરવામાં આવે, તો આ આખોય કોયડો તદ્દન સરળ બની જાય. નિશાળનો તથા શિક્ષણનો દરેક પ્રશ્ન માનસશાસ્ત્ર સાથે આમ ગાઢ સંબંધ ધરાવે છે. અત્યાર સુધી શિક્ષણ એટલે પરંપરાગત સૂચનાઓ, દાખલાઓ અને માહિતી વિદ્યાર્થીઓના માનસ ઉપર નાંખ્યા કરવાં; મોટાઓએ જે સંસ્કાર–ચોકઠાંની કલ્પના કરી હોય તેમાં તેમને બેસાડવા પ્રયત્ન કરવો ને તેમાં સંચાલકોને જે દૃષ્ટિ પોતાના અનુભવથી પ્રાપ્ત થયે જતી હોય, તે ઉમેર્યા કરવી. આ સામે વધારામાં કોઇકોઇવાર વિદ્યાર્થીના વ્યક્તિત્વનો અભ્યાસ કરવા પ્રયત્ન કરવામાં આવે છે. તેનામાં કઇ જાતની ગર્ભિત શક્તિઓ રહી છે, તે જોવાના પ્રયાસ કરવામાં આવે છે. માનસશાસ્ત્ર આની અંદર કાંઇક ઉમેરો કરવા માગે છે. એ એમ કહે છે કે વ્યક્તિત્વનો જે ભાગ અવ્યક્ત રહે છે, જે ભાગ ઊર્મિઓમાં તથા કલ્પનામાં દેખા દે છે, તેમાં અવગાહન કરવાની, તેનું પૃથક્કરણ કરવાની જરૂર છે. શુભ ઇચ્છા, આપણી તથા બીજાની બાહ્ય વર્તણુકનો સંભાળપૂર્વકનો અભ્યાસ, સુંદર આદર્શો, એટલાથી જ કાંઇ માનવ જાતિના કપરા કોયડાઓનો ઉકેલ નથી આવી જતો; જ્યાંસુધી શિક્ષણશાસ્ત્રીઓ જ્ઞાન (concious) મગજનું ધ્યાન રાખે છે, ત્યાંસુધી આ પરિસ્થિતિ ચાલુ રહેવાની. બાળક પોતાના આંતરવ્યક્તિત્વને ભાગ્યે જ જાગૃત ક્ષેત્રમાં આણે છે. તેનાં કારણો જોઇએ, તો જે સ્થિતિ–સંજોગોમાં એ રહેતો હોય

છે, તેમાં એ ખૂબ દમન કરતો હોય છે ને તેની તથા વડીલ વચ્ચે વિશાળ અંતર પડી ગયેલું હોય છે. વડીલ પોતે આ દમનક્રિયાની જાણમાં ક્યારનાય હોય છે; એટલે બાળપણના અનિચ્છનીય અને અઘટિત વિચારોની પરંપરા તરફ તેમણે તિરસ્કાર કેળવી લીધેલો હોવાથી બાળક તરફ તે સહાનુભૂતિથી જોઈ શકતા જ નથી; તે અજ્ઞાત (unconcious) મગજ તરફ દુર્લક્ષ આપવાની જ ટેવ કેળવે છે. આપણા શિક્ષણશાસ્ત્રીઓએ જ્ઞાત ( concious ) મગજને જ પસંદગી આપવાની ટેવ કેળવી છે, તેનું કારણ આ પણ કેમ ન હોય ? વર્તમાન શિક્ષણ-પ્રથામાં શિસ્તના અમુક નિયમો હોય છે ને તેનું પાલન તેનાં પરિણામો ઉપરથી જોવામાં આવે છે. વિદ્યાર્થીઓ આ નિયમોને અનુકૂળ થઇ જાય છે. આ બધી વસ્તુઓ સમાજની સામાન્ય ઉન્નતિ માટે જરૂરતી છે; પરંતુ વિદ્યાર્થીઓ એને અનુકૂળ થઈ ગયા, તે ઉપરથી તેઓ જીવનઉન્નત બનાવવાની દિશા તરફ પગરણ માંડશે એ માનવું ભૂલભરેલું છે. આ જાતની સંતોષપ્રદ વર્તણૂંક નીચે શું બનતું હોય છે, તેની કદી તપાસ કરવામાં આવી છે ખરી ? આ જાતની વ્યવસ્થિત શિસ્ત નીચે કલ્પના, તરંગો, વિધવિધ પ્રકારની ઇચ્છાઓ, પ્રેમ અને તિરસ્કાર, આ બધી ક્રિયા-પ્રક્રિયાઓ ચાલ્યા કરે છે ને આ વર્તન પણ ખૂબ સમૃદ્ધ હોય છે.

"એક તરુણીની નોંધપોથી" નામનું અંગ્રેજીમાં એક પુસ્તક છે; તેમાં તેર વર્ષની એક છોકરીની નોંધો છે; તે ઉપરથી આવાં શિસ્તબદ્ધ બાળકોના માનસનો ખ્યાલ આવે છે. આ તરુણી સારા કુટુંબમાંથી આવે છે; તે હોશિયાર છે; શીખવા આતુર છે; શિક્ષકોને પ્રિય પણ છે. તેને કેટલાક શિક્ષકો માટે, કેટલીક સહવિદ્યાર્થિનીઓ સાથે પ્રેમની ઇચ્છા થાય છે—ને આ ઇચ્છા શિક્ષકો કે શિક્ષણ-પ્રથા કદી સંતોષી શકે તેમ નથી. તેનો એક પ્રિય શિક્ષક સુંદર વિષયો, જેવાકે—મધ્ય યુગનું સમાજ-જીવન, ક્રુઝેડો, નેપોલિઅન બોનાપાર્ટ વગેરે ઉપર સરસ ભાષામાં તેની સાથે વાતો કરે છે: વિદ્યાર્થિનીને ખૂબ રસ પડે છે; પરન્તુ આખોય વખત તેના અર્ધજ્ઞાત તથા અજ્ઞાત મગજના પટ ઉપર પ્રેમ, શારીરિક ઇચ્છાઓ તથા મૃત્યુના પ્રશ્નોજ રમ્યા કરે છે. કોઈ પણ તેની આ માનસિક ક્રિયા જાણતું નથી. આવી સ્થિતિ કોઈ રીતે સુધરી શકે ? બીજો એક હોશિયાર વિદ્યાર્થીનો દાખલો લઉ! શરૂઆતમાં તેનો નંબર ખૂબ ઊંચો રહેતો; વિદ્યાભ્યાસમાં તથા શિસ્ત-પાલનમાં તે શિક્ષકોનો તથા ઘરનો લાડીલો હતો; બે ધોરણ સુધી તેણે આ ક્રમ જાળવ્યો; પછીથી તેનો નંબર ઊતરવા માંડ્યો; તે વાંચતો છતાં તેનું ધ્યાન તેમાં ન રહેતું; શિસ્ત પાળતો પણ ક્રમને; શિક્ષક તેને ઠપકો આપવા લાગ્યા તે પછીથી તેમણે નેતરનો આશ્રય પણ લીધો; ઘેરથી પણ તેને વારંવાર ઠપકો આપવામાં આવતો; પરન્તુ શેને લીધે એમ બન્યુ છે, તેની કોઇએ તપાસ કરી નહિ. આ વિદ્યાર્થી હસ્તદોષમાં ફસાયો હતો; તે કારણે આ બધું થતું હતું. એ માનસપૃથક્કરણ વગર ક્યાંથી જાણી શકાય ? આ વસ્તુ તેના ધ્યાન ઉપર લાવવામાં આવી, તેને આખી વસ્તુ સંપૂર્ણ સમજાવવામાં આવી ને તેની આ ગ્રંથિઓ દૂર થઇ ગઇ. તે પ્રથમના જેવોજ હોશિયાર વિદ્યાર્થી બની ગયો છે. આવું તો ઘણા વિદ્યાર્થીઓનું બનતું હશે. ફ્રોઇડે પોતાની શોધો બહાર પાડી એ પહેલાં કવિઓ તથા તત્ત્વજ્ઞાનીઓ દરેક આત્માની વિશિષ્ટતા ઉપર ભાર મૂકતા આવ્યા છે. આ વિશિષ્ટતા આપણે ધ્યાનમાં લેવી જોઇએ અને જે વાલીઓ, વડીલો તથા શિક્ષકો બાળકોને સંપૂર્ણપણે જાણવાનો દાવો કરે છે, તેમના એ દાવાને નકારવો જોઇએ.

બાળક ઘર છોડી નિશાળમાં જાય છે કે તુરતજ ઘરની વસ્તુઓની કલ્પના નિશાળ, શિક્ષક, વિદ્યાર્થીઓ તથા અનુકૂળ પદાર્થોમાં રૂપાંતર પામે છે. શિક્ષક એ પિતા અગર માતાનું પ્રતીક બની જાય છે અને પોતે જે વસ્તુથી અપરિચિત હોય છે, તે બધુંય પ્રેમ અને તિરસ્કાર, સહાનુભૂતિ અને ઇર્ષ્યા, પ્રશંસા ને ક્રોધ તેનામાં આરોપે છે. ડૉ. જોન્સ કહે છે તે પ્રમાણે માનવસબંધ નવા માનસશાસ્ત્રીય તત્ત્વો ખડાં નથી કરતો, પરંતુ અજ્ઞાત રહેલી પ્રક્રિયાઓ અને વૃત્તિઓને જ છૂટી મૂકે છે.

આમાંથી આપણે એકજ જાતિના શિક્ષક તરફ તિરસ્કાર અને વિજાતિના શિક્ષક તરફ પ્રેમની લાગણી જોઇએ છીએ. વિરોધી લાગણીથી દબાઇ ગયેલો બાળક સર્વ તિરસ્કારનું આરોપણ શિક્ષકમાં કરે છે. શિક્ષકના સંબંધમાં પ્રખર દમન અનિવાર્ય નથી હોતું, એટલે તેની લાગણીનું દર્શન તુરત થાય છે. જેવી રીતે તિરસ્કારનો, તેવી જ રીતે પ્રેમનો પણ તે ભાગીદાર બને છે. આ ઉપરાંત બીજું એક કાર્ય પણ તે કરે છે (અગર કરવું જોઇએ; કારણકે ઘણા શિક્ષકો તે કરતા નથી હોતા). બાળકની જિજ્ઞાસા તે સંતોષે છે; વિરોધી વિચારોનો સમન્વય કરાવે છે– "કોઇ સુંદર પ્રદેશમાં શોધખોળ કરવા જતા જુવાન સાહસિકોનો તે સરદાર બની શકે."

આ અજ્ઞાત બળો શિક્ષક અને શિષ્ય વચ્ચેનાં સંબંધમાંજ ફાળો નથી આપતાં, પરન્તુ બીજી અનેક રીતે જણાય છે. સહાધ્યાયીઓ ભાઇબ્હેન અગર માતપિતાનાં પ્રતીકરૂપ બની જાય છે. જે જે વસ્તુઓનો સંબંધ તેની સાથે હોય છે, એમાં પણ આરોપણ થયા કરે છે. કેળવણીની આખી ક્રિયાને ફ્રોઇડે "આનંદ સિદ્ધાંતને સ્થાને ઉર્ધ્વગમન કરાવનાર વાસ્તવ–સિદ્ધાંતના પ્રતીકરૂપ" ગણાવી છે, તે સાચું છે. આ માટે પહેલાં તો જે હકીકતોનું દર્શન થાય છે, તે સાથે સંપૂર્ણ પરિચય થવો જોઇએ; અને પછી તેનું સંપૂર્ણ ભાન થવું જોઇએ; અને બીજું, આ રીતે હકીકત ધ્યાનમાં લીધા પછી અનિવાર્ય પરિસ્થિતિમાં રહેલી સ્વાભાવિક મુશ્કેલીઓમાં વધારો કરે, તેવી નહિ, પરન્તુ માનવજાતના સર્વોચ્ચ વિકાસના કાર્યમાં સહાયભૂત થઇ પડે, તેવી કેળવણીવિષયક પદ્ધતિ આપણે શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ. આમાં મુખ્ય જરૂર જ્ઞાન મેળવવાની છે–ને બીજી તેનો સારી રીતે ઉપયોગ કરવાની. માનસપૃથક્કરણે આ વિષયમાં ઘણું જ્ઞાન મેળવ્યું છે, તે નિર્વિવાદ છે. માત્ર તેનો ઉપયોગ કરવાનું શિક્ષણશાસ્ત્રીઓના હાથમાં છે.

પરન્તુ આ માટે ઘણી વસ્તુઓના ત્યાગની જરૂર પડશે: શિક્ષકોએ પોતે પોતાના માનસનું પૃથક્કરણ કરી પોતાની ગ્રંથિઓનો, પોતાના ભય તથા ઇચ્છાનો ત્યાગ કરવો પડશે; કારણકે તે વાસ્તવિકતાનો તાગ લેતાં અટકાવે છે. નીટશેએ એક સ્થળે લખ્યું છે: "માનવી પોતે આત્મખોજ અને આત્મકિલ્લેબંધીની સામે વધારે પડતો સુરક્ષિત છે; સાચી રીતે તે પોતાના કામ સિવાય પોતાનામાં બીજું કાંઇ જોઇ શકતોજ નથી." દરેક વ્યક્તિ સામાન્યતઃ દુઃખકર અને દુષ્કર વસ્તુઓ ભુલવાની અજ્ઞાત ઇચ્છા કેળવે છે ને તે ઇચ્છા જ સામી વ્યક્તિઓને આપણા ધોરણે ઘડવા તરફ દોરે છે. આવું દૃષ્ટિબિંદુ વડીલ કે શિક્ષકની સત્તાની ઇચ્છાને સંતોષે છે ને પોતાને જે તક મળી નથી તે તકમાંથી બીજાને વંચિત રાખવા પ્રેરે છે. શિક્ષણનો સામાન્ય ઉદ્દેશ બાળકને બાહ્ય જગતને તેની શક્તિઓ દ્વારા અનુકૂળ બનાવવું, એમ કહી શકાય. ફ્રોઇડના વિધાનમાં આ ઉદ્દેશ ફલિત થાય છે. આ માટે વડીલો તથા શિક્ષકોએ પોતે પોતાની અજ્ઞાત વૃત્તિઓનું જીવન તપાસવું પડશે ને બાળકોનું પણ તપાસવું પડશે. એ ન થઇ શકવાને કારણે ઘણાં ગંભીર પરિણામો જગતને ભોગવવાં પડયાં છે. આ મહાન ભય વિશે. ડૉ. એડલરે એક પુસ્તકમાં લખ્યું છે: "શારીરિક અને બૌદ્ધિક ક્ષેત્રમાં સિદ્ધાંતની દૃષ્ટિએ જ માત્ર આપણે સ્વીકાર્યું છે કે બાળક જીવનના થોડાંક વર્ષોમાં કેટલું વિશાળ અંતર–પ્રાથમિક અવસ્થાના માનવીથી માંડીને વર્તમાન સંસ્કૃતિના શિખરે બેઠેલા માનવી સુધીનું–કાપવાનું છે; પરંતુ લાગણી–વિષયક ને નીતિ–વિષયક અંગોમાં વડીલની કસોટી જ હજી કાયમ રહી છે. વર્તમાન સંસ્કૃતિમાં આવવાનો બાળકનો રસ્તો સુલભ નથી; તે પોતાની સાથે પ્રાથમિક જીવનની ઘણી વસ્તુઓ આણે છે; એટલું જ નહિ, પરંતુ તેનામાં વર્તમાન સંસ્કૃતિના જ્ઞાનની તથા તેને આગળ લઇ જવાની સ્વાભાવિક શક્તિ પણ હોય છે; એટલે બાળક પોતાની સંસ્કૃતિના શિખરે નથી અવતરતું; પરંતુ પરીકથા ને કલ્પના–યુગની નીચલી શ્રેણીની સંસ્કૃતિમાં તેનું જીવન હોય છે. અસ્થિર હાલતમાં હોવાને કારણે તેની લાગણીઓ ઉપર જલદી ઘા થવાનો સંભવ છે ને એવા બાળક

પાસેથી સામાન્ય સ્થિર જીવનવાળા યુવાન પાસેથી જે શિસ્તબદ્ધ જીવનની આશા રાખીએ, તેવું પળાવીએ છીએ.........સામાન્ય બાળક સંસ્કૃતિને માટે લાયક હોવાને કારણે બાહ્ય માંગણીઓને તુરત અનુકૂળ થઈ જાય છે; એટલે બાળપણથી જ તેનામાં પોતાના મિત્રો સાથે શી વાતો કરશે, કઇ રમતો રમશે અને પોતાનાં માબાપ, શિક્ષક વગેરે માટે શું કરશે, તેવો ભેદભાવ ઊભો થાય છે....અમે અત્યારે ચોક્કસ નિયમોની શરુઆત કરી શકીએ તેમ નથી; પરન્તુ બાળકે પોતાની અંદર જે સંસ્કૃતિનું ધોરણ મેળવ્યું છે, તેનાથી બાહ્ય ફરજોને લાદી આપણે ઘણા દૂર જતા રહીએ છીએ ને તેમાં જ મોટો ભય અમને લાગે છે." બાળક પરદેશી જગતમાં પોતાની ગતિએ પ્રવેશ કરવો જોઇએ, જે સંજોગોમાં તે આવે છે, તેમાં તેને ઉત્સાહભર્યો આવકાર મળવો જોઇએ, જેથી કરીને તે તરંગોના પોતાના સ્વદેશને જલ્દી છોડી શકે.

બાળકના તરંગોના આ પ્રદેશને માનસશાસ્ત્ર જ સહુથી સારી રીતે સ્પર્શી શકે. દરેક માનવીના જીવનમાં તરંગ સતત અને મહત્ત્વનો ભાગ ભજવે છે. તેનું દર્શન પણ નિરનિરાળી રીતે થાય છે. તેના બે ત્રણ પ્રકાર ધ્યાનમાં ગણવા જેવા છે. તરંગ હમેશાં અજ્ઞાત જીવનના દર્શનરૂપે છે અને તેથી તેની ઇચ્છા સંતોષાય છે. આ ઇચ્છા-સંતોષ પોતાને મહાન માનતા, શક્તિશાળી માનતા બાળકથી માંડીને દુનિયાને અપ્રતિમ કલાનમૂનાઓની ભેટ ધરતા કલાકારોમાં બરાબર જણાઈ આવે છે.

ઇચ્છા-સંતોષના કાર્યમાં તરંગ મહત્ત્વનો ફાળો ભજવે છે; બાળકની કલ્પનાઓ તથા તેના તરંગોની સમજથી આપણને માનવીનું મગજ કેવા પ્રકારનું છે, તેનો બરોબર ખ્યાલ આવી શકે છે, તેવીજ રીતે વડીલોના તરંગોનું દર્શન તેમનાં અજ્ઞાત જીવન-બળો ઉપરથી થઇ શકે છે. અરેબિઅન નાઇટ્સ લખનાર કે પરીકથાઓ આલેખનાર લેખકની પોતાની ગર્ભિત ઇચ્છા અનંત યૌવન અને સૌંદર્ય પામવાની કેમ નહિ હોય? બાળક પણ મોટે ભાગે પોતાનું જીવન આવા તરંગોમાં જ ગુજારતું હોય છે; એટલે તરંગો તેની અણમળી ઇચ્છાઓના પ્રતીક રૂપે માત્ર નથી બનતા, પરંતુ તેની માનસિક પ્રવૃત્તિઓ જ બની જાય છે; આ લક્ષણ બરોબર ધ્યાનમાં રખાવું જોઇએ. બાળકનો વિકાસ આવી પ્રવૃત્તિઓને સ્થાને બીજું એવું બળ મૂકવામાં ન આવે તો અધૂરો રહી જવાનો. આત્મલક્ષી જીવન, બાળકના વારસારૂપ આત્મલક્ષી આનંદનું જીવન તથા બાહ્ય જીવન કે જેમાં તેને પ્રવેશ કરવાનો છે, એ બન્ને વચ્ચે તરંગ એ પૂલ સમાન છે. મોટાઓના જીવનમાં પણ એવું જ હોય છે; પરંતુ ફેર એટલોજ કે બાળકનો આવા જીવન ઉપર વાજબી અધિકાર છે; મોટાએ આવા તરંગો જોઈ તપાસી કાઢી નાંખવા જોઇએ.

તરંગનું બીજું લક્ષણ અપરિચિત અને ન સમજી શકાય તેવાં કાર્યોની સમજ રૂપે તેનો આધાર શોધવામાં આવે છે તે છે. માનવીનું મન પ્રશ્ન-પરંપરાને સંતોષવા પ્રયત્ન કર્યા જ કરે છે. તરંગદ્વારા આ જાતનો સંતોષ મળ્યા કરે છે. જે જે પ્રશ્નો ઊઠે તેના બધા ઉત્તરોને જન્મ આપતી સર્જકશક્તિ તરંગમાં રહેલી છે", એવું વાક્ય તદ્દન સાચું છે. જન્મના, મૃત્યુના, ગહન જાતિક્રિયાના, તિરસ્કાર અને પ્રેમના આવેગના, સૌંદર્ય અને મલિનતાના સર્વ પ્રશ્નોના ઉત્તર બાળક કલ્પનામાંથી તરંગદ્વારા શોધી લે છે. આ પ્રશ્નોની ગૂંચ એ રીતે એ ઉકેલી લે છે.

આ તરંગજીવનને આપણું શિક્ષણ કઇ રીતે અનુકૂળ છે? *બાળકમાં કઇ જાતના તરંગો રમે છે,* તે જોવા તપાસવાનું કામ શિક્ષકનું જ છે અને આવા જ્ઞાન વગર તેની સામે જે ગૂંચો ઉકલવાની પડી છે, તેનો એક ભાગ પણ તે સ્પર્શી શકે તેમ નથી: શિક્ષકનું બીજું કાર્ય બાળકને તરંગજીવનમાંથી ધીમે ધીમે બહાર આણી વાસ્તવજીવનને અનુકૂળ બનાવવાનું હોવું જોઇએ. શિક્ષકનું ત્રીજું કાર્ય બાળકની કુતૂહલ-વૃત્તિ, તરંગી ખ્યાલોને બદલે સાચા ઉત્તરો આપી સંતોષવા પ્રયાસ કરવાનું હોવું જોઇએ-શિક્ષણ દ્વારા આ કાર્ય કરવાથી વ્યક્તિના વિકાસના માર્ગમાંથી ઘણી અડચણો દૂર થશે.

* * *

# હિંદી કેળવણીનું ભૂત, વર્તમાન ને ભવિષ્ય



[ શ્રી. શશધર સિંહ પી. એચ. ડી. ના એક લેખમાંથી ]

*

હિંદમાં અંગ્રેજી કેળવણી દાખલ થયાને એક સૈકા જેટલો સમય વ્યતીત થઈ ગયો છે એટલે આ કેળવણીને કેટકેટલી કાર્યસિદ્ધિઓ વરી છે તેની સમીક્ષા કરવાને–તેનો હિસાબ તપાસવાને પૂરતુ અને સુયોગ્ય કારણ મળી રહે છે. વર્તમાન હિંદના–નૂતન ભારતના સર્જનમાં તેણે કેટલો ફાળો નોંધાવ્યો છે, હિંદમાં મધ્યયુગની પરિસ્થિતિ અદ્યાપિ પર્યંત ટકાવી રાખવામાં આ કેળવણી કેટલે અંશે જવાબદાર છે, તે પ્રશ્નો આ સંબંધમાં તપાસવાની જરૂર છે. કારણ આધુનિકતા અને પછાતપણું એ બન્ને પરસ્પર મેળ ન ખાઇ શકે તેવા શબ્દો છે અને હિંદ એકી સાથે આધુનિક યુગની સંસ્કૃતિ ઝીલતું અને છતાં પછાત હોઈ શકતું નથી. હિંદની કેળવણી વિષયક પ્રગતિમાંનું આ વિરોધી તત્ત્વ હિંદના જીવનમાંનાં વિસંવાદી તત્ત્વોનું સૂચક છે. વર્તમાન ભારત અનેકવિધ અસમાનતાવાળાં તત્ત્વો કે જેમાં પ્રાચીનતમ અંશો અને છેલ્લામાં છેલ્લી ઢબના આધુનિક અંશો પણ વિદ્યમાન છે તેનો બનેલો એક સયુક્ત સમવાય છે. શહેરોમાં ફરતી મોટરકારોની સાથેજ ફરતી દેખાતી બળદ ગાડાંઓની કતાર આના દર્શનીય પુરાવાઓ છે. આધુનિક હિંદની કેટલીક સુવિખ્યાત વ્યક્તિઓને વહેમોના વમળમાં સપડાયલા, અજ્ઞાનના અંધકારમાં ગોથાં ખાતા છતાં સખ્ત પરિશ્રમ કરનાર અને સદ્‌ગુણી હિંદી કૃષિકાર સાથે સરખાવો. બન્ને હિંદીઓ છતાં તેમની વચ્ચે આટલો બધો તફાવત શાને ?

હિંદમાંની આધુનિક કેળવણી મૂળે અને આદર્શોમાં વિદેશી છે એટલુજ નહિ પરંતુ તેની પદ્ધતિ પણ શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે ભેદની મર્યાદા દિવસે દિવસે વધુ વિશાળ બનાવે–તેમને એકબીજાથી વધુ ને વધુ અલિપ્ત રાખે તેવી છે. અંધશ્રદ્ધા અને કલહનાં ઝેર નિર્મૂળ કરી તેને સ્થાને પરસ્પર સુમેળ અને સુવ્યવસ્થાનાં અમૃત સીંચવાને બદલે તેણે ગુંચવાડામાં ઊલટો ઉમેરો કર્યો છે. પરસ્પર મતભેદો, જાતિભેદો અને કોમીઝેરોથી છિન્નભિન્ન થઇ ગયેલા હિંદનું દશ્ય આ રીતે કોઈ વિરોધાભાસ નથી પણ નૈસર્ગિક છે.

હિંદી જીવનની અન્ય મહત્ત્વની જરૂરીયાતોની જેમ હિંદી કેળવણીનો પ્રશ્ન બે રીતે તપાસવાનો છે; ઉચ્ચ પ્રકાર ને ઇયત્તાની દૃષ્ટિએ. ઇયત્તાની દૃષ્ટિએ તેનો હજી આરંભકાળ છે. તેણે (કેળવણીએ) હિંદના વિશાળ માનવસાગરની એક કિનારને જ સ્પર્શ કર્યો છે. આ દિશામાં પણ હમણાંજ કાંઇક ફેરફારો થતા જણાય છે. કેળવણીના ક્ષેત્રમાં નજીવી પ્રગતિનો બચાવ સરકાર તરફથી આર્થિક નાણાં ભીડના ઓથા હેઠળ અત્યારસુધી થઇ રહ્યો હતો, પરંતુ હવે તે દલીલ પલટાતી નીતિની વધુ વિશાળ વિચારણાઓ આગળ ધીમે ધીમે અદશ્ય થતી જાય છે. તેનાં કેટલાંક કારણો છે. પ્રથમતો આ પ્રશ્ન પરત્વે જાહેર પ્રજામતને ઉપરથી માન્ય રાખવાનો ડોળ કરવો તે પ્રત્યાઘાતી ગણાવા કરતાં વધુ ડહાપણભર્યું સરકારને જણાયું છે, બીજું કારણ એ છે કે ઉચ્ચ કેળવણી પ્રત્યે ભૂતકાળમાં રાજસત્તાનો જેટલો પક્ષપાત હતો તે હવે રહ્યો નથી. જનતામાં વૃદ્ધિ પામતી

રાજકીય અસ્મિતાને સ્વાભાવિક વિકાસની દૃષ્ટિએ નીરખવાને બદલે તેને ઉચ્ચ કેળવણી, નિરાશાને ભેટતી મહત્ત્વાકાંક્ષા અને તેવીજ બાબતોના અનિષ્ટ ફળ તરીકે લેખવામાં આવે છે.

પ્રાથમિક કેળવણીનો સાર્વત્રિક પ્રચાર એ હજી દૂર દૂર રહેલો આદર્શ છે; એથી ઊલટું ઉચ્ચ કેળવણીના પ્રગતિચક્રને ચોક્કસપણે અવરોધવાના પ્રયાસો થઇ રહ્યાની સંખ્યાબંધ નિશાનીઓ અત્યારે મળી આવે તેમ છે. છતાં અત્યારના તબક્કે હિંદની રાજકીય મહત્ત્વાકાંક્ષાઓને રૂંધવાનો પ્રયત્ન ઘણો મોડો છે. પરંતુ ખરેખરી ચિંતાનું કારણ તો જુદું જ છે. પ્રાથમિક કેળવણીને પ્રોત્સાહન આપવાના આડંબર હેઠળ દેશની કેળવણીવિષયક પ્રગતિને ભારે ધક્કો પણ પહોંચે. ઉચ્ચ દૃષ્ટિબિંદુએ જોતાં હિંદી કેળવણી તદ્દન હલકા પ્રકારની છે. સંખ્યાની ઊણપને સમય જતાં પહોંચી વળાય, પરંતુ હલકા પ્રકારની અગર અનુચિત કેળવણીનો અનર્થકારી વારસો સહેલાઇથી નિર્મૂળ કરી શકાતો નથી. પ્રકાર (ક્વોલીટી) એક વિશાળ શબ્દ છે, જેમાં કેળવણીની પદ્ધતિ, તેનો આદર્શ, કેળવણી દ્વારા મળતું તત્ત્વ અને શિક્ષણના વાહન તરીકે જે ભાષા નિયત થઇ હોય તે, એ બધાનો નિર્દેશ થઇ શકે.

આ બધી બાબતોનું અવલોકન કરતાં એ બીનાનો સ્વીકાર થવો જ જોઇએ કે હિંદી કેળવણીના, ઇયત્તા અને પ્રકારની દૃષ્ટિએ પછાતપણા માટે મુખ્યત્વે કરીને હિંદમાં અંગ્રેજી ભાષામાં ઊચ્ચ કેળવણી આપવાની પ્રથાજ જવાબદાર છે. આ પ્રથાએ જ કેળવણીને એક અલ્પ સંખ્યાના ઇજારા જેવી બનાવી છે અને તેના માથે બૌદ્ધિક નિષ્ફળતાની મહોર લગાવી છે. તેના અંદરના તત્ત્વ કરતાં બહારના સ્વરૂપને પ્રાધાન્ય મળ્યું છે. નવસર્જન કરી શકે તેવું વિચાર સામર્થ્ય અને પ્રવૃત્તિઓની જનની અને પોષક બનવાને બદલે સામાન્યતઃ તે બધા વિચારો અને પ્રવૃત્તિઓને દફનાવનારી સ્મશાનભૂમિ બની છે.

કવિવર ટાગોર પોતાનાં "સંસ્મરણો" માં એક સૂચક અર્થપૂર્ણ ફકરામાં સ્પષ્ટ વિધાન કરે છે કે "અમને અમારી માતૃભાષામાં શિક્ષણ મળેલું હોવાના કારણે જ અમારૂં માનસ ચપળ અને સતેજ બન્યું હતું. બની શકે ત્યાંસુધી આહાર લેવાની પદ્ધતિને અનુસરતીજ શિક્ષણપદ્ધતિ હોવી જોઇએ. જ્યારે ખોરાક લેતાં પહેલેજ બચકે સ્વાદ લાગવા માંડે છે ત્યારે જ જઠરમાં ભાર પડ્યા પહેલાં તે પોતાનું કર્તવ્ય બજાવવા જાગૃત બને છે, તેથી તેના પાચક રસોનો સંપૂર્ણ લાભ ઉઠાવી શકાય છે. પરંતુ જ્યારે કોઈ બંગાળી વિદ્યાર્થીને અંગ્રેજી ભાષામાં શિક્ષણ આપવામાં આવે છે ત્યારે આવું કાંઇ બનતું નથી. વિદ્યાર્થી સ્પેલીંગ અને વ્યાકરણની ઘુમરીમાંજ અટવાતો રહે છે, જ્યારે તેના માનસને કાંઇ પણ ખોરાક મળતો નથી. આખરે જ્યારે સ્વાદ લાગે છે ત્યારે ભૂખ મરી ગઈ હોય છે. જો આરંભથીજ સમગ્ર માનસ કાર્ય કરતું ન બને તો તેની સંપૂર્ણ શક્તિઓ છેવટ સુધી અણવિકસી રહે છે."

સુભાગ્યે, મેકોલેની વિચારસરણી એટલે કે જેટલું પૌર્વાત્ય હોય તે બધું પાશ્ચિમાત્યથી ઊતરતી કક્ષાનુંજ હોય, પાશ્ચિમત્ય માનસની ઉંચામાં ઉંચી સિદ્ધિઓ—ગ્રંથો અને વિચારપ્રવાહોને પશ્ચિમની ભાષા—આ દાખલામાં અંગ્રેજી ભાષા—સિવાય અન્ય કોઇ ભાષા દ્વારા ઝીલી શકાય જ નહિ—તેવી ધારણા થઇ શકે નહિ, એવી વલણના પાયા હવે ડગમગવા માંડ્યા છે. આવી કેળવણી નીચે પણ હિંદીઓનું માનસ અને ચારિત્ર્ય પ્રકાશી ઊઠ્યું છે જ. પરંતુ તેને માટે આપેલું મૂલ્ય વધારે પડતું નથી શું?

કેળવણીનો આદર્શ વિચારતાંની સાથે માનવસંસ્કૃતિનો એથીય મહાન પ્રશ્ન એકદમ ખડો થાય છે. ઓગણીસમી સદીમાં એવી જ ધારણા જનતાના હૃદયમાં રૂઢ થઈ ગઇ હતી કે જગતને લાધેલી સંસ્કૃતિ સર્વ ઐતિહાસિક પ્રજાઓના સહકારના ફળ રૂપ ન હતી, પરંતુ તે વિશિષ્ટ પ્રકારની યુરોપીયન સંસ્કૃતિ હતી. અને અંગ્રેજી કેળવણી દ્વારા કેળવાયલા હિંદીઓના માનસ પર આની છાપ હજી અંકિત થએલી છે. આનો પ્રત્યાઘાત એ પ્રકારે થયો. હિંદીઓનો એક વર્ગ માતૃભૂમિની સંસ્કૃતિ પ્રત્યે તદ્દન ઉદાસીન બની ગયો, પરદેશી

સંસ્કૃતિ પાસેથી પ્રેરણા પીવા લાગ્યો, તેમજ પોતાના રાજકર્તાઓનું અનુકરણ કરી પોતાના જ લોકોને તિરસ્કારની દૃષ્ટિએ જોવા લાગ્યો; જ્યારે બીજી તરફથી બીજા એક વર્ગે દરેક પાશ્ચિમાત્ય વસ્તુ સામે સખ્ત વિરોધ કેળવ્યો અને રાષ્ટ્રીય અસ્મિતા વ્યક્ત કરવાના ઉત્સાહના પૂરમાં દરેક હિંદી વસ્તુને તે કાંઇ મહત્વની છે એટલા કારણે નહિ પરંતુ તે હિંદી છે એ જ કારણસર તેને ઉત્તેજન આપવા લાગ્યો. વર્તમાન કેળવણીનાં આ અનિવાર્ય પરિણામ હતાં અને એમ સ્પષ્ટ પૂરવાર કરતાં હતાં કે આદર્શની દૃષ્ટિએ અંગ્રેજી કેળવણી તેનો હેતુ પાર પાડવામાં નિષ્ફળ નીવડી છે. સ્વમાનને ઉત્તેજન આપવું તે કેળવણીનું એક પ્રધાન કર્તવ્ય છે. સ્વમાનનો વિનાશ કરનારી કેળવણી કદાપિ સામાજીક ઐય સાધી શકે નહિ. તે કાંતો દંભને અગર તો ગુલામ મનોદશાને ઉત્તેજન આપે છે જ. અને આધુનિક હિંદમાં આ બન્ને પ્રકારનાં દશ્યોથી આપણે પરિચિત છીએ; એક જ હાલની આ બન્ને બાજુઓ છે.

વળી કેળવણીનો આદર્શ ઘણો જ સંકુચિત કલ્પવામાં આવેલો હોઇ વહીવટી તંત્ર માટેની તેની ઉપયોગિતા એજ તેની મુખ્ય કસોટી હતી અને હજી પણ છે. 'જ્ઞાનના અર્થે જ જ્ઞાન' એ સૂત્ર મુજબની જ્ઞાનપ્રાપ્તિ કેળવણી કરાવે છે અને અંધકાર વિદારી પ્રકાશની મશાલ ધરે છે, એ દૃષ્ટિએ કેળવણીની જે ઉપકારકતા છે તેનો વર્તમાન પ્રથામાં ભોગ આપવામાં આવ્યો છે અને શાસનતંત્રમાં નોકરી માટે ઉપયોગિતાની દૃષ્ટિએ કસોટીના હીન ધોરણને કેળવણીમાં પ્રાધાન્ય અપાયું છે. આવા કેળવણીના યંત્રમાંથી કલાર્કો અને ધારાશાસ્ત્રીઓનો રાફડો ફાટયો છે અને છેવટે તેમની સંખ્યા જરૂરીયાત કરતાં ઘણી વધી પડી છે. જ્યાંસુધી કેળવણી દેશના વહીવટી તંત્રના સહાયકારક અંગ તરીકે ચાલુ રહે ત્યાંસુધી આ સિવાય અન્ય કાંઇજ પરિણામ નીપજી શકે નહિ. બીજી પ્રજાઓના જીવનના મુકાબલે હિંદના રાજકીય, સામાજીક અને સાંસ્કૃતિક જીવનની નિષ્ફળતા આ કથનનો સચોટ પૂરાવો છે.

તેના આદર્શ સાથે ગાઢી રીતે સંકળાયલી હિંદની કેળવણીની પદ્ધતિ મુખ્યત્વે બીનવહેવારૂ અને મોટે ભાગે પુસ્તકિયા છે. કેળવણીની વહીવટી ઉપયોગિતાની દૃષ્ટિ હજી પલટાઇ નથી. આ રીતે વિજ્ઞાનનું શિક્ષણ પણ તેનો મુખ્ય હેતુ સિદ્ધ કરી શકતુ નથી. તે શિક્ષણ વૈજ્ઞાનિક ભાવના-જુસ્સો જાગૃત કરવામાં નિષ્ફળ નીવડે છે તેમજ વહેવારૂ જીવન સાથે કાંઈ પણ સંબંધ ધરાવતું નથી. વહેવારૂ જીવન સાથે અસંગત થતી આ કેળવણીમાં આથીય ઊંડુ મૂળગત અનિષ્ટ રહેલું છે. વૈજ્ઞાનિક જુસ્સાના અભાવે વિજ્ઞાનનો અભ્યાસ જીવનના એક ધ્યેય તરીકે થતો નથી અને એવા ધ્યેયની ભાવના વિના વિજ્ઞાનની પ્રગતિમાં દેશ પાસેથી કીંમતી ફાળો મેળવવાની આશા ક્યાંથી સેવી શકાય? વિજ્ઞાનના ક્ષેત્રમાં હિંદીઓનો ફાળો અપવાદરૂપ છે, છતાં વૈજ્ઞાનિક ઢબે ચાલતી ખેતીવાડી અને ઉદ્યોગો વિના, વૈજ્ઞાનિક કેળવણી ફરજીયાત નિષ્ફળતાને જ ભેટવાની. વસ્તુતઃ હિંદની કેળવણીની પદ્ધતિને તેના અત્યંત સંકુચિત આદર્શોને અંગે ઘણું સહન કરવું પડે છે.

હિંદી કેળવણી વિષેનું અત્યંત સંકુચિત વહીવટી ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ છેવટે પોતાનો વિનાશ નોતરે તેમાં નવાઇ નથી. તેના ઉદ્દેશો જ એવા મર્યાદિત છે કે તેને અંગે સામાન્ય કાર્યસાધકતા ધરાવતા કલાર્કોનું એક લશ્કર ઊભું કરવાના મુખ્ય ઉદ્દેશવાળો અભ્યાસક્રમ જ શાળાઓ માટે નક્કી ન થાય તો બીજુ શું થાય? દાખલા તરીકે માધ્યમિક અને યુનિવર્સિટીના શિક્ષણ માટેના અભ્યાસક્રમમાં અંગ્રેજીના વિષયને જે મહત્ત્વ અપાય છે તે અભ્યાસના બીજા વિષયોના મુકાબલે ઘણુજ વધારે પડતું છે. તેનાં કારણો શોધવા જવું પડે તેમ નથી. દેશના સારાય શાસનતંત્ર માટેની ભાષા અંગ્રેજી હોઇ તેની જ્ઞાનપ્રાપ્તિ અનિવાર્ય બને છે. વળી માધ્યમિક શાળાઓ અને યુનિવર્સિટીમાં શિક્ષણના વાહન તરીકે તેનો ઉપયોગ થતો હોઈ બધા શીખવાતા વિષયોનું તે અત્યંત મહત્ત્વનું અંગ બને છે; કેમીસ્ટ્રી, ફીઝીક્સ અને બાયોલોજી

# સ્નાતકો કે સ્વાનુભવીઓ ?



[ પ્રયોજક : **રમણીકલાલ જયચંદભાઇ દલાલ** બી. એ., એલએલ. બી. ]

*

**જગતની** ઘણીયે નામાંકિત વ્યક્તિઓ વિદ્યાપીઠના પગથારે ચઢી નથી. યુનિવર્સિટીનાં સ્નાતક ન હોવા છતાં તે સાહિત્યમાં ને જીવનમાં અમૂલ્ય સેવાફાળો નોંધાવી શકી છે. એટલે સંયોગવશાત્ આપણે ઉંચું શિક્ષણ ન મેળવી શક્યા તો તેથી નિરાશ થવાની જરૂર નથી. આધુનિક કેળવણી સાધન છે, સાધ્ય નથી. એવી કેળવણીવિહોણા પણ અમર નામના મેળવી ગયા છે.

સંસ્કૃતિના ઇતિહાસકાર હેનરી થોમસ બકલ. ઈસ્વી સન ૧૮૨૧ માં એ જન્મ્યા. જન્મથી જ એમનું કાઠું અતિશય નાજુક. દાક્તરોએ એમના મગજ પર બીલકુલ ભાર ન મૂકવા એમનાં માબાપોને સખત તાકીદ કરેલી. આઠ વર્ષના થયા ત્યારે એમને લખતાં વાંચતાં પણ આવડતું નહિ. અઢાર વર્ષમાં તેમણે શેકસપીઅર સિવાય કોઇની યે કૃતિઓ વાંચેલી નહિ. એમને શાળામાં મૂકી તુરત જ ઉઠાડી લેવામાં આવેલા.

સત્તર વર્ષે એમની તબિયત સહેજ વળી. ઈસ્વી સન ૧૮૫૦ માં તો તેઓ જગતની ઓગણીસ ભાષાઓ વાંચતા થઇ ગયા. મગજ પર વધારે બોજો ન પડે તે માટે જીવનની પળેપળ એમને કાળજી રાખવી પડતી છતાં ય નિયમિત ટેવોથી તેમણે બાવીસ હજાર ગ્રંથો વાંચી કાઢ્યા. એમનું વિશાળ વાંચન ને પુખ્ત વિચારો એમના સંસ્કૃતિના ઇતિહાસમાં દૃષ્ટિગોચર થાય છે.

મશહુર નવલકથાકાર ઇલિયટ. પાંચમે વર્ષે તેમણે શાળા જોઈ ને સોળમે વર્ષે તો છોડી દીધી. વિદ્યાલય સામે તો નજર પણ કરેલી નહિ, છતાંય તે ગજબ વાચક હતી, જર્મન ને ઈટાલિયન ભાષા પર તે અજબ કાબુ ધરાવતી.

કવયિત્રી એલીઝાબેથ બેરેટ બ્રાઉનીંગ ઈસ્વીસન ૧૮૦૬માં જન્મી ને ૧૮૬૧ માં અવસાન પામી. શાળાને ઉંબરે તો એ ચઢી જ નથી, છતાં એનો અભ્યાસ અજોડ હતો. આઠ વર્ષની કાચી વયે તે શિક્ષકની મદદથી હોમર વાંચી શકતી. એક હાથમાં ચોપડી ને બીજા હાથમાં ઢીંગલી રાખી તે પોતાનું ગાડું ગબડાવ્યે રાખતી. જીવનભર નાજુક તબિયતે જ એણે દિવસો કાઢ્યા.

'શાળામાં પ્રથમ શ્રેણીએ જે વિરાજતો હોય તે જીવનની હરિફાઇમાં પણ મોખરે જ રહે છે,' કેળવણીકાર મેકોલેનું એ સૂત્ર; વોરન હેસ્ટીંગ્ઝ એનું ઉદાહરણ. પણ રોબર્ટ ક્લાઇવ ઉલટો જ દાખલો પૂરો પાડે છે. એનાં માબાપે એની છેક જ આશા મૂકી દીધી હતી. એનું કાસળ કાઢવા જ એને મદ્રાસ ધકેલી મૂકવામાં આવ્યો હતો. વિલિયમ ઑફ ઓરેન્જ પણ ક્લાઈવ જેવો જ હતો. સાહિત્ય કે વિજ્ઞાનમાં એ ઘણું જ ઓછું સમજતો. ન્યૂટન ને લીબનિટ્ઝની શોધખોળો, ડ્રાઇડન ને બોઇલોનાં કાવ્યોથી એ છેક જ અજાણ હતો.

ગ્લૅડસ્ટનના સમયમાં પાર્લામેન્ટરી સરકાર કેમ્બ્રીજ ને ઓક્સફર્ડની સંસ્કૃતિને અગત્ય આપતી. ઈસ્વી સન ૧૮૫૯ માં પામર્સ્ટને પ્રધાનમંડળ રચ્યું ત્યારે તેમાં ૭ ઑક્સફર્ડ ફર્સ્ટ ક્લાસ હતા, કેબીનેટમાં ચાર હતા, કારણ કે ઈસ્વીસન ૧૮૫૦ થી ૧૮૬૦ સુધીના ગાળામાં ઈંગ્લેન્ડની કેળવણી ધર્મગુરૂઓના હાથમાં હતી. પરંતુ એ દિવસો જોતજોતાંમાં વહી ગયા. ગ્લેડસ્ટનના જીવનમાં જ્ઞાનચમકાર ભર્યા હતા. જ્હોન બ્રાઇટ શિક્ષણસંસ્કૃતિવિહોણો હતો. જોસફ ચેમ્બરલેઇન ધંધાદારી ગણા-

વામાં ગૌરવ માનતો. કૉન્ઝરવેટીવ પક્ષના આગેવાન ડબલ્યૂ. એચ. સ્મીથે સુવાની ધંધો જમાવવામાં ગાળી હતી.

અર્વાચીન ઇતિહાસમાં સર હેરી પાર્કસ અનાથ બાલક હતા. સગાંવહાલાંના આશરે ઉછરેલા. પંદર વર્ષની વયે સરકારી નોકરીમાં જીવનધ્યેય ઓસરી ગયેલું. એવામાં કેન્ટોનને ઘેરો ઘાલવામાં આવ્યો. પાર્કસે હિંમતથી સામનો કર્યો. એંગ્લો-ફ્રેંચ લશ્કર આવી પહોંચે તે પહેલાં એમના પર ખૂબ જ જુલમ ગુજારવામાં આવેલો, છતાં તે ટકી રહ્યા. છેવટે રાજધુરા પણ હસ્તગત કરી. સાડત્રીસ વર્ષની નાની વયે તેમને એલચી તરીકે જાપાન મોકલવામાં આવ્યા.

લૉઈડ જ્યૉર્જ ને ડીઝરાયેલીના જીવનમાં પણ સામ્ય છે. અન્ય બ્રિટીશ પ્રધાનોની પેઠે એકકે યે યુનિવર્સિટી શિક્ષણ લીધું નહોતું. બન્નેએ ઘેર જ અભ્યાસ કરેલો. વિદ્યાપીઠના શિક્ષણવિહોણાં શ્રમજીવીઓનાં એ સંતાનો સામાન્ય કોટિમાં જન્મ્યા છતાં તેઓ ગજબ વક્તૃત્વશક્તિ ખીલવી શક્યા. મહત્ત્વાકાંક્ષા પાર પાડવા પોતાના જ પગ પર ઝઝુમ્યા. અત્યુત્તમ ખ્યાતિ મેળવી પ્રખર રાજનીતિજ્ઞ તરીકે જગમશહૂર બન્યા.

આ પ્રમાણે જ્યૉર્જ-યુગની વક્તૃત્વકલામાં અમીરાઈની છાંટ હતી. વિક્ટોરિયન યુગમાં મધ્યમવર્ગના પાસા પોબાર હતા. અર્વાચીન કાલમાં પ્રજાતંત્ર પોતાની જ વક્તૃત્વકલા ખીલવશે. અમેરિકાનાં જંગલોમાંથી જેમ અબ્રાહીમ લીંકન પ્રગટ થયો હતો તેવી જ રીતે સામાન્ય જનતામાથી સાચી વક્તૃત્વશક્તિ ધરાવતો નરવીર ફુટી નીકળશે ને ચેથામ કે બ્રૅટાનના દિવસોનો પુનઃપરિચય કરાવશે. સેનેટ હૉલ કરતાં જાહેર જનતામાં એની ઊંડી છાપ પડશે. એની ભાષા ભૂતકાળના આડંબર વિનાની સીધી ને સાદી જ હશે પરંતુ ગજબ શક્તિઓના પ્રતાપે તે સત્તાના કેન્દ્રસ્થાને પહોંચી જશે. દેશની નસીબદોરી હાથમાં રાખી સામ્રાજ્યોનાં કિસ્મત ઘડશે.

અત્યાર સુધીમાં એવી વક્તૃત્વકલાનાં ત્રણ સુંદર ઉદાહરણો નોંધાયાં છે, તેમાંનાં બે આપણો તો અબ્રાહમ લીંકનનાં જ છે. ઇસ્વીસન ૧૮૬૩ ના નવેમ્બરની ૧૯મી તારીખે ગેટસબર્ગ સીમેટરી આગળનું એમનું પ્રવચન એમની અપ્રતિમ વક્તૃત્વકલાની પ્રતીતિ કરાવે છે.

છેલ્લા જગતયુદ્ધમાં અમેરિકન વિદ્યાપીઠોમાં છૂટથી બોલનાર વ્યક્તિઓની ખોટ પડી હતી. એ માટે કેટલાક ધંધાદારીઓની સેવા માગવી પડેલી.

સૌથી વધારે ધ્યાન તો બ્રિટનના મજુર પક્ષનું પ્રધાનમંડળ ખેંચી રહ્યું છે. એમાંના ઓગણીસ સભ્યોમાંથી માત્ર પાંચજ સભ્યોએ જાહેર પાઠશાળા કે વિદ્યાપીઠનું શિક્ષણ લીધેલું છે. માત્ર બે જણે જ વિદ્યાપીઠની પરીક્ષાઓ પસાર કરી પદવીઓ મેળવેલી છે. ઇટન ને હેરોમાંથી જ પ્રધાનમંડળો રચાય એ માન્યતા હવે ઓસરી ગઇ છે. ઇંગ્લેંડના છેલ્લા ચાર વડાપ્રધાનોમાંથી માત્ર એક જ વિદ્યાપીઠનું શિક્ષણ લીધેલું છે. અત્યારના બ્રીટીશ પ્રધાનમંડળના બેતૃતીયાંશ સભાસદોમાં કલકત્તાની સામાજિક ક્લબના સભ્ય થવાની પણ શિક્ષણની લાયકાત નથી. ઉંચી પદવીએ પહોંચવા ગ્રેટ બ્રિટનમાં હવે પ્રથમની પેઠે પદવીની છાપની જરૂર રહી નથી. મી. જોસફ ચેમ્બરલેઇન, મી. લૉઈડ જ્યૉર્જ, મી. બોનર લૉ અને મી. મેકડૉનલ્ડે એ જૂની પ્રણાલિકાનો ખુલ્લો ભંગ કર્યો છે. યુનિવર્સિટી શક્તિસંપન્ન વ્યક્તિઓ નથી નિપજાવી શકતી એ કલંક હવે તેમણે વહેલી તકે લૂસી નાખ્યે જ છૂટકો.

મી. રામ્સે મેકડૉનલ્ડ પોતાની જીવનરેખા આલેખે છે, પ્રથમ તેમને સાઇકલીસ્ટોની એક ટુરીંગ ક્લબમાં નોકરી મળેલી. એક અઠવાડિયાના દશ શિલિંગના દરમાયે તે સરનામાં લખવાની કામગિરિ બજાવતા. પણ કમનસિબે એ નોકરી પણ ઝાઝી ટકી નહિ. લંડનના રાજમાર્ગો પર ખાલી ખિસ્સે ટહેલવું કેવું લાગે છે તે તેમણે બરાબર અનુભવ્યું. સાથે દેવાના ગંજ ખડકાયે જતા પણ કામધંધો જડતો જ નહિ.

મી. મેકડૉનલ્ડને શિક્ષણ મેળવવાની ધગશ હતી. એકાદ વિદ્યાપીઠમાં દાખલ થઇ જવાના એમને કોડ હતા. પરંતુ ગરિબાઇ એમની આડે આવતી. અત્યારે યુનિવર્સિટીના પગથારે ન ચઢી શક્યા તે

માટે તે દિલગીર થતા નથી. યુનિવર્સિટી જીવન લાભ ને બદલે હાનિ જ વધારે કરે છે એવું તે માનતા થઇ ગયા છે.

અમેરિકન પ્રેસીડેન્ટ મી. હુવર અગિયાર વર્ષની વયે ઘોડાને માલીસ કરતા, ગાયો દોહતા, ભઠ્ઠી સળગાવતા ને શાળામાં જતા. સાલેમની એક ઓફીસમાં નોકરી કરતાં કરતાં એમને ઇજનેરી ખાતાનો નાદ લાગ્યો. નવી જ ચાલુ થયેલી લીલેન્ડ સ્ટેન્ફર્ડ જુનિયર વિદ્યાપીઠે જીવનનિર્વાહનાં સાધનો પૂરી એમના ભણવાના કોડ પૂરા પાડ્યા. ને છેવટે તે અમેરિકામાં કેન્દ્રસ્થાને વિરાજ્યા.

અંગ્રેજી સાહિત્યના કેટલાક કીર્તિસ્તંભો પણ અભ્યાસમાં ઘણા જ મંદ માલુમ પડ્યા છે. જ્હોનસન, ગીબન, ને કાર્લાઇલ થોડાક જ દિવસો વિદ્યાપીઠમાં ગયેલા. કાતીલ ટીકાઓથી કાયર થઇ સાહિત્યજીવન પણ એમણે અધવચ્ચે જ પડતું મૂકેલું. અર્વાચીન સાહિત્યકાર મી. બર્નાર્ડ શૉ પણ પંદર વર્ષે જ કારકુની કરવા લાગેલા. વિદ્યાપીઠના શિક્ષણનો એમને બીલકુલ લાભ મળેલો નહિ. સ્પેન્સર પણ જાતે જ વિદ્યાસમૃદ્ધ થયેલા. 'સોશિયલ સ્ટેટીક્સ' નામક ગ્રંથ લખ્યો ત્યારે તેમણે વિદ્યાપીઠની સંસ્કૃતિ ઝીલેલી જ નહિ. સોળ વર્ષના થયા સાં સુધી તો તેઓ તેમના કાકાને ત્યાં રહેલા યુક્લીડ, એલ્જીબ્રા, ટ્રીગ્નોમેટ્રી, મીકેનીક્સ ને ન્યૂટનની પ્રિન્સીપીઆનો માત્ર પહેલો વિભાગજ તેમણે તૈયાર કરેલો. પછીથી અભ્યાસ વધારવા તેમણે તસ્દી જ લીધેલી નહિ. ઑક્સફર્ડ વિદ્યાપીઠનું તો એમણે પગથિયું પણ નહિ ઓળંગેલું. મેગડેલન કૉલેજમાં તેમણે ચૌદેક મહિના ગાળેલા પણ એ ગાળો તો એમના જીવનમાં એળે ગયો છે.

અત્યારે તો ઓક્સફર્ડના અધ્યાપકોએ શીખવવાનો ડોળ કરવાનું પણ મૂકી દીધું છે. જેમ વિજ્ઞાનના પ્રયોગોમાં કીમતી સાધનોની જરૂર પડે છે તેમ વિદ્યાર્થીમાં પોતાની કુશળતાની પણ આવશ્યકતા રહે છે. બાકી દરેક વિષય ઉપર હવે એવાં તો પુસ્તકો પ્રગટ થાય છે કે જૂના જમાનાની પેઠે મૌખિક શિક્ષણની અગત્ય તો હવે ઓસરી જ ગઈ છે.

આજની વિદ્યાપીઠોમાં તો લ્હેરથી ટહેલવું, રાજનીતિ પર આડાંઅવળાં ગપ્પાં હાંકવાં ને પારકી પંચાતો કરવી—એમાંજ વિદ્યાર્થીની દીર્નચર્યા ખતમ થાય છે. જડ ને છીછરી ચર્ચાઓ યૌવનની ચંચળતાને છાવરી દે છે. અધ્યાપક પણ ફક્ત પોતાનો પગાર લેવાનું યાદ રાખી શિક્ષણ આપવાના ધર્મકર્તવ્યને સહેલાઇથી વિસરી જાય છે.

❀ ❀ ❀

# જૂની આંખે નવાં કૌતુક !



ટાઢ સખ્ત પડતી હતી અને મારા પત્રો વાંચવા અને ટાઇપ કરવા માટે મળેલી થોડીક ફુરસદથી આનંદ પામતો હું ઇલેક્ટ્રીક સ્ટવ આગળ બેઠો હતો. આ વખતે એક અજાણી વ્યક્તિ દેખાઈ અને એકાએક મારી રૂમમાં પ્રવેશ કર્યો.

તેણે એંશીએક વર્ષ પૂર્વેની પદ્ધતિનો પોશાક પહેર્યો હતો. એક લાંબો ફ્રોકકોટ, પટાવાળું પાટલુન અને ઊંડી નેકટાઈ તેણે પહેર્યાં હતાં. તેણે ચોળીયા રાખ્યા હતા અને ડીકન્સની વાર્તાઓનાં લગનાં જૂનાં ચિત્રોમાં જોઇએ છીએ તેવી પાછળની બાજુએ કંઈક નમેલી ઉંચી 'ટોપ હેટ' પહેરી હતી. અંદર દાખલ થવા માટે માફી માગતાં તેણે મને નમન કર્યું અને છેલ્લા કેટલાક દિવસથી પડતી સખ્ત ઠંડીએ, ઇંગ્લેન્ડના એક સમજાય અજાણ્યા ખૂણામાં એક પહાડ આગળની ઝુંપડીમાં પોતે મધુર નિદ્રા લેતો હતો તેમાં ખલેલ પહોંચાડી છે એમ જણાવ્યું. તે એક કેળવાયેલા માણસની જેમ વાતો કરતો હતો. પોતાનું નામ પણ પોતે ભુલી ગયો હતો એમ તેણે જણાવ્યું—જોકે તેણે એમ તો કહ્યું કે તે 'રિપ'થી શરૂ થતું હતું.

મારા રેડીઓમાં 'ક્રુનીંગ' નામથી ઓળખાતા નવા અમેરિકન તાલસૂરમાં સેક્સોફોનની સાથે એક તદ્દન નવીન ઢબનું ગાયન ચાલતું હતું.

"આ વિચિત્ર અવાજ શેનો છે?" તેણે બેસતાં બેસતાં પૂછ્યું, "તે ક્યાંથી આવે છે?"

મેં જવાબ આપ્યો, "અરે, એ તો વાયરલેસ છે અને પેલી પેટી મારફત એ અવાજ હવાનાં મોજાં ઉપર થઈને પેરીસથી અહીં આવે છે."

"ઓહો! આશ્ચર્યજનક!" તેણે બૂમ પાડી, "તમે શું એમ કહેવા માગો છો કે આખુંયે વાતાવરણ સુન્દર સૂરોથી ભરેલું છે–જો કે આ અવાજ તેટલો સુન્દર નથી? તો પછી આપણે બીથોવન જેવાનું સુન્દર સંગીત સાંભળીએ! શું એ શક્ય નથી?"

"હા", મેં જ જવાબ આપ્યો, "પણ આનો ખરો વ્યવહારૂ ઉપયોગ તો, દરિયામાં કયે સ્થળે શત્રુ મળશે એ વિષે મનવારોને ખબર આપવા માટેનો છે. જમીન પર પણ લશ્કરની દોરવણી કરવામાં તે ખૂબ ઉપયોગી થાય છે અને શત્રુસૈન્ય સામે થવામાં દોરવણી કરવા માટેની જૂની ટેલીગ્રાફની પદ્ધતિથી તો આ ક્યાં યે આગળ વધી ગઈ છે. હું ધારૂં છું કે આ આપણા યુગની સૌથી ચમત્કારિક શોધ છે. કુદરતી વિદ્યુતનો એ ખરેખર કીર્તિવંત ઉપયોગ છે–અને યુદ્ધમાં તો તેની ઉપયોગિતા અવર્ણ્ય છે."

આજ વખતે અમે હવામાં ધરધરાટ જેવો અવાજ સાંભળ્યો અને એક એરોપ્લેન અમારા માથા પર ઉડ્યું.

"અરે, આટલું મોટું પક્ષી કયું છે?" મી. રિપે બુમ પાડી, "આનાથી અર્ધા કદનું યે ગરૂડ મેં તો કોઈ વાર જોયું નથી."

"આ તો માત્ર એરોપ્લેન છે," મેં કહ્યું; "જમીન અને દરિયા પર થઈને ઉડવાની આ તરકીબ અમે ત્રીસથી યે વધારે વર્ષ પહેલાં ખોળી કાઢી છે, અને હવે તો એરોપ્લેન એક સામાન્ય વસ્તુ જેવું થઈ પડ્યું છે."

"અને તમે ખરેખર પક્ષીની માફક હવામાં ઉડી શકો છો?" મી. રિપ બોલી ઉઠ્યા, "એ વસ્તુ કેટલી ભવ્ય હોવી જોઇએ! માનવજાત હંમેશાં ઉડવાને આતુર રહી છે!"

"હા," મેં જવાબ આપ્યો, "અમે કેપ ઓફ ગુડ હોપ સુધી માત્ર ત્રણ દિવસમાં ઉડી શકીએ છીએ અને અમારી હવાઈ ટપાલ નિયમિત રીતે હિન્દ જાય છે. પણ આ અસાધારણ સાધનનો સૌથી મોટો ઉપયોગ તો શત્રુ પર બોમ્બ નાખવા માટેનો છે. કેટલીક વાર તેની સાથે ઝેરી ગેસ પણ છોડવામાં આવે છે. એ વડે શહેરોનાં શહેરોને માત્ર થોડા જ કલાકમાં ઝેર આપી શકાય છે જેથી એક પણ સ્ત્રી, પુરુષ કે બાળક બચવા પામતું નથી અને શત્રુની પ્રજાના નાશ વડે અચૂક વિજય થાય છે."

"તમે તો મને અત્યંત ભય અને આશ્ચર્યમાં ગરકાવ કરી દો છો," મી. રિપે કહ્યું, "બિન–ઝગડાળુઓ યુદ્ધમાં પણ સલામત રીતે રહેતાં હશે."

"ના, ભાઈ, ના!" મે જવાબ આપ્યો, "એરોપ્લેનોની એક સૌથી ઉપયોગી સેવા તો, શત્રુના પ્રદેશમાં પથરાયેલાં શાન્ત ગામડાંઓ પર તે દ્વારા બોમ્બ નાખી શકાય છે તે છે; જો કે લંડન, પેરિસ, બર્લીન કે રોમ જેવાં મોટાં શહેરો એ માટે વધુ અનુકૂળ નિશાન બની રહે છે કારણ કે એથી શત્રુનો નાશ સંપૂર્ણ બને છે. બોમ્બવાળાં થોડાંક એરોપ્લેનો બર્લીનને ભસ્મીભૂત કરી શકે અને આખીયે વસ્તીનું મોત નીપજાવી શકે. આ અમારી બીજી એક સૌથી મહાન શોધ છે."

મી. રિપ તો આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયા અને તેમનો ભય સ્પષ્ટ રીતે વધેલો જણાયો.

"અમે કુદરતી બળો પર પણ કેટલો વિજય મેળવ્યો છે એ સાંભળવાનું તમને કદાચ ગમશે," મેં આગળ ચલાવ્યું, "અમે એક એવી બોટ શોધી કાઢી છે કે જે દરિયાની સપાટીથી ખૂબ ઉંડે તરી શકે છે."

"એ તો માછલાં પકડવાની વિચિત્ર પદ્ધતિ ગણાય," મી. રિપે કહ્યું, "હું ધારૂં છું કે તે વ્હેલ પકડવા માટે હશે."

"ખાસ એવું નથી," મેં જવાબ આપ્યો, "અમે તો તેનો ઉપયોગ કેવળ દુશ્મનના નૌકા–સૈન્યનો નાશ કરવા માટે કરીએ છીએ. સાંભળો, 'સબમરિન'–અમે તેને એવું નામ આપ્યું છે–પાણીની અંદર પણ ધા કરી શકે તેવી મોટી તોપો અને ટોર્પીડો લઈ જાય છે અને મોટામાં મોટી મનવારને

થોડીક મિનિટોમાં અચૂક ડુબાવી શકે છે: તેવાં ટોર્પીડોવાળી થોડીક સબમરીનો અને બોમ્બમારો ચલાવતાં થોડાંક એરોપ્લેનો આપણા નૌકાસૈન્ય કરતાં બમણા મોટા નૌકાસૈન્યનો ખાસ મહેનત અને ખર્ચ સિવાય સંપૂર્ણ નાશ કરી શકે. મેં અગાઉ વર્ણવી તે શોધખોળોની હરોળમાં બેસે એવી આ પણ એક ચમત્કારિક શોધ છે."

મિ. રિપ તો ચકિત થઈને દેવતા તરફ જોઈ રહ્યા હતા. તેમણે કહ્યું, "તમે મને જે કહો છો એથી તો આખી માનવજાત વિષેના દુ:ખજનક વિચારોથી હું ઘેરાઈ ગયો છું. પ્રગતિની સર્વ આશાઓ અને સંસ્કૃતિની ધીમી કુચનું પણ આથી સત્યાનાશ વળે એમ લાગે છે. વિનાશનાં આ ચમત્કારિક સાધનોનો ઉપયોગ નહી કરવા માટે દુનિયા સહમત ન થાય?"

"એ માટે પ્રયત્નો થયા છે," મેં કહ્યું, "પણ તે બધા ફોકટ ગયા છે. અમારા શત્રુઓને મારવા માટે અમે જે તરકીબો શોધી કાઢી છે તે તો હજી બાકી છે. વીસ કરતાં વધારે માઇલ સુધી ગોળા ફેંકી શકે એવી તોપો બનાવવામાં આવી છે. લશ્કરી ટેન્કો ખરબચડા રસ્તા પર કલાકના ત્રીસ માઈલની ઝડપે દોડી શકે છે. થોડા જ સમયમાં તે હયદળનું સ્થાન લઈ લેશે અને વળી ઘોડાઓ કરતાં સોંઘી પડશે. પાયદળને આગળ વધતું અટકાવવા માટે અમે કાંટાળા તાર શોધી કાઢ્યા છે. એમાંથી પોતાનો માર્ગ કાઢવા મથતા માણસો એના કાંટામાં ફસાઈ જાય છે અને બન્ને બાજુએથી તેમના પર સહેલાઈથી પીસ્તોલનું નિશાન તાકી શકાય છે. વેદના, ભૂખ અને તરસથી મરણ પામ્યા પછી સડી જતાં સુધી તાર પર લટકતાં સંખ્યાબંધ માનવ-શરીરો મેં જોયાં છે. સૌથી વધુ અસરકારક લશ્કરી સાધનોમાં કાંટાળા તારની પણ ગણત્રી થવી જોઇએ. અને મનુષ્યોનાં ટોળેટોળાંનો, જેમ દાતરડું ઘાસ કાપે તેમ નાશ કરનાર મશીનગનોને પણ આપણે ભૂલવી જોઇએ નહીં."

"પણ આ બધાં લડાઇનાં સાધનો પાછળ નાખું તો ખૂબ ખર્ચવાં પડતાં હશે."

"અલબત, " મેં જવાબ આપ્યો, "અમારે ખર્ચ તો કરવું જ પડે છે. અત્યારની સરકાર રાષ્ટ્રના સંરક્ષક બળની ક્ષતિઓ પૂરવા માટે ૨૮૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની લોન કાઢે છે. લશ્કર, નૌકાસૈન્ય અને હવાઇ સૈન્યના સામાન્ય ખર્ચના ૧૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઉપરાંત આ લોનનું વ્યાજ પણ શહેરીઓએ ભરવાનું છે. સલામતીની અમે આ કિંમત ભરીએ છીએ અને દેશને સલામત બનાવવો જ જોઇએ. બીજાં સર્વ રાષ્ટ્રો પણ એ જ રીતે શસ્ત્રસજ્જ બની રહ્યાં છે; અને આ ભયાનક શસ્ત્રવૃદ્ધિ જરૂર યુદ્ધ તરફ દોરી જાય છે કેમકે જો તમે વાપરો નહીં તો પછી આવાં ખર્ચાળ શસ્ત્રોની કાર્યસાધકતા શી?"

"પણ યુરોપ શું હવે ખ્રિસ્તધર્મી ખંડ નથી રહ્યો?"

"એમ કહે છે તો ખરા," મેં જવાબ આપ્યો, "પણ પાદરીઓ મોટા દેશભક્ત છે અને જ્યારે લડાઈ ફાટી નીકળે ત્યારે તેઓ સિપાઇઓ અને ખલાસીઓને આશીર્વાદ આપે છે. એક બિશપે તો, જાણે પોતે ગયા મહાયુદ્ધના મોરચામાં જવાને આતુર હોય તેમ ખાખી પોશાક પહેરવા જેટલી બહાદુરી બતાવી હતી. અમે ક્રીશ્ચીયન છીએ એમ બતાવવા માટે યુદ્ધમાં માર્યા ગયેલા માણસોની કબરો પર ક્રોસનું ચિહ્ન મૂકીને તેમની યાદગીરી રાખવામાં આવે છે. છેલ્લા મહાયુદ્ધમાં યુરોપના લગભગ એક કરોડ સૌથી તેજસ્વી યુવાનો માર્યા ગયા હતા."

"પણ તેઓ શા માટે એક બીજાને મારવા ચાહતા હતા?" હદબહારની મુંઝવણથી મી. રિપે પૂછ્યું, "તેઓ એકબીજાને આટલી ભયંકર રીતે કેમ ધિક્કારતા હતા?"

"અરે, તેઓ તો એક બીજાને બીલકુલ ધિક્કારતા નહોતા."

"ત્યારે પછી તેઓ લડ્યા શા માટે?".

"એ તો બહુ કપરો પ્રશ્ન છે," મેં જવાબ આપ્યો અને "હવે પાછો જઇને મારી શાન્ત ઝુંપડીમાં હું ફરી પાછી નિદ્રા લઇશ" એમ કહેતાં મી. રિપે મારી રજા લીધી.

[ મી. એચ. ડબલ્યુ. નેવીન્સનના લેખ ઉપરથી ]



# કાયદાશિક્ષણમાં થવી જોઇતી સુધારણા



[ લેખકઃ–ડૉ. બી. આર. આંબેડકર ]

*

[ મુંબઇની સરકારી લૉ–કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. બી. આર. આંબેડકર એમ. એ.; પીએચ. ડી.; ડી. એસસી.; બાર–એટ–લૉએ, મુંબઇ ઇલાકાના કાયદાશિક્ષણમાં થવી જોઇતી સુધારણા વિષે એક વિચારશીલ લેખ લૉ–કૉલેજના છમાસિકના ગયા અંકમાં લખેલો છે, તેનો ભાષાનુવાદ અહીં આપવામાં આવેલો છે. ]

*　　*　　*　　*

મુંબઇ ઇલાકામાં વકીલાતના ધંધામાં અનેક પ્રકારનો સમાવેશ કરેલો છે અને પ્રત્યેક પ્રકારના શિક્ષણની પદ્ધતિ અને તેનો દરજ્જો પણ ભિન્નભિન્ન છે. આપણા ઇલાકામાં વકીલાતનો ધંધો કરનારાઓના ૭ વર્ગ કરવામાં આવે છેઃ–૧ બેરિસ્ટર–એટ–લૉ (મુંબઇ યુનિવર્સિટીના) ૨ એડવોકેટ (ઓરિજિનલ સાઇડ) ૩ એડવોકેટ (અપેલેટ સાઇડ) ૪ બાર કાઉન્સિલના એડવોકેટ (અપેલેટ સાઇડ) ૫ સોલીસીટર ૬ મુખત્યાર. આ ૭ પ્રકારના વકીલોના શિક્ષણમાં પણ ફરક હોય છે.

બેરિસ્ટરોને ત્રણ વર્ષ અભ્યાસ કરી એક વર્ષ ચેમ્બર્સમાં કામ કરવું પડે છે. મુંબઇ યુનિવર્સિટીના અપેલેટ સાઇડના એડવોકેટો એ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો હોય છે અને તેમને કાયદાના સરકાર–માન્ય શિક્ષણાલયમાં બે વર્ષ ગાળવાં પડે છે. એટલે મેટ્રિક થયા પછી વકીલાતનો ધંધો શરૂ કરવા સુધીમાં તેમને ૭ વર્ષ ગાળવાં પડે છે. બાર કાઉન્સિલના અપેલેટ સાઇડના એડવોકેટોની બાબતમાં તેમ નથી. મેટ્રિક થયા બાદ તેમને સરકારમાન્ય સંસ્થામાં જઇને કાયદાનો અભ્યાસ પડે છે એમ નથી. બાર કાઉન્સિલની પરીક્ષામાં બેસવા માટે તેમને અમુક મુદતનું બંધન નથી. ઓરિજિનલ સાઇડના એડવોકેટો પણ અપેલેટ સાઇડના એડવોકેટોની જેમ એલએલ. બી. હોય છે અને તેમને કાયદાના અભ્યાસમાં એકંદર પાંચ વર્ષ ગાળવાં પડે છે. એલએલ. બી. થયા પછી બે વર્ષે તેઓ ઓરીજીનલ સાઇડ એડવોકેટની પરીક્ષામાં બેસી શકે છે. પણ તે પરીક્ષા પસાર કરવાથી જ વકીલાત કરી શકાતી નથી. એ માટે સીનીયર વકીલના હાથ નીચે એક વર્ષ કામનો અનુભવ લેવો પડે છે. એટલે મેટ્રીક થયા પછી ૯ વર્ષે તે વકીલાત કરવાને લાયક બને છે. સોલીસીટર થવાને માટે બી. એ. અથવા એલએલ. બી. થઇને એકાદ સોલીસીટરની પેઢીમાં કામ કરવું પડે છે. આ ઠેકાણે ત્રણ વર્ષ કામ કર્યા પછી સોલીસીટરની પરીક્ષામાં બેસી શકાય છે. એટલે બી. એ. થાય તો ૭ વર્ષ અથવા એલએલ. બી. થાય તો તેને ૯ વર્ષ એ પૂર્વે ગાળવાં પડે છે. આ વર્ગમાં સૌથી કનિષ્ઠ દરજ્જો મુખત્યારોનો છે. એમણે કાયદાનું શિક્ષણ લેવું જોઇએ અથવા કોઇ પ્રકારની પરીક્ષા પસાર કરવી જોઇએ એવું નથી. કાયદાની પરીક્ષા લેવાનો અધિકાર વહેંચાયેલો છે. અપેલેટ સાઇડના બે પ્રકારના એડવોકેટની પરીક્ષા લેવાનો અધિકાર બે સ્થળે છે, એક મુંબઇ યુનિવર્સિટી અને બીજી બાર કાઉન્સિલ. ઓરિજીનલ સાઇડ

એડવોકેટ અને સોલીસીટરની પરીક્ષા લેવાનો અધિકાર હાઈકોર્ટ કને છે. આમાં ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે પરીક્ષા લેવાનો અધિકાર જેને છે તેના પર ઉમેદવારોના શિક્ષણની જવાબદારી નથી. બીજી વસ્તુ એ છે કે ઇલાકામાં ધંધો ચલાવતા વકીલોના દરજ્જામાં જબરો ફરક છે. ઓ. સા. એડવોકેટ અને બેરીસ્ટરો માટે સર્વ કોર્ટોનાં દ્વાર ખુલ્લાં છે. ગમે તે કોર્ટમાં અગર હાઈકોર્ટમાં ગમે તે સાઇડે તેઓ કામ ચલાવી શકે છે. પ્રત્યેક કેસ તેઓ કોર્ટ સમક્ષ ચલાવી શકે છે પણ તેમને પૂર્ણ અખત્યારપણાનો અધિકાર નથી. અપેલેટ સાઈડના એડવોકેટો ફક્ત અપેલેટ સાઇડ કને કામ કરી શકે છે અને તેમાં પૂર્ણ અખત્યારી લઇ શકે છે. સોલીસીટર ગમે તે કોર્ટમાં કામ ચલાવી શકે છે પરન્તુ હાઇકોર્ટની ઓરિજીનલ સાઇડમાં તે માત્ર અખત્યારી ચલાવી શકે અને અપેલેટ સાઈડમાં તેને બન્ને અધિકાર છે.

એકજ ધંધો કરનારા વર્ગમાં અભ્યાસક્રમ, પરીક્ષા અને દરજ્જાની બાબતમાં આટલી બધી વિવિધતા હોય એ વસ્તુસ્થિતિ શોચનીય છે. એ વસ્તુસ્થિતિ જો કે ગુંચવણભરી છે પણ તેનું પરિણામ અનિષ્ટકારક આવે છે અને એને લીધે ધંધાના માર્ગમાં વિઘ્ન થાય છે એમ પણ નથી. ઉપરોક્ત પરિસ્થિતિ વિષમતાભરી છે એટલી વાત નિ:સંશય છે પણ શિક્ષણની ઇતર શાખાઓમાં પણ એ વૈગુણ્ય છે. દાખલા તરીકે વૈદકીય અને એન્જીનીયરીંગ એ બે ખાતાંઓ લઇએ. વૈદકીય ખાતામાં મુંબઇ યુનિવર્સિટીની એમ. બી. બી. એસ. ની ડીગ્રીનો કોર્સ છે તે સાથેજ સરકારના એલ. સી. પી. એસ.ના ડીપ્લોમાનો કોર્સ છે. એજ પ્રમાણે એન્જીનીયરીંગ ખાતામાં યુનિવર્સિટીની બી. ઇ. ડીગ્રીનો કોર્સ છે તે સાથે સરકારનો વિક્ટોરીયા જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટના ડીપ્લોમાનો કોર્સ છે. આ સર્વ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા પછી સરકારી અથવા ઇતર નોકરી મળે છે એમાં શંકા નથી. વકીલાતમાં ધંધામાં પણ એમ જ છે. મુખત્યારો ફક્ત ફોજદારી કોર્ટના નાના નાના મુકર્દમાઓ ચલાવી શકે છે. બાર કાઉન્સિલના અ. સાઈડના એડવોકેટો પુષ્કળ વકીલોની આંખોમાં સાલે છે. તેઓ તાલુકાઓમાં સબજજ અને સ. ડિ. મેજીસ્ટ્રેટોની કોર્ટમાં વકીલાત ચલાવે છે. અ. સાઇડ અને ઓ. સાઇડના એડવોકેટોજ ફક્ત ડિ. કોર્ટ અને હાઇકોર્ટમાં કામ કરે છે. વકીલાતના ધંધાની જે પ્રત્યક્ષ કાર્યપદ્ધતિ દેખાય છે તે ઉપરથી એ પદ્ધતિનું મૂળ ભૂલભરેલું છે એમ કહી શકાય નહીં. એ પદ્ધતિ માત્ર ઉપર કીધું તેમ ગુંચવણ અને અસમાનતાવાળી છે. પણ આ ધંધામાં પ્રત્યેક, જાણે કે ગુરૂત્વાકર્ષણના નિયમથી ન હોય તેમ, સંપાદિત શિક્ષણમર્યાદાને અનુરૂપ એવા જ અધિકારની તે ધંધામાંની શાખા ચલાવે છે.

પણ એ શિક્ષણ સુધારણાને પાત્ર છે એમ માનીને ચાલવાથી તેમાંના વિવાદગ્રસ્ત મુદ્દાઓના સ્પષ્ટીકરણ માટે કેટલાક પ્રાથમિક ખુલાસાઓ કરવા આવશ્યક છે. વકીલાતના ધંધામાં જરૂર કરતાં વધારે ભરાણું થયું છે એ પ્રશ્નનો સંબંધ કાયદાના શિક્ષણવિષયક પ્રશ્નથી અલગ રાખવો જોઇએ. વકીલાતનો ધંધો વિશિષ્ટ મર્યાદિત વર્ગોની હદમાં રહે એવા ઉદ્દેશથી તે શિક્ષણની યોજના ઘડવી એ વાત શિક્ષણના અને સામાજિક ન્યાયની સમાનતાના દૃષ્ટિબિંદુએ સમર્થન કરવા જેવી નથી. કર્તવ્યકુશળ વકીલ બનવા માટે કાયદાના શિક્ષણનું સ્વરૂપ કેવું રાખવું જોઇએ એ શિક્ષણના ક્ષેત્રનો પ્રશ્ન હોઇ તેનો નિર્ણય શિક્ષણવિશારદોએ કરવો જોઇએ. પણ એ નિર્ણય કરતી વખતે જરૂરીઆત કરતાં વકીલો વધી જાય તો શું કરવું એ બાબત તેમણે મનમાંથી કાઢી નાખવી જોઇએ. બીજો પ્રશ્ન એ છે કે કાયદાનું શિક્ષણ આપનારી સંસ્થાઓ બીજી સંસ્થાઓની જેમ 'હોલ ટાઇમ' હોવી જોઇએ કે 'પાર્ટ ટાઇમ'. એ બાબતનો, કાયદાનું શિક્ષણ કેવું હોવું જોઇએ એ મુખ્ય પ્રશ્ન સાથે કશો તાત્વિક સંબંધ નથી. લૉ-સ્કૂલ અથવા લૉ-કોલેજમાં પાર્ટ-ટાઇમ શિક્ષણ આપીને પણ પરિણામકારક શિક્ષણ મળે તેવી યોજના કરવાનું શક્ય છે.

આટલો પ્રાથમિક ખુલાસો કર્યા બાદ કાયદા-

શિક્ષણની સુધારણાની બાબત તરફ વળીએ. આ પ્રશ્નનો વિચાર કરતાં મુખ્ય ચાર મુદ્દાઓ ઉપસ્થિત થાય છે—

(૧) કાયદાનું શિક્ષણ શરૂ કરનાર વિદ્યાર્થીઓના પૂર્વશિક્ષણની ઓછામાં ઓછી મર્યાદા કેટલી હોવી જોઈએ?

(૨) કાયદાશિક્ષણના પૂર્ણ અભ્યાસક્રમની મુદત કેટલી હોવી જોઈએ?

(૩) કાયદાશિક્ષણના પૂર્ણ અભ્યાસક્રમમાં ક્યા વિષયો મૂકવા?

(૪) નિયોજિત અભ્યાસક્રમ બરાબર રીતે પાર પાડવા માટે લૉ-કૉલેજમાં કેવી યોજના કરવી?

આમાં ત્રીજા મુદ્દા પર બાકીના ત્રણ મુદ્દાઓનો આધાર છે. એટલે આ પ્રશ્ન ઉકલે કે બાકીના ત્રણ ઉકેલવાનું ઘણું સહેલું બની જાય. એ ત્રીજા મુદ્દાનું નિરાકરણ કરવાની બાબત મુંબઈ યુનિવર્સિટીના એલ. એલ. બી. ના પરીક્ષકોએ તે પરીક્ષાના વિદ્યાર્થીઓના અભ્યાસ વિષે વખતોવખત જે રિપોર્ટ કરેલો છે તે જોવાથી વધુ સહેલી બને છે. આ સર્વ રિપોર્ટો પરથી એમ જણાય છે કે એ વિદ્યાર્થીઓના અભ્યાસમાં મૂળથી જ નીચે પ્રમાણેના દોષો જોવામાં આવે છે—

(૧) વિદ્યાર્થી જે કાયદાનો અભ્યાસ કરે છે તે કાયદાનું મૂળભૂત તત્ત્વ તેણે યથોચિત ગ્રહણ કર્યું હોય એમ લાગતું નથી.

(૨) તે કાયદાની સામાન્ય રૂપરેખાનું જ્ઞાન પણ તેને થયું હોય એમ લાગતું નથી.

(૩) વિષયોની રજુઆત પદ્ધતિસર થતી નથી.

(૪) પ્રશ્નોના ઉત્તરો પરથી, સુસંબદ્ધતા એટલે શું એનું જ્ઞાન તેને હોય એમ લાગતું નથી.

(૫) પુરાવા, મુદ્દાનું વિવેચન અને નિષ્કર્ષનું યથોચિત વિવરણ કેમ કરવું એનું જ્ઞાન હોય એમ લાગતું નથી.

(૬) પોતાના મનમાંનો ઉદ્દેશ વિશદ કરવા જેટલી સ્પષ્ટ અને અસરકારક ભાષા લખવાની ટેવ પડી હોય એમ લાગતું નથી.

કાયદાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓમાં આ ખોડ સામાન્ય છે અને તે નહિવત્ કરવા માટેના ઉપાયો લેવાની જરૂર છે. એ માટે, એ દોષો તેમનામાં કેમ રહી જાય છે તેનાં કારણો જોવાં જોઈએ. મારા મત પ્રમાણે એમાં બે બાબતો કારણભૂત છેઃ અભ્યાસક્રમની યોજના સદોષ છે અને શિક્ષણપદ્ધતિ પણ સદોષ છે.

શિક્ષણશાસ્ત્રીઓના મત મુજબ કાયદાશાસ્ત્રના અભ્યાસને બીજા કોઈ અનુષંગી વિષયની જોડ મળવી જોઈએ. એ સિવાય વકીલાતનો ધંધો ચલાવવાની પૂરી પાત્રતા મળશે નહીં. વકીલાતના ધંધામાં વકીલાતની દૃષ્ટિ આવવી જોઈએ, પ્રત્યેક બાબતનું કાયદેસર સ્વરૂપ શું છે તેનો ત્વરિત નિર્ણય કરતાં આવડવો જોઈએ. આ વાત માન્ય કર્યા બાદ, અનુષંગી વિષય કયો હોવો જોઈએ એ ઠરાવવું બહુ કઠણ નથી. ઑગસ્ટિન બિરેલ એક ઠેકાણે કહે છે કે, "સ્વયંસિદ્ધ વાત દૃષ્ટાંતથી સ્વીકારવી, સત્ય બાબત પર વિવેચન કરવું અને સામાન્ય બાબતને વક્તૃત્વશક્તિથી રંગવી-એને વકીલાતની સાચી પટુતા કહેવામાં આવે છે એવું જે એક માર્મિક નિરીક્ષકે કહ્યું છે તે સાવ સાચું છે." આ વર્ણનમાંની આલંકારિક છટા છોડી દઈએ તો એમાં વકીલાતના ધંધાનાં જે પ્રધાન તત્ત્વો કહેવામાં આવ્યાં છે તે મહત્ત્વનાં છે. વકીલનું મુખ્ય કામ પોતાની બાજુનું સમર્થન કરવું એ છે. એ સમર્થન કરવા માટેનું કૌશલ્ય મેળવવા માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે—

(૧) વિશિષ્ટ વ્યક્તિનું વ્યક્તિત્વ અને સમાજમાંના તેના જીવનક્રમનું પૂર્ણ જ્ઞાન.

(૨) મનુષ્યના અંતઃકરણમાં વિચારપ્રણાલિકા કેવી રીતે કામ કરે છે તેનું જ્ઞાન.

(૩) કયી બાબતો પરથી તાર્કિક અથવા સુસંગત/શુદ્ધ નિષ્કર્ષ કેવો કાઢવો તેનું જ્ઞાન.

આ મુખ્ય બાબતો સિવાય કેટલીક અનુષંગી બાબતો છે અને તે પણ મહત્ત્વની છે. આ બાબતો ભાષાસૌષ્ઠવ અને વિષયની વિગતવાર રજુઆત

કરવી તે છે. આ સર્વ બાબતોનો વિચાર કરતાં કાયદાના અભ્યાસક્રમમાં નીચેના વિષયોનો સમાવેશ થવો જોઈએ. – (૧) સમાજશાસ્ત્ર (૨) માનસશાસ્ત્ર (૩) તર્કશાસ્ત્ર (૪) અલંકારશાસ્ત્ર (૫) વક્તૃત્વકલા અને (૬) વાઙ્મયવિશારદતા આ પૈકી દરેક વિષય કાયદાશાસ્ત્રના આજના અભ્યાસક્રમમાં સુધારણા કરી શકે એમ છે એટલે તેમાં એ વિષયનો સમાવેશ કરવો એ સૌથી વધુ મહત્વની વાત છે.

વકીલાતના અભ્યાસક્રમમાં આ પ્રમાણે સુધારો કરવાનું ઠરે તો, બીજા પ્રશ્ન–એટલે કે કાયદાશાસ્ત્રના પૂર્ણ અભ્યાસક્રમની મુદત કેટલી રાખવી–નો એકજ નિર્ણયાત્મક ઉત્તર આપી શકાય છે. તે એ કે, અત્યારના જેટલી બે વર્ષની મુદત તે માટે પૂરતી નથી. આ મુદત કેટલી નક્કી કરવી એ વિષયમાં મતભેદ પડે એ બનવાજોગ છે. મારા મત પ્રમાણે એ મુદત ચાર વર્ષની રાખવી જોઈએ. એમાં પહેલાં બે વર્ષના અભ્યાસની પરીક્ષા યુનિવર્સિટી અગર તે પરીક્ષા માટે ખાસ મંડળ નીમીને તે મારફત લેવાવી જોઈએ. આ પરીક્ષાને 'ફર્સ્ટ એલ. એલ. બી.' કહેવી. બીજી મુદતની આખરે 'સેકંડ એલ. એલ. બી.' ની પરીક્ષા તેજ મંડળ મારફત લેવી.

આ બન્ને પરીક્ષાઓનો અભ્યાસક્રમ નીચે પ્રમાણે રાખવો. પહેલી પરીક્ષામાં મારા મત પ્રમાણે નીચેના વિષયો રાખવા :

૧ સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર

૨ તર્કશાસ્ત્ર અને અલંકારશાસ્ત્ર

૩ ઈંગ્લીશ ભાષા

૪ કરારનો કાયદો

૫ કાયદાશાસ્ત્રનું તત્વજ્ઞાન અને તેના સૂત્રમય સિદ્ધાન્ત,

૬ સનંદમર રાજ્યઘટનાનો કાયદો

૭ હિન્દી સરકારના ઘટનાત્મક કાયદાઓ

૮. ફોજદારી કાયદાઓ અને ફોજદારી કામ ચલાવવાની પદ્ધતિ (ક્રિ. પ્રોસીજર). બીજી એલ. એલ. બી. ની પરીક્ષામાં અત્યારે બન્ને એલ. એલ. બી. નો જે અભ્યાસક્રમ છે તેમાંનો મોટો ભાગ ઉપરની પહેલી એલ. એલ. બી. માં આવી જાય એટલે તે બાદ કરીને (ઉપલા નં. ૪–૭–૮) બાકી સર્વ વિષયો તથા તે સાથે નીચેના વિષયો રાખવા.

(૧) પ્રોવી-શીયલ અને પ્રેસીડેન્સી સ્મોલ કોઝ કોર્ટ એકટસ;

(૨) બોમ્બે સીવીલ કોર્ટસ એકટસ. કોલેજના અભ્યાસક્રમની મુદતમાં સીવીલ અને ક્રિમિનલ પ્રોસીજર રાખવા નહીં એમ કેટલાક કહે છે પણ તે મને માન્ય નથી. એ અભ્યાસ કરાવવાથી નવી યોજનાને ટેકો મળશે.

આ પછી પહેલા પ્રશ્નનો વિચાર કરવાનો રહે છે. કાયદાશાસ્ત્રના શિક્ષણની ઓછામાં ઓછી મર્યાદા કેટલી રાખવી? મારા મત મુજબ મેટ્રિક પછી તરતજ એ શિક્ષણ લેવામાં હરકત નથી. મારો એવો મત થવાનું કારણ, નીચેના બે પ્રશ્નોનો સમાધાનકારક ઉત્તર મળી શકતો નથી એ છે. એટલે—

(૧) કાયદાનો અભ્યાસક્રમ આર્ટસની ડીગ્રી લીધા પછીનો (Post-graduate) અભ્યાસક્રમ છે એમ માનવાનું શું કારણ ?

(૨) ઉત્તમ વકીલ થવા માટેની પૂર્વતૈયારીનું જ્ઞાન ગ્રેજ્યુએટ થવા સુધીની મુદતમાં આર્ટસ કોલેજમાં મળે છે શું? એ પૂર્વશિક્ષણ ન મળવાથી વિદ્યાર્થીઓ બહુ કાચા રહે છે એવી પરીક્ષકોની તકરાર છે શું ?

આમાંના પહેલા પ્રશ્ન સંબંધી એમ કહી કહી શકાય કે એન્જીનીયરીંગ, રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન વગેરે વિષયોમાં ડીગ્રી મેળવવાના અભ્યાસક્રમ પૂર્વે ગ્રેજ્યુએટ થવુંજ જોઈએ એવો નિર્ણય મુંબઈ યુનિવર્સિટીમાં નથી. તો પછી એમાં માત્ર કાયદાશાસ્ત્રને શા માટે અપવાદ તરીકે રાખવું એ સમજી શકાતું નથી. બીજી વાત એ કે કોલેજની ચાર વર્ષમાં થનારો વિદ્યાર્થીનો જ્ઞાનસંચય કાયદાશાસ્ત્રના અભ્યાસમાં તેને સહાય કરનારો બનતો હોય એમ જણાતું નથી. એટલેજ મેં કહ્યું છે કે આ

અભ્યાસ પોસ્ટ-ગ્રેજ્યુએટ માટેજ ન રાખતાં મેટ્રિક થયા પછી કરવામાં હરકત મૂકવી નહીં. બેરિસ્ટરનો કોર્સ પોસ્ટ-ગ્રેજ્યુએટ કોર્સ ક્યાં છે?

કાયદાના અભ્યાસનું પૂર્વશિક્ષણ ઇન્ટરમીડીએટ સુધી હોવું જોઇએ એવો કેટલાકનો મત છે. આ સામે મારા બે આક્ષેપ છે. પહેલો એ કે, બી. એ. થયેલા વિદ્યાર્થીને પણ કાયદામાં સરળતા મળે છે એમ નથી તો બી. એ. ની નીચે ઇન્ટરની મર્યાદા રાખવાથી શો ફાયદો? કોલેજના શિક્ષણથી જો કાયદાની પૂર્વતૈયારી થતી ન હોય તો વિદ્યાર્થીનાં બે વર્ષ કોલેજમાં ફોકટ શા માટે બગાડવાં? પૂર્વતૈયારી જો કાચી છે તો પૂર્વતૈયારી અભ્યાસક્રમની શરૂઆતમાંજ શા માટે ન કરવી? મારા મત મુજબ મેટ્રિક થયા પછી કાયદાનો અભ્યાસ કરવામાં નીચે પ્રમાણે ત્રણ ફાયદાઓ છેઃ—

૧. પહેલો એ કે હાલમાં કાયદાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી, ભવિષ્યમાં પોતે વકીલાતનો ધંધો કરશે એજ ઉદ્દેશથી અભ્યાસ કરે છે એમ નથી. આ એક સાધન પણ પ્રસંગાનુસાર પાસે હોવું જોઈએ એવો તેનો ઉદ્દેશ છે. ખાલી રહેવા કરતાં આ એક ડીગ્રી લેવી એવો પણ કેટલાકનો ઉદ્દેશ હોય છે. આવા દ્વિવિધ ઉદ્દેશને લીધે કાયદાશાસ્ત્રમાં તેની તાત્ત્વિક ગતિ ન થતાં કેવળ ઉપરછલ્લું જ્ઞાન મળે છે. આ વસ્તુ દૂર થવી જોઇએ. બી. એ. થયા પછી આ અભ્યાસ પ્રત્યે રહેવું જોઇએ તેટલું આકર્ષણ રહેતું નથી કારણ કે ભરાઈ નહીં ગયેલાં એવાં બીજાં ક્ષેત્રોમાં તેને માટે પ્રવેશ કરવાની સંભવિતતા રહે છે. મેટ્રિક થઇને કાયદાના અભ્યાસની શરૂઆત કરવાથી તેને પોતાનો ભાવી વ્યવસાય તેજ ઠરાવવો પડશે અને એ ઠરાવવા તેને શક્ય તેટલી વહેલી તક મળશે.

૨. બીજી બાબત ખર્ચની કરકસર અને અભ્યાસની ઇષ્ટ પ્રગતિ વિષેની છે. મેટ્રિક થયા પછી ચાર વર્ષમાં કાયદાનું શિક્ષણ પૂરું થાય એટલે અત્યારે કરતાં તેનાં બે વર્ષ બચે. અત્યારની પદ્ધતિથી ગરીબ વિદ્યાર્થીઓને મુશ્કેલી નડે છે. શિક્ષણની બાબતમાં પણ આવીજ સ્થિતિ રહે છે. અત્યારની પદ્ધતિ પ્રમાણે કાયદાના અભ્યાસ માટે માત્ર બે વર્ષ મળે છે. આ મુદ્દત પૂરતી નથી. મારા મત પ્રમાણે એ મુદત ચાર વર્ષની થવી જોઇએ જેથી કાયદાનો અભ્યાસ તલસ્પર્શી રીતે કરી શકાય.

૩. ત્રીજો ફાયદો એ કે કાયદાના અભ્યાસક્રમ માટે આવશ્યક ચૂંટણી કરી શકાશે. જેમને વકીલાતના ધંધા માટે અભ્યાસ નહીં કરવો હોય તેઓ સહજ દૂર રહેશે અને જેમને ધંધા માટે જ અભ્યાસ કરવો હશે તેવા વિદ્યાર્થીઓ આગળ આવશે. આથી કરીને એ ધંધામાં થતું ફાજલ ભરણું ઓછું થશે.

આ સામે કદાચ એક આક્ષેપ આવવાનો સંભવ છે. તે એ કે મેટ્રિક થયેલા વિદ્યાર્થીઓને કાયદાની ભાષા સમજવી કઠણ પડશે અને તેથી અભ્યાસ પણ કઠણ પડશે. આ સામે મારો ઉત્તર આ છે. મારા મિત્ર, મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ શ્રી. એસ. સી. જોષી એમ. એ. એલએલ. બી. ના મત પ્રમાણે આ આક્ષેપનો કંઇ અર્થ નથી. બાર કાઉન્સિલની પરીક્ષાના વર્ગ આજે કેટલાંય વર્ષથી તેઓ ચલાવે છે અને તે વર્ગ સંતોષકારક જણાયો છે. તેઓ મેટ્રિક થયેલા વિદ્યાર્થીઓને કાયદાશાસ્ત્ર શીખવતા હોવાથી તેમનો પ્રત્યક્ષ અનુભવ અધિક મૂલ્યવાન છે. મારી યોજના પ્રમાણે એલ. એલ. બી. ની પરીક્ષાના જે બે કોર્સ કરાવવામાં આવ્યા છે તેમાંના પહેલા કોર્સમાં કાયદાના અભ્યાસની પ્રત્યક્ષ શરૂઆત કરવી જોઇએ એવું નથી.

આ પછી લૉ-કોલેજની પુનર્ઘટનાનો પ્રશ્ન આવે છે. આ પ્રશ્નનો વિચાર કરવા માટે ૧૮૯૮ની સાલમાં એક કમિટી નીમવામાં આવી હતી અને તે પછી ૧૯૧૫ની સાલમાં ચંદાવરકર કમિટી નીમાઇ હતી તથા તેણે આ પ્રશ્નનો વિચાર કરીને, પુનર્ઘટના કરવાનું કારણ નથી એમ ઠરાવ્યું હતું. વસ્તુતઃ લૉ-કોલેજમાંનો અભ્યાસ શાળાઓની જેમ આખા દિવસનો રાખવો એની વિરુદ્ધ મારો મત છે. કાયદાનો અભ્યાસ કરનારા ઘણાખરા વિદ્યાર્થી પોતાના ગુજરાન વગેરે માટે નોકરી ધંધો કરીને ફાજલ સમયમાં એ અભ્યાસ કરે છે. આથી તો

કોલેજનો સમય આખા દિવસનો રાખવાથી તેઓ કોલેજમાં આવી શકશે નહીં અને તેમનાથી અભ્યાસ પણ થઇ શકશે નહીં અને અત્યારની ૭ વર્ષની મુદત પણ જો આગળ લઇ જવાની હોય તો એ કોલેજોનો આખો દિવસ રાખવાની બીલકુલ જરૂર નથી. વિદ્યાર્થી દર વર્ષે પાસ થતો જાય તો પણ આખા દિવસનો અભ્યાસ રાખવાથી વિદ્યાર્થીઓના પાલકો પર તેમના ખર્ચનો બોજો એકસામટો ૭ વર્ષ સુધી પડશે. મારી યોજના ચાર વર્ષની હોઇ આ ક્રમની શરૂઆત પણ પહેલાંથીજ એટલે કે કોલેજના ખર્ચ સિવાય થઇ શકશે અને એટલાજ કારણસર જો તે છેવટે આવશ્યક જણાય તો આખા વખતની કોલેજપદ્ધતિનો પુરસ્કાર હું કરૂં.

અધ્યાપકવર્ગ બે પ્રકારનો રાખવો-શિક્ષક અને પ્રોફેસર. પ્રત્યક્ષ કાયદાનું શિક્ષણ વકીલાતનો ધંધો ચલાવતા હોય તેવા એટલે કે ધંધાદારી વકીલદ્વારા અપાવવું; નહીં તો વ્યવહારીક જ્ઞાનને ઠેકાણે કેવળ પુસ્તકિયું જ્ઞાન વિદ્યાર્થીઓને મળે એવો ભય રહે છે. અર્થાત્ પ્રોફેસરો અધ્યાપક-મંડળમાં કાયમના હોવા જ જોઇએ એવુ નથી. પ્રિન્સિપાલ અને શિક્ષક કાયમના હોય એટલે ચાલે.

અધ્યાપકવર્ગના આવા બે પ્રકાર પાડવાનું કારણ હાલની શિક્ષણપદ્ધતિના દોષ કાઢી નાખવા એ છે. એ દોષો કયા છે તેનો તો કોલેજમાં અત્યારે કામ કરનારાઓને અનુભવ થયેલો છે. આજની પદ્ધતિમાં વિદ્યાર્થી માત્ર લેકચરનું ટાંચણ લે છે. એટલે વિદ્યાર્થીઓને જુદા જુદા કાયદાઓની કલમો તો તેટલે અંશે સમજાય છે પણ એ પદ્ધતિ વડે, વકીલાત ચલાવતાં જે જૂદીજૂદી ભાંજગડો અને પુરાવાઓની અસંખ્ય બાબતો આવે છે તેને કાયદાનો બરાબર લાગુ પડનારો આધાર આપવા જેટલું જ્ઞાન તેમને મળે છે કે કેમ એ એક પ્રશ્ન છે. આ ઉપરાંત, આ પદ્ધતિમાં અભ્યાસનાં પુસ્તકો વાંચવાંજ જોઇએ અને કોલેજનાં લેકચરોમાં હાજરી આપવીજ જોઇએ એવી ફરજ વિદ્યાર્થીઓને પાડવા માટેની ગોઠવણ નથી. આથી વિદ્યાર્થીઓ પરીક્ષા નજીક આવી કે નોટ્સ અને એવાં પ્રકારનાં પરચુરણ પુસ્તકો વાંચી નાખે છે

કાયદાનું શિક્ષણ આપવા માટે યોગ્ય પદ્ધતિ કયી એ વિષે જૂદાજૂદા મત છે. કેટલાકના મત પ્રમાણે 'કેસ લૉ'ની પદ્ધતિ સારી છે ત્યારે કેટલાક કહે છે કે ઠરાવેલાં પુસ્તકો અને લેકચરો એટલું બસ છે. આ પૈકી યોગ્ય પદ્ધતિ કયી એનું સકારણ વિવેચન કોઇ કરતું નથી.

મારા મત પ્રમાણે તો, શિક્ષણપદ્ધતિ અધ્યાપક-વર્ગની મરજી પર વ્યક્તિશઃ છોડી દેવી જોઇએ એ બરાબર છે; પણ હાલની પદ્ધતિ સદોષ છે અને અત્યાર કરતાં વધારે બૌદ્ધિક પ્રયત્નો વિદ્યાર્થીઓને કરવા પડે એવી પદ્ધતિની જરૂર છે એ અધ્યાપક વર્ગના મન પર ઠસે એવા પ્રકારની કોઇ નિશ્ચિત મર્યાદા આંકવાની જરૂર છે. કેવળ લેકચર્સ કરતાં લેકચર્સ અને શિક્ષણ એવી સંમિશ્ર પદ્ધતિ સારી.

કાયદાશિક્ષણની સુધારણા ઉપરાંત મારા મત પ્રમાણે ઇતર ત્રણ બાબતોમાં પણ સુધારો કરવાની જરૂર છે–

(૧) અત્યારે છે તેવી કાયદાની સર્વ પરીક્ષાઓ નાબુદ કરી વકીલની એકજ પરીક્ષા રાખવી. અપેલેટ સાઇડ અને ઓરિજિનલ સાઇડના એડ-વોકેટોનો પરીક્ષાનો ભેદ કાઢી નાખવો અને એ ભેદ જો ઠરાવવાનો જ હોય તો જેની-તેની મરજી પર છોડવો એટલે સનદની અરજી કરતાં, તેણે પોતે અમુક સાઇડ પર કામ કરનાર છે અથવા સોલીસીટર તરીકે કામ કરવું છે એ સ્પષ્ટ કરવું.

(૨) શિક્ષકમંડળ સાધારણ રીતે એક રાખવું. પુનર્ઘટનાની યોજનામાં કાયદાના શિક્ષણનું નિયમન કરવા માટે અને પરીક્ષા લેવા માટે 'કાઉન્સીલ ઓફ લીગલ એજ્યુકેશન'ની નીમણુંક કરવી. એમાં નીચે પ્રમાણે સભ્યો રાખવા-(૧) યુનિવર્સિટી તરફના પ્રતિનિધિ (૨) હાઇકોર્ટ-જજ તરફના પ્રતિનિધિ (૩) બાર તરફના પ્રતિનિધિ (૪) લોકનિયુક્ત પ્રતિનિધિ.

પરીક્ષા લેવાનું કામ બાર કાઉન્સિલને સોંપવાનું મને ઠીક લાગતું નથી. કારણ તેને લીધે પોતાને પૂરી મોકળાશ મળે એવી રીતે પરીક્ષા–સત્ર ચલાવવાની મનોવૃત્તિ પેદા થવાનો સંભવ છે અને તેમ થવાથી કાયદાશિક્ષણની યોજનાના મૂળ પરજ ઘા કરવા જેવું થશે. આ અનિષ્ટ પ્રકાર બનવા ન પામે તે માટે યોગ્ય પગલાં લેવાં જોઇએ. સનદ કંઈ માત્ર પરીક્ષા પાસ કરવાથીજ અપાય નહીં; તે માટે ત્રણ શરતો હોવી જોઇએ.

अ કાયદાશાસ્ત્રની પદવી.

ब પાસ થયા પછી સીનીયર વકીલના હાથ નીચે એક વર્ષ કામ કરીને વકીલાતના ધંધાના સર્વ વ્યવહારની માહિતીની પરીક્ષા પસાર કરવી.

क (૧) ઓ. સા. એડવોકેટની સનદ માગનારાઓએ એ સાઈડના હાઇકોર્ટ રૂલ્સની પરીક્ષા પસાર કરવી.

(૨) અ. સા. એડવોકેટની સનદ માગનારાએ એ સાઇડના હાઇકોર્ટ રૂલ્સની પરીક્ષા પસાર કરવી.

(૩) સોલીસીટરની સનદ માગનારાએ બન્ને બાજુના હાઇકોર્ટ રૂલ્સ અને દસ્તાવેજ લખવાની પરીક્ષા પસાર કરવી.

ड સારા વર્તનનું પ્રમાણપત્ર.

સીનીયર વકીલના હાથ નીચે ધંધાનું પ્રત્યક્ષ શિક્ષણ લેતાં નીચેની વાતો લક્ષમાં રાખવી જોઇએ.

(૧) એ ઠેકાણે યોગ્ય શિક્ષણ મળી શકે તેમ છે કે કેમ ?

(૨) સીનીયર વકીલ એકાદને પોતાના હાથ નીચે રાખવાને કબુલ ન થાય અગર ભળતી ફી માગે તો શું ?

ધંધાનું પ્રત્યક્ષ શિક્ષણ મળે એ વસ્તુ જો આવશ્યક હોય તો આ પ્રશ્નનો કંઇ પણ તોડ લાવવો જોઇએ. ૧ લા મુદ્દા વિષે આજે નિશ્ચિંતપણે કંઇ કહી શકાય તેમ નથી. મુંબઈ અને જીલ્લાનાં સ્થળોમાં સારા સીનીયરો મેળવવામાં હરકત પડે નહીં એમ લાગે છે. ૨ જા મુદ્દા વિષે નિશ્ચિંતપણે એટલું કહી શકાય કે, એમાં હાઇકોર્ટે હાથ ઘાલી, સીનીયર વકીલોએ જ્યુનિઅરને પોતાના હાથ નીચે લેવોજ જોઇએ એવો નિયમ કર્યા સિવાય કંઇ થવાનું નથી. ધંધાનું રહસ્ય પોતે જ્યુનિઅરને સમજાવે અને આગળ ઉપર તે પોતાનો પ્રતિસ્પર્ધી થાય એ ભીતિ સીનીયર વકીલોના મનમાં હોવાને લીધે હાઇકોર્ટ ફરજ પાડે નહીં ત્યાં સુધી તેઓ જ્યુનિયરને પોતાના હાથ નીચે લેશે નહીં એમ મને લાગે છે. હવે, વધારે ફીની માગણી કરે તો શું, એ સંબંધમાં એમ કહી શકાય કે હાઇકોર્ટે એ માટે નિશ્ચિત ફી ઠરાવવી જોઇએ, નહીં તો ફીની માગણી એટલી જબરદસ્ત વધશે કે વકીલાતનો ધંધો માત્ર શ્રીમંત લોકોજ કરી શકશે!



# 'એની સાથે નહિ રમવાનું !'



"બા, હું પેલા નટવરીયા સાથે રમવા જઉં !"

"કોની સાથે રમવા જવું છે ?!"

"પેલા નટવર સાથે, હુંહુંહું .."

"કયા નટવરીયા સાથે ?!..."

"પેલા મનસુખ કાકાના......"

"તને તે કાંઈ શરમ છે ! ગઈ કાલે તો એની મા મારી સાથે બાઝી હતી ! ને આજે તારે એના નટવરીઆ સાથે રમવા જવું છે, કાં ?"

"તે બા, પણ હું કાંઇ એની સાથે ઓછો બાઝયો હતો ?! હું તો એની સાથે કજીઓ કર્યા વિના રમું છું..."

"ના એ નહિ ચાલે ! એની સાથે નહિ રમવાનું !"

આ માતાના ઝેરનો વારસો પુત્રને જ મળે ને !

ચિનુભાઈ મહેતા



# " સા ઈ કો લો જી "



રોજ પ્રમાણે કુમારી પ્રેમલતા ઠાકર ઓફીસમાં આવીને બેઠાં, એટલે સિપાઇએ તે દિવસે આવેલી ટપાલ બાઇસાહેબના ટેબલ ઉપર મૂકી. તેમણે ટપાલ વાંચવા માંડી.

સુશીલા શાહના નામપર આવેલો એક પત્ર હેડ-મિસ્ટ્રેસે ફોડયો, અને વાંચતાં વાંચતાં તેમનો ચહેરો ગંભીર બની ગયો તથા કપાળપર આંટણુ પડવા લાગ્યાં. " બેવકૂફ છોકરી!" એવો ઉદ્‌ગાર તેમના મ્હોંમાંથી એકદમ બહાર પડયો.

એજ વખતે એ મિડલ સ્કુલના એક શિક્ષક કોઠારી માસ્તર ઓફીસમાં આવ્યા. તે વૃદ્ધ હતા, શાળામાં સૌથી જૂના હતા અને હેડમિસ્ટ્રેસના તે વિશ્વાસુ મહ્નીશ પણ હતા. મેલી ખાદીની ટોપી, ફાટેલું ધોતિયુ, લીંટીવાળો કોટ, અને પગમાં તૂટેલી પટ્ટીના ચંપલ, એ તેમનો હમેશનો પોશાક હતો.

હેડમિસ્ટ્રેસે તેમને પૂછયુંઃ "પેલી સુશીલા શાહ
`વી છોકરી છે?"
કાયમની એટલે ! [ઠીક છે." માસ્તર સમજ્યા
અધ્યાપકશ્રી હેતુથી પૂછે છે.
હાલની શિક્ષણપદ્ધતિ વાત પૂછતી નથી. હું પૂછું છું
એ દોષો કયા છે તેનો કેવી ?" બાઇએ પૂછયું.
કરનારાઓને અનુભવ થયો: તેની સામે કોઈ વાર
વિદ્યાર્થી માત્ર લેક્ચરનું માસ્તરે સાવધાનતાથી
વિદ્યાર્થીઓને જૂદા જૂદા કાયદા
તેટલે અંશે સમજાય છે પણ એ પહરેતજ બાઇએ
ચલાવતાં જે જૂદીજૂદી ભાંજગડો અ
અસંખ્ય બાબતો આવે છે તેને કાયદાના
લાગુ પડનારો આધાર આપવા જેટલું જ્ઞાન તેમેન મળે છે કે કેમ એ એક પ્રશ્ન છે. આ ઉપરાંત, આ પદ્ધતિમાં અભ્યાસનાં પુસ્તકો વાંચવાંજ જોઇએ અને કોલેજનાં લેકચરોમાં હાજરી આપવીજ જોઇએ એવી ફરજ વિદ્યાર્થીઓને પાડવા માટેની ગોઠવણ નથી. આથી વિદ્યાર્થીઓ પરીક્ષા નજીક આવી કે

છું કે તમે લોકો 'સાઇકોલોજી' સમજતા નથી. આ જુઓ, તમે સારી કહો છો, તેજ છોકરીનું પાપ!"

બાઇએ પત્ર ધર્યો અને માસ્તરે તે હાથમાં લઈ વાંચ્યો. સુશીલા શાહ ઉપર આવેલી એ એક પ્રેમપત્રિકા હતી. બાઈના કથનનો મર્મ માસ્તર સમજી શકતા નહોતા. તે બાઈ તરફ જોઇને સ્તબ્ધ ઉભા રહ્યા.

" કેમ, ચૂપ થઈ ગયાને ? હું હમેશાં કહું છું કે છોકરીઓના પાતાળયંત્રોને તમે નહિ ઓળખી શકવાના; ખરૂં ને ?" બાઇએ રૂઆબથી ટીકા કરી.

" પણ આમાં સુશીલાનું પાતાળયંત્ર કયાં છે?" માસ્તરે આદરપૂર્વક કહ્યું.

" કયાં છે, એટલે ? રસ્તામાં જતાં-આવતાં નખરાં કરવાં, ચેન-ચાળા કરવા, એટલે શું ?" બાઇએ તુચ્છકારથી કહ્યું.

" મને તો એ આપનો માત્ર સંશયજ લાગે છે." માસ્તર જરા જોરથી બોલ્યા.

" એ...મ ! એટલે હું કેવળ શંકાખોર અને પેલી છોકરી કેવળ ધોયેલા ચોખા જેવી, એમ ને ?" બાઇ જરા ચડતા સૂરે બોલ્યાં.

" એમ નહિ; પણ આવાં નનામાં પત્રોને કચરાની ટોપલીમાં નાંખવા જોઇએ, એમ કહેવાય છે ને ?" માસ્તર અતિશય વિનયથી બોલ્યાઃ " મિસ સુશીલાને આ વાતની ગંધ પણ નહિ હોય!"

"અહાહા! ગાય જેવી ગરીબ ખરીને ?" બાઇ ઉછળીને બોલ્યાંઃ " અમારા ઉપર પત્રો આવતાં હશે તે શું અમે નહિ સમજતાં હોઇએ ?"

અને માસ્તર તો બાઈ તરફ જોઈજ રહ્યા!

આ૦

# બાલાજી વિશ્વનાથનું ભેદી રાજકારણ

## [ એક મહારાષ્ટ્રીય મુત્સદ્દીનું ચરિત્ર ]

*

**બાલાજી** વિશ્વનાથ સત્તરમી સદીના અંતમાં અને અઢારમી સદીના પ્રારંભનાં વર્ષોમાં મહારાષ્ટ્રમાં રાજકીય નોકરીમાં હતો; પરન્તુ એ નોકરી કોની, બાદશાહ ઔરંગજેબની કે છત્રપતિ શાહુની ? તે બાદશાહના તાબાના પ્રદેશનો સરસુબેદાર હતો, છતાં મરાઠા પ્રધાનોના હુકમોનો અમલ તેણે અનેક વાર કર્યો હતો ! તે કારકુન લેખાતો છતાં તેને સેનાપતિ તરીકે ઉલ્લેખવામાં આવતો, અને તોપણ તેણે પ્રત્યક્ષ યુદ્ધમાં કદાપિ ભાગ લીધો નહોતો ! આ અદ્‌ભુત મુત્સદ્દીના ભેદી રાજકારણનો મર્મ સમજવા જેવો છે.

૧૬૯૯ માં જ્યારે ઔરંગઝેબે દક્ષિણના કિલ્લાઓ જીતવાને સવારી કરી ત્યારે પુના, અહમદનગર, અને દોલતાબાદના પ્રદેશમાં બાલાજી સરસુબેદાર હતો. ૧૭૦૪ થી ૧૭૦૭ સુધી તે દોલતાબાદનો સર સુબેદાર હતો એવો ઉલ્લેખ ઐતિહાસિક પત્રોમાંથી મળે છે. આ વખતે બાદશાહ સિંહગઢના કિલ્લાને ઘેરો ઘાલીને પડ્યો હતો. તે વખતે આદીલશાહી રાજ્યનો બાદશાહે ધ્વંસ કર્યો હતો અને દક્ષિણમાં અનેક સ્થળે વખતોવખત બાદશાહના મુકામો થતા. પુના અને દોલતાબાદના પ્રદેશનો કારભાર બાદશાહના અમલદારોના હાથમાં હતો અને મરાઠી સેના તેમાં ટકી શકતી નહિ, છતાં બાલાજીના હુકમો એ પ્રાંતોમાં છૂટતા અને તેનો અમલ થતો !

વસ્તુસ્થિતિ એ હતી કે બાદશાહે આ પ્રદેશ જીત્યો હતો ખરો, પણ મરાઠાઓએ તેની ઉપરનો પોતાનો હક્ક કદાપિ છોડ્યો ન હતો, અને એ પ્રદેશ પોતે ગુમાવ્યો છે એવી કબૂલત મરાઠાઓએ કદાપિ આપી ન હતી. સંભાજીનો અંત આવ્યો ત્યારે મરાઠી રાજ્ય અને તેના કારભારની રચના પહેલાંની પેઠેજ ચાલુ છે એ બતાવવાને રાજારામે જીંજીના કિલ્લાને રાજધાની બનાવી હતી અને ઔરંગઝેબના મૃત્યુસુધી એ દાવો ચાલુ હતો. બાદશાહના તાબાના પ્રદેશમાં મરાઠી સત્તા ચાલુ રાખવાની મુત્સદ્દીગીરીનો મોટા પ્રમાણનો યશ બાલાજી વિશ્વનાથને મળે છે. બાદશાહની પ્રચંડ ફોજો જે પ્રાંતોમાં ફરતી હતી તે પ્રદેશમાં મરાઠી અમલદારની કેવી સ્થિતિ થાય તે સમજી શકાય તેમ હતું. એવી વિકટ સ્થિતિમાંથી એ પ્રાંતો પર અમલ ચલાવવાનું જોખમભર્યું કામ બાલાજીએ ઉપાડ્યું હતુ અને આઠ વર્ષ સુધી તે ચાલુ રાખ્યું હતું.

બાલાજી આ બેવડા અમલવાળા પ્રદેશમાં જે રીતે કામ કરતો તે રીતમાંજ ખૂબી રહેલી છે. તે કારકુન હતો, શસ્ત્રો તેણે કદાપિ ધારણ કર્યાં નહોતાં; નિઃશસ્ત્ર વ્યક્તિ ઉપર સશસ્ત્ર સૈનિક હલ્લો ન કરવો એ યુદ્ધનીતિનો નિયમ તે વખતે કેટલેક અંશે પળાતો હતો; એટલે બાલાજી પોતાનું કારકુનીનું કામ સંભાળવા ઉપરાંત બાદશાહી અમલદારોનો ચાહ પણ મેળવી શક્યો હતો; બાદશાહી ફોજને સીધું સામગ્રી પૂરાં પાડવાની જરૂર પડે કે બીજી કાંઇ સગવડો જોઈએ ત્યારે તે તે કામ પણ પતાવી લેતો અને પોતાની પ્રતિષ્ઠા વખત વર્તીને જાળવી લેતો. બાદશાહી અમલદારો સાથે તેણે સારી પેઠે પરિચય વધાર્યો હતો, અને તેને યોગે તેણે અનેક નાજુક કાર્યો કર્યાં હતાં તથા પોતે એકકે પક્ષના ઝપાટામાં આવ્યા વિના પોતાની ફરજ બજાવતો હતો. પોતાની મુત્સદ્દીગીરીથી તે બાદશાહના અમલદારોને અને મરાઠી પ્રધાનોને ઉપયોગી થઇ પડ્યો હતો અને તેથી

જ તે વાઘની બોડમાં રહ્યા છતાં સહીસલામતીથી રહી શકતો હતો. ખુદ બાદશાહની પણ તેને મુલાકાતો થઈ હોય એમ જણાય છે. યેસુબાઇ, શાહુ, વગેરે જ્યારે બાદશાહની કેદમાં હતાં, ત્યારે બાલાજી તેમને મળવા જઇ શકતો અને તેમની સાથે વાતચીત કરી શકતો। ઔરંગઝેબની પુત્રી ઝીન્નતુન્નીસા બેગમની ઓળખાણ અને ટેકો મેળવવાની કામગીરી પણ એણે બજાવી હતી. ૧૭૦૦ થી ૧૭૦૪ સુધી બાદશાહનો મુકામ પુના પ્રાંતમાં હતો, તે વખતે તારાબાઈના પુત્ર શિવાજીને બદલે મહારાષ્ટ્રમાં શાહુનો અધિકાર જામે તે માટે તેણે પુષ્કળ ખટપટ કરી હતી, અને મહારાષ્ટ્રના ઇતિહાસને નવું વલણ મળ્યું તે બાલાજીની એ કામગીરીને આભારી હતું.

૧૭૦૨ ના ચોમાસામાં બાદશાહ ઔરંગઝેબે સિંહગઢના કિલ્લા પર હલ્લો કર્યો. બાદશાહનો એક હોશિયાર અમલદાર તર્બીયતખાન નામે હતો તે બાદશાહી તોપખાનાનો ઉપરી હતો. કિલ્લાઓ ઉપર હલ્લો કરવામાં એજ અમલદાર હમેશાં આગળ આવતો, અને મરાઠાઓમાં તેની કામગીરી જાણીતી હતી. તે વખતે મરાઠાઓને દારૂની જરૂર પડી એટલે બાલાજી વિશ્વનાથ અને સેનાપતિ ધનાજી જાધવે એ મરાઠા અમલદારોને લખેલા પત્રોમાં જણાવ્યું છેઃ "તમારૂં કેટલુંક નાજુક કામ છે, તો આ કાગળ વાંચતાં જ જરૂર મળવા આવજો. વિલંબ ન કરશો. કાળી માટી (એટલે ફોડવાનો દારૂ)ની બહુ જરૂર છે, તો ભગીરથ પ્રયત્ન કરીને પણ અઢી મણ દારૂ મેળવી હરકોઇ ઉપાયે આવજો. જીવનો મેળો છે. આજનું કામ કાલ ઉપર ન રાખશો. આજે લોકોનું રક્ષણ કરશો તો તમે આ મુલકમાં રહી શકશો." આ બધું સિંહગઢના કિલ્લા સંબંધે છે. બીજા પત્રોમાં તર્બીયતખાનનો પણ ઉલ્લેખ છે. કશો ઉપાય નહિ ચાલવાથી છેવટે તર્બીયતખાન સાથે વાટાઘાટ કરીને કિલ્લો સોંપી દેવાની મરાઠાઓને ફરજ પડી હતી.

બાલાજી વિશ્વનાથ કોકણનો એક સાધારણ બ્રાહ્મણ હતો, પરન્તુ જે વખતે મહારાષ્ટ્રમાં મુસલીમ અમલ ગાજી રહ્યો હતો, તે વખતે પોતાની મુત્સદ્દીગીરીથી તેણે મરાઠા થાણાં ટકાવી રાખ્યાં હતાં, બને ત્યાંસુધી રક્તપાત થવા દીધા વિના જે કાંઈ હાથમાં આવ્યું અને રહ્યું તે ગજવામાં મૂકવું એ ન્યાયે મરાઠા અધિકારને લુપ્ત થવા દીધો નહોતો, એ તેની કામગીરીનું આકર્ષણ શાહુના મન ઉપર ખૂબ થયું હતું. બાદશાહના સરદારોને સામ-ભેદાદિ ઉપાયોવડે બાલાજીએ વશ કરી લીધા હતા અને તેમનો મારો જેમ બને તેમ સૌમ્ય કરવાનો જ તેણે યત્ન કર્યો હતો. બાદશાહની પ્રચંડ સેના સામે મરાઠાઓ યુદ્ધમાં ટકે તેમ નથી એ જોયા પછી લડાઇઓ પાછળ મરાઠાઓનું લોહી વહેવડાવવા કરતાં બાદશાહની દક્ષિણની સવારીનો અંત આવે ત્યાંસુધી ટકી રહેવાની જે જરૂર તેણે જોઇ હતી તેજ જરૂર ઉપર તેણે લક્ષ રાખ્યું હતું.

શાહુને વટલાવીને મુસલમાન બનાવવાની બાદશાહે હઠ પકડી ત્યારે એ સંકટના નિવારણમાં બાલાજીએ ખૂબ યત્ન કરીને તેને પરણાવી દેવાનો ઉદ્યમ કર્યો હતો. પરન્તુ તે વખતના મુખ્ય મુત્સદ્દીઓ રામચંદ્ર પંત અમાત્ય, સંતાજી ઘોરપડે, સેનાપતિ ધનાજી જાધવ, પરશુરામ પંત પ્રતિનિધિ એમના જેવા તેજસ્વી નક્ષત્રોને હઠાવીને બાલાજી-વિશ્વનાથ જેવો એક તારો કેમ આગળ આવ્યો એજ મુખ્ય પ્રશ્ન છે. રાજારામના મૃત્યુ પછી શાહુ અને તારાબાઈનો પુત્ર શિવાજી એ બે છત્રપતિની ગાદીના વારસો હતા. શાહુ વીસ વર્ષનો અને આશા આપનારો જુવાન હતો અને શિવાજી નાની વયનો તથા કાંઇક ઘેલો હતો. દેશ ઉપર સંકટનો સમય વર્તતો હોય ત્યારે કાર્યશીલ અને બુદ્ધિમાન ગાદીપતિ હોય તોજ રાજ્ય ટકે એ વાત સ્પષ્ટ હતી. તારાબાઇ હોશિયાર હતી પણ લોકો પર છાપ બેસાડીને રાજકાર્ય ચલાવવા માટે તેમજ બાદશાહ સાથેનો સંબંધ સુઘટિત રીતે નિભાવવા માટે પુરૂષની તે વખતે જરૂર હતી. આ સ્થિતિમાં શિવાજીને ગાદીએ ન બેસાડવાની મુત્સદ્દીઓની સલાહ હતી, પણ તે ન માનતાં તારાબાઈએ પોતાના પુત્રને ગાદીએ બેસા-

થાનો જ આગ્રહ પકડયો, એટલે શાહુનો પક્ષ પકડવાની અને તેને જ રાજ્યગાદી ઉપર બેસાડવાની અનિવાર્ય જરૂર હોઈ તે પૂરી પાડવાની બાલાજી વગેરે મુત્સદ્દીઓને જરૂર પડી. તે કામમાં બાલાજીએ કેટલી અને કેવી મુશ્કેલીભરી કામગીરી બજાવી હતી એ શાહુ જાણતો હતો, એટલે રાજગાદી મળ્યા પછી તેણે બાલાજીને જ રાજકાર્યભારમાં પ્રમુખપદ આપ્યું. શાહુ જ્યારે બાદશાહની કેદમાંથી છૂટીને સતારામાં આવ્યો ત્યારે ધનાજી અને રામચંદ્ર પંત જો તારાબાઈના પક્ષમાંથી શાહુના પક્ષમાં ગયા હોત તો શાહુએ તેમને કારભારીઓ બનાવ્યા હોત, પણ રામચંદ્ર પંત તારાબાઈના પક્ષમાં રહ્યો, તેની સાથે શાહુને કેટલાંક વર્ષો સુધી લડવું પડયું, તે બધા પ્રસંગોમાં શાહુને ખરી મદદ બાલાજીની જ હતી; અને તેથી તેને શાહુએ પેશવાઈ આપી હતી.

મા૦



# હોંસીલાં માબાપ!



**મેળામાં** લોકોનું જાણે પૂર ઉભરાયું હતું. તે બે જણાં પોતાના નાના મુળુને લઇને મેળામાં જતાં હતાં. રસ્તામાં મુળુના હાથમાંથી ભમરડો નીચે પડી ગયો, તેથી તે જરા થોભ્યાં. જમના ચીઢાઇ અને બોલીઃ "હંઅ! મારો રડયો મેળામાં જતાંય ભમરડાને છોડતો નથી! ત્યાં શું કરવો છે ભમરડો?" મુળુ કાંઇક બોલ્યો પણ મેળામાં જઇ પહોંચવાની ઉતાવળમાં પારવતીએ કે ખેમાએ કશું ધ્યાન આપ્યું નહિ.

એક મોટી દુકાન સમક્ષ ઊભાં રહીને ધણી-ધણીઆણી કાંઈ વાટાઘાટ કરતાં હતાં. પારવતી મુળુ માટે પગમાં પહેરવાનાં મોજાં લેતી હતી. મોજાં મુળુને પહેરાવી જોવાં, કીંમત ઠરાવવી, મોજાંનો રંગ પસંદ કરવો, એ બધાંમાં પારવતીને ખૂબજ ઉતાવળ હતી. વળી મોજાં ઉપર પહેરવા માટે બૂટ પણ જોઇએજ ને? દરેક વખતે મોજાં પહેરાવવાં, પછી બૂટ પહેરાવવાં, અને એ બધું મુળુને કેવું શોભે છે, તે માતાના ઉમળકાથી ક્ષણભર નિહાળી રહેવું: પારવતીને એ બધુ કરતાં જેટલી ઉતાવળ હતી તેટલોજ ઉમંગ પણ હતો; પરન્તુ મુળુને તે બધાથી ત્રાસ ત્રાસ થઈ જતો હતો! બાપનો હાથ પકડીને તે ગણગણ્યા કરતો: "ઉં ઉં, બાપુજી! અપાવોને...એં...એં અપાવોને!" પણ પારવતી કે ખેમાનું એના ગણગણાટ ઉપર લક્ષ જ નહોતું. લક્ષ હોય પણ કયાંથી? દુકાનદાર જાતજાતના બૂટ અને ભાતભાતનાં મોજાં બતાવતો હતો, પારવતી તે જોવા તથા મુળુને પહેરાવવામાં મશગુલ હતી, અને ખેમો કીંમત ઠરાવવાની ધડભાંજમાં પડયો હતો. છેવટે મોજાંની કીંમત નક્કી થઇ, પૈસા અપાઇ ગયા, અને મોજાં ખરીદીને તે આગળ ચાલ્યાં.

ત્યારપછીની દુકાનમાં માટીનાં વાસણ વેચાતાં હતાં. પારવતીની પડોશણ ત્યાં ઊભી ઊભી વાસણને ટકોરા મારતી, ચોક્સી કરતી હતી. પારવતીને તેણે બોલાવી એટલે તે પણ ત્યાં ગઈ. પડોશણે માટીનો સરસ ચંબૂ લીધો, પછી પારવતીને કાંઇ લીધા વિના ચાલે? પડોશણનો ધણી મહિને બાવીસ રૂપિયા લાવતો હતો અને ખેમાને મીલમાંથી સરેરાશ મહિને બત્રીસ પડતા હતા.

પછી આવી તાંબા પિત્તળની દુકાન. "સાંભળ્યું કે? મુળુ માટે એક નાની સરખી ઝારી લઇએ.

તેના હાથમાં શોભી ઉઠશે. એ ભાઇ કંસારા ! એક સારી ઝારી આપ, અને પિત્તળનો દાબડો પણ આપ. મારો મુળુ નિશાળે જશે, ત્યારે તેમાં ખાવાનું ભરી જશે."

એમાનું મન કચવાયુઃ "પણ હજી મુળુ નિશાળે જાય એટલો મોટો તો થવા દે! તારે તો ઝારી જોઇએ ને દાબડોય જોઇએ; મારી પાસે એટલા બધા પૈસા નથી."

મુળુનો ગણગણાટ "બાપુજી! એં એં એં, અપાવોને મને!" ચાલુજ હતો.

પારવતી ચીઢાઇને બોલી: "આ તારે માટે જ લઇએ છીએ કે નહિ? મારો રડયો ગુણગુણ કરતો જ રહેતો નથી! બધું તારે માટે જ લીધું છે, મારે માટે મે હજી કશુ ય લીધું ક્યાં છે?"

ચણુ, ડબો અને ઝારી ત્રણે પારવતીએ ખરીદ્યાં અને એમાએ ઉંચક્યાં.

"પેલી ળુટ્ટીઓ જોઇ? એ ભાઇ, આ તે ખરી કે ખોટી?"

"અરે બહેન! ખોટો માલ અમે વેચના જ નથી, એ પીત્તળના અને ગીલીટવાળા દાગીના અમે ન વેચીએ. આ તો ગીનીગોટનો બધો માલ છે સમજ્યાં બહેન? આ બચુભાઇને માટે એક ળુટ્ટીની જોડી લઈ જાઓ, કાઢી આપુ?"

"બાપુજી! અપાવોને...અપાવોને...એં."

"હા, હા, અપાવુ જને? તારા મામાએ પૈસાનો ગાંસડો મોકલ્યો છે તે તુંએ એવો ને તારી બાએ એવી કે પૈસા ખરચતાં ધરાતી જ નથી. નકામી ચાલ્ને પાછળ.....,

"હા, હા, હું તો નકામા જ પૈસા ખર્ચાવું છુ ને!" પારવતી ગાજીઃ "તો પછી મેળામાં આવ્યા શું કરવા? ન લેવું હોય તો રહેવા દોને, મારે શું? મુળુના કાનમાં આ ળુટ્ટીઓ શોભી ઉઠશે તેટલા માટે જ હું કહુ છું."

છેવટે સાત રૂપિયા ખર્ચીને મુળુને માટે ળુટ્ટીની જોડી ખરીદાઈ અને દુકાનદારે પોતેજ મુળુના કાનમા પહેરાવી દીધી.

મુળુનો એં...એં...કાર વધ્યો હતો; તેને ખુબ ત્રાસ થયો હતો.

વળી પાછી આવી બુટની દુકાન! મોજાં ઉપર બુટ તો જોઈએ જ, પણ પહેલી દુકાને કીમતમાં ઠીક ન પડવાથી એ ખરીદી બાકી રહી ગઇ હતી.

એઉ જણાં દુકાન પાસે આવી ઊભાં. દુકાનદારે જાતજાતના બુટ કાઢ્યા. મુળુના પગમાં બેસી રહે તે બુટ પારવતીને પસંદ પડતા નહિ; પારવતીને જે બુટનો ઘાટ અને રંગ પસંદ પડે તે મુળુના પગમાં બેસે નહિ; અને પગમાં બેસે તથા પારવતીને પસંદ પડે તે એમાને ગમે નહિ! નવી-નવી તરેહના બુટ મુળુના પગમાં બેસાડવા માટે દુકાનદાર તેના પગને દબાવતો, મચડતો, જોર કરીને બેસાડતો, અને મુળુને તો બુટ પહેરવા જ નહોતા! "બાપુજી.. એં...એં ...અપાવોને!" એજ શૂન્યમનસ્ક ગણગણાટ તે ર્ક્યા કરતો. તેને શું જોઇતું હતું તે પૂછવાની તેનાં હોંસીલાં માબાપને ફુરસદ નહોતી!

છેવટે હોલબુટની એક જોડી તેમણે ખરીદી. વેપારીએ તેનું પડીકું બાંધી આપ્યું. પછી પારવતી પોતા માટે સપાટની એક જોડી જોવામાં ગુંથાઇ. એમો પણ તેની ખરીદી જોઈ રહ્યો.

મુળુએ બુટનું પડીકું હાથમાં લીધું અને તે છોડી નાંખ્યું. પડીકાને બાંધેલી દોરી મુળુએ પોતાના ભમરડાને વીંટાળી અને ભમરડો ફેરવ્યો! "જુઓ, બાપુજી! ભમરડો કેવો ફરે છે!" તેની ખુશાલીનો હવે પાર નહોતો! તેને જોઈતી'તી ભમરડાની જાળી!

અને પેલા 'હોલબુટ'. ધૂળમાં રગદોળાતા પડ્યા હતા!

[ સહ્યાદ્રિ ]

❦ ❦ ❦

# રશિયામાં ઇન્કીલાબ



## [ નવલિકા ]

[ રશિયન ક્રાંતિના ઇતિહાસથી જેઓ પરિચિત હશે તેમને આ નવલિકાની વસ્તુ તુરત સમજમાં આવશે. ઝારના દમનથી તથા મૂડીદારોની ચૂસણનીતિથી કંટાળેલાં રશિયન મજૂરો, ખેડૂતો તથા લશ્કર તે સામે બળવો પોકારે છે. જુલાઈની ક્રાંતિ થાય છે ને તેમાં ત્રણ માંગણીઓ હોય છે : ૧. ખેડૂતોને જમીન મળવી જોઇએ, ૨. યુદ્ધ બંધ થવું જોઇએ તથા ૩. ઉદ્યોગો ગજ્યહસ્તક થવા જોઇએ. ક્રાંતિ સફળ થાય છે; પરન્તુ સત્તા ઉપર મેનશેવિક તથા રેવોલ્યુશનરી પક્ષ આવે છે ને તે ઉપરની માંગણીઓ મૂડીદારોની શેહમાં તણાઇ મંજૂર નથી કરતો. યુદ્ધ ચાલુ રહે છે, એટલે સિપાહીઓ વધુ ઉશ્કેરાય છે ને સરહદ ઉપરથી પાછા ફરે છે. મેનશેવિકો તથા સોશિયલ રેવોલ્યુશનરી પક્ષ ઉપરથી તેમનું વલણ બોલશેવિક પક્ષ તરફ કેવું વળતુ જાય છે, તેનુ ધ્યાન આ વાર્તામાં છે. તેમાં સિપાહીઓ પોતે કેવી રીતે ક્રાંતિ આગળ વધારે છે, કોસેક લશ્કર સાથે કેવી દોસ્તી બાંધે છે, તેનો ચિતાર રજુ થયો છે. ]

* * * *

રશિયામાં ઇન્કીલાબ,
રશિયામાં જંગ આજ !

**પર્વતો**, જંગલો, ઝાડીઓ, તૂટેલા રસ્તાઓ, સર્વ સ્થળે, રસ્તાની પગથી પર, ઢોરોને જવાના રસ્તા ઉપર વંટોળનાં પરમાણુઓ જેવા સિપાહીઓ ઘૂમતા હતા.

એક નાના સ્ટેશન ઉપર—રાત્રે તો ત્યાં છાવણીની ધૂણી આખા આકાશને વિંટળાઇ વળે છે. ઉતારુઓ ટ્રેનમાં જવા ફાંફા મારી રહ્યા છે; પરન્તુ કોઇને ટીકીટ આપવામાં આવતી નથી.

ઉત્તર તરફ થોડીકજ ગાડીઓ જાય છે, ગાજતી વાજતી.

પાટિયા ઉપર માણસો લટકે છે.

"દોસ્તો! અમને અંદર આવવા દો!"

"જગ્યા નથી."

"મારે ગયા વગર ચાલે તેમજ નથી; પંદર દહાડાથી વાટ જોયા કરીએ છીએ."

"તો ત્યાંજ ઊભા રહો. અમે તમને ક્યાં પોઠ્યા મૂકીને જઇએ છીએ?

"કોઈ પણ રીતે મને અંદર લઇ શકાય તેમ નથી?"

"ધિકાર છે"

"દોસ્તો!"

"ખૂમ કેમ માર્યા કરે છે? માર એને એક ધબ્બો."

"હું સભાસદ છું. મારા ગજવામાં મત-પત્રકો છે;" મેક્ષિમે ઘેરા અવાજે ખૂમ મારી અને પોતાની પાસે સિપાહીઓનાં મતપત્રકો હતાં તે બતાવ્યાં.

પરન્તુ કોઇ તેને સાંભળતું નથી.

પૈડાં કરતાંય જલ્દીથી ઘર જનારાનાં હૃદય બોલતાં હતાં: ટક, ટક, ટક; ઘર તરફ, ઘર તરફ.—

મેક્ષિમે પોતાની ઝોળીમાંથી પાંઉનો એક કટકો કાઢ્યો ને પોતાની આગળ થઇને જતી ગાડી કને ધરવા માંડ્યો.

"હો....હો...."

એક કોસેક સિપાહીની નજર તેના ઉપર પડી. તેણે રોટી ઝૂંટવી લીધી ને મેક્ષિમને અંદર ખેંચી લીધો.

પવનની લહરી મંદ હતી; છતાં વાતાવરણ સહ્ય હતુ.

*	*	*

એજ ગાડીમાં એક ભૂખરા વાળવાળો સેનાપતિ હતો. તેને વાગ્યુ હતુ ને શરીર ઉપર જ્યાં ત્યાં ઘાની નિશાનીઓ હતી. તેના ઉઘાડા પગ ઉપર દોરીઓ વિંટાયેલી હતી ને ફાટેલા જોડામાંથી પગની આંગળીઓ જણાતી હતી. ખભા ઉપર ઘેટાના ચામડાનો કોટ હતો. નીચે પડેલા રોટીના ટૂકડાઓને પ કરી પાણીમાં નાંખી તે ખાતો હતો. બાળકની અપાંવર વચ્ચેની જગ્યા ઉપર માથે પોતાની લાલ

પારવતા સૂઈ ગયો,

લઈએ છીએ ક્રુપ માણસને જાજરૂ જવું હતુ; પરન્તુ કરતો જ રહેતો ના દે તેવા નહોતા.

છે, મારે માટે મેં દૂરે જા; અમારી માફક કર," એ

ચણુ, ડબો અને ; માણસની દયા આવી. અને ખેમાએ ઉચક્યાં. ચ ઉપર બેસવા કહ્યું.

આભાર, ભાઇ! પરન્તુ

"પેલી બુટીઓ જોઇ હુ લાયક નથી. માગે ખરી કે ખોટી?" પેન્શન આપવામાં

"અરે બહેન! ખોટા માલ આંસુ ટપકયાં. નથી, એ પીત્તળના અને ગીલીટવાળસવા લાગ્યા. ન વેચીએ. આ તો ગીનીગોલ્ડનો અધિમાં આવ્યો સમજ્યાં બહેન? આ બચુભાઇને માટે એ. જોડી લઈ જઓ, કાઢી આપુ?" ામસ્તો

"બાપુજી! અપાંવાને...અપાવોને...એ.''માં

"હા, હા, અપાવુ જને? તારા મામાએ પૈસાનો ગાંસડો મોકલ્યો છે તે તુએ એવો ને તારી બાએ એવી કે પૈસા ખરચતા ધરાતી જ નથી. નકામી વીજો પાછી .....

"હા, હા, હું તો નકામા જ પૈસા ખર્ચાવું છુ ને!" પારવતી ગાજી: "તો પછી મેળામાં આવ્યા શુ કરવા? ન લેવું હોય તો ગયેલા એટલે એને પણ જવું છે અને આપણે સહુએ સાથે કયાં એકવાર મઝા નથી કરી?"

સેનાપતિ પોતાની પુત્રી પાસે જતો હતો. મેક્ષિમે છેક સુધી તેને ખાવાનું આપ્યું. જતાં જતાં ગરમ કપડાંની એક જોડી ભેટ આપી: "આવજો; લો આ પહેરજો."

દરેક સ્ટેશને જમીનમાંથી ઊગી નીકળતા હોય તેમ સિપાહીઓ ઊભરાતા હતા. કેટલાક બારીમાંથી અંદર ઘૂસી જતા; કેટલાક બહાર પાટિયા ઉપર લટકી રહેતા; કોઇક તો ટ્રેનના છાપરા ઉપર પણ દેખાતું.

તેલ વગરનાં—ખોરાક વગરનાં પૈડાં પાટા સાથે ઘસડાઈ ભૂલનો કર્કશ અવાજ કાઢતાં હતાં.

*	*	*

ગામમાં સંગીત અને શરાબનો રંગ જામ્યો હતો. સરહદ ઉપરથી આવતા સિપાહીઓ તરફ તેમનું લક્ષ્ય નહોતુ. તેમને ગામમાં ઊતરવાજ ન દીધા. તેમને લશ્કરી દમનનો ડર હતો. એમને બાકુ તરફ જવાની ફરજ પાડી.

બંધૂકના અવાજ સાથે ગાડીઓ પૂર્વ તરફ ઊપડી.

"હં..." ગાડીના ઉઘાડા બારણા કને ઊભા રહી મેક્ષિમે ગામ તરફ બંધૂકની નળી ચીંધી એક આહ નાંખી. "તમારે માટે જ્યારે અમે સરહદ ઉપર લડવા જતા હતા, ત્યારે તમે અમારા રસ્તા ફૂલોએ બિછાવ્યા હતા અને આજે તમે અમને પથરાથી સત્કારો છો! પરંતુ થંભી જાવ, દોસ્ત!...કોઈક ખૂણામાં તો સપડાઈ જવાના છો."

અને તેર! દોસ્ત! ચીડાય છે શા માટે?" પાસેજ દોરી સુધી સિપાહીએ મેક્ષિમની પીઠ થાબડતાં કહ્યું. અને ભમરડોએ સારો પક્ષ છે. પ્રભુ તેને આબાદ કેમ કરે છે!ને આગળ જતાં સારો આવકાર મળે."

તેને જોઈતી'તી તો બહુ ખરાબ કહેવાય—વાતો કહે છે

અને પેલા બંધુનાની; અને તમે તેમના પડયા હતા! પાવ, તેની વાટજ જુવે છે; ખાવાને ડો પણ આપતા નથી. આપણા હાથમાં તો આવવા દો"

❧ ❧ ❧

માથાની રજેરજ ઉડાવી દઈશું. પછી દયા કયા કંઈ નહિ.

"હવે તો છોડીએ શેના ?

"બંધૂકને છોડતા નહિ, મિત્રો ! મૃત્યુ સુધી તેને વળગી રહેજો; એ તો તમારી માતા સમાન છે; અને કોઈ કૂતરાને તમારી નજીક ન આવવા દેતા. એમને કરડવું ગમે છે; પરન્તુ તેમની પાસે એકેજ મોં છે."

ટીફલીસની પેલી પાર જંગ નડયો.

ગામડાંઓમાં નાની મોટી ટોળીઓમાં જમા થતે તાર્તારો લશ્કરી ટૂકડીઓ ઉપર વારંવાર તૂટી પડતા અને નશીબ-સંજોગે તેમને લૂંટીને હથિયારો છીનવી લઈ ડુંગરાઓ ઉપરથી ગબડાવી દેતા.

રસ્તાઓ ઉપર માણસો ભૂખે મરતાં હતાં. ઘોડાઓનાં શબ જ્યાં ત્યાં અથડાતાં હતાં.

* * *

સ્ટેશન યાર્ડમાં ત્રણ પ્રકારનાં ટોળાં હતાં. એક જથ્થો લૂંટતું હતું; બીજું સ્ટેશન-માસ્તર ઉપર તૂટી પડયું હતું; ત્રીજું જાદુના ખેલ કરતું હતું.

* * *

એક કાળી દાઢીવાળો મહાકાય સિપાહી ટોળામાંથી બહાર આવ્યો ને બાજની પેઠે પોતાના શિકાર-સ્ટેશન-માસ્તર ઉપર તૂટી પડયો. (એવી અફવા હતી કે તેનો શ્વાસ હજી ચાલતો હતો.)

સિપાહીઓ આનંદ-ઉત્સવ મનાવતા હતા. ગીતોની પણ ધૂન મચી હતી. તાપથી બળી ગયેલા શ્રમથી થીજી ગયેલા તથા પરસેવાથી નંખાઈ ગયેલા, વદનમાં આંખો આનંદથી ચમકી ઊઠી હતી.

રેલ્વે લાઇન ઉપર નાચ થતો હતો. લોખંડના ખીલાવાળા બૂટના અવાજ, ખૂમરાણ તથા કોકળ, મસ્ત હાથના અવાજ-એમાં થોડેક દૂર આવેલી તોપોનો અવાજ પણ સમાઈ જતો.

ટેલીગ્રાફ-ઓફિસમાં સિપાહીઓના પ્રતિનિધિઓ પાસે એન્જિનોની માંગણી કરી રહ્યા હતા.

* * *

દિવાલ સાથે જડાઈ ગયેલો ટેલીગ્રાફ-કારભારીજ જાગતો હોય એમ શબ્દો બોલતો હતો!

તેની ઝબકી રહેલી આંખો અને ગંદી દાઢી મૂછોનું, પત્થરે નીતરતા ચહેરાઓનું, કિલકિલાટના હાસ્યનું પ્રદર્શન હતું. ટોળાના સરદારે તેનો કોટ મજબૂત પકડયો હતો.

"છેલ્લી વાર તને પૂછીએ છીએ: એન્જિનો મળશે કે નહિ ?

"તારા શરીરમાંથીજ અમે માંસ સાથે ખેંચી કાઢીશું.

"આપણે મેળવવાંજ જોઈએ."

"તેનો જીવ ખેંચી કાઢો."

સિપાહીના હાથમાથી કાગળનાં બતક જેવું મોં ઊંચું આવ્યું; તેના મોંમાથી ફીણ નીકળતું હતું.

"દોસ્તો .અરે પ્રભુ ! મને નવું રાજ્ય ગમે છે અને હું જાતે લડયો છું. મારી પાસે એ પૂરવાર કરવા માટે દસ્તાવેજો છે-હું તમારે માટે એન્જિનો ક્યાંથી બનાવું ?"

ઠેક ઠેકાણેથી અવાજો ઊઠયા.

"તેના બે ટૂકડાજ કરી નાંખો.

"અરે અમને કયાં બાજુએ ખસેડો છો!"

"ગમે ત્યાંથી લાવો.

"આ તો બધાં મૂડીદારોનાં ખરીદી લીધેલાં માણસો છે.

"આજે ઉત્સવ છે. ચલાવ."

"ગાળો દેવામાં વખત શા માટે બગાડો છો? તેને બરોબર હલાવ. તુરત એન્જિનો આવશે."

"દોસ્તો!—હું સાચેજ કહું છું........"

"અરે જા રે. સાચાવાળી......" હાથ ઊંચા થયા ને કાગળના કોટનાં બટન નીચે તૂટી પડ્યાં.

"બોલ! એન્જિન આવે છે કે નહિ?

"બાકૂ તાર મૂક. ત્યાંથી એન્જિનો મેળવો."

"તમે યંત્ર જ તોડી નાંખ્યું છે."

સિપાહીઓની આંખો રાતી બની :

"મૃત્યુ જોઈએ છે કે જીવન ?"

"તમારે જ પ્રયાસ કરવાનો રહે છે. તમે અમારી રોટી ખાવ છો ને અમારા તરફ વિનય પણ બતાવતા નથી!"

"હલકીન! પૂરો કરી નાંખ એને!"

"દોડો નહીં," લ્યુદીનનો હાથ અસરકારક નીવડ્યો; કાગ્નુનનું માથું દિવાલ સાથે જોરથી અફળાયું.

"ઓ......ઓ..."

ભાન ભૂલાયું.

સ્ટેશનની દિવાલો કંપે છે.

કાગ્નુનને છોડી સહુ દોડી જાય છે.

છાવણીમાંથી નીકળતા ધુમાડાથી તેમની આંખ વધુ ઘેરી બને છે.

* * *

મનાગના પરોઢમાંજ મોટરોમાં બેસી ક્રાંતિકારીઓ આવી પહોંચ્યા. તેમણે મુકીદારોને તિરસ્કારી સિપાહીઓની પ્રશંસા કરી. કડક ભાષામાં લોકપ્રતિનિધિ-સભાને વખોડી બોલ્શેવિક સોવિયેટના

ગાડીમાં બેસતાં બેસતાં તેમણે ગોળીબારના થોડાક ભડાકા કર્યા.

ગામની સરહદ ઉપર સહુ ધસી ગયા. આગે-ગાઢ જંગલ અને ભસતા કૂતરાઓ. ગામ બળે છે. ઇમારતો કડડભૂસ કરતી પડે છે. સ્ત્રીઓ અને બાળકો બહાર છે. રહેવાસીઓ ગોળીબાર કરે જાય છે.

રાત-અંધારુ: એક પણ વસ્તુ તમે જોઈ શકો તેમ નથી. બધા પાછા ફરે છે.

ખેડૂતોને શેઠીના બદલામાં હથિયારો આપી સહુ પાછા વળે છે.

એન્જિનનું લોખંડી શરીર તાપે ધમધમી રહ્યું છે. તેની ભઠ્ઠીનું લાલ તેજનું તાંડવ ભયંકર લાગે છે. માણસો પોતાની અનુકૂળ જગ્યાઓ શોધી સૂતાં હોય છે. કેટલાંક બેઠાં બેઠાં તો કેટલાંક ઊભાં ઊભાં.

* * *

ટેરેકના કોસેકોનો સરદાર કારુલોમ સહુને પડકાર આપતો હોય છે: "કોસેકો અને પર્વતનિવાસીઓ મિત્રો છે કોસેકો અને પર્વતનિવાસીઓ કોકેસસના માલિકો છે ને આપણે શસ્ત્ર લઈ ખેડૂતો ઉપર ફરી વળવું જોઈએ."

સરહદ ઉપરથી આવેલા સિપાહીઓ કારુલોમને એક સ્ટેશન ઉપર ભેટી પડ્યા. કારુલોમની ગાડીમાં એક એન્જિન ને એક ડબ્બો હતો. સિપાહીઓની ગાડીમાંથી હજારો શબ્દો ઊઠ્યા "તમે કોસેકો માટે ઊભા થયા છો. બોલ્શેવિકો મજૂરો માટે છે. મુકીદારો ઝારની તરફેણ કરે છે; પરન્તુ ખેડૂતનું કોણ?"

"ચાલ્યા જાવ, કૂતરાઓ! ગાડીથી દૂર રહો."

સિપાહીઓના વાળનું રૂવાડું પણ ન ફરક્યું. તેમનો અવાજ ઊલટો ઊંચો ચઢ્યો. "ઓ સાહેબો! તમે આમ એક એન્જિન ને એક ડબ્બો લેઈ બાવાના બનીચામાં લટાર મારવા નીકળ્યા છો, જ્યારે અમે કામ ઉપર નીકળ્યા ત્યાં જવાના સાધનના અભાવે ફાંફાં મારીએ છીએ. તમે મેંગ બેઠા ગરમી વ્યાપે જાવ છો ને અમે બીજા ડેઠામાં ભર્યાં અમારાં શરીર કપાવીએ; એમને?"

"હટ જાવ ! હરામખોરો !" ફારૂલોમે સખ્ત અવાજે કહ્યું. તેણે ગાડીની બારીમાંથી પોતાની મશીનગન બહાર કાઢી.

સ્ટેશન ઉપરનાં માણસોએ પોતાની રાઇફલો ઊંચકી ને સરદારની ગાડી ઉપર ગોળીની ઝડી વરસાવી.

થાક્યા ત્યાંસુધી તેમણે ગોળીઓનો વરસાદ વરસાવ્યો ને પછી ગાડી તરફ સહુ દોડ્યા. ગાડીમાં જ્યાં ત્યાં ગોળીઓ પડેલી હતી. ફારૂલોમ સાફ થઇ ગયો હતો. તેની આસપાસ લોહીનું ખાબોચિયું હતું. કેટલાક ઉત્સાહી બિરાદરોએ તો તેના શરીર ઉપરનાં પચાસ કાણાંઓ પણ બરાબર ગણી જોયાં.

એક જુવાન કોસેક એન્જિન ઉપર ચઢ્યો ને ભાષણ કરવા લાગ્યો :

"દોસ્તો ! સિપાહીઓ ! તમે યુદ્ધથી કંટાળ્યા છો. અમે પણ લડવાથી કંટાળી ગયા છીએ. તમે સરહદ છોડી દીધી છે ને અમારી ટુકડીઓ પણ ચાલી આવી છે. તમારા સેનાપતિઓ હરામખોરો છે, અમારા સરદારો પણ એવાજ છે. તેમને આપણાં દુઃખ સાંભળવાં નથી, આપણાં આંસુ લ્હોવાં નથી. અને હવેથી તેઓ આપણી પાસે હુકમ નહિ પળાવી શકે. અમારી સલામો ઝીલવા માટે હવે તેમણે હંમેશ માટે રાહ જોવી પડશે. તેમને આપણો વિનાશ કરવો છે; જમીનમાં આપણું લોહી સીંચવું છે. હવે એ નહિ બની શકે. એ થોડા છે; આપણે વધારે છીએ. આપણે એમના યુનિફોર્મ કાઢી નાંખીશું; એમના ચાંદ ઝુંટવી લઈશું. આપણે એકેએકને પૂરા કરીશું ને પછી આપણાં ગામ તરફ પાછા ફરીશું, આપણી જમીનો ખેડવા, કુટુંબ સાથે આનંદથી રહેવા."

અને કોસેકો તથા સિપાહીઓ એકબીજાના સાચા દોસ્ત બની ગયા.

* * *

ધીમે ધીમે અંદર અંદર ચર્ચા થવા લાગી : કયો પક્ષ સારો છે; એ વિશે દલીલો થવા માંડી.

કેટલાક લોકો એવો પક્ષ ઇચ્છતા હતા જે સામાન્ય માણસો પણ સારી રીતે રાખે. કેટલાક લોકો એવો પક્ષ ઇચ્છતા હતા જે એમને બરાબર રાખે. કેટલાકને તો કોઇપણ પક્ષ જોઈતો નહોતો; તેમને તો ઘેર જવુંજ છે; પોતાનાં બાળકો સાથે ગેલ કરવા છે; પોતાની પત્નીઓ સાથે આનંદ કરવો છે.

કોઇ કાંઇક બોલે છે, તો કોઈ કાંઇક બોલે છે. એક જણ મ્હોતું વાજું વગાડયે જાય છે.

એક જણ કહે છે: "બધા પક્ષો ક્રાંતિની વાતો કરે છે, પણ દરેકનું પગલું જુદું જુદું સોશિઅલ રેવોલ્યુશનરી લોકોનો પક્ષ સારો છે; મેનશેવિકો પણ ખોટા નથી; પરન્તુ બોલ્શેવિકો ! એ ઉસ્તાદો સૌથી સરસ છે. મેનશેવિકો અને સોશિઅલ રેવોલ્યુશનરી "થંભી જાવ. જરા ધીરે," એમ કહ્યા કરે છે, જ્યારે આપણી પાસે તો એકજ વાક્ય છે: "કદમ બઢાઓ." આપણું આ સૂત્ર રશિઆભરમાં ફેલાઇ ગયું. મજૂરોએ મૂડીદારોને હાંકી કાઢ્યા. ખેડૂતોએ જમીનદારોને લૂંટયા, જ્યારે તમે સરહદ તોડી ઘેર આવ્યા છો. બોલ્શેવિક પક્ષ એજ સારો પક્ષ છે; એ પક્ષમાં છેતરપીંડી નથી."

* * *

વળી પાછા દરેક સ્ટેશને લશ્કરી સિપાહીઓ, ગાડીનો ધમધમાટ.........

ગાડીમાં અને ગાડી બહાર, પાટિયા ઉપર ને છાપરા ઉપર, જ્યાં જુઓ ત્યાં સિપાહીઓનાં ટોળે ટોળાં......

# આયુર્વેદની પ્રાચીન શિક્ષણ-પરિપાટી

[ લેખક : વૈદ્ય શિવશંકર આશુશંકર શુક્લ ]

*

આયુર્વેદની પ્રાચીનતાનો તાગ કાઢી શકાય એમ નથી. આયુર્વેદના સૌથી પ્રથમ રચયિતા બ્રહ્મા. તેમણે ૧ લાખ શ્લોકની બ્રહ્મસંહિતા રચી. એમના પુત્ર દક્ષ એમની પાસે ભણ્યા અને પિતાએ રચેલી સંહિતાનું પ્રતિસંસ્કરણ કર્યું અને ૧ લાખના ઘટાડી દશ હજાર શ્લોક કર્યા, અને તે દક્ષસંહિતાને નામે ઓળખાય. દક્ષ પાસેથી અશ્વિનીકુમારો શીખ્યા અને તેમણે પાછી પોતાને નામે એક સંહિતા બનાવી એમની પાસેથી ઇંદ્ર શીખ્યા અને એમણે ઇંદ્રસંહિતા રચી. અહીં સુધી તો સ્વર્લોકની વાત થઇ. બ્રહ્માથી ઇંદ્ર સુધીના ત્રિવિષ્ટપવાસીઓ હતા. એ પરંપરાના શિષ્ય-પ્રશિષ્યો અનેક હશે અને તે ગુરૂ પાસે રહી ભણ્યા હશે પરંતુ ઉપરના ત્રણ જણનાં નામ તેઓ સંહિતાકાર હોવાથી મોખરે છે. ત્રિવિષ્ટપને જો ઉત્તર કુરુ ગણીએ તો ઉત્તર કુરુની વિદ્યાપીઠની આ વાત છે. પિતા પાસેથી પુત્રો પણ ભણતા અને અન્ય દેવો આવીને પણ અંતેવાસી થતા એટલું આપણે જોયું. વળી ધંધાદારી અશ્વિનીકુમારો વૈદ્યવિદ્યા શીખવા આવે તેથી આપણને કંઇ આશ્ચર્ય થતું નથી; પરંતુ દેવરાજ ઇંદ્ર પણ વૈદ્યવિદ્યા શીખે અને અધ્યાપન પણ કરે એ તો જરૂર આશ્ચર્યકારક વાત છે. અને જૂની અનાર્ય જાતોમાં રાજા પછીનું તુરતનું જ મહત્ત્વનું સ્થાન વૈદ્યનું હતું એમ દેવોમાં પણ હશે એવું અનુમાન બાંધી શકાય છે. પ્રાચીન કાળમાં વૈદ્યવિદ્યાનું કેટલું માહાત્મ્ય હશે તે આપણે એ ઉપરથી જાણી શકીએ છીએ. દૈત્યરાજ શુક્રાચાર્ય પાસે સંજીવની વિદ્યા શીખવા જનાર ગુરુપુત્ર કચ ઇતિહાસપ્રસિદ્ધ છે. કચનું નામ પરંપરા સાથે સંકળાયેલું નથી પરંતુ તે અતિ સમર્થ વૈદ્ય હોવો જોઇએ... આમ હોવા છતાં પણ કોઈ ભવ્ય વિદ્યાપીઠનો ઉલ્લેખ મળતો નથી. પૃથ્વીની પેઠે ત્યાં પણ ગુરૂ શિષ્યોને લઇ અમુક સ્થાને રહેતા હશે અને અધ્યાપન કરતા હશે. પરંતુ આયુર્વેદ તો પ્રત્યક્ષ અનુભવનું શાસ્ત્ર હોઈ, તથા તેમાં વિપુલ સાધનસંભારની આવશ્યકતા અપરિહાર્ય હોઇ તેમને તે માટે ક્યાંક નિયત સ્થાન રાખવું જ પડતું હશે.

ત્યાર પછી આપણે પૃથ્વી પર આવીએ. મૂળ સંપૂર્ણ જ્ઞાન તો ભારતવર્ષમાંયે ત્રિવિષ્ટપથી આવ્યું છે. ત્રિવિષ્ટપ સુધી શીખવા માટે પૃથ્વીના વિદ્યાર્થી વૈદ્યો જતા એ વાત જ્યારે જાણીએ છીએ ત્યારે ત્રિવિષ્ટપમાં પણ અનેક ઠેકાણેથી ભણવા માટે વિદ્યાર્થીઓ આવી વસતા હશે અને વિદ્યાપીઠ ચાલતાં હશે એવું, અનુમાન બાંધવામાં કંઈ અજુગતું લાગતું નથી.

આયુર્વેદની પૃથ્વીની પરંપરાને આપણે ઠેઠ સીધી જ બ્રહ્મા સુધી લઈ જઈએ છીએ પરંતુ દેવલોકમાં વૈદ્યવિદ્યા શીખવા જનાર * ભરદ્વાજ

---

* કેટલાક એમ માને છે કે ભરદ્વાજ ગયા અને કેટલાક આત્રેય ગયા એમ જણાવે છે ચરકમાં ભરદ્વાજ ઇંદ્ર પાસેથી શિખ્યા એમ જણાવેલું છે.

"भरद्वाज सुरलोके इन्द्रसकाशे प्रेषयामासुः।"

ભાવપ્રકાશમાં ઇન્દ્ર પાસે આત્રેય ગયા એમ જણાવ્યું છે.

× × × गतवानात्रेयस्त्रिदशालयम् ।

मुनीन्द्र इन्द्रतः साङ्गमायुर्वेदमधीत्य सः ॥

ગમે તેમ હો પણ આત્રેય પાસે આવેલી પરંપરા સ્વગીય છે,

વગેરે પાસે પણ અન્ય જૂની વૈદ્યપરંપરા હશે એમ માનવામાં કંઈ બાધા આવતી દેખાતી નથી—જગતના લોકોને વ્યાધિથી પીડાતા જોઈ અંગિરા, ભરદ્વાજ આત્રેય ઇત્યાદિ ઋષિઓ હિમાલયમાં એક સભા ભરે છે અને લોકોને વ્યાધિમુક્ત કરવા માટે આયુર્વેદ શીખી આવવા ભરદ્વાજને સ્વર્ગમાં મોકલે છે—તે પહેલાં કોઇ પણ પ્રકારની ચિકિત્સાપદ્ધતિ જ પૃથ્વી ઉપર નહિ હોય ? હશે, પરંતુ અધૂરી હશે અને તેથી વધારે અભ્યાસ કરવા માટે ભરદ્વાજને મોકલ્યા હશે ? ઇંદ્ર પાસેથી જે પરંપરા ચાલી આવી હતી તેમાં પણ सार्ङ्गमायुर्वेदम् એમ કહેલું છે એટલે ચરકમાં જે આઠ અંશો ગણાવ્યાં છે એ આઠેય અંગોનો અભ્યાસ ઇંદ્રિ પાસે કર્યો હશે. તે અભ્યાસકાળ કેટલા વખતનો, કેવી પદ્ધતિએ ભણ્યા હશે એનો ઉલ્લેખ મળતો નથી. વળી લોકોપકારની તમન્નાથી હિમાલયમાં એકઠા થઈ સ્વર્ગમાં વિદ્યા શીખવા જનાર ભરદ્વાજ કે આત્રેયની ઉંમર આધેડ તો હશેજ. પરંતુ તે વખતનું આયુષ્ય આજના કરતાં વધારે હોવાથી પ્રમાણમાં એ ઉમર મોટી ન ગણાય. સ્વર્ગમાં આયુર્વેદીય શિક્ષણની જે પદ્ધતિ હશે એમાં પણ અમુક વિષયમાં વૈશારદ્ય મેળવવાનો ખાસ અભ્યાસક્રમ હશે એમ લાગે છે. કારણ કે એજ ઇંદ્ર પાસે અભ્યાસ કરી આવનાર ભરદ્વાજની શિષ્યપરંપરા કાર્યચિકિત્સામાં પ્રવીણ બને છે—અગ્નિવેશ, ભેડ, જતુકર્ણ, પરાશર અને હારીત એ આ શાળાના આત્રેયના અંતેવાસીઓ છે—એ દરેક શિષ્ય પોતાને નામે સંહિતા રચે છે. પરંતુ એ બધાયમાં વડો નિશાળિયો અગ્નિવેશ હોય એમ લાગે છે. આટલા તો સંહિતાકાર શિષ્યો—પરંતુ ચરકમાં કાપ્ય, મારીચિ, વાર્યોવિદ, સાંકૃતાયન, કુશ, કુમારશિરા, ભરદ્વાજ, કાંકાયન, બડિશ, ધામાર્ગવ—એ. ના ઉલ્લેખ મળે છે. એટલે આત્રેયના ઘણા શિષ્યો હોવા જોઇએ. વળી તેમાંય વાર્યોવિદને તો રાજર્ષિ તરીકે ઓળખાવ્યો છે. વળી કાંકાયનને બાહ્લિક કહ્યો છે. એટલે એ તો એક બાહ્લિક બાજુથી ભણવા આવ્યો હશે. વળી જે જે શિષ્યોએ તંત્રો રચ્યાં એમાં સૌથી પહેલું અગ્નિવેશે રચ્યું અને ત્યાર પછી બીજાઓએ અને તેમણે ઋષિસંઘ તથા ગુરુજી પુનર્વસુ આત્રેયને સંભળાવ્યાં એમ ઉલ્લેખ મળે છે. તે વર્ણન કરતા શ્લોકોમાં सर्षिसंघम् શબ્દ મળે છે તે બહુ વિચારવા જેવો છે. આ વસ્તુ છવનીજાગતી વિદ્યાપીઠ જ કહેવાય, કારણ કે વિદ્યાપીઠ એટલે મકાનો નહિ પરંતુ વિદ્વાન માણસોનો સંઘ—છતાં કોઈ નિયત સ્થાનનો ઉલ્લેખ ચરકસંહિતામાં દેખાતો નથી.

भगवन्त खल्वात्रेय हुताहुनिकं हुताग्निहोत्रमासीनमृषिगणपरिवृत्त हिमवतः पार्श्वे विनयादुपेत्याभिवाद्याग्निवेश उवाच ।

આ વાક્યમાં हिमवतः पार्श्वे શબ્દો સ્થાનવાચક છે પરંતુ તે નિશ્ચિત નહિ. હિમાલયની પાસે એટલે નિશ્ચિત કઇ જગા એમ શી રીતે કહેવાય ? પરંતુ ત્યાંય કોઇ નિશ્ચિત સ્થાન હોય એમ બને ...

બીજી એક શાખાનો ઉલ્લેખ સુશ્રુતમાં મળે છે. એ શાખા પૃથ્વી ઉપર કાશીરાજ દિવોદાસ કે જે ધન્વન્તરિને નામે સુપ્રસિદ્ધ છે તેમણે ઇંદ્ર પાસેથી વૈદ્યવિદ્યા શીખ્યાનો ઉલ્લેખ મળે છે. ભરદ્વાજના ગુરૂયે ઇંદ્ર છે અને ધન્વન્તરિના ગુરૂયે ઇંદ્ર છે. ઇંદ્ર કાયચિકિત્સા તથા શલ્યશાલાક્ય બન્ને અંગોમાં સુપ્રવીણ હોવા જોઇએ... કાયચિકિત્સામાં ભરદ્વાજે વૈશારદ્ય કેળવ્યું અને શલ્યશાલાક્યમાં કાશીરાજ દિવોદાસે વૈશારદ્ય કેળવ્યું. કાશીરાજના અનેક શિષ્યોનો ઉલ્લેખ સુશ્રુતસંહિતામાં મળે છે. આત્રેયના પટ્ટશિષ્ય અગ્નિવેશની અગ્નિવેશસંહિતાનું પ્રતિસંસ્કરણ કરી ચરક સુપ્રસિદ્ધ થયો અને ચરકને નામે જ સંહિતા ઓળખાઇ તેમ ધન્વન્તરિએ ઉપદેશેલા જ્ઞાનની એમના પટ્ટશિષ્ય સુશ્રુતે સંહિતા રચી અને તે સુશ્રુતસંહિતાને નામે આજે પણ પ્રસિદ્ધ છે. ધન્વન્તરિ દિવોદાસ કાશીરાજ હોવા છતાં તેમને ત્યાં ઔપધેનવ, વૈતરણ, ઔરભ્ર, પૌષ્કલાવત, કરવીર્ય, ગોપુરરક્ષિત, ને સુશ્રુત વગેરે શિષ્યો ભણવા આવતા... એ શિષ્યો જ્યારે ગુરૂ પાસે આવીને પોતાની અભ્યાસ માટેની આકાંક્ષા જણાવે છે ત્યારે ગુરૂ કહે છેઃ—

स्वागतं वः । सर्वे एरार्मामांस्या अध्याप्यों भगन्तो वत्सा ।

વળી કાશીરાજને આશ્રમસ્થં કાશીરાજં કહ્યા છે. રાજા હોવા છતાં તેમણે અધ્યાપન માટે આશ્રમમાં વાસ કર્યો હશે એમ એ ઉપરથી લાગે છે. કાશી તો દરેક વિદ્યાઓ માટે અતિ પ્રાચીન સમયથી સુપ્રસિદ્ધ છે અને ધન્વન્તરિને હાથે નવો અધિકાર પામેલી શલ્યશાલાક્ય વિદ્યાનું પૃથ્વી પર ત્યાં પ્રાચીનતમ સ્થાન હશે એમ માનવામાં કંઈ બાધા આવતી નથી.

ચરક વિમાનસ્થાન અધ્યાય આઠમામાં આયુર્વેદની અધ્યયનવિધિનું વર્ણન મળે છે. શિષ્યે સંયમ રાખી અધ્યયનકાર્યમાં કેવી રીતે તલ્લીન થવું તથા આચાર્યે કેવા શિષ્યને આ વિદ્યા ભણાવવા માટે અંતેવાસી બનાવવો એ વિષે બહુ ચોકસાઇ રાખવામાં આવતી–વળી અગ્નિ, બ્રાહ્મણ કે અન્ય વૈદ્યના સાનિધ્યમાં બ્રહ્મચારીએ સદાચારની પ્રતિજ્ઞા લેવી પડતી અને એ પ્રતિજ્ઞા આયુર્વેદના જ નહિ પરંતુ ઇતર કોઇ પણ વિદ્યાના વિદ્યાર્થીએ હૃદયમા કોતરી રાખવા જેવી છે. વળી આયુર્વેદનો તો પાર જ નથી તેથી અપ્રમાદ કર્યા વગર એમાં પરોવાઇ રહેવું. જ્યાંથી મળે ત્યાંથી વિદ્યા શીખવી. कृत्स्नो हि लोको बुद्धिमतामाचार्य : એમ કહી આ વિદ્યાના વિદ્યાર્થીને નમ્રતા કેળવવાનું જણાવ્યુ છે. જે શિષ્ય આટલા ઉગ્ર સંયમ, નમ્ર વિનય અને અનવરત ઉદ્યમથી રહે તેને જ ભણાવવાનું કહ્યું છે–

तद्यथोपदेशं च कुर्वन्नध्याप्यो ज्ञेयः अतोऽन्यथा त्वनध्याप्यः ।

આજકાલ જેમ જ્ઞાનના ઉત્કર્ષને માટે શિક્ષણ-સંસ્થાઓમાં જ્ઞાનવર્ધિની કે વાગ્વર્ધિની સભાઓ (debating societies) હોય છે તેમ આયુર્વેદના જ્ઞાનવર્ધન માટે જુના સમયમાં ચર્ચાપરિષદોની યોજના થતી. તે તદ્વિદ્ય સંભાષાપરિષદોને નામે આયુર્વેદના સાહિત્યમાં પ્રસિદ્ધ છે.

"भिषक् भिषजा सह सभाषेत । तद्विद्य सभाषा हि ज्ञानाभियोगसंहर्षकरी भवति, वैशारद्यमपि चाभिनिर्वर्तयति, वचनशक्तिमपि चाधत्ते, यशश्चाभिदीपयति, पूर्वश्रुते च संदेहवतः पुनःश्रवणात् संशयमपकर्षति, श्रुते चासंदेहवतो भूयोऽध्यवसायमभिनिर्वर्तयति, अश्रुतमपि च कंचिदर्थं श्रोत्रविषयमापादयति, यच्चाचार्यः शिष्याय शुश्रूषवे प्रसन्नः क्रमेणोपदिशति गुह्यमभिमतमर्थजातं तत्परस्परेण सह जल्पन् पिण्डेन विजिगीषुराह संहर्षात्, तस्मात्तद्विद्यसंभाषामभिप्रशंसन्ति कुशलाः ।

આ તદ્વિદ્ય સંભાષા બે પ્રકારની છે– ૧ સંધાય ૨ વિગૃહ્યસંભાષા. પહેલી પરિષદમાં તો પરસ્પર ચર્ચા કરી અમુક વસ્તુનો પ્રામાણિક નિર્ણય લાવવાનો હોય. અન્યમાં તો ખરોખોટો ગમે તે પક્ષ લઇ વાગ્યુદ્ધ જ કરવાનું હોય. વળી ૧ જ્ઞાનવતી અને ૨ મૂઢપરિષત્ એવા વિભાગ પણ પાડેલા છે. વળી ત્રણ વિભાગ પણ પાડે છે ૧ સુહૃત્ પરિષત્ ૨ ઉદાસીન પરિષત્ ૩ પ્રતિનિવિષ્ટ પરિષત્. આ પરિષદોમાં વાદવિવાદ કેવી રીતે કરવો તેનું બહુ વિગતવાર વર્ણન આપેલું છે.

ત્યાર પછી આપણને તક્ષશીલા વિદ્યાપીઠનો ઉલ્લેખ મળે છે. કેટલાક એમ કહે છે કે પુનર્વસુ આત્રેય તક્ષશીલામાં જ આચાર્યપદે હતા. ગમે તેમ હો પરંતુ કૌમારભૃત્યતંત્રમાં કુશળ જીવક વિષે બૌદ્ધ સાહિત્યમાં ઉલ્લેખ મળે છે. એણે અભ્યાસ પૂરો કર્યો ત્યાર પછી ગુરૂએ એની પરીક્ષા લીધી અને કહ્યુ કે, "હે જીવક, અહીથી દશદશ યોજન સુધીમાંથી એવી વનસ્પતિ શોધી લાવ કે જે ઔષધ તરીકે ન વપરાતી હોય." જીવક દશેય યોજન રખડયો પણ એવી વનસ્પતિ ન જડી એટલે એ પાછો આવ્યો. ગુરૂએ એને ઉત્તીર્ણ થયેલો ગણ્યો. આજની પરીક્ષા પેઠે ૩૦ કે ૩૩ ટકા ગુણ લઇને નહિ પરંતુ સોએ સો ટકા ગુણથી વિદ્યાર્થીઓ પસાર થતા એનો દાખલો આ જીવક છે. જીવકે કૌમારભૃત્યતંત્રમાં વૈશારદ્ય મેળવ્યું હતું.

વળી આયુર્વેદીય અન્ય સાહિત્ય તપાસતાં અમુક અમુક વિષયમાં નિષ્ણાત વૈદ્યોના ઉલ્લેખ મળે છે. નેત્રરોગ, બાલરોગ, ઇત્યાદિ રોગોમાં આજની પેઠે પ્રાચીન સમયમાં ખાસ અભ્યાસ કરી તે તે વિષયમાં નિપુણતા મેળવવામાં આવતી હશે.

રસશાસ્ત્રનો પ્રાદુર્ભાવ બ્રહ્માથી નહિ પરંતુ

શિવથી થયો જણાવેલો છે. એ આખો શિવસંપ્રદાય છે. એ શાસ્ત્રના સુપ્રસિદ્ધ આવિષ્કર્તા બૌદ્ધ નાગાર્જુન ગણાય છે. તે વિષયની ખાસ શિક્ષણસંસ્થાઓના ઉલ્લેખ મળતા નથી. પરંતુ અન્ય વિષયો સાથેસાથે તેનો પણ અભ્યાસ થતો હશે અને એ શાસ્ત્રમાં પ્રાવીણ્ય પણ મેળવાતું હશે.

આ ઉપરાંત કેરલમાં એક અગસ્ત્ય સંપ્રદાય કે સિદ્ધસંપ્રદાય બહુ પ્રાચીન કાળથી પ્રચલિત લાગે છે. તે લોકો અષ્ટાંગહૃદયને પ્રમાણગ્રંથ માને છે. એ સંપ્રદાયની રક્ષા માટે આઠ કુલો નક્કી કરવામાં આવ્યાં હતાં અને તેઓ હજુ પણ "अष्टवैद्यक" ને નામે ઓળખાય છે. આયુર્વેદશાસ્ત્ર તેમને પરંપરામાં વારસામાં મળે છે. આ સંપ્રદાયનો અભ્યાસક્રમ ૩૬ વર્ષનો છે એ જાણી કેટલાકને આશ્ચર્ય થશે. છત્રીસે વર્ષ સુધી એકી સાથે અભ્યાસ કરવાનો હશે એમ માની લેવાનું નથી. ૧૨ વર્ષ ગ્રંથોનો અભ્યાસ, ૧૨ વર્ષ વૃદ્ધ વૈદ્ય પાસે રહી પ્રત્યક્ષ જ્ઞાનનો અભ્યાસ અને ૧૨ વર્ષ સુધી જંગલોમાં વનસ્પતિઓની ખોજ કરવાની. આમ ૩૬ વર્ષ સુધીનો અભ્યાસક્રમ ગણાવેલો છે.

કેવળ શાસ્ત્ર વાંચીને વૈદ્ય થઇ શકાતું નથી. એ વાત ઉપર અનેક ઠેકાણે ભાર મૂક્યો છે. ગુરૂ પાસે રહી શાસ્ત્ર અને કર્મ બન્નેનો અભ્યાસ ઝીણવટથી કરવો જોઇએ અને એ રીતે જેણે અભ્યાસ કર્યો હોય તે જ સાચો વૈદ્ય એમ સુશ્રુતમાં જણાવેલું છે.

यस्तु केवलशास्त्रज्ञः कर्मस्वपरिनिष्ठितः ।
स मुह्यत्यातुरं प्राप्य प्राप्य भीरुरिवाहवम् ।
यस्तु कर्मसु निष्णातो धाष्टर्याच्छास्त्रबहिष्कृतः ।
स सत्सु पूजां नाप्नोति वधं चार्हति राजतः ॥

શાસ્ત્રાધ્યયન ન કર્યું હોય અને કેવળ કાર્યકુશળ હોય તેને પણ નિંદ્ય ગણ્યો છે. એટલું જ નહિ પરંતુ રાજાએ એનો વધ કરવો જોઇએ એમ જણાવ્યું છે.

આધુનિક યુગમાં દુનિયાના અન્ય દેશોના જ્ઞાનનો સમાવેશ આયુર્વેદમાં જરૂર કરવો જોઇએ પરંતુ શિક્ષણપ્રણાલિમાં તો પ્રાચીનોએ ઉપદેશેલો માર્ગ જ ઉત્તમ છે. જે રીતે વિદ્યાર્થી ગુરૂના આશ્રમમાં રહી બ્રહ્મચર્ય અને સંયમનું પાલન કરી વિદ્યાધ્યયન કરતો આયુર્વેદ સાહિત્યમાં ચીતરવામાં આવ્યો છે તે રીતે વિદ્યાર્થી પોતે તો ઓજસ્વી થાય છે જ પરંતુ પોતાની વિદ્યાને પણ ઓજસ્વી બનાવે છે.



# "આટલું કરી નાંખ!"



'અરે ચંપાડી! અત્યારમાં ક્યાં જાઉ! આટલું કામ કર્યા વિના ક્યાંય નથી જવાનું, જાણ્યું ?!'

'પણ બા, બધી છોડીઓ ચાલી જશે, ને પછી હું એકલીથી નહિ જવાય. હમણાં મને જવા દે ને! પછી હું આવીને એ કામ કરી નાંખીશ.'

'ના ન પાડી ? અત્યારમાં જવાની ? કહું છું કે અત્યારમાં નથી જવું. આટલું કામ કરીને જવું હોય તો જજે.'

'પણ બા, પછી હુ શી રીતે જઇ શકીશ ? ભરતકામનું પ્રદર્શન તો બહુ આઘું છે. ત્યાં એકલી નહિ જઇ શકું, એટલે કહું છું કે મને હમણાં જવા દે ને!'

'ન જવાય તો કાંઇ નહિ! આ કામ તો કરવું જ પડશે; જો મોટી ભરતની ને જોવાની સ્વાદીલી થઈ ગઈ છે તે!...'

'બા, પણ હું આવીને ઝપાટાબંધ કરી નાંખીશ.'

'ત્યાંસુધી પડયું રહેવા દઉં! ખરૂં ? એ કાંઇ નહિ ચાલે! અહીં કાંઈ તારા સારૂ નવરાં નથી બેઠાં! સમજીને ? કહ્યું કે આટલું કરી નાંખ, ત્યારપછી જવું હોય તો જજે! અને ન જવાય તો કાંઇ નહિ! કામ તો બીલકુલ આવડતું નથી. મોટી ઢાંઢો થઇ છે ને ?!'

ચંપા ઉંકારા કરવા લાગી. બાએ મારીને તેને કામે લગાડી ને પ્રદર્શન જોવા ન જવા દીધી!

અને મોટી થયે ચંપાની ઉત્કર્ષવૃત્તિ ઠંડી આગમાં બળી જાય, તો તે કોનો વાંક? ચિનુભાઈ મહેતા



# રાજકારણની પ્રેમભક્ષક જ્વાળા!



## [ રૂમાનિયાના યુવરાજની કરૂણ કથા ]

*

[ સત્યમ્ ]

*

[૧]

**યુદ્ધ** અને પ્રેમમાં બધુંય ક્ષમ્ય લેખાય છે, એમ કહીને એ બેઉનું સામ્ય બતાવવાનો ઘણી વાર પ્રયત્ન-થાય છે, પણ રૂમાનિયાના એક વખતના યુવરાજ કેરોલની બાબતમાં યુદ્ધનો અને પ્રેમનો સંબંધ તેટલા પુરતો જ નહોતો. યુદ્ધના કારણે જ તેના પ્રેમાંકુરનો ઉદ્‌ભવ થયો અને યુદ્ધ ખેલીને પ્રેમોપાસના કરવાની તેને જરૂર પડી!

મહાયુદ્ધની અજબ-ગજબ ધમાલના તે દિવસો હતા. યુદ્ધના વંટોળિયામાં સપડાવાથી રૂમાનિયાના હાલહવાલ થયા હતા. ક્રાન્તિનો વંટોળ આવશે કે શું એવો ભય બધાને લાગતો હતો. બીજી બાજુથી જર્મનીએ પોતાના જુલ્મી મતપ્રસારની આગ ફેલાવવાનો પ્રયત્ન ચલાવ્યો હતો. રૂમાનિયાના રાજા ફર્ડીનાન્ડ જર્મન કુળમાં જન્મ પામ્યો હોવાથી રૂમાનિયાએ યુદ્ધમાં જર્મનીનો પક્ષ લેવો જોઇએ એવો જર્મન રાજસત્તાનો અભિપ્રાય હતો, અને તેથી જ જ્યારે એ અભિપ્રાયને ન ગણકારતાં રૂમાનિયાએ બ્રિટન અને તેનાં મિત્રરાજ્યોનો પક્ષ પકડ્યો, ત્યારે રૂમાનિયાએ પોતાનો વિશ્વાસઘાત કર્યો એમ પોકારીને જર્મનીએ રાજા ફર્ડીનાન્ડને રૂમાનિયાની ગાદી પરથી પદભ્રષ્ટ કરવાનો ઘાટ ઘડ્યો. બીજી બાજુએ બોલ્શેવિક રશિયામાં ક્રાન્તિનો વાયુ જોરથી વાવાની શરૂઆત થઈ હતી. આ બેઉ દિશામાંથી આવતા ધક્કાને લીધે રૂમાનિયાનું રાજસિંહાસન ડોલવા લાગ્યું હતું.

રૂમાનિયાને આ મુશ્કેલ સ્થિતિમાંથી બચાવી લેવાને રૂમાનિયાના જુવાન અધિકારીઓની આંખ એક વ્યક્તિ તરફ મીટ માંડી રહી હતી. આ વ્યક્તિ તે રૂમાનિયાનો તે સમયનો યુવરાજ કેરોલ. કેરોલ અત્યંત લોકપ્રિય હતો. લોકોનો તેના પર ખૂબ વિશ્વાસ અને ભક્તિ હતાં. જૂના મુત્સદ્દીઓની દૃષ્ટિએ ક્રાન્તિકારક લેખાય તેવી જનતાની માંગણીઓ પૂરી કરવાનું વચન તેણે રાજા પાસેથી લોકોને અપાવ્યું હતું. ક્રાન્તિનું ઉછળતું મોજું તેણે એ રીતે દબાવી દીધું હતું. અને તેથી જ જર્મનીના દાવને ઉથલાવી નાખવા માટે પણ યુવરાજની જ લોકપ્રિયતા સાધનભૂત બનશે એમ જુવાન અધિકારીવર્ગને લાગતું હતું. જર્મની અને રશિયા એ બેઉ બાજુથી મતપ્રસારના હુમલાથી રૂમાનિયન લોકોની રાજનિષ્ઠા ખળભળવા લાગી હતી તે જો અચળ રહે તો ફક્ત કેરોલમાં જ કેન્દ્રીભૂત થવાથી રહી શકે તેમ હતું, એમ એ અધિકારીઓ માનતા હતા. તેમનો દાવ એવો હતો કે કેરોલે એક રૂમાનિયન કન્યા સાથે લગ્ન કરીને પોતાના પિતાને કારણે જોડાયલો જર્મન રાજકુટુંબ સાથેનો સંબંધ ખુલ્લી રીતે તોડી નાંખવો અને તે રીતે રૂમાનિયાની ગાદી પર નિર્ભેળ રૂમાનિયન લોહીવાળા રાજપુરુષનું અધિષ્ઠાન કરવું. કેરોલને આ કલ્પના માન્ય હતી, પરન્તુ કેરોલની લોકપ્રિયતા જેમને ખૂંચતી હતી તેવા રાજદરબારના કેટલાક જૂના અને વૃદ્ધ મુત્સદ્દીઓને એ વાત બીલકુલ પસંદ નહોતી. એજ રીતે રાજા ફર્ડીનાન્ડ અને

રાણી મેરીનો પણ એવા લગ્ન પ્રત્યે વિરોધ ઉઠવાનો પૂરો સંભવ હતો.

આવી પરિસ્થિતિમાં કેરોલ યુદ્ધભૂમિમાં હતો, ત્યારે જ તેનો અને ઝીઝી લેંબ્રીનો નામની એક સુંદર કન્યાનો અચાનક મેળાપ થયો. મોલ્ડેવિયા પ્રાંતમાં રોમન નામનું એક નાનું અને સૃષ્ટિસૌંદર્યથી વ્યાપ્ત એક ગામડું છે. આ ગામમાં લેંબ્રીનો કુટુંબ રહેતું હતું અને તે સ્થળેજ કેરોલ યુદ્ધભૂમિમાંથી થોડા દિવસ વિશ્રાંતિ માટે આવીને રહ્યો હતો. લેંબ્રીનો કુટુંબ અને રાજકુટુંબ વચ્ચે પૂર્વે થોડો ઘરોબો હતો. કેટલાંક વર્ષો પૂર્વે એ કુટુંબ જ્યારે રૂમાનીયાના પાટનગર બુખારેસ્ટમાં રહેતું હતું ત્યારે કેરોલના બાળપણનાં મિત્રોમાં ઝીઝી અને તેનો ભાઇ હતાં. રોમન ખાતેના મુકામ વખતે સ્વાભાવિક રીતે જ કેરોલ જૂના મિત્રોને મળવા તેમને ઘેર જતો. એક વારની નાનીશી ઝીઝી એ વખતે કેરોલને અનેક રીતે જૂદા જ પ્રકારની દેખાતી હતી. તેનો નાજુક સુંદર બાંધો, કાળાં તેજસ્વી નેત્રો, કાળો સુંવાળો કેશકલાપ, નાજુક હડપચી, સરળ નાસિકા એ બધાંથી તેની રમણીયતા ખૂબ જ વધી ગઈ હતી. તેની બોલચાલમાં, વર્તણુંકમાં, આકર્ષકતા હતી જ, પણ તેની સંસ્કારિતા, બહુશ્રુતતા અને હોશિયારી અસાધારણ હતાં. કેરોલનું મન તેનાથી આકર્ષાયું, અને ઝીઝી માટે તેને પ્રેમ ઉત્પન્ન થયો. પોતાની જીવનસખીમાં જોઇએ તેવા બધા સદ્‌ગુણ તેનામાં સારી પેઠે રહેલા છે એવું તેને જણાઇ આવ્યું. ઝીઝી એક સાદા રૂમાનિયન અમલદારની પુત્રી હતી, તોપણ કુલીન હતી; અને તે શુદ્ધ રૂમાનિયન લોહી ધરાવતી હતી. લગ્નની બાબતમાં કેરોલના મિત્રોએ તેની સાથે જે શરત કરી હતી તે શરત ઝીઝીની બાબતમાં બરાબર પૂરી થતી હતી એમાં શંકા જ ન હતી. આ લગ્નમાં વાંધો માત્ર માતાપિતાની પરવાનગી બાબતનો અને રાજદરબારમાં મુત્સદ્દીઓની પસંદગી બાબતનો હતો. પરંતુ ઝીઝીના સહવાસને ઝંખતા કેરોલને એ વિરોધની બહુ પરવાજ નહોતી.

[ ૨ ]

રોમન નજીક સુસી નામના ગામડામાં ઝીઝીની માશીની એક નાની બંગલી હતી. વસંતના દિવસોમાં એ બંગલીની આસપાસ ફળફૂલથી બહેકતી રમ્ય વનશ્રીથી યુક્ત વાતાવરણ નંદનવનની કલ્પના કરાવતું હતું. એ રમણીય વાતાવરણમાં કેરોલ અને ઝીઝીનો પ્રેમ વિકસવા લાગ્યો. એ સ્થળે જ તેઓ મળતાં અને કેરોલ ઝીઝીનું પ્રિયારાધન – સંવનન કરતો. યુદ્ધભૂમિમાંથી ત્યાં આવવાની કેરોલને સગવડ મળતી નહિ. યુદ્ધની શિસ્તનો બોજો એ યુવરાજ ઉપર પણ હતો. પણ મિત્રોની સહાયથી એ શિસ્તની ચૂડમાંથી છટકીનેય ઝીઝીની મુલાકાત લેવા તે ચૂકતો નહિ! આ બેઉના વારંવાર થતા મેળાપથી ઝીઝીની માશીને તેમની વચ્ચે પ્રેમ હોવાનો સંશય આવ્યો અને એકવાર ઝીઝીના મુખેથી તેણે એ વિષેની કબુલાત પણ મેળવી. ઝીઝીની માશીને અને માતાને આ પ્રેમપ્રકરણ સારું લાગ્યું નહિ. ઝીઝીના ભવિષ્ય માટે તેમને ચિંતા થવા લાગી. આ નવા પ્રેમાંકુરોને આગળ વધવા ન દેતાં વેળાસર તેમને ઉખાડી નાંખવા એ તેમને ઇષ્ટ લાગ્યું અને તેથી તેમણે એ વિષે કેરોલને તથા ઝીઝીને વેળાસર ચેતવણી પણ આપી દીધી.

કેરોલ આથી નિરાશ થયો. જે દિશાએથી વિરોધ બીલકુલ નહિ થવાની જ તેને આશા હતી, તે દિશામાંથી જ તેને સૌથી પહેલાં નકાર મળ્યો હતો. હવે ઝીઝી અને કેરોલની ખુલ્લી મુલાકાતો મુશ્કેલ બની ગઈ હતી. ઝીઝીની હીલચાલ ઉપર સખ્ત નજર રાખવામાં આવતી જ હતી, પરંતુ ઝીઝીના માસાએ રાજાસાહેબને કાને આ પ્રેમપ્રકરણની વાત પહોંચાડવાથી રાજા તરફથી તેને એવી સખ્ત તાકીદ આપવામાં આવી હતી કે તેણે ઝીઝીને બીલકુલ મળવા જવું નહિ! રાણીએ તો તેને એકદમ યુદ્ધભૂમિમાંથી ઘેર પાછા આવવાનું જ કહાવ્યું.

પણ આ બેઉ પ્રેમિકો ઉપર આ વિરોધની ઉલટી જ અસર થઇ. જેમ જેમ તેમની ઉપર આ

બંધનો વધુ ને વધુ લાદવામાં આવ્યાં, તેમ તેમ તેમનો પ્રેમને વધુ દૃઢ થવા લાગ્યો. તેઓ ગુપ્ત રીતે મળતાં, અને એવી જ એક ગુપ્ત મુલાકાત વખતે કૅરોલે ઝીઝીને પોતાની સાથે ઘરમાંથી નાસી આવવા માટે વિનંતિ કરી. પણ એ વખતે ઝીઝી તેમ કરવા કબુલ થઈ નહિ. તેને એવું સાહસ કરવાની હજી જરૂર જણાઈ નહોતી.

[૩]

એ જ અરસામાં રશિયા યુદ્ધમાંથી પાછું હઠી ગયું અને રૂમાનિયાને જર્મની સાથે પોતાને અપમાનકારક તહનામું કરવાની ફરજ પડી. પોતાના દેશ ઉપર જર્મનીની તરફનું આવું આક્રમણ જોઈને કૅરોલે ઝીઝીને પોતાની સાથે લગ્ન કરવા પુનઃ વિનંતિ કરી, અને એ વિનંતિ ઝીઝીએ માન્ય રાખતાં જ બેઉએ ગુપ્ત રીતે લગ્ન કરવાનું ઠરાવ્યું. આ લગ્નની ખબર અને તેટલી ગુપ્ત રાખવાની ખબરદારી રાખવામાં આવી હતી, તોપણ તે વિષેની અફવાઓ એકદમ ચારે બાજુએ પ્રસરવા લાગી અને કૅરોલ સમજી ગયો કે પોતાના માર્ગમાં અડચણો ઉત્પન્ન કરવાનો પોતાના શત્રુઓનો ઇરાદો છે. હવે લગ્નમાં વધારે વિલંબ કરવામાં સાર નથી, એવો નિશ્ચય કરીને, કૅરોલે પોતાનો ભાવિ કાર્યક્રમ એકદમ નક્કી કરી નાંખ્યો. ઝીઝીએ પોતાના બે વિશ્વાસુ મિત્રોની સાથે રેસનમાંથી નીકળીને જેસી નામના ગામડામાં કૅરોલને મળવું અને ત્યાંથી બેઉએ રશિયામાં ઓડેસા ગામમાં જઈને લગ્ન પતાવી દેવું એવું ઠર્યું હતું, અને તે પ્રમાણે જેસી ખાતે બેઉનો નિર્વિઘ્ને મેળાપ તો થયો. પણ ત્યાંથી આગળનો પ્રવાસ અત્યંત વિકટ હતો. સ્થળે સ્થળે જર્મન અધિકારીઓ તરફથી તપાસ થતી. ગુપ્તચરો પણ ખૂબ ભમી રહ્યા હતા. પણ સદ્ભાગ્યે એ પંચાતમાંથી મુક્ત થઈને છેવટે તેઓ ઓડેસા પહોંચ્યાં અને એક કૅથોલિક દેવળમાં રશિયન કાયદા પ્રમાણે અને રશિયન પાદરીની મદદથી તેઓ પરણ્યાં!

આ લગ્નની ખબર ચોપાસ પ્રસરતાં વાર લાગી નહિ. સનસનાટી પ્રસરી ગઈ. રાજદરબારમાં એ ખબર પહોંચતાં જ રાજા ફરડીનાંડે કૅરોલને ઓડેસા ખાતેથી તેડી લાવવા માટે બે લશ્કરી અમલદારોને રવાના કર્યા. મનમાં બધી વાતનો વિચાર કરીને કૅરોલે તે અમલદારને સ્વાધીન થવાનું ઠરાવ્યું, પણ જેસી ખાતે આવતાં જ તેને રાજાના હુકમથી કેદ કરવામાં આવ્યો અને બીસ્ટ્રીઝ ખાતેના એક મઠમાં તેને નજરકેદ રાખવામાં આવ્યો. ઝીઝીને ત્યાંથી રેસન ખાતે રવાના કરવામાં આવી અને ત્યાં પણ તેની ઉપર સખ્ત પહેરો રાખવામાં આવ્યો!

રાજદરબારમાં આ લગ્ન જુવાન અધિકારી વર્ગ સિવાય બીજા કોઈને પસંદ પડયું નહિ. રાણીનો વિચાર એવો હતો કે પોતાના પુત્રને યુરોપના કોઈ મોટા રાજાની કુંવરી પરણાવવી અને તે રાજકુટુંબ સાથે સંબંધ જોડવો, પણ કૅરોલ એક સાધારણ અધિકારીની છોકરીને પરણ્યો તેથી તે અત્યંત નારાજ થઈ હતી. રાજદરબારમાંના મુત્સદ્દીઓ ઉકળી ઉઠ્યા કારણ કે તેઓ એમ માનવા લાગ્યા કે અમારું અપમાન કરીને અમને દાબી દેવા માટે જ આ લગ્ન કરવામાં આવ્યું છે! પણ સાધારણ જનતાને તો આ લગ્નથી આનંદ જ થયો. કૅરોલને નજરકેદ રાખવામાં આવ્યો છે એવી ખબર લોકોએ સાંભળી કે તુરત જ તેમણે આ જુલ્મી કૃત્ય પ્રત્યે પોતાની નાખુશી વ્યક્ત કરી. આથી લોકમત એટલો બધો ક્ષુબ્ધ થયું કે રાજાને કૅરોલને નજરકેદમાંથી મુક્ત કરવાની ફરજ પડી. એટલામાં રૂમાનિયાને પુનઃ યુદ્ધમાં જોડાવું પડ્યું. હંગરી સામે તેને લડાઈ જોડવી પડી હતી. કૅરોલને મુક્ત કરીને તુરત જ યુદ્ધભૂમિ પર રવાના કરી દેવામાં આવ્યો.

[૪]

ઓડેસા ખાતે કૅરોલ અને ઝીઝી વચ્ચે વિયોગ પાડવામાં આવ્યો હતો, ત્યારપછી કૅરોલ હંગરી સાથેના યુદ્ધમાંથી પાછો ફર્યો ત્યાંસુધી બેઉનો મેળાપ થયો નહિ. કૅરોલનો એટલો સમય અત્યંત ઉદ્વેગજનક મનઃસ્થિતિમાં ગયો. તે ગાળામાં તેણે પોતાનાં માતા-પિતાને મનાવવાનો પ્રયત્ન કર્યો પણ તે બધો વ્યર્થ ગયો. ઉલટું તેમનું લગ્ન

પાર્લામેન્ટદ્વારા રદ કરવાની ખટપટ થઇ. આટલો સમય કેરોલ અને ઝીઝીની પ્રત્યક્ષ મુલાકાત તો દૂર રહી, પણ પત્રરૂપે મુલાકાત પણ મુશ્કેલ થઇ પડી. એઉનાં પત્રો અધવચથી જપ્ત કરવામાં આવતાં. પત્રોની આવી સ્થિતિ થતી હોવાથી કેરોલે પત્રો મોકલવાનો નવો માર્ગ શોધી કાઢયો. વર્તમાનપત્રોની મદદથી ધારણ કરેલે નામે એક બીજાંની દીલસાલો અને વિચાર એક બીજાના જાણવામાં આવે એવાં પત્રો છપાવવા તેણે વ્યવસ્થા કરી. આ વ્યવસ્થા એટલી ગુપ્ત રાખવામાં આવી હતી કે સ્ટીવન અને વૈનગી નામે હેઠળ કેટલાંક વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતાં એ પત્રો કેરોલ અને ઝીઝીનાં હશે એવો કોઇને સંશય પણ આવ્યો નહિ!

થોડા જ વખતમાં એ વિરહના દિવસો પુરા થયા. લોકમત કેરોલની તરફેણમાં હતુ અને કેરોલના મિત્રોએ એ લગ્નને માન્ય રખાવવા માટે રાજદરબારમાં ખૂબ ખટપટ કરી હતી. આ બધા યત્નોને પરિણામે કેરોલને ઝીઝીને મળવાની અને પછી એઉને સાથે રહેવાની રાજાએ છૂટ આપી. રાજાની પરવાનગીથી મોનેસ્ટરીયામાં કેરોલ ઝીઝી સાથે રહેવા લાગ્યો. એ સ્થળે તેના દિવસો ખૂબ આનંદમાં વહી જવા લાગ્યા. પોતાની માઠી ગ્રહદશા પૂરી થઇને સુખનો કાળ હવે આવી પહોંચ્યો છે એમ કેરોલને લાગવા માંડયું.

પણ તેનો ખ્યાલ થોડા જ સમયમાં ખોટો નીવડયો. રાજદરબારમાં તેની વિરૂદ્ધનું રાજકારણ જામવા લાગ્યું હતું. તેના શત્રુઓનું ગુપ્ત કાવતરૂ ચાલુ જ હતું. મહાયુદ્ધની સમાપ્તિનો એ સમય હતો. જર્મનીની હારથી રૂમાનિયા તેની પકડમાંથી છૂટયું હતું અને યુદ્ધના તહનામાથી તેને નવો મુલક પ્રાપ્ત થયો હતો. યુદ્ધને કારણે દેશમાં વ્યાપેલી અંધાધુંધીવાળી પરિસ્થિતિમાં સ્થિરતા આણવાનું કાર્ય બીજા દેશોની પેઠે રૂમાનિયા સમક્ષ પણ આવી પડેલું હતું. નવા નવા મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થતા હતા. એવી પરિસ્થિતિમાં રાજ્યની ધૂસરી કેરોલ જેવા હલકા દરજ્જાની છોકરીને પરણેલા યુવરાજના હાથમાં દેવાનું મુત્સદ્દીઓને ઇષ્ટ લાગતુ નહોતું! એક સાદા અમલદારની છોકરી રૂમાનિયાની રાણી થાય તેથી રાજદરબારી લોકોને કાંઇકાંઇ થઇ જતુ હતું! લોકોની દૃષ્ટિએ કેરોલનું લગ્ન ઉચિત અને યોગ્ય હતું, પરન્તુ આ મુત્સદ્દીઓને તે અયોગ્ય લાગતું હતુ. કેરોલના શત્રુ વર્ગમાં એક પ્રિન્સ સ્ટર્બી નામે હતો; તેણે અને તેની તરફેણના બીજા રાજકીય મુત્સદ્દીઓએ કેરોલની વિરૂદ્ધ પ્રજાનો મત કલુષિત કરવા માટે અનેક પ્રકારના યત્નો કર્યા હતા. કેરોલની વિરૂદ્ધ જાતજાતની ખોટી અફવાઓ તેણે બુખારેસ્ટમાં ફેલાવી દીધી. કેરોલ અને ઝીઝીનો સંબંધ કેવી રીતે તોડી પાડવો તેનો જ વિચાર તે કર્યા કરતો હતો.

રૂમાનિયાની પાર્લામેન્ટમાં યુવરાજના લગ્નનો પ્રશ્ન તેણે સુનાવણી માટે આણ્યો; પણ પાર્લામેન્ટમાં કેરોલના મિત્રોએ તે વખતે તેનો પક્ષ જોરથી પકડી રાખ્યો. કેરોલ સંબંધે જુના મુત્સદ્દીઓએ ઉડાવેલી અફવાઓ કેવી નિરાધાર છે, તે એમણે પાર્લામેન્ટ સમક્ષ જણાવી દીધું, એટલું જ નહિ, પણ કેરોલે જ્યારે રાજ્ય ઉપરનો પોતાનો હક્ક છોડી દેવાની તૈયારી બતાવી, ત્યારે તેમની જ સલાહથી પાર્લામેન્ટે કેરોલને તેની એ તૈયારી પાછી ખેંચી લેવરાવી.

એ રીતે પાર્લામેન્ટમાં કેરોલ વિરૂદ્ધ રચવામાં આવેલું કાવતરૂં નિષ્ફળ ગયું.

## [ ૫ ]

હવે પ્રિન્સ સ્ટર્બી વગેરેએ બીજી જ દિશાએ સુરંગ લગાડવાનો આરંભ કર્યો. એ દિશા ખુદ કેરોલ અને ઝીઝીની વચ્ચે તડ પડાવવાની એઉનાં મન પરસ્પર કલુષિત કરવાની અને એ રીતે તેમના લગ્નના કિલ્લાને જમીનદોસ્ત કરવાની હતી. આ નવીન દાવ જેટલો નાજુક હતો, તેટલોજ જાલિમ હતો. તેમાં મુખ્ય કામ રાણીએ કરવાનું હતું. રાણી દુરંદેશ અને કાવાબાજ હતી. તે પોતાના પુત્રના સ્વભાવને સારી પેઠે ઓળખતી હતી. તેણે એક દિવસ તક જોઇને આ લગ્નની બાબતમાં કેરોલ સાથે વાતચીત કરી અને યુક્તિપ્રયુક્તિથી તેણે કેરોલના મન ઉપર પોતાનું કથન ઠસાવવા માંડયું.

કેરોલના ઝીઝી ઉપરના પ્રેમ સંબંધે રાણીએ જરાએ અવમાન્યતા દર્શાવી નહિ. ઉલટું જે થયું

તે વાજબી થયું છે, કેરોલનો તેમાં કશો દોષ નથી એવુ જ તેણે કહ્યુ "પણુ" રાણીએ કેરોલને સમજાવવા માંડયુ: "યૌવનસુલભ ભાવનાની સાથે માણસમાં થોડી વિવેકબુદ્ધિ પણ જાગૃત થવી જોઇએ. ઝીઝી પર તારો અત્યંત પ્રેમ છે, તેટલા માટે તેની બાબતનાં કર્તવ્યો તારે પાર પાડવાં જોઇએ એ બધુ કબૂલ છે; પણ તે પ્રેમને કારણે જો તારા પિતાનું સિંહાસન ઉથલી પડતું હોય તો તે પ્રેમનું વિપરીત પરિણામ આવે નહિ? બીજા લોકોના જેવી જ જો તારી સ્થિતિ હોત, તો વાત જુદી હતી. પણ તું એક મોટા દેશનો રાજા થવાનો છે, તારી સ્થિતિ અપવાદાત્મક છે. તારા વ્યક્તિગત પ્રેમની સાથે દેશ માટેનાં કર્તવ્યો પણ તારે બજાવવાં જોઇએ. ગયા યુદ્ધમાં તેં તારાં કર્તવ્યો બજાવ્યાં છે તેમાં તેં તારો દેશપ્રેમ સારી પેઠે બતાવી આપ્યો છે. હવે ઝીઝી માટેના તારા પ્રેમને કારણે દેશ-પ્રેમમા ખામી આવવાનું કશું કારણુ નથી. માત્ર એકજ કામ તારે કરવું જોઇએ. તારા દેશપ્રેમની કસોટી જેમ ગયા યુદ્ધમાં થઈ છે તેવી જ રીતે આ પ્રેમની પણુ કસોટી થવી જોઇએ. અમારા મનના સમાધાન માટે પણુ આ કસોટી તારે થવા દેવી જોઇએ. મારી આ વિનતિ તું નકારીશ નહિ. તારો પ્રેમ એ કસોટીમાથી પાર ઉતરશે તો અમારા મનમાં અત્યારસુધી રહેલો થોડો પણ સંશય ખરેખર નાશ પામી જશે એવી હું તને ખાત્રી આપુ છુ."

રાણીના યુક્તિવાદનો એ સારાંશ હતો. તેણે કેરોલને પોતાના વિશ્વાસમાં લેવા જેવું કરીને મીઠા તથા સહાનુભૂતિના શબ્દોથી તેના મન પર પોતાના યુક્તિવાદની છાપ ધીરે ધીરે પાડી; અને ઝીઝી પરના તેના પ્રેમની કસોટી માટે રાણીએ કહેલી સાદી યોજના અમલમા આવવા દેવા માટે રાણીએ કેરોલ પાસેથી વચન લીધુ. એ યોજના પ્રમાણે કેરોલ અને ઝીઝીના સહવાસમા એક વર્ષનો અંતરાય પડવાનો હતો કેરોલે એટલો વખત દુનિયાના પ્રવાસે નીકળવું, જૂદાજૂદા દેશો જોવા અને એ રીતે જ્ઞાન સંપાદનમાં એ કાળ નિર્ગમન કરવો, એવી તેને રાણીએ સૂચના કરી હતી. એ સૂચના કેરોલે માન્ય કરી. કેરોલને પોતાના અને ઝીઝીનાં પ્રેમ સંબંધે જરાએ સંશય નહોતો. કોઇ પણ કસોટીમાંથી પોતે સહીસલામત પાર ઉતરશે એવો કેરોલને વિશ્વાસ હતો અને તેથી જ તેણે વિચાર કર્યો કે પોતાના એક વર્ષના પ્રવાસથી પોતાનાં માતાપિતાની સંમતિ આ લગ્નને માટે મળતી હોય, તો તેમના મનના સમાધાન માટેએટલુ કરવામાં પોતાને કશું નુકસાન થવાનું નથી, પરન્તુ ફાયદો જ થવાનો છે.

કેરોલનું મન ભોળવાઇ ગયું. તેણે ઝીઝીને રાણીની યોજના કહી. તે આ વિરહયોજના કબૂલ કરતી નહોતી, પણ કેરોલના આગ્રહથી છેવટે તેનું મન પણ વળ્યું અને તેણે સંમતિ આપી. ઝીઝીની સંમતિની વાત જાણીને રાણીને આનંદ થયો. બીજા જ દિવસથી કેરોલના પ્રવાસની તૈયારી શરૂ થઇ. પ્રવાસનો કાર્યક્રમ એકદમ નક્કી થયો, અને એક દિવસે કેરોલ ખાસ નીમાયલા સંરક્ષકોની સાથે જગતના પ્રવાસે નીકળી પડ્યો.

કેરોલના એ સંરક્ષકો એટલે તેની હીલચાલ ઉપર નજર રાખનારા ખાસ ગુપ્તચરો જ!

પોતાની પાછળ ઝીઝીને કશો ત્રાસ નહિ થાય, તેને માનમરતબાથી રાખવામાં આવશે, એવું કેરોલે રાણી પાસેથી વચન લીધું હતું. ઝીઝીની રજા લેતાં કેરોલને બહુ ખરાબ લાગ્યું. પણ એક વર્ષ પછી એક-બીજાનો કાયમનો સહવાસ થવાનો છે એ આશા ઉપર રહીને તેણે પોતાનું અંતઃકરણ દૃઢ રાખી સ્ટીમર પર પગ મૂક્યો. તેજ વખતે જો તેને પોતાના પ્રવાસ પાછળના કાવતરાની થોડીએ ગંધ આવી હોત, તો તેણે આગબોટમાં પગ મૂક્યો તે આગમાં જ પગ મૂક્યાની પેઠે સમજીને એ પગ પાછો લીધો હોત!

આગબોટ આગળ ચાલવા લાગી, પણ તેનું મન પાછળ જ રસળતુ હતું! દરેક બંદરે તેના પર ઝીઝીના પત્રો આવતા. વિરહના અગ્નિથી પ્રેમમા નવીન તેજ આવે છે એમ કહેવાય છે, તેવોજ પ્રકાર તેની બાબતમા પણ થયો. જેમજેમ તે દૂર જવા લાગ્યો, તેમ તેમ ઝીઝી માટેની તેની ભાવના વધુ ને વધુ તેજસ્વી થવા લાગી.

[ ૬ ]

આ બાજુએ ઝીઝીની સ્થિતિ ચમત્કારિક થવા લાગી. તેણીનાં અને કેરોલનાં મિત્રોથી તેને બને તેટલે અંશે દૂર રાખવાની ખબરદારી રાખવામાં આવતી હતી. કેરોલને રાણીએ આપેલુ વચન પૂર્ણ રીતે પાળવામાં આવતું હતુ, પણ તે જૂદાજ અર્થમાં. તેના માન-મરતબામાં જરાએ ખામી રાખવામાં આવતી નહિ. તેની આસપાસ તેના માન-મરતબાને માટે કહીને રાજદરબારની મોટી મોટી સ્ત્રીઓનો ઘેરો નાંખવામાં આવતો હતો. તેણીના અને કેરોલના કલ્યાણની જ ઇચ્છા પોતાના મનમાં હમેશાં હોય છે, એવો ભાસ એ સ્ત્રીઓ કરાવતી. પણ તેમનું ખરૂ કાર્ય જૂદું જ હતું. રાણીના મનમા રહેલી ગુપ્ત યોજનાનો અમલ તેઓ કરતી હતી.

તેમણે પોતાના મધુર શબ્દોથી ઝીઝીના મનને ઓતરવા માંડયું. ધીમેધીમે તેનો વિશ્વાસ સંપાદન કરવાનુ તે સ્ત્રીઓએ શરૂ કર્યું. એક વાર તેનો વિશ્વાસ તેઓએ સંપાદન કર્યો, કે પછી આગળનું કામ સુલભ બનવાનું હતું.

આ બધી ખટપટ શા માટે થતી હતી ? ઝીઝી અને કેરોલના છૂટાછેડા કરાવવા માટે ! ! !

લોકોના મનમાં કેરોલ પ્રત્યેનાં લાગણી અને મહત્ત્વ ઓછાં થાય અને પોતાની સત્તા અબાધિત રહે એવી પ્રિન્સ સ્ટર્બી વગેરે મુત્સદ્દીઓની મહત્ત્વાકાંક્ષા હતી. કેરોલ પોતાના પિતાની પેઠે તે મુત્સદ્દીઓના હાથમાંના રમકડા જેવો બનીને રહેવા તૈયાર નહોતો, અને તે જ વાત આ મુત્સદ્દીઓને ખૂંચતી; તેટલા માટે જનતાની નજરમાં કેરોલને ઉતારી પાડવાના હેતુથી તેમણે આ ખટપટ માંડી હતી. કેરોલ જેમ જેમ રૂમાનિયાથી દૂર ને દૂર જવા લાગ્યો, તેમ તેમ તેના પત્રો આવવામાં વિલંબ થવા લાગ્યો. આ સ્થિતિનો પણ ઝીઝીના મન પર અસર કરવાને માટે તેની આસપાસની કાવતરાખોર સખીઓએ ઉપયોગ કરવા માંડયો. વસ્તુતઃ કેરોલના હૃદયમાં ઝીઝીની મૂર્તિ સદાય આલેખાએલી રહેતી, તેના પ્રેમમાં તલભાર પણ ફેર પડયો નહોતો. ઝીઝી સંબંધે તેના અંતરમાં ઊંડી ઉત્કંઠા વ્યાપી રહી હતી એ નીચે આપેલા તેના એક પત્ર પરથી જણાઇ આવશે. એ પત્ર તેણે હિંદુસ્તાનમાં વાઈસરોયના પરોણા તરીકે દિલ્હીમાં રહેતી વખતે લખ્યો હતો:

"તારા સબંધી વિચારોથી મારી નિદ્રા તદ્દન ઉડી ગઇ છે. હિંદુસ્તાનમાં અત્યારે ઉપઃકાળ થાય છે, અને સામેની બારીમાંથી બહારના અંધકારનો પડદો ફાડીને મૂર્તિમંત સૌંદર્યજ મારી તરફ આવે છે.

"એ સૌંદર્યમૂર્તિ તુંજ છે. સામે ઉછળી રહેલા સોનેરી પ્રકાશમાં ન્હાઇ રહેલી નિસર્ગશોભા તારી જ મૂર્તિનુ મને દર્શન કરાવે છે.

"પક્ષીઓના કલરવમાં તારોજ સ્વર મારે કાને પડી રહ્યો છે. તરૂપલ્લવના મંદમંદ આંદોલનમાં તારી જ ગતિ મને દર્શન દઇ રહી છે. ... ..."

પણ આવા એ કાવ્યમય પત્રો કેરોલ જેને લખતો હતો, તે ઝીઝીના મનમાંના પ્રેમનો ઝરો માત્ર તેની આસપાસની સ્ત્રીઓના વિચારોના ઝાંખરાંથી અટવાતો જતો હતો !

ધીરે ધીરે તે વિષ ઝીઝીના શરીરમાં પ્રસરવા લાગ્યુ. રાજદરબારની કાવાબાજ સ્ત્રીઓનું કથન તેને ખરૂં જણાવા લાગ્યુ હતું. બિચારી ઝીઝી ! તેનું મન નબળું બનવા લાગ્યુ હતુ. પ્રેમને બદલે સ્વાર્થનો વિચાર તેના મનમાં આવવા લાગ્યો હતો.

એ સ્ત્રીઓએ તેના મનમાં તરેહ તરેહની વાતો ભરી દીધી હતી. કેરોલ સાથે થએલા તેના લગનથી તેના ભાવિ ઉપર અંધકાર પ્રસરી રહ્યો છે એવા પ્રકારનો ભય તેના મનમા ઉત્પન્ન કરવામાં આવ્યો. તેને કહેવામાં આવ્યુ કે આ લગ્નથી રાજદરબારમાં કેરોલને પદભ્રષ્ટ કરવાનો ઘાટ ઘડાઇ રહ્યો છે અને થોડા દિવસમાં એ ઘાટ પાર ઉતરવાનો રંગ દેખાઇ રહ્યો છે; અને એકવાર કેરોલ પદભ્રષ્ટ થઇને ગરીબ બની ગયો, એટલે પછી તેનો તેણીની ઉપરનો અત્યારનો પ્રેમ કેટલો ટકશે તે સંશયની વાત છે, અને આ પરિસ્થિતિ નિઃસંશય ઉત્પન્ન થવાનાં ચિહ્નો અત્યારથી દેખાવા લાગ્યાં છે. એવા સમયમાં ઝીઝીએ પહેલેથી જ સાવધાનતા રાખવી એ સારૂં નહિ ?

અને આ સાવધાનતાનો અર્થ એવો હતો કે ઝીઝીએ પોતાની નુકસાની માટે ૫૦ હજાર પાઉંડ લઇને પોતાનો તથા કેરોલનો લગ્નસબંધ તૂટી ગયો છે, એવો લેખી કરાર લખી આપવો ! આ સાવધાનના જો રાખવામા ન આવે, તો ઝીઝીને જીંદગી સુધી પસ્તાવામાં જ દિવસો ગાળવાનો વખત આવવાનો હતો ! અને કેરોલનું પણ સત્યાનાશ વળી જવાનું હતું !

ઝીઝીનું મન ડામાડોળ થવા લાગ્યુ. તેણે રાણીનો કરાર કબૂલ કર્યો.

કરાર પર સહી થવા પૂર્વે જ કેરોલને રાણી તરફથી ઝીઝીના વિશ્વાસઘાતની બાતમી મળી. તે વખતે કેરોલ જાપાનમાં હતો પહેલાં તો તેને એ બાતમી પર વિશ્વાસ જ આવ્યો નહિ. તેનુ હૃદય ફાટી જવા લાગ્યુ. અને પછી જે વખતે તેને ખરી હકીકતની ખબર પડી ત્યારે સતાપથી તેના શરીરને લાહ્ય ઉઠવા લાગી!

તે બાતમી સાભળીને તેણે તે વખતે પાસે જ ઊભેલા પોતાના એક મિત્ર પાસે અતરના ઉદ્વેગથી પણ ઉપલક હાંસીના સ્વરથી ઉદ્‌ગાર કાઢયા. "હ ! પચાસ હજાર પાઉડ ! એ કાંઇ મારા પ્રેમની નાની-સની કિંમત નથી ! ખરેખર, જેવુ મારૂ નસીબ ! નહિતો તે કરતાંય તે વધારે ઓછી ઉપજત !"

[ ૭ ]

ઝીઝીના આ કાર્યમાં સ્વાર્થ હતો કે સ્વાર્થ-ત્યાગ હતો, તે કહી શકાય તેમ નથી. ગમે તેમ હોય, પણ તે કરારથી કેરોલના પ્રેમનો તો તેણે ત્યાગ જ કર્યો. કેરોલ માત્ર પોતાના મનનું સાંત્વન કરી શકતો નહોતો. બુખારેસ્ટમાં પાછા ફર્યા પછી તેણે છેવટે તેણીને નિરાશાથી લખેલા પત્રમાં તે કહે છે.

"મને મળવાની તારી ઇચ્છા જ નથી એમ માલૂમ પડે છે. ખેર, જેવી તારી ઇચ્છા ! પણ હું માનું છું કે આપણે એકવાર મળ્યાં હોત, તો ઠીક હતું. એવી મુલાકાતથી આપણ બેઉને ત્રાસ થયો હોત ખરો, પણ તેથી આપણે ખૂબ વાતો કરીને હૃદયને હલકું કરી શકયાં હોત.

"સુખની મારી જે કાંઇ કલ્પના હતી, તે કલ્પનાને માટે હું છેવટ સુધી તરફડ્યો છું. હવે આ હારેલી સ્થિતિમાં મારે તને આ બેચાર લીટીઓ લખવી પડે છે.

"મારી બાજુ ન્યાયપૂર્ણ હતી કે નહિ, એ તો ભવિષ્ય જ બતાવી આપશે. આપણો ગત સમય સુંદર પણ હૃદયભેદક વાતોથી ભરેલો છે; પણ આ સંસ્મરણો જ આપણા ભવિષ્યના જીવનમાંના કરૂણ પ્રસંગોમાં આપણને ટેકો આપવામાં કારણી-ભૂત થશે."

* * *

એકવારના આ પ્રેમી જોડાની આજે શી સ્થિતિ છે ? રાજા ફરડીનાંડનું ખૂન થવાથી આજે તે નથી, એકવાર જેનું ખૂન કરવાને રૂમાનિયાના ખટપટી મુત્સદ્દીઓના માગ ભટકતા હતા, તે કેરોલ આજે રૂમાનિયાનો રાજા છે. તેણે પોતાથીયે મોટી વયની મેડમ લુપેસ્કા સાથે લગ્ન કર્યું છે. મેડમ લુપેસ્કા સુદર છે અને કેરોલ પર તેનો અત્યંત પ્રભાવ છે' લોકો કહે છે કે લુપેસ્કાની આંખે જ કેરોલ જુએ છે.

અને ઝીઝી ? કેરોલથી ઝીઝીને એક પુત્ર થયો હતો. ઝીઝી તેને 'રાજકુમાર મર્સી' કહી બોલાવે છે. પણ એ રાજકુમાર આજે ફ્રાન્સના 'વેવે' નામના નાના ગામની નિશાળમાં ભણે છે અને ત્યા પોતાની માતા સાથે જ રહે છે.

* * *

થોડા દિવસ પહેલાંની આ વાત છે. શહેનશાહ જ્યોર્જની પાયદસ્તની ક્રિયામાં ભાગ લઇને કેરોલ પેરીસમાં આવ્યો હતો અને એક હોટેલમાં ઉતર્યો હતો ઝીઝી ફ્રાન્સમાં જ હતી. તેને કેરોલ આવ્યાની ખબર પડી, અને તેને તેના ઉતારા પર મળવા ગઈ.

કેરોલને મળવા માટે જુના મિત્રો અને સ્નેહી-ઓ મોટી સંખ્યામાં આવ્યા હતા. કેરોલ તે બધાને

# અત્યારની શિક્ષણ-પ્રણાલિકા



## [ અવ્યવહારૂ અને અસંસ્કારી ]

*

[ લેખક   ધૂમકેતુ ]

હાલના શિક્ષણ સામે ઉગ્ર અસંતોષ છે એ દેખીતી વાત છે. એ અસંતોષનુ એક કારણ એમ આપવામાં આવે છે કે હાલનું શિક્ષણ વ્યવહારોપયોગી તાલીમ આપી શકતું નથી. અને તેથી દિનપ્રતિદિન શિક્ષણ લેનારાઓની અવસ્થા વધારે ને વધારે દીન થતી જાય છે. બીજાં પણ ઘણાં કારણો છે, પરંતુ આ સૌમાં આ કારણ હમેશાં પ્રધાનપદ ભોગવે છે.

શિક્ષણનું મુખ્ય કામ વ્યવહાર શીખવવાનુ નહિ, પણ સંસ્કાર આપવાનું છે. અને જો આજની કેળવણી એના મુખ્ય ધ્યેયને વળગી રહી શકી હોત તો તેની સામે આટલો ઉગ્ર અસંતોષ ન હોત. પણ હાલની કેળવણીની ખૂબી અથવા ખામી — કારણકે એની ખૂબી એ જ એની ખામી છે — જે ગણો તે એ છે કે, એને જેટલી શ્રદ્ધા વ્યવહારજ્ઞાન આપવામાં છે એટલી શ્રદ્ધા સંસ્કાર આપવામાં નથી. એ સાચું કે એને વ્યવહારજ્ઞાન પણ આપતાં આવડતું નથી, એટલે હાલની કેળવણી, જે મનુષ્યોને દુનિયાની સમક્ષ રજુ કરે છે એ, કાં તો નૈતિક સૂત્રો પઢનારા વેદિયાઓ હોય છે અથવા એ નૈતિક સૂત્રોને ઘોળીને પી જનારા શઠ હોય છે. આ પરિણામ કેળવણીની પ્રણાલિકાને બરાબર અનુરૂપ છે. હાલની કેળવણીને પાઠ્યપુસ્તકોમાં શ્રદ્ધા છેઃ એને અમુક 'સ્ટેન્ડર્ડ'માં શ્રદ્ધા છે. વળી એનો સૌથી વધારે આગ્રહી મત એ છે કે કોઇપણ છોકરું એ 'સ્ટેન્ડર્ડ' કરતાં ઘણું વધારે આગળ કે ઘણું વધારે પાછળ ન હોવુ જોઇએ. એ 'સ્ટેન્ડર્ડ' કરતાં આગળ હોય તો એ મૂર્ખ ગણાવું જોઇએ; એ 'સ્ટેન્ડર્ડ' કરતાં પાછળ હોય તો ઠોઠ ગણાવું જોઇએ. પોતાના 'સ્ટેન્ડર્ડ' પ્રત્યેની આ અચલ શ્રદ્ધાએ હાલની કેળવણીને એક તરફથી વ્યવહારશૂન્ય અને બીજી તરફથી સ્વપ્નશૂન્ય એમ બે જાતના મીંડાં આપ્યાં છે.

એટલે જે લોકો એમ ફરિયાદ કરે છે કે હાલની કેળવણી વ્યવહાર જ્ઞાન આપતી નથી, એ લોકોની ફરિયાદ ખોટી છે. એ વ્યવહારૂ જ્ઞાન આપે છે પણ પોતાની ખાસ વિશિષ્ટ રીતે. એ વ્યવહાર જ્ઞાન દુનિયામાં પરાજય પામેલા એવા માણસોની માર્ફત અપાવે છે. અને તેથી જ એ વ્યવહારૂ જ્ઞાન આપતાં છતાં, જેને જ્ઞાન આપે છે તેને વ્યવહારૂ બનાવી શકતી નથી.

વ્યવહાર અને વ્યવહારૂ જ્ઞાન એ બન્ને જેને લીધે તેજસ્વિતા પામે છે, એટલું જ નહિ, જેને લીધે એનું સ્વરૂપ ફરી જાય છે, એ સંસ્કારિતા પૂરવાનું કેળવણીનું ખરૂ કામ હાલની કેળવણી કરી શકતી નથી. અને ખરી રીતે એની સામે એ ફરિયાદ રજુ થવી જોઇએ. પરંતુ હાલની કેળવણીએ પોતાના અભ્યાસક્રમમાં ને વાતાવરણમાં સંસ્કારિતાનો એવો ઘમંડ રાખ્યો છે કે ઘણા લોકો, જે વસ્તુ નથી, એ વસ્તુ ત્યાં છે, એમ ધારીને પોકાર ઉઠાવે છે કે હવે આ સંસ્કારદાન બસ કરો, હવે આ સંસ્કારજ્ઞાન બસ કરો. અમને થોડું વ્યવહારૂ જ્ઞાન આપો. વેદાંતીઓ આને માયા કહે છે· જે વસ્તુ નથી, છતાં હોય એમ લાગ્યા કરે છે. ખરી રીતે હાલની કેળવણીના ધ્યેય પ્રમાણે એને અને સંસ્કારજ્ઞાનને હજાર ગાઉનું છેટું છે; એટલુ જ

નહિ, સંસ્કાર આપવાનું કર્તવ્ય એણે પોતાના ક્રમમાં સ્વીકાર્યું જ નથી. કોઈપણ વિલેજ સ્કુલમાસ્તરને ફરિયાદ કરો કે અમુક છોકરો બીડી પીએ છે, તો તે તરતજ જવાબ વાળશે કે એ જોવાનું કામ મારું નથી; મારે તો અમીયારથી પાંચ એણે અમુક પ્રકારનાં પુસ્તકો બરાબર વાંચ્યાં છે એ જોવાનું હતું અને તે મેં બરાબર જોયું છે. આના કરતાં વધારે ડાહ્યો જવાબ એ આપે તો એને ગાંડો ગણવો જોઈએ. આમાં સંસ્કારનો પ્રશ્ન ઊભો થતો જ નથી, એ જોઈ શકાયું. અલબત, એમ દલીલ થઈ શકે કે બીડી અમુક રીતે પીવામાં સસ્કાર ન હોય તો પણ ફેશન છે, અને જે ફેશન ઉપલા થરના ઘણા માણસો સ્વીકારે તે સંસ્કાર ગણાય છે, પરંતુ આંહી તો મુખ્ય પ્રશ્ન જ આ છે કે શિક્ષણ આપનાર તથા લેનાર બન્ને વર્ગ, કીટસ કે શેલીની અમુક કવિતાઓ અમુક રીતે, અમુક પ્રશ્નો સાથે, તૈયાર કરવામાં અચલ શ્રદ્ધા ધરાવે છે અને તેથી એ બન્ને મહાકવિઓ જીવન વિષે શું કહે છે એ એટલું ઉપયોગી નથી, જેટલું એ બન્ને કવિઓ વિષે પ્રશ્નપત્રો શું કહે છે. હાલની કેળવણીનો આ સંસ્કારધ્વનિ છે. આ પરિસ્થિતિ ઉત્પન્ન થવામાં મુખ્ય કારણ એણે ધારણ કરેલી પ્રણાલિકા અને એણે સંઘરવા માંડેલા પુરુષો – આ બન્ને વસ્તુઓ જવાબદાર છે.

કેળવણીનો પ્રાચીન આદર્શ વધતા જતા વિકાસમાં ટકી શકે તેમ ન હતો. વળી એ પ્રાચીન આદર્શમં એવી ઘણી વસ્તુઓ હતી કે જેનો ફેરફાર અનિવાર્ય હતો. પરંતુ એ ફેરફાર એવી રીતે કરવામાં આવ્યો કે કેળવણીમાં–અથવા કોઈપણ પ્રકારના સાંસ્કારિક વ્યવહારમાં અત્યંત આવશ્યક એવો, નિત્યનો ગુરૂ-શિષ્યનો સંસર્ગ નાશ પામ્યો. બીજું વિષયોનું નિરૂપણ એવી રીતે કરવામાં આવ્યું કે ઘણા વિષયોનું થોડું જ્ઞાન–એક વિષયના તલસ્પર્શી જ્ઞાન કરતાં વધારે મહત્ત્વ પામ્યું. ત્રીજું કેળવણી એ રોટલા માટે છે એમ મનાવવામાં આવ્યું. ખરી રીતે મનુષ્ય પોતાનો નિત્યજીવન વ્યવહાર જે વસ્તુ દ્વારા પ્રાપ્ત કરે, તે કેળવણીનું એક અંગ છે; અને કેળવણી, એવા સામાન્ય માણસને, પ્રસંગ અસામાન્ય ગુણો ધરાવનાર બનાવી શકે એ વિજય રહ્યો છે. ધનુર્વિદ્યા એ જેમ કેળવણી અંગ મનાતું; પરંતુ એ ધનુર્વિદ્યાનો અમુક શેમાં અસામાન્ય ઉપયોગ એ કેળવણીનું ગણાતું એટલે અર્જુન ધનુર્વિદ્યા શીખે જ કેળવણીની સિદ્ધિ ન હતી; એની સિદ્ધિ ઉપયોગમાં હતી. જ્યારે આજની પ્રણાલિકા તો જીવન પૂરતો કેળવણીનો ઉપયોગ રહ્યો એટલે કે કેળવણી, જીવન ઘડવાને બદલે, મા રોટલો કેમ પેદા કરવો એ કાર્યની રૂપરેખા આ પ્રયત્ન કરે છે. અને એ કામ એને આવડતું એટલે રોટલો કેમ પેદા કરવો એ શીખવાડવ બદલે, નોકરી કેમ કરવી એટલું જ શીખવાડે એને લીધે હાલની કેળવણી નથી વ્યવહાર આપી શકતી; નથી સંસ્કારજ્ઞાન આપી શકતી–એ એનો દાવો છે કે એ પહેલા પ્રશ્ન વિષે વિચાર ક છે ને બીજો પ્રશ્ન તો અત્યારના કેળવણીના કાર્યક્રમ પ્રમાણે એણે વિચારેલો જ છે.

આ વિચારસરણી સાચી હોય કે ખોટી પણ કેળવણી વિષે અને વધતી જતી બેકારી વિષે સૌ વિચાર કરી રહ્યા છે એ તો સાચું છે. છેક મૂળથી ફેરફાર કરીને જીવનના નિત્યવ્યવહારનાં અનેક અંગો, પોતાનામાં સમાવીને, તેને સુધારીને વધુ સારી રીતે આપવાનો કેળવણી પ્રયાસ નહિ કરે તો કેવળ પરીક્ષા લેનારી કેળવણીના દિવસો પૂરા થવાનો વખત પાસે આવ્યો છે. જીવનના દરેક દરેક વર્ગને સ્પર્શે – એવા અનેક હુન્નર ઉદ્યોગ, ગ્રામ્ય ઉદ્યોગો, નાની મૂડીથી થતા વિજ્ઞાનના ધંધાઓ, જર્નાલિઝમ ફેરિયાગીરી; મોટરીંગ, વગેરે નાનાં પરચુરણ કામો – આ સઘળું કોઈ વિશ્વવિદ્યાલયે પોતાનામાં સમાવીને સુવ્યવસ્થિત અને સુઘડ રીતે મૂકવું પડશે, અને એવા જે હજારો સામાન્ય જીવનનિર્વાહ કરનાર મનુષ્યો તે સંસ્કારી બને કે જેથી 'વ્યક્તિની અવ્યવસ્થા સમષ્ટિની વ્યવસ્થાને નુકશાન ન પહોંચાડે માટે, સૌને સંસ્કારજ્ઞાન આપવાના તાલીમવર્ગો ઉઘાડવા પડશે. આ વર્ગો પાંચ પંદર દિવસ ચાલે

તેવાં નહિ – પણ નિત્યનાં અસર કરનારાં બળો, વર્તમાનપત્રો, પુસ્તકો, સાહિત્ય, સીનેમા, જાહેરખબર, નાટક, જાહેર પ્રસંગો – એ સઘળાં પર સંસ્કારી નજર ફેરવી શકે તેવા મનુષ્યોની શિક્ષણસંસ્થા દ્વારા થઇ શકશે. આ ફેરફાર એટલો મહાન છે કે એને વર્ષો લાગશે. પણ છતાં કોઇ પણ કેળવણીની સંસ્થાએ પ્રજાને સંસ્કારી બનાવવાનો પોતાનો દાવો ચાલુ રાખવો હોય તો એણે મૂળગત ફેરફારો કરવા જ પડશે, એટલે એણે જેમ એક બાજુ જીવનનિર્વાહનાં સાધનો પર નજર ફેરવવી પડશે, તેમ એવાં સાધનો માણસોને કેવળ 'મશીન' રૂપ બનાવી ન દે એટલા માટે માણસોના અંતરમાં પણ 'કાંઇક બળ પૂરવું પડશે. અલબત, આ પ્રશ્નને રાજકીય અને આર્થિક બાજુઓ પણ છે પરંતુ કેળવણીનું ખરું કામ સંસ્કાર ફેલાવવાનું છે એ મુખ્ય વિધાન પરત્વે જ આ વિવરણ હોઇ આ પ્રશ્નો આંહી અસ્થાને છે.

અત્યારે કેળવણી ક્રિયારહિત જ્ઞાન આપી રહી છેઃ એ પાછી જ્ઞાનરહિત ક્રિયા ન આપે માટે જ આ સમન્વય આવશ્યક છે કે કેળવણી વ્યક્તિમાં સંસ્કાર પૂરેઃ અને છતાં સમષ્ટિને ન ભૂલે. સ્વેચ્છાચાર એ જેમ સંસ્કાર નથી, તેમ જ્ઞાનહીન ક્રિયા એ વિદ્યા નથી.



# ઈટલી અને જાપાન



વાસ્તવિક રીતે જોતાં બન્ને પરિસ્થિતિઓ– એબીસીનીઆમાં ઈટલીની ઘુસણનીતિ અને ચીનમાં જાપાનની ઘુસણનીતિ–માં સામ્ય છે; અને તે એ કે રાષ્ટ્રસંઘનો એક સભ્ય બીજા સભ્ય પર હુમલો કરે છે. જાપાને તો લાંબા વખત પર રાષ્ટ્રસંઘનું અપમાન કર્યું છે અને તેણે ભયંકર લશ્કરી પરિસ્થિતિ ઉભી કરી છે. જો જાપાન એક વાર ચીનમાં બરાબર પગપેસારો કરી લેશે તો તેને જગતનું સર્વોચ્ચ સામ્રાજ્યવાદી રાષ્ટ્ર બનતાં વાર લાગશે નહીં. ચીનમાં તેને પુષ્કળ કુદરતી દ્રવ્યો અને કાચો માલ મળશે, પોતાના ઢગલાબંધ પાકા માલને માટે બજાર મળશે, કોઇ પણ ધંધામાં સોંઘી મજૂરી કરે એવા લોકો તેના આધિપત્ય નીચે આવશે અને પૃથ્વીનો ગોળાર્ધ ઘૂમી વળવા માટે લાખો સિપાઇઓ મળશે. એબીસીનીઆમાં મુસોલીનીએ જે આંધળું સાહસ કર્યું છે તેમાં વિઘ્ન ઉપસ્થિત થાય અને છેવટે તે નબળો પડી જાય એ બનવાજોગ લાગે છે પરન્તુ ચીનમાં તો જાપાનની સામે વિજય સિવાય બીજું કંઈ નથી. અને આ સામે રાષ્ટ્રસંઘ કંઇ પણ કરતો નથી અને બ્રિટન પણ ચૂપ છે. જાપાન બાજુ દૂર છે અને ઈટલી તદ્દન નજીક એવી દલીલથી કોઇને પણ સન્તોષ થશે નહી. યુરોપ કે જેની પરિસ્થિતિ અત્યારે, એબીસીનીઅન ચીણગારીઓથી કોઈ પ્રસંગે સળગી ઉઠે તેના દારૂગોળા જેવી બની છે તેમાં જ આનું રહસ્ય છૂપાયું છે એમ અમને લાગે છે. પરન્તુ આ તો પરિસ્થિતિનું તદ્દન ગેરડહાપણભર્યું દૃષ્ટિબિન્દુ કહેવાય કારણ કે ઈટલીની મહત્વાકાંક્ષાઓનો અર્થ આવતી કાલનું યુદ્ધ હશે તો જાપાનની મહત્વાકાંક્ષાઓનો અર્થ અચૂક રીતે, આવતા વર્ષનું યુદ્ધ છે. [યુનિટિ]



# હિંદના સ્વરાજ્યપંથના કંટકો



[ લેખક · શ્રી. રામાનંદ ચેટરજી ]

*

હિંદ ક્યારે અને કેવી રીતે આઝાદ થશે એ પ્રશ્ન રાજકારણમાં રસ લેતા સૌ દેશભક્ત હિંદીઓને મુંઝવી રહ્યો છે.

ઘણા હિંદીઓ આશાવંત છે કે હિંદ મુક્તિ મેળવશે. ઘણા તો દૃઢ વિશ્વાસ ધરાવે છે કે હિંદ સ્વાતંત્ર્ય હાંસલ કરશેજ. પરંતુ સ્વાતંત્ર્યપ્રાપ્તિ ક્યારે અને કેવી રીતે થશે તે કોઇ કહી શકતું નથી. બીજી બાજુ કેટલાક એવા છે જેઓ સ્વાતંત્ર્યપ્રાપ્તિ વિષે શંકાશીલ છે, કેટલાક એવા હશે જેઓ એમ ધારતા હશે કે હિંદ કદી પણ સ્વરાજ્ય પ્રાપ્ત નહિ કરે. કેટલાક લોકો એટલા બધા પછાત, અજાણ અને રાજકારણ પ્રત્યે બેદરકાર અને બીનરાજદ્વારી માનસવાળા છે કે તેઓ દેશની પરતંત્રતા કે સ્વતંત્રતાનો વિચાર સરખો પણ ભાગ્યેજ કરતા હશે. જનતાના આ જુદાજુદા વિભાગોનું સંખ્યાબળ અંદાજવાનું શક્ય નથી. પરંતુ એ વિષે તો શક નથી કે હિંદની ૯૦ ટકા જેટલી નિરક્ષર પ્રજામાં પણ રાજકીય જાગૃતિ બહુ ઝડપથી આવતી જાય છે.

જો કે હિંદ ક્યારે અને કેવી રીતે આઝાદી પ્રાપ્ત કરશે તે નિશ્ચયાત્મક રીતે કહેવું અશક્ય છે તોપણ હિંદની સ્વરાજ્યકૂચના માર્ગમાં પથરાયેલી મુશ્કેલીઓ શોધવાનું તો મુશ્કેલ નથીજ. જ્યારે આ મુશ્કેલીઓ દૂર થશે અગર તો ગળી જશે ત્યારે હિંદ પર સ્વરાજ્યનો પ્રકાશ રેલાશે.

હિંદની એકતાની આડે જે કાંઇ આવે છે તે હિંદની સ્વતંત્રતાના માર્ગમાં વિઘ્નરૂપ છે.

હિંદીઓમાં અનેક પ્રકારના ભાગલા અને પેટાભાગલા છે. જો તે વિદ્યમાન ન હોત અને હિન્દસ્વરાજ્યના વિરોધીઓએ તેનો ગેરલાભ લીધો ન હોત તો હિંદવાસીઓ માટે સ્વાતંત્ર્યપ્રાપ્તિ આજે છે તે કરતાં કાંઇક ઓછી મુશ્કેલ હોત. પરંતુ આ મુશ્કેલીઓ અજેય તો નથીજ. તેમાંની કેટલીક આ રહી.

હિંદમાં અનેક જાતિઓ, પંથો, ન્યાતો અને ભાષાઓ છે, જે હિંદને 'સ્વરાજ્ય' માટે બીનલાયક ઠરાવે છે એમ માનવામાં આવે છે. પરંતુ ઘણા સ્વતંત્ર દેશોનાં ઉદાહરણ દર્શાવે છે કે આ મુશ્કેલી અજેય નથી. કેટલાંક ઉદાહરણો તપાસીએ.

સોવિએટ રશિયામાં ૨૦૦ રાષ્ટ્રજાતિઓ, અને અનેક જાતિઓમાંથી ઉદ્ભવ પામેલા ને માનવસંસ્કૃતિના ઉત્તરોત્તર તબક્કે પહોંચેલા અસંખ્ય વર્ગો છે. વર્તમાનકાળ સુધી તેમાંની કેટલીક જાતિઓ નિરક્ષર હતી, એટલું જ નહિ પરંતુ તેમનાં પોતાનાં કહેવાય તેવાં લિપિ કે સાહિત્ય પણ તેઓ પાસે ન હતાં. આ વિશાળ પ્રદેશમાં બોલાતી ભાષાઓ હિંદની ભાષાઓ કરતાં ઘણી વધારે છે. સર્વ પ્રચલિત ધર્મો અને અ-ધર્મ ત્યાં માલુમ પડે છે. આમ જાતિઓ, ધર્મો, વર્ગો અને ભાષાઓનું વૈવિધ્ય હિંદ કરતાં સોવિએટ રશિયામાં વિપુલ પ્રમાણમાં છે. છતાં તે મુક્તિ અને સ્વાતંત્ર્ય માણે છે.

યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકામાં પણ હિંદ કરતાં વધારે ભાષાઓ અને રાષ્ટ્રજાતિઓ છે. જુદી જુદી ભાષાઓ બોલતી રેડ ઇન્ડિયનોની નાની નાની અસંખ્ય ટોળીઓની વાત ન કરીએ તોપણ દક્ષિણ અને મધ્ય અમેરિકાની પ્રજાઓના, યુરોપની સર્વ પ્રજાના અને એશિયા, આફ્રીકા અને મહાસાગરના મુખ્ય બેટોની લગભગ બધી જ પ્રજાના

લોકો યુનાઇટેડ સ્ટેટસમાં વસે છે. આ બધાની ભાષાઓની ગણતરી કરીએ અને તેમાં રેડ ઇન્ડિયનોની ટોળીઓ બોલે છે તે લગભગ બસો ભાષાઓ અને બોલીઓ ઉમેરીએ એટલે સ્પષ્ટ જણાશે કે હિંદ કરતાં યુનાઇટેડ સ્ટેટસમાં વધારે ભાષાઓ બોલાય છે અને ત્યાં અસંખ્ય ધાર્મિક સંપ્રદાયો પણ છે; છતાં તે દેશ સ્વતંત્ર છે.

તાજેતરમાં બહાર પડેલા આંકડાઓ બોલે છે કે સ્વાયત્તશાસન ભોગવતા કેનેડામાં ૧૭૮ ભાષાઓ, ૫૩ રાષ્ટ્રજાતિઓ, અને ૭૯ ધાર્મિક પંથો છે અને કેનેડાની વસતી ૧ કરોડ છે જ્યારે હિંદની વસતી ૩૫ કરોડ છે!!

ગોરાઓ અને કાળાઓના અમેરિકાએ પાડેલા રંગભેદ ન્યાતવાડાને મળતા નથી આવતા પરંતુ એ ભેદોને અંગે હબ્સીઓને ઘણી ક્રૂર સામાજીક આપત્તિઓ અને અપમાનો સહન કરવાં પડે છે. છતાં અમેરિકા સ્વતંત્ર છે.

બીજા ઘણાય સ્વતંત્ર દેશો છે કે જ્યાં ન્યાતભાવના અને ન્યાત જેવી સંસ્થા અસ્તિત્વ ધરાવે છે. હું ન્યાતનું સમર્થન નથી કરતો; તેનો તો નાશ જ થવો જોઇએ. મારા કહેવાનું તાત્પર્ય એ છે કે ઘણાય દેશોમાં ન્યાતભાવના અને રાજકીય મુક્તિ સાથે સાથે અસ્તિત્વમાં માલમ પડે છે.

બ્રિટન સુદ્ધાં યુરોપના અનેક દેશોમાં અને અમેરિકામાં કોમી અને ધાર્મિક હુલ્લડો થાય છે પરંતુ તે દેશોને સ્વાતંત્ર્ય સારૂ નાલાયક ઠરાવવા માટે આ કારણને આગળ ધરવામાં આવતું નથી.

નિરક્ષરતા સંબંધમાં, એક સમય એવો હતો જ્યારે જગતની બધી પ્રજાઓ નિરક્ષર હતી કારણકે તે કાળે લેખનકળા શોધાઈ ન હતી. પરંતુ તે યુગમાં દુનિયા પર રાજ્ય કરવા મંગળ અગર તો બીજા કોઇ ગ્રહમાંથી શિક્ષિત શાસકવર્ગની આયાત કરવામાં આવતી હતી તેવું તો પુરાતત્ત્વવિદો જણાવતા નથી.

ઐતિહાસિક કાળનું અવલોકન કરતાં કોઇને પણ માલમ પડશે કે એવો પણ સમય હતો કે જ્યારે બ્રિટન અને બીજા દેશો હિંદ જેટલા જ નિરક્ષર હતા અને છતાંય સ્વાધીન અને સ્વતંત્ર હતા. હિંદમાં શિક્ષિતોની સંખ્યા ઘણાય નાનાનાના સ્વતંત્ર દેશોની કુલ વસતી કરતાં પણ વધારે છે. ખચિત આ દેશનું શાસન કરવા આ શિક્ષિત હિંદીઓ ને શિક્ષિત પરદેશીઓની સરખામણીમાં હિંદીઓ જ હકદાર લેખાવા જોઇએ.

જો બ્રિટીશ સરકારે નિરક્ષરતા નિર્મૂળ કરવા ઇચ્છયું હોત તો બ્રીટીશ શાસનકાળના એક સદી કરતાંય વધુ સમય દરમ્યાન તો હિંદને શિક્ષિત બનાવી શકાયું હોત.

તેથી હિંદની આઝાદી વિરૂદ્ધ જે વાંધાઓ ઉપસ્થિત કરવામાં આવે છે તે વાજબી કે વાસ્તવિક ઠરતા નથી.

હવે હું કેટલાક નૂતન પ્રકારના વિભાગો જણાવીશ જે સાચી મુસીબતો ખડી કરે છે.

હિંદી પ્રજાના લડાયક અને બીનલડાયક એવા ભાગલા પાડવામાં આવ્યા છે અને સમસ્ત દેશને લડાયક અને બીનલડાયક પ્રાંતોમાં વ્હેંચી નાંખવામાં આવ્યો છે. પરંતુ શું હિંદ કે શું બીજા કોઈ દેશમાં, પ્રજાનાં આખાય સમૂહો લડાયક કે બીનલડાયક હોતા નથી. બીન લડાયકનું બિરૂદ પામેલા વર્ગમાં પણ એવી વ્યક્તિઓ હોય છે કે જે લડાયક ગણાતી જાતિયોમાંના સૌથી વધુ બહાદુર માણસો જેટલી જ જવાંમર્દ અને લડાયક હોય છે; તેથી ઉલટું લડાયક જાતિમાં એવા પણ હોય છે કે જેઓ બીકણ અને હૃદયના દુર્બળ હોય છે. હિંદનો એવો એક પણ પ્રાંત નથી કે જેણે વીર યોદ્ધાઓ અને લશ્કરી નેતાઓ ઉત્પન્ન કર્યા ન હોય.

બીનલડાયક ગણાતા પ્રાંતો અને વર્ગોને અનેક કારણોસર આવા ગેરવાજબી વર્ગીકરણની સૂગ છે. અસત્ય પર તેનું મંડાણ છે. તેઓમાં હિંમત નથી એવા તેમાંથી નીકળતા ગર્ભિત અર્થના કારણે તેમના ચારિત્ર્યની બદનક્ષી થાય છે. તેમનો અધિકાર ઝુંટવાય છે અને સ્વદેશનું રક્ષણ કરવાની ફર્જ અદા કરતાં તેમની રૂકાવટ થાય છે, અને તેટલે

અંશે તેમનું અધઃપતન થાય છે અને એ અધઃપતન તેમને લડાયક વર્ગથી હલકા અને તેમના પર આધાર રાખતા બનાવી મૂકે છે, અને અંતમાં જો કે તેઓ લડાયક વર્ગ જેટલા જ અને કદાચ વધારે ફરો આપતા હશે તોપણ લશ્કરમાં જોડાવાથી મળતા આર્થિક લાભથી તેઓ વંચિત રહે છે.

બીનલડાયક વર્ગની ઉપર જણાવેલી માગ સ્વાભાવિક છે પરંતુ હિંદી રાષ્ટ્રવાદ માંગે છે કે લડાયક લેખાતા પ્રાંતો અને વર્ગોએ આ પ્રકારના વર્ગીકરણને વખોડી કાઢવું જોઇએ અને શારીરિક યોગ્યતા અને પ્રાંતો અને વર્ગોથી પર એવી બીજી જરૂરી લાયકાતોના ધોરણે જ લશ્કરમાં ભરતી થવી જોઇએ તેવી માંગણી કરવી જોઇએ; જ્યારે લડાયક ગણાતા પ્રાંતો અને વર્ગો સ્વાર્થ અને પ્રાંતીય તથા વર્ગીય મિથ્યાભિમાન તજી દઈ સ્વદેશાભિમાનની ઉચ્ચ કક્ષાએ પહોંચશે ત્યારે હિંદની આઝાદીની મુસીબત અદૃશ્ય થશે. પરંતુ હજી સુધી જે પ્રાંતો અને વર્ગો પર આ પસંદગી ઉતરી છે તેઓએ પ્રાંતો અને પ્રાંતવાસીઓની લડાયક અને બીનલડાયક એવા પ્રકારની વહેંચણી સામે અવાજ ઉઠાવ્યો નથી.

રાજસ્થાનના શાસકો અને રાજસ્થાનીઓ વડી ધારાસભામાં તેમની વસતીના પ્રમાણ કરતાં પણ વધારે બેઠકો ઇચ્છે છે. જ્યારે તેઓ તેમની આવી ઇચ્છાનું ગેરવાજબીપણું જોશે અને બ્રીટીશ સરકારના સીધા શાસન તળેના પ્રાંતો સાથે સમાન ધોરણ માંગશે ત્યારે હિંદની આઝાદીની બીજી મુસીબત અદૃશ્ય થશે.

વડી ધારાસભાની બેઠકોની વહેંચણીની બાબતમાં માની લીધેલી અગત્યના કારણે કેટલાક પ્રાંતો પ્રત્યે પસંદગીભર્યું વર્તન દાખવવામાં આવ્યું છે. તેનું તાત્પર્ય એ નીકળે છે કે બીજા પ્રાંતોની અગત્ય નથી. કેટલાક પ્રાંતો તરફ બતાવાતું આ પ્રકારનું પસંદગીભર્યું વર્તન અને તેના પરિણામે કેટલાક બીજા પ્રાંતો પ્રત્યે દર્શાવાતો ભેદભાવ એ હિંદના વર્તમાન મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ બંધારણનાં તત્ત્વ છે એટલું જ નહિ પણ નવા ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ મુજબ હિંદ પર લાદવાના બંધારણનાં પણ એ લક્ષણો છે. જે પ્રાંતોએ આવી કૃપાઓ મેળવી છે અને નવા બંધારણમાં પણ મેળવશે તેઓ પોતે આ પ્રકારની ભેદભાવભરી વ્યવસ્થાને વખોડી કાઢશે અને બીજા પ્રાંતોના હિંદીઓ સાથે સાચી સમાનતા અને ભ્રાતૃભાવની કિંમત આવી કોઇ પણ કૃપા કરતાં વધુ સમજી, શાહી હાકેમો પાસેથી તેવી કૃપાઓ મેળવવાનું ધિક્કારશે ત્યારે જ, અને ત્યાંસુધી તો નહિ જ, હિંદની આઝાદીની બીજી મુસીબત અદૃશ્ય થશે. પરંતુ હજુ સુધી એ કૃપા પામેલા પ્રાંતોના અગ્રગણ્ય દેશભક્તોએ પણ પોતાના પ્રાંતના વતનીઓને આવી કૃપાઓ ફેંકી દેવાને સલાહ આપી નથી.

મહેસુલ વહેંચણીની બાબતમાં, કેટલાક પ્રાંતો કૃપાભાજન બન્યા છે, જ્યારે કેટલાક તરફ અન્યાયી વર્તન દાખવવામાં આવ્યું છે. અન્યાયના ભોગ બનેલા પ્રાંતવાસીઓ અને તેમના પ્રતિનિધિઓ આવા અન્યાય સામે પોકાર કરી રહ્યા છે. પરંતુ જ્યારે બીજા પ્રાંતો અને તેમના પ્રતિનિધિઓ પણ આ પોકારમાં તેમનો સૂર પૂરશે ત્યારે જ હિંદની આઝાદીની બીજી મુશ્કેલી નિર્મૂળ થશે. જો હિંદને સમવાયતંત્રને બદલે એકચક્રીતંત્ર મળ્યું હોત તો આ મુસીબતનો ઉકેલ થઇ શક્યો હોત અગર તો તે દૂર કરી શકાઈ હોત.

વર્તમાન મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ બંધારણમાં કેટલાક વર્ગો અને ધાર્મિક કોમોને બીજા વર્ગો અને ધાર્મિક કોમોને ભોગે બહુપ્રતિનિધિત્વ (વેઇટેજ) મળ્યું છે. આગામી બંધારણ આ અન્યાયને કાયમી અને વિશાળ બનાવે છે. આ પ્રકારની રૂટનીતિનો ભોગ બનેલાઓ તેના પ્રત્યે અણગમો દર્શાવે છે પરંતુ તેઓ અણગમો બતાવે એટલું જ બસ નથી. હિંદી રાષ્ટ્રવાદ માંગે છે કે જેઓ કૃપાભાજન બન્યા છે તેઓએ તેનો અસ્વીકાર કરવો જોઇએ. જ્યારે તેઓ કૃપા "માંગતાં" અટકશે એટલું જ નહિ પરંતુ ખરેખર તે વસ્તુને ધિક્કારશે ત્યારેજ—અને ત્યાંસુધી નહિ જ—હિંદની આઝાદીની એક વધુ મુશ્કેલી અદૃશ્ય થશે.

લઘુમતિ કોમો માટે જાહેર નોકરીઓમાં જગ્યાઓનું ચોક્કસ પ્રમાણ અનામત રાખવાથી—દેશની કુલ વસતીને તેમના સંખ્યાબળના પ્રમાણમાં તેમને મળતા વિશેષ પ્રમાણની તો વાત જ નહિ—રાષ્ટ્રીય અને વહીવટી કાર્યદક્ષતા અને વિકાસ રૂંધાશે અને ન્યાયના સર્વ સિદ્ધાંતોનું ઉલ્લંઘન થશે. જેઓ ભેદભાવના ભોગ બન્યા હશે તેઓ આવા કૃપાવાદનો વિરોધ કરશે અને તેને ધિક્કારશે.

જ્યારે આ લઘુમતિઓ જાહેર નોકરીઓની જગ્યાઓનું ચોક્કસ અને વધારે પડતું પ્રમાણ મેળવવા પ્રાર્થના કરવાને બદલે આવી કૃપાઓનો અસ્વીકાર કરશે અને કેવળ લાયકાત પર ઉભશે ત્યારે હિંદની મુકમ્મિલ આઝાદીને તેમજ તેમના પોતાના વિકાસને અવરોધતી બીજી એક મુશ્કેલી અદશ્ય થશે. આવી કૃપાઓના ટુકડા ફેંકીને હિંદસ્વરાજ્યના વિરોધીઓ લઘુમતિઓને રાષ્ટ્રહિતથી વિમુખ બનાવવામાં સફળ થાય છે.

જ્યારે રાજસ્થાનો, પ્રાંતો, કોમો અને વર્ગોને કૃપાઓ લલચાવશે નહિ અને જ્યારે અત્યાર સુધી કૃપાઓની તીવ્ર આકાંક્ષા રાખનાર અને મેળવનાર તે કૃપાઓને ફેંકી દેશે ત્યારે સાચે જ હિંદ સ્વરાજ્યના પંથે કૂચ કરશે. [અનુવાદિત]



# યુરોપનાં જૂનાં વિદ્યાપીઠો



**માત્ર** પાડુઆ વિદ્યાપીઠ બાદ કરીએ તો ઓક્સફર્ડ અને કેમ્બ્રીજનાં વિદ્યાપીઠો યુરોપમાં સૌથી જૂનાં છે. એ બેમાં પણ ઓક્સફર્ડ વધુ પ્રાચીન છે, 'વેલ્થ, વેલફેર એન્ડ હેપીનેસ ઓફ મેનકાઇન્ડ' એ પુસ્તકમાં, વિદ્યાપીઠો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યાં તે વિષે મી. એચ. જી. વેલ્સે બે પ્રકરણો રોક્યાં છે. એક અહેવાલ પ્રમાણે ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ વિદ્યાપીઠો હડતાળને પરિણામે અસ્તિત્વમાં આવ્યાં હતાં! વાચકને આ કદાચ વિચિત્ર લાગે પણ એ સંબંધમાં ખરી હકીકત નીચે પ્રમાણે છે: જૂના વખતમાં યુનિવર્સિટીઓ પાસે કંઇ મોટાં મકાનો નહોતાં. એક વિદ્વાન અથવા વિદ્વાનોના મંડળ આગળ વિદ્યાર્થીઓ એકઠા થતા અને આશ્રમજીવન ગાળતા. જો કોઇ કારણથી તેમને અસન્તોષ થતો તો તેઓ ત્યાંથી બીજે સ્થળે જતા અથવા પોતાનું જૂદુંજ અભ્યાસસ્થાન સ્થાપતા. મધ્યયુગમાં અંગ્રેજ યુવકો અભ્યાસ કરવા માટે ખાડી ઓળંગીને ફ્રાન્સમાં જતા. પેરીસ અને બોલોગ્ના એ બે સંસ્કારભૂમિમાં પ્રસિદ્ધ સ્થળો હતાં. બેકેટ અને હેનરી રાજાના ઝઘડા દરમ્યાન અંગ્રેજ વિદ્યાર્થીઓએ ફ્રાન્સને છેલ્લા નમસ્કાર કર્યા અને ઇંગ્લેન્ડમાં આવી ભાવી ઓક્સફર્ડ વિદ્યાપીઠનો પાયો નાખ્યો. વિદ્યાર્થીઓ જેમાં રહીને અભ્યાસ કરી શકે એવી કોલેજ ઓક્સફર્ડમાં બંધાતાં ૫૦ વર્ષ લાગ્યાં પરન્તુ આ થયું તે પહેલાં ત્યાં એક વાર હડતાળ પડી. એ હડતાળમાં હથીયારો વપરાયાં હતાં, માણસો માર્યા ગયાં હતાં અને ઓક્સફર્ડના બે શહેરીઓને ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા. પરન્તુ આટલું થવા છતાં વિદ્યાર્થીઓનો ગુસ્સો શાન્ત થયો નહીં. ઓક્સફર્ડથી લંડન જેટલે દૂર આવેલા એક સ્થળે તેઓ સરઘસના આકારમાં ચાલી નીકળ્યા અને ઈ. સ. ૧૨૦૯ માં કેમ્બ્રીજ યુનિવર્સિટીની સ્થાપના કરી! પરન્તુ ઓક્સફર્ડની મેર્ટન કોલેજ—જે આધુનિક ધોરણની જગતની કોલેજોમાં સૌથી પ્રથમ છે—ના ધોરણ પર જેની યોજના થઈ હતી તે પીટરહાઉસ કોલેજ તો તેમને બારસોમના બીછાપે ઠેક ૧૨૮૪માં આપી હતી!



# કોલેજમાં સહશિક્ષણ



[ લેખક હરભાઈ ત્રિવેદી ]

*

આજે આપણી કોલેજોમાં સહશિક્ષણ ચાલી રહ્યું છે. આ સહશિક્ષણ ઉપર આજકાલ ટીકટીક પ્રહારો પણ થઇ રહ્યા છે. ખરી રીતે કહીએ તો તો એ સહશિક્ષણ જ નથી. સહશિક્ષણના મૂળમાં સ્ત્રી-પુરૂષના જીવનની શરૂઆતથી જે મેળ અને સહજીવનની કલ્પના છે તે સહજીવનથી કોલેજનાં છોકરા છોકરીઓએ પોતાનું જીવન શરૂ કર્યું હોતું જ નથી. કોલેજમાં આજે જે સહશિક્ષણ ચાલે છે એ તો કેવળ આકસ્મિક હોય છે. સ્ત્રીઓને માટે જુદી કોલેજ કાઢવાનું આર્થિક દષ્ટિએ શક્ય નથી. સ્ત્રીઓની કેળવણી માટે અન્ય કોઇ વિચારણા કરવાની કોઇને ફુરસદ નથી. સ્ત્રીઓની કેળવણી કેવળ આભૂષણરૂપ ભલે હોય એમ માનનારો ઘણો મોટો વર્ગ છે. આ બધાયને લીધે છોકરીઓને ઉચ્ચ કેળવણી લેવા માટે છોકરાઓ ભણતા હોય તે કોલેજમાં જવું પડે છે. કોલેજમાં છોકરા છોકરીઓનો આકસ્મિક સહયોગ થાય છે. કોલેજમાં ભણવા આવેલી છોકરી કોઇએક કન્યાશાળામા ભણીને મોટે ભાગે આવી હોય છે. આ પ્રકારનું ચાલી રહેલ સહશિક્ષણ એ સાચા અર્થમાં સહશિક્ષણ નથી, એમ આપણે અવશ્ય કહી શકીએ.

કોલેજમા ભણતા જુવાન વિદ્યાર્થીનું જાતીય જીવન તપાસવા જેવું હોય છે. કોલેજીયનનો જાતીય પ્રશ્ન ઠીક ઉગ્ર સ્વરૂપ પકડવા માંડ્યો છે. કોલેજીઅન કેટલાક જાતીય રોગોથી પીડાતો હોય છે. પ્રેમ, લગ્ન અને સ્ત્રી-પરત્વેની એની સામાન્ય કલ્પના ઘણી તરંગી બની ગઇ હોય છે. કોલેજીઅનનું જાતીય જીવન ખરી રીતે કહીએ તો આજે ઘણું કરૂણ બની ગયું છે. એ પરિણીત હોય કે અપરિણીત હોય પરંતુ તેના જાતીય જીવનની ગુંચો અણઉકેલી પડી હોય છે. એક તો જુવાની; તેમાં વળી વધતી જતી ગુંચો અને તેમાં ભળે છે છોકરીઓનો સહવાસ. આનું પરિણામ એના જાતીય જીવનમાં એક જાતનો ખળભળાટ મચાવવામાં આવે છે. આપણી સમાજ સામાન્ય રીતે જુવાનના જીવનથી એટલી બધી અપરિચિત હોય છે કે એ ખળભળાટની પાછળ રહેલા સાચાં બળો ઓળખી શકતી નથી. સમાજ તો એવા ખળભળાટનું કારણ છોકરા છોકરીઓના સાથે ભણવાને ગણે છે. જે સ્થિતિ કોલેજમાં ભણતા છોકરાની છે તેજ સ્થિતિ કોલેજમાં ભણતી છોકરીની પણ હોય છે. છોકરી શરીર અને મનથી જુવાન થઇ હોય છે. એના જાતીય પ્રશ્નો પણ અણઉકલ્યા જ હોય છે. છોકરાનો સહવાસ એને માટે તદ્દન નવી વસ્તુ હોય છે. આવા સંજોગોમાં એ પણ જુવાન છોકરા તરફ આકર્ષાય છે; એના જીવનમાં છોકરા જેવોજ જાતીય ખળભળાટ શરૂ થાય છે. છોકરીને ઓળખનાર સગાવહાલાંઓ પણ છોકરીના મનની આ દશાને સહશિક્ષણનુંજ પરિણામ ગણે છે.

આપણે જરા જુવાન છોકરા છોકરીનું કોલેજમાં આવે તે પહેલાંનું જીવન તપાસીએ.

નાનપણથી જ જાતીય પ્રશ્ન પરત્વે છોકરા-છોકરીની સ્થિતિ ઘણી દયાજનક હોય છે, તેનું હજી આપણને ભાન નથી થયું. એના નાનામોટા શારીરિક ચાળાઓ અશ્લીલ અને ગંદા ગણવામાં આવે છે. આસપાસ પ્રવર્તી રહેલા વાતાવરણમાંથી જાતીય જીવનને લગતી કોઈ વાણી છોકરો કે છોકરી શીખે છે અને પછી નિર્દોષ ભાવે ઉચ્ચારે છે તો એને ગંદા ગણવામાં આવે છે. બાળકોની નાની મોટી

રમતોમાં અનીતિનું આરોપણ કરવામાં આવે છે. બાળકોના જાતીય જીવનના સ્વાભાવિક પ્રશ્નોને ઉડાવી દેવામાં આવે છે અથવા તો દબાવી દેવામાં આવે છે. બાળકને નાનપણથી જ એવો ખ્યાલ આપવામાં આવે છે કે જાતીય પ્રશ્ન ઘણો ગંદો પ્રશ્ન છે. તેમને સમજાવવામાં આવે છે કે જનનેન્દ્રિય એક ગંદુ અવયવ છે અને તેને લગતો તમામ વ્યવહાર છુપો જ થઇ શકે. બાળકો જેમ જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ આ માન્યતા સાથે માબાપ નીતિ અનીતિને પણ જોડી દે છે. છોકરો કે છોકરી દસ વર્ષનાં થયાં હોય ત્યાં તો જનનેન્દ્રિયને લગતી કોઇ પણ વાતને ગંદી ગણવા લાગે છે. જનનેંદ્રિયનો સ્પર્શ અનીતિ ગણાય છે. આ માન્યતા પછી આવે છે છોકરા છોકરીનું સહજીવન. મનુષ્યમાં રહેલી કામવાસના કોઈ એક પાપી ભાવના છે અને એ કામવાસનાને પોષનારી સ્ત્રી જાત છે, એવી માન્યતા હવે ધીમે ધીમે એમના મન ઉપર ઠસાવવામાં આવે છે. પરિણામે છોકરો છોકરીથી દૂર ભાગે છે અને છોકરી છોકરાનો સહવાસ મેળવવામાં અનીતિ અને પાપ માનવા લાગે છે.

જાતીય પ્રશ્નની આખી મીમાંસા અહિં શક્ય નથી, પરંતુ આપણી આખી સમાજની આ વિષય પરત્વેની દૃષ્ટિ ઘણી જ દુષિત અને અશાસ્ત્રીય છે. આ દૃષ્ટિએ જુવાન છોકરા છોકરીઓના જાતીયવેગને રૂંધ્યો છે, અને એ રૂંધાવાને કારણે તે ઘણો વિકૃત બની ગયો છે. આજના આપણાં વડીલોની દૃષ્ટિ એટલી કઢંગી હોય છે કે છોકરો કે છોકરી નાનાં હોય કે જુવાન થાય ત્યારે જાતીય પ્રશ્નની બાબતમાં કશોજ પ્રકાશ મેળવી શકતાં નથી. છોકરા છોકરીનું શરીર અને મન યોગ્યકાળે જિજ્ઞાસુ બને જ છે. એ જિજ્ઞાસાને પણ અવળે માર્ગે વાળીને અથવા તો દબાવી દઈને જાતીય જીવનને વધારે દુષિત કરવામાં આવે છે. મનુષ્યની અંદર રહેલો જાતીય વેગ એટલો બધો બળવાન હોય છે કે એને સંયમિત કરવાની શક્તિ જુવાનમાં હોતી નથી. એ વેગ એટલો બધો જોરદાર હોય છે કે એને દબાવવામાં આવે તો એ દબાઈ શકતો પણ નથી. દબાએલો એ વેગ અવળે માર્ગે પ્રગટ થવાના પ્રયત્નો કરેજ છે. કોઈ વખત અજ્ઞાનને કારણે એ હસ્તદોષ તરફ ઢળે છે. અકુદરતી મૈથુન એ પણ ઓછું પ્રચલિત નથી. જ્યારે જ્યારે શારીરિક આવિષ્કાર અશક્ય બનતો હોય છે, ત્યારે ત્યારે વાણીદ્વારા અને જુદા જુદા અંગોના ચાળા–દ્વારા વ્યક્ત કરવાના પ્રયત્નો જુવાન કરતો હોય છે. એને એમાં મઝા આવતી હોય છે. દબાએલી વસ્તુને આ રીતે પ્રગટ કરવામાં એનું અજ્ઞાત મન એક રીતે સંતોષ મેળવતું હોય છે. જાતીય વૃત્તિ એને સીધે માર્ગે વહી હોત તો તો એને સંયમિત કરવાનું થોડું ઘણું બળ જુવાન સ્વાભાવિક રીતે પ્રાપ્ત કરી શક્યો હોત. પરંતુ એમ નથી થયું હોતું. વડીલો અવળો માર્ગ લે છે અને જુવાનની જાતીયવૃત્તિ તેથીએ વધારે અવળો માર્ગ ગ્રહણ કરે છે. જુવાન છોકરો કે છોકરી સોળ સત્તર વર્ષની ઉંમર આ પ્રકારની માનસિક તાણાતાણમાં પસાર કરે છે; ત્યાંતો એને કૉલેજમાં આવવાનું બને છે. દબાએલી જાતીય વૃત્તિને સહજ આવિષ્કાર મળે તેવા સ્થૂળ સંયોગો એને પ્રાપ્ત થાય છે. કૉલેજ–જીવનમાં આજે ચાલી રહેલો જાતીય ખળભળાટ, એ તો આમ અનેક વર્ષોનું એકઠું કરેલું દમન, અને એ દમનનું પરિણામ હોય છે. અચાનક મળી આવેલી તક એને વ્યક્ત થવાનો અવકાશ આપે છે. આપણે અજ્ઞાન લોકો એને સહશિક્ષણનું પરિણામ ગણીએ છીએ.

મનુષ્યના અજ્ઞાત મનની મીમાંસામાં ઉતરવાનો અહિં અવકાશ નથી; પરંતુ એટલું જાણી લેવું જરૂરી છે કે મનુષ્યના જુદા જુદા પ્રકારે દેખાતા જાતીય જીવનના આવિષ્કારો અજ્ઞાત મનમાં પડેલી દબાએલી વૃત્તિ કે પરિણામે ઊભી થએલી ગ્રંથિમાં હોય છે. નવીના માનસશાસ્ત્રે જાતીય વૃત્તિનું અને જાતીય વિકૃતિનું આ દૃષ્ટિએ સંશોધન કર્યું છે. એ સંશોધનના પરિણામે સિદ્ધ થયું છે કે જાતીય વૃત્તિને એને યોગ્ય માર્ગે વિકસવા દેવામાં આવે નહિં અને એનું અયોગ્ય રીતે દમન કરવામાં આવે તો એનાં પરિણામો બહુ ભયંકર આવે છે. કૉલેજીઅન કેટ-

ઘીએ વખત ગુંડાગીરી કરતો હોય છે, કેટલીએ વખત નાનીમોટી ચોરીઓ કરતો હોય છે, કેટલીએ વખત જુઠું બોલવાની મજા માણતો હોય છે, કેટલીએ વખત બીજાને દુઃખી કરીને આનંદ મેળવતો હોય છે, કેટલીએ વખત પોતાની જાતને દુઃખી કરવામાં અને રોતલ જીવન જીવવામાં એક જાતની આત્મતૃપ્તિ સેવતો હોય છે, એ બધુંય આ જાતીય વૃત્તિના દમનને આભારી હોય છે એમ કહેવામાં આવે તો આજે કેટલા લોકો એનો સ્વીકાર કરશે? છતાંએ આ હકીકત છે; વિજ્ઞાને પ્રયોગ કરીને સિદ્ધ કરેલું સત્ય છે. આજના કોલેજીઅનના જીવનને અકસ્માતે આવી પડેલા સહશિક્ષણની દૃષ્ટિથી ઉકેલવાને બદલે આ જાતીય-જીવનની દૃષ્ટિથી ઉકેલવામાં આવે તો કોલેજમાં ચાલી રહેલા સહશિક્ષણને જે રીતે દૂષવામાં આવે છે તે રીતે નહિં દૂષાય.



# જાપાની રાજ્યયંત્રનું અદૃશ્ય ચક્ર



**જાપાનમાં** રાજસત્તા અત્યારે મર્યાદિત છે. જે પ્રમાણે ઇંગ્લેન્ડમાં પાર્લામેન્ટ છે, મંત્રિમંડળ છે, એનો એ ભભકો જાપાનમાં છે. આમ હોવા છતાં એ બંને દેશોની રાજ્યવ્યવસ્થામાં ભારે તફાવત છે. રાજાઓ સાથે અનેક વર્ષો સુધી ઝગડાઓ ચલાવી અંગ્રેજી પ્રજાએ ઇંગ્લેન્ડમાં પ્રજાસત્તા મેળવી છે. જાપાની પ્રજાસત્તા તદ્દન નવાજ પ્રકારની છે. ત્યાં ઉમરાવસભા અને આમસભા, એ બંને સભાનું અસ્તિત્વ હોવા છતાં ખરી સત્તા તો એક ત્રીજા જ પક્ષના હાથમાં છે. જાપાની શહેનશાહે જાપાની પ્રજાને મહેરબાનીની રાહે પ્રજાસત્તા આપી છે; કાંઈ લડત ચલાવીને અધિકાર કે હક્ક તરીકે જાપાનીઓએ પ્રજાસત્તા મેળવી નથી. પ્રથમ પ્રથમ આ નવાજેશ ઇ. સ. ૧૮૮૬ માં થઈ અને ૧૮૯૦ માં આમસભાની પ્રથમ બેઠક મળી. જાપાનીઝ પાર્લામેન્ટના બે વિભાગ છે: (૧) ઉમરાવની સભા જેવી; તેમાં ૪૧૨ મોટા મોટા શ્રીમંતો અને સરદારો બેસે છે; કાઉન્ટ, વાયકાઉન્ટ, પીયર્સ વગેરે હોદ્દેદારો છે ને તેઓ ઉમરાવ સભાના આજીવન સભ્યો છે; આ ઉપરાંત બસ્સો પ્રતિનિધિઓની ચૂંટણી દર સાત વરસે કરવામાં આવે છે. વળી ઉમરાવ-સભામાં રાજવંશીઓ તેમજ માર્કિવસો મળી ૫૦-૬૦ જાણા પણ ખરા. (૨) આમસભા એકંદર ૪૬૬ સભ્યોની બનેલી છે. ઉમરે પચીસ વર્ષના અને તેથી વધારે, તે દરેકને મત આપવાનો અધિકાર હોય છે. ચૂંટણી સામાન્ય નિયમે થાય છે. પ્રધાનમંડળ આ બન્ને સભાનું મળી થયેલું છે. એના ઉપર શહેનશાહનો અધિકાર રહે છે; આમ આ રાજ્યતંત્ર બંધાયેલું છે. પ્રધાનમંડળ ૧૩ પ્રધાનોનું સામાન્ય રીતે બનેલું હોય છે. આ પ્રધાનો સમગ્ર રાજ્યકારભાર ચલાવે છે. પ્રધાનોના વિષયમાં જાપાનમાં કેટલીક વિચિત્રતાઓ પરંપરાથી ચાલતી આવે છે. સાઠ વર્ષના થયા સિવાય કોઈનો પણ પ્રધાનમંડળમાં પ્રવેશ થતો નથી. અને જેણે ૭૫ વર્ષ જેટલી ઉમર ભોગવી હોય તેવોજ માણસ વડો પ્રધાન થઈ શકે. નવાઈ ઉપજાવે તેવું એ છે કે પ્રધાનો શહેન શાહની સંમતિથી નીમાતા હોય; વડો પ્રધાન રાજ્ય કારભારનું નાવ ચલાવતો હોય; આમ છતાંએ સાચી સત્તા ત્રીજા જ પક્ષના હાથમાં છે. ચાહે તે કરવાને તે સમર્થ છે, પછી ભલેને ઉમરાવ-સભા, આમસભા અને શહેનશાહની વૃત્તિ ગમે તેવી હોય. આ પક્ષના સભ્યો નથી પાર્લામેન્ટમાં ચૂંટાયેલા, નથી શહેનશાહે તેને ખાસ પ્રકારના હક્ક આપ્યા કે કાયદાની દૃષ્ટિએ પણ તેઓનું અસ્તિત્વ નથી; આમ છતાં મહાભારતમાં કૃષ્ણનો જેમ દરેક કાર્યમાં ગેરીસંચાર રહેતો તેમ આ પક્ષનો છે.

આ પક્ષનું નામ 'જનરો' કે 'વડા મુત્સદ્દીઓ' એવું છે. આ પક્ષનો મુખ્ય મુત્સદ્દી ૯૦ વર્ષનો માર્કિવસ સયોજી છે. છેલ્લી પ્રધાનોની ખૂનરેજી થઈ ત્યારે શહેનશાહે એજ મુત્સદ્દીની સલાહ લીધી હતી અને એની સૂચના મુજબ જ પ્રધાનમંડળ નીમેલું.



# અંધકારની પહેલાં



## [ એકાંકી નાટક ]

*

### પાત્રો

૧. ધર્મ,　　૪. પર્વત,
૨. ઇથિઓપિઆ,　　૫. મરુભૂમિ,
૩. નદી,　　૬. સ્વાતંત્ર્ય,
ભૂમિ, આકાશ, નદીપ્રવાહ, ફૂલ, પડઘો.

*

### સ્થાપના

સ્થાન :—મનોરાજ્ય　　સમય :—સાંઝનો

(મેઘમંડળના પેલા પાર તરફથી પ્રશાંત અને ગંભીર સ્વરમાં એક ગાન ).

[ ઝૂલણા ]

ઘાસ નિજ હરિત આ વેલ-બુટ્ટી થકી,
　　ધાન્ય નિજ સ્વર્ણશાં લાલ દાણે,
રત્નવૃંદ અસંખ્યાતથી યામિની,
　　ફૂલ સૌરભ ભરી ભાવ-વ્હાલે,
ટપકતે નવલ ચેતન ગગન, સમુદ્રગા
　　સતત પ્રવહંત પાવિત્ર્ય-ગુણથી,
જગત-સૌંદર્ય, અભિવૃદ્ધિ, ને ભદ્રતા-
　　કાજ યત્નો કરે સતત મનથી.
કિંતુ આ માનવી ફક્ત સંસારને
　　છેજ અપમાનદાયક વિફરતો;
કેમકે તેહ ચોંટ્યો મહા મોહથી
　　યુદ્ધનાં કારમાં કાર્ય કરતો.

(એવે ઉદાસ મુખ, મલિન વેશ, અને ઘવાયેલા દેહવાળો 'ધર્મ' વાદળાંઓની વચ્ચે પ્રકટ થાય છે.)

ધર્મ :

(સ્વગત) વિશ્વને ગરપ કરનારા એ ભયંકર દુર્દિનની સમાપ્તિ થયે પશ્ચિમ તરફના આકાશનો ભાગ જ્યારે ઝગહગવા લાગ્યો, ત્યારે મેં ધારેલું કે પ્રકાશની એ હૃદય-લાલીયે એ અંધકારને ક્યાંઇ હટાવી દીધો; પરંતુ મારૂં એ ધારવું નકામું નીવડ્યું છે. મને તો તે સમયે સંપૂર્ણ ખાતરી થઇ ચૂકેલી કે સારાયે જગતને ફેંદી નાંખનારા એ પ્રબલ વંટોળિયાના છેવટના શ્વાસ રમી ગયા; એ પણ મારો ભ્રમજ હતો! જુવો, ફરી પણ આ સામે અંધકાર પોતાનું ડાચું ફાડી હાજર છે. જંજીરને તોડી નાખી અહીં તહીં દોડતા ફરતા ગાંડાની માફક ભયંકર આંધી પ્રસરી રહી છે. હું તો હંમેશ શુભની જ રાહ જોવાવાળો છું; તેમ છતાં પણ મને અત્યારે એવું જાણવામાં આવે છે કે-જાણે અંધકારે મૃત્યુના આવરણે કરી પ્રકાશને ઢાંકી દીધો છે! પ્રકાશનાં છેવટનાં બેત્રણ કોમળ કિરણો કેવળ પહેલાં એ ત્રણ પર્વત-શિખરો ઊપર હજ્જુયે રોકાઇ રહ્યાં છે. ચાલ જીવ, એ શિખરોમાંના કોઈ એક ઊપર જઇ થોડી વાર આરામ કરી લઉં.

( એવે કાળાં વાદળાંના થરોમાં દીન સ્વરે ગાતું 'પ્રભામંડલ' ઊતરે છે : )

[ ઉપજાતિ ]

છાતી થકી રક્ત ભલે વહે છે!
જ્યાં મુખે તૂં સુરખી ધરે છે.
સ્વર્ગીય સંતાન વિશુદ્ધ એવા
આકાશ! યા સહજ જવાબ દેવા :
"સ્મશાન શૂં વિશ્વ બન્યું જ તારૂં?"

[ મંદાક્રાંતા ]

સંધ્યાદેવી કુસુમ નવલાં દુઃખથી સાંઝવેળા
વેરે તારા મૃદુલ કરને રેશમી વસ્ત્ર કેરાં;

તે ના પેખું, પ્રિય ગગન! એ ક્યાં ગયાં?
તૂં મને કહે;
( શું તારીયે ગતિ વિફરતી કાલ કેરે સકંજે? )

**પ્રભામંડલ :**

(સ્વગત) જાણે, આ પર્વતો મારી રાહ જોઇ રહ્યા ન હોય! લ્યો, એ તો અહીં જ ચઢતા આવે છે.

*

## દશ્ય પહેલું

સ્થાન—એક પર્વતશિખર સમય—એજ

(એવે ઝાંખા પ્રકાશમાં ચારે બાજૂ નજર ફેરવતો ચિંતામગ્ન 'ધર્મ' ટહેલી રહ્યો છે.)

**ધર્મ :**

અરે માનવ! ઉદાર પ્રકૃતિદેવીએ તારા તરફ જે વાત્સલ્ય બતાવ્યું, તે હદથી કાંઇક વધૂ થઇ ગયું; અને તેથી તે નકામું થયું.

(એ સમયે પ્રકૃતિના મોંમાંથી હવામાં મળેલા એક લાંબા નીસાસા સાથે એક અવાજ.—)

'હું—એની માતા—આજે બહુજ શરમિંદી થઇ રહી છું. જ્યારે હું તેના ઉપર વાત્સલ્ય કરતી ત્યારે મારી એ હૃદયની ઇચ્છા હતી કે તે મારા નિયમોને અનુસરી ઊંચી પાયરીએ ચઢે અને મારી સકલ સંપત્તિનો બધાંનાં હિતમાં ઉપયોગ કરે;

**ધર્મ :**

અભિલાષાઓની ખાણ એવી આ પૃથ્વી—
(એવે પૃથ્વીમાંથી શબ્દ નીકળે છે :-)

'હું—એની માતા—બહુ દુ:ખી છું. જ્યારે તે મારી ગોદમાં બેઠો હતો, ત્યારે મને હર્ષનાં રોમાંચ ખડાં થયેલાં. હજીયે એ હર્ષ-રોમાંચ મારા ઘાસ-કાળા શરીરમાંથી અટકી-ગયો નથી; પરંતુ આજે એની ક્રૂરતા અને નિમકહરામીને વિચારતાં હું ચોંકી ઊઠું છું; અને દિલ કહે છે કે નવ ગ્રહોમાંના કોઇ એક પર માથું પછાડી હું ફૂરચેફૂરચા થઇ જાઉં.'

**ધર્મ :**

શીતલ પવિત્ર પ્રેમને વહાવનારી આ નદીઓ—
(એવે નદીના મોંમાંથી શબ્દ—)

'અમારા શાંતિદાયક સ્નેહમય પવિત્ર ઉરમાંથી જે પયઃપાન કીધું, તેની પવિત્રતા આજે તેણે વીસરાવી છે.'

**ધર્મ :**

આ ખીલેલું અને સુગંધી ફૂલ—
(એવે ફૂલોમાંથી શબ્દ:—)

'અમે સંતોષ અને વિસ્મય સાથે વિસ્ફારિત નેત્રોથી સવારના પહોરમાં મનુષ્ય-જીવનનું સ્વાગત કરિયે છિયે અને જગતનાં એ લજ્જાજનક દુષ્કર્મોને જોઇ લજ્જાથી નીચી નમેલી આંખોથી સાંઝના સુભગ સમયે વિદાય લઇયે છિયે. એ સમયે જગતનાં એ દુષ્કર્મોની દુર્ગંધથી અમારો શ્વાસ ઘોળાયા કરે છે.'

**ધર્મ :**

બધાને સમાનભાવે કરી પોતાના હૃદય સરમાં ચાંપવાવાળું આ આકાશ—

(એવે આકાશમાંથી શબ્દ—)

'મનુષ્યની દુરાશાઓ મારા પ્રેમાલિંગનમાં સમાઈ નથી શકતી; આ વાત આજે સારી રીતે જાણમાં આવી ગઈ છે.'

**ધર્મ :**

બધું જ નકામું!

**પડઘો :**

બધું જ નકામું!!
('ધર્મ' ગાતો ગાતો ટહેલે છે:—)

[અનુષ્ટુપ]

પવિત્ર પ્રેમ! આ તારી ધારાઓ પાપ-ભૂમિયે
ટકરો ખાઇને ખૂબ શું વેરાઇ ગઈ બધા?

[ દોહરો ]

જીવન ફેરી સંધિથી ધરી ફરી નિજ શક્તિ
વદન અમીમય આચરી નીકળવાનો વ્યક્ત?

[અનુષ્ટુપ]

કદી રોકાય ના, તેવા વ્હેણની શક્તિયે કરી
દ્વેષ-વિદ્વેષનું મૂળ જગથી ઊખડી જશે ?
તારી પ્રવાહધારામાં ઉચ્ચ-નીચાભિમાનની
જગની ભાવના દુઃખી નષ્ટ થાશે સદૈવ શું ?
તારા પ્રભાવથી પાછી સાચી શાન્તિ સજીવ થૈ
ચિરસ્થાયી બનીને શું થશે સ્થાપિત સર્વદા ?
અમ જીવન આ પાછું મોદના મંદ હાસ્યથી
શુદ્ધ નિર્મળ શું થાશે તુજ ઉજ્જ્વલ ફીણશું ?
તાગ પ્રચંડ વ્હેવામાં, તરતાં આવડે નહીં,
તેથી શું મરશે દુઃખી યુદ્ધ રાક્ષસ કારમો?

(એવે દૂરથી એક અવાજ સંભળાય છેઃ-)
' બચાવો ! બચાવો ! ! '

ધર્મ:

(કાન માંડી) આ આર્તનાદ ક્યાંથી સંભળાય છે ?
(જે બાજૂથી અવાજ આવે છે, તે બાજૂ જાય છે.)

*

દશ્ય બીજું

*

સ્થાન-પર્વત ઊપરનો બીજો એકભાગ સમય-એજ
( એને વ્યાકુલ થઇ 'ધર્મ' આમતેમ હેરે છે. )

પડઘો:

' બચાવો ! બચાવો ! !

ધર્મ:

હેં ! આ કોનો કરુણ કકળાટ છે ? હત્યારીની ! અંધકારના કાંબીના માંચડા ઊપર તડકના તેજના અજવાળામાં એક ઝાંખું 'શેપ' પડછાયાની જેમ આ બાજૂ જ દોડતું આવતું આવે છે. હાથમાં એક શ્યામવર્ણનું ' બચ્ચું '-જાણે કે હમણાં જ કાપી કાઢેલા નીલમ મણિનો ટૂકડો ન હોય!-પાછળ આંખમાંથી આંસુની ધારાઓ ચાલી જાય છે, તેની કરુણ સ્વરવાળી ' નદી, ' વીખરાઇ ગયેલા વનરૂપી કેશવાળો કાજળવર્ણો ' પર્વત ' અને ઉદાસ ચહેરાવાળી ' મરુભૂમિ; ' લ્યો, એ તો નજીકમાં જ આવી લાગ્યાં. '

(એવે કાજળવર્ણા દેહવાળી ' યુવતી ' ' ધર્મ 'ની પાસે પોતાના દીકરાને લોટતો મૂકી તેને પ્રણામ કરે છે. એની પાછળ પાછળ આવેલાં મસ્તક નમાવી પાછળ હટી જઇ ઊભાં રહી જાય છે. )

બધાંય:

મહારાજ ! બચાવો ! ! બચાવો ! ! !

ધર્મ:

બેન ! ઊઠ; તારા ઊપર શી આફત પડી છે ?

નદી:

શિકારી કૂતરાઓ કાળી હરણીનો પીછો પકડી રહ્યા છે.

ધર્મ:

દીકરી ! બધું ચોકખેચોકખું કહી નાખો.

યુવતી:

આપ મોટા દયાળુ છો.

પર્વત:

આજ પહેલી જ વાર અમારી સ્વામિની ઊપર નિર્મળ દયાનાં કિરણો પડ્યાં

નદી:

આ દૂર જુવોઃ પૃથ્વીદેવીના કંકુ-લીપી ગીયળ જેવા શોભાયમાન ' રાતા સમુદ્ર.' પાસેથી નાસનાં ચાલ્યાં આવિયે છિયે.-અમારી સ્વામિની નિરાધાર બની ત્યાં એક ઘરમાં શત્રુઓની અદેખાઇને પાત્ર બની રહેતી હતી. એનું શુભ નામ 'ઇથિઓપિઆ.' એ કાજળવર્ણીઓની મહારાણી છે. આ નાનકડા બચ્ચાનું નામ ' સ્વાતંત્ર્ય ' છે. એજ અમારું જીવન-

સર્વસ્વ છે. આ કાજળવર્ણા લાડીલા દીકરાનું—અમારી સ્વામિનીની આ છવનમૂડીનું—અમારા અભિમાનનું—જીવનું રહેવું, શત્રુઓની આંખોમાં શૂળા ભોંકી રહેલું છે.

(એવે 'પર્વત' દાંત પીસે છે; 'મરુભૂમિ' લાંબા નીસાસા નાંખે છે.)

**યુવતીઃ**

(રાંકડી આંખોથી) મારી બેનડે જે કાંઇ કહ્યું છે, તે બધુંય સાવ સાચું છે. ('પર્વત' અને 'મરુભૂમિ' તરફ આંગળી ચીંધી) આ મારાં અગ્રગણ્ય છે.

**ધર્મઃ**

કોણ છે તમારો શત્રુ?

**યુવતીઃ**

ગોરી સભ્યતા!

**નદીઃ**

દુર્દમ અહંકારના દુર્દિનસમું દુર્દર્શનીય રૂપ!

**મરુભૂમિઃ**

આશ્ચર્યજનક બુદ્ધિ—શક્તિ અને અજેય પશુબળની એ ક્રૂર મૂર્તિ—

**પર્વતઃ**

હૃદયહીન અને આત્મહીન તુમાખીપણું—

**ધર્મઃ**

ગોરી સભ્યતાનાં આ કાળાં કરતૂકને કારણ આપનાંઈ તમે એનું શું બગાડ્યું છે?

**નદીઃ**

એ એમ કહેવા માગે છે કે—'શ્યામ કમળ જેવા સુંદર વર્ણવાળી અમારી સ્વામિની ચંદ્રની ગોરી સભ્યતાના પ્રકાશમાન દીપકની રોશનીને ઝાંખો બનાવવાનો ધુમાડો છે.

**મરુભૂમિઃ**

એ એમ કહેવા માગે છે કે—એ કાજળવર્ણું આજુબાજુ બધું ગોરી સભ્યતાના મુખ ઉપર લાગેલી કાળપ છે.

(એવે થાકેલા—માંદા થઈ સૂનારા એ છોકરાના કૂમળા ગાલ ઉપર ધર્મ ચૂમી લે છે.)

**પર્વતઃ**

આ ગોરી સભ્યતા તો નીતિને ગ્રાસ કરનારો એક ક્ષય રોગ છે.

**યુવતીઃ**

દુઃખ અને ક્રોધના આવેશમાં તમે લોકો શત્રુના નામ ઉપર કલંક ન લગાવો. ('ધર્મ' તરફ) મુરબ્બી! જો કે મેં શત્રુનો કાંઇ પણ ગુન્હો કર્યો નથી, છતાંયે એની નજરમાં હું ગુન્હેગાર છું.

**ધર્મઃ**

હું તમારા કહેવાની મતલબ સમજ્યો નહીં.

**યુવતીઃ**

મને એવું ભાન થાય છે કે—જાણે આપનાં નેત્રામાંથી નીકળવાવાળાં તેજ—કિરણો મારા હૃદયમાં પ્રવેશ કરી રહ્યાં છે! હાય!! આજ પણ એ હલકટ ગુલામીની સખત જંજીરોમાં સેંકડો—હજારો 'સ્વતંત્રતાઓ' જકડાઇ ગયેલી છે. અફસોસ છે કે—મારા નિર્બળ હાથ એઓને મુક્ત નથી કરી શકયા!

**ધર્મઃ**

એ ભયંકર ગુન્હાની વધતી જતી છાયા જ આ આફત હોઈ શકે!

**યુવતીઃ**

હેં! મુરબ્બી! એ આ મારા દીકરાને ગળી જશે! હાય! એ વિચાર મનમાં આવતાં જ હૃદય બહેરું થઇ જાય છે.

**ધર્મઃ**

દીકરી! નથી કાળ—સમું વિશ્રામ કરવા લાયક કોઇ ક્ષેત્ર અને નથી કર્મ—સમું બગીંચાલાયક કોઈ બીજ. કોઇ અને કોઇ નિયમે બીજ ઊગી જ નીકળશે; પરંતુ બીજને ચૂંટવામાં, એને પરખવામાં ચતુર પારેખ 'વિવેક' ને બોલાવવો જોઇશે. બસ, આટલું જ પૂરતું છે.

**યુવતીઃ**

પ્રકાશના ફેલાવા પૂર્વે બીજ વાવીને સૂવાવાળો 'વિવેક' પોતાની આંખો ખોલવા પૂર્વે આ પ્રમાણે ગણગણ્યો કે 'ઠીક છે, વાવીશું; કાંઈ વાંધો નહીં.' પશ્ચાત્તાપની અશ્રુધારામાં ફૂલી-ફાલી ગુલામીની જડ ઊખડી જાય! મુરબ્બી! આપ મારા આ દીકરાને-આ મારા જીવન-પ્રાણને બચાવો!

**મરુભૂમિઃ**

પાપ કર્મને માટે પાપ કર્મ જ સઝા?

**પર્વતઃ**

પાપની રકમ હરવખતે વ્યાજ સાથે જ ચૂકવવા-વાળી પ્રકૃતિયે પોતાના સદાચાર-નિયમોનો મહેલ કાચા પાયા ઊપર જ બનાવ્યો છે.

**યુવતીઃ**

કર્મની ગતિ અલક્ષ્ય છે. આપ મને ક્ષમા કરો.

**ધર્મઃ**

પ્રકૃતિને ભલે વાત્સલ્ય હો, પરંતુ પક્ષપાત તો નહીં.

**યુવતીઃ**

હાય! મારા દીકરા!!

**નદીઃ**

વડીલ! તે હૃદયહીન સભ્યતા અમારી સ્વામિનીની મર્યાદાનો ભંગ કરવા ચાહે છે. આપ અમારી સ્વામિનીને એના પંજામાંથી બચાવવાની કૃપા કરો.

**યુવતીઃ**

(પુત્ર તરફ આંગળી ચીંધી) મારા આ જીવન-સર્વસ્વને ક્યાં, કઈ ગિરિ-ગુફામાં શાંતિ મળશે?

**ધર્મઃ**

હાય! મારામાં આટલી શક્તિ હોત તો? ઇશ્વરે વિશ્વનો મુકુટ મારી તરફ લંબાવ્યો; પરંતુ ક્રોધે વચ્ચેથી જ ઝડપી ઝૂંટી લીધો. મારી પ્રાણપ્રિય 'નીતિ' આજ હરાઇ ગઈ. એ પણ ખબર નથી કે તે જીવતી છે કે નહિ.

**પર્વતઃ**

બધા સારાં મુખો પર પડદા!

**ધર્મઃ**

મારો પુણ્ય ચરિતવાળો સાચો સ્વામિભક્ત પ્રધાન 'સત્ય' આજે શત્રુની કાળી કોટડીમાં પૂરાઇ ગયો છે.

**નદીઃ**

પુણ્યચરિતનો બદલો કેદ જ છે કે?

**ધર્મ :**

'ધર્મ' (Religion) 'શાસ્ત્ર,' ને 'કલા' આ મારાં વિશ્વાસુ અનુચરોએ એને છોડાવી લાવવાનું વચન આપેલું. એનાથી મને કાંઈક દિલાસો મળ્યો છે. તેઓ એ સુંદરી 'નીતિ' અને ધીર પુરુષોમાં નાયક 'સત્ય'ને છોડાવ્યા વિના પાછા આવી શકતા નથી.

સ્થાનભ્રષ્ટ હું શું કરી શકું? જો ક્યાંય એવું જાહેરમાં આવી જાય કે-હું તમારા પક્ષમાં છું તો શત્રુઓનો ક્રોધાગ્નિ પહેલાનાં કરતાં સોગણો અધિક સળગી ઉઠે. તોપણ મને તેની પરવા નથી. હું તમારા લોકોની રક્ષાને માટે પૂર્ણ પ્રયત્ન કરીશ. એ લોકોની તાકાત નથી કે મારી છાતીના ચૂરા કર્યા સિવાય શત્રુઓની બરછી તમારી સ્વામિનીના દેહને સ્પર્શ કરી શકે.

**નદી :**

જો 'નીતિ' આપની ધર્મપત્ની હોય તો ...

**મરુભૂમિ :**

જો 'સત્ય' આપનો સારથિ હોય તો ...

**પર્વત :**

જો 'ધર્મ' (Religion) 'શાસ્ત્ર' અને 'કલા' આપનાં અનુચર હોય તો ...

**ધર્મ :**

( સંભ્રમ સાથે ) બરોબર; હોય તો? કહો, શું છે? આ કેમ? તમારા સૌના હોઠ કેમ ધ્રુજી રહ્યા છે? તમારી આંખોમાં કેમ ઝળઝળિયાં આવ્યાં છે?

**યુવતી :**

એક હૈયાફાટ દુઃખની કહાણી આપને સંભળાવવાની છે.

**ધર્મ :**

હાય ! 'નીતિ' ! મારી પ્રાણપ્રિય દેવી ! તુ શુ શત્રુઓને હાથે નિર્દયતાથી મારી ગઇ ? હાય ! મારો પ્રધાન વીર 'સત્ય' ! શુ તુ આજે જીવતો નથી રહ્યો ?

**પર્વત :**

લ્યો, ધીરશ્રેષ્ઠ મુરબ્બીની કાજળકાળી આંખોમાં તારોડિયાશાં આંસૂ ભગાઇ ગયાં !

**યુવતી :**

('સ્વાગત) 'ધર્મ'ના મુખની સુંદરતા અને તેજ તેમને દુઃખ વધારી રહ્યાં છે.

**ધર્મ :**

(આંખો લોઇ) સમજાય છે કે 'આચરણ,' 'વિજ્ઞાન' અને 'કલા,' એ સહૂયે મને છેતર્યો. ખેર ! ભલે જગતનાં સકલ દુઃખ વજ્રપાતની માફક મારા શિર પર કેમ નથી પડતાં ? તોપણ 'ધર્મ' કોઇના તાબામાં નથી થઈ શકતો. ઠીક છે; કહો, વાત શી છે ?

**યુવતી .**

જગતની શેરીઓમાં હુ જ્યારે અનાથ, અશરણ થઇને ભીખ માગતી ફરતી'તી, ત્યારે કોઇ મહા નગરના એક સજાઈવાળા મહેલમાં 'નીતિમંદિર' એમ લખેલુ મેં વાંચ્યું. મારી 'બચાવો ! બચાવો !' ની રાડ સમુદ્રનાં ચાલતાં મોજાઓ અને પર્વતની ઊંડી ગુફાઓએ ખેવડી કરી. નીતિ-સમ્રાજ્ઞીનો વેશ બનાવી ત્યા 'કાયદો' બેઠો હતો. મેં આજીજી કરી ત્યારે 'નિયમ'ની સાથે સલાહ કરવા દો,' એવો એનો જવાબ હતો. માફ કરજો; જો 'નીતિ' અત્યારે પણ જીવતી હોય તો તે જરૂર કોઈ અણજાણ કાળી-કોટડીમાં બેઠી ફાટફાટ રોતી હશે.

**ધર્મ :**

હાય ! દેવી 'નીતિ' ! !

**નદી :**

સમજાય છે કે- હાલ 'સત્ય' શત્રુ-મિત્રને ઓળખી કાઢવામા અસમર્થ થઇ ક્યાંય લપાતો-છૂપાતો ભટકતો-ફરતો હશે.

**ધર્મ :**

'સત્ય' ? તે તો કોઇના પંજામાં સહેલ્જમાં ફસાઇ જાય તેવો નથી.

**પર્વત :**

'સત્ય'ને ભલે કોઈ ન જોઇ જાય; પરંતુ તે તો બધાંને જોઇ શકે છે. ખેર, એના એ ઇમાનદાર નોકરોના હાલ તો જરા સાંભળી લઉં.

**યુવતી :**

'વિજ્ઞાન' તો શત્રુઓના હાથમાં સપડાઇ ગયો છે. સાભળુ છુ કે-એ હાલ શત્રુઓની આયુધ-શાલાની રખવાળી કરી રહ્યો છે.

**ધર્મ :**

હાય ! હું આ વાતની આશા નહોતો રાખતો.

**મરુભૂમિ :**

જે 'વિજ્ઞાને' પેલા હત્યારા ઉન્મત્ત 'યુદ્ધ'ના હાથમાં આટલાં હથિયાર સોંપી દીધાં, તે શુ ખરી રીતે આપનો અનુચર છે ? મને તો વિશ્વાસ નથી બેસતો.

**ધર્મ :**

'વિજ્ઞાન' પણ ઉન્મત્ત થઇ ગયો હશે !

**પર્વત :**

અમારાં સ્વામિની જ્યારે રોતાં રોતાં નાસતાં હતાં, ત્યારે 'ધર્મ' (Religion) ને બીજા એક રસ્તેથી ખસી ભાગતો મેં જોયેલો.

**ધર્મ :**

એ કાયર !

**મરુભૂમિ :**

'ધર્મ' (Religion) નુ નામ સાંભળી મને

તો એ પાંચમુખા કાળા રૂપની યાદ આવે છે; જે એમ કહેતું ફરે છે કે 'દીનોની આંખમાં સ્વર્ગની પવિત્ર નદીઓનાં વહેણ છે અને મરવા કેડે તેઓ સાં આરામથી સ્નાન કરી શકે છે.'

**યુવતી :**

સાચી હકીકત જાણ્યા વિના કોઇની નિંદા ન કરો. આજકાલ સ્વાર્થી ગુરુઓ ધર્મનો પોશાક લૂંટવી ધર્મનો અંચળો ઓઢી ફરે છે.

**ધર્મ :**

શરમ છે; અફસોસ છે. પરમ સુંદરી 'નીતિ' અને પરમ શુદ્ધ 'સત્ય'ને છુપાડવા કોશીશ કરવાવાળા 'ધર્મ'ના આ હાલ! ખેર; 'કલા'ના શા હાલ છે?

**નદી :**

'કલા' તો કદી આ પણ માનવા તૈયાર નથી કે તેને આપે મોકલી છે. જો તે આપનો પક્ષ લઇ ક્યાંય કાંઈ વાદવિવાદ કરે તો હાસ્યની મૂર્તિરૂપ 'આધુનિક યુગ' એની મૂઢતા ઊપર ખડખડાટ હસી પડે.

**પર્વતઃ**

'કલા'નું હૃદય એટલું નરમ છે કે—તે મશ્કરીનાં તીક્ષ્ણ તીરો સહન કરવામાં બિલકુલ અસમર્થ છે, તો પછી એ બિચારી કરે શું?

**યુવતી :**

મેં સાંભળેલું કે–'કલા'ના હાથમાં એક નવીન જગતનું રેખાચિત્ર છે. માલુમ પડે છે કે–તે સંતાડી રાખવા લાયક છે

**ધર્મ :**

એક દિવસ એવો હતો કે–જ્યારે 'કલા' એટલી નસીબદાર હતી કે 'ધર્મ'ના પ્રાણ અને 'વિજ્ઞાન'ના શ્વાસ એની પાસે હતાં. જો 'કલા' કોઇદી એ સુંદર રૂપને છોડી શકે તો......?

( છોકરા તરફ જોઇ )

હાય! છોકરો બીક અને થાકનો માર્યો પીળો પચ્ચક થઇ ગયો છે!

('સ્વાતંત્ર્ય'ને આશીર્વાદ આપી અને પછી એને ચૂમી લઇ એની માતાના હાથમાં દઇ દે છે.)

**યુવતી :**

મારા બેટા! હું તારાથી વિખૂટી થઇ કેમ જીવી શકું? (એના મોંને વારંવાર ચૂમે છે.) જ્યાંસુધી મારૂં અંગેઅંગ ન કપાઈ જાય, જ્યાંસુધીમાં મારા લોહીનું છેલ્લું બિંદુયે સૂકાઈ ન જાય, ત્યાંસુધી મારો આ બેટડો મારી આ છાતી ઊપર નિર્ભય થઇ રહેશે.

**ધર્મ :**

હું તમારા લોકોની સાથે જ આવીશ. જો શત્રુ તમારી હત્યા કરે તો હું તમારા સ્મશાને આવી ખીલેલાં સ્મૃતિ-પુષ્પો હંમેશાં એ કબર ઊપર પાથરી જઇશ; તમારા દીકરાની સાથે જીવવા 'કાયદો' અને 'નિયમ' જો તમોને સહાયક થશે તો હું મારાં આનંદાશ્રુથી એ આકસ્મિક મિત્રોના પગ ધોઇશ. એ સમયે વિજય-તાજ તમારા શિર પર પહેરાવવા માટે હું ખુદ પુરોહિત બની જઇશ.

**પર્વત :**

પણ જુવોઃ નિર્દય અને સર્વસંહારક શત્રુસેના નજીક જ આવી પહોંચી છે.

**મરુભૂમિ :**

આ જુવો : આકાશનું હૃદય સળગવા માંડયું!

**નદી :**

હાય! અમારી સ્વામિની!!

### યુવતી :

ગુલામીની જંજીરોથી ઝકડાયેલી એ મારી નાની બેનો પોતાની બેનની આ મુસીબત ઊપર નકામાંજ આંસુ સારતી હશે.

### નદી :

હ્યો; એક બે તારોડિયા ખરી રહ્યા છે.

### ધર્મ :

*એ ! એતો વિશ્વના હૃદયમાંથી એનાં અંધકારથી ઢંકાયેલાં નેત્રોમાંથી પ્રકાશિત આંસુડાં ખરી એના મેલા ગાલો ઊપર થઇ વહતાં હશે!*

### યુવતી :

મુરબ્બી ! હું મારા જીવન–સર્વસ્વને આપના હાથમાં સોંપી જાઉં છું. એને પેલા કાળા મેઘમંડલીમાંના કોઈ એકમાં સાંચવી બચાવો.

( 'સ્વાતંત્ર્ય' ને ગાઢ આલિંગન આપી પછી 'ધર્મ'ના હાથમાં સોંપી દે છે. )

*હે ઈશ્વર ! મને એવી શક્તિ આપો કે હું કોઇ પણ ભયંકરથી ભયંકર યાતના સહન કરવા સમર્થ થઈ શકું.*

### ધર્મ :

દીકરી ! તમે ચિંતા ન કરો. હું આ તમારા પ્રાણપ્રિય પુત્રનું રક્ષણ કરીશ. જો શત્રુ તમારો વધ કરી નાખે અથવા તો તમને કેદ કરે તોપણ *આ તમારો પુત્ર–આરા આશરે પળાયેલું આ બચ્ચું–* કોઇ અને કોઇ દિવસે એ નઠોર કર્મનો બદલો લીધા વિના નહીં રહે. તમે મારા ઊપર વિશ્વાસ રાખો.

### યુવતી :

આપના આ શબ્દોથી મને કાંઈક ટાઢક વળી.

( 'યુવતી' 'ધર્મ'ના પગમાં પોતાનું શિર ઝૂકાવે છે. )

### પર્વત :

હ્યો: એ નજીકમાં જ આવી લાગ્યા. અમે અમારી સ્વામિનીને બચાવવા પૂર્ણ પ્રયત્ન કરીશું. અમારૂં ચાલશે ત્યાંસુધી એને કેદ થવા નહીં દઇયે. જાઉં; હું અમારા વર્ગવાળાઓ સાથે ત્યાં ચાલ્યો જાઉં. અમારાં કદી ન ઝૂકવાવાળાં ઊચાં મસ્તકોને ઝૂકાવ્યા વિના એઓ અહીં ઘૂસી નહીં શકે. અમારી ગુફાઓમાં છુપાઇને મૃત્યુ શત્રુઓની ગરદન ઊપર એકાએક કૂદી પડશે. અમે શત્રુઓ ઊપર તાવ છોડીશું અને અમે અમારા ખભેખભા મિલાવી એક અભેદ કિલ્લો બનાવીશું.

### મરૂભૂમિ :

હું પણ જાઇને અમારાં દળવાળાંઓને યુદ્ધને માટે તૈયાર કરૂં. જેમ જેમ અમારૂં એક એક પગલું આગળ વધતું જાય, તેમ તેમ આ અનીતિ સળગી નષ્ટ થતી જાય; આજ અમારી મનઃકામના છે. ત્યારે શત્રુઓને માલૂમ થઈ જશે કે અમે પીગળેલી ચાંદીના સમુદ્ર છિયે; નહીં કે એઓને આરામથી ચાલવાને માટે બિછાવેલ સફેદ રેશમ.

### નદી :

હું અને મારી સાહેલીઓ તો તૈયાર થઈ જ ગઇ છિયે. અમે અમારી શ્યામવર્ણી વેણીથી એ અત્યાચારીઓના પગને ઝકડી લઇશું.

### યુવતી :

હુ તમારા સૌ ઉપર વિશ્વાસ રાખું છું. આ સંસારમાં મને માત્ર તમો લોકો પર જ વિશ્વાસ છે. ... ... ... .. તમે બધાં વડીલને પ્રણામ કરો.

( બધાંય શિર ઝૂકાવે છે. 'ધર્મ' આશીર્વાદ આપે છે. )

### ધર્મ :

અંત સારો છે; વિજય તમારા લોકોનું સ્વાગત કરે. તમારા લોકોની જીતે મારી જીત છે, અને

તમારા લોકાની હાર એ મારી હાર છે. ........ જાવ; તમે સૌ વિજયી થાવ.

બધાં :

'ધર્મ' ની જય!!! (અને જાય છે.)

ધર્મ :

અરે! કેવો અંધકાર છે! હું પોતે મને જોઇ શકતો નથી. કેટલો અંધકાર! અંધધંધ! બધે અંધકાર જ અંધકાર!!!

(પડદો પડે છે.)

[અનુવાદિત]



# બ્રિટનની વર્તમાન પરદેશનીતિ



ચીન અને પૂર્વ એશીયાને લગતા વ્યાપારી, આર્થિક અને રાજકીય મુદ્દાઓ પર જાપાન અને ગ્રેટબ્રિટન ખરેખર હાથોહાથ આવી જશે; પરન્તુ એમ લાગે છે કે બ્રિટન જાપાનને એવી મંઘવાળમાં રાખવા માગે છે કે જેથી તે પોતે જ વિષમ પરિસ્થિતિઓમાં આવી પડે. મંચુરીઆ અને ઉત્તર ચીનમાં જાપાનની આગળ વધવાની નીતિનો ખુલ્લો વિરોધ બ્રિટીશ મુત્સદ્દીઓ કરતા નથી કેમ કે અત્યારે તેમની સમક્ષ યુરોપ અને ભૂમધ્ય સમુદ્રમાં વધારે મુંઝવનારા પ્રશ્નો આવી પડ્યા છે. હિન્દ અને ઇજીપ્ત પરનું બ્રિટીશ સાર્વભૌમત્વ નભાવવા માટે ભૂમધ્ય સમુદ્રનો કબજો આવશ્યક છે અને હિન્દ પરનું સાર્વભૌમત્વ પૂર્વ એશીઆ અને પેસીફીકમાં બ્રિટનની લાગવગ ચાલુ રાખવા માટે જરૂરી છે. 'હિન્દની સહાય વગર અજેય નૌકાથાણું' સીંગાપોર અને ઓસ્ટ્રેલીયા પણ જાપાનના પ્રતિદિન વધવા જતા પ્રભાવ સામે ટક્કર ઝીલી શકે નહી. વળી ચીનમાં જાપાનની આગળ વધવાની નીતિ–ખાસ કરીને ઉત્તર ચીન પર તેણે મેળવેલો કબજો–ચીન, રશીયા અને યુનાઇટેડ સ્ટેટ્સને જાપાનના કટ્ટા દુશ્મનો બનવાને પ્રેરશે. એશીયામાં સાર્વભૌમત્વ મેળવવાની પોતાની મહત્વાકાંક્ષાનો જાપાન ત્યાગ નહી કરે અને પૂર્વ એશીયામાંની બ્રિટનની લાગવગને ધક્કો પહોંચાડવાનું ચાલુ રાખશે તો યુરોપની પરિસ્થિતિને વ્યવસ્થિત કર્યા બાદ, રાષ્ટ્રસંઘ, યુનાઇટેડ સ્ટેટ્સ, ચીન, તેમજ રશીયા એ સર્વ રાષ્ટ્રોનો તેમજ હિન્દમાંની પોતાની અજેય શક્તિનો ઉપયોગ બ્રિટન જાપાનની સામે કરશે. આવો પ્રસંગ આવતાં જાપાનને એંગ્લો–અમેરિકન નૌકાસૈન્ય તથા હવાઈ સૈન્ય તેમજ ચીન અને હિન્દનું સંયુક્ત લશ્કર–જે ઘણે ભાગે દક્ષિણ ચીન અગર તીબેટમાંથી જાપાને કબજે કરેલા ઉત્તર ચીન તરફ કુચ કરશે–એ સર્વનો સામનો એકી સાથે કરવાની ફરજ પડશે. મહાયુદ્ધની જેમ હવે પછીની જાપાન–બ્રિટન લડાઇમાં પણ હિન્દ એક નિર્ણયાત્મક ભાગ ભજવશે.

ભાવી વિશ્વશાન્તિનો આધાર મોટે ભાગે બ્રિટનની પરરાષ્ટ્રીય નીતિ ઉપર છે. કોઇ પણ સત્તા તરફથી વિરોધ થશે તો પણ બ્રિટીશ રાજદ્વારીઓ પોતાના દેશનું સાર્વભૌમત્વવાળું સ્થાન છોડી દેવાને તૈયાર થશે નહીં. અત્યારનું બ્રિટીશ સામ્રાજ્ય કાયમ રહે અને જગતના રાજકારણમાં બ્રિટનનું વિશિષ્ટ સ્થાન પણ મજબૂત રહે એવા ચાલ્યા આવતા ધોરણે શાન્તિ સ્થપાય એમ બ્રિટીશ રાજદ્વારીઓ ઇચ્છે છે. બ્રિટનના હરીફોને કચરી નાખવા માટે બ્રિટીશ સામ્રાજ્યનું ગંજાવર બળ કેન્દ્રિત કરતાં અને બીજાં રાષ્ટ્રોની પણ મદદ લેતાં તેઓ અચકાશે નહી. પરન્તુ ચાલુ ધોરણે વિશ્વશાન્તિ સચવાય એવો સંભવ નથી. બળવાન રાષ્ટ્રો વચ્ચેની હરીફાઇનો અંત ન આવે તથા હિન્દ અને ઇજીપ્ત જેવાં પરાધીન ગણવામાં આવેલાં રાષ્ટ્રોને સમાનતાયુક્ત સ્વાતંત્ર્ય આપવાનું કબુલ કરવામાં ન આવે ત્યાં સુધી આંતરરાષ્ટ્રીય બખેડાઓ થયા જ કરશે અને તેમાં પોતાના વિસ્તૃત–અતિવિસ્તૃત સામ્રાજ્ય સહ ગ્રેટ બ્રિટનને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સંડોવાવું જ પડશે. બ્રિટનના આવા ભાવી બખેડાઓમાં હિન્દ, ઇજીપ્ત અને એશીયાનાં બીજાં પરાધીન રાષ્ટ્રોના લોકોને, બ્રિટીશ સામ્રાજ્યના યશની ખાતર, મનુષ્યસંખ્યા અને ધનનો જબ્બર ભોગ આપવો પડશે!

તારકનાથ દાસ

# વર્તમાન રાજકારણના પાયા

[લેખક-નિરૂ દેશાઇ]

*

છેલ્લા ત્રીસ વર્ષમાં જગતની રાજકીય પદ્ધતિઓ ભલે તેટલી ફેરફાર પામી રહી હોય, પરંતુ એક વાત ચોક્કસ છે કે ભાવિની પદ્ધતિ વર્તમાન કરતાં તદ્દન જુદી હશે. આપણે દરેક જણ સમાજના બંધારણમાં વ્યાપક પરિવર્તન ઝંખીએ છીએ અને સમાજ તથા રાજ્ય જે બળોને લીધે બંધાય છે, એ બળોની અસર નીચે રહેનાર સ્ત્રી પુરૂષોને જ આ પરિવર્તન કરવાનું છે, તે પણ ચોક્કસ છે. ભાવિ સમાજના ઘડતરમાં આપણે ભાગ નહિ લઇએ તો બીજા લોકો તે ઘડશે અને આપણે તેને અનુકૂળ થવું જ પડશે, કારણ કે સમાજનાં બળો થંભતાં નથી. રાજકારણમાં જેઓ સક્રિય ભાગ લે છે તેઓ જ આપણું જીવન અત્યારે તો ઘડી રહ્યા છે. અત્યારે ચાલી રહેલા ઉગ્ર સંઘર્ષણમાં આપણે ભાગ લઇએ કે ન લઇએ, તેની અસરથી આપણે મુક્ત રહી શકવાના નથી. વહેલું મોડું દરેકે તેમાં ખેંચાવું જ પડે છે. રાજકીય લડત જુદા જુદા દેશમાં ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે, પરંતુ કોઇ માણસ એમ શ્રદ્ધાથી આજે નહિ કહી શકે કે એનાં આંદોલનોથી અલિપ્ત રહી હું જીવનવિકાસ સાધી શકું છું. રાજકારણની પક્ષાપક્ષીથી ઘણી વ્યક્તિઓ વિમુખ રહી શકતી હશે પરંતુ જીવનના સામાજિક સંબંધોના મૂળ ઉપર અસર કરતાં રાજકીય બળોથી તે અલિપ્ત રહી ન શકે. આ દષ્ટિએ જોતાં આપણો યુગ એ રાજકારણનો યુગ છે. ને આ યુગ રાજકારણનો હોવાથી તેમાં રહેનાર વ્યક્તિ માત્ર દષ્ટા બનીને પોતાનું ભાવિ સાધનરૂપ થઇ બીજાને ઘડવા દે તો તે વ્યક્તિને ગાંડી કહેવી જોઇએ. દરેક વ્યક્તિએ આમ રાજકારણમાં સક્રિય રસ લેવો જોઇએ.

ઓગણીસમી સદીના માણસોને વીસમી સદીની આ રાજકીય અથડામણો જરાક વિચિત્ર લાગે; આવી દુનિયાનું અસ્તિત્વ તાજેતરનું છે તે કારણે નહિ, કારણ કે તે તો પુરાણું છે, પરન્તુ અત્યાર સુધીનાં આર્થિક બળો કે જેના ઉપર રાજકારણ નિર્ભર છે તેનો વિકાસ એટલો નહોતો થયો કે તે અંધાધુંધીમાં (crisis) માં પરિણમે અને રાજકીય ઉલ્કાપાતો કરાવે. મૂડીવાદ પ્રગતિમાન અવસ્થામાં હતો. એ કારણે રાજકારણનું વાતાવરણ બાહ્ય દષ્ટિએ શાંત લાગતું હતું; તેમાં સ્થિરતા જણાતી હતી ને વિજ્ઞાનનો વિકાસ અપ્રતિમ હતો. ૧૭૮૯ અને ૧૯૧૭ની વચ્ચે સંસ્કૃતિનું બાહ્ય વહન ઘણે અંશે ફેરવાઇ ગયું છતાં તેનું ખંડન કરતો એક પણ મહત્વનો રાજકીય બનાવ બન્યો નહિ. એનો અર્થ એવો નથી કે નવા વિચારોનો જન્મ થતો નહોતો. સમાજવાદ એક સિદ્ધાંત તરીકે આ સદીમાંજ સ્વીકારાયો ને તે માટે મોટી મોટી ચળવળો પણ ઊભી થઇ પરન્તુ પેરિસકોમ્યુન સિવાય ૧૯૧૭ સુધી તેની એક પણ રાજકીય સંસ્થા અસ્તિત્વમાં નહોતી આવી. ૧૯૧૭માં સમાજવાદી ક્રાંતિ રશિઆમાં થઇ અને તેણે સંસ્કૃતિનું વહન ફેરવી નાંખ્યું.

ફ્રેંચ રાજ્યક્રાંતિને જે બળોએ જોશ આપ્યું હતું એ બળો વાસ્તવમાં ઓગણીસમી સદી તથા ૧૯૧૭ સુધીની વીસમી સદીની રાજકીય પદ્ધતિઓ ઉપર પોતાની અસર કરી રહયાં હતાં. રૂસો, ડેન્ટન કે રોબસપિયરના મગજમાં જે હતું તેમાં અને ઓગણીસમી સદીની મૂડીવાદી સંસ્થાઓ તથા પાર્લામેન્ટરી પદ્ધતિમાં આકાશ પાતાળનો તફાવત હતો. અને પ્રજાના સાર્વભૌમ હકોના જાહેરનામાના કર્તાઓને એનો

તેનો મોટો હિસ્સો છે. સિન્ડિકેલિસ્ટો પાર્લામેન્ટરી રાજ્યપદ્ધતિના પ્રખર વિરોધીઓ છે. તેમને મધ્યસ્થ સરકાર જોઈતી જ નથી; પરન્તુ એને બદલે સહકારી પદ્ધતિ નીચે કામ કરતા ખેડૂતો તથા મજૂરોના સ્વેચ્છાચારી સ્વતંત્ર સંઘો ઉપર સમાજરચના થવી જોઇએ, એમ તેઓ કહે છે. આ આદર્શ તદ્દન અરાજકતાવાદી છે; એટલે તેઓ પાર્લામેન્ટરી પદ્ધતિની માફક કોમ્યુનિઝમનો પણ વિરોધ કરે છે. અમેરિકામાં ત્યાંના વાતાવરણ અનુસાર આ સિન્ડિકેલિઝમ બદલાયું ને "ઇન્ડસ્ટ્રીઅલ યુનિયનિઝમ" (ઔદ્યોગિક મહાજનવાદ) ના સ્વરૂપમાં એ ચળવળ
બ ચાલી. તેમણે એક આર્થિક મહાજનના ધોરણે
સ સમાજરચના રચવાની માંગણી કરી. બ્રિટિશ સિન્ડિ
એ લિસ્ટોએ આ સિદ્ધાંતોનો અમલ જુદી રીતે કરવા
આ પ્ર યો: તેમણે રાજકીય સત્તા પહેલાં આર્થિક સત્તા
ભાવિ રે જોઇએ, તેવો સિદ્ધાંત જાહેર કર્યો.
તો બીજા ને છેડા હંમેશાં મળે છે. ઇંગ્લેંડમાં ગિલ્ડ
થવું જ પ્રોફેસરોએ જોયું કે મી. બેલોક સાથે તેમને
નથી. રાજકાપણું છે.
જ આપણું ની રાજ્યસત્તા સામે સંયુક્ત સામનો
અત્યારે ચાલી : ઘણા સિન્ડિકેલિસ્ટો ફેસિઝમમાં ભળી
લઇએ કે ન લઇ મહાજનો ખીલવવાના કાર્યમાં લાગી
રહી શકવાના નથ વધારે રાજાવાદી અને પોપ કર
જ પડે છે. રાજકે લિક એવા ચાર્લ્સ સુરાસ અને
ભિન્ન સ્વરૂપ ધારણ પ્રાચીન રાજ્યસત્તા પાછી લાવવા
એમ શ્રદ્ધાથી આવ પરન્તુ સમયસર પ્રજાસત્તાક–વિરોધી
ક્ષનોથી અલિપ્ત એના જેવી રાજ્યપદ્ધતિ સ્થાપન
છું. રાજકારણ હતા, એ લોકો પાર્લામેન્ટરી પદ્ધતિથી
વિમુખ રહી ર ાય પરિણામોને બદલે વૃત્તિ અને આવે-
સંબંધોના ારણને અપીલ કરવાનું મુનાસબ સમજતા.
તે અલિપ્ત વ્યક્તિગત નેતાગીરીમાં માનતા. બધાનો મત
લઇ રાજ્ય કરવું જોઇએ; એ સિદ્ધાંત તેમને સ્વીકાર્ય નહોતો, ને એ માટે લોકોને માથાં ફોડવાં પડે તો તેમાં કશું ખોટું પણ નહોતું. આ ચળવળ ફેસિઝમ જેવી જ હતી. મુસોલિની અને હિટલર પહેલાં તેમણે રાષ્ટ્રવાદના જુસ્સાને પોષે ને વૃત્તિને ઉત્તેજે એવી અપીલો બહાર પાડી હતી; પરન્તુ તે કાળે એ ચળવળને પોષણ ન મળ્યું, કારણકે એવા સંજોગો હજી ઉપસ્થિત થયા નહોતા.

આમ ૧૯૧૪ સુધી જગતમાં આર્થિક અને રાજકીય સ્થિરતા જણાતી. રાજકારણમાં થોડાક જ ભાગ લેતા અને તે પણ વ્યક્તિગત શોખને લીધે. જે સંજોગોમાં બધા રહેતા હતા તે કાયમ જ રહેવાના છે એવું સહુ સ્વીકારી લેતું. રાજકીય ઈમારતના મૂળભૂત સિદ્ધાંતોની ગડમથલમાં બહુ થોડા પડતા. આવા સંજોગોમાં ચળવળો ચાલતી જ હતી. ક્રાંતિકારી, સુધારાવાદી, પ્રત્યાઘાતી, એવી કિસમકિસમની ચળવળો હતી, પરન્તુ સામાન્ય લોકો તેમાં થોડોક જ રસ દાખવતા. રમતના બનાવોને જેટલી અગત્ય અપાતી તેટલી જ રાજકારણને અપાતી. આવું દૃષ્ટિબિંદુ ગરીબ, પૈસાદાર બન્નેનું હતું. મૂડીવાદ વિકાસ પામતી સ્થિતિમાં હોવાથી તથા બન્નેરો માંહેની તકરાર ઉગ્ર નહિ બનેલી હોવાથી આર્થિક અથડામણનો જમાનો આવ્યો નહોતો; એટલે ગાડું એમને એમ ગબડે જતું હતું. જ્યાંસુધી એક પદ્ધતિ પોતાનું કાર્ય પૂરું કરી ઉત્પાદનનાં બળોને ગતિ આપવામાં અસમર્થ નીવડે નહિ, ત્યાંસુધી સામાજિક પરિસ્થિતિ ક્રાંતિ માટે પક્વ નથી બનતી, એટલે સમાજમાં ધરમૂળ પરિવર્તનની ઝંખના એ કાળે એટલી બધી જાગી નહોતી.

૧૯૧૪નું યુદ્ધ અકસ્માત નહોતું. મૂડીવાદે સામ્રાજ્યવાદનું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું; એટલે બીજા દેશ સાથે સંઘર્ષણમાં તેને આવવું પડ્યું. યુરોપની સલામતી તથા સ્થિરતા અમેરિકા કરતાં જલ્દી તૂટી ગઇ. વિશ્વયુદ્ધ કેવું હોય છે તેનો કોઇને ખ્યાલ નહોતો. એની ભયંકરતા કોઇ કલ્પી શકતું નહોતું. યુદ્ધને કારણે જીવનની રહેણીકહેણીમાં ભયંકર પરિવર્તન થઇ ગયું; માણસો મોટી સંખ્યામાં સમરક્ષેત્ર ઉપર જવા લાગ્યા; મજૂરો, માલિકો, ખેડૂતો બધા રાજકારણમાં ખેંચાવા લાગ્યા; રાજાઓ અને બાળકોનો પણ પ્રવેશ થયો; ગામડાંઓ અને શહેરો વચ્ચે મિશ્રણ થયાં; વર્ગો વચ્ચેનાં મિલન થયાં;

તરેહ તરેહના ખ્યાલો ઊભા થયા; જૂની માન્યતાઓ ને જૂની પ્રણાલિકાઓ ઉપર હથોડાના ઘા પડ્યા; બધું તૂટવા લાગ્યું.

આમ છતાંય દુનિયામાં શું બને જતું હતુ તે વિશે બહુ થોડાને ખબર હતી. ઘણા લોકો એમ માનતા હતા કે યુદ્ધ માત્ર અકસ્માત હોવાથી તે પૂરૂં થતાં જીવન પહેલાનાં જેવું થઇ જશે. રાજપુરૂષો પહેલાના જેવો સમય પાછો આવશે એમ કહી પોકળ વચનો આપતા હતા; ને બધાને એમાં શ્રદ્ધા પણ પડતી હતી

ઇંગ્લેંડ તથા અમેરિકામાં આ સ્થિરતા થોડીઘણી આવી; પરન્તુ ફ્રાન્સ તથા બેલ્જીઅમ ઉપર તેની ભયંકર અસર થઈ. યુદ્ધની અસરે ત્યાંના લોકોને વિચાર કરતા કરી મૂકયા. જોકે આ વિચાર પણ જૂના ધોરણ ઉપર ચાલતી પદ્ધતિ પુનઃ કેવી રીતે આણવી તે દિશામાંજ થતો હતો. જર્મની અને ઓસ્ટ્રિઆ–હંગેરીમાં પરિસ્થિતિ જૂદી હતી. જર્મનોએ જાણ્યું કે આ પરાજયને કારણે રીશના પાયાજ ખોદાઇ જશે. ઓસ્ટ્રિયા હંગેરીનો જુદાઇનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો. રશિયામાં બે ક્રાંતિઓ થઈ ગઈ અને સમાજવાદી સરકારની સંભાવના ઊભી થઇ. આ તોફાનના પડઘા યુરોપમાં બીજે સ્થળે પણ સંભળાયા પરન્તુ બીજે સ્થળે સત્તાવાળાઓ રાજ્યસંસ્થા કાયમ રાખવામાં સફળ નીવડ્યા. કેટલાક દેશોમાં તોફાનો થયાં; પરન્તુ તેની બહુ અસર ન પહોંચી. મજૂરોની કેટલીક માંગણીઓ પોષવામાં આવી; પરન્તુ સમાજવાદી ક્રાંતિનો લુવાળ અટકાવવામાં આવ્યો. મૂડીવાદી પદ્ધતિ કાયમ રહી.

પરન્તુ યુદ્ધને લીધે યુરોપ ખંડનો નકશો ફેરવાયો. જર્મની પાસેથી અલાસ્ક, લોરેન્સ, તથા પોલેન્ડનો પ્રદેશ લઈ લેવામાં આવ્યો. જર્મનીમાં તોફાન થયાં ને રજવાડા શાહીને સ્થાને પ્રજાસત્તાક આવ્યું. મિત્રરાજ્યોને આ પ્રજાસત્તાક કબૂલવું પડ્યું. જોકે તેના તરફ તિરસ્કારની દૃષ્ટિએ જ જોવામાં આવતું હતુ. ઉદ્યોગપતિઓ સમાજવાદ સામેના રક્ષણ તરીકે તેને ટેકો ધીરતા હતા. સોશિઅલ ડેમોક્રેટિક પક્ષ તેને સમાજવાદના પંથે જવાના પગથિયા તરીકે ગણતો હતો. પરંતુ એક પણ પક્ષને આ વાઇમર પ્રજાસત્તાક તરફ પ્રેમ હોય તેમ જણાતું નહોતું. સહુ એંચતાણ કરતા હતા.

બીજે બધે સ્થળે બંધારણનાં પરિવર્તન પૂર જોશમાં આવતાં હતાં. પોલેન્ડ, ઝેકોસ્લોવેકિઆ, ફિન્લેન્ડ, એસ્ટોનિઆ, લેટવિઆ અને લિથુઆનિઆ, એટલાં નવાં રાજ્યો ઉભાં થયાં. રૂમાનિયા અને યુગોસ્લોવિઆની સીમા વધારી તેમને સ્વતંત્ર દેશો બનાવવામાં આવ્યા. આમ બધાય દેશોમાં બંધારણમાં ફેરફારો થવા લાગ્યા. રશિઆ પણ કોમ્યુનિસ્ટ પક્ષની આગેવાની નીચે સ્થિર થવાથી તેણે પણ બંધારણની ફેરફારી હાથમાં લીધી. તેની અસર પૂર્વમાં પણ પડ્યે જતી હતી.

રશિઆ સિવાય બીજા દેશોનાં બંધારણ જૂના ધોરણે રચાતાં હતાં. બીજી કોઇ પણ યોજના તેમને સૂઝતી નહોતી. આખું યુદ્ધ "પ્રજાસત્તાકના રક્ષણ" માટે લડાયેલું હોવાથી પ્રજાસત્તાક એ સહુનું અંતિમ આદર્શ બની ગયું હતું. દરેક દેશમાં બે સભાવાળી પાર્લામેન્ટ, એક પ્રમુખ અગર મર્યાદિત સત્તાવાળો રાજા, પાર્લામેન્ટને જવાબદાર પ્રધાનમંડળ અને પક્ષપદ્ધતિ. આ પ્રમાણે બંધારણ રચાતું. આ બંધારણ ઘડવા માટે રાજપુરૂષો જૂની પાર્લામેન્ટરી પદ્ધતિનો આશ્રય લેતા : થોડુંક બ્રિટીશ બંધારણમાંથી, તો થોડુંક અમેરિકન બંધારણમાંથી; પરન્તુ મોટે ભાગે ફ્રાન્સની રાજકીય પદ્ધતિમાંથી લઈ પોતાના દેશનું બંધારણ ઘડી કાઢતા. રશિઆ સિવાયના બીજા દેશના સમાજવાદીઓ પણ આજ રીતમાં માનતા થઈ ગયા ને એ પ્રમાણે જર્મનીના સોશિઅલ ડેમોક્રેટિક પક્ષે વાઇમર બંધારણ ઘડવામાં અગ્રગણ્ય ફાળો આપ્યો. હંગેરી અને બાવેરિઆમાં રશિઆ પ્રમાણે બંધારણ કરવાના પ્રયાસો થયા; પરન્તુ એને તુરત દાબી દેવામાં આવ્યા. પ્રેસિડન્ટ વિલ્સન, લોઇડ જ્યોર્જ, ક્લેમેન્શો, એમ બધાય રાજપુરૂષો પ્રજાસત્તાક સંપૂર્ણ કરવાની

ગડમથલમાં પડયા; ને એનસંઘનું બંધારણ રચાયું તે પણ આજ ધોરણ ઉપર થયું.

પરન્તુ યુદ્ધ દરમિયાન અને યુદ્ધ પછી પોતાના જીવન ઉપર અસર કરનાર રાજકારણમાં લોકો વધારે રસ લેતા થયા હતા. સર્વ દિશાએથી પ્રગતિમા રૂંધાયેલા અર્ધભૂખ્યા જર્મનો, નવાં રાજ્યોની સ્થાપનાથી ગૂંચવાડામાં પડી ગયેલા સરહદનિવાસીઓ, રાજ્યમાં રહેતી લઘુમતિ કોમો, વેપાર ફેરબદલી તથા અનિશ્ચિતતાને કારણે વ્યગ્ર બનેલા વેપારીઓ, પૈસાની કિંમત કેટલી છે તે ન જાણવાથી મુંઝવણમા પડેલા ખરીદનારાઓ, જમીનની તકરાર કરતા ખેડૂતો ને જમીનદારો આવા અને બીજા ઘણામાં રાજકીય જાગૃતિનો ઉદય થયો હતો ને તે કાર્યમાં દેખાતો પણ હતો. જૂના ધોરણે બધું શાંતિથી ચાલે એવો યુગ પૂરો થઈ ગયો હતો. પ્રજાજનોનું શિક્ષણ આમ બદલાઈ ગયું હતુ; પરન્તુ શિક્ષકો તો જૂની પુરાણી ચોપડીઓમાંથી જ શીખવાડવાનું ઉચિત ધારતા હતા. પ્રશ્નો નવા હતા, ઉત્તરો જૂના અપાતા હતા.

યુદ્ધ પછીનું યુરોપ સ્થિર બન્યું ખરૂં તોપણ લોકોને લાગ્યું કે બંધારણ રચવાનું કાર્ય રાજ્ય રચવા જેટલું સરળ નથી. જૂના દેશોમાં પાર્લામેન્ટરી પદ્ધતિ રાજ્યોમાંથી વિકાસ પામી હતી. નવી સંસ્થાઓ યોજના પ્રમાણે નથી ચાલતી અને ગમે તેવા પક્ષો તે ચલાવી પણ નથી શકતા. નવા રાષ્ટ્રોમાં વિવિધ પ્રકારની લઘુમતિઓ હતી, જેમને રાજ્યમાં શ્રદ્ધા નહોતી. એટલે પક્ષોની સ્થાપનામાં રાષ્ટ્રિય અને કોમી ભેદો જણાવા લાગ્યા ને તે સાથે વર્ગીય પક્ષોની રચના પણ ઠેરઠેર થવા માંડી. ધાર્મિક અભિપ્રાયો પણ ડોકિયાં કરવા લાગ્યા. આમ બેને બદલે બાવીસ પક્ષો થયા ને બંધારણ ચલાવવાનું કાર્ય દિવસે દિવસે વિકટ બનવા લાગ્યું. યુદ્ધ પછી યુરોપને મજબૂત સરકાર જોઈતી હતી પરન્તુ તેને બદલે નિર્બળ સરકારો આવવા માંડી.

આ અરસામાં આપણે જોયું તેમ રશિઆનો પોતાના રાજકીય પ્રશ્નોનો નિવેડો તદ્દન નિરાળી રીતે લાવતા હતા. ૧૯૧૭ની રાજક્રાંતિને પરિણામે નિર્બળ થઇ ગયેલી ઝારશાહી ખખડી પડી. નવા નેતાઓ કેવું બંધારણ રચવું તેની ગડમથલમાં પડયા. તેમણે યુરોપની માફક પાર્લામેન્ટરી પદ્ધતિ અખત્યાર કરી. આ પદ્ધતિ ૭ માસ ચાલી. આ ગાળામાં સત્તા કામચલાઉ સરકાર તથા મજૂર ખેડૂતોની સોવિએટો વચ્ચે વહેંચાયલી હતી. આ સોવિએટો બોલ્શેવિકોની અસર નીચે આવતાં જ તેમણે કામચલાઉ સરકારને ફેંકી દીધી તથા લેનિનના નેતૃત્વ નીચે મજૂર સરકારની સરમુખત્યારી અસ્તિત્વમાં આણી. યુરોપના રાજપુરૂષો આ નવી સરકારી પદ્ધતિથી વિમાસણમાં પડયા; કારણકે તેમાં સત્તા સામાન્યતઃ થતી ચૂંટણીમાં ચૂંટાયેલા પ્રજાના પ્રતિનિધિઓ પાસે નહોતી તેમ જ કોઇ આપખુદ રાજા પાસે પણ નહોતી, પરન્તુ એક ક્રાંતિકારી પક્ષની દેખરેખ તથા આગેવાની નીચે ચાલતી કારખાના સમિતિઓ તથા સિપાહી-ખેડૂતોની મંડળીઓના હાથમાં હતી. મજૂર વર્ગની સરમુખત્યારી વિશેની માર્ક્સની ધારણા અમલમાં આવી ચૂકી હતી, ને તે પણ આગળ વધેલા ઉદ્યોગપ્રધાન દેશમાં નહિ, પરન્તુ ઉદ્યોગોમાં પછાત એવા રશિઆમાં!

આ ક્રાંતિએ એક વસ્તુ પૂરવાર કરી કે પાર્લામેન્ટરી પદ્ધતિ વિશે અનિવાર્ય એવું કાંઇ નથી અને સમાજવાદી રાજ્યસત્તા માટે તે અનિવાર્ય પણ નથી. રજવાડાશાહી પછી પાર્લામેન્ટરી પદ્ધતિ સિવાય બીજા પ્રકારની પદ્ધતિ અમલમાં આવી શકે તેમ છે. બધા લોકો એમ ધારતા હતા કે આવી સોવિએટ પદ્ધતિનો તુરતમાં અંત આવી જશે; પરન્તુ તેમ થવાને બદલે તે વધારે મજબૂત બનતી ગઇ. શરૂઆતમાં બીજાં રાજ્યોએ તેનો બહિષ્કાર કર્યો; પરન્તુ પાછળથી તેને માન્ય કરવી પડી. આ પદ્ધતિની અસર બીજે બધે પહોંચવા માંડી છે. આગળ વધેલી દુનિયાને આમ નવા પ્રકારની રાજ્યવ્યવસ્થાનો ભય ઉભો થયો, ને તે સાથે નવાં સામાજિક બળોનો વિરોધ વધવા માંડ્યો.

રશિઆ અને પશ્ચિમ વચ્ચેનો તફાવત બે જૂદી રાજ્યપદ્ધતિઓનોજ માત્ર નથી, પરન્તુ બે સામા-

પાર્લામેન્ટરી પદ્ધતિમાં શ્રદ્ધા ધરાવનારા લોકો વ્યક્તિગત સ્વતંત્રતાનો આશ્રય લઈ આ સામે પોતાનો ભય રજુ કરે છે; જોકે પોતાની પદ્ધતિથી વિરૂદ્ધ જનારા ઉપર તેમણે ઓછાં દમન નથી ગુજાર્યાં. તેમનું કહેવું એ છે કે પાર્લામેન્ટરી પદ્ધતિ મુજબ જે લોકો કામ કરવા માંગતા હોય, તેમના વિરોધને પણ અમારે ત્યાં સ્થાન છે ને ફેસિઝમ કે કોમ્યુનિઝમ નીચે નથી. આ હકીકતમાં સત્યાંશ તો છે પરન્તુ એવી છૂટ પાછળનાં સામાજિક બળોનો ખ્યાલ કરીએ તો જણાશે કે આવી છૂટ આપવા માટે મૂડીવાદને કારણો રહ્યાં છે ને એ બળોનો વિકાસ થતાં એ જ પદ્ધતિને–પાર્લામેન્ટરી પદ્ધતિને બદલી નાંખવામાં જરાય અચકાતું નથી. આમ આજે જ્યાં જ્યાં પાર્લામેન્ટરી પદ્ધતિ ચાલી રહી છે ત્યાં ત્યાં મૂડીવાદ વિકાસ પામતો સ્થિતિમાં છે. એ વિકાસ અટકશે એટલે આપમેળે એ યંત્ર અટકી પડશે ને એમાંથી એક પદ્ધતિનું રાજ્યતંત્ર આવશે, એ નિર્વિવાદ છે. અત્યારે જણાતા પ્રજાસત્તાકનો યુગ આથમી ગયો છે છે, તે વાત ચોક્કસ છે.

પાર્લામેન્ટરી પદ્ધતિનું વર્તુળ ન્હાનું થઇ જવાનું કારણ વર્તમાન આર્થિક મંદી છે. ગઇ સદીમાં મૂડીવાદી ઉદ્યોગનો વિકાસ ખૂબ થતો હતો ને તેની ઉપજમાંથી લોકોનું આર્થિક ધોરણ ઉંચુ રાખવાનું શક્ય હતું. નફાના વધારા સાથે રોજીનો વધારો આપી શકાતો હતો, પરંતુ આજે માલનું ઉત્પન્ન વધ્યું છે, પરન્તુ નફાનો વધારો જેટલો થવો જોઇએ, તેટલો થતો ન હોવાથી અને તે કારણે પ્રજાની ખરીદશક્તિ ઘટી હોવાથી બે વર્ગો વચ્ચે સમાધાન શક્ય નથી રહ્યું. રાષ્ટ્રીય મૂડીવાદ અત્યારની આંતરરાષ્ટ્રીય સ્પર્ધામાં તેને છેલ્લે તબક્કે પહોંચ્યો છે ને તે પ્રજાના જીવનનિર્વાહનું ધોરણ ટકાવી શકે, તેમ નથી. બેકારીની સંખ્યામાં વધારો, મજૂરોની રોજીમાં ઘટાડો, પોતાની પેદાશના નીચા ભાવ, આ બધું રાષ્ટ્રીય મૂડીવાદને ટકવા દે તેમ નથી. આજ વસ્તુસ્થિતિ મજૂર વર્ગને ઉદ્દામ ચળવળ તરફ દોરે છે. આ ઉદ્દામ ચળવળના અંજામમાંથી બચવા મૂડીદાર વર્ગ પોતાનું છેલ્લું હથિયાર ફેસિઝમ શોધે છે. આમ બન્ને ઉદ્દામ ચળવળોને સંપૂર્ણ સ્થાન મળે છે. આજે જગતમાં ચાલતા આ બે પદ્ધતિ વચ્ચેના સંઘર્ષણનું આજ કારણ છે.

આ દૃષ્ટિએ જોતાં જગતના રાજકારણનું ભાવિ અર્થકારણના ક્ષેત્રમાં કયા ફેરફારો થશે, તેના ઉપર અવલંબે છે. આર્થિક મંદીમાંથી જગતનો ઉગારો થાય તો પાર્લામેન્ટરી પદ્ધતિ કદાચ બચે; પરન્તુ અર્થશાસ્ત્રનો અભ્યાસી આ શક્ય નથી માનતો. કદાચ થોડાક કાળ માટે આર્થિક મંદી દૂર થાય; પરન્તુ ઉત્પાદન તથા વહેંચણી વચ્ચે અત્યારે રહેલી અસમાનતા દૂર ન થાય ત્યાં સુધી આ આર્થિક મંદી વધારે લાંબા કાળની બન્યા કરશે ને પરિણામે જગતમાં થોડાંક વર્ષોમાં બે પદ્ધતિ વચ્ચે તુમુલ જંગ જામશે.

* * *

# માધ્યમિક શિક્ષણ અને ઉદ્યોગ



[ લેખક શ્રી. હરભાઈ ત્રિવેદી ]

*

આજનું માધ્યમિક શિક્ષણ કેવળ બુદ્ધિપ્રધાન છે. માધ્યમિક શિક્ષણની આજની કલ્પનાજ પરદેશોમાંથી આવી છે. જે છોકરાઓને માધ્યમિક શિક્ષણથી આગળ ભણવાનો અવકાશ હોતો નથી, તેમને માટે આજનો અભ્યાસક્રમ નકામો છે. આજના અભ્યાસક્રમથી તેની સ્થિતિ કઢંગી અને પાંગળી બની જાય છે. માધ્યમિક શિક્ષણ પૂરૂં કર્યા પછી સત્તર અઢાર વર્ષની ઉમ્મરે એને માટે સૌથી મૂંઝવનારો પ્રશ્ન શું કરવું, એ થઈ પડે છે. બુદ્ધિનું શિક્ષણ પૂરતું મળ્યું હોતું નથી કે જેને પરિણામે સારા પગારની નોકરી તેને મળી શકે. બીજી કોઈપણ પ્રકારની તાલીમ તેને નથી મળી હોતી કે ભરણપોષણ માટે કોઈ એક ધંધામાં પ્રવેશ કરી શકે. માધ્યમિક શિક્ષણની આજની પ્રથા એવી વિચિત્ર રીતે ઉભી થઈને વિકસી છે કે આ ખામીઓ દૂર કરવા માટે હવે તેમાં શા ફેરફારો કરવા, એ કોઈને સૂઝતું જ નથી. કશી સૂઝ નથી પડતી, ત્યારે લોકો ઉદ્યોગો દાખલ કરવાની બૂમ પાડે છે. માધ્યમિક શિક્ષણના પ્રદેશમાં આજે હવે ઉદ્યોગો દાખલ કરવાનો વા વાયો છે. હાઈસ્કૂલોનાં ઉપરનાં ધોરણોમાં સુથારી, લુહારી, વણાટ, શિવણ જેવા ઉદ્યોગોનું પ્રાથમિક શિક્ષણ દાખલ થવા લાગ્યું છે. વિદ્યાર્થી શાળામાંથી બહાર પડે તે પહેલાં આ ઉદ્યોગો પૈકી એકાદનું બહુજ સામાન્ય જ્ઞાન તેને મળે છે; પરંતુ થોડાં વરસોના અનુભવ પછી આજે હવે એમ દેખાવા લાગ્યું છે કે એ ઉદ્યોગોથી એવો કશો લાભ વિદ્યાર્થીઓને થતો નથી કે જેને લીધે આજના કોયડાનો ઉકેલ થઈ જાય. આ પરિસ્થિતિ ઊભી થઈ એટલે હવે વળી ઉદ્યોગની સંસ્થાઓ ઊભી કરવાની બૂમ પડવા લાગી છે. આ સંસ્થાઓ પણ બે પ્રકારની બની રહી છે: એક પ્રકાર તે બહુજ થોડું ભણેલાને આગળ ભણવા માટે છેકજ ગરીબ સ્થિતિના છોકરાઓની; બીજો પ્રકાર તે મેટ્રિક પાસ થયેલા તેમજ કોલેજમાં એકાદ બે વર્ષો પસાર કરેલા છોકરાઓની. પહેલા વર્ગમાંથી સામાન્ય કારીગરો બને છે; બીજા વર્ગમાંથી ધંધાઓના અમલદારો બને છે. પહેલા વર્ગની કંઈક કિંમત આંકી શકીએ; પરંતુ બીજા વર્ગ માટે આજે તો કશી કિંમત આંકી શકાય તેવું નથી. પહેલો વર્ગ કારીગરી દૃષ્ટિથી સમાજને ઉપયોગી થઈ શકે છે; બીજો વર્ગ તો કારીગરો પર કેવળ અમલદારી કરનારોજ બને છે. ઉદ્યોગની સંસ્થાઓની આજે આ પરિસ્થિતિ છે. આનું એક અનિવાર્ય પરિણામ એવું આવવાનો સંભવ છે કે થોડાજ વખતમાં માધ્યમિક શાળામાંથી ઉદ્યોગ–શિક્ષણનો વા છેક ઓસરી જાય.

માધ્યમિક શાળામાં ઉદ્યોગશિક્ષણનું મહત્ત્વ ઘટે, એ કોઈ રીતે ઇષ્ટ નથીજ. આજે એ ઉદ્યોગ–શિક્ષણની સ્થિતિ જોતાં અને નવી ઊભી થતી ઉદ્યોગશાળાઓ જોતાં માધ્યમિક શાળામાંથી ઉદ્યોગો ખસી જાય, એ સંભવિત લાગે છે. તેવે વખતે આખી પરિસ્થિતિનું બરાબર સિંહાવલોકન કરીને કોઈ સંતોષકારક એવી યોજના માધ્યમિક શાળામાં દાખલ કરવી પડશે. ઉદ્યોગો શા માટે શીખવવા ? અત્યારે તો એકજ જવાબ મળે; ને તે એ કે ભવિષ્યમાં વિદ્યાર્થી કામ વિનાનો ન રહે ને ત્યાંયે શાળામાંથી મળતી સંસ્કારિતા મેળવ્યા કરે, એટલા માટે. જેમ જેમ શિક્ષિતોની બેકારી વધતી જાય છે, તેમ તેમ આ પ્રશ્ન પણ એટલો ઉગ્ર બનતો જાય છે કે આજનો શિક્ષણકાર દ્વિધાવૃત્તિવાળો બને. એને વિદ્યાર્થીને

બુદ્ધિનું શિક્ષણ આપવું છે અને ઉદ્યોગની તાલીમ પણ આપવી છે. આજના શિક્ષણકારને વિદ્યાર્થીને સંસ્કારી પણ બનાવવા છે અને સ્વાશ્રયી પણ બનાવવા છે. એને આનો ઉકેલ કેમ લાવવો તે સૂઝતું નથી. આજે તો કોકડું ખૂબ ગુંચવાયુ છે. આવા સંયોગોમાં માધ્યમિક શાળામાં ઉદ્યોગશિક્ષણની સાચી વિચારણા આવશ્યક બને છે. આપણે તે કરીએ.

આપણા દેશમાંથી હાથપગનો મહિમા ને હાથપગની તાલીમ લુપ્ત થતાં જાય છે. લોકો પણ ધીમે ધીમે ગામડાંઓ છોડી શહેરમાં વસવાટ કરતાં જાય છે. શહેરી માણસ ગામડાંની પરિસ્થિતિથી એટલો બધો દૂર જતો જાય છે કે ગામડાંનું અજ્ઞાન એને ખૂંચે છે. એની સાથેજ ગામડાની સરળતા અને ગામડાંનો શરીરશ્રમ પણ એને અળખામણાં લાગવા માંડયાં છે. એ ચીડ એટલી બધી વધી ગઇ છે કે હવે તો શહેરનો માણસ ગામડાં તરફ નજર પણ કરતો નથી. નજર કરે છે ત્યારે જાણે કે કાંઇ દયા દાખવતો હોય તેવી રીતે. પરિણામે પ્રજાનો મોટો ભાગ અશિક્ષિત રહે છે. શિક્ષિત પ્રજાજન એનું અજ્ઞાન ટાળવા જેટલું મનોબળ ગુમાવી બેઠો છે. ગામડિયાનો શરીરશ્રમનો મહિમા પણ એટલા માટેજ શહેરનાં માણસથી છેટો ભાગ્યો છે. આપણા દેશની આજે એવી પરિસ્થિતિ નથી કે ગામડાંમાંથી લોકોનો જે મોટો ધસારો શહેર તરફ વળી રહ્યો છે, તેને પહોંચી વળવા જેટલું કામ શહેરો આપી શકે. પરિણામે અશિક્ષિત, અર્ધશિક્ષિત કે શિક્ષિત શહેરીજનની બેકારી વધતીજ જાય છે. આજની માધ્યમિક શાળાનું શિક્ષણ એ બેકારીમાં ગુલામી માનસ ઉમેરે છે. શહેરનો માણસ નથી નોકરિયાત રહેતો કે નથી મજૂર બનતો. બુદ્ધિજીવી બનવા માટે તે અધૂરો છે; શ્રમજીવી થવા માટે તે નાલાયક બન્યો છે.

આપણી માધ્યમિક શાળામાં ઉદ્યોગશિક્ષણ પહેલાં તો આ દૃષ્ટિથી અપાવું જોઇએ. વિદ્યાર્થી બુદ્ધિના વિષયો ભલે ભણે; પરંતુ હાથપગ વાપરવાની તેટલીજ અગત્ય છે અને તેની સૂગ પ્રજાનો નાશ કરવાની છે, તેનું ભાન એને થવું જોઇએ. આજની ઘડીએ જે ઉદ્યોગો આ દૃષ્ટિથી માધ્યમિક શાળામાં દાખલ કરવામાં આવે, તે ઉદ્યોગો શહેરના સફાઇવાળા ચળકાટવાળા ઉદ્યોગો નહિ, પરંતુ ગામડામાં ચાલી રહેલા રોજના ઉદ્યોગો હોવા જોઇશે. આપણી મોટા ભાગની વસ્તી ગામડાંઓમાં છે; તેથી શિક્ષિત શહેરીને તેમની સાથેના યોગ્ય સંપર્ક વિના ચાલે તેમ નથી. આ સંપર્ક આવા ઉદ્યોગો દ્વારા શહેરી જન માટે સરલ થઈ શકશે. વળી જે મહત્ત્વ હાથપગની તાલીમને આપણા દેશમાં અનેક વરસોથી મળી ગયું છે, તે મહત્ત્વનું ભાન શહેરમાં ભણનાર વિદ્યાર્થીને થશે. હાથપગ હલાવતાં એ શરમાશે નહિ. ઘરનાં નાનાં મોટાં શરીરશ્રમનાં કામો એ વગર સંકોચે કરી શકશે. શિક્ષિત શહેરીને નાની મોટી બાબતોમાં આજે બીજા પર આધાર રાખવો પડે છે એ સ્થિતિ ટળી જશે. એના મનમાં સ્વાશ્રયની ઝાંખી થશે. સ્વાશ્રયની ભાવનાવાળો માણસ પરાશ્રયને ધીમે ધીમે તિરસ્કારતો થશે. માનસપરિવર્તન એ આવા ઉદ્યોગશિક્ષણનો એક મોટામાં મોટો લાભ છે. જે કાળે માધ્યમિક શાળામાં ઉદ્યોગશિક્ષણની આવી ડામાડોળ સ્થિતિ પ્રવર્તે છે, તે કાળે આપણા શિક્ષણકારો એક આજ દૃષ્ટિ બરાબર સ્વીકારી લે, તો તેટલા પૂરતું ઉદ્યોગશિક્ષણ સ્થિર થઇ જાય. માધ્યમિક શિક્ષણમાં ઉદ્યોગનું શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી એ ઉદ્યોગો દ્વારાજ પોતાનો રોટલો કમાઈ લે, તેવી મિથ્યા આશા આ દૃષ્ટિ પાછળ નથી. રોટલો કમાવામાં માત્ર ઉદ્યોગોજ મદદ નથી કરતા; માણસના મનમાં પરિવર્તન થઇ જાય, તેની ભાવના બદલાઇ જાય અને બુદ્ધિના જેટલુંજ શરીરશ્રમનું મહત્ત્વ સ્વીકારાઇ જાય, એટલે રોટલો પેદા કરવો સરલ થઇ પડશે. એ પેદા કરવા માટે પછી કયો માર્ગ માણસ સ્વીકારે છે, એ પ્રશ્ન ગૌણ છે.

ઉદ્યોગશિક્ષણની આજની સ્થિતિએ માધ્યમિક શાળા ભવિષ્યની કમાઇ માટે કંઇપણ 'ફાળો' આપી શકે કે કેમ, તેનો વિચાર પણ જરૂરનો છેજ. માધ્યમિક શાળાએ એ દિશામાં કંઇપણ કામ કરવું હોય, તો અભ્યાસક્રમમાં મહત્ત્વના ફેરફારો કરવા જોઇશે. આજે સાત વર્ષ દરમિયાન મળતું બુદ્ધિનું શિક્ષણ અદ્યતન શિક્ષણપદ્ધતિઓની મદદ વડે

પાંચ સાડાપાંચ વર્ષોમાં પૂરૂં કરી શકાય તેમ છે. આજનાં બુદ્ધિનાં શિક્ષણમાં જે નકામા વિષયો ને વિષયાંગો પેસી ગયાં છે તેને કાઢી નાખી શકાય. આવશ્યક તેટલો ક્રમ રહેવા દઇ વિદ્યાર્થીનાં દોઢથી બે વર્ષો બચાવી લેવાય; એ દોઢ બે વર્ષોમાં ફરજિયાત, મરજિયાત વિષયોનાં રાળાં પાડી બુદ્ધિની સંસ્કારિતાની સાથે સાથે કોઇપણ એક ઉદ્યોગની વધારે ઊંડી તાલીમ આપી શકાય. માધ્યમિક શાળાનાં છેલ્લાં દોઢ બે વર્ષો બુદ્ધિના આવશ્યક વિષયો ઉપરાંત રોજનાં અઢી ત્રણ કલાકનાં ધોરણ પ્રમાણે કોઇ એક ઉદ્યોગ પાછળ ગાળવામાં આવે, તો શાળા છોડે, ત્યારે એ ઉદ્યોગમાં વિદ્યાર્થીએ સારો એવો પ્રવેશ કર્યો હોય છે. એટલી તાલીમ એને ઉદ્યોગનાં કાર્યમાં રોકાઇ જવા માટે લાયકાત આપે છે. પ્રવેશ કર્યા પછી એનો નિષ્ણાત થતાં એને વાર નહિ લાગે. આપણી માધ્યમિક શાળાઓએ આવા પ્રયોગો કરવા જોઇએ ને તેવા ઉદ્યોગનાં શિક્ષણમાંથી પસાર થયેલ વિદ્યાર્થીને પણ કંઈ નહિ તો મેટ્રિક પાસ થતા વિદ્યાર્થીના જેટલીજ પ્રતિષ્ઠા આપવી જોઇએ. આપણી વિદ્યાપીઠો આ દિશામાં હવે જાગૃત થાય અને કંઇક કરે તેવો કાળ હવે આવી લાગ્યો છે. ગુજરાત વિદ્યાપીઠે આ દિશામાં પગલાં માંડયાં હતાં. આપણાં કમનશીબે એ પ્રયોગ અધૂરો જ રહ્યો.

ધારો કે આવા પ્રયોગના પરિણામે કોઇપણ એકાદ ઉદ્યોગ માટે થોડીક વિશેષ તાલીમની જરૂર જણાય, તો માધ્યમિક શાળાનાં આજનાં ધોરણમાં એક વર્ષ જેટલો ગાળો વધારી દેવામાં કશી અડચણ નહિ પડે. એક વર્ષની વિશેષ તાલીમ એની બુદ્ધિમાં પણ વધારો તો કરશે જ. એક વખત આવા પ્રયોગો શરૂ થઇ જાય તો પછી બહુજ થોડા વર્ષોમા એની પાકી યોજના અંકાઈ જતાં વાર નહિ લાગે. ખાનગી સાહસોથી આજે આ બનવું અશક્ય થઇ પડયું છે. મુંબઇ વિદ્યાપીઠ જેવી સંસ્થા આવા પ્રયોગો હાથમાં લે, તો આપણી જનતા પર એક સવિશેષ ઉપકાર થાય. ગૂજરાતને નવી અને સાચી દિશા પણ મળે.



# તક્ષશિલાનો શિક્ષણ-પ્રબંધ



[ અનુવાદકઃ-શ્રી. શંકરલાલ આરતભાઈ માતરવાળા ]

*

**જાતક** (બૌદ્ધ) ગ્રંથોનું અધ્યયન કરતાં માલુમ પડે છે કે પહેલાં ભરતખંડમાં વિદ્યાનું અત્યંત પ્રસિદ્ધ કેંદ્ર તક્ષશિલા નામે નગર હતું, અનેક સંસારપ્રસિદ્ધ આચાર્યો ત્યાં શિક્ષણ આપતા, અને ઘણે દૂરથી વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરવા આવતા. જાતક સાહિત્યમાં તક્ષશિલા-વિશ્વવિદ્યાલય સંબંધની જે વાતો જાણવામાં આવી છે, તેનો આ સ્થળે સંક્ષેપમાં ઉલ્લેખ કરેલો છે.

તક્ષશિલામાં શિક્ષણ શરૂ કરવાની ઉમર સોળ વરસની હતી. તે પહેલાંની ઉમરમાં વિદ્યાર્થીઓ પોતાના શહેરમાંજ શિક્ષણ પ્રાપ્ત કરતા, પુનઃ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવાની અભિલાષાએ સોળ વર્ષે તક્ષશિલાના વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ પ્રવેશ કરતા, અને ત્યાંજ તેમનું શિક્ષણ સમાપ્ત થતું સમજવામાં આવતુ. ખાસ કરીને રાજા મહારાજાઓ તથા ધનિકો પોતાના પુત્રોને દૂર દેશમાં શિક્ષણ ગ્રહણ કરવા મોક-

લવાનું ઉપયોગી સમજતા હતા; અને તે સમયે તક્ષશિલા નગરી ખ્યાતિમાં હતી. ત્યાં શિક્ષણનો પ્રબંધ કેવો હતો, તે વિષયને સ્પષ્ટ કરવા માટે એક જાતક કથાનો કેટલોક ભાગ આ લેખમાં લીધો છે.

કાશીના રાજા બ્રહ્મદત્તને ત્યાં એક પુત્રનો જન્મ થયો, જેનું નામ કુમાર બ્રહ્મદત્ત રાખવામાં આવ્યું. પુરાણા સમયના રાજાઓમાં એક એવી પ્રથા હતી કે પોતાની રાજધાનીમાં કોઈ પ્રસિદ્ધ અધ્યાપક વિદ્યમાન હોય તોપણ રાજાઓ પોતાના કુંવરને શિક્ષણ સંપૂર્ણ કરવા દૂર દેશમાં મોકલવાનું હિતાર્થ સમજતા. તેનો ઉદ્દેશ એ હતો કે એમ કરવાથી રાજકુમારો અભિમાની ન બને, ગરમી, ઠંડી ઇત્યાદિ સહન કરતાં શીખે, અને સાથે સાથે બીજા દેશના રીત રિવાજોનું પણ જ્ઞાન મળે. રાજા બ્રહ્મદત્તે પણ તેમ કર્યું. પોતાના પુત્રને બોલાવી તેમણે એક જોડી જોડા, એક છત્રી અને એક હજાર કાર્ષાપણ (એક પ્રાચીન સિક્કો) આપી કહ્યું: "તાત, તક્ષશિલા જાઓ, અને વિદ્યાભ્યાસ કરો." કુમારની ઉમર તે સમયે બરાબર સોળ વર્ષની હતી. કુમારે ઉત્તર આપ્યોઃ "બહુ સારૂં, પિતાજી!" પુનઃ માતા-પિતાની વિદાય લઇને યથાસમયે તક્ષશિલા પહોંચ્યો. ત્યાં જઈ તેણે આચાર્યનું ઘર પૂછ્યું. આચાર્ય મહાશય વિદ્યાર્થી સન્મુખ પોતાનું આખ્યાન સમાપ્ત કરી પોતાના ઘરના દ્વાર પાસે ફરી રહ્યા હતા. આચાર્યને જોતાં કુમારે જોડા કાઢી નાંખ્યા; છત્રી બંધ કરી, અને પછી સન્માનપૂર્વક વંદન કરી ચૂપચાપ તેમની સામે તે ઊભો રહ્યો. આચાર્યે જાણ્યું, કે તે શ્રમિત થયેલો છે, જેથી તેના ભોજનનો પ્રબંધ કરી તેને આરામ કરવા સૂચના કરી. ભોજન કરી થોડો સમય આરામ લઇ પછી કુમાર આચાર્ય સન્મુખ સન્માનપૂર્વક પ્રણામ કરી ઊભો રહ્યો.

આચાર્યે પૂછ્યું: "તાત, તમે ક્યાંથી આવો છો?"

"વારાણસીથી."

"તમે કોના પુત્ર છો?"

"વારાણસીના રાજાનો હું રાજપુત્ર છું."

"અહીં તમે શા માટે આવ્યા છો?"

"વિદ્યાધ્યયન માટે."

"ઘણું સારૂં. તમો આચાર્ય માટે ઉપયુક્ત આચાર્યભાગ (ફી કે લવાજમ) લાવ્યા છો, કે શિક્ષણના બદલામાં સેવાની ઇચ્છા રાખો છો?"

"હું આચાર્યભાગ લાવ્યો છું;" એમ કહી તેણે એક હજાર કાર્ષાપણોની થેલી આચાર્યના ચરણ પાસે મૂકી.

બે પ્રકારના વિદ્યાર્થીઓ આચાર્ય પાસે શિક્ષણ ગ્રહણ કરતા હતાઃ પ્રથમ ધમ્મન્તેવાસિક; એ દિવસે આચાર્યનું કામ કરતા અને રાત્રે શિક્ષણ ગ્રહણ કરતા હતા, બીજો પ્રકાર હતો. આચારિય-ભાગ-દાયક. તે આચાર્યના ઘરમાં જ્યેષ્ઠ પુત્રની માફક નિવાસ કરતા; એ રીતે અભ્યાસમાં લીન રહેતા. કુમાર બ્રહ્મદત્ત આવશ્યક લવાજમ લાવ્યો હતો; એટલે તેને આચારિય-ભાગદાયક વિદ્યાર્થી માફકના નિયમપૂર્વક શિક્ષણ મળ્યું, અને એ પ્રકારે બ્રહ્મદત્ત કુમારે શિક્ષણ સમાપ્ત કર્યું.

ઉક્ત ઉદાહરણથી તક્ષશિલાની શિક્ષણ-પ્રણાલિકા ઉપર ઉત્તમ પ્રકાશ પડે છે. ત્યાંનું લવાજમ એક હજાર કાર્ષાપણ હતું. અન્ય સ્થળે પણ તેવી રીતનોજ ઉલ્લેખ મળી આવે છે. જે વિદ્યાર્થીઓ એ પ્રમાણે લવાજમ ભરી શકતા, તેઓ આચાર્યના મકાનમાં આચાર્યના પૂરા પ્રબંધથી અત્યંત આરામમાં રહેતા હતા. જે રીતે ઘરમાં માબાપ પોતાના પુત્રનો ખ્યાલ રાખે છે, તે પ્રકારે આચાર્યકુળમાં એ વિદ્યાર્થીઓના આરામ ઈત્યાદિ ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવતું હતું. તેમને કોઈ પ્રકારનો શ્રમ કરવાની આવશ્યકતા નહોતી. જે વિદ્યાર્થીઓ લવાજમ ભરવા શક્તિમાન નહોતા, તેમને માટે પણ તક્ષશિલા-વિદ્યાલયમાં સ્થાન હતું. તેઓ સ્વાવલંબી બની દિવસે કામ કરતા, અને રાત્રે અભ્યાસમાં મચ્યા રહેતા. તક્ષશિલાની ખ્યાતિ સાંભળી જે ગરીબ વિદ્યાર્થીઓ અહીં આવી પહોંચતા તેમને આચાર્ય તરફથી તેમજ વિશ્વવિદ્યાલય તરફથી કામ સોંપવામાં આવતું. એવી રીતે તેઓ પોતાનું ખર્ચ જાત-મહેનતથી નિભાવી લેતા. આ બે પ્રકાર સિવાય એક ત્રીજી જાતના વિદ્યાર્થી-

એ પણ ત્યાં રહેતા હતા; એઓ દિવસે કામ પણ નહોતા કરતા, અને રાત્રે અભ્યાસ પણ નહોતા કરતા, તેમજ નિશ્ચિત લવાજમ પણ ભરતા નહિ; તેઓ અભ્યાસ સમાપ્ત થયે આવશ્યક લવાજમ ચૂકવવાની પ્રતિજ્ઞા કરી વિદ્યાલયમાં દાખલ થતા.

દૂતજનનકમાં એક બ્રાહ્મણની કથા છે. તે બ્રાહ્મણ ગરીબ ઘરમાં જન્મ્યો હતો. તેને ભણવાની બહુ લગની લાગી હતી, પરંતુ આચાર્યભાગ તે બિચારો ક્યાંથી લાવે? એટલે તેણે પ્રતિજ્ઞા કરી, કે "શિક્ષણ સમાપ્ત થતાં હું તમામ લવાજમ ચૂકવી દઈશ." એ કબૂલાત માન્ય કરવામાં આવી. તે બ્રાહ્મણપુત્રે આચાર્યભાગદાયક વિદ્યાર્થીઓની મારફત આરામ સાથે અભ્યાસ સમાપ્ત કર્યો. શિક્ષણ સંપૂર્ણ કર્યા પછી પોતાના પ્રયત્નથી એકઠું કરેલ આવશ્યક શુલ્ક તેણે ચૂકવી દીધું.

અનેક જગતપ્રસિદ્ધ આચાર્યો તક્ષશિલામાં શિક્ષણ આપવાનું કાર્ય કરતા હતા. એ સમયે તક્ષશિલાવિદ્યાલય પોતાના શિક્ષણ માટે અદ્વિતીય હતું. એક આચાર્ય પાસે લગભગ ૫૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. જાતક ગ્રંથોમાં અનેક સ્થળે એવા આચાર્યોનો ઉલ્લેખ મળી આવે છે કે જેમની પાસે ૫૦૦ વિદ્યાર્થીઓ ભણતા હોય, અને જાતક ગ્રંથોમાં એવું પણ સ્પષ્ટરૂપે પ્રકટ કર્યું છે, કે તક્ષશિલામાં એવા આચાર્યોની સંખ્યા ઓછી નહોતી. એક વખત એવો હતો, કે ઘણા આચાર્યો ત્યાં વિદ્યમાન હતા. તક્ષશિલા–વિશ્વવિદ્યાલયમાં અનેક કોલેજો હતી. પ્રત્યેક કોલેજમાં ૫૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ ગ્રહણ કરતા, અને એ કોલેજના પ્રધાન અધ્યાપકને આચાર્યની પદવી આપવામાં આવેલી હતી. વર્તમાન પરિભાષાઓમાં એ વર્ણન તક્ષશિલાના વાસ્તવિક સ્વરૂપને પ્રકટ કરે છે.

તક્ષશિલામાં અભ્યાસ સમાપ્ત કરી, વિદ્યાર્થીઓ શિલ્પ, વ્યવસાય ઇત્યાદિ ક્રિયાત્મક અનુશીલન કરવા માટે, તેમજ દેશ–દેશાંતરના રીત રિવાજોનું અધ્યયન કરવા માટે ભ્રમણ કર્યા કરતા હતા. એ સંબંધમાં અનેક નિર્દેશ જાતક ગ્રંથોમાં મળી શકે છે. સોનક જાતકમાં લખ્યું છે કે મગધનો રાજકુમાર અરિન્દમ તક્ષશિલાના સઘળા વિદ્યાર્થીઓમાં પ્રવીણતા પ્રાપ્ત કર્યા પછી પોતે અવલોકન–દ્વારા શિલ્પ-આદિનું ક્રિયાત્મક જ્ઞાન મેળવવા યાત્રા કરવા નીકળ્યો હતો. એ પ્રકારે બીજા પણ અનેક વિદ્યાર્થીઓના સંબંધમાં ઉલ્લેખ મળી આવે છે.

તક્ષશિલા–વિદ્યાલય એટલું પ્રસિદ્ધ હતું, કે મોટા મોટા રાજા, જમીનદાર અને ક્ષત્રિય લોકો પોતાના પુત્રોને ત્યાં વિદ્યાભ્યાસ માટે મોકલતા. જાતક સાહિત્યમાં અનેક રાજકુમારોના તક્ષશિલામાં વિદ્યા પ્રાપ્ત કર્યાની હકીકત મળી આવે છે, તેમાંનાં થોડાંક નામો નીચે આપવામાં આવ્યાં છે:

(૧) કાશીરાજપુત્ર બ્રહ્મદત્ત, (૨) મગધનો રાજકુમાર અરિન્દમ, (૩) ઇંદ્રપ્રસ્થનો રાજપુત્ર સુતસોમ. (૪) મિથિલા નગરીનો રાજપુત્ર વિદેહ, અને (૫) કમ્પલિક દેશનો રાજપુત્ર.

એ પ્રકારે અનેક રાજકુમારની હકીકત જાતક ગ્રંથોમાં મળી શકે છે. અન્ય કોલેજ સાથે ત્યાં એક રાજકુમાર કોલેજ પણ વિદ્યમાન હતી. ત્યાં રાજાઓના પુત્રો ભણતા હતા. તક્ષશિલાની રાજકુમાર-કોલેજ આખાય ભરતખંડમાં નામના મેળવી ચૂકી હતી. કેવળ રાજકુમાર–કોલેજ નહિ, પરંતુ ત્યાંની અન્ય કોલેજો પણ સમસ્ત ભારતમાં પ્રસિદ્ધ હતી. ભરતખંડના બ્રાહ્મણ અને ક્ષત્રિય પુત્રો તક્ષશિલામાં શિક્ષણ ગ્રહણ કરતા; પરંતુ અંત્યજ જાતિના લોકોને એ જગત–પ્રસિદ્ધ વિદ્યાલયમાં સ્થાન નહોતું; ચંડાળોને માટે એ સ્થળ નિષિદ્ધ હતું. કોઇ કોઈ પ્રસંગે તેવા લોકો વેષ બદલી ત્યાં શિક્ષણ લેવા આવતા હતા.

તક્ષશિલા–વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થીઓનું જીવન કેવા પ્રકારે વ્યતીત થતું, એ સંબંધમાં જાતકોના એકાદ બે નિર્દેશનું અવલોકન ઉપયોગી થઈ પડશે: વિદ્યાર્થિગણ પોતાના આચાર્યના નિરીક્ષણમાં જ રહેતા. તેમના જીવનના સુધારા પર આચાર્ય ઘણુંજ ધ્યાન

આપના. કાલનુક્રમાત્ અનેક પ્રકારનો દંડ પણ વિદ્યાર્થીઓને આપવામાં આવતો. કોઈ પ્રસંગે શારીરિક દંડ પણ કરવામાં આવતો હતો. તિલમુટ્ઠી જાતકમાં લખ્યું છે કે એક દિવસ કુમાર બ્રહ્મદત્ત પોતાના આચાર્ય સાથે સ્નાન કરવા ગયો હતો. માર્ગમાં એક વૃદ્ધાએ તલ સુકવેલા હતા. કુમાર તેમાંથી મૂઠી ભરી તલ લઇ ખાવા લાગ્યો, પરંતુ વૃદ્ધાએ કશું ન કહ્યું. સ્નાન કરતાં પાછા ફરતી વખતે પણ કુમારે મૂઠી ભરી તલ ખાધા. પછી તો વૃદ્ધા ગુસ્સે ભરાઇ, અને એ વાતની આચાર્યને ખબર આપી. કુમારને પકડી મંગાવી આચાર્યે તેના વાંસામાં ત્રણ દંડા માર્યા, અને ફરી તેવું કામ ન કરવાની સમજૂત આપી.

તક્ષશિલા-વિદ્યાલયમાં કઈ કઇ વિદ્યાઓ શીખવવામાં આવતી હતી, એ વિષયનો પણ પરિચય જાતક સાહિત્યમાં ઉપલબ્ધ છે. મુખ્યત્વે નિમ્ન-લિખિત વિષયો ત્યાં ખાસ શીખવવામાં આવતા હતાઃ

(૧) ત્રણ વેદ—જાતકોમાં સર્વત્ર ત્રણ વેદનોજ ઉલ્લેખ મળી આવે છે. એવું પ્રતીત થાય છે, કે એ સમયે અથર્વ-વેદને વેદ ગણવામાં આવતો નહિ. કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં પણ અથર્વ-વેદનો સમાવેશ કરવામાં આવ્યો નથી (૨) જાતકોમાં અષ્ટાદશ વિદ્યાઓનો નિર્દેશ છે. અને એ મુજબ ત્યાં અષ્ટાદશ વિદ્યાઓની પ્રવીણતા પ્રાપ્ત કરાવવામાં આવતી. એ ૧૮ વિદ્યાઓ કઈ હતી, તે નક્કી કરવું કઠિન છે. (૩) શિલ્પકળાની અનેક વિધિઓ તેમજ વિજ્ઞાનની પણ શિક્ષા ત્યાં અપાતી હતી. (૪) ધનુર્વિદ્યાનું પણ જાતકોમાં વર્ણન કરેલું છે. (૫) હસ્તવિદ્યા (૬) મંત્રવિદ્યા (૭) સઘળાં પ્રાણીના અવાજ સમજવાની વિદ્યા, અને (૮) ચિકિત્સાશાસ્ત્ર. તક્ષશિલામાં ચિકિત્સાશાસ્ત્રનું અધિક શિક્ષણ આપવામાં આવતું હતું. પ્રાચીન ભારતની મહાન વ્યક્તિઓએ વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ મેળવ્યું હતું. રાજા બિંબિસારના રાજવૈદ્ય જીવક અને આચાર્ય ચાણક્યનું પણ એજ શિક્ષણ-સ્થળ હતું. એ હકીકતથી આપણને પ્રાચીન તક્ષશિલા-વિશ્વવિદ્યાલય-સંબંધમાં અનેક આવશ્યક બાબતોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ જગત-પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલય ઘણા સમય સુધી વિદ્યમાન રહ્યું. પાછળથી બૌદ્ધ ધર્મના અધ્યયનનું મુખ્ય કેન્દ્ર બન્યું, અને તેમાંથી મહાન બૌદ્ધાચાર્ય તથા બૌદ્ધધર્મ-પ્રચારકો ઉત્પન્ન થયા. મૌર્યકાળ સુધી તે ઘણું પ્રસિદ્ધ અને ઉન્નત હતું.



# મહાકારસ્તાની મુત્સદ્દી પાપેન



## [ ઓસ્ટ્રિઆના રાજકારણમાં ચંચૂપાત ]



રાઈનલેન્ડમાં જર્મન સેનાનો પગ સ્થિર થવાને કારણે જર્મનીનું લક્ષ્ય ફરી એકવાર ઓસ્ટ્રિઆ તરફ વળ્યું છે. વાસ્તવિક રીતે જોતાં કેટલાંક વર્ષોથી ઇંગ્લેંડ અને ફ્રાન્સની સંમતિથી ઇટાલીએ ઓસ્ટ્રિઆને પોતાનો અંકિત દેશ બનાવી દીધો છે; પણ એબિસિનિઆ સાથેના યુદ્ધમાં ગૂંથાઇ રહેવાથી ઓસ્ટ્રિઆને પહેલાં પ્રમાણે આર્થિક મદદ કરવાનું ઇટાલીને માટે અશક્ય થઇ પડ્યું છે. ઉપરાંત તે યુદ્ધને કારણે ઇટાલીના ઉદ્દામ ધોરણની પરરાષ્ટ્રનીતિ પૂરતી જાણ થવાથી તેઓને મન ઇટાલીનું ઓસ્ટ્રિઆમાંનું સત્તાધારિત્વ નહીં જેવુંજ થઇ ગયું છે. આ પરરાષ્ટ્રને ઇટાલી કરતાં જર્મનીની

ખીક વધુ છે; છતાં ઓસ્ટ્રિઆને ઇટાલીના સકંજામાંથી છોડાવવાને શું કરવું, તેની તેઓને કાંઇ સૂઝ પડતી નથી. ખુદ ઓસ્ટ્રિઆમાં સત્તાધારી પક્ષોનું એવું કહેવું છે કે, ઓસ્ટ્રિઆને સ્વતંત્ર રાખવાનો એકજ ઉપાય છે કે: ઓસ્ટ્રિઆમાંના માજી રાજકુટુંબના વારસ પ્રિન્સ ઓટોને ઓસ્ટ્રિઆની ગાદી ઉપર બેસાડી દેવો. પરંતુ ઓસ્ટ્રિઆની વિરુદ્ધમાં બંડ કરી સ્વતંત્ર થઇ ગયેલા ઝેકોસ્લોવેકિઆનો આ યોજના સામે સખ્ત વિરોધ છે. ઝેકોસ્લોવેકિઆએ ઓસ્ટ્રિઆને એવી ધમકી આપી છે કે–'પ્રિન્સ ઓટોને જો વિએનાની ગાદી ઉપર બેસાડ્યો તો અમારે ઓસ્ટ્રિઆ સામે લડાઇ જાહેર કરવી પડશે.' ઝેકોસ્લોવેકિઆનો આ વિરોધ ટાળવા માટે ઓસ્ટ્રિઆના ચેન્સેલર ડૉ. સુસ્નિગ જાતે પ્રેગ (ઝેકોસ્લોવેકિઆની રાજધાની) જઇ આવ્યો, પરંતુ ઝેકોસ્લોવેકિઆના મુત્સદ્દી વર્ગે પોતાનો આગ્રહ છોડ્યો નહિ; તેથી કરીને પ્રિન્સ ઓટોને ગાદીએ બેસાડવાની બાબતમાં ઇંગ્લેંડ અને ફ્રાન્સની મદદ મેળવવાને માટે ઓસ્ટ્રિઆનો તે વખતનો વાઇસ ચેન્સેલર પ્રિન્સ સ્ટારબર્ગ લંડન અને પારિસની મુસાફરી કરી આવ્યો, પરંતુ તેને જશ મળ્યો નહિ. આ બધી અડચણોને લીધે ચેન્સેલર ડૉ. સુસ્નિગના કેથોલિક પક્ષ અને તે વખતના વાઇસ ચાન્સેલર પ્રિન્સ સ્ટારબર્ગના ફેસિસ્ટ પક્ષ વચ્ચે સામસામી બોલાચાલીની રમઝટ શરૂ થઇ અને પ્રિન્સ સ્ટારબર્ગે ડૉ. સુસ્નિગને એવી ધમકી આપી કે તમારા મિત્રોની સામે મારા ખાસ સૈન્યનો ઉપયોગ કરાવીશ.

ડૉ. સુસ્નિગ અને પ્રિન્સ સ્ટારબર્ગ વચ્ચેની આ બોલાચાલીનું મૂળ વિએના ખાતેનો જર્મન વકીલ હર વોન પાપેન છે. ૧૯૩૪ ના જુલાઇ આખરે ઓસ્ટ્રિઆમાં નાઝી લોકોએ તે વેળાના ચાન્સેલર ડોલફસને મારી નાખ્યો. આ પ્રકરણમાં ત્યાંના જર્મન એલચીનો હાથ હોવાને કારણે તેને બોલાવી લેવામાં આવ્યો. તે પછી હિટલરે પાપેનની ત્યાં ખાતે ખાસ નીમણૂંક કરી. પાપેન/ અમલદારની કારકીર્દીમાં પરદેશ ખાતાનો એક નામાંકિત મુત્સદ્દી હતો અને ૧૯૩૨ ની સાલના પાછલા ભાગમાં જર્મનીનો ચાન્સેલર હતો. તેટલા કાળમાં એણે નુકસાન ભરપાઇ કરવા બાબતની જર્મનીને જે ખંડણી દેવાની હતી, તે દેવાની ચોક્ખી ના પાડેલી અને ઊલટું જર્મનીને બીજાં રાષ્ટ્રોની બરોબર સૈન્ય રાખવાનો અધિકાર છે, તેવી મિત્રરાજ્યો પાસેથી કબૂલાત પણ મેળવી લીધેલી. તેની જ સલાહથી ૧૯૩૩ ની સાલમાં પ્રેસિડન્ટ હિન્ડેનબર્ગે હર હિટલરને ચાન્સેલરનું પદ આપ્યું. ૧૭–૬–૩૪ ના રોજ તેણે એક ભાષણમાં નાઝી પક્ષના રાજકારણ ઉપર નિર્ભયપણે ટીકા કરી હતી, અને તેજ કારણે તેના ઉપર જીવ–સટોસટનો પ્રસંગ આવી પડ્યો હતો. આ મહાકાગ્રતાની મુત્સદ્દીને જર્મનીના એલચી તરીકે પોતાના દેશમાં આવવા દેવો કે નહીં, તે બાબતમાં ઓસ્ટ્રિઅન સરકારને શંકા થયેલી હતી. તે શંકા સાધાર હતી, કેમકે પાપેનનાં કારસ્થાનો જાણીતાં હતાં.

પાપેનના આવવા પહેલાં ઓસ્ટ્રિઆમાં રક્તપાતથી રાજ્યક્રાંતિ કરી નાખવાનો પ્રયત્ન નાઝી લોકોએ કરેલો; પરંતુ આવા પ્રકારની રાજ્યક્રાંતિને કારણે પરરાષ્ટ્રો સાથેના પોતાના દેશના કારભારમાં ફેરફાર કરવો પડે તેમ હોવાથી તેઓએ પોતાનો કાર્યક્રમ બદલી નાખ્યો. આ નવા કાર્યક્રમનું Kalter Putsch એટલે કે 'ઠંડી રાજ્યક્રાંતિ' એવું નામ આપવામાં આવ્યું. આ 'ઠંડી રાજ્યક્રાંતિ' ઘડી કાઢવાની બધીયે જવાબદારી પાપેને પોતાને માથે ઉપાડી.

પાપેને વિએનામાં પગ મૂકયો તે પહેલાં ઓસ્ટ્રિઆમાં નાઝી ચળવળનો આખો દોરીસંચાર અત્યાચારી નેતાઓના હાથમાં હતો અને તેઓના અત્યાચારને કારણે ઓસ્ટ્રિઆમાં નાઝી પક્ષને કાનૂનવિરુદ્ધ ઠરાવવામાં આવ્યો હતો. પાપેન વિએનામાં આવ્યો તે પછી ત્યાં નાઝી પક્ષના અત્યાચારી પુરુષોની સત્તા કમ થઇ ગઇ અને એકંદરે અત્યાચારો ઓછા થઇ ગયા. તેજ રીતે જર્મન અને ઓસ્ટ્રિઅન

વર્તમાનપત્રોમાં ઉભય રાષ્ટ્રની પરસ્પર નિંદા થતી હતી તેનો પણ પાપેને પાકો બંદોબસ્ત કરી નાખ્યો. તે પછી નાઝી પક્ષ જો કાનનવિરુદ્ધ કાંઇ ચળવળ કરે તો તે પક્ષના તેવું કામ કરનારા ૧૬૭ અખાડા બંધ કરવાની રજા તેણે મેળવી લીધી. પછી ૧૯૩૪ના ડીસેંબરમાં ઑસ્ટ્રિઅન સરકારની પાસે અટકાયતમાં રાખેલા નાઝીઓમાંના અર્ધા કરતાં વધુ લોકોનો છૂટકારો કરાવ્યો. ૧૯૩૫ના આરંભમાં ૧૩મી જાન્યુઆરીને દિવસે મતગણતરી બાદ જર્મનીને સાર પ્રાંત પાછો મળ્યો; તે વખતે પાપેને એવું જાહેર કર્યું કે જર્મનીને સાર પ્રાંત પાછો મળ્યો. તે વાતને માટે જે ઑસ્ટ્રિઅન લોકો જર્મનીને અભિનન્દન દેવા માગતા હોય તેમણે જર્મન એલચીને ત્યાં આવી સહી કરી જવી. તે વખતે સહી કરવાને માટે જર્મન એલચીની ઑફિસમાં એટલો ધસારો પડ્યો કે શહેરીઓના જવા આવવાનો બંદોબસ્ત કરવાને માટે પોલિસની ટુકડી મગાવવી પડી! આ ઉત્સાહપૂર્ણ અભિનંદનને માટે પાપેને ઑસ્ટ્રિઅન લોકોનો હૃદયપૂર્વક આભાર માન્યો. આ રીતે ઑસ્ટ્રિઅન સરકારે જોયા કર્યું અને પાપેને કાનનવિરુદ્ધના નાઝી પક્ષના લોકોની સહીઓ લઇ તેઓનાં નામનું પત્રક તૈયાર કરી લીધું!

વિએનામાં પાપેન જરૂરી કામ પૂરતો જ રહેતો. એનું મુખ્ય કામ ઑસ્ટ્રિઆમાં નાઝી પક્ષનું સંગઠન કરવાનું અને વિરુદ્ધ પક્ષને ભાંગી નાખવાનું હતું. આ કામને માટે તો તે દેશભરમાં ફરતો જ રહેતો. ખરું જોતાં પરદેશના એલચીઓએ રાજધાનીનું શહેર છોડી બહાર ક્યાંય જવું ન જોઇએ, એવો સામાન્ય નિયમ છે; પરંતુ આવું બંધન પાપેનને લાગુ પડે તેમ ન હતું. તેની નીમણૂંક થઇ ત્યારે જે પ્રમાણે અમેરિકન પ્રેસિડન્ટે તાગડો રચ્યો હતો, તેવોજ તાગડો પાપેને ઑસ્ટ્રિઆમાં રચ્યો હતો. કોઇને પણ મંતરી લેવાની કળા પાપેનમાં પ્રથમથી હતી, એટલે તે જ્યાં જતો ત્યાં ઑસ્ટ્રિઅન અધિકારીઓને જર્મનીના લાભમાં વાળી લેતો. આ વશીકરણ વિદ્યાના પ્રભાવે કરી પાપેને ટાયરોલ, સાલ્ઝબુર્ગ, અપર ઑસ્ટ્રિઆ, સ્ટિરિઆ, કારિન્થિઆ વગેરે પ્રાંતોમાં ગવર્નરો પાસેના બધા અધિકારી પોતાને અનુકૂળ કરાવી લીધા. નાઝી પક્ષના કટ્ટર શત્રુ ડૉ. ગેસનરના શબ્દોમાં કહિયે તો–'વિએનાના પોલિસ, રાજમંત્રીઓ અને ન્યાયખાતામાંથી ત્રણ ચતુર્થાંશ ભાગ જેટલા લોકો કાંતો નાઝી છે અથવા નાઝી પક્ષને થાબડનારાઓ છે; આની આ વાત લશ્કરી અધિકારીઓના વિષયમાં છે.' આવી સ્થિતિ ઑસ્ટ્રિઆમાં હોવાને કારણે કોઇ ઑસ્ટ્રિઅનને કોઇ પ્રશ્ન કરે કે 'તમારા દેશમાં સત્તા કોની ચાલે છે?' તરતજ જવાબ મળે કે–'હર વૉન પાપેનની.' ૧૯૩૫ ના આરંભમાં ઘણાખરા પોલિસ અધિકારીઓ, કેટલાક પ્રાંતના ગવર્નરો અને સારાસારા મેયરોને પાપેને પોતાને અનુકૂળ કરી લીધેલા. માત્ર વિએનાનો મેયર હજીસુધી તેને વશ થયો નહોતો, આવું એક ફ્રેંચ બાતમીદારે લખેલું છે. પહેલા ૭ મહિના વિએનાનો મેયર ડૉ. શ્મિટઝ પાપેનનો મિત્ર બની રહેલો, એટલુંજ નહિ પણ પ્રધાનમંડળમાં ફાટફૂટ પાડી કેટલાક પ્રધાનોનેજ જર્મન પક્ષ તરફ તેણે વાળી લીધેલા. વિશેષ રમૂજભરેલી વાત તો એ છે કે–ઑસ્ટ્રિઅન સરકારના મુખપત્ર 'રાઇકસ પોસ્ટ'નો મુખ્ય સંપાદક ડૉ. ફુંડેર પાપેનના હાથનું રમકડું છે! આ ડૉ. ફુંડેરે ૧૨–૩–૩૬ ને દિને પોતાના તે વર્તમાનપત્રમાં લખ્યું છે કે–'બની શકે તેટલી ઝડપથી ઑસ્ટ્રિઆએ જર્મનીની સાથે સુલેહ કરી લેવી જોઇએ; આ ઘરગથ્થુ પ્રશ્નનો નિવેડો આવે એટલે અખિલ જર્મન જાતિનો ઉદ્ધાર કરવાના અને સંસ્થાનો પાછાં મેળવવાના કાર્ય તરફ જર્મની સચોટ ધ્યાન આપી શકશે.' ઑસ્ટ્રિઅન સરકારના મુખપત્રમાં જો આ પ્રકારે પાપેનના વિચારોનો પડઘો ઊઠતો હોય તો ઑસ્ટ્રિઆમાં પાપેનનું જ રાજ્ય સ્થપાઇ ચૂક્યું છે, એમ કહેવામાં શી હરકત હોય!

૧૯૩૫ના જૂન સુધીમાં ઑસ્ટ્રિઆમાં પાપેનનું જોર એટલું વધી ગયું કે ઇંગ્લેંડ અને ફ્રાંસના મુત્સદ્દીમંડળોને ઑસ્ટ્રિઆને બચાવવા માટે ડાન્યુબના કરારની યોજના મોખરે આણવી પડી. આ કરાર ઉપર સહી કરનારાં રાષ્ટ્રોએ પરસ્પરના

અન્તર્ગત રાજકારણમાં હાથ ઘાલવો નહિ અને ઓસ્ટ્રિઆ ઉપર જો કોઇ ચઢાઈ કરે તો બધાએ એકજ વિચારે તે ચઢાઈનો સામનો કરવો, એવી આ કરારની શરત હતી. પરંતુ ઓસ્ટ્રિઅન સરકારે આ કરારમાં એક એવો સુધારો સૂચવ્યો કે–'ઓસ્ટ્રિઆ ઉપર જ્યારે કોઇ દુશ્મન ચઢી આવે ત્યારે–અમારી ઇચ્છા મુજબ અમોને જે રાષ્ટ્રની મદદની જરૂર હોય, તે રાષ્ટ્રની મદદનો અમે સ્વીકાર કરિયે.' તા. ૯–૯–૩૫ના રોજ ઉપરઉપરથી જોતાં ઊજળી દેખાતી પણ ખરૂં જોતાં ઇટાલીનું ખંડિયાપણું સ્વીકારવાની ઓસ્ટ્રિઅન સરકારની સૂચના પ્રસિદ્ધ થઇ. આજ સમયે ઓસ્ટ્રિઅન સરકારે માજી રાજકુટુંબની ખાનગી માલમત્તા પાછી દેવાનો અને રાજકુટુંબનાં માણસોને દેશમાં પાછાં આવવા દેવાનો કાયદો કર્યો. આ કાયદો મંજૂર થતાંવેંત ઓસ્ટ્રિઆમાં અનેક શહેરી સંસ્થાઓએ પ્રિન્સ ઓટોને પોતાના શહેરીપણાનો અધિકાર અર્પણ કરીને દેશમાં પાછા આવવાની વિનંતી કરી. પરંતુ ઓસ્ટ્રિઅન સરકારની સૂચના પ્રસિદ્ધ થયા પછી પ્રિન્સ ઓટોએ એક પત્ર પ્રસિદ્ધ કરીને ઓસ્ટ્રિઅન સરકાર ઉપર કડક ટીકા કરી. તે પત્રમાં તેણે ઓસ્ટ્રિઅન પ્રજાને ઉદ્દેશીને કહ્યું છે કે–"હું તમને જણાવવા માગું છું કે મારી હદપારીને રદ કરવાના કાર્યની સ્વાભાવિક કીંમત આંકી બનાવવાની ઢીલ માટે મને કારણભૂત ન સમજશો; પણ ઓસ્ટ્રિઆના સ્વાતંત્ર્યનો બચાવ કરવાની ધગશનો દેખાવ કરનારી અને તે સાથે જ તેની સ્વતંત્રતા ઉપર આક્રમણ કરનારી ખંધાઇ, જે દિવસની હું આકાંક્ષા રાખી બેઠો છું, તેને વિલમ્બિત કરે છે."

આજ સમયે પાપેને ફરી જર્મની અને ઓસ્ટ્રિઆને એક કરાવવાની કબૂલાતનો તાકડો રચ્યો. જર્મની અને પોલંડ વચ્ચે સંધિ કરાવતી વેળાએ ઓસ્ટ્રિઆએ જર્મની સાથે સંધિ કરવી, બન્ને રાષ્ટ્રોએ બનેને આર્થિક સગવડ કરી આપવી, જર્મનીમાંથી ઓસ્ટ્રિઅન નાઝીઓને ઓસ્ટ્રિઆમાં પાછા આવવામાં હરકત નહીં, પાનજર્મન પક્ષના બે મંત્રી પ્રધાનમંડળમાં આવે, નવો નાઝી મેયર નીમાય, નાઝીપક્ષે ઓસ્ટ્રિઆ વિરૂદ્ધ જે કાંઇ ચળવળ કરી હોય તે અટકાવી દેવી: આ માટે સાલ્ઝબુર્ગના ગવર્નરને ત્યાં પાપેન અને ડૉ. સુસ્નિગની મુલાકાત થઇ. આ વેળાએ સાલ્ઝબુર્ગના ગવર્નરે ડૉ. સુસ્નિગને, એવી ધમકી આપી કે 'આપણે જર્મનીની આ વાત માન્ય કરવી. જો એમ નહીં કરો તો ટાયરોલ, કારિંથિઆ, સ્ટિરિઆ, અપ્પર ઓસ્ટ્રિઆ, આ સર્વ પ્રાંતોના ગવર્નરો સાથે સમ્મત થઇ હું બંડ કરીશ.' પાપેને પોતાના આ ઉતાવળિયા મિત્રને વારવા પ્રયત્ન કર્યો, પરંતુ તે સફળ થયો નહીં; અને તે મુલાકાત ત્યાંજ છોડી દેવી પડી. તે પછી ડૉ. સુસ્નિગે પાપેનને અધીન રહેલા ચારેય મંત્રીઓને પોતાના મંત્રિમંડળમાંથી રજા આપી અને પ્રિંસ સ્ટારબર્ગના બે મિત્ર અને પોતાના બે મિત્રને તેઓની જગ્યાએ નીમ્યા. આ ફેરબદલીને લીધે ડૉ. સુસ્નિગ પૂર્ણપણે ઇટાલીની શેહમાં દબાયેલો છે, એવી માન્યતા વિએનામાં લોકો દૃઢ રીતે ધરાવતાં થયાં છે.

ઓસ્ટ્રિઆમાંનું એ મંત્રિમંડળ ૧૭–૧૦–૩૫ ના રોજ બરખાસ્ત થયું. તેજ સમયે ડૉ. સુસ્નિગ અને પ્રિંસ સ્ટારબર્ગ એ બન્ને વચ્ચે ઝઘડો કરાવવાનો પાપેનનો ઉદ્યોગ ચાલુજ હતો. તે ઝઘડો હાલ ખૂબ વધી પડયો છે, તે સહુ કોઇ જાણે છે. આ ઝઘડાનો અંત ગમે તેવો આવે તોપણ પાપેનનો હેતુ સિદ્ધજ થશે. ડૉ. સેટન વોટસન જેવો જર્મનીનો પાકો દુશ્મન જણાવે છે કે–'વોન પાપેનથી બહુજ ચતુરાઇપૂર્વક દોરવામાં આવેલું જર્મની એક એવી ક્ષણની રાહ જોઈ રહ્યું છે કે, જે ક્ષણે બેએક વર્ષ પૂર્વેના જેવી ભૂલો ન કરતાં સારાએ ઓસ્ટ્રિઆને નાઝી–મય બનાવવાને શક્તિમાન થશે અને તે એવી રીતે કે તેને અટકાવવાને બાકીનું યુરોપ કાંઇ પણ વિઘ્ન ઉપસ્થિત કરવા શક્તિમાન નહીં બને.'

[ અનુવાદિત ]

# વિક્રમનો સત્વસંગ્રહ

## [ એકાંકી નાટિકા ]

*

[ લેખક-શ્રી. નાગરદાસ અમરજી પંડ્યા ]

[૧]

[ સમર્થ શિકારી, સાહસાંકસિંહ-વિક્રમાદિબિરૂદધારી મહારાજા વિક્રમાદિત્ય પોતાના રાજસિંહાસન ઉપર શોભી રહ્યો છે. એની સભાનાં નવ રત્નો ( કાલિદાસ વગેરે ) પોતાને સ્થાને બિરાજેલા છે. સામાન્ય ક્રમનો ભંગ કરતો હોય એમ પ્રતિહાર પ્રવેશ કરે છે. ]

પ્રતિહારઃ–(નમન કરી) મહારાજ! વિજયી થાઓ! એક વિપ્રવર આવવા રજા માગે છે.

વિક્રમાદિત્યઃ–અમારાં દ્વાર કોઇ પણ આગન્તુક માટે ઉઘાડાં જ છે. એ ભૂદેવ સુખેથી આવે. (પ્રતિહાર જાય છે.)

[ હાથમાં અતિ દુર્બળ એવી એક લોહપ્રતિમા ધારણ કરતો, એ પ્રતિમા જેવીજ દુર્બળ કાયાવાળો, દરિદ્રતાની જ મૂર્તિસમો બ્રાહ્મણ પ્રવેશ કરે છે.]

બ્રાહ્મણઃ–( આશીર્વાદ માટે હાથ ઉંચો રાખી ) સકલ-ભૂમંડલાધીશ, યાચકવ્યાધિ વ્યાધિનિવારક, સકલ-સિદ્ધિધામ, દાનશ્રેષ્ઠ મહારાજનો જય થાઓ. !

વિક્રમાદિત્યઃ–પધારો ભૂદેવ, ઉજ્જયિની આજે આપના આગમનથી અધિક પાવન થઇ છે. આગમનનું કારણ ?

બ્રાહ્મણઃ–નૃપશ્રેષ્ઠ ! જે કોઇ નથી કરી શકતું તે વિક્રમાદિત્ય સહેલાઇથી કરી આપે છે; જે કોઇ નથી આપતું તે ઉજ્જયિનીપતિ તુરત આપે છે, એવી ખ્યાતિ સાંભળી આવ્યો છું. બધેથી મારી ભિક્ષા વ્યર્થ થઇ છે. મને મોટા રાજવીઓએ પણ ખાલી હાથે પાછો કાઢ્યો છે.

વિક્રમાદિત્યઃ–ઋષિવર્ય, એવું તે આપને શું માગવાનું છે ? બ્રહ્મદેવોના તપને દુર્લભ એવું શું છે જેને માટે આટલો આયાસ ?

બ્રાહ્મણઃ–રાજન્, એક વાર યજ્ઞકુંડ ખોદતાં મને આ લોહપ્રતિમા હાથ લાગી. એની ઉત્પત્તિ અને પ્રભાવ વિષે પ્રશ્ન કરતાં સમર્થ જ્યોતિષીઓએ મને કહ્યું કે એ સાક્ષાત્ દરિદ્રતાદેવી છે, પણ તને તો એ એક લાખ સુવર્ણ અપાવશે. હું બહુય ભૂપાલોની સભાઓમાં ફરી વળ્યો પણ કોઇ આ લોહપ્રતિમા રાખનાર મને નથી મળતો. માટે કાંતો રાજેન્દ્ર, આપ મને એક લાખ સુવર્ણ આપીને આ લોહમૂર્તિ રાખો અને કાંતો મારી યાચના વ્યર્થ કરવાનું કલંક સ્વીકારો.

વિક્રમાદિત્યઃ–(ઘડીભર વિચાર કરી પોતાના મંત્રીને) મંત્રીશ્વર, તમે આ ભૂદેવની વાત સાંભળી ને ? આ દરિદ્રતાદેવીની મૂર્તિનો સ્વીકાર કરવો કે નહિ ? તમારો શો અભિપ્રાય છે ?

મંત્રીઃ–રાજેન્દ્ર, રાજા એ પ્રજાના બલ અને હિતનું મૂર્તસ્વરૂપ છે. જો રાજા દરિદ્રતા અંગીકાર કરે તો પરિણામે એની સમસ્ત પ્રજા પણ દરિદ્રતાની ભોક્તા થયા વિના રહે નહિ, એટલે હું તો પ્રજાહિતને લક્ષમાં રાખીને આપને આ પ્રતિમા સ્વીકારવાની સલાહ ન આપું.

વિક્રમઃ–વાહ, આપે આપની હિસાબી દૃષ્ટિ પ્રમાણે ઠીક જ કહ્યું છે. હવે (કવિકુલમણિ કાલિદાસ તરફ ફરી ) કવીશ્વર, તમારી તરફથી કંઇ નવી પ્રેરણા ?

કાલિદાસઃ–રાજન્, વિક્રમાદિત્ય પાસે એક અર્થી આવ્યો અને એ દરિદ્રતા સાથે પાછો ગયો એવું કદી પણ કહેવાયું નથી અને આપની પ્રજાનું યોગક્ષેમ તો આપના સત્વ ઉપર નિર્ભય છે. આવી દસ દરિદ્રતાની પૂતળીઓ આવે તોપણ એ ચલિત થવા સંભવ નથી. આ વિપ્રવરને આપ જરૂર સંતોષો, અને જગતને જોવા દો કે અહીં દરિદ્રતા પણ સર્વસંપન્ન બની રહે છે.

વિક્રમઃ–ધન્ય છે, કવીશ્વર ! મારૂં મનોગત જ તમારી સરસ્વતીએ ઉચ્ચાર્યું છે. મંત્રીશ્વરે પ્રજાહિત ખાતર મને ચેતાવ્યો, અને તમે પ્રજાહિત માટેજ મને ઉજ્જ્વલ પ્રેરણા આપો છો ! (આવેલા બ્રાહ્મણને) વિપ્રવર ! આપની પ્રતિમા બદલ આપને એક લાખ સુવર્ણ આપવાનો હું નિર્દેશ કરૂં છું. કોશાધ્યક્ષજી, ઋષિજીને તુરત લાખ સુવર્ણ ગણી આપો.

કોશાધ્યક્ષઃ–(ઉભો થતાં) મહારાજની આજ્ઞા !

બ્રાહ્મણઃ–રાજેન્દ્ર ! જ્યાંસુધી સૂર્ય અને ચંદ્ર તપે છે ત્યાંસુધી આપનો પ્રતાપ અવિચલ રહો.

( કોશાધ્યક્ષ સાથે જાય છે.)

( ૨ )

( સ્થળ–રાજમહેલનો એક ભાગ)

(રાજાએ દરિદ્રતાની પ્રતિમા સંઘરી તેથી એની રાજદલની લક્ષ્મી, હૃદયદલની લક્ષ્મી, ભાવદલની લક્ષ્મી, રાજલક્ષ્મી તેમજ એનાં ધૈર્ય, બલ, ઓજસ્, સત્ત્વ, વગેરે ગુણો અકળાય છે. આ ગુણોમાંથી એકને દરિદ્રતા જ્યાં હોય ત્યાં રહેવું પોસાતું નથી. બધા ગુણો મૂર્તિમંત થઇને શું કરવું એનો વિચાર કરવા માટે મળે છે. પહેલો ઉપડનાં એમનું મંડળ વિચારમગ્ન દેખાય છે.)

રાજલક્ષ્મીઃ–રાજાએ દરિદ્રતાનો સ્વીકાર કર્યો એટલે હવે હું અહીં નહિ રહી શકું. મારે યોગ્ય બીજાં સ્થળ ઘણાં છે.

હૃદયલક્ષ્મીઃ–તો બ્હેન ! મને પણ એવુંજ એ દરિદ્રતાના સંનિધિમાં ફાવવાનું હતું ! એ લોહપ્રતિમાથી હું તો બ્હીજ મરૂં છું. રાજાએ આ બહુ અનુચિત કર્યું છે.

રાજલક્ષ્મીઃ–અને મારે તો દરિદ્રતા સાથે પરાપૂર્વનું વેર છે એ તમે સૌ જાણો છો. મારાથી તો ઘડી પણ અહીં હવે રહેવાવાનું જ નહિ. હું તો સૌ પહેલી જવા માગું છું.

ધૈર્યઃ–તો પછી લક્ષ્મી ન હોય ત્યાં આપણો નિભાવ બહુ કઠીન થઇ પડવાનો; માટે આપણે પણ સ્થાનાન્તર કરવું જ પડશે.

બલ અને ઓજસ્–(સાથે જ) ત્યારે અમે પછી અહીં રહીને શું લીલુ કરવાનાં છીએ ? રાજાને ખબર પડવા દો કે દરિદ્રતાને ઘરમાં લાવવાનું શું મૂલ્ય આપવું પડે છે.

સત્ત્વઃ–પણ ભલાં માણસો, તમે વિચાર તો કરો કે આ રાજા તમને કેવી રીતે રાખે છે ? એના જેવો બીજો કોઇ યોગ્ય ગ્રાહક તમને અત્યારે તો જગતમાં નહિ જડે.

લક્ષ્મીઃ–કેવી રીતે રાખે છે શું ? મને તો એ ભીખારીઓના હાથમાં જ સોંપી દે છે. હું તો એનાથી ત્રાસી છું.

સત્ત્વઃ–તો જ્યારે તમે સૌ જશો ત્યારે મારાથી અહીં એકલા તો કેમજ રહેવાય ? હું પણ તમારી ભેગો ચાલતો થાઉં. પણ એટલું કહો કે સૌએ જતાં પહેલાં એને ચેતવીને જવું, એ સિવાય નહિ.

બલ અને ઓજસઃ–ભલે એ શરત કબૂલ છે. આવતી કાલથી જ આપણે જવાનું શરૂ કરીએ.

રાજલક્ષ્મીઃ–પહેલો મારો વારો.

બધાઃ–ભલે.

( સૌ જાય છે )

( ૩ )

(સ્થળ:-વિક્રમાદિત્યનો શય્યાગાર.)

( રાજા પર્યંક ઉપર સૂતેલો છે. એની ભવ્ય મુખાકૃતિ ઉઘાડી છે, એ સિવાય બીજા શરીર ઉપર હાથીઓને નસાડતા કેસરીની છાપવાળી પછેડી ઓઢી છે. એકાએક કોઇ સુંદરાંગી પ્રવેશ કરે છે. તે રાજાની ગજલક્ષ્મી છે )

ગજલક્ષ્મીઃ-(સ્વગત) રાજા તો ઉંઘે છે. મારે એને જગાડવો પડશે. ( મોટેથી ) મહારાજ વિક્રમાદિત્ય !

રાજાઃ-( જાગીને બાજુ પર ઉભેલી સુંદરીને જોઇ અર્ધો બેઠો થતાં ) કેમ ! દેવી તમે કોણ છો ?

ગજલક્ષ્મીઃ-રાજન્ ! હુ તમારા ગજદલની અધિષ્ઠાત્રી દેવી છું. હમણા તમે દરિદ્રતાની પૂતળીને ખરીદી છે. જ્યાં દરિદ્રતા હોય ત્યાં હુ કદી રહેતી નથી, એટલે હું અહીથી જાઉં છું. જતાં પહેલાં તમને કહેવા માટે જ આવી છું.

રાજાઃ-( વિચારમાં પડતાં ) ભલે દેવી, તમારી ઇચ્છા. મારી કોઇ પણ યાચકને પાછો નહિ વાળવાની નામનાના સત્યને ખાતર મેં દરિદ્રતાને સ્વીકારી છે, અને દેવી, મને બીજી કોઇ પણ સંપત્તિ કરતાં સત્ય વધારે વ્હાલું છે. તમે પધારો. શરણાગત દરિદ્રતાનો પણ હું કોઇ પણ વસ્તુને ખાતર અનાદર નહિ કરૂ.

ગજલક્ષ્મીઃ-રાજન્, તમારૂં વ્રત તમને સુખ અને શાંતિ આપો ! હું જાઉં છું. ( જાય છે. રાજા ઊંઘી જાય છે )

(ઘડીમાં હયલક્ષ્મી એવી જ રીતે દર્શન આપે છે)

હયલક્ષ્મીઃ-રાજન્ ! જાગો છો ?

રાજાઃ-દેવી ! આપ વળી ક્યાંથી ?

હયલક્ષ્મીઃ-રાજન્ ! હું આપના હયદલની અધિષ્ઠાત્રી દેવી છું. આપે સ્વીકારેલી દરિદ્રતાની પૂતળી જ્યાં હોય ત્યાં હું રહી શકું નહિ, માટે હું આપની રજા લેવા આવી છું.

રાજાઃ-દેવી, તમે પણ પધારો. બીજું તો શું પણ ત્રિલોકની લક્ષ્મી માટે પણ હું શરણાગતનો અનાદર નહિ કરૂં. ભલે પછી તે દરિદ્રતાને ઠેકાણે અનંત યાતના હોય.

હયલક્ષ્મીઃ-રાજન્ ! આપનો આગ્રહ આપને મુબારક હો ! હું જઇશ. (જાય છે. રાજા મ્હોં ઉપર ઓઢી જાય છે)

(રાજલક્ષ્મી અદ્‌ભુત વસ્ત્રાલંકાર સહિત પ્રવેશ કરે છે)

રાજલક્ષ્મીઃ-(સ્વાગત) રાજા ઊંઘતા લાગે છે. આજે તો હું બધા જ દેવગણો સાથે એનો ત્યાગ કરૂં. મારા નિરંતર તિરસ્કાર માટે એને એજ ઘટે છે. દરિદ્રતાની સાથે મારે રહેવું ? બને જ કેમ ? (મોટેથી) રાજન્, વિક્રમાદિત્ય !

વિક્રમઃ-(મ્હો પરથી વસ્ત્ર ખસેડતાં જરા બેઠો થઇ):- દેવી, આપ કોણ વળી ?

રાજલક્ષ્મીઃ-રાજન્ ! હું આપની ગજલક્ષ્મી, દરિદ્રતાની સાથે રહેવાનું મારા સ્વભાવથી વિરુદ્ધ છે. આપે દરિદ્રતાને સંઘરી છે એટલે હવે આપની સાથે મારૂં સ્થાન નથી. હું રજા માગું છું.

વિક્રમઃ-ભલે પધારો દેવી ! ક્ષમા કરજો. આપ તો શું પણ આ ત્રણે લોકમાં કોઈ પણ શક્તિ નથી કે જે વિક્રમની કર્તવ્યપરાયણતા ભૂલાવી શકે. મારો જીવનરાહ તો હુંજ નક્કી કરવાનો. આપ સુખેથી પધારો. વિક્રમને કોઇએ ચલિત કીધો એમ કહેવાનો પ્રસંગ નહિ આવવાનો.

રાજલક્ષ્મીઃ-રાજન્, તમે ગમે તેમ માનો, પણ ગયા વિના મારો છૂટકોજ નથી. આપનું કલ્યાણ થાઓ ! (જાય છે.)

(રાજા પાછો સૂઈ જાય છે)

( ધૈર્ય, બલ, ઓજસ્ વગેરે દેહધારી દેવતાઓ પ્રવેશ કરે છે )

ધૈર્યઃ-રાજા તો ઊંઘે છે. આપણે શી રીતે રજા લેવી ?

બલ.-એ બત્રીશલક્ષણાની ઊંઘ એવી જ. હમણાં જાગશે.

(વિક્રમ જાગૃત થતો દેખાય છે અને આજુબાજુ જુએ છે ને ઉભેલ દેવતાઓ એની નજરે પડે છે. જરા બેઠો થાય છે,)

વિક્રમઃ—અહો મહાનુભાવો ! આપ કોણ છો ?

ઓજમ્ઃ—રાજન્ ! અમે આપના સદ્ગુણોના અધિષ્ઠાતા છીએ. હું ઓજમ્, આ બલ, અને આ ધૈર્ય છે. આપે હમણાં દરિદ્રતાનો સ્વીકાર કર્યો છે, એટલે દરિદ્રતા હોય તો અમારે રહેવું બહુ મુશ્કેલ પડે છે. માટે અમે બીજું સ્થળ શોધી કાઢીશું. આપની પાસેથી રજા માગવા અમે આવ્યા છીએ.

વિક્રમઃ—એટલું જ કે ? આપ સર્વ સુખેથી જઈ શકો છો. મારે શરણે શોધતી દરિદ્રતા આવે, અને એને હું સંઘરૂં એ આપને ન રૂચે તો હું લાચાર છું. આપને પ્રસન્ન રાખવા ખાતર હું શરણાગતનો ત્યાગ તો નહિ જ કરૂં. આપ સર્વ ભલે પધારો.

ધૈર્યઃ—રાજન્ ! આપના ઉપર તો અમે પ્રસન્ન છીએ જ, પણ ઉપરનું કારણ અમને નડે છે. અમે જઈશું. આપ સુખ અને શાન્તિને હમેશ અનુભવતા રહો એવો અમારો આશીર્વાદ છે. (ત્રણે જાય છે. રાજા સૂઈ જાય છે)

( ઘડીમાં રાજાનું સત્ત્વ દેહધારી દેવસ્વરૂપે પ્રવેશ કરે છે )

સત્ત્વઃ—અહો ! આ રાજા ઊંઘમાં પણ કેટલો પ્રતાપી લાગે છે. એનો ત્યાગ ! આ જરા પણ ઠીક નથી થતું. પણ, પણ......એ બધાંનો આગ્રહ છે, પછી શો ઉપાય ? (મોટેથી) રાજન્ વિક્રમાદિત્ય !

રાજાઃ—( વળી જાગી જાય છે. અરધો બેઠો થઈ ) અહો, આપ વળી કોણ ? અત્યારે સેવકનું શું કામ પડયું ?

સત્ત્વઃ—રાજન્ ! હમણાં આપે એક દરિદ્રતાની પૂતળીને અહીં વસાવી છે. દરિદ્રતાની સાથે શુભ ગુણોનું રહેવું અસંભવિત મનાય છે. એટલે શુભ ગુણો સાથે હું પણ આપની રજા માંગું છું. હું આપના સત્ત્વનો અધિષ્ઠાતા દેવ છું. મારે પણ જવું જોઇએ ના ?

(વિક્રમ ઉભો થઇ જાય છે અને તરવાર ખેંચતો સત્ત્વ ઉપર તૂટી પડે છે. એને ભૂમિ પર પછાડી દઈ ઉપર ચડી બેસે છે. )

વિક્રમઃ—જો તું મારા સત્ત્વનો દેવ હો તો તને હું કોઇ પણ રીતે જવા દેવાનો નથી. બીજા ગુણોનું ગમે તે થાય, પણ હું સત્ત્વને નહિ છોડું. સત્ત્વના સંરક્ષણાર્થે જ મેં દરિદ્રતાને પણ સ્વીકારી છે.

(સત્ત્વ નીચેથી બળ કરી રાજાને ઉથલાવી નાંખે છે. રાજા ફરીથી તેની સાથે ભીડાવા જાય છે.)

સત્ત્વઃ—રાજન્ ! આકળો ન થા. હું તારા ઉપર પ્રસન્ન થયો છું. હું તને છોડી જવાનો જ નથી. તારા જેવા મહાનુભાવને હું કેમજ ત્યાગી શકું ? વિક્રમનું સત્ત્વ તો નિરંતર વિક્રમ સાથે જ રહેશે.

(અદશ્ય થાય છે. રાજા સૂઈ જાય છે.)

( ૪ )

( સ્થળ—મ્હેલ બહારનું ચોગાન. )

( હયલક્ષ્મી, ગજલક્ષ્મી, રાજલક્ષ્મી, ધૈર્ય, બલ, ઓજસ્ વગેરે દેવતાઓ ભેગા થયા છે. તેઓ સત્ત્વના આવવાની રાહ જુએ છે.)

રાજલક્ષ્મીઃ—કેમ એને વિલંબ થયો ?

ધૈર્યઃ—આ રાજા જબરો છે. એણે સત્ત્વને રોકી રાખ્યો તો નહિ હોય ?

બલઃ—તો તો આપણામાં ભંગાણ પડે.

( મ્હેલમાંથી સંભળાય છે. સત્ત્વનો અવાજ લાગે છે.)

તમે સૌ સુખેથી જવું હોય ત્યાં જાઓ ! હું એ અપ્રતિમ બલનિધાન, પરદુઃખભંજન મહાવીરને છોડીને નહિ આવી શકું.

રાજલક્ષ્મીઃ—આ તો સત્ત્વનો જ અવાજ ! શું એણે દગો દીધો આપણને ? તો ભલે એ રહ્યો એકલો અહીં. ચાલો, આપણે સૌ જઇએ.

ઓજસ્‌ઃ—એમ કેમ બને ? હું સત્ત્વ હોય ત્યાંજ રહેવાનું પસંદ કરું છું. સત્ત્વ રહેશે તો હું પણ અહીં જ રહેવાનો.

બલ અને ધૈર્યઃ—અને અમે પણ સત્ત્વને છોડી બીજે જવાનું નહિ જ સ્વીકારીએ. સત્ત્વ તો અમારું ખરું રક્ષણ કરે છે ઘણીવાર.

દયલક્ષ્મી અને ગજલક્ષ્મીઃ—તો પછી અમારે પણ જઇને શું કરવું છે ? અમે યે પાછી આવીશું.

રાજલક્ષ્મીઃ—(ખિન્નતાથી) બસ કે ? આટલો જ તમારો નિશ્ચય કે ? તમને દરિદ્રતાની સાથે રહેવાની પણ સૂગ નથી ? વિચાર તો કરો !

ધૈર્યઃ—પણ જો દરિદ્રતાની સાથે સત્ત્વ રહેવાનું પસંદ કરે તો પછી અમારે એની પાછળ તણાવું જ પડે છે. દેવી ! તમારે જવું હોય તો સુખેથી જાઓને !

રાજલક્ષ્મીઃ—હું એકલી ક્યાં જાઉં ? મારે પણ એ પરોપકારના અભિમાની રાજાની લાતો ખાવા પાછા આવવાનુંજ રહ્યું. મને તો એ હમેશ દરિદ્રોને ઘેર નાચવા મોકલવામાં જ ગૌરવ માને છે. હમેશ મને ગમે ત્યાં ફેંકે છે, છતાં હું એને છોડી જવાનો ઉપાય શોધી શકતી નથી. દરિદ્રતાની સાથે પણ એણે મને રહેવાની ફરજ પાડી. હરી, ઇશ્વરેચ્છા ! ચાલો સૌ પાછાં.

( સૌ જાય છે. )



# અંગ્રેજ વિદ્યાર્થી અને ગુરૂકુળના બ્રહ્મચારી



## [ આરોગ્યવિષયક તુલનાત્મક ચિકિત્સા ]

*

[ લેખક—પં. ભદ્રસેન ]

**ભારતીય** પ્રજા માનસિક ગુલામીમાં સબડતી હોવા છતાં, શ્રીમંતો અને રાજવીઓની બીનસરકારી સંસ્થાઓ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ હોવા છતાં, અને કલુષિત સામાજિક જીવન જીવતી વ્યક્તિઓનો પ્રબળ વિરોધ છતાં, સ્વામી શ્રદ્ધાનંદની પદ્ધતિને અનુસરતી શિક્ષણ સંસ્થાઓએ, ધાર્મિક, સાંસ્કારિક અને રાષ્ટ્રીય ક્ષેત્રમાં જે સફળતા પ્રાપ્ત કરી છે તે ખરેખર આશ્ચર્યકારક અને સ્વયંસિદ્ધ ઘટના છે. આ સફળતાનું પ્રતિપાદન કરવાનું કાર્ય, સૂર્યને દીપકથી બતાવવા જેવું થઇ પડશે. બ્રહ્મચર્ય અને શિક્ષણનો અભાવ તેમજ ગરીબાઇથી પીડાતી ભારતીય જનતાનો વિચાર કરતાં, બાળકોના ચારિત્ર્ય-ઘડતર તેમજ માનસિક અને શારીરિક વિકાસની દૃષ્ટિએ પણ આ સંસ્થાઓનું કાર્ય અતિ પ્રશંસાપાત્ર ગણી શકાય. લાંબીચોડી દલીલો અને પ્રમાણો રજુ કરી ઉપરના કથનને પૂરવાર કરી બતાવવા

પૂરતો આ લેખનો હેતુ નથી જ્યાં, શારીરિક ઉન્નતિના એક અંગ તરીકે, એક પ્રત્યક્ષ ઉદાહરણ દ્વારા આવી ઉપેક્ષિત સંસ્થાઓ પ્રત્યે વાચકોનું ખાસ લક્ષ દોરવા હું ઇચ્છું છું.

સરકારની બિલકુલ મદદ સિવાય માત્ર પ્રજાના સહકાર અને પ્રબંધથી આવી સંસ્થાઓ કેવાં સુપરિણામો મેળવી શકે છે તે વિચારશીલ વાચકો આ ઉપરથી સ્પષ્ટપણે સમજી શકશે.

છેલ્લા કેટલાક માસ દરમ્યાન, કરનાળ જીલ્લાના કુરૂક્ષેત્ર નામના સુપ્રસિદ્ધ ગુરૂકુળના સંસર્ગમાં આવવાનું અહોભાગ્ય મને મળ્યું છે. આ નાનકડી, સુંદર અને સુવ્યવસ્થિત સંસ્થાની સ્થાપના આજથી ચોવીસ વર્ષ પહેલાં, સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજીના શુભ હસ્તે કરવામાં આવી હતી. આ સંસ્થા કુરૂક્ષેત્રના પ્રસિદ્ધ તળાવથી લગભગ ૭ ફર્લાંગ જેટલે દૂર આવેલી છે. એક દિવસ મારા અભ્યાસ-ખંડમાં બેઠો બેઠો હું, પરદેશી વિદ્યાર્થીઓના શારીરિક માપ અને વજનના આંકડાઓનો અભ્યાસ કરી રહ્યો હતો. ડૉ. ટક્ફર્ડ અને ડૉ. ગેસે ઇંગ્લાંડના વિદ્યાર્થીઓના માપ અને તોલ સંબંધી મેળવેલા આંકડાઓ મારી દૃષ્ટિએ પડ્યા એટલે સ્વાભાવિક રીતે મને ગુરૂકુળના બ્રહ્મચારીઓના માપતોલના આંકડાઓ સાથે એ આંકડાઓની સરખામણી કરવાની વિચારણા સૂઝી. સામાન્ય રીતે સરકારી શાળાઓના વિદ્યાર્થીઓ સંબંધેનો વારંવાર જે આરોગ્યવિષયક અહેવાલ બહાર પડે છે તે અત્યંત નિરાશાજનક હોય છે એની સૌ કોઇની ખાત્રી છે. એટલે ગુરૂકુળો અને સ્વતંત્ર સંસ્થાઓ તરફથી એમ કહેવામાં આવે છે કે સરકારી શાળાઓ કરતાં અમારી સંસ્થાઓનું સ્વાસ્થ્ય સરસ હોવું જોઇએ, પણ ગુરૂકુળના રજીસ્ટર્ડ અને રેકર્ડ પરના આંકડાઓની સાથે પરદેશી વિદ્યાર્થીઓના આંકડાની સરખામણી કરતાં ઇંગ્લાંડ જેવા સ્વતંત્ર, સાધન સંપન્ન અને ઠંડા મુલકના વિદ્યાર્થીઓના માપ-તોલના આંકડા ખૂબ અસંતોષકારક લાગ્યા ત્યારે મને ખૂબ આશ્ચર્ય થયું. વાચકોને માહિતી મળે એ માટે, ૭ વર્ષ સુધીના વિદ્યાર્થીઓના માપતોલના આંકડાઓ તુલનાત્મક રૂપમાં નીચે મુજબ રજુ કરૂં છું.

| ઉંમર (વર્ષ) | ઉંચાઇ (સેંટીમીટર) | | વજન (કિલોગ્રામ) | |
|---|---|---|---|---|
| | ગુરૂકુળ | ઇંગ્લેંડ | ગુરૂકુળ | ઇંગ્લેંડ |
| ૬ | ૧૧૨ | ૧૦૬ | ૧૭ | ૧૮ |
| ૭ | ૧૧૬ | ૧૧૦ | ૨૧ | ૨૦ |
| ૮ | ૧૨૧ | ૧૧૭ | ૨૩ | ૨૨ |
| ૯ | ૧૨૬ | ૧૨૨ | ૨૪ | ૨૪ |
| ૧૦ | ૧૩૦ | ૧૨૭ | ૨૬ | ૨૬ |
| ૧૧ | ૧૩૨ | ૧૩૧ | ૨૮ | ૨૭ |
| ૧૨ | ૧૪૧ | ૧૩૭ | ૩૨ | ૩૧ |
| ૧૩ | ૧૪૫ | ૧૪૧ | ૩૮ | ૩૪ |
| ૧૪ | ૧૪૭ | ૧૪૬ | ૩૯ | ૩૭ |

આ ગુરૂકુલમાં પ્રથમ આઠ શ્રેણીઓનું શિક્ષણ આપવામાં આવે છે. ત્યારપછી બ્રહ્મચારીઓને કાંગડી ગુરૂકુલમાં મોકલવામાં આવે છે.

ગુરૂકુળમાં દાખલ થતી વખતે મોટે ભાગે બાળકોનો શારીરિક વિકાસ સંતોષકારક નહિ હોવાનાં અનેક કારણો છે. આ કારણો પૈકી બાળઉછેર અને પાલનપોષણ સંબંધે માતાપિતાનું અજ્ઞાન, દરિદ્રતાને પરિણામે સાધનોનો અભાવ અને આજીવિકા મેળવવાના નનતોડ પ્રયાસને અંગે બાળકો પ્રત્યે રાખવી જોઇતી કાળજી માટે નહિ મળતી ફુરસદને મુખ્ય ગણાવી શકાય. સાથે સાથે કમનસીબની વાત એ છે કે આખાયે પંજાબની અંદર કરનાળ જીલ્લામાં મેલેરીયાનો સખ્ત ઉપદ્રવ છે. આવા વિપરીત સંયોગોમાં પણ શારીરિક વિકાસની આ સફળતા કેવાં સુંદર પરિણામોની આગાહી સૂચવે છે! સંસ્થાના અનેક પરિચિત મિત્રો એવી દલીલ કરે છે કે મેલેરીયાની ઋતુમાં

બ્રહ્મચારીઓને આરોગ્યદાયી સ્થળો જેવાં કે પહાડો અને ટેકરીઓ પર લઇ જવાથી તેમજ તાજાં ફળો, શાકભાજી, ચોકખું દૂધ અને પથ્ય ખોરાક છૂટથી અપાતાં હોવાથી આવી શારીરિક સફળતા પ્રાપ્ત થઇ શકી છે. ક્ષણભર પ્રસ્તુત દલીલને સંસ્થાના ગૌરવ તરીકે માની લઈએ, તો પણ એ બધી પરિસ્થિતિને હું સહાયભૂત કારણ જ માનું છુ અને બ્રહ્મચારીઓના નિયમિત અને પવિત્ર જીવનને અતિ મહત્ત્વ આપુ છું. ચોવીસે કલાક સસ્થાના યોગ્ય સંચાલકોની દેખરેખ નીચે રહ્યા રહ્યા ભોજન, વ્યાયામ, રમતગમત અને સ્વાધ્યાયમાં અહોનિશ કર્તવ્યનિષ્ટ અને સંપૂર્ણ નિયમિતતા જાળવનાર વિદ્યાર્થીના કાર્યક્રમનો જીવન અને શારીરિક તેમજ માનસિક વિકાસ પર એટલો પ્રભાવ પડે છે કે જેનો ખ્યાલ સ્થૂળ દૃષ્ટિએ નિરીક્ષણ કર્યા પછી ભાગ્યેજ આવે! ઉપરાંત શયનથી શરૂ કરીને શૌચ સુધીની ઝીણી ઝીણી બાબતોમાં આરોગ્યના સામાન્ય નિયમોનું સ્વાભાવિક દૃષ્ટિએ જે પાલન કરવામાં આવે છે તે પણ અતિ કિંમતી અને મહત્ત્વનું ગણાવી શકાય. ઘેર અથવા બીજા કોઇ સ્થળે આ નિયમોનું સ્વાભાવિક પાલન અસંભવિત નહિ પણ કઠણ તો જરૂર ગણી શકાય. આ બાબતનું સમર્થન કરવા માટે હું કાર્યકારણની દલીલમાં ઉતરવા ઇચ્છતો નથી. પણ એટલું તો જરૂર કહીશ કે આજે એ સમય આવી પહોંચ્યો છે કે જનતાએ પોતાની માનસિક ગુલામી મનોદશાને ફગાવી દઇને, આવી પ્રગતિશીલ સંસ્થા પર સંપૂર્ણ લક્ષ્ય આપવું જોઇએ. પોતાનાં બાળકોની માનસિક સ્વતંત્રતા, શારીરિક વિકાસ અને ચારિત્ર્ય એ સર્વ સદ્‌ગુણોને જોખમમાં મૂકવા તેમજ નોકરીની આશામાં હજારો રૂપિયાનો ખર્ચ કરવો તે ધનનો અપવ્યય છે એટલુંજ નહિ પણ રાષ્ટ્રના ભાવિ નાગરિકો પ્રત્યેનો ઘોર અન્યાય પણ છે. સરકારી શિક્ષણસંસ્થાઓમાં ઉચ્ચ શિક્ષણની પ્રાપ્તિ પાછળ પાંચ–દસ હજાર રૂપિયા જેટલી મોટી રકમનો વ્યય કરવામાં આવે છે છતાં, તેને એક સામાન્ય બાબત ગણવામાં આવે છે. અને એવડી મોટી રકમનો ઉચ્ચ શિક્ષણ પાછળ વ્યય કર્યા પછી પણ પરિણામ શૂન્ય આવે છે. આ વસ્તુનો, સર પી. સી. રોયે પોતાના શિક્ષણવિષયક પ્રસિદ્ધ લેખ દ્વારા સારો ઘટસ્ફોટ કર્યો છે. ઉપર બતાવેલી મોટી રકમમાંથી, બાળકોનાં ઉચ્ચ જીવન માટે ગુરૂકુળનાં આદર્શ શિક્ષણનો સારો એવો લાભ ઉઠાવવા માટે અઢી–ત્રણ હજાર રૂપિયા ખરચવામાં આવે અને શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી બાકીની રકમ વિદ્યાર્થીને, પોતાની રૂચિ અનુસાર વ્યાપાર કે કોઈ વ્યવસાય કરવા માટે સોંપવામાં આવે અથવા તો કોઇપણ એક વિષયનું ઉચ્ચ શિક્ષણ મેળવવા પાછળ એ રકમનો ઉપયોગ કરવામાં આવે તો એ વ્યય અતિ લાભપ્રદ બને એમ માની શકાય; કારણકે પોતાની રસવૃત્તિને પોષનાર એક વિષયનું શાસ્ત્રીય અને તર્કસ્પર્શી શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી એ વિદ્યાર્થી એક આદર્શ નાગરિક તરીકે પોતાની જાતિ અને દેશની સારામાં સારી સેવા કરવા બદલ એ શિક્ષણનો યોગ્ય ઉપયોગ કરશે.

❀ ❀ ❀

એકમની માફક સર્વ સામાન્ય દૃષ્ટિથી ચાલતો હોય છે. વ્યાયામના નાના-મોટા પ્રકારોમાંથી નાની મોટી ઉંમરનાથી મોટી ઉંમરના તમામ વિદ્યાર્થીઓને પસાર થવાનું હોય છે. આજનો આપણો વ્યાયામનો ક્રમ વ્યાયામશાસ્ત્રીને નજર આગળ રાખીને રચવામાં આવે છે. આપણી સામાન્ય ગરીબાઇને લક્ષ્યમાં રાખીને એ ક્રમ રચાવો જોઇએ એવું મારૂં માનવુ છે. અખાડામાં વ્યાયામની તાલીમ લેવા આવનાર જુવાનોને વયની દૃષ્ટિથી વિભાગી નાખવાને બદલે તેમને મળતા ખોરાકની દૃષ્ટિથી પણ વિભાગ પાડવામાં આવે તો કદાચ આપણે વધારે સારૂં પરિણામ દેખાડી શકીએ. અખાડામાં શીખવા આવના દરેક જુવાનને એક સરખો ખોરાક નથી મળતો હોતો. મોટો ભાગ ગરીબ વર્ગમાંથી આવતો હોય છે; થોડોક ભાગ મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે, તેથીયે થોડો ભાગ ઉચ્ચ-મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે અને બહુ જ થોડો ભાગ પૈસાદાર વર્ગમાંથી આવતો હોય છે. આ તમામ વર્ગના વિદ્યાર્થીઓને એક જ ક્રમ ઉપર ચલાવવા, એ યોગ્ય નથી. જે વર્ગને વ્યાયામના પરિણામે જાગેલી શારીરિક ભૂખને સંતોષવાનાં પૂરતાં સાધનો ન હોય, તે વર્ગ માટે એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને તાલીમનો ક્રમ ઘડાવો જોઇએ. આજે કેટલીક વ્યાયામશાળાઓમાં દૂધ આપવાનો પ્રબંધ કરવામાં આવે છે, તે સારી વાત છે; પરંતુ શરીરના વ્યાયામને અને ખાવાના ખોરાકને શરીર-વિકાસ પૂરતો ઘણો નિકટનો સંબંધ હોય છે, તે ભૂલી જવું જોઇએ નહિ. ખોરાક-વિજ્ઞાનની દૃષ્ટિએ આપણી વ્યાયામશાળાઓમાં વ્યાયામનો ક્રમ રચવાની શરૂઆત ક્યાંક ક્યાંક થવા માંડી છે, તે પણ આપણા માટે શુભ ચિહ્ન ગણાય.

આજના શિક્ષણક્રમને નજર આગળ રાખીને જોઇએ તો તે દિશામાં પણ વ્યાયામશાળાઓ જુવાન શરીરને ઘણી મદદ કરી શકે તેમ છે. આજના શિક્ષણનો અભ્યાસક્રમ અને આજની શિક્ષણપદ્ધતિ, ભણનાર વિદ્યાર્થીના શરીરને છેક જ નીચોવી નાખે છે, તેમ કહીએ તો ખોટું નથી. સાંજે શાળાના ભણતરમાંથી છૂટતો વિદ્યાર્થી મનની સાથે જ શરીરને પણ કોથળા જેવું લઇને બ્હાર આવતો હોય છે. આ વિદ્યાર્થીને લક્ષમાં રાખીને વ્યાયામશાળાનો સાંજનો ક્રમ ગોઠવાય, તે પણ ઘણુ જરૂરનું છે. સાંજ ટાણે વ્યાયામશાળાઓમાં રમતો રમાડવાનું કામ શરૂ થઈ ચૂક્યું છે; છતાંય માનસિક થાક પછી કઈ રમતો મનને બહેલાવનારી હોય અને કઈ રમતોના પરિણામે શરીર એવું સ્ફૂર્તિવાળું થાય છે તેવો, મનની ક્રિયાઓ કરવામાં જોશ મળે તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણી વ્યાયામશાળાઓએ ઊભો કરવાનો રહે છે. થાકેલુ મન શરીરને બીજી જ ઘડીએ શ્રમ ચઢે તેવું કામ કરવાની ના કહેતું હોય છે. ભારે વ્યાયામ માટેનો તે કાળ નથી હોતો. તેવે વખતે તો શરીરમાં ધીમે ધીમે સ્ફૂર્તિ આવવા માંડે, શરીર અને મનના રસો એક થાય અને રમતો દ્વારા શરીરના અંગે અંગ ઉપર થતી અસર, માનસિક થાક વિસરાવી દે, તેવી રમતો વિદ્યાર્થીઓ પાસે રમાડાવવી જોઇએ. આજે આપણી પાસે દેશી, પરદેશી રમતોનો મોટો ઢગલો પડ્યો છે. મનનો થાક ઉતારવા માટે અને શરીરમાં સ્ફૂર્તિ લાવવા માટે કઈ રમતો વધારે યોગ્ય છે, તેનો નિર્ણય આપણો કિશોર કે કુમાર કરી શકે તેમ નથી. અખાડામાં આવીને હાથમાં આવે તે રમત લઈ લે, અથવા તો, મિત્રોનું ટોળું રમતું હોય તેમાં દાખલ થઇ જાય, તેના કરતાં વિદ્યાર્થીની અભ્યાસના ધોરણ વાર નોંધ રાખીને તેનાં મન તથા શરીરને અનુકૂળ હોય તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણા અખાડાઓ યોજે, તે વધારે ઉપકારક થઈ પડે તેમ છે. શાળાની અંદર કચરાઇ જતાં શરીર અને મનને એ કચરનારાં તત્ત્વોનો સામનો કરવા જેટલું બળ આ સાંજની રમતોએ વિદ્યાર્થીને આપવું જોઇએ. ચોક્કસ ઘરેડવાળી પરિસ્થિતિએ શિક્ષણક્રમને રોગી બનાવી દીધો છે. એ રોગમાંથી છોડાવી લેવા જેવી આપણી સ્થિતિ ન હોય તો તેનો સામનો કરી શકે તેવાં તત્ત્વો દાખલ કરીને આપણા અખાડાઓ વિદ્યાર્થીના અભ્યાસ-કામમાં એને ઘણી કિંમતી મદદ કરી શકે તેમ છે.

છેવટે મોટે ભાગે નિરાશારૂપ પોકળતા જ આવે છે.

વસ્તુતઃ સૌંદર્યની મૂડી ઉપર ગણત્રીમાં લઇ શકાય તેવું વ્યાજ પણ મળતું નથી. જે મળે છે તેની ઉપર ભારે કર આપવો પડે છે. જે પેઢી પર તે મૂડી જમા રાખી હોય છે, તે પેઢી જ ક્યારે ખૂડશે તેનો કશો નિયમ હોતો નથી. કેવળ સુરક્ષિત એવી કોઈપણ જામીનગીરીમાં એ સૌંદર્યમૂડી રોકી શકાતી નથી. સાદું રૂપ એ જ એકંદરે આીને સૌંદર્ય કરતાં વધારે હિતકારક અને ઓછું ભયપ્રદ છે.

[ ઉર્સુલા બ્લૂકના *Debits and Credits of Beauty* એ લેખ ઉપરથી ]



# આપણાં શરીરો



[ લેખક . શ્રી. હરભાઈ ]



આપણાં શરીરોની બાબતમાં આજકાલ ઘણા વિચારો થઈ રહ્યા છે. વ્યાયામશાળાઓ આવા વિચારોનું કેન્દ્ર બને છે, તે હર્ષની વાત છે. શરીરોનો કેવળ સ્થૂળ દૃષ્ટિથી વિચાર કરવામાં આવતો હતો, ત્યારે અખાડામાંથી શરીરના મલ્લો પાકતા હતા; પરંતુ શરીરના મલ્લોની માફક જ તેમનાં મન, બુદ્ધિ વિગેરે પણ જાડાં જ રહેતાં. આજે આ પરિસ્થિતિમાં બહુ ફેરફાર થયો નથી, તોપણ દૃષ્ટિ–બિન્દુ બદલાઇ ગયું છે. અને આપણી વ્યાયામશાળાઓ યુવાનોના અવગણાયેલા શરીર-વિકાસને નજર આગળ રાખી પોતાનું કામ કરે છે. નવા યુગની વ્યાયામશાળાઓમાં શરીરને જાડું બનાવવાના નહિ, પરંતુ તંદુરસ્ત અને રોગોનો સામનો કરે તેવું બનાવવાના પ્રયત્નો થાય છે. આ વ્યાયામશાળા જુવાનોના માનસિક વિકાસને પણ ધ્યાનમાં રાખે છે. આજના યુગનું આ શુભ ચિહ્ન છે. એટલા માટે જ આવી વ્યાયામશાળાઓમાં નવીનતા જળવાઈ રહે છે; અને એટલા માટે જ આવી વ્યાયામશાળાઓ આવકારદાયક છે. આ નવીન દૃષ્ટિબિન્દુને ધ્યાનમાં રાખીને આપણા શરીરોનો વિચાર કરવા હું ધારું છું.

પહેલાં તો આપણા શરીરને સ્થૂળ દૃષ્ટિથી જોઇએ. આજના આપણા જુવાનોનાં શરીરો ઉપર નજર નાંખતાં પણ શરમ આવે એવાં હોય છે. આપણી ગરીબાઇ, આપણી અનારોગ્ય સામાજિક સ્થિતિ, અને ઘણે અંશે આપણી આજની કેળવણીની પદ્ધતિ આ પરિસ્થિતિને માટે જવાબદાર છે. આપણી ગરીબાઇ ટાળવી એ વ્યાયામશાળાઓની મર્યાદા બહારનો વિષય છે. આપણી શિક્ષણ–પદ્ધતિમાં ફેરફાર કરી શકાય તેવું વ્યાયામશાળા કાંઇ ન કરી શકે. માત્ર આપણી અનારોગ્ય પરિસ્થિતિને જેટલે અંશે અટકાવી શકાય, તેટલે અંશે અટકાવવાનો પ્રયાસ વ્યાયામશાળાનો યુવાન અવશ્ય કરી શકે. આપણી ગરીબાઇએ આપણા જુવાનના શરીરને કાંતી નાખ્યું છે. ઊછરતા શરીરને જોઇએ તેટલું પોષણ મળી શકે તેવો ખોરાક મોટા ભાગની પ્રજાને મળતો નથી. દૂધ ઘીની વાતને અળગ રાખીએ તોપણ, વિકાસ પામતું શરીર વિકાસ માટે જે જે તત્ત્વો ઝંખતું હોય છે, તે તે તત્ત્વો યોગ્ય પ્રમાણમાં મળી શકે તેવું વૈજ્ઞાનિક ખોરાકનું ધોરણ આપણે જાળવી શકીએ તેમ નથી. આપણી વ્યાયામશાળાઓમાં જે પ્રકારની કસરતો કરાવવામાં આવે છે, તે કસરતોનો ઘણોખરો ભાગ નક્કી કરેલા

એકમની માફક સર્વ સામાન્ય દૃષ્ટિથી ચાલતો હોય છે. વ્યાયામના નાના-મોટા પ્રકારોમાંથી નાની મોટી ઉમરનાથી મોટી ઉંમરના તમામ વિદ્યાર્થીઓને પસાર થવાનું હોય છે. આજનો આપણો વ્યાયામનો ક્રમ વ્યાયામશાસ્ત્રીને નજર આગળ ગણીને રચવામાં આવે છે. આપણી સામાન્ય ગરીબાઇને લક્ષ્યમાં ગણીને એ ક્રમ રચાવો જોઇએ એવું મારૂં માનવુ છે. અખાડામાં વ્યાયામની તાલીમ લેવા આવનાર જુવાનોને વયની દૃષ્ટિથી વિભાગી નાખવાને બદલે તેમને મળતા ખોરાકની દૃષ્ટિથી પણ વિભાગ પાડવામાં આવે તો કદાચ આપણે વધારે સારૂં પરિણામ દેખાડી શકીએ. અખાડામાં શીખવા આવતા દરેક જુવાનને એક સરખો ખોરાક નથી મળતો હોતો. મોટો ભાગ ગરીબ વર્ગમાંથી આવતો હોય છે; થોડોક ભાગ મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે; તેથીયે થોડો ભાગ ઉચ્ચ-મધ્યમ વર્ગમાંથી આવતો હોય છે અને બહુ જ થોડો ભાગ પૈસાદાર વર્ગમાંથી આવતો હોય છે. આ તમામ વર્ગના વિદ્યાર્થીઓને એક જ ક્રમ ઉપર ચલાવવા, એ યોગ્ય નથી. જે વર્ગને વ્યાયામના પરિણામે જાગેલી શારીરિક ભૂખને સંતોષવાનાં પૂરતાં સાધનો ન હોય, તે વર્ગ માટે એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને તાલીમનો ક્રમ ઘડાવો જોઇએ. આજે કેટલીક વ્યાયામશાળાઓમાં દૂધ આપવાનો પ્રબંધ કરવામાં આવે છે, તે સારી વાત છે; પરંતુ શરીરના વ્યાયામને અને ખાવાના ખોરાકને શરીરવિકાસ પૂરતો ઘણો નિકટનો સંબંધ હોય છે, તે ભૂલી જવું જોઇએ નહિ. ખોરાક-વિજ્ઞાનની દૃષ્ટિએ આપણી વ્યાયામશાળાઓમાં વ્યાયામનો ક્રમ રચવાની શરૂઆત ક્યાંક ક્યાંક થવા માંડી છે, તે પણ આપણા માટે શુભ ચિહ્ન ગણાય.

આજના શિક્ષણક્રમને નજર આગળ રાખીને જોઇએ તો તે દિશામાં પણ વ્યાયામશાળાઓ જુવાન શરીરને ઘણી મદદ કરી શકે તેમ છે. આજના શિક્ષણનો અભ્યાસક્રમ અને આજની શિક્ષણપદ્ધતિ, ભણનાર વિદ્યાર્થીના શરીરને છેક જ નીચોવી નાખે છે, તેમ કહીએ તો ખોટું નથી. સાંજે શાળાના ભણતરમાંથી છૂટતો વિદ્યાર્થી મનની સાથે જ શરીરને પણ કોથળા જેવું લઇને બ્હાર આવતો હોય છે. આ વિદ્યાર્થીને લક્ષમાં રાખીને વ્યાયામશાળાનો સાંજનો ક્રમ ગોઠવાય, તે પણ ઘણું જરૂરનું છે. સાંજ ટાણે વ્યાયામશાળાઓમાં રમતો રમાડવાનું કામ શરૂ થઈ ચૂક્યું છે; છતાંય માનસિક થાક પછી કઈ રમતો મનને બહેલાવનારી હોય અને કઈ રમતોના પરિણામે શરીર એવું સ્ફૂર્તિવાળું થાય છે તેવો, મનની ક્રિયાઓ કરવામાં જોશ મળે તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણી વ્યાયામશાળાઓએ ઊભો કરવાનો રહે છે. થાકેલુ મન શરીરને બીજી જ ઘડીએ શ્રમ ચઢે તેવું કામ કરવાની ના કહેતું હોય છે. ભારે વ્યાયામ માટેનો તે કાળ નથી હોતો. તેવે વખતે તો શરીરમાં ધીમે ધીમે સ્ફૂર્તિ આવવા માંડે, શરીર અને મનના રસો એક થાય અને રમતો દ્વારા શરીરના અંગે અંગ ઉપર થતી અસર, માનસિક થાક વિસરાવી દે, તેવી રમતો વિદ્યાર્થીઓ પાસે રમાડાવવી જોઇએ. આજે આપણી પાસે દેશી, પરદેશી રમતોનો મોટો ઢગલો પડ્યો છે. મનનો થાક ઉતારવા માટે અને શરીરમાં સ્ફૂર્તિ લાવવા માટે કઈ રમતો વધારે યોગ્ય છે, તેનો નિર્ણય આપણો કિશોર કે કુમાર કરી શકે તેમ નથી. અખાડામાં આવીને હાથમાં આવે તે રમત લઈ લે, અથવા તો, મિત્રોનું ટોળું રમતું હોય તેમાં દાખલ થઇ જાય, તેના કરતાં વિદ્યાર્થીની અભ્યાસના ધોરણ વાર નોંધ રાખીને તેનાં મન તથા શરીરને અનુકૂળ હોય તેવી રમતોનો શાસ્ત્રીય ક્રમ આપણા અખાડાઓ યોજે, તે વધારે ઉપકારક થઈ પડે તેમ છે. શાળાની અંદર કચરાઇ જતાં શરીર અને મનને એ કચરનારાં તત્ત્વોનો સામનો કરવા જેટલું બળ આ સાંજની રમતોએ વિદ્યાર્થીને આપવું જોઇએ. ચોક્કસ ઘરેડવાળી પરિસ્થિતિએ શિક્ષણક્રમને રોગી બનાવી દીધો છે. એ રોગમાંથી છોડાવી લેવા જેવી આપણી સ્થિતિ ન હોય તો તેનો સામનો કરી શકે તેવાં તત્ત્વો દાખલ કરીને આપણા અખાડાઓ વિદ્યાર્થીના અભ્યાસ-કામમાં એને ઘણી કિંમતી મદદ કરી શકે તેમ છે

૧

અને આપણી સમાજની અનારોગ્ય સ્થિતિ સંબંધે કહેવા બેસીએ તો પાર આવે તેમ નથી. મને તો હંમેશાં લાગ્યા કર્યું છે કે આપણા સમાજમાં જીવનના સામાન્ય આરોગ્ય પરત્વે જે દુર્લક્ષ દેખાય છે, તે દુર્લક્ષ ટાળવાનું કામ આપણા અખાડાના વિદ્યાર્થીઓ સારી રીતે કરી શકે. ભગવાન સવિતાનારાયણની આપણા દેશ ઉપર કૃપા ન હોત તો કેવળ અજ્ઞાન અને બેદરકારીને લીધે આપણે ક્યારના નાબુદ થઈ ગયા હોત. આપણી પ્રજા એવી ખરાબ રીતે જીવતાં શીખી ગઈ છે કે હાથે કરીને જ રોગો વહોરી લે. અખાડામાં તાલીમ લેવા આવનાર વિદ્યાર્થી શરીરના કચરાને દૂર કેમ રાખવો, તેનું શિક્ષણ અવસ્ય લેતો હોય છે. શાસ્ત્રીય વ્યાયામો દ્વારા એ ફેફસાંને શુદ્ધ હવા આપે છે, હૃદયના શુદ્ધીકરણના કાર્યમાં હમેશાં એ જાગ્રત રહે છે: અને પેટ તથા આંતરડાંને, નિયમિત કામ કરતાં બનાવીને સામાન્ય તંદુરસ્તી જાળવી રાખે છે. આવો વિદ્યાર્થી સમાજનાં ફેફસાંને, સમાજના હૃદયને અને સમાજનાં પેટ આંતરડાંને, નીરોગી રાખવા માટે કંઈ જ ન કરી શકે, તેવી પરિસ્થિતિ શોચનીય ગણાય. સમાજસેવકો સમાજ તરફની સહાનુભૂતિના કારણે સમાજનો સ્થૂળ સડો સાફ કરવાની મહેનત કરતા હોય છે. વ્યાયામશાળાનો જુવાન વિદ્યાર્થી કોઈ પણ સ્થૂળ સડાને નિભાવી લેવામાં પોતાના શાસ્ત્રનો દ્રોહ સમજતો હોય છે, તેથી સમાજશુદ્ધિનું કામ કરવામાં તે વધારે સફળતા મેળવી શકે છે. જે ગામ કે જે શહેરમાં વ્યાયામશાળા જેવી સંસ્થાઓ હોય, તે ગામ કે તે શહેર ગંદકીવાળું કે અનારોગ્ય રહે, તેની સાચી જવાબદારી તે વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ ઉપર રહેવી જોઈએ. આપણા અખાડાઓ જુવાનને આત્મકેન્દ્રી આર બનાવે, તે ઠીક નહિ; જુવાનની પ્રવૃત્તિને ધીમે ધીમે વિશાળ બનાવવાનું કામ આપણા અખાડાઓ કરી શકે છે. સ્વચ્છતા અને સુઘડતાના પાઠો સમાજ પાસે રજુ કરવામાં અખાડાનો જ વિદ્યાર્થી જે કામ કરી શકે, તે બીજો કોઈ ન કરી શકે. ગામસફાઈમાં તેમજ શહેરસુધરાઈમાં વિધવિધ પ્રકારના કાર્યક્રમો અખાડા દ્વારા યોજવા જોઈએ. આવા કાર્યક્રમો આજના આપણા અખાડાઓની અનિવાર્ય આવશ્યકતા જેવા થઈ જશે, તે દિવસે પોતાની અનારોગ્ય પરિસ્થિતિ તરફ આંખ મીચીને બેઠેલો સમાજ પોતાની આંખ ઉઘાડી શકશે. સમાજની કેટલીક વ્યાયામશાળાઓનો એવો પણ અનુભવ છે કે વ્યાયામની શાસ્ત્રીયતાની ઘોર અજ્ઞાનતાને કારણે સમાજના કેટલાક વડીલો અખાડાનો વિરોધ પણ કરતા હોય છે. આવો વિરોધ સમાવવા માટે સમાજને ઉપયોગી એવા જાહેર કાર્યક્રમો એક સુંદર ઉપાય જેવા થઈ પડે. સમાજસેવાનું કામ આજે થોડાએકની ધુન જેવું, અને થોડાએકના શોખ જેવું થઈ રહ્યું છે, તેને બદલે જીવનના સર્વસામાન્ય જીવનાં એક મહત્ત્વના અંગ તરીકે તેનો સ્વીકાર થાય, તેમ કરવા માટે અખાડાના આવા સાર્વજનિક કાર્યક્રમો આપણને ઘણી જ મદદ કરી શકે. આ દૃષ્ટિથી વિચાર કરીએ તો, દરેક ગામ અને શહેર માટે પ્રાથમિક શિક્ષણની સંસ્થા જેટલી જ અખાડાની અનિવાર્યતા સ્વીકારાય. શિક્ષણસંસ્થા અક્ષરજ્ઞાનનું કામ કરે તો, અખાડા-સંસ્થા સ્વચ્છતા અને આરોગ્યના પ્રથમાક્ષરો ગામ લોકોને કે શહેરીજનોને ઘુંટાવે. આપણી વ્યાયામશાળાઓ આ વિચારને વહેલી તકે વ્યવહારમાં મૂકે, તેવી આશા આજે વધારે પડતી નહિ ગણાય.

અખાડાનો આટલો વિચાર કર્યા પછી શરીર અને બુદ્ધિને સાથે જોડાવામાં શો ફેટલું કરી શકે, એનો વિચાર પણ આવશ્યક બને છે. અખાડાના કાર્યક્રમો શરીરને તાઝગી આપનાર અને શરીરને ચંચળ બનાવનાર હોય છે. આ કાર્યક્રમોમાંથી પસાર થતો તરુણ પોતાની તેજસ્વી બુદ્ધિ માટે કંઈને કંઈ નવો ખોરાક હંમેશાં માગતો રહે, તે સ્વાભાવિક છે. અખાડાઓમાં વાચનાલયો અને પુસ્તકાલયો ઊભાં કરવાનો વિચાર આજે હવે છેક જ નવીન નથી રહ્યો; આમ છતાંએ એ વિચારના પ્રચાર માટે હજુ ઘણું કરવાનું બાકી રહે છે, કારણ કે તેનો વ્યવહાર બધા ઠેકાણે થતો દેખાતો નથી. શિક્ષણસંસ્થા ઊભી કરતી વખતે આપણો લોકસમૂહ મકાનના ખુરશી ટેબલ કે બાંકડાની

જેટલી ચિંતા કરે છે, તેના દશમા ભાગની ચિંતા શિક્ષક માટે કરતો નથી. મકાન કે ઉપસ્કર શાળા માટે અનિવાર્ય ગણાય છે; શિક્ષક તો પાછળથી ગમે ત્યાંથી મેળવી શકાશે. આપણી આ શોચનીય પરિસ્થિતિને પરિણામે આપણી શાળાઓ કેવળ જડ જેવી બની રહી છે. એ જડતામાંથી બહાર નીકળવાનો માર્ગ આજે તો હવે ઠેક જ રૂંધાઇ ગયો છે. શિક્ષણસંસ્થાની શરૂઆત જે દિવસે શિક્ષક-વ્યક્તિથી થશે, અને બીજી બાબતોને ગૌણ ગણવામાં આવશે, તે દિવસે જ આનો સાચો ઉકેલ નિર્માયો છે. આપણી વ્યાયામસંસ્થાઓમાં પણ આવું બનવા ન પામે, તે આપણે જોવાનું રહે છે. અખાડાના યોજકો મકાનને પહેલું મહત્ત્વ નથી આપતા, એ હકીકત પ્રશંસનીય છે; પરંતુ લાઠી, લેઝીમ કે મગદળ જેવા વ્યાયામનાં સાધનોને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે, તેટલું જ મહત્ત્વ બુદ્ધિવિકાસનાં સાધનોને આપવામાં આવે તે અત્યંત જરૂરનું છે. શરીરશાસ્ત્ર, વ્યાયામશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્રનાં સુંદર પુસ્તકોવાળું પુસ્તકાલય તથા ચિત્તને નીરોગી પ્રસન્નતા આપે તેવું વાચન પુરું પાડે, તેવું વાચનાલય, તથા વ્યાયામના પરિણામે પોતાના વિકસતા શરીરના અંગે અંગને વૈજ્ઞાનિક દૃષ્ટિએ પીછાની શકે, તેવા જાતજાતના નકશાઓ-એ બધુંએ કસરત કે રમતની તાલીમ માટેનાં સાધનો માટે અનિવાર્ય છે, તેમ આપણે હવે સ્વીકારવું જોઇએ. મહાશય માણેકરાવજીનો અખાડો આ દિશામાં આદર્શ ઊભો કરે તેવો છે. વ્યાયામનાં સાધનો, વાચનાલય કે પુસ્તકાલય ઉપરાંત સંશોધનને માટે પણ એ અખાડામાં તો રસિક અને ઉપયોગી સામગ્રી એકઠી કરવામાં આવી છે. એ વસ્તુનો આદર્શ રાખીએ તોપણ પસંદ કરેલું વાચનાલય અને પુસ્તકાલય અને જ્ઞાન વધારનારા નકશાઓ આપણા અખાડામાં હોવા જ જોઇએ. વ્યાયામશિક્ષક પાસે શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રની વ્યાયામશાસ્ત્રના જેટલી જ વૈજ્ઞાનિક તાલીમ હોવી ઘટે છે. એવો તાલીમબદ્ધ વ્યાયામશિક્ષક અખાડામાં આવતા જુવાનોને શરીર-વ્યાયામ ઉપરાંત જરૂરી એવી બધી બાબતોમાં સાચો રસ પેદા કરાવી શકે. આપણો જુવાન અખાડાની જડ શારીરિક તાલીમ જ માત્ર મેળવે, તે દિવસો આજે નથી રહ્યા. આપણે તો શરીરને જેટલું સ્ફૂર્તિમાન બનાવવા ઇચ્છીએ છીએ, તેટલી જ સ્ફૂર્તિમાન બુદ્ધિને પણ ઇચ્છીએ છીએ. આજે શરીરવિકાસ અને બુદ્ધિવિકાસને ક્યાંએ મેળ નથી. એ મેળ ઊભો કરવામાં અને શરીરવિકાસ તથા બુદ્ધિના વિકાસની સમતુલતા જાળવવાનું કામ કરવામાં આપણા અખાડાઓ સાચું દિશાદર્શન કરાવી શકે તેમ છે. એ દિશાદર્શનનું કામ શાસ્ત્રીય ઢબે ચાલતા અખાડામાં સાચો વ્યાયામ-શિક્ષક કરી શકે. આજથી શરૂ કરીએ છીએ તેવી વ્યાખ્યાનમાળા, તે પણ આવી જ તાલીમનું એક અંગ છે. આપણામાં આવેલી જાગૃતિ આવી વ્યાખ્યાનમાળાઓ ઉપરાંત જરૂરી એવો બધો ક્રમ ધીમે ધીમે હાથ ધરવામાં જરૂરી મદદ અવશ્ય કરશે.

આપણાં શરીરો ઉપર મનની કેટલી અસર થાય છે, તે પૂરેપૂરી રીતે સમજવાનું આપણે હજુ બાકી છે. આપણા અખાડાઓમાં મનના અભ્યાસીઓની મદદ લેવા તરફ સંપૂર્ણ લક્ષ હજુ ખેંચાયું નથી. અખાડામાં કસરત માટે આવતા તેમજ રમત માટે આવતા જુવાનોની શારીરિક તપાસ અચૂક કરવામાં આવે છે. એ શારીરિક તપાસના પરિણામે દેખાય છે કે કેટલાએ જુવાનોનાં શરીરો ગમે તેટલો વ્યાયામ આપ્યા છતાં ધાર્યા પ્રમાણે સુધરી શકતાં નથી. શરીરમાં દેખાય તેવો કશોજ રોગ ન હોય, અને શરીરનાં તમામ અવયવો પોતપોતાનું કામ કરી શકતાં હોય તોપણ અંગમાં સ્ફૂર્તિ આવે નહિ અને કામ કરતી વખતે શરીર પાછું પડયા કરે, તેવા દાખલાઓ આપણને ઘણા જોવા મળે છે. આ પરિસ્થિતિનો આપણે હવે વિચાર કર્યા વિના ચાલે તેમ નથી. આમ શામાટે બને છે? નીરોગી શરીર, જરૂરજોગો વ્યાયામ, અને સારો ખોરાક મળતાં હોય છતાં, જુવાનોનાં શરીરો આકર્ષક ન બને, તેની પાછળનાં કારણોમાં ઊતર્યા વિના તેનો ઉપાય આપણને હાથ લાગે નહિ. અખાડામાં અવતા જુવાનનું મન કેટલીએ ચિંતાઓથી ઘેરાયેલું રહેતું હોય છે. આ ચિંતાઓ

થાની હોય છે, તે જાણવું જરૂરનું છે. અખાડામાં કસરત કરીને મનને ઉલ્લાસમાં રાખવા મથતો જુવાન, તેમજ રમતો રમીને કેટલીએ છૂપી માનસિક વેદનાઓને ભૂલી જવા પ્રયત્ન કરતો જુવાન હમેશાં આપણી પાસે ખડો હોય છે. એની એ વેદનાઓ કઇ છે? અખાડા સિવાય બીજા કોઇ ઠેકાણેથી એ કેમ ઉલ્લાસ મેળવી શકતો નથી? આ અને આવા પ્રશ્નો અત્યાર સુધી આપણે વિચાર્યા નથી.

આપણા ઘરોમાં બાળક નાનપણથી મોટું થાય છે, ત્યાંસુધીમાં તેના ઉપર ઘણાએ સસ્કારો પડે છે. મન ઉપર પડતા આ સંસ્કારો એના શરીર ઉપર ઘણી ખરાબ અસર કરતા હોય છે. સામાન્ય દૃષ્ટાન્ત તરીકે આપણે આજના માતપિતાની ટોકણીને લઇએ. બાળક નાનું હોય, અણસમજુ હોય, એમ છતાંયે એને ટોક ટોક કરવાની કુટેવ ઘરના વડીલોને હોય છે. એ બાળક રમતું, કૂદતું હોય ત્યારે પણ ટોકે, ખાતુંપીતું હોય ત્યારે પણ ટોકે, અને બેઠું વાંચતું હોય ત્યારે પણ ટોકે. ટોકણી આપણાં ઘરોનો સર્વસામાન્ય રોગ થઇ પડયો છે. બાળકનાં શરીરને સુધારવા માટે પણ આ ટોકણી–શાસ્ત્રનો ઉપયોગ કરવામાં આવે છે. આપણાં કેટલાંએ બાળકો યુવાવસ્થામાં આવ્યા હોય ત્યાંસુધી ખવાપીવાની બાબતમાં અસંયમ રાખતાં હોય છે તેમજ શરીરને વ્યાયામ કે રમતની જરૂર છે તેમ માનતા છતાં એના તરફ બેદરકાર તથા આળસુ રહેતાં હોય છે. એનાં કારણોમાં એક સાથી મોટું કારણ વડીલોની આ પ્રકારની ટોકણીને પણ સમજો. ગરીબ માબાપનાં છોકરાં ખાઉધરાં હોય છે, તેના કરતાં ઘણાં વધારે ખાઉધરાં પૈસાદાર માનપિતાનાં હોય છે, એ આપણો સૌ કોઇનો અનુભવ હોય છે. આનું કારણ, તેમને જીવન જીવતી વખતે વારંવાર કેમ જીવવું, કેવી રીતે જીવવું તે બાબતમાં વારંવાર ટોકયા જ કરવામાં આવતાં હોય છે. અખાડાનો પણ એ અનુભવ છે કે પૈસાદાર કુટુંબોમાંથી આવતાં બાળકો શરીરે માયકાંગલાં અને હોજરી, ફેફસાં, મળાશય જેવા અગત્યના અવયવોને વિકૃત કરીને આવેલાં હોય છે. દુઃખની વાત તો એ છે કે તેમ થયા પછી પણ વડીલો ટોકણી કરવાના કામને અટકાવતાં નથી. શરીર સુધારવા માટે ફરી પાછી ટોકણી વધારે ઉગ્રતાથી શરૂ રહેતી હોય છે. વ્યાયામશાળાના સંચાલકોનો એ પણ અનુભવ છે કે પોતાના જુવાન દીકરાનાં શરીરો સુધારવા માટે ગમે તે ઉપાયો હાથ ધરવા માટે માતપિતાની વિનંતીઓ આવ્યા જ કરે છે. અજ્ઞાન માબાપ અખાડામાં જવાથી નુકસાન થશે, એમ કહીને પોતાનાં છોકરાંઓને ટોકયાં જ કરતાં હોય છે, તો શિક્ષિત માબાપ અખાડામાં જઇને શું શું કરવું અને શું શું ન કરવું તે બાબતમાં છોકરાંઓને ટોકયાં કરતાં હોય છે. આ ટોકણીની અસર મન ઉપર એટલી બધી થાય છે કે જુવાન છોકરો નિરાશા અનુભવે છે અને મુંઝવણમાં પડે છે. અખાડામાં જઇને મરણિયા માફક વ્યાયામનું કામ શરૂ કરે છે ખરો, પરંતુ એના મનની મુંઝવણ એના શરીરને જોઇએ તે રીતે વિકસવા દેતી જ નથી. આ મુંઝવણ અખાડાના સંચાલકોએ પારખવી જોઇએ અને અખાડામાં આવતા દરેક વિદ્યાર્થીને એ મુંઝવણ ટાળવામાં પહેલેથી જ મદદ કરવી જોઇએ. જ્યાંસુધી મન હળવું અને નિર્મળ ન થાય ત્યાંસુધી શરીર નિર્મળ થવાનું નથી અને વ્યાયામના પરિણામે જે હળવાપણું અનુભવાય છે, તે જુવાન છોકરો અનુભવવાનો નહિ.

મનની શરીર ઉપર થતી અસરનો આ વિચાર કરતી વખતે એક અત્યંત મુલાયમ પ્રશ્નને છેડવાની જરૂર જણાય છે. આ પ્રશ્ન જુવાનના જાતીય પ્રશ્નનો છે. આપણા સમાજમાં પ્રવર્તી રહેલા અજ્ઞાનને કારણે તેમજ જાતીય પ્રશ્નો તરફ સેંકડો વર્ષોથી સેવાતી આવતી સુગને કારણે જુવાનનું જાતીય જીવન દિવસે દિવસે વધારે ને વધારે વિકૃત થતું જાય છે. એ વિકૃતિથી ઉત્પન્ન થતી મુંઝવણમાં એને કોઈ સહાયક મળતું નથી. માબાપ તરફનાં એનાં દ્વાર છેકજ બંધ હોય છે. મુંઝવણોનો ઉકેલ લાવવા માટે માબાપ તરફ વળવા જતાં એને સામા ધક્કા જ મળે છે. પોતાના સમવયસ્ક મિત્રો પોતાના જેટલાજ અંધકારમાં ડૂબેલા હોય છે. શાળાના શિક્ષકો તેમજ કોલેજના અધ્યાપકો પાસેથી

આજ દિન સુધી તો એને કશુંજ માર્ગદર્શન મળ્યું નથી. શિક્ષક-અધ્યાપક હવે જાગૃત થયો છે ખરો; પરંતુ અખાડાના સંચાલકો આ દિશામાં જે અનુકૂળતાથી કામ કરી શકે, તે અનુકૂળતા બીજાને ઓછી મળવા સંભવ છે. હમણાં હમણાંથી એમ પણ જાણવા મળે છે કે જાતીય રોગોથી પીડાતો જુવાન બીજો કશોજ માર્ગ નહિ મળવાથી અખાડાનું શરણુ લેતો હોય છે. અખાડામા જઇને શરીરની તાલીમ દ્વારા એવા રોગોમાંથી મુક્ત થવા એ સ્વપ્નાં સેવતો હોય છે. જાતીય રોગોના મૂળમાં મોટા-ભાગનું અજ્ઞાન અને મનની નિર્બળતા હોય છે. આપણા અખાડાઓ અજ્ઞાનને દૂર ન કરે અને મનની નિર્બળતામાંથી જુવાનને બચાવવા માટે માનસિક મુંઝવણોનો વૈજ્ઞાનિક વિચાર કરીને તેના ઉપાય ન કરે, ત્યાંસુધી એવા રોગોમાંથી જુવાન મુક્ત થઇ શકવાનો નથી. ઘણી વખત તો વધારે પડતો વ્યાયામ એના શરીરને નુકશાન કરે છે. ઘણી વખત તો યોગ્યવ્યાયામ અને યોગ્ય ખોરાકને કારણે એના શરીરમાં જમા થતું ચેતન નકામું વેડફાઇ જતું હોય છે. આ તરફ આપણા અખાડાના સંચાલકો જાગૃત નહિ થાય તો અખાડા તરફ એક પ્રકારની ઉદાસીનતા જુવાનોના મનમાં ઊભી થતાં વાર નહિ લાગે. શરીરના વિકાસ અને આરોગ્ય ઉપર મીંટ માંડી રહેલ આપણો સમાજ આવી ઉદાસીનતા સેવે તો ભારે મોટી નુકશાની વેઠે. આવી ઉદાસીનતાનાં બીજ છૂટાં છવાયાં વેરાવા માંડ્યાં છે, એમ પણ આપણે જોઇ શકીએ છીએ. બીજી બાજુ વ્યાયામપ્રવૃત્તિની ભરતી પણ ખૂબ ચડવા માંડી છે. એ ભરતીનો લાભ લઇને જુવાનના મનને જીતી લેવાનું કામ આજનો અખાડો અચૂક કરી શકે તેમ છે.

જુવાન જાતીય રોગોથી પીડાય છે, તેમ કહેવાનો મારો અર્થ એ છે કે તે નાની મોટી કુટેવોમાં પડેલો હોય છે. જાતીય વૃત્તિ કેટલી બધી બળવાન છે, તે આપણે સૌ કોઇ જાણીએ છીએ. આપણા સમાજની ઘડિ એ પ્રકૃતિને પરાણે પણ દબાવવી પડે છે. એવી રીતે દબાવવાની શક્તિ જુવાન પામે નથી. તેથી આવી દમનની ક્રિયા સ્વેચ્છાથી એ કરી શકતો નથી. એની બળવાન વૃત્તિઓને બીજા સંસ્કારી માર્ગે વાળવા માટે એને કશો જ અવકાશ મળતો નથી. આવે પરિણામે છૂપી રીતે એ વૃત્તિઓને તૃપ્ત કરવા, જુવાન હમેશાં પ્રયત્ન કરતો હોય છે. એક તરફથી આવા છૂપા પ્રયત્નો તેનું હીર હણી લે છે, અને બીજી તરફથી પોતે શરૂ કરેલો વ્યાયામનો ક્રમ એની પાસે વધારે પડતી શક્તિની અપેક્ષા રાખે છે. આ શક્તિ-અશક્તિનો મેળ ક્યાંએ મળતો નથી. જુવાન ગભરાય છે, અને મુઝાય છે. આવા કટોકટીના પ્રસંગોને અખાડાના સંચાલકોએ હાથ ધરવા જોઇએ. જુવાનની મુંઝવણની પાછળ એવું અજ્ઞાન, ખોટું દમન અને માનસિક બળની ખામી રહેલાં હોય છે. શરીરશાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાનથી એવું અજ્ઞાન ટાળી શકાય. દેહની અંદર રહેલા ભિન્નભિન્ન અવયવોની રચના, એ અવયવોનાં કર્તવ્યો, એ અવયવોનો એક બીજા સાથેનો સબંધ, એ બધાવની સમગ્ર શરીરના વિકાસ ઉપર થતી અસર, એનું સંપૂર્ણ જ્ઞાન જુવાનને આપીને અજ્ઞાનમાંથી ઉપજતી મુંઝવણ ટાળી શકાય. નકામો ભય અને સામાજિક નીતિના કારણે જુવાનનું ખોટું દમન થાય છે. શરીરના ધર્મમાંથી ચ્યુત થનાર મનુષ્ય પોતાના જ શરીરને કેટલું નુકસાન કરે છે, તેનો સાચો ખ્યાલ મેળવવાની અગત્ય ઉપર ભાર મૂકીને જુવાનને એ દમનમાંથી મુક્ત કરી શકાય. દમનના પરિણામે વિકૃત થયેલી વૃત્તિઓને મોકળી મૂકવા માટે જરૂરી એવા અવકાશો એને મળે અને કુદરતી જીવન જીવવાના કારણે ખોટા દમનમાંથી બચી, જાય તેટલું કામ અખાડો જરૂરી કરી શકે. માનસિક નિર્બળતા ટાળવા માટે તો શિક્ષક વિદ્યાર્થી વચ્ચે પ્રેમ અને વિશ્વાસના વાતાવરણની જરૂર રહે છે પ્રેમ અને વિશ્વાસનું આવું વાતાવરણ જુવાનને નથી ઘરમાંથી મળતું કે નથી શાળામાંથી મળતું. આવી શોચનીય પરિસ્થિતિ વ્યાયામશિક્ષક ધારે તો ટાળી શકે છે. જુવાનના શરીરના નાના મોટા પ્રશ્નો તેના અંગે અંગના વિકાસની વાતો અને માનસિક કાયદાઓ ઉપર પ્રેમભર્યા વાર્તાલાપ કરી કરાવીને વ્યાયામશિક્ષક જુવાનોનો વિશ્વાસ સંપાદન કરી શકે. એ વિશ્વા-

સમાંથી જુવાનના મનની અદ્ભુત શક્તિ એને જોવા મળશે. એ દર્શન કરીને જુવાનના મનની મુંઝવણને ટાળવી મુશ્કેલ નહિ પડે. આ કામ અખાડાને માટે નવું નહિ ગણી શકાય. નિચોવાઈ જતા જુવાનના શરીરને અયોગ્ય માર્ગેથી વાળી લઈ સાચા માર્ગ ઉપર મૂકી દેવું અને તેના વિકા-અને મદદ કરવી, તે અખાડાનું કામ છે જ.

પરંતુ એક મોટી લાલ બત્તી ધર્યા વિના મારાથી રહેવાય નહિ. જુવાન સાથે આવું કામ કરવા માટે શિક્ષકને ભારે મોટા અધિકારની જરૂર રહે છે. એ અધિકાર સહેલાઈથી મેળવી શકાતો નથી. એ અધિકાર મેળવવા માટે તો ધર્મગુરુના ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરવા જેટલી જહેમત ઉઠાવવી પડે. અધિકાર પ્રાપ્ત કર્યા વિના કોઈ પણ શિક્ષક આ કામ હાથ ધરી શકે નહિ. તે અધિકાર આજે પ્રાપ્ત થયો ન હોય તો, પ્રાપ્ત કરવા માટે વ્યાયામ-શિક્ષકો ઉદ્યુક્ત થાય, તેવી આશા વધારે પડતી નથી.

અખાડામાં વ્યાયામ માટે કે રમતગમત માટે આવતો જુવાન, મિત્રોને શોધતો હોય છે અને મિત્ર મેળવતો પણ હોય છે, એ વાત આપણા કોઈથી અજાણી નથી. આ મૈત્રી આજના જમાનાનો એક મહાન વિકટ પ્રશ્ન થઈ પડી છે. એ મૈત્રી વડે જુવાનનું મન વધારે વિશુદ્ધ બનાવી જુવાનને ઉચ્ચ ગતિએ પહોંચાડી શકાય છે. એ જ મૈત્રી જુવાનને માટે વિષ સમાન પણ થઈ પડી છે. અખાડામાં આવીને શરીરના પ્રશ્નને એક બાજુ રાખી દઈ, મૈત્રીના અનેક વિધવિધ પ્રશ્નો ચર્ચતા જુવાનોને આજે આપણે જોઈએ છીએ. આપણું કમનસીબ છે કે આજનો વડીલ અને આજનો શિક્ષક પોતાની જુવાનીના દિવસો તો ભૂલી ગયો છે જ; પરંતુ સાથે સાથે આ જમાનાની જુવાનીને ઓળખવા પણ અસમર્થ છે. જુવાન મિત્ર કરે છે. એવો મિત્ર કરવા પાછળ એની બુદ્ધિ કામ કરે છે, એના કરતાં ઘણું વધારે કામ એની લાગણી કરે છે. લાગણીવશ કોઈપણ એક જુવાનને એ પોતાનો મિત્ર બનાવે છે. પછી તો આ મૈત્રી એક બીજા ઉપર કેવા પ્રકારની અસરો પાડે છે, એ જાણવા માટે જુવાનના મનનો દરિયો જ ડોળવો પડે. આ મૈત્રીની મન ઉપર થતી અસર જુવાનના શરીરને કોતો જહેલાવે છે, અને તેનો અસ્વસ્થ કરી મૂકે છે. અખાડાનો વ્યાયામશિક્ષક જુવાનીની આ મૈત્રીને બરાબર પીછાની ન લે, તો એનું ઘણું કામ મારું જાય. આ મૈત્રી મનને અસ્વસ્થ કરી મૂકીને જુવાનના શરીર ઉપર ઘણી ખરાબ અસર કરે છે. અખાડો વિકાસનું સ્થળ મટીને મિત્રોના તોફાન—નખરાંનો અખાડો બની રહે છે. આજે આપણે સમાજમાં વ્યક્તિવાદનું જોર વધતું જાય છે, તેવે વખતે વ્યક્તિવાદમાંથી આપણા જુવાનિયાને સમષ્ટિવાદ તરફ લઈ જવાનો આ એક સુંદર મોકો છે. અખાડા ઉપર એકઠા થતા જુવાનિયાઓ વ્યક્તિને અને વ્યક્તિવાદને ભૂલી જઈ સમૂહને અને સમૂહપ્રવૃત્તિને પોષે, તે માટે ખૂબ કાળજી રખાવી જોઈએ. જુવાનોની મૈત્રી, સબળ મિત્રોનાં ટોળાં નિર્માણ કરે તો, અખાડા દ્વારા આપણે એક એવું સુંદર કામ કરી શકીએ કે જે કામ આખા સમાજને ઉપકારક થઈ પડે.

આપણાં શરીરો આજે આપણા અખાડાને સોંપાયાં છે. અખાડાઓ શરીરને સારાં કરવા માટે જે જે પ્રવૃત્તિઓ કરી રહ્યા છે, તેમાંથી એક પ્રવૃત્તિ તરફ તાત્ત્વિક દૃષ્ટિથી મારા વિચારો હું ન જણાવું તો મારી જાતને હું વફાદાર ન ગણાઉં. આ વિચાર તે આપણા અખાડાઓમાં ચાલી રહેલી હરીફાઈની પ્રવૃત્તિનો છે. હરીફાઈની સરખામણીમાં સહકારપ્રવૃત્તિ અનેક રીતે શ્રેષ્ઠ છે, તેમાં બે મત છે જ નહિ. સહકારપ્રવૃત્તિનો રોધ થાય, એટલે તેમાંથી હરીફાઈની વિકૃત વૃત્તિ જન્મે છે. આગળ ધપાવવાના બહાના હેઠળ આજે આપણે આ પ્રવૃત્તિને પોષી રહ્યા છીએ. હરીફાઈનું નાનકડું તત્ત્વ પણ કોઈપણ પ્રકારનો વિકાસ સાધવામાં સહાયભૂત થઈ પડે જ નહિ, એવું મારું દૃઢ મંતવ્ય છે. આ મંતવ્ય અહીં પ્રગટ કરતાં મને સંકોચ નથી થતો. હું સમજું છું કે હરીફાઈના તત્ત્વ વિના અખાડાઓ આજે ટકી શકે તેમ નથી. હું બરાબર જાણું છું કે રમતગમતની અને કસરતની હરીફાઈઓ આપણા આજના અખાડાનું પ્રધાન લક્ષણ છે; છતાંય મારો દૃઢ વિશ્વાસ છે કે એ જ આપણા અખાડાઓ હરીફાઈનાં તત્ત્વોનો નાશ કરીને સહકારના તત્ત્વને એક દિવસ પોષવાના છે. આજે આપણે

પ્રાથમિક ભૂમિકા ઉપર છીએ. આપણા જ પ્રયાસોથી આપણે એમાંથી બહાર આવવાના છીએ. હરકોઇ પ્રકારની હરીફાઈ વ્યક્તિના જીવનમાં ઝેર રેડે છે, અને સમૂહજીવનને કલુષિત કરે છે. અખાડામાં જે હરીફાઇઓ ચાલી રહી છે, તે હરીફાઇના અંતમાં જુવાનના માનસમાં પ્રવેશવાનો પ્રયત્ન વ્યાયામ-શિક્ષક કરશે, તો એને મારા કથનનું સત્ય સમજાશે. હરીફાઇ પૂરી થયા પછી જીતનાર પોતાના સંબંધમાં શ્રેષ્ઠત્વના જે ખોટા ખ્યાલો બાંધે છે, અને હારનારને પોતાથી ઊતરતો ગણે છે, એ નુકસાન એના માટે ઓછું નથી. પોતાની શક્તિઓનું હોય એના કરતાં પણ ઘણું વધારે માપ એ બાંધે છે. એ પ્રકારનું મિથ્યાભિમાન તેના મનમાં પ્રવેશે છે. મિથ્યાભિમાની મન અનેકોનો પરાજય કરવાની વૃત્તિ સેવે છે. જે જુવાન હારે છે, તેને નિરાશાનો અને નિરુત્સાહનો વળી પાર જ રહેતો નથી. કાંતો પોતાની જાતને હલકી ગણી આગળ વધવાની પ્રવૃત્તિને બંધ કરે છે અને કાંતો નિરુત્સાહમાંથી મરણિયા વૃત્તિ ખીલવી વેરઝેરનાં સાધનો વડે બીજાને મહાત કરવાની છૂપી પ્રવૃત્તિઓ આદરે છે. બન્ને પક્ષને ભયંકર નુકસાન કરનારી આવી હરીફાઇ એક દિવસ આપણે તજવી જ પડશે. આપણા શરીરને અને એના વિકાસને આ તત્ત્વમાંથી નીપજતાં અનિષ્ટ પરિણામો સાથે ઘણો નિકટનો સંબંધ છે.

આપણા અખાડાઓ શરીરને સાફ કરીને અને શરીર ઉપર ઘણો મોટો કાબુ ધરાવનાર ચિત્તને નિર્મળ રાખવાના પ્રયત્નો કરીને સમાજના શરીરને સુદૃઢ બનાવવાના પ્રયત્નો કરે છે, તેવે વખતે જુવાનના શરીરની અંદર અજ્ઞાનને લીધે કે નિર્બળતાને લીધે પેસી ગયેલા ગુપ્ત રોગો તરફ અખાડાના સંચાલકોનું ધ્યાન ખેંચવાની હું મારી ફરજ સમજું છું. આ ગુપ્ત રોગો કયા કયા છે અને કેટલી ભયંકર અસર સમાજના શરીર ઉપર કરે છે, એની વિગતોમાં ઊતરવાનું આ સ્થળ નથી; પરંતુ એટલી સૂચના કરવાનું મને વ્યાજબી લાગે છે કે દરેક વ્યાયામશાળા પાસે એક નિષ્ણાત દાક્તરની સલાહ હંમેશાં હોવી જ જોઇએ. એ દાક્તર જુવાનના શરીરને અનુકૂળ તથા પ્રતિકૂળ કસરતોનો નિર્દેશ કરશે, તેની સાથે જ જુવાનને કનડતા ગુપ્ત રોગોના નિવારણ તરફ વ્યાયામશિક્ષકનું ધ્યાન ખેંચી તેને તે દિશામાં પણ મદદ કરશે. અખાડાને નિષ્ણાત દાક્તરની જરૂર તો એટલી બધી છે કે દાક્તરની સલાહ વિના અખાડાનો કાર્યક્રમ ચલાવવામાં ભારે મોટું જોખમ રહેલું છે, એમ પણ કેટલીક વખત પ્રતીત થાય છે. નિર્બળ ફેફસાંવાળો કે નિર્બળ હૃદયવાળો વિદ્યાર્થી કસરત કરવામાં ભૂલ કરી નાંખે તો તેને કેવું નુકસાન થાય અને હૃદય કે ફેફસાંને મજબૂત કરવા માટે કેવી કસરત કરાવવી પડે, તેનું જ્ઞાન વ્યાયામશાળા માટે આવશ્યક હોય છે. દાક્તરી સલાહ વિના આપણે કાંઇ એવી ભૂલ કરી બેસીએ નહિ, તે માટે જાગૃત રહેવાની જરૂર છે.

મારું વ્યાખ્યાન પૂરું કરું તે પહેલાં એક અગત્યના મુદ્દા તરફ સૌ કોઇનું ધ્યાન ખેંચવા માગું છું. આપણી આજની અખાડાની પ્રવૃત્તિમાં કન્યાઓ માટે હજુ સુધી કશો જ વિચાર કરવામાં આવ્યો નથી. સમાજનાં ખરાબ થતાં જતાં શરીરનો વિચાર કરવામાં આવે છે ત્યારે જાણે કે પુરુષોનો જ વિચાર કરવાનો હોય એવી આપણી મનોદશા હજુ પણ રહેલી છે, એ દુઃખની વાત છે. સમાજના શરીરને તંદુરસ્ત અને પુષ્ટ કરવું હોય, તો માતાના શરીરને તંદુરસ્ત અને પુષ્ટ કર્યા વિના કદી ચાલશે જ નહિ. પહેલવાન પિતા અને માયકાંગલી માતાથી ઉત્પન્ન થતાં બાળકો સમાજ માટે કલંકરૂપ બનશે. આજે તો ઉછેરનો આપણો આખો ખ્યાલ બદલાઇ ગયો છે. એ ઉછેર છોકરા, છોકરી માટે એક જ સિદ્ધાન્ત ઉપર થવો ઘટે છે. એના વ્યવહારો ભિન્ન હોય તેમાં કશો જ વાંધો નથી; પરંતુ સિદ્ધાન્તની દૃષ્ટિએ વ્યાયામનો પ્રબંધ છોકરા, છોકરી માટે એક સરખો થવો જોઇશે. આપણા સમાજમાં બુદ્ધિનાં અને મનનાં કજોડાં છે જ. આપણા દેશની આબોહવાને કારણે તેમજ કુદરતની કૃપાને કારણે શરીરનાં કજોડાં ઓછાં હતાં, તે હવે આપણી જ ભૂલોને લીધે વધવા લાગ્યાં છે. મને તો ભય રહે

છે કે બુદ્ધિ-મનનાં ક્લેશો મટી જશે, અને શરીરનાં ક્લેશો વધી જશે. આ સ્થિતિ બહુ ભયંકર છે. જે શહેર છોકરાઓ માટે અખાડો ઊભો કરે, તેની અચૂક ફરજ છે કે છોકરીઓ માટે પણ અખાડો ઊભો કરે. આપણા શહેરમાં બે સુંદર અખાડાઓ ચાલે છે. હજુ પણ વધારે ઊભા થાય તો વાંધો નથી; પરંતુ બ્હેનો માટેનો અખાડો આપણે ઊભો ન કરીએ, ત્યાંસુધી આપણે જંપી શકીએ નહિ. બ્હેનો માટેના અખાડાનો અભાવ એ આપણા શહેરની ન નિભાવી શકાય તેવી ખામી ગણાવી જોઈએ. આપણા શહેરનાં શિક્ષિત નગનારીઓ એ દિશામાં વહેલાં જાગૃત થાઓ, એવી મારી પ્રાર્થના છે, મિત્રો, આપણા શરીર સંબંધે બોલતાં મેં ઘણું વિસ્તારથી કહી નાખ્યું છે. આખાય વ્યાખ્યાનમાં વ્યાયામશાળા કેન્દ્રસ્થાને રહી છે, એનું કારણ એ છે કે આપણાં બગડેલાં શરીરને સુધારવાનું, નીરોગી શરીરને સુદૃઢ કરવાનું, નીરોગી મનને પ્રોત્સાહન આપવાનું અને શરીર-મનનો મેળ મેળવવાનું કામ કોઇપણ સંસ્થા કરી શકે તેમ હોય તો તે ઘણે મોટે ભાગે આપણી વ્યાયામશાળાઓ જ છે. વ્યાખ્યાનમાં દર્શાવેલા જે જે વિચારો આપને ગળે ઊતરી જતા હોય, તે બધાયનો અમલ કરવા તરફ આપણું લક્ષ ખેંચી શકીશ તો હું મારી જાતને ધન્ય માનીશ.*

* શ્રી હરભાઇએ આપેલું એક જાહેર વ્યાખ્યાન



# કબજિયાત



હમણાં હમણાં ઝાડો કબજ થવાની ફરિયાદ હિંદમાં સેંકડે એંશી મનુષ્યો તરફથી કરવામાં આવે છે. આ રોગ જેને ન હોય, તેવી વ્યક્તિઓની સંખ્યા બહુજ અલ્પ મળવાની. આ રોગની ઉત્પત્તિ પાચનક્રિયાની ખામીને લીધે થાય છે. જે મનુષ્યોને આ રોગ થાય છે, એનો મળ આંતરડાંઓમાંજ સડી જાય છે અને ત્યાં અસંખ્ય બારીક જંતુઓ ઉત્પન્ન થઇ પડે છે. આ જંતુઓ લોહી મારફત આખાયે શરીરમાં પહોંચીને અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કરે છે.

હજી તો ખાધેલો ખોરાક સારી રીતે પચ્યો નથી હોતો ત્યાંજ બીજો ખોરાક ખાવામાં આવે, એટલે મળ આંતરડાંમાં એકઠો થઈ જાય છે અને પરિણામે ઝાડો કબજ થઇ જાય છે. ઝાઝે ભાગે તાવ વગેરેની બિમારીમાં પણ આજ રોગ કારણભૂત હોય છે. આજકાલ કેટલાયે મનુષ્યોને ધાતુ-વિષયક ફરિયાદો હોય છે. એવી હાલતમાં કોઇ ને કોઈ રૂપમાં ધાતુનો ક્ષય થવાને કારણે શરીરમાંની ગરમી ઓછી થતી ચાલે છે. એનું પરિણામ એ આવે છે કે પાચનક્રિયા સારી રીતે થતી નથી અને આવા મનુષ્યોને કબજિયાત અને માથાના દુખાવાની ફરિયાદ હમેશને માટે ચાલુજ હોય છે; અને ધાતુરોગવાળા મનુષ્યોને કબજિયાતની કાયમ ફરિયાદ હોય છે, એનું કારણ આજ હોય છે. જેઓને ખાનપાન નિયમ પ્રમાણે નથી થઇ શકતાં તેઓ પણ આ રોગના ભોગ થઈ પડે છે. મગજનું કામ પુષ્કળ કરવાને કારણે શરીરમાંનું લોહી વધુ પ્રમાણમાં મગજ તરફ વહી જાય છે, અને ત્યાંજ મગજના પોષણમાં તે લોહી ખપી જાય છે. આમ થવાને લીધે આંતરડાંઓને પૂરતું લોહી નથી મળતું અને તેથી અપચાનો રોગ થવા પામે છે. અત્યંત ચિંતા શોક, ભય, ક્રોધ અને એવા બીજા વેગો થવાને કારણે પણ લોહી મગજ તરફ વહી જાય છે; અને તેથી પાચનશક્તિ કમ થવાને લીધે આખરે અપચો અને કબજિયાત થઈ જાય છે. વધુ ખાવાને કારણે પણ ઝાડો કબજ થઈ જાય છે. બહુ જુલાબ લાવનારી દવાઓનું સેવન પણ આ રોગની ઉત્પત્તિમાં ઘણી મદદ કરે છે. કલેજાના વિકારને કારણે

કલેજું પોતાનું કાર્ય સારી રીતે કરી શકતું નથી; અને આમ થતાં તેમાંથી પૂરતું પિત્ત ન નીકળવાને કારણે પાચનક્રિયા સારી રીતે થવા પામતી નથી અને આખરે કબજિયાત થવા પામે છે. હોજરીમાં ઉત્પન્ન થનારા પાચક રસોમાં કોઈપણ પ્રકારની ખામી થવાને કારણે પણ કબજિયાત થવા પામે છે. આંતરડાં નીચે ઊતરી જવાને કારણે મલદ્વાર બંધ થઈ જાય છે, અને તેથી પણ મળ પૂર્ણ પ્રમાણમાં બહાર નીકળી શકતો નથી. જે પદાર્થોને પચાવવામાં બહુ મુશ્કેલી પડે તેમજ બહુ વખત લાગે, તેવા પદાર્થોનું વધુ પ્રમાણમાં સેવન કરવાથી આંતરડાંઓને વધુ મહેનત લેવી પડે છે; આમ થતાં તે ઝડપથી તેમજ સફળતાપૂર્વક કામ કરી શકતાં નથી અને પછી આ રોગ સ્થાયી સ્વરૂપ પકડી લે છે. કોઈ કોઈવાર એવું પણ થવા પામે છે કે વધુ ગરમ અને તીખા તમતમતા ઉત્તેજક પદાર્થો ખાવાને લીધે આંતરડાંમાં અસ્વાભાવિક ઉશ્કેરાટ થવા પામે છે અને પછી તે ઉશ્કેરાટ પ્રમાણે આંતરડાંઓને કામ કરવું પડે છે; અને પરિણામે આંતરડાંઓની સ્વાભાવિક શક્તિ નષ્ટ થવા પામે છે; અને અંતે આ રોગ ઉત્પન્ન થાય છે. જેમાં જસતનો કાંઈક અંશ મિશ્ર થઈ ચૂક્યો હોય છે, તેવું પાણી પીવામાં આવે તો તેને લીધે પણ સખ્ત કબજિયાત થઈ જાય છે. જે શહેરમાં પાણીના નળો હોય છે, ત્યાં ઘણે ભાગે તે નળો સીસાના બનેલા હોય છે. એનો થોડો ઘણો અંશ પાણીમાં ભળવા પામે છે; અને જે લોકો આવું પાણી પીએ છે, એઓને કબજિયાત, અપચો, મન્દાગ્નિ વગેરેની ફરિયાદ તેમજ મોઢું આવી જવું અને પેટાં ચઢી જવાં વગેરે રોગ થવા પામે છે; અને જે લોકો પીવાના પાણી તરીકે ઘણે ભાગે કૂવાનાં પાણીનો ઉપયોગ કરે છે, તેઓને નળનાં પાણી પીનારાઓને કબજિયાતની જેટલી વધુ ફરિયાદ હોય છે, તેટલી કદી હોતી નથી. ચા, કોફી વગેરેનું વધુ પ્રમાણમાં સેવન કરવામાં આવે તો તેથી પણ કબજિયાત, અપચો અને મન્દાગ્નિ જેવા રોગ થઈ જવા પામે છે.

જેને આ રોગ થયો હોય છે, એનું માથું ભારે રહે છે, માથામાં દુખાવો થયા કરે છે, પેટમાં દુખ્યા કરે છે, અને નાખુશી રહ્યા કરે છે. આળસ, કામમાં ચિત્ત ન ચોંટવું, નિર્બળતા, તર્કશક્તિનો નાશ, અજંપો, ભોજનમાં અરુચિ, અને મૂત્રાશયમાં દર્દ થવું, એ વગેરેનું પણ આજ કારણ હોય છે.

કબજિયાત દૂર કરવા માટે ઉપવાસ એ લાભકારક છે. જે માણસ પોતાની પચાવવાની શક્તિનો ખ્યાલ કર્યા વિના પચવામાં ભારે એવા પદાર્થો ખાવાનું દિલ કરે છે, તેણે તેમાંથી પોતાના દિલને વાળી કાબુમાં રાખવા પ્રયત્ન કરવો જોઈએ. ઉપવાસ કરવાથી શરીરમાંના દૂષિત પદાર્થોનો નાશ થાય છે;- શરીરનું બળ ઘટેલું માલુમ પડે છે છતાં માનસિક બળ પ્રબળ થવા પામે છે અને શરીરમાં સ્ફૂર્તિ અને ઉત્સાહ આવી જાય છે. ઉપવાસ કરવાને લીધે પાચન-રસો વધુ પ્રમાણમાં ઉત્પન્ન થતા અટકે છે, અને તેથી તે અવયવોને આરામ મળે છે. જે માણસ ઉપવાસ કરે છે, એની ધાતુઓનું પોષણના સ્થાનમાં શોધન થાય છે; અને પરિણામે મળ ખાખ થઈ જાય છે. ઉપવાસના શરૂના બે ત્રણ દિવસો તો જરા તકલીફથી વીતે છે, શ્વાસોચ્છ્વાસ અને પરસેવામાં બદબો જેવું માલુમ પડે છે તેમજ જીભ પર સફેદ છારી જામેલી લાગે છે; પરંતુ ખરું જોતાં એ સમયમાં દૂષિત મળ શ્વાસોચ્છ્વાસ અને પરસેવા મારફત બહાર નીકળતો હોય છે અને શરીરની અન્તર્ગત શુદ્ધિ થતી હોય છે. હા, એટલું ધ્યાનમાં રાખવાનું ખરું કે વધુ ઉપવાસ કરવા એ પણ નુકસાન કરનાર છે; માટે પોતાની શક્તિની ઉપરવટ થઈ કદીપણ ઉપવાસ કરવા ન જોઈએ. તાવી ઊઠેલ, નિર્બળ અને થોડા લોહીવાળા મનુષ્યને ઉપવાસ ફાયદો કરનાર નથી થતો. આવા મનુષ્યોએ સરળતાથી પચી જાય તેવા પદાર્થો જોઈતા પ્રમાણમાં જ લેવા જોઈએ. સવાર-સાંજ સ્વચ્છ હવામાં ફરવું, એ આ રોગમાં વધુ લાભકારક છે. સ્વચ્છ હવાનું સેવન કરવાથી લોહી શુદ્ધ થાય છે, શરીરમાં બળનો વધારો થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમજ આંતરડાંઓમાં પિત્તનું પ્રમાણ યોગ્ય રીતે થાય છે; તેથી કબજિયાત દૂર થાય છે. K

# દાંપત્ય-જીવનમાં નરનારીના કાર્યવિભાગ



[ લેખક :—શ્રી. નરસિંહભાઇ પટેલ ]

*

(૧)

**આપણ** માનવી જીવીએ છીએ, ત્યારે આપણે જીવનધર્મ હોય એ સ્વાભાવિક છે. પ્રાણીમાત્રને તેમજ માનવીને પણ આત્મરક્ષણનો તથા વંશવર્ધનનો સ્વાભાવિક ધર્મ છે. માનવી સામાજિક પ્રાણી છે, માટે સમાજના રક્ષણમાં માનવીના એ સ્વાભાવિક ધર્મ સિદ્ધ થાય છે. પ્રત્યેક માનવી સમાજદેહનું અંગ છે, તેથી સમસ્ત સમાજના રક્ષણમાં પ્રત્યેક માનવીનું રક્ષણ છે. ત્યારે આત્મરક્ષણને અને વંશવર્ધનને માટે પ્રત્યેક માનવીએ સમાજનું રક્ષણ સાધવું ઘટે અને સમાજના રક્ષણને માટે સ્નેહે અને જ્ઞાને સમાજની સેવા કરવી ઘટે. પ્રત્યેક માનવીનો ત્યારે આ ધર્મ રહ્યો.

પણ માનવીમાં નરનારીના સ્વાભાવિક જાતિભેદ છે. ત્યારે એ જાતિભેદને અનુકૂળ અને અનુરૂપ નરનારીના સેવાધર્મમાં પણ ભેદ ને વિભાગ હોય એ પણ છેકજ સ્વાભાવિક છે. આદિ માનવસમાજમાં લગ્નસંસ્થાનો ઉદય થયો નહોતો ત્યારથી એ સેવાવિભાગ સ્વાભાવિક રીતે વિકસવા લાગ્યા હતા, લગ્નસંસ્થાનો ઉદય થયો ત્યારે એ સેવાવિભાગ એકબીજાને સહાયક બન્યા ને સામંજસ્ય પામ્યા.

નરનારી લગ્નમાં જોડાઇને દંપતી થયાં; એ મટી એક બન્યાં. અને એ પ્રાચીન કાળે પણ એ સમાજનાં નરનારીને સૂઝ્યું તે પ્રકારે તેમણે આત્મરક્ષણ અને વંશવર્ધન માટે, સમાજરક્ષણને અર્થે સેવા કરવા માંડેલી. એ કાળે પણ માનવી સમજેલો કે પતિપત્ની લગ્ને તો એક થયાં, પણ બીજી રીતે–શરીરે ને બુદ્ધિએ–તો સ્વાભાવિક રીતે જુદાં જ છે; એટલે એ બે જણ સ્વાભાવિક રીતે જ જુદાં જુદાં કાર્ય કરી શકે. પુરુષમાં બીજધર્મ–જનકધર્મ છે, એટલે એ સ્વતંત્રભાવે સદાસર્વદા બહાર રખડી શકે છે, તેમાં એને બહુ અંતરાય નથી. સ્ત્રીમાં ક્ષેત્રધર્મ છે–જનનીધર્મ છે, એટલે બહાર રખડવામાં એને વારંવાર અંતરાય નડે છે, અનેક પ્રતિકૂળતાઓ નડે છે, એટલે એને ઘરમાં રહેવું અનુકૂળ પડે છે. પુરુષના જેવું સ્ત્રીનું શરીર પણ ખડતલ નથી, એટલે પણ સ્ત્રીને બહાર રખડવા કરતાં ઘેર રહેવું વધારે અનુકૂળ પડ્યું છે.

આથી સ્ત્રી ઘેર રહી પ્રજનન કરે અને સંતાનસેવા કરે, સાથે સાથે અનુકૂળ હોવાથી ગૃહવ્યવસ્થા પણ કરે; પુરુષ એ સ્ત્રી સંતાન–કુટુંબ–માટે ભરણપોષણની વ્યવસ્થા કરવા બહાર ફરે. એવા સેવાવિભાગ પ્રાચીન કાળે સ્વાભાવિક રીતેજ પડવા લાગ્યા. ભરણપોષણનું મુખ્ય સાધન તે કાળે ખેતી હતું. અને તે સહજ સેવાવિભાગે કરીને પ્રાચીન સૅક્સન (Saxon) ભાષામાં પતિનું નામ Husbonda, Husbunda (Hus ઘર, bonda બાંધી રાખનાર,) પડ્યું; અને એનો અર્થ વિકાસ પામીને 'કરકસર કરનાર' અને 'ખેતી કરનાર' પણ થયો. એ મૂળ શબ્દ વિકાસ પામીને અંગ્રેજીમાં Husband (પતિ) અને Husbandman (ખેડૂત) શબ્દ થયા છે. તેવી જ રીતે Wife શબ્દ (જ. Weben, અં. Weave, સં. વપ્ કાંતવું, એ ધાતુ ઉપરથી) થયો છે અને એનો મૂળ અર્થ 'કાંતનારી' છે. પુરુષ ખેતરમાં

ખેતી કરી અનાજ પકવે, કપાસ પણ પકવે; સ્ત્રી ઘેર રહી કુટુંબને એ અનાજથી જમાડે, એ કપાસને કાંતીને વસ્ત્ર બનાવે. પરિણામે પુરુષમાં બુદ્ધિબળનો ને શરીરબળનો વિકાસ થતો આવ્યો છે; સ્ત્રીમાં વાત્સલ્યબળનો, સ્નેહબળનો વિકાસ થતો આવ્યો છે. આમ કાળે કરીને બંનેનો વિકાસ જુદી જુદી દિશામાં અને જુદા જુદા પ્રમાણમાં થયો છે. પ્રાચીન કાળથી સર્વે દેશની સર્વે જાતિઓનો સેવાવિભાગનો આ આછો ઇતિહાસ છે.

અને એમ વિકાસ પામેલા સેવાવિભાગમાં કોઈ ઊંચું નથી, કોઇ નીચું નથી; બન્ને પોતપોતાને સ્થાને ઉચ્ચ ને પવિત્ર છે. એક વિના બીજું વંધ્ય છે, નિરર્થક અપૂર્ણ છે; એકબીજાને સફળ, સાર્થક ને પરિપૂર્ણ બનાવે છે. અને ધર્મમાં અધિકારનો પ્રશ્ન તો ઊભો થઇ શકતો જ નથી.

પણ પશુમાંથી માનવીનો અવતાર થયો ત્યારથી જ પુરૂષ સ્ત્રી કરતાં શરીરબળીયો હતો, અને તેથી તે સ્ત્રીને દબાવતો આવતો હતો. આથી તેણે પોતાને ઊંચો માન્યો, સ્ત્રીને નીચી માની; પોતાની સેવાને મહત્ત્વની માની, સ્ત્રીની સેવાને તુચ્છ માની; વળી એણે સેવામાં અધિકારનાં બીજ વાવ્યાં; સ્ત્રીને પુરૂષના સેવાક્ષેત્રમાં પેસવાનો અધિકાર નથી એમ માન્યું, મનાવ્યું; પરિણામ એ આવ્યું કે પુરૂષ કરે એ સર્વ સેવા–અને પછી તો ધંધા–ઊંચા, સ્ત્રી કરે એ સર્વ સેવા–ધંધા તુચ્છ; પુરૂષ કુટુંબનિર્વાહ માટે ધન કમાય માટે *सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते* એમ મનાયું. પ્રજનન જેવી ભાવિ સમાજની ઉત્તમ સેવા પણ સ્ત્રી કરે માટે જ તુચ્છ મનાઈ!

પુરૂષે સમાજમાં આ દુર્ભાગ્ય ખડું કર્યું; પણ સ્ત્રીએ એ વાત માની લીધી તે દિવસે સમાજનું એ દુર્ભાગ્ય પરિપૂર્ણ થયું. સ્ત્રીએ પોતાને પુરૂષની દાસી માની લીધી, પુરૂષની સેવા કરતાં પોતાની સેવાને તુચ્છ માની લીધી. કાળ જતે આ ભ્રમણાનો વિકાસ થતો આવ્યો; અને આ નૂતન યુગમાં સ્ત્રીજાતિ જાગ્રત થઈ ઊઠી એટલે એ ભ્રમણા તેને બેવડા રૂપે દબાવવા લાગી. સ્ત્રીપુરૂષ બન્ને પોતપોતાના સ્થાનમાં ને સેવાક્ષેત્રમાં સમાન છે એ વાત એ ભૂલી. પુરૂષે તેને નીચી માની છે માટે પોતે નીચી થઇ ગઈ છે એ ભ્રમણાએ તે પુરૂષની સાથે સર્વ ક્ષેત્રમાં સ્પર્ધા કરીને સમાનતા પ્રાપ્ત કરવા મથી રહી છે, સેવા ભૂલી અધિકારને નાદે ચઢી છે; અનેક પ્રકારે એ પોતાને પરાધીન માની રહી છે ને તેમાંયે તેને આર્થિક પરાધીનતા અતિ ઘણી સાલી રહી છે. બેશક એને પુરૂષે સર્વ વિષયોમાં પરાધીન બનાવી દીધી જ છે, પણ પોતે પુરૂષથી નીચી છે અને 'પરાધીન છે એ ભ્રમણાએ તેને વધારે નીચી ને પરાધીન બનાવી મૂકી છે. અને વળી પુરૂષના સેવાક્ષેત્રમાં જઇ તેની સ્પર્ધા કરવાથી પોતાને મુક્તિ મળશે એમ માનીને આજે એવી સ્પર્ધા કરી રહી છે; એ એનું ને સમસ્ત સમાજનું દુર્ભાગ્ય છે.

પુરૂષ પોતાને ઊંચો માને છે, સ્ત્રીને નીચી માને છે; એટલે તો એ પોતાના ઊંચા માનેલા કાર્યક્ષેત્રમાંથી નીકળીને નીચા માનેલા કાર્યક્ષેત્રને અડવામાં પણ લાજ માને છે. મહાત્માજીએ રેંટિયાનો ઉપદેશ કરવા માંડયો ત્યારે અનેક પુરૂષોએ 'એ તો સ્ત્રીનું કામ છે' એમ કહીને રેંટિયાને હાથ અડાડવાની સાફ ના પાડેલી; અને મહાત્માજી જેવા સમર્થ ધર્મપુરૂષ ન આવ્યા હોત તો આજે પણ ભાગ્યેજ કોઇ પુરૂષ રેંટિયાને હાથ અડાડતો હોત. પણ સ્ત્રી તો આજે પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશવા દોડી રહી છે, કારણકે એણે પુરૂષને પોતાના કરતાં ઊંચો સ્વીકારી લીધો છે એના કાર્યક્ષેત્રમાં પોતાની મુક્તિ માની લીધી છે. સાચી રીતે તો આ દાસ્યવૃત્તિમાં જ એની પરાધીનતા છે. એ દાસ્યવૃત્તિ (Inferiority Complex) ત્યજવામાં જ એની, એને દાસી માની બાંધી રાખનાર પુરૂષની ને સમસ્ત સમાજની મુક્તિ છે.

પુરૂષમાં પણ એવી દાસ્યવૃત્તિ નથી એમ નથી; પ્રભુલોકના અનેક આચારવિચારનું અનુકરણ વિનાસમજ્યે દાસલોક કરે છે. અંગ્રેજ પ્રભુઓનાં કોટપાટલૂન ને હેટ આપણા ગરમ દેશને પ્રતિકૂળ

હોવા છતાં અનેક હિંદી દાસો પહેરે છે, એમાં એ દાસ્યવૃત્તિ સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. સેવાને અને અનુકૂળતાને અર્થે સર્વે રૂઢિબંધનો તોડવાં એ ઇષ્ટ છે, પણ છોકરાઓ પહેરે છે માટે જ છોકરીઓ પહેરણ-ચડ્ડી પહેરે તો એ દાસ્યવૃત્તિ છે. ભવિષ્યમાં કોઇ કાળે બનવા જેવું દેખાતું તો નથી, પણ કદાચ એમ બને કે પુરૂષ સ્ત્રીને પોતાના કરતા ઊંચી માનતો થશે, આજે છે તેથી ઊલટી જ રીતે સ્ત્રી પુરૂષની આદર્શદેવતા થશે, ત્યારે પુરૂષ સ્ત્રીના વેશનું અનુકરણ કરીને સાડી-ચરણિયા પહેરતો થશે અને 'પ્રજનન ને વાત્સલ્ય ન આવડે એ તે માણસ છે ?' એવાં સ્ત્રીનાં મહેણાં ખાતો થશે! પણ એ દાસ્યવૃત્તિથી પુરૂષનો ઉદ્ધાર નથી. આજની દાસ્યવૃત્તિથી સ્ત્રીનો ઉદ્ધાર નથી. એણે એ દાસ્યવૃત્તિ છોડવી જોઇશે અને ત્યારે પુરૂષે પણ પોતાની પ્રભુવૃત્તિ ( Superiority Complex ) છોડવી જ પડશે.

પણ પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશી તેની માથે સ્પર્ધા કર્યાથી સ્ત્રી પોતાની દાસ્યવૃત્તિ નથીજ તોડી શકવાની. પુરૂષે સ્ત્રીને હલકી માની છે, મનાવી છે; એટલે સ્ત્રીનાં કાર્યને પણ એ હલકાં માને છે, રેંટિયાને સ્ત્રીનું કાર્ય માને છે, રસોઇને સ્ત્રીનું કાર્ય માને છે, માટે એ નથી કરતો. યુરોપમાં હવે સ્ત્રીઓએ પુરૂષના કાર્યક્ષેત્રમાં પ્રવેશીને ટાઇપીંગનું ને ટેલિફોનીગનું કાર્ય કરવા માંડયું છે, ત્યારે એને સ્ત્રીનું ને તેથી હલકું કાર્ય માની પુરૂષે છોડવા માંડયું છે અને શબ્દનો શબ્દેશબ્દ સંદેશો બોલનાર પુરૂષ હોય તો તેને પણ મશ્કરીમાં ટેલીફોન ગર્લ કહે છે અને ત્યારે પુરૂષે સ્ત્રીને હલકી માન્યા જ કરી છે.

રશિયાનો પ્રવાસ કર્યા પછી અને ત્યાંના સમાજનું સારી રીતે અવલોકન કર્યા પછી બેન કપિલાબેન ખાંડવાળા આમ લખે છેઃ "અત્યારે આપણા સમાજસુધારકોનો આદર્શ પશ્ચિમના દેશો છે. ત્યાંના સમાજમાં સ્ત્રીની સ્થિતિ આપણા સમાજની સરખામણીમાં સ્વર્ગ જેવી લાગે છે. ત્યાંની સ્ત્રીઓ ડૉક્ટરો અને વકીલો થાય છે. પુરૂષના લગભગ દરેક ધંધામાં સ્ત્રી માથું મારે છે. પણ તેથી શું ? પુરૂષના ધંધા સ્ત્રીએ કરવા માંડયા એટલે સ્ત્રી પુરૂષની હરોલમાં ઊભી રહી ગઇ ? આપણે ત્યાં બજારમાં ઘણી સ્ત્રીઓ શાક વેચવાનો ધંધો કરે છે. મુંબઇ બાજુએ માછલી વેચવાનો ધંધો લગભગ માછણોથી ચાલે છે. મીલમાં સ્ત્રી અને પુરુષ બંને કામ કરે છે. એ વર્ગની સ્ત્રીઓને એ વર્ગના પુરૂષો જેટલા હક્કો મળી ગયા છે, એમ કોઈ પણ એમની સ્થિતિનો અભ્યાસી કહી શકશે ? આપણે ત્યાં જે સ્થિતિ થોડા પ્રમાણમાં છે તે સ્થિતિ ત્યાં આખા દેશમાં પ્રસરી છે. બીજું કંઇ વધારે છે ? આપણા દેશમાં સ્ત્રીઓને મારે પીટે છે ને ત્યાં નથી મારતા; ત્યાં સ્ત્રીને ફૂલની માફક રાખે છે. ગાડીમાં ઊભા થઇને જગ્યા આપે છે કે મોટરમાં ચઢતી વખતે હાથ આપે છે. આપણા દેશમાં આવી સ્થિતિ નથી, એટલી આપણા સંસારમાં ખામી છે, અથવા તો આપણે આપણી વસ્તુઓને સારી રીતે રાખતાં શીખ્યા નથી. પણ એમાં કઇ રીતે અમેરિકાની અને ઇંગ્લેણ્ડની સ્ત્રીઓને પુરૂષોની સમાન કહી શકાય ? આપણે સ્ત્રીઓને ઢોરની માફક રાખીએ છીએ, તે લોકો ઢીંગલીની માફક રાખે છે. એ સિવાય બીજો કયો ફેર છે ? સ્ત્રીને વિષે મિલકતની ભાવના, ભોગ્ય વસ્તુની ભાવના, સ્ત્રી રક્ષણને યોગ્ય છે, સ્ત્રી અબળા છે એવી ભાવના તો કાયમ જ રહી. કઇ રીતે સ્ત્રીનું માન સમાજમાં વધ્યું કહેવાય ?" ( 'ગુજરાત સમાચાર' તા. ૨૯ : ૭ : ૧૯૩૪ ).

અને ત્યારે ટોલ્સ્ટોય સાચું જ કહે છે કે "જે સ્ત્રીઓ પુરૂષોચિત કાર્યોની અને પુરૂષસમાન સ્વતંત્રતાની માગણી કરે છે તે સામાન્ય રીતે તો સ્વચ્છંદાચાર કરવાની છૂટની જ માગણી કરે છે, જો કે એમની એ માગણીનો એવો અર્થ થાય, એનું એમને ભાન નથી હોતું. અને આવી સ્વચ્છંદાચારની છૂટને પરિણામે કુટુંબજીવનની ભૂમિકાથી ઉચ્ચ સ્થિતિ ભણી પોતે ગતિ કરી રહી છે એમ ધારે છે, પણ ખરેખર તો કુટુંબજીવનની ભૂમિકા કરતાં પણ એ નીચે જ સરતી જાય છે" ( 'સ્ત્રી અને પુરૂષ' : ૧૨૮ ).

અને એવા સ્વચ્છંદાચારથી એની સ્ત્રીશક્તિને હાનિ પણ થાય છે. એક લેખક લખે છે કે: The woman who spends the whole day at a desk, in the courts, or in a house of assembly, may be a most honouralbe and most useful individual, but she is no longer a woman; she cannot be a wife, she cannot be a mother ('અભિનવ કામશાસ્ત્ર : ૨૪૧ ). " જે સ્ત્રી આખો દિવસ કચેરીમાં, ન્યાયમંદિરમાં કે ધારાસભામાં ગાળે છે તે બહુ જ સંમાનિત અને બહુ જ ઉપયોગી વ્યક્તિ હશે, છતાં પછી તે સ્ત્રી તો નથી જ; એ ન તો પત્ની થઇ શકે, ન તો માતા થઇ શકે, " અને જે પોતાના જનનીધર્મ–માતૃધર્મને અવગણે તે પોતાના સ્વાભાવિક ધર્મ અને સમાજવિરૂદ્ધ દ્રોહ કરે છે, એમ પુરૂષની સાથે તેના કાર્યક્ષેત્રમાં સ્પર્ધા કરવા માટે અવિવાહિત રહેનાર સ્ત્રીએ પણ સમજવું ઘટે.

અને મહાત્માજી કહે છે : " ઑફિસો, ધંધાઓ તથા નોકરીનાં સ્થાનો સ્ત્રીઓ માટે ખુલ્લાં રહે એ જોવાની મારી ઇચ્છા છે, નહિ તો પછી ખરી સમાનતા સંભવી જ ન શકે. પરંતુ હું નિખાલસપણે આશા રાખું છું કે સ્ત્રીઓ ગૃહરાણી બનવાનો પોતાનો પરાપૂર્વથી ચાલતો આવેલો હક્ક જાળવી રાખશે અને તેનો અમલ કરશે. આ ઉચ્ચ પદ ઉપરથી તેને કદી ઉતારી પાડવી ન જોઇએ. ગૃહરાણી વિનાનું ઘર તે શૂન્ય સ્મશાનવત્ જ હોય. દાખલા તરીકે હું એવું એક પણ સુખી ઘર નથી કલ્પી શકતો કે જેમાં સ્ત્રી 'ટાઇપિસ્ટ' હોઇને ભાગ્યે જ ઘરમાં રહેતી હોય. બાળકોની કોણ સંભાળ રાખે ? ગરીબ ઘરના ઉજ્જવળ રત્ન સમાન બાળક વિનાનું ઘર તે ક્યાંથી જ શોભે ?

" કોઈ ચતુર સ્ત્રીએ દુનિયામાં કમાવા માટે બહાર પડીને, પોતાનાં બાળકોની સંભાળ રાખવા પૂરતું ધન ખર્ચીને ઘણો પૈસો પેદા કર્યો હોય અને પોતાનાં બાળકોને માટે ઘણું કર્યું હોય એવા જૂજ દાખલા કદાચ ટાંકી બતાવવામાં આવશે. અસાધારણ સ્ત્રીઓ અપવાદરૂપ જ ગણાય. જીવનના દરેક દૃષ્ટિબિંદુમાં અપવાદ હોય છે, પરંતુ અપવાદ ઉપરથી સામાન્ય નિયમ બાંધી શકીએ નહિ. સામાન્ય રીતે પિતાએ જ ગુજરાનનું સાધન મેળવવું જોઇએ. જો તેને એવી ખાત્રી હોય કે તેનું ઘર સુખી છે તો તે વધુ સરસ રીતે ગુજરાન મેળવી શકે. માતા આપી શકે એવી સુંદર સંભાળથી બાળકને વંચિત રાખવું એ તેના ઉપર અન્યાય કરવા સમાન જ છે. બાળકને ઉછેરવું અને તેનું ચારિત્ર્ય ઘડવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. અને તે ઉમદા કર્તવ્ય છે. પુરૂષોના જેટલી જ સમાનતા સ્ત્રીઓને મળે એવું હું ઇચ્છું છું; પરંતુ પોતાનાં બાળકો પ્રત્યેની પવિત્ર ફરજમાં જો તે ચૂકે તો પછી થએલી હાનિનો કોઈ પણ રીતે બદલો મળી શકેજ નહિ " ( 'ડેલી હેરાલ્ડ' માંના ખાસ લેખ ઉપરથી 'મુંબઇ સમાચાર' તા. ૧૫ : ૧૦ : '૩૧ )

અને છતાં યે સ્ત્રી પ્રત્યે સન્માન ને સહાનુભૂતિ રાખનાર પુરૂષો સ્ત્રીઓને પોતાના કાર્યક્ષેત્રમાં પ્રવેશવા ઉત્તેજન આપશે પણ ખરા; પણ તેથી પરિણામ તો એ ને એ જ આવશે. આજે સ્ત્રીને તેના શરીરબળના પ્રમાણમાં જ, એટલે પુરૂષમજૂર કરતાં ઓછી મજૂરી મળે છે. અને જ્યારે પુરૂષની કમાણી ઉપર સ્ત્રીઓ કાપ મૂકતી તેમને લાગશે ત્યારે, દેશપરદેશની આર્થિક વ્યાપારનીતિમાં જોઇએ છીએ તેમ પુરૂષો સ્ત્રીઓને પોતાના કાર્યક્ષેત્રમાંથી બળે પણ હાંકી મૂકશે આજે હર હિટલરે જર્મન રાજ્યની બધી ઑફિસોમાંથી સ્ત્રીઓને રજા આપી દીધી છે અને તેમની જગ્યાએ પુરૂષોને ગોઠવી દીધા છે; સ્ત્રીઓને વૈદ્યકીય વિદ્યાપીઠોમાં દાખલ નહિ કરવાનો પણ નિયમ કરી દીધો છે. કેનેડાના ક્વિબેક પ્રાન્તમાં સ્ત્રીઓને ઘર બહાર કામે નહિ જવા દેવાની હિલચાલ ઊભી થઇ છે. આગળ દોડના યુરોપમાં પણ સ્ત્રીઓની આમ અવદશા થવા લાગી છે.

ત્યારે પુરૂષના કાર્યક્ષેત્રમાં તેની સ્પર્ધા કરવી એ સ્ત્રીની દાસવૃત્તિનો નાશ કરવાનો સાચો ઉપાય

નથી. સાચો ઉપાય તો એજ છે કે સ્ત્રીએ પોતાનું સ્વાભાવિક ને સાચું સ્થાન જાણવું: પોતે જનની છે, એ સમજવું; જનની સહજ કાર્યક્ષેત્રમાં રહી ત્યાં ઉત્તમ પ્રકારે સમાજસેવા કરવી, એ ક્ષેત્રમાં પોતે અબળા નથી, પણ પ્રબળ જગદંબા છે એમ સમજવું; એકંદરે એને પોતાનું સાચું આત્મભાન થવું, એજ પોતાની દાસ્યવૃત્તિના નાશનો સાચો ઉપાય છે—એમાંજ એનો, પુરૂષનો ને સમસ્ત સમાજનો સાચો ઉદ્ધાર છે.

અને ત્યારે સ્ત્રીપુરૂષ પોતપોતાના ઉચિત કાર્યક્ષેત્રમાં રહીને સમાજસેવા કરે, એજ તેમનો સાચો ધર્મ છે. સમર્થ વિચારક બર્નાર્ડ શો કહે છે: "સ્ત્રીઓએ જીવન તરફ દૃષ્ટિ રાખવાની છે, પુરૂષોએ મૃત્યુ તરફ અને સ્ત્રીધર્મ અને પુરૂષધર્મ વચ્ચે એજ મહત્ત્વનો ભેદ છે. સ્ત્રીઓને ભય પામવાની ફરજ પડી છે. પુરૂષોને સાહસ કરવાની. સ્ત્રીનું શૌર્ય જીવનની શુશ્રૂષા અને રક્ષા કરવામાં છે, પુરૂષનું શૌર્ય તેનો નાશ કરવામાં ને મૃત્યુને ભેટવામાં છે" ( પૃ. ૪૪૦ ) "બાળકોને જન્મ આપવો અને તેમને ઉછેરવાં તથા ગૃહવ્યવસ્થા રાખવી એ સ્ત્રીનો કુદરતી ઇજારો છે અને આ માનવસમાજનું સૌથી મહત્ત્વનું અંગ હોવાથી એથી સ્ત્રીને એવી સત્તા ને એવું મહત્ત્વ મળ્યું છે કે તેને બીજા ધંધામાંથી મુક્તિ મળી છે અને પુરૂષ એના ઇજારાને અડી પણ શકે નહિ. આમાં જો કંઈ ગુલામગીરી હોય તો તે કુદરતે આપેલી છે, પુરૂષે નહિ એથી તો સ્ત્રી પુરૂષને ગુલામ બનાવે છે, ને પુરૂષસમસ્યા ( Man-Question ) ખડી કરે છે, જેને આજે છેક ખોટી રીતે સ્ત્રીસમસ્યા ( Woman-Question ) કહેવામાં આવે છે. સ્ત્રી પત્ની છે, માતા છે...નાના પુત્રોની પેઠે કુંવારી પુત્રીઓ ડોક્ટર, બેરિસ્ટર, ધર્મગુરૂ, વહીવટદાર, હિસાબનીસ, દુકાનદાર, ટાઇપિસ્ટ ( અને અમેરિકામાં સ્ટેનોગ્રાફર ) થાય છે ત્યારે પોતાના સ્ત્રીત્વને તેઓ રૂંધી દે છે" ( પૃ. ૧૭૬ )

"સ્ત્રીનું સૌથી મહત્ત્વનું અનિવાર્ય કાર્ય બાળકોને જન્મ આપવાનું અને તેમને ઉછેરવાનું તથા ગૃહવ્યવસ્થા રાખવાનું છે એ કાર્ય માટેનો બદલો તેને પ્રત્યક્ષ રીતે પૈસાદ્વારા નથી ચૂકવાતો, પણ પરોક્ષ રીતે પુરૂષદ્વારા ચૂકવાય છે. અનેક મૂર્ખ માણસો સ્ત્રીના એ કાર્યને કાર્યજ નથી લેખવતા અને કુટુંબનું ભરણપોષણ કરવાના પોતાનાજ કાર્યને કાર્ય માને છે. આ છેકજ મૂર્ખાઈ છે. સમાજના અસ્તિત્વને માટે ઘરમાં સ્ત્રીનું કાર્ય પહેલેથી તે છેલ્લે સુધી ઉપયોગી છે બાકી તો લાખો પુરૂષો નિરર્થક અથવા તો સ્પષ્ટ રીતે હાનિજનક કામમાં પડેલા હોય છે. એમાં એમનો બચાવ એટલોજ છે કે એ રીતે તેઓ પોતાની ઉપયોગી અને આવશ્યક પત્નીઓનું પોષણ કરે છે પણ પુરૂષોએ કંઇક પ્રપંચથી, કંઇક વિવેકભ્રષ્ટતાથી અને સ્ત્રીઓની સાચી કિંમત કબુલીશું તો એ માથે ચઢી વાગશે અને ઘરની ધણિયાણી થઈ બેસશે, એ ભયથી જ ઘણું કરીને તો એવી ભાવના ખડી કરી દીધી કે સ્ત્રીઓ તો કશુંય કમાતી નથી, જે કંઇ કમાય છે તે પુરૂષોજ કમાય છે; અને એમ કહીને ગૃહવ્યવસ્થાના ધન ઉપર પત્નીઓને અધિકાર આપવાની ના પાડી" ( પૃ. ૧૯૬ ). પણ સમાજનું સાતત્ય અખંડ રાખવાને પુરૂષ કરતાંયે સ્ત્રી વધારે મહત્ત્વની છે યુદ્ધોમાં સો જુવાન જોદ્ધાઓમાંથી નવ્વાણું માર્યા જાય તો એ ખોટ પૂરી શકાય: સો જુવાન સ્ત્રીઓમાંથી નવ્વાણું મારી જાય તો તો જાતિનો અંતજ આવી ગયો સમજવો. આમ સ્ત્રી જેવા અતિ મહત્ત્વના અંગને યુદ્ધમાં મોકલીને તેનો નાશ કરવો એ ભયંકર હોવાથી તેને લશ્કરમાંથી બાતલ રાખી છે, એ યોગ્યજ કર્યું છે. પણ આજે યુદ્ધો રણક્ષેત્રમાંજ નથી લડાતાં, પણ ઘેર કામકાજ કરતાં સ્ત્રીપુરૂષો ઉપર કંઈ પણ વિવેક વિના બોમ્બ અને ઝેરી વાયુ છોડવામાં આવે છે, અને તેથી આજનાં યુદ્ધો પહેલાંનાં કરતાં અતિ ભયંકર છે."
( The Intellectual Woman's Guide to Capitalism and Socialism પૃ ૧૭૫ )

અને માટેજ પ્રકૃતિથી પણ પુરૂષ કરતાં સ્ત્રીને વધારે લાંબુ આયુષ મળેલું છે.

ત્યારે સ્ત્રી અને પુરુષ એ બે પ્રકૃતિથીજ શરીરે, સ્વભાવે ને ગુણે ભિન્ન હોવાથી એ બેના સ્વાભાવિક ધર્મ પણ ભિન્નજ હોઇ શકે. એક બીજાના ક્ષેત્રમાં પ્રવેશીને બંનેના સેવાક્ષેત્રને એકાકાર કરી નાખે તો સમાજ કે સ્ત્રીપુરુષમાંથી કોઇને લાભ નથી, હાનિજ છે. स्वधर्मो भयावहः એ ગીતાવાક્ય અહીં અક્ષરશઃ સાચું છે.

(૨)

પતિપત્નીના ધર્મ પરસ્પર પ્રત્યે, સંતાન પ્રત્યે અને સમાજ પ્રત્યે નિરનિરાળા છતાં, એકબીજાને એ ધર્મો પરસ્પર પૂરક છે. જેમ દંપતીમાં એક વિના બીજું અંધ છે, પંગુ છે, બન્ને મળીને पंगवन्धवत् સંપૂર્ણ છે, તેમ તેમના ધર્મો વિષે પણ છે બન્નેના ધર્મનો જ્યારે સમન્વય થાય છે ત્યારે पंगवन्धवत् સમસ્ત ને સંપૂર્ણ બની ગૃહની ને સમાજની સેવા કરી શકે છે, નહિ તો એક બીજા વિના અંધ છે, પંગુ છે.

સ્ત્રીપુરુષના "સેવાના પ્રકાર વચ્ચે ભલેને ભેદ હોય, એ બન્ને પ્રકારની સેવાઓ સરખા મહત્ત્વની છે. એકના વિના બીજાનો સંભવ પણ કલ્પી શકાય એમ નથી, એક ઉપરથી બીજીનું સ્વરૂપ નિર્ણીત થાય છે પોતાનું કર્તવ્ય સિદ્ધ કરવા માટે એ ઉભય પ્રકારની સેવાઓમાં સત્ય જ્ઞાનની આવશ્યકતા છે, અને આવા સત્ય જ્ઞાનને અભાવે સ્ત્રી અને પુરુષ બન્નેની પ્રવૃત્તિઓ માનવજાતિને કેવળ નિરૂપયોગી જ નહિ, પણ વધારામાં ઊલટી હાનિકારક પણ નીવડે છે" ('સ્ત્રી અને પુરુષ' : ૧૩૩) અને ત્યારે સ્ત્રી-પુરુષની સેવાઓ રથનાં બે ચક્રની પેઠે સમાન નથી, ધનુષ્યના કામઠા ને પણછ પેઠે ભિન્ન પણ પરસ્પર પૂરક અને સહાયક છે, સરખા જ મહત્ત્વની છે. અને એ સેવાઓ વિષે બન્નેને સત્ય જ્ઞાન હોવું જોઇએ.

સ્ત્રીપુરુષ લગ્ન કરીને ઘર માંડે ત્યારથી તેમના પરસ્પર પ્રત્યેના દંપતીધર્મ શરૂ થાય છે. વેપારી પેઢીના ભાગીદારો પરસ્પર નિષ્ઠા રાખે તો જ એ પેઢી સફળ ને ઉન્નત થાય, પણ એ પેઢી તો માત્ર આર્થિક દૃષ્ટિએ, ઘણું કરીને સ્વાર્થદૃષ્ટિએ બંધાયેલી હોય છે. દંપતીના જીવનબંધનનું ગૃહ સેવાદૃષ્ટિએ બંધાયેલું છે, એટલે એમાં તો પરસ્પર સ્નેહ, શ્રદ્ધા અને નિષ્ઠા અત્યંત આવશ્યક છે. કોઈ કોઇ પક્ષી-અને પશુ-દંપતીમાં પણ એટલો પ્રચંડ સ્નેહ હોય છે કે એક વિના બીજું જીવી પણ શકતુ નથી, એમ કવિએ હરણ-દંપતીના દૃષ્ટાન્તથી બતાવ્યું છે. ત્યારે સેવાવ્રતને અર્થે જોડાયેલાં માનવ-દંપતીમાં તો એવા સ્નેહ વિના ચાલે જ કેમ? એ સ્નેહ, શ્રદ્ધા ને નિષ્ઠા એ દંપતીનો સૌથી મોટો ને આવશ્યક ધર્મ છે. તે વિના ગૃહયજ્ઞમાં ભંગ પડવાનો.

પોતાના શરીર-અને બુદ્ધિ-બળને અનુસરી પુરુષ બહાર જઇ કઠોર તપસ્યા વડે ગૃહનિર્વાહ માટે સામગ્રી પ્રાપ્ત કરે, તે સામગ્રી વડે સ્ત્રી ગૃહ-વ્યવસ્થા રાખે. એ પરિશ્રમમાં તેમની જે જે શક્તિઓનો નાશ થાય તેને પાછી ફરી પૂરવા બને એક બીજાની સેવાશુશ્રૂષા કરે. પુરુષ ગૃહનો સેવક છે, સ્ત્રી સેવિકા છે. થાકયોપાકયો પુરુષ બહારથી આવે તેને સ્ત્રી આશ્વાસન આપી તેની ક્ષીણ શક્તિને સમર્થ કરે. સ્ત્રીને પણ પુરુષ એમ આશ્વાસન આપ્યે જાય; એટલું જ નહિ પણ ઘેર અવકાશ હોય તો તેના કાર્યમાં સહાયતા કરે.

"આપણે પુરુષો પોતે જેને હાથ અડકાડતાં શરમાતા હોઇએ એવું કોઈ પણ કામ ખાસ સ્ત્રીઓને જ માટે નિર્માયેલું છે, એમ ન ગણવું; પણ શરીરવિષયમાં પુરુષ કરતાં સ્ત્રી નિર્બળ છે, એ જ કારણે પોતાના સઘળા સામર્થ્યનો ઉપયોગ કરી એને સહાયભૂત થવું, અને પોતે જે કામ ઉપાડી શકે એમ હોય તે કામના બોજામાંથી મુક્ત કરવી" ('સ્ત્રી અને પુરુષ' : ૧૨૫). "આજકાલનાં પાલનપોષણમાં આજે ય સ્ત્રીને અનિવાર્ય રીતે વિશેષ બોજો ઉઠાવવો પડે છે, એટલે પુરુષ પોતાના જીવનવ્યવસાયમાં અડચણ ઊભી ન થાય એવી રીતે—અડચણ ઊભી થાય તો હાનિ જ છે, કેમકે

એનો પોતાનો વ્યવસાય પણ કુટુંબપોષણને માટે આવશ્યક છે—બાકીની જેટલી ચિંતાઓ કે પ્રવૃત્તિઓ ઉપાડી શકે એમ હોય તેટલી તેણે ઉપાડી લેવી, એમાં અસ્વાભાવિકતા જેવુ કશું લાગતુ નથી. અને પોતાને માથેથી ઉતારી બધો બોજો સૌથી નિર્બળ તેમ સૌથી આનાધારક વ્યક્તિ ઉપર જ લાદી દેવાની જંગલી પ્રથા આપણા સમાજમાં આટલી બધી જડમૂળ ઘાલીને ન બેઠી હોત તો દરેક પુરુષ એમ અવશ્ય કરત પણ ખરો. પણ આ પ્રથા આપણી આદતોમાં એટલી બધી ઓતપ્રોત થઇ ગઈ છે કે પુરુષવર્ગ સ્ત્રીની સમાનતાનો સ્વીકાર કરે છે, તોપણ ભારેમા ભારે ઉદારચિત્ત સંસ્કારી અને દાક્ષિણ્યવૃત્તિવાળો પુરુષ પણ વિદ્યાગુરુ કે ધર્મગુરુની પદવી મેળવવાનો સ્ત્રીઓને હક છે, એમ પોતાની સઘળી શક્તિથી પ્રતિપાદન કરશે, અથવા કોઈ સ્ત્રીના હાથમાંથી પડી ગયેલો રૂમાલ લેવા પોતાના જાનને જોખમે પણ ધસશે, પણ પોતાની પત્ની, આજારી બનીને પથારીવશ પડી હોય, અથવા થાકીને લોથ થઇ હોય, અથવા પોતાના બાળકના ધારણપોષણમાં વીતેલા લાંબા ગાળા પછી તે કંઈ વાંચવા વિચારવા ઇચ્છતી હોય તે વખતે પોતાના બાળકનાં બગડેલાં કપડાં ધોવાં કે પોતાનાં પુત્રનાં મોજાં તૂણવાં—એવું કામ કરવાનો વિચાર સુદ્ધાં એના મગજમા નહિ ઊતરી શકે.

"આ બાબતમાં લોકમત એટલો બધો વણસી ગયેલો છે કે આવાં કામકાજ કોઈ કરે તો એ હાસ્યાસ્પદ લેખાય, એટલે એવાં કામકાજ કરવામાં ભારે હિંમત ને પુરુષાતનની જરૂર છે." ('સ્ત્રી અને પુરુષ' : ૧૨૪). આપણે ભણેલા તો ખાસ એવાં કામકાજ કરતાં શરમાઈને દૂર ભાગીએ છીએ, એટલુજ નહિ પણ બેઠા બેઠા શેતરંજ ખેલતા હોઇએ કે સૂતા સૂતા સાહિત્યગ્રંથો વાચતા હોઇએ છીએ ત્યારે પણ બાળકને ધવડાવતી કે કપડાં ધોતી કે વાસણ ઊટકતી કે દળણું દળતી સ્ત્રીને પાણીના પ્યાલા માટે પણ ઉઠાડતાં શરમાતા નથી.

પત્નીને બનતે પ્રયત્ને પતિએ સહાયતા કરવી, પતિને બનતે પ્રયત્ને પત્નીએ સહાયતા કરવી, એ ધર્મમાં જ ગૃહસેવા સમાપ્ત નથી થતી ઘરનાં બીજાંની પણ સેવા એ દંપતી કરે. વૃદ્ધોની સેવા પણ અગત્યની છે. સંસારની સેવા કરતાં જ્યારે એમની શક્તિઓ ક્ષીણ થાય ત્યારે તેમને યોગ્ય વિશ્રામ મળવો જોઇએ. વળી હવે એ વૃદ્ધજન મૃત્યુને માર્ગે પ્રવાસ કરી રહ્યાં છે; એ પ્રવાસમાર્ગ બને એટલો એમને સરળ કરી આપવો ઘટે, નિષ્કંટક કરી દેવો ઘટે, એ માર્ગમાંના બધા કાંટા વીણી નાંખવા ઘટે, આપણે પણ એક દિવસ એ માર્ગે જવાનુ છે.

ત્યાર પછી એથી યે મોટો—સમાજમાં કદાચ સૌથી મોટો દંપતીધર્મ સંતાનસેવાનો છે. એ ધર્મમા પિતા બ્રહ્મા છે, સંતાનને જન્મ આપે છે; માતા વિષ્ણુ છે, સંતાનને સ્નેહે પાળીપોષીને ઉછેરે છે. માતાપિતા પોતાનો સ્નેહ એ સંતાનમાં રેડી એકરૂપ બને છે, અર્ધનારીશ્વર શિવસ્વરૂપ બને છે; પણ સ્નેહધર્મ ને સેવાધર્મ જો દંપતી ચૂકે ને પરસ્પર સ્પર્ધા કરે તો ત્રિલોચનરૂપ બની સંતાનને ને સમાજને બાળી ભસ્મ કરી દે છે.

પિતા સૂર્ય છે, માતા ધરિત્રી છે. પિતાસૂર્યથી સંતાન પ્રકાશ ને ઉષ્મા પામે, માતાધરિત્રીથી સ્નેહ ( આકર્ષણ ) ને પોષણ પામે. સૂર્ય સૂર્યપણું છોડે, ધરિત્રીનું સ્વરૂપ ધારણ કરે તો શૈત્યથી ધરિત્રી ઉપરનાં પ્રાણીમાત્રનો સંહાર થાય. ધરિત્રી ધરિત્રીપણું છોડી સૂર્યસ્વરૂપ ધારણ કરે તો બે સૂર્યની પ્રચંડ ગરમીથી સૌનો સંહાર થાય. પિતા પિતાપણું છોડી માતાસ્વરૂપ ધારણ કરે તો સંતાન પ્રકાશ વિના મરે. માતા માતાપણું છોડી પિતાપણું ધારણ કરે તો બે પિતાના પ્રકાશથી સ્નેહ વિના મરે. સંતાનને માટે માતાપિતા બંનેની સેવા પોતપોતાને સ્થાને ઇષ્ટ છે.

"કેવળ પોતાની પ્રવૃત્તિદ્વારા જ ઇશ્વર ને માનવીની સેવા કરવાનું કર્તવ્ય પુરુષને સોંપાયુ છે, ને કેવળ પોતાની સંતતિદ્વારા જ સેવા કરવાનું કર્તવ્ય સ્ત્રીને સોંપાયું છે, અને તેથી સ્ત્રી સહજ

એવો પોતાના અંગત સંતાનો પ્રત્યેનો પ્રેમ-જેની સામે દલીલ માત્ર વ્યર્થ છે એવો સહજ, અનન્ય, એકપરાયણ પ્રેમ-એ માતૃત્વમંડિત સ્ત્રીને માટે સદાયે યોગ્ય ગણાશે અને ગણાવો જોઇએ. સંતાનની શૈશવાવસ્થા દરમિયાન એના પ્રત્યે રખાતો આ પ્રેમ, મિથ્યા મતપ્રચાર કદી કહેવામાં આવે છે એવો અહંકાર નથી, એ તો કારીગર પોતે જે કામ કરી રહ્યો હોય તે કામ જ્યાંસુધી પોતાના હાથમાં હોય ત્યાંસુધી તેના પ્રત્યે જેવો પ્રેમ ધરાવે છે તેવો જ પ્રેમ છે. પોતાના કાર્યવિષય પ્રત્યેનો આ પ્રેમ તમે લેઇ લો એટલે એ કાર્ય પછી અશક્ય જ બનવાનું,

"પુરૂષને માનવજાતિની સેવા વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા કરવાનુ સોપાયુ છે, એટલે એ પ્રવૃત્તિઓ એ કરી રહ્યો હોય એટલો વખત એના પ્રત્યે તેને પ્રેમ હોય છે સ્ત્રીને પોતાની સંતતિદ્વારા સેવા કરવાનું સોપાયુ છે, એટલે એ સંતાનોને પોતે જ્યાંસુધી ઉછેરી રહી હોય-અર્થાત્-એ સંતાનો પણ, સાત કે દશ વર્ષનાં થાય ત્યાંસુધી એમના પ્રત્યે તેને પ્રેમ ઉપજ્યા વિના રહેજ નહિ." ('સ્ત્રી અને પુરૂષ' : ૧૩૨).

અને માટે જ માતા પોતાના ગંદાગોબરા બાળકને આલિંગન દેતાં, ચુંબનથી નવડાવી દેતાં થાકતી નથી. ચુંબન એ માતાને માટે સ્નેહક્રિયા છે. કેટલાકનો એવો મત છે કે હિંસ્ર પશુઓમાં બીજાને કરડી ખાવાનો જે સ્વભાવ છે, તે માનવજાતિમાં ચુંબનરૂપે અવશેષ રહ્યા છે. વાઘ, સિંહ જેવાં ભયંકર હિંસ્ર પ્રાણીઓ પણ બીજી જાતનાં પ્રાણીને કરડી ખાય છે, પોતાની -જાતિનાંને ને સંતાનને તો નહિ જ. આથી આ મત સાચો લાગતો નથી. ફ્રોઇડ (Freud) કહે છે કે પુત્ર માતાને અને પુત્રી પિતાને ચાહે છે અને પછી એ માનસશાસ્ત્રી એવા મત ઉપર આવે છે કે એ ક્રિયામાં જાતીય આકર્ષણનો અંશ છે; અને તેથી જ માતા પુત્રને ચુંબન કરે છે. ગમે તેમ પણ સાચી વાત તો એ છે કે ચુંબનમાં વાત્સલ્ય છે, સ્નેહ છે. પૃથ્વી પોતામાંથી અવતરેલી સર્વે વસ્તુઓને જાણે પાછી પોતામાં મેળવી લેવા આકર્ષી રહી છે; બરાબર એમજ માતા પણ પોતામાંથી અવતરેલા સંતાનને જાણે પાછું પોતામાં સમાવી દેવું હોય એમ એને સ્નેહે કરીને આલિંગન ને ચુંબન ઉપર ચુંબન દેઇ રહી છે. સ્નેહ (સ્નિહ્) શબ્દનો અર્થ આકર્ષણજ છે. માત્સિની (Marzini) કહે છે: "માતાના ચુંબનમાંથી સંતાન સ્નેહનો પ્રથમ પાઠ શીખે છે. સંતાનવત્સલ માતાના એ પ્રથમ પવિત્ર ચુંબનથી માનવી પોતાના જીવનની આશાનો ને શ્રદ્ધાનો પાઠ શીખે છે. એ આશા અને એ શ્રદ્ધા ઉન્નતિની પ્રબળ આકાંક્ષાને તથા એ ઉન્નતિ ધીરે ધીરે પ્રાપ્ત કરવાની શક્તિને-ટૂંકામાં ભાવિને-સર્જે છે; એ ભાવિનો જીવંત પ્રતિનિધિ આપણ ને આપણા ભાવિ વંશ વચ્ચેની પીરી પેઢી (પર્વન્) તે સંતાન છે" (૧૧૯) "એમને સાચા ગંભીર ને પ્રબળ સ્નેહથી ચાહો; પણ એ સ્નેહ તુચ્છ, અંધ ને વિવેકશૂન્ય ન હોવો જોઇએ. એવો સ્નેહ તો તમારૂં અભિમાન છે ને સન્તાનોનો નાશ કરશે. જે કંઇ અતિપવિત્ર છે, તેને નામે કદાપિ ભૂલતા નહિ કે એમની મારફત ભવિષ્યની પેઢીઓની જવાબદારી તમને સોંપવામાં આવી છે. અને એ રીતે માનવસમાજ વિષેની- ભારેમાં ભારે જવાબદારી તમને સોંપવામાં આવી છે" (The Duties of Man : ૧૨૪)

સંતતિસેવા એક પ્રકારે સમાજસેવા છે. સમાજસેવા કરવામાં "સ્ત્રી અને પુરૂષ વચ્ચે અતિ મહત્ત્વનો ભેદ રહેલો છે. પુરૂષ છે તે શારીરિક માનસિક અને નૈતિક પ્રવૃત્તિદ્વારા માનવજાતિની સેવા કરે છે. એની સેવાના પ્રકારોમાં પુષ્કળ વૈવિધ્ય રહેલું છે. બાળકોને જન્મ આપવો અને એમને ઉછેરવાં એ સિવાયની માનવજાતિની સઘળી પ્રવૃત્તિઓ એના સેવાક્ષેત્રમાં આવી જાય છે. સ્ત્રી પણ એજ જાતના જીવનસ્વરૂપે માનવજાતિની સેવા કરી શકે એવો સંભવ રહેલો છે. પણ એ ઉપરાંત જે એક જ સેવા પુરૂષના પ્રવૃત્તિક્ષેત્રમાંથી બાતલ રાખવામાં આવી છે, તે સેવાને માટે એની વિશિષ્ટ

પ્રકારની શરીરરચનાથી જ એ અનિવાર્ય રીતે નિર્માઈ છે. માનવજાતિની સેવાના બે સ્વાભાવિક વિભાગો પડે છે: એક વિભાગ એ કે વિદ્યમાન માનવજાતિના કલ્યાણમાં વૃદ્ધિ કરવી, અને બીજો એ કે ખુદ માનવજાતિને સતત ચાલુ રાખવી. બીજા પ્રકારની સેવા કરવાની શક્તિથી પુરૂષો વંચિત છે; એટલે પહેલા પ્રકારની સેવા કરવાનો ધર્મ એમને સોંપાયો છે અને બીજા પ્રકારની સેવા સ્ત્રીઓને સોંપાઈ છે, કારણકે કેવળ એમનામાં જ એ પ્રકારની સેવા કરવાની શક્તિ રહેલી છે." (૧૩૦) 'લગ્ન કરીને માણસને મનમાં થાય છે કે 'મારે જે કરવું જોઈતું હતું ને જે હું કરી શકત તે બધુ જો મારાથી ન બન્યું હોય તો મારી અવેજીમાં કામ કરવા માટે મારાં સંતાનો આ રહ્યાં, મારે બદલે તેઓ એ કર્તવ્ય કરશે." ('સ્ત્રી અને પુરૂષ': ૧૧૫) અને આ પ્રકારે સમાજસેવા સતત ચાલુ રાખવા માટે સંતાનને જન્મ આપવો એજ લગ્નધર્મ છે. પુરૂષ પોતાની સેવાનાં પ્રમાણ પોતે જ વર્તમાન સમાજની સેવા કરીને આપે છે, સ્ત્રી પોતાની સેવાનાં પ્રમાણ સંતતિદ્વારા ભાવિ સમાજની સેવા કરીને આપે છે. માત્સિની લખે છે "સ્ત્રી જ દ્વારા વંશવર્ધનના કોઇ અલૌકિક સંકેતથી કુટુંબ અનંતની દિશાએ પગલાં ભરે છે" (The Duties of Man: ૧૨૦)

બાળકોને જેમ જન્મ આપવાનો, તેમજ ઉછેરવાનો ઇજારો પણ કુદરત તરફથી માતાને જ મળેલો છે. હવે તો રશિયન અદાલતો પણ માને છે કે પિતા ગમે એટલો માયાળુ ને કાળજીવાળો હોય, છતાં માતા લે તેટલી કાળજી તે લેઇ શકતો નથી. માતા નશાબાજ કે બીજી રીતે અધમ હોય તો જ પિતાને બાળકોનો કબજો સોંપવાનો એ અદાલતો હુકમ કરે છે. છૂટાછેટા લીધેલા કોમ્યુનિસ્ટો ઘણી વાર દલીલ કરે છે કે પોતાની લગ્નવિચ્છિન્ન સ્ત્રી કરતાં પોતે રાજદ્વારી શિક્ષણ આપવામાં કુશળ છે, છતાં પણ બાળકોનો કબજો તેમને સોંપવામાં આવતો નથી. અને વળી એ પણ સાચું છે કે માતાને પોતાનાં સંતાન પ્રત્યે જે સ્વાભાવિક સ્નેહ હોય છે એ બીજાનાં સંતાન પ્રત્યે નથી હોતો. એ સ્થિતિમાં સંતાનને તેની પોતાની માતા જે સ્નેહથી ઉછેરે તે સ્નેહથી બીજી સ્ત્રીઓ ના જ ઉછેરી શકે. માતા વિનાનાં બાળકને બીજી માતાને હાથે કે રાજ્યના બાળમંદિરમાં ઉછેરવું પડે તે એનું દુર્ભાગ્ય જ છે, રાજ્યનો માત્ર આપદ્ધર્મ છે. આ વસ્તુ પણ સિદ્ધ કરે છે કે સંતાનની માતા ઘર છોડીને બહુ વખત બહાર ગાળી શકે નહિ, કમાવા જઇ શકે નહિ. સંતાનને સારી રીતે ઉછેરવા ને તે માટે પણ સારી રીતે ગૃહવ્યવસ્થા રાખવા માટે એને એટલું બધું ધ્યાન આપવું પડે કે તે બહાર બહુ જઇ શકે નહિ. અને એટલા માટે જ એને ગૃહિણી કહી છે, અને ગૃહિણીવાળું ઘર જ સાચી રીતે ગૃહ છે: न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते।

પણ "જો પુરૂષનું કામ માત્ર બાળકોનું ખર્ચ પૂરૂં પાડવું એટલું જ હોય તો તે અન્યાય છે. બાળકોના માનસિક વિકાસમાં એણે પણ હિસ્સો આપવાનો છે. બાળકને ઉત્પન્ન કરવામાં પોતાનો હિસ્સો આપ્યા પછી એને બાળક પ્રત્યે ફરજો બજાવવાની છે. ઘણા ઉદ્દામ સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની મરજી મુજબ પુરૂષને જો એ ફરજોમાંથી મુક્ત કરી દઇએ તો એથી ક્ષણિક વાસના, આળસુપણું અને બિનજવાબદારીને ઉત્તેજન મળે છે. માતા, પિતા તથા બાળકની ત્રિપુટીના ઐક્યથી જ કુટુંબજીવન બને છે. આ ત્રિપુટીમાંનાં ત્રણે સરખાં જ ઉપયોગી છે. એમાંનુ એક પણ કાઢી નાખીએ તો કુટુંબ અપૂર્ણ રહે છે." ('સ્ત્રી-સ્વાતંત્ર્યવાદ': ૧૨૦). સ્ત્રીપુરૂષ આરે એક બીજાનું સહચર, સહધર્મી છે.

ગાંધીજી કહે છેઃ "ગમે તેમ હોય, પરંતુ કૌટુંબિક જીવન એ પ્રથમ અને મુખ્ય છે. તેની પવિત્રતા જાળવવી જોઇએ. રાષ્ટ્રોના કલ્યાણનો આધાર તેના ઉપર છે. સારા અથવા નરસા માટે પણ ઘરના સંસ્કાર લાંબો વખત ટકે છે, તે સંબંધે શંકા જ ન હોય. ગૃહજીવનનું પવિત્ર વાતાવરણ જાળવી રાખવામાં ન આવે તો કોઇ પણ રાષ્ટ્ર ટકી શકેજ નહિ. કદાચ એવી કેટલીક વ્યક્તિઓ હોય, જે મારી પેઠે કોઇ મહાન આદર્શ અથવા

સિદ્ધાંતને ખાતર કૌટુમ્બિક જીવનની આશ્વાસના જતી કરે અને તેને બદલે આત્મભોગ તથા બ્રહ્મચર્યનો આશ્રય લે, પરંતુ સાધારણ લોકો માટે તો કૌટુમ્બિક જીવનના રક્ષણની આવશ્યકતા છે" ('ડેલી હેરલ્ડ' ઉપરથી 'મુંબઇ સમાચાર' તા. ૧૫:૧૦:૧૯૩૧).

## (૩)

આર્યોએ પોતાના સમાજની એવી યોજના કરેલી કે સમસ્ત સમાજની સંસ્કૃતિને ઉન્નત કરનાર બ્રાહ્મણવર્ગને જીવનનિર્વાહ માટે ધનોપાર્જનની ચિંતામાંથી મુક્ત રાખ્યો હતો. કૌટુમ્બિક જીવનના રક્ષણને માટે ધનની જરૂર છે; પણ એ કૌટુમ્બિક જીવનની સંસ્કૃતિને ઉન્નત કરનાર સ્ત્રીને ધનોપાર્જનની ચિંતામાંથી મુક્ત કરીને સંતાનસેવાનો ધર્મ સારી રીતે એ બજાવી શકે એવી વ્યવસ્થા પુરૂષે કરવી ઘટે; ધનોપાર્જનનો ધર્મ તો એણે પોતે ઉઠાવી લેવો ઘટે. જેમ સંતાન પ્રત્યે માતાપિતાનો સમાન ધર્મ છે, તેમ ધન પ્રત્યે પતિપત્નીનો સમાન અધિકાર છે, એ બે સહાધિકારી છે, ગૃહનાં એ બંને દમ્પતી છે.

પણ પુરૂષના સ્ત્રી પ્રત્યેના આર્થિક પ્રપંચથી એ ધન કમાય છે માટેજ પોતાને ઊંચો માને છે, સ્ત્રીને નીચી માને છે. આથી સ્ત્રીમાં દાસવૃત્તિ (Inferiority Complex) જન્મ પામી; પુરૂષમાં પ્રભુવૃત્તિ (Superiority Complex) જન્મ પામી.

પરિણામે બંને પોતપોતાના સેવાક્ષેત્રનો ધર્મ ચૂક્યાં. પુરૂષે માન્યુ કે ઘરકામ તો સ્ત્રીઓનું જ છે, હલકું છે; એમ કહીને નવરાશની વેળાએ પણ ઘરકામમાં સ્ત્રીને મદદ કરવાની એણે ના પાડી. એથી સ્ત્રીઓએ પણ ઘરકામ હલકું માની લીધું. "અમારે એકલાંએ કામ શા માટે કરવુ? રસોડાના ભઠિયારામાં અમારે શા માટે પડી રહેવું? પુરૂષોનું એઠુંજૂઠું વધ્યુંઘટ્યું, લુખુંપાખું અમારે શા માટે ખાવું?" આવી પ્રશ્નપરંપરા હવે સ્ત્રીઓએ પૂછવા માંડી છે. પુરૂષોના અન્યાયને પરિણામે સ્ત્રીઓમાં પણ આ વિષે દૃષ્ટિભેદ ઊભો થયો છે.

ગૃહસ્થધર્મની એક આજ્ઞા છેઃ अतिथिदेवो भव। અતિથિ જેનો દેવ છે, એવો થા–અતિથિનો સત્કાર કર; એને જમાડ્યા પછી જમ. ભગવદ્‌ગીતા કહે છેઃ

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः।
भुंजते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात्॥ ३:१३॥

"પંચમહાયજ્ઞનો શેષ ભાગ ખાનાર મનુષ્યો સર્વ પાપથી મુક્ત થાય છે. જે પાપીઓ પોતાનેજ માટે રાંધે છે, તે અઘનું–પાપનું ભક્ષણ કરે છે." આમ અતિથિ વગેરે પંચયજ્ઞને માટે નહિ, પણ પોતાનેજ માટે રંધાયેલા અન્નને ગીતામાં અઘ કહેલુ છે. મનુ કહે છેઃ

विघसाशी भवेन्नित्यं नित्यं वाऽमृतभोजनः।
विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथाऽमृतम्॥ ३:२८६॥

"પંચયજ્ઞ કરી રહ્યા પછી વધેલું અન્ન તે અમૃત છે, સૌ જમી રહ્યા પછીનું અન્ન વિઘસ છે. નિત્ય એ અમૃતનું અને વિઘસનું ભોજન કરવું ઘટે." પંચયજ્ઞ કર્યા પૂર્વે જમનારને મનુ પણ ઉપર આપેલા ગીતાના જ લગભગ શબ્દોમાં વિઘસાશી કહે છે. આમ અતિથિ વગેરેને જમાડ્યા વિના ગૃહસ્થથી જમાય નહિ; એ સૌના જમી રહ્યા પછી શેષ–બાકી રહેલુ વધ્યુંઘટ્યું ખાવું એ જ ગૃહસ્થનો ધર્મ.

અને ગૃહસ્થનો ધર્મ એ જ ગૃહિણીનો ધર્મ. અને એ તો વળી માતા, પતિની પણ भोज्येषु माता પિતા તો રક્ષણ કરે, માતા જ સ્નેહમૂર્તિ. એ પતિને, સંતાનને, વૃદ્ધને, રોગીને, સૌને જમાડ્યા વિના જમી જ કેમ શકે? એને અન્નનો કોળિયો પણ ગળે ઊતરે જ કેમ? એનો સ્નેહ એને એ કોળિયો પોતાના મોંમાં મૂકવા દે કેમ? આવી સુંદર ધર્મભાવના આજે વેઠરૂપે માથે પડી મનાય છે. વિઘસ ને અમૃત વધ્યુંઘટ્યું, એઠુંજૂઠું, લુખુંપાખું મનાય છે, એવી આપણી અવનત મનોદશા આજે થઇ પડી છે!

બેશક આમાં સૌ દોષ સ્ત્રીઓનો જ છે એમ નથી, આપણો પુરૂષોનો જ પ્રથમ દોષ છે. આપણે પુરૂષોએ જ એ દોષ સ્ત્રીઓમાં ઘડયો છે. મનુ કહે છેઃ

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ३ : ११४॥

"સુવાસિનીને, કુમારિકાને, રોગીજનને અને ગર્ભિણીને તો કંઇ પણ વિચાર કર્યા વિના અતિથિનીયે પહેલાં જમાડી દેવાં." એ આજ્ઞાનું પાલન પુરૂષે ન કર્યું ને સ્ત્રી ગમે તે અવસ્થામાં હોય તોય તેની પરવા ન કરી. સુંદર ગૃહધર્મને એણે સ્ત્રીને માથે વેઠરૂપે ઠોકી બેસાડયો, એટલે સ્ત્રી પણ એને વેઠ માનતી થઇ ગઈ. અને આજે નવજુગની ભણેલી નારીનું ચિત્ત ઘરમાંથી ઊડી ગયું છે.

પણ મિસિસ કૅલેબ (Mrs. Caleb) પોતાના Family Budget of Clerks નામે પુસ્તકમા લખે છેઃ "I would deny higher education to no one but first and foremost a woman *should be a good housewife* ઊંચી કેળવણી લેતાં હું કોઇને વારતી નથી, પણ સૌથી પહેલાં તો સ્ત્રીએ સુગૃહિણી થવું ઘટે."

અને Charlotte Perkins Gilman નામે બાઇએ The Century Magazine નામે માસિકમાં એ વિષે આમ લખ્યું છેઃ

"અમુક વિષયમાં પ્રવીણતા મેળવવાની પ્રેરણાએ પોતાનું બુદ્ધિકૌશલ વાપરવાના આનંદના હેતુએ તેમજ તેનો લાભ લેવાના હેતુએ સ્ત્રી ઘરમાંથી સમાજમાં વધારે ને વધારે તણાતી જાય છે.

"પણ એથી ગૃહસેવાને હાનિ પહોંચે છે. આજનાં આપણાં ઘરને એક અથવા પુરૂષની શક્તિ હોય તો અનેક સ્ત્રીની સેવાની જરૂર છે. ઘર બહાર નીકળી જતી આ સ્ત્રીઓ ઘર બહુ સુધારી શકતી નથી. આજ સુધી જે કામ એ કરતી આવી છે તે કામ બિલકુલ છોડી દેવાનું એમને મન થાય એ કદાચ સ્વાભાવિક છે, છતાંયે બાળકોને લગતું ગૃહકાર્ય એ તો સદાને માટે એમનો ધર્મ છે.

"અને આ ધર્મમાંથી ખસવાનો એમનો જરાયે અધિકાર નથી. આપણી સંસ્કૃતિની સપાટીએ એ ધર્મને તારવી લાવવો, એને ઊંચી સમાજસેવાનું સ્વરૂપ આપવું એ એમની ફરજ છે. ગૃહસેવામાં જ્યાં સન્તાનસેવા છે ત્યાં પ્રવીણતાની જરૂર છે ને તે મળી શકશે.

"આપણા સમયની સ્ત્રીઓ રસોડાની ને બાળઉછેરની પુરાણી પદ્ધતિઓનાં બંધન તરછોડે એ તો સારૂં છે; પણ જો એ ધર્મો એથી વધારે સારી રીતે ન બજાવે તો બહુજ ખરાબ છે.

"બાળકોની સંભાળ લેવી એ માતાનો ધર્મ છે, અને આજે આટલાં બધાં બાળકોની સારી સંભાળ લેવાતી નથી, તેથી આજની માતાઓએ શરમાવું ઘટે છે. વનની પશુમાતા લે એવી પુરાણી રીતોથી બાળક સારાં ઊછરી શકે નહિ; એને માટે તો માનવમાતાની જરૂર છે અને એજ સાચી સમાજસેવા છે. માનવમાતા વિના આપણાં બાળક અને આપણો સમાજ નમાયાં છે.

"ગમે એટલા સ્નેહથી, ચૂલા આગળની ગમે એટલી મજૂરીથી, જગતનાં બાળકોની જોઇતી સંભાળ લેવાવાની નથી. માતા અને બાળક વચ્ચેના નૈસર્ગિક સ્નેહસંબંધ ઉપરાંત કેળવાયેલા વ્યવસ્થિત નિપુણ માતૃત્વની જરૂર છે.

"બાળકેળવણી એ સમાજસેવાનું સર્વોત્તમ સ્વરૂપ છે. એટલા માટે બધી શિક્ષિકાઓમાં મહા અટપટી ને ભવ્ય શક્તિની, ઊંચા બુદ્ધિકૌશલની અને સ્પષ્ટ દીર્ઘદૃષ્ટિની જરૂર છે. લોક જો નિર્બળ અને મૂર્ખ રહે, દુરાચારી થાય તો પ્રજા ગમે એ શીખે, ગમે એ કરે, ગમે તેનું સંશોધન કરે, પણ એ સૌ લાભ નકામા છે.

"પ્રજાને ઘણી સારી રીતે ઉછેરવી, તેને ઘણા સારા વાતાવરણમાં આણવી, ઘણી સારી રીતે કેળવવી, એ ધર્મ સ્ત્રીઓનો છે."

યુરોપમાં પુરુષના સેવાવિભાગમાં પ્રવેશી સ્ત્રીએ સ્પર્ધા કરવાનો વાયરો વાઇ રહ્યો છે; પરિણામે ત્યાંનાં સેવાક્ષેત્રો એકાકાર થઇને છિન્નભિન્ન થવા બેઠાં છે: ઘર ભાગતાં ને હોટેલો જામતી થઇ છે. અવિવાહિત રહીને પણ લગ્નવિલાસ ભોગવવાની ને લગ્નવિલાસ ભોગવીને પણ સંતતિધર્મથી દૂર રહેવાની લાલસાઓ વધતી જાય છે. ઘનાં સંતાનનું ને તેથી સમસ્ત સમાજનું જીવન ધૂળધાણી થતું જાય છે. આ પરિસ્થિતિથી ત્યાંનાં વિચારક નરનારી ભડકી ઊઠ્યાં છે ને વિનાશને માર્ગે ધસ્યે જતી સ્ત્રીઓને પાછી વાળવા વીનવી રહ્યા છે, એ ઉપરનાં થોડાંક અવતરણોથી સમજી શકાશે.

ત્યારે સાચી વાત તો એ છે કે પુરુષે સંતાન પ્રત્યે પિતાધર્મ સેવવો, સ્ત્રીએ માતાધર્મ સેવવો, એ જ સ્ત્રીપુરુષના સાચા ને ઇષ્ટ ધર્મપ્રદેશ છે.

વિગ્રહસમયે શરીરે બળવાન યોદ્ધા સમરાંગણમાં જાય, બીજા ગૃહાંગણમા બેસી યુદ્ધસામગ્રી તૈયાર કરે. એ સામગ્રી તૈયાર કરવી પડી મૂકી સૌ સમરાંગણમા દોડી જાય તો સામગ્રી બે દિવસમાં ખૂટી જાય ને ગમે તેવી બળવાન સેના પણ હારી પડીને ઘેર આવે. સ્ત્રીપુરુષના સેવાવિભાગ વિષે પણ બરાબર એમ જ છે. સમાજનાં કઠોર ને ઉગ્ર કાર્ય કરતા પિતા સંસારમાં વિચરે ને ગૃહના જીવનનિર્વાહ માટે પ્રયાસ કરે. એ પિતાસામગ્રી ખૂટી ન પડે એટલા માટે માતા ગૃહાંગણમાં રહી નવી ઉછેરે, એવી ઉછેરને માટે માતાસામગ્રીને પણ ઉછેરે. સમાજમાં સ્ત્રીપુરુષના સેવાવિભાગની આજ સાચી ધર્મભાવના છે. એ ધર્મભાવનાઓમાં નવી સુંદર ભાવનાઓ ઉમેરવી, જૂની ભ્રષ્ટ ભાવનાઓ દૂર કરવી, એ સમાજગુરુઓનો ધર્મ છે.

અને આ સેવાવિભાગ સાચી રીતે પળાવવા હોય તો પુરુષે પોતાની પ્રભુશક્તિનો સમૂળો નાશ કરવો જોઈશે. તેના સ્ત્રી ઉપર તેણે કરેલા અન્યાયપાપનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. તેના ઉપર ધારણ કરેલું પ્રભુપદ ત્યજવું જોઈશે. સમજવું જોઇશે કે પોતે સેવક છે, સ્ત્રી સેવિકા છે, દાસી નથી; એમાંથી કોઈની સેવા ઊંચી નથી, કોઇની નીચી નથી, બંને પોતપોતાને સ્થાને શ્રેષ્ઠ છે. ઇસપની પેલી કથા યાદ રાખવી જોઇશેઃ હાથ કહે કે પેટ બેઠું બેઠું ખાય ને મારે જ પરિશ્રમ ઉઠાવવાનો? એ તો મારાથી ન બને. કામ ન કર્યાને પરિણામે પેટ ભૂખ્યું રહ્યું ને ત્યારે હાથને પણ જીવનરસ ન મળ્યે તે નબળા પડી ગયા. પુરુષે સમજી લેવું ઘટે કે સ્ત્રીને નિર્બળ અને પરાધીન કર્યે પોતે પણ નિર્બળ ને પરાધીન થઇ પડવાનો છે ને થઇ પડ્યો પણ છે. કઠોર દાંત ને કોમળ જીભ પોતપોતાને જ સ્થાને રહીને સુંદર સેવાધર્મ બજાવી શકે છે, બંનેના સહકારથી જ સમગ્રની સેવા થઈ શકે છે. એક વિના બીજું નિરર્થક છે પંગુવત્। આપણે પુરુષો આપણો પોતાનો ધર્મ ચૂકયા છીએ, કુટુંબનિર્વાહ માટે ધન રળીએ છીએ, તે જાણે સ્ત્રી ઉપર ઉપકાર કરી નાખતા હોઇએ, એમ ઘરમાં પ્રભુપદ પકડી બેઠા છીએ. પરિણામે સંતાનસેવાને અને તે માટેની ગૃહસેવાને સ્ત્રીઓ વેઠ માની પોતે દાસ્યવૃત્તિ માનતી થઇ ગઇ છે અને એ વૃત્તિમાંથી મુક્તિ મેળવવા વિનાશને માર્ગે દોડી રહી છે. આમ સમસ્ત સમાજ અસ્તવ્યસ્ત થતો જાય છે ને તેનો મૂળ પાપ ભાગ પુરુષને માથે છે. ત્યારે સમાજને સર્વાંગ સુંદર બનાવવો હોય તો પુરુષે સ્ત્રીને સાચી રીતે મુક્તિ આપવી જોઇશે, તેને પોતાનું સાચું ધર્માસન સોંપવું જોઈશે.

અને અધર્મવશ થઈ પુરુષ ન સોંપે તો સ્ત્રીએ સ્નેહસંગ્રામ, સેવાસંગ્રામ મચાવીને પણ એ સાચું ધર્માસન પ્રાપ્ત કરવું જોઈશે. સ્ત્રીઓ સ્નેહસમજ કલા કેળવે, સમયનો સદુપયોગ કરી બુદ્ધિકૌશલ પ્રાપ્ત કરે, સંતાનની, વૃદ્ધની ને રોગીની સ્નેહે ને બુદ્ધિએ સેવાશુશ્રૂષા કરે, પોતાની શારીરિક ને માનસિક દુર્બળતાઓ છોડે ને બળવાન થાય, કુટુંબની સુવ્યવસ્થા રાખે, સમાજનાં દુષ્ટ બંધનોનો નાશ કરે, "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી રોગહીન ને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત પ્રવર્તન થાય ને

મુક્તતાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશમાંથી છૂટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી ને ઉત્સાહિની બને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આવે અને વૃદ્ધવર્ગની કલ્યાણવાસનાઓને તૃપ્ત કરે." (સરસ્વતીચંદ્ર, ભાગ ૪: ૩૨૩). અને આમ સેવામાર્ગે સ્નેહસંગ્રામ મચાવે તો તેને પોતાનું સાચું ધર્માસન પ્રાપ્ત કરતા અટકાવે એવી જગતમાં કોઈ પુરૂષની તાકાદ નથી.

ઇષ્ટ જણાય ત્યાં ઘર બહાર જઇને પણ સમાજસેવા કરે, સંઘ બાંધીને પણ સેવા કરે. તેનામાં એ શક્તિ આજે સુષુપ્ત પડી છે અને ગાંધીજી કહે છે એમ "સ્ત્રીને જો પુરૂષે નિચોવી ન હોત અથવા સ્ત્રી ભોગમાં પડી પુરૂષને વશ ન રહી હોત તો સ્ત્રી પોતાની અનંત શક્તિ જગતને બતાવી શકત. ગઈ લડાઈમાં તેણે પોતાની શક્તિની થોડી ઝાંખી કરાવી છે. જ્યારે પુરૂષોના જેટલોજ અવકાશ સેવાકાર્યને સારૂ તે મેળવી લેશે, પોતાની સંઘશક્તિ વધારી મૂકશે ત્યારે આ દેશને અને જગતને તેની અદ્ભુત શક્તિનું દર્શન થશે" ('નવજીવન,' તા. ૩:૫: ૧૯૩૧).

"૫. યોગ્ય ઉમરે પહોંચેલો પુરૂષ જેટલી સ્વતંત્રતાનો અધિકારી છે તેટલી જ સ્ત્રી પણ છે. ૬. સ્ત્રી અબળા નથી પણ, પોતાની શક્તિ સમજે તો પુરૂષ કરતાયે વધારે સબળા છે. એ માતા થઇ જેવી રીતે બાળકને ઘડે છે, અને પત્ની થઇ જેવી રીતે પતિને દોરે છે, મોટે ભાગે પુરૂષો તેવા બને છે. ૯. સ્ત્રી જાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરાબર સમજે તો એ પુરૂષની ઓશિયાળી છે એમ માનેજ નહિ, અને પુરૂષનું તથા એની પ્રવૃત્તિઓનું અનુકરણ કરવાનો જ આદર્શ રાખે નહિ. એ પુરૂષને રીઝવવા કે આકર્ષવા શરીરને સજે નહિ, પણ પોતાના હૃદયના ગુણોથી જ શોભવા પ્રયત્ન કરે." ('ગાંધીવિચારદોહન' ૪૬).

અને એમ થાય ત્યારેજ સ્ત્રી પોતાનું સાચું ધર્માસન પ્રાપ્ત કરે. જે ગૃહ ગૃહિણીને લીધેજ ગૃહ કહેવાય છે તે ગૃહની એ ગણી ગૃહરાણી થાય. તે વખતે એની શક્તિનો અનાદર કોઇથી યે નહિ થાય. આજે એની પરાધીનતાના કાળમાં પણ ચતુર ને સેવાભાવી સ્ત્રી ઘરમાં રાજ્ય ચલાવી શકે છે, પતિના ગૃહકાર્યમાં કશો અધિકાર હોતો નથી. ત્યારે જો સ્ત્રી સાચી ગૃહરાણી બને તો એની પરાધીનતાનો નાશજ થાય, સ્ત્રી પુરૂષના મેવાપ્રદેશ સમાન બને; એની સેવાની કદર થયા વિના રહે જ નહિ, પુરૂષવર્ગ એને ચરણે આભારથી માથું નમાવે.

અને યુરોપ–અમેરિકામાં એમ થવા પણ લાગ્યું છે. ડૉ. સુમન્ત મહેતા લખે છે "મિસિસ એલિયસ કોમ્પટન નામની એક ૮૦ વર્ષની અમેરિકન સ્ત્રીને *LL. D.* એટલે ડૉક્ટરેટની ઉપાધિ એક અમેરિકન યુનિવર્સિટીએ આપી હતી, તેની નોંધ લેવા જેવું છે. એ બાઇનો ધણી પ્રો. કોમ્પટન યુનિવર્સિટીની એક કોલેજમાં ૪૫ વર્ષ સુધી અધ્યાપક હતો અને તેનામાં છેલ્લાં ૨૦ વર્ષથી મુખ્ય આચાર્ય હતો આ દંપતીનો મોટો છોકરો પ્રો. કાર્લ, માસાચ્યુસેટના પ્રખ્યાત ઉદ્યોગગૃહનો પ્રમુખ છે; એક છોકરી અલ્હાહાબાદ કોલેજના એક અધ્યાપક સાથે પરણી છે; બીજો છોકરો વિલ્સન અર્થશાસ્ત્રી, વકીલ અને જબરો વેપારી છે; અને ત્રીજો છોકરો આર્થર સીકાગો યુનિવર્સિટીનો પદાર્થશાસ્ત્રનો અધ્યાપક છે, અને તેને હાલ સંશોધનને માટે જગન્માન્ય નોબેલનું ઇનામ મળ્યુ છે. આ ત્રણે છોકરાઓ પ્રિન્સ્ટન યુનિવર્સિટીના ડૉક્ટરો થયા છે.

"મિસિસ કોમ્પટનને ડૉકટરની માનનીય ઉપાધિ સુજનનને (Motherhood) માટે આપવામાં આવી ત્યારે કુલપતિએ કહ્યું કે 'તમે દેશને વિદ્વાન અને ઉપયોગી પ્રજા આપી છે; માટે અમે તમને માન આપીએ છીએ. પત્ની તરીકે તમે ઉત્તમ સેવા કરી છે અને ઉત્તમ ગુણો કેળવ્યા છે. આ જગતમાં સારી ગાય, બળદ, ઘોડા અને ઘેટાં ઉછેરવા માટે પ્રદર્શનોમાં ઇનામો અપાય છે; તમે ઉત્તમ મનુષ્યો

કેળવ્યાં છે, તે માટે અમે તમારા ઋણી છીએ. જગત સુજનન અને સુપાલનની કિંમત કરતું થાય તેટલા માટે આ યુનિવર્સિટી તમને આ ઊંચામાં ઊંચી ઉપાધિ અર્પણ કરે છે" ('પ્રસ્થાન,' ચૈત્ર ૧૯૯૦: ૫૪૧ ).

અને કવિકુલગુરૂ રવીન્દ્રનાથે વીરપ્રસવિની માતાનું આત્મભાન કરાવતા આ શબ્દો ચિત્રાંગદાને મુખે બોલાવ્યા છે:

આમિ ચિત્રાંગદા
દેવી નાહિ, નાહિ આમિ સામાન્યા રમણી।
પૂજા કરી' રાખિવે માથાય, સે ઓ આમિ
નાઈ; અવહેલા કરિ પુષિયા રાખિવે
પિછે, સે ઓ આમિ નાઇ। જદિ પાર્શ્વે રાખ
મોરે સંકટેર પથે, દુરૂહ ચિન્તાર
જદિ અંશ દાઓ, જદિ અનુમતિ કર'
કઠિન વ્રતેર તવ સહાય હઈતે,
જદિ સુખે દુઃખે મોરે કર સહચરી,
આમાર પાઇવે તબે પરિચય। ગર્ભે
આમિ ધરેછિ જે સંતાન તોમારે જદિ
પુત્ર હય, આશૈશવ વીરશિક્ષા દિયે
દ્વિતીય અર્જુન કરિ' તારે એકદિન
પાઠાઇયા દિબ જબે પિતાર ચરણે,
તખન જાનિવે મોરે પ્રિયતમ।
આજ
શુધુ નિવેદી ચરણે, આમિ ચિત્રાંગદા,
રાજેન્દ્રનન્દિની।

અર્જુન: પ્રિયે આજ ધન્ય આમિ।

ચિત્રાંગદા: "હું તો ચિત્રાંગદા; દેવીયે નહિ, સામાન્ય રમણીયે નહિ. પૂજા કરીને માથે મૂકી રાખો તેવીયે નહિ. અવગણના કરી ભરણપોષણ કરી પાછળ ધકેલી રાખો તેવીયે નહિ. સંકટને માર્ગે જો મને પાસે રાખો, ગૂઢ ચિન્તામાં જો ભાગ લેવા દો, કઠણ વ્રતમાં સહાય થવાની જો અનુમતિ આપો, સુખદુઃખમાં મને જો સહચરી કરો તો મારો પરિચય પામશો. તમારૂ જે સંતાન મેં ગર્ભમાં ધારણ કર્યું છે તે જો પુત્ર અવતરશે તો એને નાનપણથી વીરશિક્ષા દેઇને બીજો અર્જુન બનાવી એક દિવસ એને એના પિતાના ચરણમાં સોંપીશ ત્યારે જ પ્રિયતમ, તમે મને સાચે સ્વરૂપે જાણશો. આજે તો હું તમારે ચરણે એટલું જ નિવેદન કરૂં છું કે હું માત્ર ચિત્રાંગદા છું, રાજકન્યા છું'

અર્જુન: "પ્રિયે, આજ હું ધન્ય થયો."

અને એમ સમાનકક્ષાએ રહી પોતપોતાના કાર્યક્ષેત્રમાં સમાજસેવા કરનારાં નરનારી આનંદે બોલે: सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै। तेजस्विनावधीतमस्तु। मा विद्विषावहै (तैत्तिरीय आरण्यक ८ : १).

"અમે એકબીજાનું રક્ષણ કરી, સાથે મળીને ઉપભોગ કરીએ, સાથે મળીને સામર્થ્ય વધારીએ, પ્રકાશિત થઈને જ્ઞાન વધારીએ, એકબીજાનો દ્વેષ ન કરીએ."

અને આ જ નરનારીના સાચા સેવાવિભાગ છે, આ જ સાચો દંપતીધર્મ છે, આ જ લગ્નની સાચી કલ્યાણભાવના છે. [ પાટીદાર ]



## તોતડાપણા માટે નવીન ઉપાય

મીશીગન યુનિવર્સિટીના શોધખોળ ખાતાની મીસ હેઝેલ ઝ્નેશીએ એવી શોધ કરી છે કે માણસ ઊંધો થઈને ચાર પગે ચાલે તેથી તોતડાપણું દૂર થાય છે. શરીરને અસાધારણ સ્થિતિમાં મૂકવાને લીધે લોહીના દબાણમાં જે ફેરફાર થાય છે તેને પરિણામે જ્ઞાનતંતુઓ પર થતી અસર વડે આમ બને છે એમ કહેવામાં આવે છે. કેટલાક એમ પણ ધારે છે કે શરીર અસાધારણ સ્થિતિમાં મૂકાવાથી માણસનું ધ્યાન એકાએક જૂદી દિશાએ વળે છે અને તે વડે સ્વરયંત્ર સ્વાભાવિક રીતે કાર્ય કરતું થઇ જાય છે.

# જલોપચારનો એક અદ્‌ભુત અનુભવ



**જલોપચારથી**–પાણીના ઉપચારથી અનેક પ્રકારનાં દર્દો મટી શકે છે, એ વાત જનતામાં જેટલી જાણીતી થવી જોઇએ, તેટલી જાણીતી થઈ નથી. આયુર્વેદમાંય જલોપચારને કેટલેક અંશે સ્થાન છે, પરંતુ તેથી સર્વ પ્રકારનાં દર્દો મટી શકે છે, તે થોડા જ જાણતા હશે. કેવળ નિર્મળ પાણીથી સર્વ પ્રકારનાં દર્દો મટી શકે એ વાત જ પ્રથમ દષ્ટિએ અદ્‌ભુત લાગે છે, છતાં એ વાત સાચી છે. જે દર્દને જલોપચાર સાથે સીધો સંબંધ દેખાતો નથી, તે દર્દને પણ જલોપચારથી મટાડવાનો સ્વાનુભવ થયો, ત્યારે મને પણ લાગ્યું કે એ અનુભવ ખરેખર અદ્‌ભુત છે.

થોડાં વર્ષ પહેલાં મને દાંતનું દર્દ થયું હતું. બે દાઢ અને એક દાંતનાં મૂળ બહુ દુઃખતાં હતાં અને આસપાસનાં પેઢાં સૂજી ગયાં હતાં. દર્દ એટલું વધુ હતું કે તે ઉપર માત્ર કોકરવર્ણું પાણી જ સહન થઇ શકતું હતું; સહેજ વધારે ઠંડું કે સહજ વધારે ગરમ પાણી તેને લાગતાં ચીસ નાંખવા જેટલું કળતર ઉપડી આવતું હતુ. પહેલાં તે ઉપર ઘરના ઉપચારો કર્યા. દંતમંજન, છીંકણી, માયાનું ચૂર્ણ, મીઠું, ફુલાવેલી ફટકડી, ફુલાવેલું મોરથુથુ, જૂદી જૂદી જાતનાં ટૂથપેસ્ટ, હાઇડ્રોજન પેરોકસાઇડ ઇત્યાદિનો ઉપયોગ લગભગ બે માસ સુધી કર્યો, પરંતુ દર્દ મટયું નહિ. અવાળુ ઉપડી આવેલાં તે ઉપર એમાંના કોઇ પણ પદાર્થનું ઘર્ષણ કરવાની અસર એ થતી કે એ ભાગનો સોજો બેસી જતો પરન્તુ બાજુનાં બીજાં અવાળુ ઉપડી આવતાં. નક્કર ખોરાક ચાવતાં મુશ્કેલી પડતી તેથી તદ્દન નરમ અને પ્રવાહી ખોરાક ઉપર વિશેષ આધાર રાખવો પડતો. દાંતના દર્દથી ગળાની સંધિમાં ગાંઠો નીકળી અને તે પણ બેચેની ઉપજાવવા લાગી. આથી શરીરશક્તિ ઉપર પણ માઠી અસર થવા લાગી.

ઘરગથ્થુ ઉપચારોથી કંટાળીને એક જાણીતા દાંતના ડાક્તરનો આશ્રય શોધ્યો. દુઃખતા ત્રણે દાંતનાં મૂળ હલતાં હતાં અને અંદર દર્દ હતું. ડાક્તરે સલાહ આપી કે એ દાંતને ખેંચાવી નાંખ્યા વિના દર્દ મટશે નહિ. મેં આગ્રહ બતાવ્યો કે મારે તો દવાથી જ મટાડવું છે અને દાંત ખેંચાવી કાઢવા નથી. ડાકતરને એ મારો દુરાગ્રહ લાગ્યો અને હસવું આવ્યું. ડાક્તરે અઠવાડીયા સુધી તેનો ઉપચાર કર્યો પરન્તુ જરાએ આરામ ન થયો. દાંત ખેંચાવવાની પણ મને લાલચ થઇ.

પરન્તુ એ અરસામાં જલોપચારના અનુભવી અને શ્રદ્ધાળુ એવા એક મિત્રનો મેળાપ થયો. તેણે મને જલોપચારની સલાહ આપી. અનેક ઉપચારોથી કંટાળેલો હું એ ઉપચારનોય અનુભવ લેવા તૈયાર થયો અને તુરત શરૂઆત કરી.

પાણીને ગરમ કરી તેનો નાસ લેવો અને પછી શીતળ જળમાં કટિસ્નાન કરવું એટલો જ એ ઉપચાર હતો. ચારેક દિવસના ઉપચાર પછી દર્દ હળવું થવા લાગ્યું અને ૨૦ દિવસના ઉપચારથી દર્દ મટી ગયું. સણસણતા ગરમ પાણીની વરાળ લેવી અને આખા શરીરને ગરમ કપડાથી ઢાંકી દેવું એ નાસ લેવાની સામાન્ય પદ્ધતિ છે. તેથી આખા શરીરે પુષ્કળ પરસેવો વળે છે. પછી ઠંડા પાણીના ટબમાં બેસી કમર અને પેડુને શીતળ થવા દેવું અને પેડુ પર ટુવાલથી ઘર્ષણ કરવું એ કટિસ્નાન છે. નાસ લીધા પછી પરસેવો વળે તે વખતે અને કટિસ્નાન કરતી વખતે ખુલ્લો પવન શરીર પર ન લાગવા દેવો એ શરદી થતી અટકાવવા માટેની ખાસ સાવચેતી હોય છે.

પ્રશ્ન એ છે કે દાંતના દર્દને અને નાસને એવો શો સંબંધ છે કે જેથી એ દર્દ મટી શકે? આ

પ્રશ્ન સ્વાભાવિક છે અને મારા મનમાં પણ તે ઉદ્‌ભવ્યો હતો. મારા મિત્રે તે સંબંધ મને સારી રીતે સમજાવ્યો હતો.

દાંતમાં થતું દર્દ અથવા શરીરના બીજા કોઈ પણ ભાગમાં થતું દર્દ, તે ઉપાંગ–અવયવનું માત્ર સ્થાનિક દર્દ હોતું નથી. આખા શરીરના લોહીમાં વિજાતીય પરમાણુઓ–દર્દનાં રજકણો પ્રસરેલાં હોય છે અને એ રજકણો કોઇ પણ એક અવયવમાં વિશેષ જમા થતાં જઇને દર્દ ઉપજાવે છે. કટિશૂળ, સંધિવા, કળતર, માથું દુઃખવું, એ પ્રકારનાં દર્દો ચેતવણી આપે છે કે તમારા શરીરના લોહીમાં વિજાતીય પરમાણુઓનો સંચય થયો છે, એ કાઢી નાંખ્યા સિવાય દર્દ મટશે નહિ. ખાવાનાં–પીવાનાં ઔષધો કે દર્દવાળા ભાગ ઉપરના દવાના લેપો પણ એ દર્દને ત્વરિત મટાડી શકે છે કે જ્યારે તે વિજાતીય પરમાણુઓનો નાશ કરી મળ–મૂત્રના દ્વારવડે તેને શરીરમાંથી કાઢી નાંખે છે. લેપો વગેરે એ વિજાતીય પરમાણુઓને દર્દના સ્થાનમાંથી વિખેરી નાંખે છે અને દર્દને મટાડે છે પરન્તુ એ પરમાણુઓ પાછાં લોહીમાં ફરતાં થઈ જાય છે, એટલે થોડા દિવસ પછી પાછું એનું એજ દર્દ ઉભરાય છે; કદાચ તે જ ભાગમાં નહિ તો શરીરના બીજા કોઇ ભાગમાં દેખાવ દે છે; પરન્તુ એ દર્દનું મૂળ તો પેલાં વિજાતીય પરમાણુઓ જ હોય છે. એ પરમાણુઓને શરીરની બહાર કાઢી નાંખવા માટે નાસ સહેલો અને સસ્તો માર્ગ છે. પરસેવા દ્વારા એ ઝેર શરીરમાંથી ઝરી જાય છે, રૂધિરાભિસરણ વધારે ત્વરાથી થવા લાગે છે અને શરીરમાં સ્ફૂર્તિનો અનુભવ થાય છે. શરીરનો એ નિયમ છે કે વિજાતીય દ્રવ્યનો જે સંગ્રહ લોહીમાં ફરતો ન હોય તે પેડુમાં જમા થાય અને ઘર્ષણ સાથેના કટિસ્નાનથી એ જમા થએલો સંગ્રહ મળદ્વારે કે અન્યથા બહાર નીકળી જાય. જલોપચારથી આ રીતે કેવળ દાંતનું દર્દ જ નહિ પણ શરીરમાં થએલાં વિજાતીય પરમાણુઓના સંગ્રહથી થતાં અનેક પ્રકારનાં દર્દો મટે છે. જૂદાં જૂદાં દર્દો પર જલોપચાર કઈ રીતે કરવો, તે સલાહ તો તે વિષયનો નિષ્ણાત જ આપી શકે, પરન્તુ અહીં તો જે ઉપચારે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે તેની અદ્‌ભુત અસર અને ઉપયોગિતા બીજાઓની નજરે આણવાનોજ મારો આશય છે.

એ અનુભવને આજે પાંચ વર્ષ વીતી ગયાં. આજે તે દાંત તેટલા જ હલે છે, પરન્તુ તે પડયા નથી. દાંત ચોખ્ખા રાખવાની સાધારણ સાવચેતી રાખું છું પરન્તુ એ દર્દ મને ફરીથી થયું નથી; અને થશે તોપણ જલોપચાર પ્રતિની મારી શ્રદ્ધા મને તેનો આશ્રય લેવા દોરી જશે.

ચુનીલાલ વ. શાહ



## વીટામીન 'ડી' નુકસાનકર્તા નથી

કેટલાક સ્થળેથી એવું સૂચન કરવામાં આવ્યું છે કે વીટામીન 'ડી'–જેનો અભાવ ખુજલીનું કારણ બને છે–વધારે પ્રમાણમાં લેવામાં આવે તો તે હાનિકર્તા બને છે. વીટામીન 'ડી' ની શોધ કરનાર મેડીસનના દાક્તર સ્ટીન–બોક આ વિષય પર કેટલીક શોધખોળો કરી હતી તેમાં તેમણે પ્રસ્તુત વીટામીનના મોટા જથાનો ઉપયોગ કર્યો હતો. સામાન્ય રીતે વપરાય તેના કરતાં ૧૦૦ ગણા વીટામીનનો તેમણે ઉપયોગ કર્યો એટલે કે એક ક્વાર્ટ દૂધ સાથે ૫૦ યુનિટને બદલે ૫૦૦૦ યુનિટ વીટામીન તેમણે આપ્યું; છતાં કંઇ પણ નુકશાનકારક પરિણામો જણાયાં નહોતાં. દરેક પ્રાણી સારી પેઠે ઉછર્યું હતું અને તેમાંનું એક પણ ખોડવાળું નહોતું.

# "મારે સાસરે!"



"વિમળા!"

"શું?"

"ક્યાં જાય છે તું?"

"ક્યાંય નહિ–"

"તોપણ–"

"કેમ વારુ?"

"અમસ્થો પૂછું છું–"

"મારે સાસરે!" એમ કહીને વિમળા ખડખડાટ હસી પડી અને મનોહરને ઉંચકીને છાતી સરસો ચાંપી રહી.

* * *

વિમળા સ્વરૂપવતી હતી. તે ૧૬ વર્ષની હતી. વયે તેને તસતસતું યૌવન અને સુકોમળ ભાવો આપ્યા હતા. પડોશીઓ તેને ખૂબ ચાહતાં. તે ચતુર, ચંચળ અને હસમુખી હતી. તેના દૂરનો એક સગો તેની પડોશમાં રહેતો હતો, મનોહર તેનો ચાર વર્ષનો પુત્ર હતો. તે હઠીલો હતો પણ સૌને બહુ ગમતો. મનોહર અને વિમળાની મૈત્રી એવી તો જામી ગઈ હતી કે ન પૂછો વાત. બેઉની વયમાં મોટું અંતર હતું, તોપણ બેઉ સાથે રમતાં, હસતાં, અને વિમળા પણ તેની સાથે એક બાળકની પેઠે આનંદ-વિનોદમાં દિવસ ગાળતી. વિમળાએ મનોહરને "મારે સાસરે" એવો જવાબ આપ્યો ત્યારે બેઉ એવાં હસ્યાં હતાં કે એ હાસ્ય તેમને ઘણી વાર સાંભરી આવતુ.

* * *

બે વર્ષ વહી ગયાં.

વિમળાનું લગ્ન લેવાયું. તેનો જુવાન પતિ ઉચ્ચ કુળનો, ભણેલો અને શાણો હતો. વિમળાનો ઉલ્લાસ અંતરમાં માતો નહોતો. લગ્નને દિવસે જ્યાં ત્યાં ખૂબ ધમાલ ચાલતી હતી. ઘરનાં સૌ કોઇ કામમાં ને બસ, કામમાં જ મચી પડેલાં હતાં. સમુહૂર્તે વિમળાનું લગ્ન ભારે ઠાઠમાઠથી થયું. સર્વત્ર આનંદ પ્રસરી ગયો. પછી વિમળાને પતિ-ગૃહે જવાનો દિવસ આવ્યો. ત્યારથી વિમળા કિંચિત્ ઉદાસ દેખાવા લાગી. સુંદર વસ્ત્રાલંકારથી તેનું શરીર દીપી નીકળ્યું પણ તેના અંતરમાં ઉલ્લાસની દીપ્તિ નહોતી.

વિમળાને સુંદર વસ્ત્રો પહેરીને બહાર જવા તૈયાર થએલી જોઇને ૭ વર્ષનો મનોહર કૌતુકપૂર્ણ દૃષ્ટિએ તેને જોઇ રહ્યો. પણ માત્ર જોઇ રહેવાથી જ તેને સંતોષ થયો નહિ. તે વિમળાના રસ્તાની આડે આવીને ઊભો ઊભો પૂછવા લાગ્યો: "વિમળા! તું ક્યાં જાય છે?"

વિમળા હસી અને તુરત જ તેણે જવાબ આપ્યો: "મારે સાસરે!" અને તે ફરી હસી. આસપાસ તેની સખીઓ ઊભી હતી, તેઓ પણ હસી પડી અને તેમાંની એક મનોહરને તેડી લઇને ચુંબન લીધું, પણ મનોહર તેના હાથમાંથી તરફડીને છૂટો થયો અને વિમળાના પગને બાઝી પડ્યો. વિમળાએ તેને ઊંચકીને ચુંબન લીધું ત્યારે જ મનોહરે તેને ઉલ્લાસભરી વિદાય આપી.

* * *

બીજાં દસ વર્ષ વીતી ગયાં.

એ વર્ષોમાં વિમળાના જીવનમાં ખૂબ પરિવર્તન થઈ ગયું હતુ. દસ વર્ષમાં તેને ત્રણ પુત્રો અને ચાર પુત્રીઓ થઇ હતી.

સુંદર સુકોમળ બાળકોમાં તેનો દિવસ આનંદમાં જતો હતો; પણ 'સબ દિન હોત ન એક સમાન!'

તેના સુખી જીવનનો લગ્ન પછીના અગીઆરમા વર્ષે જ અંત આવ્યો. ક્રૂર કાળની કરાળ દૃષ્ટિએ તેના પતિને હરી લીધો અને અઠ્ઠાવીસ વર્ષની વયે વિમળા વિધવા થઇ! તે રડતી રડતી દિવસ ગાળવા લાગી. કેવું હતું અને શું થઇ ગયું?

જેનું જીવન એટલું સુખમય હતું, એટલું પવિત્ર હતું, તેના જીવનની એક જ ક્ષણના બનાવથી કેવી સ્થિતિ થઈ ગઈ!

મનોહરે તે જાણ્યું, પણ તે બિચારો શું કરે? તે પણ રડ્યો અને શાંત થયો. વિમળાનું સાંત્વન કરવામાં આવે તે જરૂરનું લાગ્યું, પણ તે સાંત્વન કેવી રીતે થાય તે તેને આવડતું નહોતું. ક્રૂર કાળે જે બનાવ નીપજાવ્યો હતો તે સુધારવાની શક્તિ તે બિચારામાં ક્યાંથી હોય?

“ જિંદગી હૈ નામ જો મરમર કે જીના ગાલિબે ” એ સત્ય જ છે.

વિમળા પોતાના દુઃખપૂર્ણ જીવનની અને પૂર્વાશ્રમના સુખમય જીવનની તુલના કરીને વિચાર કર્યા કરતી; પરંતુ હજારો વિચાર કર્યા છતાં વિધિ-નિર્મિત સ્થિત્યંતરનો અંત લાવવો કઠીન હતો એમ સમજતાં તેને વાર લાગી નહિ.

* * *

અને પછી—

તે સ્થિતિનો એ અંત આવતો દેખાયો. વિમળાને પતિવિયોગ અસહ્ય લાગવા માંડ્યો હતો.

સ્વામીની મૃત્યુતિથિ આવી. તેણે વિચાર્યું: “ આજે જ મારા દુઃખનો અંત આવ્યો હશે! ”

તેણે પોતાના બાળસખા મનોહરને બોલાવ્યો. તેણે તેની સાથે ખૂબ વાતો કરી. અને પછી આંખોમાં આંસુ લાવીને તે બોલી: “ મનોહર! હું હવે જાઉં છું. ”

“ ક્યાં જાય છે, વિમળા! ” મનોહરે ગભરાઈને પૂછ્યું.

વિમળા પહેલાં તો મુંઝાઈ અને પછી તે અંબરના પારખુ કરીને બોલી: “ મારે સાસરે! ”

એ વખતે તે પહેલાંની જેમ હસી નહિ પણ મંદ સ્મિત કરીને મનોહરના મુખ તરફ ટગર ટગર જોઈ રહી. તેનાં નેત્રો આંસુથી ભરાઈ આવ્યાં હતાં.

અને તુરત જ એ નાનું સરખું જીવન પૂરું થયું-વિમળા મરણ પામી. મનોહરનાં નેત્રોમાંથી આંસુનો ધોધ વહી નીકળ્યો. તે મનમાં બોલ્યો: “ તેના પતિદેવ તેને જગતમાં શોધ્યા ન મળ્યા, એટલે તે બિચારી ગઈ તેને સાસરે! ” મા૦

❧ ❧ ❧

## સુવાવડ અને વેદના

સુવાવડ વખતે વેદના ન થાય તે માટે જે નવીન ઉપચાર ( Twilight sleep ) ની શોધ થઇ છે તેને, તાજેતરમાં મળેલી અમેરિકન મેડિકલ એસોસીએશનની એક બેઠકમાં વખોડી કાઢવામાં આવ્યો હતો. ડૉ. રૂડોલ્ફ હોમ્સ કે જેમણે વીસ વર્ષ પહેલાં આ ઉપચાર અમેરિકામાં દાખલ કર્યો હતો, તેમણે જણાવ્યું હતું કે, મેં એક ગંભીર ભૂલ કરી છે. તેમણે કહ્યું હતું કે “ હું શું કરતો હતો તે હું પૂરું સમજી શક્યો નહોતો. માનવ-માતાને કંઇ પણ ભાન વગરની એક જડ વસ્તુ સમાન બનતી આપણે અટકાવવી જોઈએ.” ગર્ટ્રુડ નેલ્સને જણાવ્યું હતું કે, પ્રસવ વખતે આ દવા આપવાનો પ્રચાર વધવાથી જ અમેરિકામાં પ્રસુતા સ્ત્રીઓનું મરણપ્રમાણ આટલું વધવા પામ્યું છે. તેમણે એક જાણવા જેવું વાક્ય એ ઉચ્ચાર્યું હતું કે, “ મારા અવલોકન પ્રમાણે, બુદ્ધિમાન કે બુદ્ધિહીન, નવમતવાદી કે જૂની પદ્ધતિની કોઇ પણ સ્ત્રી એમ ઇચ્છતી નથી કે સંતાનજન્મના પ્રસંગની યાદ પણ તેના મગજમાંથી ભૂંસાઇ જાય. પોતાના સંતાનને જન્મ થાય તેના જોઇને કોઇ પણ સ્ત્રી પ્રસૂતિની વેદનામાંથી બચવાને ઇચ્છતી નથી.”

❧ ❧ ❧

# દૃષ્ટિદોષનાં કેટલાંક કારણો

**શરીરમાં** આંખ એ એક મહત્વની ઇન્દ્રિય છે. તેની કીંમત નાણાથી થઇ શકતી નથી

શાળામાં, રમતના મેદાન પર, ઉદ્યોગધંધામા અથવા જીંદગીની કોઇ પણ અવસ્થામાં પગ મળવાનું મુખ્યત્વે માણસની આંખ ઉપર અવલંબિત છે એ વાત સ્પષ્ટ છે. માનવજીવન એ આ ઇન્દ્રિયદ્વારા મેળવેલા અનુભવોનું પ્રતીક છે, કાર્યક્ષમ અથવા સુખી થવામાં ઉપયોગી થાય એવું જ્ઞાન ઘણેભાગે દૃષ્ટિદ્વારા મળે છે. ગ્રંથ, કળા, વાઙ્મય, પ્રવાસ એ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો છે. મનુષ્યને મળતા જ્ઞાન પૈકી સેંકડે ૮૫ ટકા જ્ઞાન દૃષ્ટિથી મળે છે.

અને માણસ જે કંઇ કરે છે તેમાં સેંકડે ૮૦ ટકા કાર્યો કરવામાં દૃષ્ટિ સાધનભૂત થાય છે એવું અનુમાન કરવામાં આવ્યું છે. આ જ કારણથી અકસ્માતનો વીમો લેનારી કંપનીઓ, તે વીમાનાં પ્રીમીયમની રકમ મૃત્યુ અને દૃષ્ટિનાશ એ બન્ને બાબતમાં એક સરખી આકારે છે, એમાં આશ્ચર્ય નથી.

આ જગતમાં માણસે પોતાના જ્ઞાનથી આટલા બધા સુધારાઓ અને શોધો કરી છે પણ માણસની કુદરતી આંખ પ્રમાણે કામ કરનારી કૃત્રિમ આંખ તૈયાર કરવા જેટલે તેના જ્ઞાનની મજલ હજી સુધી પહોંચી નથી. પેટભર અન્ન ચાવીને ખાઈ શકાય એવા કૃત્રિમ દાંત તૈયાર થયા છે પણ દુર્દૈવે માણસની આંખ બગડી તો તેને બદલે બીજી આંખ કોઇ સ્થળે મળતી નથી.

## સદોષ આંખનો વધારો

અમેરિકાની શાળામાં કેટલા વિદ્યાર્થીઓની આંખો ખામીવાળી છે એ વિષે તપાસ કરતાં જણાઇ આવ્યું છે કે સરાસરી દર પાંચ વિદ્યાર્થીએ એકની આંખ બગડેલી છે. આ આંકડાઓ ખરેખર ભયંકર છે, કારણ જેના વિદ્યાભ્યાસની હમણાં જ શરૂઆત થઇ છે અને જેમને આખું આયુષ્ય હજી ગાળવાનું છે તે પૈકી ૨૦ જણની આંખ બગડેલી છે. અને એમ પણ જણાઇ આવ્યું છે કે, શાળામાં જે બાળકો નિરૂપયોગી ઠરે છે, તેમા પાંચ બાળકોમાં ત્રણની આંખ બગડેલી હોય છે. કૉલેજની અંદર વધારે વખત અભ્યાસ કરવો પડે છે અને આંખને વધારે શ્રમ પહોંચે છે, આથી ઉચ્ચ શિક્ષણ મેળવીને બહાર પડતા વિદ્યાર્થીઓમાં દર પાંચે ત્રણ-જણની આંખ બગડેલી હોય છે, એમ પણ તપાસના અંતે જણાઈ આવ્યું છે.

માણસ ચાલીસી નજદીક પહોંચે છે એટલે જિજ્ઞાસાપૂર્વક વાચન, પ્રવાસ, વિશ્રાન્તિ માટે એવું કાર્ય વગેરે કરવા માટે કંઇક વધારે સમયની સગવડ થાય છે. પણ ચાલીસી એ કંઇ વધારે મોટી વય ન ગણાય તો પણ એ વખતે ઘણાની નજર નબળી થયેલી હોઇ તેઓ ઉપલી બાબતનો પૂર્ણ ફાયદો લઇ શકતા નથી.

આપણા દેશમાંની પરિસ્થતિ આ કરતાં વધારે સારી છે એમ કહી શકાશે નહીં. ઉલટું, અહીંની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે દૃષ્ટિદોષનું પ્રમાણ અમેરિકા કરતાં યે ખરાબ છે એમ માનવાને કારણ છે.

## સદોષ દૃષ્ટિનું મુખ્ય કારણ

આંખના ઉપયોગ વિષે કુદરતી સંકેત એવો લાગે છે કે તેનો ઉપયોગ નૈસર્ગિક સૂર્યપ્રકાશમાં અને દૂરની વસ્તુ જોવા માટે કરવો. મનુષ્ય પોતાની પ્રાથમિક અવસ્થામાં આંખનો ઉપયોગ ચકચકિત સૂર્યપ્રકાશમાં, ખુલ્લી જગામાં તેમજ દૂરના પદાર્થો જોવા માટે કરતો હશે—નજીકના પદાર્થો જોવા માટે કે વાચન માટે નહિ. અર્થાત્ સૂર્યાસ્ત્ થાય કે તેનું દિવસનું કામ ખલાસ થતુ હશે. આ પછી માનવપ્રાણી કુદરતમાં વસવાનું છોડીને ઘરમાં ઘરમાં

રહેવા લાગ્યો ત્યારે તેને સૂર્યપ્રકાશને બદલે કૃત્રિમ પ્રકાશની જરૂર માલુમ પડી અને તે વખતથી તેની આંખને શ્રમ પડવા માંડ્યો. આધુનિક સંસ્કૃતિમાં જગતમાં ઝપાટાબંધ પ્રગતિ થવા લાગી તેમ તેમ આ નિસર્ગદત્ત આશીર્વાદનો આપણે ભરપૂર ઉપયોગ કરવા લાગ્યાં. અતિદૂરના પદાર્થો જોવા અને ખૂબ સૂર્યપ્રકાશમાં કામ કરવાને બદલે ઘરમાં બેસીને અત્યંત નજીકના પદાર્થો જોવા, કમી પ્રકાશ અને આખો દિવસ દૃષ્ટિને ખેંચાણ પડવાને લીધે આંખોમા વધુ બીગાડ થવાનું ચાલુ થયુ.

મનુષ્યની આંખો અને જોવાની શક્તિ વિષે વિજ્ઞાનશાસ્ત્રીઓએ વિપુલ માહિતી મેળવી છે અને પ્રકટ કરી છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ કરેલા આ સંશોધનમાં ઘણુંખરૂ સંશોધન એ આધાર પર કરવામાં આવેલું છે કે, હાલમાં કેટલાયે સૈકાઓથી માણસ ઘરમાં બેસીને અને જરૂર કરતાં ઓછા પ્રકાશમાં સેંકડે પંચોતેર ટકા કાર્યો કરે છે.

### કુદરતી પ્રકાશ

ઉપર કહેવામાં આવ્યુ છે કે આંખનો કુદરતી ઉપયોગ સૂર્યપ્રકાશમા કરવા માટેનો છે, સૂર્યપ્રકાશમાં આંખો સૌથી વધારે સારી રીતે જોઇ શકે છે. પરન્તુ આંખોનો આપણે જેટલી વખત ઉપયોગ કરીએ છીએ તેમાં ઘણીખરી વખત આપણને મળતો પ્રકાશ અને સૂર્યપ્રકાશ, એ બન્ને વચ્ચે તુલના કરવા માટે પ્રકાશની ઓછામાં ઓછી ઘનતાનું એક માપ ઠરાવવું જોઇએ. આ માપ મીણબત્તી છે. ફૂટ જેમ લબાઇનુ પરિમાણ છે, પાઉન્ડ જેમ વજનનું પરિમાણ છે અથવા ડીગ્રી જેમ ઉષ્ણતામાનનુ પરિમાણ છે તે પ્રમાણે મીણબત્તી પ્રકાશનું પરિમાણ છે. મીણબત્તી સળગાવીને એક ઠેકાણે મૂકવામાં આવે અને એક ફૂટના અંતરમાં તેનો જે પ્રકાશ પડે, તે પ્રકાશ એ મીણબત્તીના પ્રકાશનુ પરિમાણ છે. નિરભ્ર દિવસે ઉઘાડી જમીન પર સૂર્યનો પૂર્ણ પ્રકાશ ૧૦૦૦૦ મીણબત્તીઓના પ્રકાશ (કેન્ડલ પાવર) જેટલો હોય છે, એ જ પ્રકાશ ઝાડની છાયા નીચે ૧૦૦૦ મીણબત્તી જેટલો હોય છે, તે જ પ્રકાશ ઘરની બારીની અંદર થોડેક દૂર ૨૦૦ મીણબત્તી જેટલો બને છે. સૂર્ય અસ્ત પામતાં મધ્યમ પ્રતિના ઘરમાં એ જ પ્રકાશ ૫ મીણબત્તીઓ જેટલો એટલે પૂર્ણ સૂર્યપ્રકાશનો $\frac{1}{2000}$ ભાગ થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ઘરમાં ૫ મીણબત્તીઓ જેટલા પ્રકાશમાં આપણે કામ કરીએ તો તેથી આંખોને ઘણી જ હાનિ થાય.

પ્રકાશની અસર કાઢવા માટેનું એક સગવડભર્યું યંત્ર હમણાં બહાર પડયું છે. તેને 'પ્રકાશ-પરિમાપન યંત્ર' (સાઇટ–મીટર) કહે છે. અમુક પ્રકાશ અમુક મીણબત્તી જેટલો છે એમ આ યંત્રની મદદથી જાણી શકાય છે.

### આંખનો ઉપયોગ

આંખનો ઉપયોગ કરતાં માણુસે ત્રણ બાબતનો વિચાર કરવો પડશે.

(૧) આંખનું કોઇ પણ નાનું મોટું કામ અત્યારની સ્થિતિમાં જ કરવાનું છે એ તો સ્પષ્ટ છે.

(૨) પરન્તુ નાનાં બાળકો અત્યંત ઝીણા અક્ષર એટલે કે આંખને ત્રાસ પડે તેવું ન વાંચે એટલી ખબરદારી રાખવાની જરૂર છે.

(૩) આંખને મહેનત પડે તેવું કામ હોય ત્યારે દૃષ્ટિનું ખેંચાણ થાય એવા પ્રકારનો પ્રકાશ ન રહે માટે કાળજી રાખવાની જરૂર છે.



## ફળો કેમ સચવાય ?

છેલ્લાં કેટલાંક વર્ષોમાં એવી શોધ કરવામાં આવી છે કે ફળોની વખારોની હવામાં કાર્બન ડાયોક્સાઇડનું પ્રમાણ વધારવાથી ફળોની ઉત્તમતા વધે છે તેમજ એની સાચવણી પણ વધારે સારી રીતે થઇ શકે છે. આ નુસખાનો પ્રચાર ગ્રેટ બ્રિટનમાં ખૂબ વધતો જાય છે.



# ધ....ણી....પ....ણું



[ નવલિકા ]

*

તે એક ગરીબની છોકરી હતી, પણ શ્રીમંતોને સંઘરવાનું મન થઇ જાય તેવી તે અપ્રતિમ સૌંદર્યવતી હતી. તેના ઘરની નજીક રહેતા એક શ્રીમંતના છોકરાને તેની ઉપર પ્રેમ ઉપજ્યો.

પિતાની પાછળ લાગીને અને લગભગ આપઘાત કરવા સુધીની ધમકી આપીને તેણે એ જ છોકરીને મેળવી. પહેલાં તો તેને પણ આનંદ થયો. લગ્નને દિવસે તે જે ઠાઠમાઠથી હરતી-ફરતી હતી, તે જ ઠાઠમાઠથી આજે પણ તે હરીફરી શકતી હતી. તે ધનવાનની પુત્રવધૂ હતી, પતિએ પોતાની પસંદગીને આધારેજ લગ્ન કર્યું હતું, તે તેની માનીતી અને મોહક રાણી હતી, પછી તેને કઇ વસ્તુનો તોટો હોય?

તે પત્નીને ઘણી વાર સીનેમામાં લઇ જતો. ચોરીનો માલ હજમ કરવાને માટે ચોર જેવી રીતે છુપાવતો છુપાવતો અને ચારે બાજુએ શંકાશીલ દૃષ્ટિ ફેંકતો જાય છે, તેવીજ રીતે તે પત્નીને લઇને સીનેમા થીએટરમાં પ્રવેશ કરતો. સીનેમા જોવા આવેલી સ્ત્રીઓમાં તે સુંદરમાં સુંદર અને મૂલ્યવાનમાં મૂલ્યવાન વસ્ત્રાલંકારથી સજ્જ થએલી સ્ત્રી હતી, એનુ જોઇને તેનું અભિમાન પોષાતુ; અને લોકો પણ એની એ અભિમાનવૃત્તિને ઓળખતાં.

છતાં જનસ્વભાવ છે ને ! સીનેમા જોવા આવેલા પુરુષો સીનેમાના રૂપેરી પડદા ઉપર દેખાતી નાયિકાના સૌંદર્યનું નેત્રને પાન કરાવવાને બદલે અંધકારમાંએ આ રૂપસુંદરીને ફરી ફરીને તરસી આંખે જોતા.

પત્નીનું સૌંદર્ય તેને ગમતું હતું તેના વસ્ત્રાલંકાર તથા તે પહેરીને બેસવાની-ચાલવાની તેની ઢબ એ પણ તેને મોહક લાગતી હતી. પરંતુ પરપુરુષો તેને સકામ દૃષ્ટિએ જુએ તે તેને અપ્રિય લાગ્યું. તેને લાગતું કે પત્નીના રૂપઆભર્યા સૌંદર્યના કારણે જ પોતાના હૃદય ઉપર લોકોની દૃષ્ટિ વારંવાર દુઃખ દેતી હતી. ઉમંગથી ઉપભોગવા માટે પોતે એ સુંદર સ્ત્રીને પરણ્યો હતો, પોતાનાં નેત્રોને તૃપ્ત કરવાને તે તેને સુંદર વસ્ત્રો પહેરાવતો હતો; બીજાઓએ તેના પર દૃષ્ટિ સરખી ન નાંખવી જોઇએ, તેને બદલે લોકો કેવા બેવકૂફ છે! પરસ્ત્રીને કામલોલુપ દૃષ્ટિથી જુએ છે! ડગલે ને પગલે એ સૌંદર્ય તેને નીચું જોવડાવતું હતું, એ સૌંદર્ય તેને એક દુર્બળ પુરુષના રૂપમાં જનતા સમક્ષ રજુ કરતું હતું. એ સૌંદર્ય વણસી જાય તો ઠીક, એમ વારંવાર તેને થવા લાગ્યુ. એ એક જ વિચાર પાછળ તે ઘેલો ઘેલો ફરવા લાગ્યો.

* * *

પોતે અત્યંત સુંદર છે, એટલે પતિ પોતાના પર પ્રેમ રાખશે, પોતાની ગરીબી ઉપર તે ધ્યાન નહિ આપે, સુંદરતાના 'દાયજા' થી તે સંતુષ્ટ થશે, અને પોતે પણ સુખી થશે એવી તે સુંદરીની આશાઓ હતી. પોતાના સૌંદર્ય માટે ખરેખર તેને નિર્મળ આનંદ અને અભિમાન થતું-ગુમાનની છાંટ તેમાં નહોતી. આપણે સુંદર કપડાં પહેરીએ છીએ, કે કોઈ સુંદર વસ્તુ વેચાતી લાવીએ છીએ, ત્યારે તે બે ચાર પરોણાઓને બોલાવીને બતાવતાં નથી! અને તેઓને તે જોઇને આનંદ થાય છે તેથી આપણને આનંદ અને–

પત્નીના મનમાં હવે વેર વૃત્તિ પ્રકટી. એ વૃત્તિથી મનમાં જોર આવ્યું અને તેથી તનમાં પણ બળ આવવા લાગ્યું. તે પુનઃ પહેલાંની પેઠે શણગાર સજવા લાગી. કેટલાક દિવસે તેણે પોતાના મન પર જય મેળવીને શરીરને ક્રાંત બનાવ્યું. પણ તેથી તેના પતિનો મનઃસંતાપ દિવસે દિવસે વધવા લાગ્યો. ધંધાને કારણે તેને રોજ પાંચ સાત કલાક ઘરની બહાર ગાળવા પડતા હતા. તેટલા વખતમાં પણ તેનું મન પત્નીની આસપાસ ભૂતની પેઠે ભમ્યા કરતું. કોઈ વાર તે એકદમ ઓચિંતો ઘેર આવી પહોંચતો અને પત્નીને ચમકાવી મૂકતો. તેની એકાંતનો ભંગ કરવાથી તેને તે વખતે સંતોષ થતો અને તે પાછો કામ પર ચાલ્યો જતો.

એક દિવસ રોજની પેઠે વાતચીત કરતાં તેઓની વચ્ચે ચકમક ઝરી. તે પહેલાં તેણે ઘણીએ વાર વાતચીત દરમ્યાન પોતા પર લાદવામાં આવેલા માતૃત્વ સામે તિરસ્કાર દર્શાવ્યો હતો. એક વાર તો તેણે પતિને સ્પષ્ટ કહી દીધું કે "હવેથી હું તમારો એ અત્યાચાર બીલકુલ ચાલવા દેવાની નથી." તેની આંખોમાં પાણી આવ્યું પણ સ્વરમાં ભયનું ચિહ્ન નહોતું. તે બોલીઃ "તેને બદલે તો મને ઠાર મારી નાંખો તે સારૂં."

"મરવાનેય તું સ્વતંત્ર નથી. તું પાંચ બાળકોની માતા છે. હજી એ પાશ દિવસે દિવસે વધતો જ જવાનો છે." પિતૃત્વના અભિમાનથી તે બોલ્યો.

"પાશ શાનો? માતા કોણ? કોનાં બાળકો?"

"બાળકોનો જ પાશ, તું તેમની માતા અને તે તારાં સંતાનો! કેમ નહિ? તારો જીવ તેમને માટે જરાએ તલસતો નથી?"

"તે મારાં બાળકો નથી. તે મારા પર જબરદસ્તીથી લાદવામાં આવેલાં છે; તમે જ મારા શરીરમાંથી તોડેલા એ માંસના લોચા છે."

તે આગળ કાંઈક વધુ ભયંકર બોલવા જતી હતી, પરન્તુ ઓઠ ભીડીને શબ્દોને ગળી ગઈ.

"પણ મારાં તો તે બાળકો છે જ ને? એમાંના એકે બાળક પર તારો અધિકાર નથી. મારી પણ એવીજ ઇચ્છા છે."

"અને હવે કહું?"

"શું?"

"સાંભળજો હો!"

"શું?"

"એમાંનું એક બાળક તમારૂં નથી! મારૂં છે."

તેનો અવાજ થરથર કંપી રહ્યો. આંખોમાં ભયંકરતા આવી ગઈ. ધ્રુજતા ઓઠને સ્થિર રાખવાને તેણે દાંતવડે દાબ્યા.

"શું! મારૂં નથી? તારૂં છે? આ તું બરાબર સમજીને બોલે છે?"

તેણે ઉત્સાહથી મસ્તક ધુણાવીને હા પાડી. તેણે પોતાનું મ્હોં એટલા જોરથી બંધ કરી રાખ્યું હતું કે જાણે મ્હોં ઉઘડતાંજ જીભના ટુકડા થઈને બહાર સરી પડે!

પતિ સંતાપથી બળી ઉઠ્યો. તે પત્નીના શરીર ઉપર ધસી ગયો અને તેનું ગળું પકડ્યું! એટલામાં પાંચમો સૌથી નાનો પુત્ર ત્યાં દોડતો આવ્યો. તે બે વર્ષની વયનો હતો.

"બા...પા..."

તેણે ચમકીને તેના ગળા પરથી એકદમ હાથ પાછો ખેંચી લીધો. તેણે છોકરા તરફ જોયું. છોકરો થરથર કંપવા લાગ્યો.

"આ?" તેણે પત્નીને પૂછ્યું.

"તમે જ ઓળખી લ્યોને. મને મારી નાંખશો, તો પછી એ વાત બીજું કોણ કહેશે!" તેણે કેવળ શાંતિપૂર્વક જવાબ આપ્યો.

તેનાથી છોકરા ઉપર દૃષ્ટિ કરી શકાઈ નહિ. ચોકમાં બાકીના ચારે છોકરા રમતા હતા. પ્રત્યેક તરફ જોઈને તે એક જ પ્રશ્ન પૂછી રહ્યો હતો:

"આ? એ!"

અત્યંત અંતમ થઇ જઇને તે ઘર બહાર નીકળી પડયો. સાંજે રોજના ફરવા જવાના વખતે જ તે બહાર ગયો હતો. તેની દૃષ્ટિને પાંચે છોકરા દેખાઈ રહ્યા હતા.

"પણ તેમાનો એક છોકરો કયો અને કોનો?" તેને દરેક છોકરો "તે" જ દેખાવા લાગ્યો! તેને પોતે રમાડયો હતો, તેને પોતે છાતી ઉપર નચાવ્યો હતો, તેને માટે પુષ્કળ પૈસા ખર્ચ્યા હતા, અને તે જ પોતાનો નહિ! કેવો ભયંકર વિચાર? બધા મિત્રો તેને સાંભરવા લાગ્યા. પરિચિતો યાદદાસ્તમાં આવીને ઊભા રહ્યા. બધાના ચહેરા પ્રત્યેક છોકરાના ચહેરાની સાથે તે મેળવી જોવા લાગ્યો. દરેક એક વાર મળતે મળતા લાગતા, બીજી વાર અણમળતા લાગતા!

તે બહાર ગયા પછી તેની પત્નીએ પાંચે છોકરાને બોલાવ્યા. તે છોકરાઓને જાણે તેમની માતાએ એ પહેલી જ વાર મારેલી હાક લાગી. પહેલાં તો તેઓ માતાનો સ્વર ઓળખી શકયા જ નહિ, પરંતુ તુરત જ "અરે, એ તો આપણી બા!" એવાં અર્થસૂચક વચન કરીને તેઓ તેની નજીક આવ્યા. તેણે બધા છોકરાને સાથે લીધા અને બહાર ફરવા ચાલી. તેનો પતિ તેને રસ્તામાં કયાંય મળ્યો નહિ. છોકરાઓને તેણે ખૂબ સાંત્વન આપ્યું. તેમને ખાવાનું અને રમકડાં અપાવીને તેણે પણ પોતાના મનનું સમાધાન કર્યું.

અકંદર વાતાવરણનું ચમત્કારિકપણું અને અપરિચિતપણું તે નાની વયના છોકરાઓના ધ્યાન બહાર રહ્યું ન હોતું, પરંતુ તેઓ તેનો મર્મ સમજી શકતા નહોતા. પરંતુ ખાવાનું, બા, વાર્તાઓ, ફરવાનું, રમકડાં, એ બધાથી તેમના માનસિક અંતરને તેમની માતાએ કાપી નાખ્યું હતું. "તમારા બાપુ કામે ગયા છે હોં? રાત્રે આવશે. તમે હવે સૂઈ જાઓ!" એમ કહીને તેણે છોકરાઓને ઉંઘાડી દીધા. બાળકોને પોતાથી વિખૂટા પાડીને માતાને ભુલાવી દીધી છે એવી તેની ભીતિ એક કલાકની અંદર જ નિર્મૂળ થઇ ગઈ.

*          *          *

તેને રાત્રે ઉંઘ આવતી નહોતી. બાળકો ઉંઘી ગયા પછી તે વિચાર કરવા લાગી. હવે શું થશે તેનો તે વિચાર કરતી હતી. "આમ થાય તો તેમ કરવું" એવી રીતે તે ઘડીઓ ગોઠવતી હતી. રાતના બે વાગ્યા સુધી તો તેનો વખત તે પાછળ જ ગયો. ભીતિ કે અસહાયતાનો વિચાર તેના મનમાં આવ્યો નહિ. પાસે પૈસા હતા એ એક કારણ હશે કિંવા તે છેવટના વિચાર સુધી તે પહોંચી પણ નહિ હોય. વિચારના બીજગણિતમાં તે 'ક્ષ' વિચાર હતો, પણ તે 'ક્ષ' ની કિંમત હજી કાઢવાની બાકી હતી. અને તુરત જ તેને બીજો વિચાર આવ્યો: "તે પાછા આવશે, તો?"

તે જ વખતે તે આવી ચૂકયો હતો પણ તેની ખબર તેની પત્નીને નહોતી. તે આંગણાના તુલસી કયારાના ચોતરા પર બેઠો હતો. તેનું મસ્તક શૂન્ય બની ગયું હતું. તે કયાં જઇ આવ્યો હતો તેની કોઇને ખબર નહોતી. પણ તેજ વખતે તે વિચાર કરી રહી હતી: "તે પાછા આવશે, તો?"

તેણે ગભરાઇને ઉદ્ગાર કાઢયો: "કોણ છે એ?"

ઉત્તર ન મળ્યો; પણ માણસની હીલચાલ દૃષ્ટિગોચર થઇ. તેણે વિજળીક બત્તીનું બટન દાબીને દીવો કર્યો. કયારા તરફથી એક અસ્પષ્ટ આકૃતિ તેની તરફ આવી રહી હતી તેને ક્ષણભર ભીતિ લાગી પણ તુરતજ અદૃશ્ય થઇ ગઇ. ધીરેધીરે તેનો ચહેરા સ્પષ્ટ દેખાવા લાગ્યો. તે પગથીયાં ચડયો, એટલે પત્નીએ દ્વારમાંથી આઘે ખસી પતિને માર્ગ કરી આપ્યો. તે ચાર ડગલાં આગળ ચાલ્યો. તેજ વખતે તેણે પાંચે બાળકોને ઉંઘી ગએલાં જોયાં. તે થોભ્યો. તે દ્વાર વાસીને તેની પાછળ પાછળ આવી હતી. તેણે પાછું વાળીને જોયું. પત્નીના ચહેરાને તેણે નિર્વિકાર જોયો. વરંડા ઉપરની એક ખુરશી પર જઇને તે બેઠો. તેણે બત્તીનું બટન દાબી ખુરશી ખેંચી લાવી પતિની સામે બેઠક લીધી. હવે તેને પતિના જીવનો ભય લાગવા માંડયો હતો.

થોડી વાર પછી તેણે પોતાની હથેળીઓથી માથું પકડ્યું. કેટલીક વાર તે એજ સ્થિતિમાં ચૂપ બેસી રહ્યો અને પછી બોલ્યો: "હું એક ક્ષણવાર જ થોભવાનો છું. મને એ છોકરો બતાવ અને બીજી જ ક્ષણે હું તારાથી દૂર ચાલ્યો જઈશ."

તે બોલી નહિ

"કહે, કહે, મારી મનોઘાતના મારા આખા દેહને ફાડી ખાય છે! કહી દે!" અને એકદમ ડૂમો ભરાઈ આવતાં તે પત્નીના પગમાં લોટી પડયો

તેણે પતિને ઉંચકયો,–માતા બાળકને ઉચકે તેમ. બાળકનું મસ્તક માતાની ખાંધ પર આરામ લે, તેવી જ રીતે તેણે સ્વામીનું મસ્તક પોતાની ખાંધ પર રાખ્યું અને ધીરે ધીરે કહ્યું: "બધાય બાળકો તમારાં છે. બધાંય મારાં છે. બધાંય આપણાં જ છે. મારા પર લદાયલા માતૃત્વનો એ પ્રતિકાર જ હતો."

તે એકદમ ઉઠીને ઊભો થયો.

"તું ખરું કહે છે?"

"ખરું જ કહું છું; બાળકોના લોહીના સોગંદ-પૂર્વક કહું છું!"

ધીરેધીરે ઉઠીને તે સામેની ખુરશી પર જઈને બેઠો. બેઉ બે કલાક સુધી સ્વસ્થ બેસી રહ્યા. પછી તે સુવા ગયો, પણ તેને તો તેણે આરામખુરશીમાં જ બેઠાં બેઠાં ઉંઘી ગએલી જોઇ.

માણિકય

❧ ❧ ❧

## ત્વચાના દર્દો પર મધ

ડૉ. ડબલ્યુ. જેઇસ કહે છે કે, નાનાં બાળકોનાં આંતરડાંનાં દર્દો પર મધ સારી અસર કરે છે અને પુખ્ત તેમજ યુવાન વયના માણસોના હૃદ્રોગપર તે ઉપયોગી જણાયું છે; એજ પ્રમાણે તેમાં બીલકુલ ક્ષાર નહીં હોવાથી તથા આલ્બ્યુમીન ઓછું હોવાથી મુત્રપિંડનાં દર્દોમાં ખોરાક સાથે લઈ શકાય છે, તેમજ તે ત્વચાના દર્દોનો પણ ઉત્તમ ઉપાય છે. ખરજવું તથા એવાંજ બીજાં ત્વચાનાં દર્દોમાં તે બાહ્ય તેમજ આંતરિક ઉપચારમાં ઉપયોગી નીવડયું છે. દર્દની ઉપર મધ ચોપડવામાં આવે તો દર ચોવીસ કલાકના આંતરે તે ફરી ચોપડાય તે વખતે ગંદી પોપડી દૂર થઈ જશે અને ચામડી ચોકખી થશે આ પછી છેવટની રૂઝ માટે નરમ પ્રકારના મલમો અસરકારક માલુમ પડશે. જીવનક્રિયા (Metabolism) માં થતા અવરોધને પરિણામે ચામડી ઉપસી આવે તેવે વખતે મધનો આંતરિક ઉપયોગ કરવા જેવો હોય છે અને કેટલીક વાર તો તે આશ્ચર્યજનક કામ કરે છે. ગડગુમડ પર તે ચોપડવાથી ઘણો ફાયદો કરે છે. ગુમડા પર એક નાનું કાપું પાડવામાં આવે અને તેના પર મધ ચોપડવામાં આવે અથવા એમ કર્યા સિવાય મધ ચોપડવામાં આવે અને સ્વાભાવિક રીતે જ ગુમડામાં કાણું પડતાં તે અંદર જાય. ઘણી વાર મોટાં ગંભીર ગુમડાં પણ મધ ચોપડવાના પરિણામે રૂઝાઈ જાય છે અને તેનો ડાઘ પણ દેખાવા પામતો નથી.

શસ્ત્રક્રિયા થઈ ગયા પછી ચાડું ન રહે તે માટે ઘા પર મધ ચોપડવાની ભલામણ કરવામાં આવે છે. દાઝી ગયેલ માણસોની સારવારમાં પણ મધ સારૂં કામ કરે છે. મધને લીધે પરૂ બનતું અટકે છે અને ચામડી પોતાની મૂળ સ્થિતિ સહેલાઈથી પ્રાપ્ત કરે છે. કેટલાક ગંદા ઘા પણ મધ વડે–ડ્રેસીંગ દર ચોવીસ કલાકે બદલવામા આવે તો –સ્ગ્સ રીતે રૂઝાઈ જાય છે. મધ ડ્રેસીંગમા અને ઘ પર પણ ચોપડી શકાય છે.

❧ ❧ ❧

# પ્રાણવાયુ 'ઑક્સિજન'નું મહત્વ.



લેખકઃ- ડૉ. મહાદેવપ્રસાદ એમ ડી.

*

સમગ્ર વાયુમંડલનો એક પંચમાંશ ભાગ (વજનથી) પ્રાણવાયુનો બનેલો છે. સર્વે મહાસાગરોનાં અને બીજાં જળનો આઠનવમાંશ ભાગ (વજનથી) પ્રાણવાયુનો બનેલો હોય છે. નક્કર ખડકો, પત્થરો ને પર્વતો તેમજ લગભગ સર્વે ઘન પદાર્થોના વજનનો અરધોઅરધ ભાગ ઑક્સિજનનો બનેલો હોય છે. સર્વે વનસ્પતિ ઝાડ, પાન ફુલ, ફળ—અને પ્રાણીઓનાં શરીરમાં પ્રાણવાયુ (વજનથી) અર્ધ કરતાં યે અધિક પ્રમાણમાં રહેલો હોય છે. દાખલા તરિકે એક માણસના શરીરનું વજન દોઢસો રતલ હોય તો તેમાંથી એકસોને દશ રતલ તો પ્રાણવાયુથી બનેલા હોય છે. યાંત્રિક, રાસાયનિક, સ્નાયવીય (Muscular) અને માનસિક શક્તિઓનું મૂળ કારણ પણ પ્રાણવાયુ જ છે. એક મનુષ્ય અથવા પ્રાણીના બળ અને ક્રિયાનું માપ તેનાથી લેવાતા પ્રાણવાયુના પ્રમાણ ઉપરથી નિકળી શકે છે. પ્રાણીમાત્રની સર્વ ક્રિયાઓ પ્રાણવાયુ વગર અટકી પડે છે. પ્રાણવાયુ વગરનું લોહી પણ નકામું અને ઝેરી બની જાય છે, અને ગમે તેવો પૌષ્ટિક ખોરાક કે દવા પણ તેમાં સુધારો કરી શકતાં નથી. આંખ ઉઘાડમીચ કરવા જેવી સાદી ક્રિયા (નિમેષોન્મેષ) થી માંડીને તે ભારે બોજો ઉપાડવા જેવા સખ્ત પરિશ્રમ સુધીની સર્વ ક્રિયાના પરિણામે ઓછાવત્તા પ્રમાણમાં લોહી ઝેરી અને ખામીવાળું બની જાય છે, અને તેને ફરી સ્વચ્છ, તાજું અને સંપૂર્ણ બનાવવાનું કામ પ્રાણવાયુજ કરી શકે છે. આવો અતિ જીવનાવશ્યક પ્રાણવાયુ મુખ્યત્વે કરીને ફેફસાંની મારફત આપણે મેળવીએ છીએ. એ ફેફસાં છાતીની અંદર આવેલાં છે.

આ ફેફસાંની એવી અદ્દભુત રચના કરેલી છે કે જેથી શ્વાસમાં લેવાતા પ્રાણવાયુનો વધારેમાં વધારે ઉપયોગ થઇ શકે. તે માટે અસંખ્ય વાયુનલિકાઓ અને વાયુપુટો ફેફસાંમાં એવી રીતે ગોઠવ્યાં છે કે તેમનું એકંદર ક્ષેત્રફળ ૧૪૦૦ ચોરસ ફૂટ થાય છે. એટલે સમગ્ર રીતે કલ્પના કરીએ તો આટલી મોટી સપાટી ઉપર થોડાક ઔંસ લોહી પથરાઇ જાય છે, અને બીજી તરફ શ્વાસમાં લીધેલો પ્રાણવાયુ પથરાઇ જાય છે, અને આ લોહી અને પ્રાણવાયુ વચ્ચે ફક્ત અતિશય બારીક ત્વચાનું પડ આવેલું હોય છે જેની આરપાર થઇને વાયુઓની આપ-લે થાય છે. અર્થાત્ લોહીનાં રક્ત અણુઓ પ્રાણવાયુને ચૂસી લે છે, અને પોતાની અંદરના વાયુરૂપ મલને આપી દે છે, જે પ્રશ્વાસ રૂપે બહાર નીકળી જાય છે. આ રીતે દરરોજ એક માણસના શરીરમાંથી વીસ હજાર ગ્રેન મલિન ઝેરી પદાર્થોને ફેફસાં જ બહાર કાઢી નાંખે છે, અને તેજ વખતે પંદર હજાર ગ્રેન પોષક તત્વો ચૂસી લે છે. અર્થાત્ આપણે રોજ જેટલો ખોરાક ખાઈએ છીએ તેટલાજ વજનનું પોષણ આપણે ફેફસાંની મારફત વાયુ રૂપે ચૂસી લેઇએ છીએ એક માણસના શરીરમાં જેટલું લોહી હોય છે તેટલું બધુ યે લોહી એક મિનિટથીયે ઓછા વખતમાં ફેફસાંમાંથી પસાર થાય છે. આ પ્રમાણે રાત-દિવસ ચાલ્યા કરે છે. શરીરને શક્તિથી ભરપૂર રાખવા અને સતત શુદ્ધ કર્યા કરવા માટે

ફેફસાંનું જે અપૂર્વ સાધન આપણને મળેલું છે તેનો મનુષ્યજાત બહુ જ થોડો ઉપયોગ કરે છે.

ઊંડા શ્વાસ-પ્રશ્વાસના અભ્યાસ વડે પૉલ વૉન બિકર્મેન નામના એક અમેરિકને ચારસો ચાળીસ ઘન ઈંચ હવા દર શ્વાસે ફેફસાંમાં લેઈ કાઢી શકાય તેવો વિકાસ સાધ્યો છે. પ્રાણાયામ અને કુંભકની યૌગિક પદ્ધતિ અનુસાર પાંચસેં ઘન ઈંચ હવા ફેફસાંમાં દર શ્વાસે ખેંચી શકનાર પુરુષો જોવામાં આવે છે. છતાં હિંદુસ્થાનમાં સાધારણ રીતે સાજાંતાજાં ગણાતાં સ્ત્રીપુરુષોનાં ફેફસાંમાં-સરાસરી ફક્ત બસો ઘનઇંચ હવા માઈ શકે છે. પણ આ તો બળપૂર્વક લેવાતા ઊંડા શ્વાસની વાત થઇ. પણ સાધારણ રીતે તો રાતદિવસ આપણા લોકો દર શ્વાસે ફક્ત પચાસેક ઘન ઈંચ હવા ફેફસાંમાં લે છે, એ હવા ચોકખી હોય તોપણ તેમાં ફક્ત એકવીસ ટકા પ્રાણવાયુ (ઓક્સિજન) રહેલો હોય છે. બાકીના અઠ્ઠોતેર ટકા ભાગ નાઇટ્રોજન હોય છે. તે ઉપરાંત વરાળ અને બીજા વાયુઓ હોય છે. આ હિસાબે હિંદીઓ દર શ્વાસે ફક્ત દશ ઘન ઇંચ પ્રાણવાયુ ફેફસાંમાં ખેંચે છે. હવે સંભાળપૂર્વક કરેલા પ્રયોગોને આધારે એમ સાબીત થયું છે કે અજ્ઞાત રીતે રાત-દિવસ ચાલ્યા કરતા શ્વાસપ્રશ્વાસમાં જે પ્રાણવાયુ ફેફસાંમાં દાખલ થાય છે તેમાંથી માત્ર પચીસ ટકા એટલે ચોથો ભાગ જ લોહી ચુસી લેઇ શકે છે, બાકીનો પોણો ભાગ પ્રાણવાયુ વપરાયા વગર જ બહાર નીકળી જાય છે, કારણકે દર મિનિટે અરાઢ વખત શ્વાસ લેવાતો-મુકાતો હોવાથી પ્રાણવાયુને લોહીના રકત અણુઓમાં દાખલ થવા માટે સમય બહુ થોડો મળે છે. આ રીતે દર શ્વાસે જે દશ ઘન ઈંચ પ્રાણવાયુ હિંદીઓ ફેફસાંમાં દાખલ કરે છે તેમાંથી માત્ર અઢી ઘન ઈંચ પ્રાણવાયુ લોહીમાં પ્રવેશ પામી શકે છે, શ્વાસ જો વધારે ઝડપથી ચાલે તો ફેફસાંમાં જતા પ્રાણવાયુનો એક ચતુર્થાંશ કરતાંયે ઓછો ભાગ લોહીમાં ભળી શકે છે. હવે જો માણસ ઉંડા શ્વાસ લેવા-મુકવાની ટેવ પ્રયત્નપૂર્વક પાડે તો તેને કેટલો બધો લાભ થાય તે વિચારી જુઓ. પ્રાણાયામના અમેરિકન નિષ્ણાત પૉલ વૉન બિકર્મેન પ્રથમ તો કસરતબાજ પહેલવાન હતા, અને તેમના સ્નાયુઓ ખૂબ પુષ્ટ હતા, છતાં તેમનાં ફેફસાંમાં ફક્ત બસોને વીશ ઘન ઈંચ હવા ભાઈ શકતી હતી. પોતાની આ ખામી તેમણે જોઇ ત્યારે સ્નાયુઓ (મસલ્સ) ખીલવવાનું રહેવા દેઇ તેમણે પોતાનાં ફેફસાં વિશાળ કરવા તરફ ખૂબ ધ્યાન આપવા માંડયું,-જેને પરિણામે તેમનાં ફેફસાં એવાં સુધરીને વિશાળ બન્યાં કે દર શ્વાસે તેઓ ચારસો ને ચાળીશ ઈંચ હવા લેવા શક્તિમાન થયા. આ રીતે પોતે ખૂબ કસરત કરતા હતા ત્યારે ફેફસાં જેવડાં હતાં તેનાથીયે બમણાં વિશાળ તેમણે પ્રાણાયામથી બનાવી દીધાં અને તેથી તેમનું આરોગ્ય બળ અને તેજ પણ બમણાં થયાં. આપણે હિંદીઓ પણ આજ રીતે ઘણો લાભ વગર ખરચે મેળવી શકીએ. હાલમાં આપણે હિંદીઓ જે સરાસરી દશ ઘન ઈંચ પ્રાણવાયુ (ઑક્સીજન) શ્વાસમાં લેઈએ છીએ તેમાં માત્ર અરધા ઘન ઈંચનોજ વધારો કરીએ તો દર મિનિટે અરાઢ શ્વાસને હિસાબે દરરોજ લગભગ તેર હજાર ઘન ઈંચ પ્રાણવાયુ આપણે વધારે મેળવી શકીએ. આ રીતે જે ફાયદો થાય તેનું વર્ણન કરવા કરતાં તેની કલ્પના કરી લેવાની ભલામણ અમે વાંચકને કરીએ છીએ.

ફેફસાં કેટલાં વિશાળ છે તે ચોકસાઇથી માપવા માટે એક "સ્પાઇરોમીટર" નામનું યંત્ર આવે છે. તેને વાપરતી વખતે લેવાય તેટલો ઉંડો શ્વાસ લેઇને પછી તે યંત્રની ભૂંગળીમાં બધોયે ઉચ્છ્વાસ પૂરેપૂરો પાછો કાઢવો, એટલે તે યંત્રનો કાંટો કેટલા ઘન ઇંચ હવા ફેફસાંમાંથી નિકળી તેનો આંકડો સ્પષ્ટ રીતે તત્કાળ બતાવે છે. આ યંત્ર ઘણાં વર્ષોથી બનેલું હોવા છતાં તેનો પ્રચાર થયો નથી એ દુઃખની વાત છે. જીંદગીનો વીમો ઉતરાવનાર માણસની છાતીનું માપ ફૂટપટીથી દાકતર માપી લે તેથી વીમા કંપનીઓ પણ સંતોષ માને છે, અને પાછળથી તેમાંનાં કેટલાંયે મનુષ્યો ન્યુમોનિયા, પ્લુરિસી, દમ, ક્ષય, ઈત્યાદિ ફેફસાંના રોગોથી અકાળે મરણ પામે છે.

ધારો કે બે માણસોની છાતીનો ઘેરાવો આપણે ફૂટપટીથી માપી જોયો, અને તે દરેકનો એકસરખો એટલે ૩૪ ઈંચ થયો. તે ઉપરથી ખાતરીબંધ તમે એમ ન કહી શકો કે તે દરેક જણનાં ફેફસાંમાં હવા સરખા પ્રમાણમાં માઇ શકે છે. કારણ કે ફેફસાંને ઢાંકનારી આગળ-પાછળની છાતીની દિવાલ એકની ચરબી ને માંસ વગેરેથી બહુ જાડી હોય અને બીજાની તે વગરની પાતળી હોય, તો બહારનો છાતીનો ઘેરાવો સરખો હોવા છતાં એકના કરતાં બીજાનાં ફેફસાંમાં વધારે હવા માઈ શકે. વળી કસરતી માણસોએ છાતી પરના માંસ-સ્નાયુઓ વગેરે પર એવો કાબુ મેળવ્યો હોય છે કે માપનારી ફૂટપટીની નીચે જ સ્નાયુઓને સંકોચીને ગઢ્ઢો કરી ભ્રામક વધારો બતાવી શકે. તેથી જો છાતીનું માપ પટીથી જ લેવું હોય તો બગલમાં છેક ઊંચે 'લેવલે' પટી રાખવી નહિ (જેમ સાધારણ રીતે ભૂલથી કરવામાં આવે છે), પણ છાતીના નીચલા ભાગમાં માપ લો કે જ્યાં ફેફસાં વધારેમાં વધારે પહોળાં અને જાડાં હોય છે, અને જે 'લેવલે' છાતીના સ્નાયુઓની જાડાઇ ઓછામાં ઓછી હોય છે. આવી રીતે માપતાં જો તમે છાતીને ત્રણ ઈંચ પણ ફુલાવી ન શકતા હો તો ખચિત જ માનજો કે તમારી પાંસળીઓ બંધાઈ ગઇ છે, છાતીને ફુલાવનાર સ્નાયુઓ નબળા પડી ગયા છે, અને તમારાં ફેફસાં જરૂર કરતાં યે ઓછો પ્રાણવાયુ અંદર ખેંચી શકે છે. જો તમે તમારી છાતીને ૭ ઇંચ ફુલાવી શકો તો તમારાં ફેફસાં તંદુરસ્ત વિશાળ અને સારાં છે એમ સામાન્ય રીતે કહી શકાય.

જો એક માણસનું શરીર તંદુરસ્ત અને યોગ્ય વજનનું હોય તો તેના શરીરના દર એક રતલ વજને બબ્બે ઘન ઇંચ વિશાળતા ફેફસાંની હોવી જોઇએ. અર્થાત્ ૧૪૦ રતલ વજનના માણસનાં ફેફસાંમાં ૨૮૦ ઘન ઇંચ હવા માઇ શકે તો જ તેને નીરોગ ગણી શકાય.

❧ ❧ ❧

## આજની મુખ્ય ફરિયાદ : જ્ઞાનતંતુની નબળાઇ

"કેન્સર, ક્ષય કે યુદ્ધ કરતાંયે જ્ઞાનતંતુની ફરીયાદો આજે વધારે નુકસાનકર્તા થઇ પડી છે. હવે આપણે જોઇએ છીએ કે ઘણા રોગોનું મૂળ કારણ એજ હોય છે;" એક અનુભવી લેખક જણાવે છે.

જે ફરીયાદો કેવળ શારીરિક લાગે છે તે ઘણી વાર કાં તો જ્ઞાનતંતુની નબળાઇમાંથી પેદા થઇ હોય છે અથવા તેના પરિણામે જ ગંભીર સ્વરૂપ પકડે છે. આજે લોકોની જે મોટી સંખ્યા ચશ્માં પહેરે છે તેનું કારણ શારીરિક ખામી નહીં પણ જ્ઞાનતંતુની નબળાઇ છે. મોટરડ્રાઈવરો અને રાહદારીઓનાં જ્ઞાનતંતુઓ જો સારી સ્થિતિમાં હોય તો કેટલા બધા અકસ્માતો અટકાવી શકાય?

એક જાણીતા દાક્તર પાસે દમનો એક કેસ લાવવામાં આવ્યો હતો. સામાન્ય ઉપચારની તેના પર કંઇજ અસર થઈ નહીં પણ જ્યારે જ્ઞાનતંતુના ઉપચારો કામે લગાડ્યા ત્યારે તે 'જલ્દીથી' સારો થઇ ગયો.

ત્યારે જ્ઞાનતંતુની નબળાઈનું મુખ્ય કારણ શું છે? જવાબ મળશે કે-'ચાલુ જમાનાની ઝડપ.' આ ઉપરાંત માનસશાસ્ત્રીય કારણો પણ તેમાં મોટો ભાગ ભજવે છે. જ્ઞાનતંતુની નબળાઇના ઉપચાર માટે માનસશાસ્ત્રના ઉપચારો પ્રત્યે દાક્તરોનું વિશેષ ધ્યાન દોરાતું જાય છે. જેવી રીતે આપણું મકાન અને આપણું શરીર નિયમિત સાફસુરી માગે છે તેવી રીતે આપણું મન પણ સર્વ ભય, કડવી લાગણીઓ અને દુ:ખી યાદગીરીઓ વખતોવખત દૂર કરવામાં આવે એમ ઇચ્છે છે; અને તેમ થાય તો જ્ઞાનતંતુની નબળાઇથી આવતાં અનિષ્ટ પરિણામો પૈકી ઘણાં ઓછાં થઇ જાય.

❧ ❧ ❧

# બે કુટુંબ-પદ્ધતિઓનો સમન્વય કરો!



## [ સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યના પ્રશ્નની વિચારણા ]

*

(લેખક કે. એન. હાંગે)

*

"પુરૂષોએ અમારી ઉપર ગુલામગીરી લાદી છે," "સ્ત્રીઓએ રસોડું અને બાળકો એ બે વાનાંજ સંભાળવાં જોઈએ" "અમને સમાન હક્ક જોઈએ છે," "न स्त्री स्वातंत्र्यमर्हति" એવા એવા વિચારોની ચકમક જે વખતે ચાલી રહી છે, તે વખતે સ્ત્રીઓએ અને પુરૂષોએ વર્તમાન દાંપત્યજીવનના પ્રશ્નોને વધારે ઉંડી નજરે, વધારે પ્રાગતિક દૃષ્ટિથી, વધારે ગંભીરતાપૂર્વક ઉકેલવાની જરૂર છે. "સ્ત્રીઓ પુરૂષની પ્રગતિમાં વિઘ્ન રૂપ છે" કિંવા "પુરૂષો સ્ત્રીઓની ઉન્નતિમાં વિઘ્નરૂપ છે" એવા પરસ્પર આક્ષેપોથી દાંપત્યજીવનનો સુખરૂપ નિર્વાહ થઈ શકવાનો નથી. કેવળ સ્ત્રીઓને અબળા ગણીને જ તેમની પ્રત્યે સહાનુભૂતિ કે લાગણી દર્શાવવાના દિવસો હવે રહ્યા નથી. સ્ત્રીવર્ગ એ અર્ધું જગત્ છે, સમાજનું એ એક એવું અવયવ છે કે જેની ઉપેક્ષા કરી ચાલે તેમ નથી, હક્ક તરીકે નહિ, દયાદૃષ્ટિએ નહિ, પણ પોતાની અપૂર્ણતા દૂર કરવાને માટે અત્યારે સમાજસિંહાસન ઉપર શ્રી જગદંબાની પ્રાણપ્રતિષ્ઠા કરવાની છે. ભિક્ષા આપવાને નહિ પણ આપણે નવું વરદાન મેળવવાને માટે દેવી અન્નપૂર્ણાને નૈવેદ્ય અર્પણ કરવાનું છે. સમાજના વિરાટ પુરૂષને માટે વિશ્વસંસારમાં એક અત્યાચારી વડીલ પેઠે વર્તવાનું હવે અશક્ય બન્યુ છે એવુ હવે આપણે સમજી લેવું જોઈએ છે.

આપણે અને આપણાં પૂર્વજોની ઘણીએ પેઢીઓ જે કુટુંબપદ્ધતિથી ચાલતી આવી છે તે પિતૃપ્રધાન કુટુંબપદ્ધતિ છે. એ પદ્ધતિમાં ઘરનો સર્વોપરિ અને સૌ પર દેખરેખ રાખનારો પુરૂષ હોય છે. તે ઘરમાના બધાંમાં વયે વૃદ્ધ, અનુભવે પરિપક્વ અને કાર્યક્ષમતામાં સૌ પર પ્રતાપ પાડે તેવો વડીલ હોવો જોઈએ છે. ઘરમાંનાં બીજાં સ્ત્રીપુરૂષો તેની અનુમતિથી જ વર્તે છે. અવિભક્ત કુટુંબપદ્ધતિમાં આર્થિક નિયંત્રણ પણ તેનુ જ હોય છે. વિવાદગ્રસ્ત પ્રશ્નો અને કોયડાઓનો જે ઉકેલ તે કાઢી બતાવે તેજ સૌને માન્ય રાખવો પડે છે. એ કુટુંબપદ્ધતિ આપણને ચિરપરિચિત છે. સુધરેલા અને બીનસુધરેલા બધા દેશોમાં એજ પદ્ધતિ આજસુધી ચાલુ હતી. ખેતીપ્રધાન દેશોમાં, ઘાસ અને જંગલોની પેદાશ ઉપર આધાર રાખનારા સમાજથી વસાયલા પ્રદેશોમાં આ કુટુંબપદ્ધતિ વધારે બળવાન હોય છે.

એથી ઉલટી માતૃપ્રધાન કુટુંબપદ્ધતિ છે. એક સ્ત્રી (પછી તે પરણેલી હોય કે કુંવારી એ જુદો પ્રશ્ન છે) સ્વતંત્રપણે દ્રવ્યોપાર્જન કરીને પોતાની અને કુટુંબમાંનાં બધાંની આજીવિકા ચલાવે છે. આર્થિક દૃષ્ટિએ અધિક કાર્યક્ષમ હોવાથી બહુધા ઘરમાં તેનુંજ ઉપજતુ હોય છે અને તેજ સર્વોપરિ મનાય છે. તેના નિયંત્રણ હેઠળ સંસારનું શકટ ચાલે છે. આ પદ્ધતિનો આપણને વિશેષ પરિચય

નથી; પરંતુ બદલાતા જમાનાને કારણે નાનાંનાનાં ગામોમાં પણ અત્યારે એવાં બે ચાર કુટુંબો મળી આવે છે ખરાં. તેવા કુટુંબનો આધાર પુરૂષ પર નહિ પણ સ્ત્રી પર હોવાથી તેને માતૃપ્રધાન કુટુંબ કહી શકાય; પછી ભલે તે માતા ન પણ હોય. ઘણી વાર એવી સ્ત્રીઓ માતા નથી પણ હોતી. કેળવણી, વૈદું, કાયદો, ધર્મપ્રચાર ઈત્યાદિ કાર્યક્ષેત્રોમાં સ્વાવલંબી સ્ત્રીઓનાં ઉદાહરણો જગતમાં પડેલાં છે. બીજાં કાર્યક્ષેત્રોમાં પણ ધીમેધીમે તેમનો પ્રવેશ થતો આવે છે. જૂનાં ત્રિયારાજ્યો, એમેઝોન ઇત્યાદિ આ જ કુટુંબપદ્ધતિનાં ઉદાહરણો છે. ત્રાવણકોર, મલબારનો કેટલોક ભાગ, બ્રહ્મદેશ, બલુચીસ્તાન, મકરાણ એ બધા દેશોમા એજ પ્રકાર જોવામાં આવે છે. દિવસે દિવસે માતૃપ્રધાન કુટુંબોની સંખ્યા વધતી જશે એમ અત્યારે લાગ્યા વિના રહેતું નથી.

કુટુંબમાંના બધાય પુરૂષો ધનોપાર્જન કરવાને કિંવા કુટુંબનો વહેવાર ચલાવવાને હમેશાં સુયોગ્ય જ હોય છે એમ જોવામાં આવતું નથી, તેવી જ રીતે બધી સ્ત્રીઓ કુટુંબનો કારભાર ચલાવવાને હમેશાં અયોગ્ય હોય છે એમ પણ હોતું નથી. એવા દાખલા મળી આવશે કે જેમાં સ્ત્રીએ પોતાના પતિના મરણ પછી પોતાની બધી મીલકત કે જમીનદારીની સુંદર વ્યવસ્થા ચલાવી હોય, નાનાં બાળકોને ભણાવી ગણાવી મોટાં કર્યાં હોય, ઘર જાળવી રાખ્યું હોય અને સગીરોના કાયદેસરના ટ્રસ્ટી તરીકે પણ સુંદર કામ બજાવ્યું હોય. એ પણ માતૃપ્રધાન કુટુંબપદ્ધતિનું જ ઉદાહરણ લેખાય. આપણી જૂની ઘરગથ્થુ રહેણી કરણીને કારણે આપણને એવાં ઉદાહરણોમાં આશ્ચર્ય થતું નથી. બીજી ધંધાદારી સ્ત્રીઓ પ્રમાણે ઘરની બહાર જઈને અંગમહેનત કરવાની એવી મીલકતદાર બાઈને જરૂર પડતી નથી. આર્થિક પરિસ્થિતિને કારણે એવી ધનવાન બાઇ ઘેરબેઠાં બધું કામ ચલાવે છે, તો એક શિક્ષિકા શાળામાં જઈને પોતાનું કામ બજાવે છે; પરન્તુ કાર્યક્ષમતા જવાબદારી અને કુટુંબનું વડીલપણું જેવું એક શિક્ષિકા બજાવે છે તેવું જ પેલી ધનવાન વિધવા બજાવે છે અને સગીર યુવરાજની વિધવા રાજમાતા પણ બજાવે છે.

એ આર્થિક સ્થિતિ નબળી પડે છે કિંવા નબળી આર્થિક સ્થિતિવાળા સમાજમાં કામ કરવાનું હોય છે ત્યારે સ્ત્રીઓ પોતાનાં કામો ઘરની અંદર અને બહાર બેઉ ઠેકાણે કરે છે. ખેડુતની સ્ત્રીઓ, મજુરણો, ગોવાળણો, દાસીઓ, કાછીયણો, પિંજારણો શાકભાજી, લાકડાં, દાતણ, ઘાસ, ફળફુલ, વગેરે વેચનારી સ્ત્રીઓ ઘરની અંદરનું અને બહારનું કામ સારી રીતે કરી જાણે છે. તેમના પતિ તેમને એ બધા કામમાં મદદ કરે છે. પતિ ન હોય તેવી સ્ત્રીઓ બાળબચ્ચાંની બધી વ્યવસ્થા રોજરોજ કરીને પછી પોતાના બહારના કામે જવાની જવાબદારી અદા કરે છે. તેમનાં કુટુંબોમાં પુરૂષોનું કાર્યક્ષેત્ર જુદું અને સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર જુદું એમ હોતું નથી, અને એ વિષેની આપણે બહુ ચર્ચા પણ કરતા નથી. અંગમહેનત કરવામાં અને શરીરરચનાની બાબતમાં સ્ત્રી પુરૂષ વચ્ચે અંતર રહેલું છે ખરૂં, પણ આપણે તેમના આર્થિક સ્વાવલંબન સંબંધે આશ્ચર્ય દર્શાવતા નથી. પુરૂષ અને સ્ત્રીના સહકાર સંબંધે એ ઉદાહરણોમાં આપણે જેવી ઉદાર દૃષ્ટિ દાખવીએ છીએ, તેવી દૃષ્ટિ આપણને બધી દિશાઓમાં પ્રાપ્ત થવાને હજી વાર હોય એમ લાગે છે. નવીન પ્રકાર આપણને તેના જેટલો પરિચિત નથી. તે પ્રકારમાં હજી કેટલીક અડચણો દેખાય છે. આપણે હજી સંધિકાળમાં છીએ.

સંધિકાળમાં વ્યવહારચતુર લોકો સમન્વય કરવાની સુંદર હથોટી બતાવે છે. અત્યારે પિતૃપ્રધાન કુટુંબપદ્ધતિ અને માતૃપ્રધાન કુટુંબપદ્ધતિ એ બેઉનો સમન્વય કરવાની જરૂર છે. સ્ત્રીઓને વધારે કાર્યક્ષમ બનાવવાના યત્નો ચાલી રહ્યા છે એ પ્રયત્નો ભલે ચાલ્યા કરે પણ તેનાં ફળ ન આવવાં જોઇએ, સ્ત્રીઓ કાર્યક્ષમ ભલે બને પણ તેઓને સ્વયંનિર્ણયનો અધિકાર ન મળવો જોઈએ, એવી અસંબદ્ધ વિચારસરણી પ્રકટ થવા લાગે તો પછી તેનો વિરોધ થયા વિના કેમ રહે ? તેમને પુરૂષોની

પેઠેજ વધારે ને વધારે કાર્યક્ષમ બનાવવી જોઇએ, સમાજક્ષેત્રની મર્યાદામાં સ્ત્રીઓને વ્યક્તિવિકાસ કરવા દેવો જોઇએ અને પુરૂષવર્ગે તેમને સ્વયંનિર્ણયના દશા પણ આપતા રહેવું જોઇએ; બગીચામાં નાજૂક ફૂલરોપનો અને મોટાં ફળઝાડનો સાથે જ વિકાસ કરવો પડે છે તેમ. સ્ત્રીઓ સમક્ષ આજે બેવડું કામ આવી પડેલું છે. એક કામ સ્વયંનિર્ણયરૂપી સ્વરાજ્યના દશા મેળવ્યે જવાનું, અને બીજું કામ એ દશા આપનારા સમાજની સાથે પ્રામાણિકપણે વર્તીને તે સંબંધી પોતાની નૈતિક આર્થિક અને સાંસ્કૃતિક જવાબદારીને પિછાણવાનું.

સ્ત્રીવર્ગની ઉન્નતિ વિષેનો આ જ સૌથી મોટો પ્રશ્ન ઉકેલવાનો છે. સ્ત્રીઓએ સ્વયંસત્તાક થવાની ચળવળ ચલાવી છે. "વિધવા પણ કપાળે ચાંદલો કેમ ન કરી શકે?" "કુ. ગં. સ્વ. કે સૌ. એવાં સૂચક ચિહ્નો સ્ત્રીએ પોતાનાં નામો પૂર્વે મૂકવાનું શામાટે બંધ ન કરવું?" આવા પ્રશ્નો આજે સ્ત્રીઓ ઉપસ્થિત કરી રહી છે તે વલણ માતૃપ્રધાન પદ્ધતિ તરફ ઝૂકતું માલૂમ પડે છે. એટલે સ્ત્રીઓ વધારે જવાબદારી માટે હવે તૈયાર થઇ રહી છે અને તેમની એ વૃત્તિને સંતોષવા માટે પુરૂષોએ તેમને વિશાળ ક્ષેત્ર આપવું જોઇએ. ઈંગ્લાંડમાં માછીઓ માછલાં પકડવાને દૂર દૂર દરિયામાં જાય છે, પાછળ તેમની સ્ત્રીઓ ઘર, ખેતી, બાળકો, ઢોર-ઢાંખર, બાળકોની કેળવણી, બજારમાં માલની લે-વેચ, ઘરખર્ચનો હિસાબ, ઈત્યાદિ બધું કામ સંભાળે છે. એ રીતે જ તેમનું એ કાર્યક્ષેત્ર બન્યું છે. સ્ત્રીઓ પર વધુ જવાબદારી પડી, તે તેમણે અદા કરી એટલે તેમને માટે આદર, વિશ્વાસ, અને સહિષ્ણુતા સમાજમાં આપોઆપ ઉત્પન્ન થઇ. એ રીતેજ ત્યાં સ્ત્રી પુરૂષની જોડીદાર બની ગઇ છે, એટલું જ નહિ, પણ તેને એક રીતે સામાજિક દરજ્જો પ્રાપ્ત થયો છે.

ઉદરપોષણ માટે અને ઈતર વ્યવસ્થા માટે આપણા, પુરૂષવર્ગને પણ એવી જ રીતે પોતાનાં કાર્યક્ષેત્રો તરફ દુર્લક્ષ કરવું પડે છે. ઘરખર્ચનો હિસાબ રાખવો, શાકપાંદડું લાવવું, બાળકોનાં દવા-દારૂ લાવવાં, બાળકોએ ઘેર પાઠ કર્યાં કે નહિ તેની પડપૂછ, એ બધું કરવાને ખાસ કરીને મોટાં નગરોમાં પુરૂષોને ફુરસદ હોતી નથી. એટલે એ પ્રકારનાં કાર્યક્ષેત્રો સ્ત્રીવર્ગને હસ્તક જવા દેવામાં યોજનાચાતુર્ય અને સમયોચિતતા દેખાઇ આવશે.

પરન્તુ આ યોજનાચાતુર્યમાં કે સમયોચિતતામાં પુરૂષવર્ગની આંતરિક ઉદારતા છે એમ સમજી લેવા જેટલા લોકો ભોળા નથી. પોતાની પીઠનો બોજો હલકો કરીને બીજાની પીઠ પર એ ભાર લાદી દેવો, એવા વ્યવહાર-ચાતુર્યને ભવિષ્યની પ્રજા સ્ત્રીસંમાન રૂપે કબૂલ ગણવાની નથી. સ્ત્રી એટલે ગૃહિણી અને પુરૂષ એટલે ગૃહસ્થ. ઊતરતા વર્ગોમાં એ પરસ્પર સંબંધ કાયમ છે. તે વર્ગોમાં સ્ત્રીઓ કારભારણ બની હોય છે, ત્યારે ઉચ્ચ વર્ગોમાં સ્ત્રી શ્રી શ્રીમતી અને સૌભાગ્યવતી જ હોય છે-ગૃહસચિવ નહિ. ઉતરતા વર્ગોમાં સ્ત્રીઓ પુરૂષોની સાથે સાથે શ્રમ કરીને ઉદરપોષણનો પ્રશ્ન ઉકેલે છે, ત્યારે ઉચ્ચ વર્ગોમાં અને તેમનું અંધાનુકરણ કરનારા મધ્યમ વર્ગોમાં પણ, વસ્તુતઃ ઉતરી ગએલી છતાં ઉંચી લેખાતી કેળવણીનો અને ઉંચી ફેશનનાં કપડાં પહેરવાનો જ પ્રશ્ન હવે રહ્યો છે! તેમની સમીપે આવી પડેલા કૂટ પ્રશ્નો છે તે નાટક-સીનેમામાં સ્ત્રીપુરૂષોએ જૂદાં બેસવું કે ભેગાં? સાથે જમવા બેસવું કે એક પછી એક? ફોર્ડ કાર લેવી કે બેબી ઓસ્ટીન? સ્વપ્રાંતીય પતિ હોવો જોઇએ કે પરપ્રાંતીય? વાળ ટુંકા રાખવા કે લાંબા? કબજાની બાંય ૪ ઇંચની રાખવી કે ૮ ઇંચની? ઈત્યાદિ, ઇત્યાદિ!

ઉપર જણાવ્યા તે પ્રશ્નો ફેંકી દેવા જેવા છે. એમ કહેવાનો આશય નથી, પણ તે ગૌણ તો છેજ એવા પ્રશ્નો તરફ બધું લક્ષ રોકાઇ રહેવાથી સ્ત્રીઓના મૂળભૂત અને મહત્ત્વના પ્રશ્નો તરફ દુર્લક્ષ થવા પામે છે. જે સામાજિક પરિવર્તન કરવાની જરૂર છે તે પરિવર્તન નાના પ્રશ્નોના ઉકેલથી થવાનું નથી અને તે તરફનું આકર્ષણ વધવાથી મોટા પ્રશ્નો અણઉકેલાયલા જ પડી રહે છે. સુધારાના માત્ર બાહ્ય અંગ તરફ જ લક્ષ આપી રહેવાથી સમાજના એક મહત્ત્વ-

પૂર્ણ અંગ બનવાની સાચી સમજ, તે સમજનો પ્રચાર અને તે પ્રચાર માટે કરવો જોઈતો ઉંડો વિચાર એ તરફ સ્ત્રીવર્ગનું લક્ષ પૂરૂં ખેંચાવા પામશે નહિ. સ્ત્રીવર્ગની હાલની રહેણી ઉપર પણ ગંભીરતાથી વિચાર ચલાવવાની જરૂર છે. સ્ત્રીઓએ વેશભૂષાના વિચારોને બહુ મહત્ત્વ ન આપતાં આત્મબળ કરી બતાવવાનો છે. પિતા સમક્ષ દક્ષકન્યા જેવો, પતિમાટે અપર્ણા જેવો, બાળકો માટે પાર્વતી-જેવો અને દુષ્ટ વિરોધકો સમક્ષ મહિષાસુરમર્દિની જેવો આત્મપ્રભાવ દાખવવાની શક્તિ બતાવવાની છે. કેવળ સુંદરતાની સાધના કરીને ભોળા શંકરને સોહાવનારી ભીલડી જેવા થવામાં તો સ્ત્રીજીવનની કેવળ એકાંગિતા જ રહેલી છે. માત્ર સૌંદર્યોપાસના, માત્ર આર્થિક વિલાસતા, માત્ર વિદ્યોપાસના, માત્ર સંસ્કૃતિરક્ષણ એ સ્ત્રીજીવનની સફળતાની અનેક દિશાઓમાની થોડી દિશાઓ માત્ર છે. તે બધી દિશાઓનું એકીકરણ કરીને પોતાનું હિત સ્ત્રીઓએ સાધવાનું છે; વ્યક્તિવિકાસની સફળતાની સાથે સમાજજીવનનું એક મહત્ત્વનું અંગ બનવાનું છે. ગંગાએ ભીષ્મને એ જ રીતે તૈયાર કર્યો હતો. કુંતીએ એટલા જ સારૂ પાંડુની પાછળ રહીને પુત્રોના શિરે રાજ્યછત્ર જોયું હતું. વિદુલાએ એ જ માટે પોતાના રણભીરૂ પુત્રમાં રણસ્ફૂર્તિનો સંચાર કર્યો હતો આ ધ્યેયો દષ્ટિ સમક્ષ રાખવાની જરૂર છે, કારણકે એ પણ સમાજકાર્યો જ છે. સ્ત્રી-વર્ગનું ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખવું હોય તો દ્રૌપદીએ કૌરવ–સભામાં પૂછેલો પ્રશ્ન "હું જીતાઇ છું કે નથી જીતાઈ?" એ લક્ષમાં લેવો જોઇએ.

ધૈર્ય, વિનય અને બુદ્ધિના બળને આધારે સંસારરથ ચલાવવું હોય તો સત્યવાન–સાવિત્રીનાં ઉદાહરણો આધુનિક સાવિત્રીઓએ ભૂલી જવાં ન જોઇએ. આવા જ દષ્ટાન્તો ઇતિહાસકાળમાંથી પણ જોઇએ તેટલાં મેળવી શકાય તેમ છે. એ કાળમાં અનેક સ્ત્રીઓએ પુરૂષોના જેવી જ કાર્ય-ક્ષમતા અને સ્વયંનિર્ણયશક્તિ દાખવી છે. એ પ્રકારની યોગ્યતા સ્ત્રીઓએ પ્રાપ્ત કરવાની છે, પોતાના ઘરની પોતે માલેક બનવાનું છે અને એ જ પ્રશ્ન સૌથી મોટો છે.

સામાજિક કે આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓનો વૈયક્તિક અને પ્રભાવક મત ઘરમાં કે ઘરની બહાર હોવો જોઇએ, એજ સ્વયનિર્ણય તેઓ માંગે છે. તે આપણામાં અત્યંત ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. સ્ત્રીઓનું તે તરફ પૂરતું લક્ષ નથી અને પુરૂષો તે આપતા નથી. પતિ પત્નીને રસોડું અને બાળક બળાત્રીને દૂર રહે છે. આધુનિક જીવનકલહ તરફ શાસ્ત્રીય અને ચિકિત્સક દષ્ટિથી જોઇને નિર્ણય કરવાની ટેવ વિદ્વાન પુરૂષોને પણ પડી હોતી નથી, પછી સ્ત્રીઓની તો વાતજ શી ? વેશમાં પરિવર્તન કર્યું, પણ સ્ત્રીસ્વભાવ તો તેનો તેજ રહે છે. સ્વામીનાથે સાથે સીનેમામાં લઈ જવાની વાત કરી કે બસ આનંદ! ત્યાં મત શો, નિર્ણય શાનો, હક્ક કોનો અને અધિકારની શી વાત? આર્થિક સ્વાતંત્ર્યની વાતો કરનારી સ્ત્રીઓ પણ ખર્ચાળ રહેણીથી રાષ્ટ્રીય સંપત્તિની ધૂળધાણી કેવી થાય છે, સાદી રહેણીથી સ્ત્રીઓની ઉન્નતિ થઈ શકે કે નહિ, પોતાનો જ જીવનક્રમ રાષ્ટ્રની આર્થિક પરિસ્થિતિને અનુકૂળ છે કે નહિ, એનો વિચાર કરવાની દરકાર રાખતી નથી. બધી સ્ત્રીઓને માટે આ ટીકા નથી, પણ આ ટીકા જે સ્ત્રીઓને લાગુ પડે છે તે સ્ત્રીઓ ૧૦૦૦ માંથી ૯૯૯ છે. રાષ્ટ્રીય અને સામાજિક સંપત્તિ તરફ આટલું દુર્લક્ષ હોય, ત્યાં કૌટુંબિક અર્થશાસ્ત્રની વાત ક્યાં કરવી? એ તો હજી વિવાદગ્રસ્ત પ્રશ્ન છે.

શરીરની બાબતમાં સ્ત્રીઓ સ્વયંનિર્ણય બજાવી શકે ખરી? પૈસો પેદા કરવા માટે પણ શરીર તો કસવું પડે છે, અને શારીરિક સ્વયંનિર્ણય બતાવ-વાના બળ વિના પૈસા પેદા કરવાનું કે આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું બળ તેમનામાં આવવાનું નથી. પૈસો પેદા કરવાનું તો ઠીક પણ શારીરિક દુરવસ્થાથી સ્ત્રીઓ પેદા કરેલું ધન જાળવી પણ શકે નહિ. પરદેશોની પેઠે સ્ત્રીઓએ વ્યાયામ અને આરોગ્યની દિશાએ ધ્યાન આપવું જોઇએ. શારીરિક હિતસંબંધે જો સ્ત્રીઓ સ્વયંનિર્ણય બતાવી શકે તો સંતતિનિયમનનો પ્રશ્ન પણ આપોઆપ ઉકેલવા પામે.

સ્ત્રીઓ ઉદ્યમ કરે અને દ્રવ્યોપાર્જન કરે તે

સામે બે મુખ્ય કારણો ઘણી વાર બતાવવામાં આવે છે. એક તો પુરુષો વધુ બેકાર બનવાનો અને બીજો સ્ત્રીઓના શીલસંરક્ષણનો. એક ગામમાં અનેક દુકાનદારો, અનેક વેપારીઓ, અનેક ફેરીવાળાઓ, અનેક શિક્ષકો હોય છે, તે બધા પેટ ભરે છે અને ધંધામાં હરીફાઈ પણ કરે છે. એ હરીફાઈ-સામે કોઈને વાંધો નથી અને સ્ત્રીઓ ધંધા-ઉદ્યોગ કે નોકરીના ક્ષેત્રમાં દાખલ થતાં પુરુષોની બેકારી વધવાનું કારણ બતાવવામાં આવે તે શું વિચિત્ર નથી? ધારો કે આજે સ્ત્રીઓ એ ક્ષેત્રમાં દાખલ નથી થતી, પરન્તુ જાપાનીઓ કે અંગ્રેજોનું ધાડું આવીને એજ ધંધા કબજે કરવા હરીફાઈ ચલાવે તો એ જ પુરુષો શું કરી શકવાના છે? તેમનાં ક્ષેત્રો અનામત રાખવા માટે પરદેશીઓને તેઓ કશું કહી શકે તેમ નથી, પણ સ્ત્રીઓને કહેવા તૈયાર થાય છે! ઉદાર અને સાહસિક પુરુષોએ તો ધંધા-ઉદ્યોગનાં નવાં ક્ષેત્રો શોધવાં તથા કબજે કરવાં જોઈએ અને પોતાનાં પૂર્વનાં કાર્યક્ષેત્રો સ્ત્રીઓને સોંપતા રહીને પ્રગતિમાન થતા રહેવું જોઈએ. એમાં જ પુરુષાર્થ છે. બાકી જેઓ આરામવાળા ધંધા-નોકરી કરે છે, બાકીનો વખત ઘરમાં અને ક્લબમાં મોજમાં ઉડાવે છે અને તે સાથે એવું ઇચ્છે છે કે પોતાની સ્ત્રીઓ પોતા કરતાંય વધારે આરામથી ઓરડાની અંદર ને અંદર રહે તથા બહુ બહુ તો ગ્રીક-ટીકી કે રેશમનાં ભરતકામમાં દિવસ ગાળે, તેવી વિચારસરણીવાળા પુરુષો પુરુષત્વને સમજતા હોતા નથી. એ વિચાર-સરણીમાં જ પરિવર્તન થવાની જરૂર છે.

સ્ત્રીઓને આર્થિક સ્વયંનિર્ણય આપતાં આપણને ભય લાગે છે કે તેઓનો નૈતિક અધઃપાત થશે. વસ્તુતઃ નીતિની કલ્પના સમાજ પરત્વે અને કાળ પરત્વે બદલાય છે. ઓગણીસમી સદીમાં અને વીસમી સદીમાં-નીતિના પ્રકારાન્તર થવાથી ચમકવાની જરૂર નથી. સમાજહિતથી નિરાળી એવી કોઈ નીતિ હોઈ શકે નહિ અને સમાજહિતના પ્રશ્નો કાળે કાળે બદલાતા હોય છે. જ્યારે સમાજનું અહિત કરનારી નીતિ કોઈ કાઢશે અને ફેલાવશે ત્યારે તો સરકાર-પણ ચૂપ બેસી નહિ રહેતાં તેની સામે તોપ માંડશે; પણ તે પહેલાં અગાઉથી 'વાઘ આવ્યો' ની બૂમો મારવી એ નકામું છે. ઘણાઓ નવીન નીતિનું કે ધાર્મિક સુધારણાનું નામ સાંભળીને એવી જ બૂમો પાડી ઉઠે છે! વસ્તુતઃ કાળપરત્વે નીતિમત્તા સમાન કોટિમાં જ રહ્યા કરે છે. અત્યારને માટે માત્ર એટલું જ કહી શકાય કે નીતિ-અનીતિનું સંઘર્ષણ પહેલાંના કરતાં અત્યારે વધારે તીવ્ર બન્યું છે; પણ એ સંઘર્ષણ અનિષ્ટ નથી. અનિષ્ટ માત્ર તે માટેનો કલ્પનિક ભયજ છે. સ્ત્રીઓને પુનર્લગ્નની છૂટ મળવાથી સ્ત્રીઓ પોતાના પતિઓનાં ખૂન કરશે એવો ભય આજથી પચાસ વર્ષ પહેલાં ઘરડેરાઓ પ્રકટ રીતે દર્શાવતા હતા, આજે પુનર્લગ્નો ખૂબ પ્રસર્યાં છે, છતાં તેવાં ખૂનો થયાં છે ખરાં? પણ એ બીતિ તેમને તેમના કાળની નીતિની દૃષ્ટિએ લાગતી હતી. જનસ્વભાવજ એવો હોય છે કે આગળ ડગલું ભરતાં તે ભયની 'આશંકા'થી ધ્રૂજવા લાગી જાય છે. એજ રીતે આર્થિક સ્વતંત્રતાથી કે સ્ત્રીઓ કમાવા લાગવાથી તેઓ શીલભ્રષ્ટ થઈ જશે એવો ભય લોકો રાખે છે; પણ આર્થિક પરાધીનતાને કારણે જ અનીતિ કેવી રીતે વધે છે અને સ્ત્રીઓ શીલભ્રષ્ટ કેવી રીતે થાય છે, તે શું એ જૂના નીતિવાદીઓ જોઈ શકતા નથી? શીલ વેચીને ગુજરો કરનારી સ્ત્રીઓના દાખલા તેમને આપવાની જરૂર છે ખરી? સ્ત્રી નોકરી કરે તે ખરાબ, કારણકે તેથી તે પરપુરુષોના સંપર્કમાં આવે છે; તોપછી પરપુરુષોના જ સંપર્કમાં આવતી અને દેવમંદિરોમાં દોડી જતી સ્ત્રીઓની રીતિનીતિ સારી ખરી કે?

ખરું કહીએ તો આર્થિક સ્વયંનિર્ણયની ટેવ જ મધ્યમ વર્ગને હોતી નથી એટલે તેમને આવી વાતો અઘટિત લાગે છે. ઉતરતા વર્ગોમાં સ્ત્રીઓ સવારે ખેતરે જાય છે, ઘાસ કાપે છે અને સાંજે ઘેર આવે છે ત્યારે તે પતિત થએલી હોય છે એમ શું કહી શકાશે? એજ અનુભવ ઉચ્ચ વર્ગોને લેવામાં વાંધો શો છે? એટલાથી પણ જો સ્ત્રીઓ પતિત થતી હોય, તો પછી પુરુષોને પતિતપાવન રામ બનતાં

કોણ આડે આવી રહ્યું છે? ઉતરતા વર્ગોની સ્ત્રીઓ ઉપર કોઈ અત્યાચારનો પ્રસંગ આવી પડે છે તો તે સ્ત્રીઓ પોતાનું રક્ષણ કરવા સમર્થ હોય છે, અને કદાચ તે સમર્થ નથી બનતી તો તેમનાં આપ્તજનો શું દ્રૌપદીના પતિ ભીમ નથી બનતા અને કીચકના જેવી અત્યાચારીની દશા નથી કરતા? સ્ત્રીઓને ઘરબહાર નહિ નીકળવા દેવા દ્વારા તેમના શીલરક્ષણની વાતો કરનારાઓ વસ્તુતઃ પોતાની કાયરતાને છુપાવે છે અને સ્ત્રીઓની અબળતાનું બહાનું મોખરે મૂકે છે; પણ આર્થિક સ્વાતંત્ર્યની મર્યાદા જો સમાજ વધારવા ઇચ્છતો હોય તો પુરુષોએ વધારે પુરુષાર્થ બતાવવો જોઈએ છે અને સ્ત્રીઓએ વધારે પરિશ્રમ શીલ બનવું જોઈએ છે.



## હિંદુનાં સંતાનો મુસલમાન!

મધ્યપ્રાંતમાં હિંદુઓની એક 'હલખી' નામની જાત છે. આ લોકોની વસ્તી ભંડારા, ચાંદા, બાલઘાટ વગેરે જિલ્લાઓમાં પુષ્કળ છે. રાયપુર, બિલાસપુર, દુર્ગ, રાજનાંદગાવ, ખૈરાગડ વગેરે સંસ્થાનોમાં પણ થોડીઝાઝી તેઓની વસ્તી આવેલી છે. આ લોકો મૂળ ખાનદેશમાંથી ધંધાઅર્થે એ બાજુ ગયેલા મનાય છે. એ લોકો પોતાને રજપૂત કહાવે છે અને ભંડારા, ચાંદા, બાલઘાટ વગેરેમાં એ જાતિના મોટા મોટા જાગીરદારો છે.

આ લોકોમાં સ્ત્રીઓની બહુજ અછત છે, એટલે સેંકડે ૧૦ થી ૧૫ પુરુષોને આજીવન અપરિણીત દશામાંજ રહેવું પડે છે. આ લોકોમાં ઘરજમાઈ રાખવાનો ચાલ છે. કેટલાક કિસ્સાઓમાં જમાઈઓ સાસરવાસમાં રહેવું પસંદ નથી યે કરતા; આ રિવાજમાં પણ દીકરી ઝાઝે ભાગે બાપને ત્યાં જ રહે છે. આ જાતિમાં પુનર્લગ્નનો રિવાજ નથી. જો કોઈ પુનર્લગ્ન કરે તો તેને નાત બહાર કરવામાં આવે છે.

સ્ત્રીઓની અછતને લીધે તેમજ પરણ્યા પછી પણ દીકરી બાપને ત્યાં રહેતી હોવાથી વ્યભિચારને સારા પ્રમાણમાં પોષણ મળે છે; વળી બાળલગ્ન સદંતર થતાં જ નથી; કન્યાઓને મોટી કરી પરણાવવામાં આવે છે, દરમિયાન ન પરણેલો જમાઇ સસરાને ત્યાં આવી રહે છે, વિધવાવિવાહ ન થતો હોવાથી વિધવાઓની સંખ્યા પણ ઠીક ઠીક રહે છે, તેથી હરામના હમેલ રહી જવાના અનેક દાખલાઓ પ્રાપ્ત થાય છે. આવી રીતે જે સંતતિ ઉત્પન્ન થાય , તેનો જ્ઞાતિજન સ્વીકાર કરતા નથી. કોઈપણ હિંદુ આવાં બચ્ચાંઓની માગણી કરે તો તેને દેવામાં આવતાં નથી. એવો કુરિવાજ પડી ગયો છે કે, એ બચ્ચાંઓને જો મુસલમાનને સોંપી દેવામાં આવે તો જ માતાને શુદ્ધ કરી જ્ઞાતિમાં લેવામાં આવે. આને લીધે પરિણામ એ આવ્યું છે કે, પ્રત્યેક જમીનદારીમાં મુસલમાનનાં એક કે બે ઘર હતાં, ત્યાં આજે હજારોની સંખ્યા થઇ પડી છે અને હિંદુ માતાપિતાની મૂર્ખાઇથી એઓનાંજ બચ્ચાં આજે કુહાડામાં હાથારૂપ થઇ તેઓને જ વિઘાતક થઈ પડે છે.

પૂર્વે એ બચ્ચાંઓનો સ્વીકાર કરવા કોઈ તૈયાર ન થયેલું અને પ્રસંગ જોઈ ધર્મનો ફેલાવો કરવાનો લાગ મુસલમાનોએ પકડી લીધેલો, તેનું જ આ ખરાબ પરિણામ આવ્યું છે.

આ ભયંકર પરિણામના મૂળમાં પ્રૌઢવિવાહ નિયામક છે, એમ સ્પષ્ટ રૂપે સમજાય છે. એના તરફ હિંદુસમાજે લક્ષ્ય આપવું અતિ આવશ્યક અને અનિવાર્ય છે.

આ લોકોની વસ્તી લાખોના પ્રમાણમાં છે. દર વરસે આવા હજારો કિસ્સા બનતા હશે. આમ દર વરસે હિંદુઓનાં જ હાડમાંસથી મુસલમાનોમાં મોટા પ્રમાણમાં ભરતી થઇ રહી છે. આવી રીતની સતતિનો જો જ્ઞાતિવાળા સ્વીકાર કરી લેતા હોય તો આ ભયંકર પરિણામ કદાપિ ન આવે. આ માટે આ લોકોની ઠેરઠેર પરિષદ ભરી તેઓને પોતાના સંઘબળના થતા હ્રાસનો ખ્યાલ આપવામાં હિંદુ આગેવાનોએ સત્વરતા બતાવવામાં લેશ પણ પછાત રહેવું ન જોઇએ. એ લોકોમાં વર્તમાનપત્રોનો પ્રચાર વિશેષ નથી, તેથી તે તે ઠેકાણે હિંદુમહાસભાના સભ્યો, હિંદુ વ્યાપારીઓ વગેરે જઈ આ વિષયમાં જબ્બર પ્રચારકાર્ય શરૂ કરે તો સમગ્ર હિંદુસમાજ પર મોટો ઉપકાર થશે.

* * *

# કેશસુંદરતા અને તેનું સંરક્ષણ



જગતમાં વાળનો ભારે મહિમા છે. પ્રાચીન સમયમાં સૌંદર્યવૃદ્ધિ માટે રાજા-મહારાજાઓ અને પ્રતિષ્ઠિત પુરુષો વાળ રાખતા હતા. આજે પણ લગભગ દરેક દેશમાં વાળનો શોખ મોજુદ છે. કોઇ આગળના વાળ વધારે છે તો કોઈ પાછળના; પણ સમસ્ત જગતવાસીઓ વાળ-દ્વારા સૌંદર્યવાન થવા મથે છે. વાળ રાખવામાં કુદરતી વલણ અખત્યાર કરવામાં આવે તો સારૂં છે. પરંતુ અંગ્રેજી ઢબને અનુસરી ગરદનના ઉપરના પાછલા વાળ અસ્તરાથી કઢાવવામાં આવે તો સૌંદર્યવૃદ્ધિ નથી જ. જ્યાં સૌંદર્યવૃદ્ધિની દૃષ્ટિથી વાળ રાખવામાં આવે છે ત્યાં ઉપરની રીત અખત્યાર કરવાથી કુરૂપતા વધે છે. ચાલુ ફૅશન સૌંદર્યવૃદ્ધિની દૃષ્ટિથી જેટલું જેટલું કરે છે તે મોટે ભાગે તો નુકસાનકારક અને અસુંદર હોય છે. ગુલાબી ચહેરો, જુવાન વયના ગાલ અને તેના પર કાળા કાળા વાળ એ ખરેખર બહુજ આકર્ષક લાગે છે. સ્ત્રી કે પુરુષ — દરેકને હરકોઇ ઉમરમાં વાળ ખરેખર સુંદર જ લાગે છે, શરીર અસ્વસ્થ હોય તો જુદી વાત. શરીરની અસ્વસ્થતા કંઇ એકલા વાળને અસર કરતી નથી, તે તો શરીરના કોઇ પણ અંગને કુરૂપ કરી દે છે. સુંદરતાની વૃદ્ધિ કરનાર સ્ત્રી-પુરુષે અંગ્રેજી ઢબે વાળ કપાવવા નહિ જોઈએ, કારણ કે તેથી સુંદરતા વધવાને બદલે ઘટે છે. સ્ત્રીના સૌંદર્યમાં વાળનું સ્થાન અનોખું છે. સ્ત્રીના લાંબા, ચમકતા, ગુંચળાવાળા અને મુલાયમ વાળની કદર સૌન્દર્યપ્રેમીઓને હોય છે. સ્ત્રી તો સ્વાભાવિક જ સુંદર છે, તેનાં અંગ-પ્રત્યંગ કોમળ અને સુકુમાર હોય છે, સુંદરતા તેનું જીવન છે, સુંદરતા જ તેની પ્રતિષ્ઠા છે. વાળ આ સ્વાભાવિક સુંદરતામાં અનેરી વૃદ્ધિ કરે છે. પ્રાચીન કાળની સ્ત્રીઓ પોતાના વાળને વધારે માન આપતી હતી, તેનો શણગાર કરતી હતી. સોળ શણગારમાં કેશરક્ષાપનું વિશિષ્ટ સ્થાન છે. આજની સ્ત્રીઓ મોટે ભાગે તો વાળની રક્ષા કરવાનું પણ જાણતી નથી. રાજપૂતાના અને માળવાની સ્ત્રીઓએ તો વાળની ખુબજ ખરાબી કરી છે. મહિને બે મહિને આ સ્ત્રીઓ વાળને એક વાર કાળી માટીથી ધુએ છે, પછી વાળમાં ઘી નાંખી તેને લાલ નાડાંઓથી સખત ગુંથી લે છે. આગળના વાળમાં ગુંદર ચોપડી સુકવે છે જેથી મહિનો બે મહિના તે ન નહાય ત્યાંસુધી તે ચળકતા રહે। પરંતુ તે બિચારીને ખબર નથી હોતી કે રાત દિવસ થતો પરસેવો તેમાં ભરાઇ રહેવાથી અને બહારની હવા અંદર ન જઇ શકવાથી કેટલું નુકસાન થાય છે. પંજાબી, દક્ષિણી, ગુજરાતી અને બંગાળી સ્ત્રીઓ વાળની સારી માવજત કરે છે, તેઓ દરરોજ વાળને તેલ નાંખી ઓળે છે અને પછીથી ગુંથે છે. અંબોડો મોટે ભાગે ઢીલો રહે છે કે જેથી વાળની અંદરની ચામડી સુધી શુદ્ધ હવા પ્રવેશી શકે છે. અંગ્રેજી તથા અમેરિકન સ્ત્રીઓ અને તેમની નકલ કરનારી તુર્કી, રશિયન વિગેરે સ્ત્રીઓ વાળને અમુક માપથી આગળ વધવા દેતી નથી અને પઠાણોની માફક ગરદન ઉપરના વાળ કપાવે છે.

વાળને રોજેરોજ ધોવા અને રોજ ઓળવા એ બહુ લાભકારક છે. સાત કે પંદર દિવસે એક જ વાર તેને સંભાળવા એ હાનિકારક છે. બહુ ખેંચીને વાળ બાંધવાથી વાળ લાંબા થતા નથી, પણ તૂટવા માંડે છે. જે સ્ત્રીઓ વાળના સૌન્દર્યથી અજાણ છે તેઓ તો તેની સંભાળ લેતી નથી. તેથી તેના વાળમાં સુંદરતા જણાતી નથી. જ્યાંસુધી સ્ત્રીઓ વાળની સુંદરતાનું મહત્ત્વ નહિ સમજે ત્યાંસુધી તે વાળનું મૂલ્ય આંકી નહિ શકે, તો તેની રક્ષા તો ક્યાંથી જ કરી શકે? સુશિક્ષિત સ્ત્રીઓ હંમેશાં

વાળની રક્ષા કરે છે, હંમેશાં પોતાની સૌન્દર્યવૃદ્ધિ અંગે તે કંઈને કંઇ ખર્ચ વાળને અંગે કર્યા કરે છે અને તેથી વધારામાં તે પોતાના વાળને કાળા અને મુલાયમ રાખવા સારૂ દરેક ઉપાય કરે છે. મોટે ભાગે સ્ત્રીઓ લાંબા વાળ પસંદ કરે છે આરોગ્ય અને લાંબા વાળને ગાઢ સંબંધ છે. ટુંકા વાળવાળી સ્ત્રીઓ કાળું જીન વાળમાં ગુંથી લે છે એથી એમ સાબીત થાય છે કે સ્ત્રીઓને લાંબા વાળજ પસંદ છે વિલાયતની સ્ત્રીઓમાં વાળની લંબાઇ પરત્વે મતભેદ છે. કેટલીક ૮ થી ૯ ઇંચથી લાંબા વાળ થવા દેતી નથી તો કેટલીક વાળ લાંબા બનાવવા સારૂ બજારના બનાવટી વાળ પહેરે છે !

વાળની લંબાઈ વધારવા માટે, તેને ચળકાટવાળા તથા સુંદર રાખવા માટે સ્ત્રીઓએ કુદરતી નિયમોને અનુસરવું જોઇએ. આરોગ્યના નિયમોનું પાલન અને વાળની યોગ્ય રક્ષા એ બે જ સર્વશ્રેષ્ઠ ઉપાયો છે. જે સ્ત્રીઓને લાંબા વાળ હોય તેમણે અભિમાન ન કરતાં વાળની લંબાઈ કાયમ ટકી રહે તે માટે ઉચિત ઉપાયો કરતાં રહેવું જોઇએ; નહિ તો થોડી બેદરકારીથી પણ લાંબા વાળ ખરી પડે છે. આમ તો રોજ વાળને ધોવા એ સારૂં છે, પણ કોઇ મુસ્કેલીને પ્રસંગે એકાદ અઠવાડિયા સુધી ન ધોવાય તો કંઇ નુકસાન નથી. ૧૫-૨૦ દિવસથી મોડી અને ૧-૨ માસમાં એકજ વાર વાળ ધોનારી સ્ત્રીઓ પોતાના વાળનું સૌંદર્ય વહેલું ગુમાવે છે. વિલાયતની સ્ત્રીઓ ઠંડીના કારણે ૩-૪ માસ સુધી વાળ ધોતી નથી, પણ ઉપરની સજાવટ કેટલીયે રીતે કરે છે! આપણા દેશની સ્ત્રીઓમાં વાળ ધોવામાં આંબળાં, ચણાનો લોટ, માટી, સોડા વિગેરે પ્રચલિત છે. ખરી રીતે આ બધી ચીજોમાં આંબળાં સર્વશ્રેષ્ઠ છે. સાધારણ રીતે તો બધી ચીજો સારી છે, પરન્તુ બીજી ચીજો વાપરતાં ઓછીવધતી સાવધાની રાખવાની ખાસ જરૂર હોય છે. સુકાં આંબળાં આ કાર્યમાં સર્વશ્રેષ્ઠ છે. તેને રાતે પાણીમાં પલાળી રાખવાં અને સવારે સ્નાન કરતી વખતે તે માથામાં ખુબ ઘસી માથું સાફ કરવું જોઇએ. આંબળાંથી વાળની કાળાશ તથા કોમળતા દિનપ્રતિદિન વધે છે, તેની લંબાઇ વધે છે, ચળકાટ પણ આવે છે. ચણાનો લોટ વાળ ધોવામાં સારી વસ્તુ છે. આ લોટ મુલાયમ અને બારીક હોવો જોઇએ થોડોક લોટ લઇને વાળને ખુબ ઘસીને ધોઈ નાંખવા જોઇએ; સાથે-સાથે એ યાદ રાખવું જોઇએ કે લોટનો સહેજ અંશ પણ વાળમાં રહી ન જાય. લોટનાં રજકરણો વાળમાં રહી જતાં દુર્ગંધ પેદા થશે. આ લોટથી વાળ કોમળ, નરમ અને ચળકાટવાળા થાય છે. કેટલીક સ્ત્રીઓ સોડાથી વાળ ધુએ છે. સોડાથી વાળ સાફ તો થાય છે જ પરંતુ તે લુખ્ખા બરછટ થઇ જાય છે અને ઘણા વાળ તુટી જાય છે તેથી સોડાનો વધારે પ્રયોગ ન કરવો જોઇએ. આ દેશની પોણા ભાગની સ્ત્રીઓ માટીથી વાળ સાફ કરે છે. પંજાબી સ્ત્રીઓ મુલતાની માટી અને સંયુક્ત પ્રાંતની સ્ત્રીઓ સાદી માટી વાપરે છે. રાજપૂતાના અને માળવાની સ્ત્રીઓમાં કાળી માટી પ્રચલિત છે. માટીથી વાળ બરાબર સાફ તો થાય છે અને મેલ નીકળી જાય છે; પરંતુ વાળની જડોમાં માટી રહી જાય છે, તેથી તે કાઢી નાંખવા અવસ્ય કોશીશ કરવી જોઇએ, નહિ તો વાળ ખરી જવાનો રોગ થાય છે અને વાળની ચાગડી બગડી જાય છે. માટીથી વાળ લુખ્ખા અને કઈંક ભૂરા થઇ જાય છે. વાળ ધોવામાં આંબળાં પછી અરીઠાનું પણ સ્થાન છે. અરીઠાને રાતે પલાળી રાખવા જોઇએ. તે પછી તેને ગરમ પાણીમાં નાંખી ખૂબ મસળી નાંખવા જોઇએ, પછી તેના પાણીથી માથું બરાબર ચોળી સાફ કરવું જોઇએ એટલે વાળ સાફ અને રેશમ જેવા સુંવાળા થશે. આજકાલ તો ફેશનમાં સ્ત્રીઓ વાળ ધોવામાં સાબુ વાપરતી થઈ છે, પરંતુ વાળ ધોવામાં ઊંચી જાતના સાબુની આવસ્યકતા છે. સસ્તા બજારૂ સાબુથી વાળ બગડે છે. સાબુથી વાળ લુખ્ખા અને કડક થાય છે, તેથી તે લગાવી ધોયા પછી દહીં વાળમાં નાંખવું જરૂરી છે. દહીં નાખીને વાળ ધોતાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે દહીનો એક પરમાણુ પણ વાળમાં રહી જવા ન પામે. જરા જેટલું પણ દહીં રહી જશે તો વાળમાંથી

દુર્ગંધ આવવાની. માત્ર એકલા દહીંથી વાળ ધોવા એ પણ ઠીક છે, પરંતુ તે જરાયે જેટલું વાળમાં રહેવા ન પામવું જોઇએ. દહીંથી વાળ કોમળ, ચીકણા, ચળકાટવાળા તથા કાળા થાય છે.

વાળ ધોયા પછી બરાબર ખુલ્લી હવામાં સુકાવા દેવા જોઇએ. વાળને જેટલી હવા લાગશે તેટલો ચળકાટ આવશે દક્ષિણમાં ઉઘાડું માથું રાખવાનો જે રિવાજ પ્રચલિત થયો છે તે આ સિદ્ધાંત ઉપર રચાયેલો છે. વાળને સારી રીતે ખુલ્લા સુકાવા દીધા પછી તેમાં તેલ નાંખવું જોઇએ કોઇ વાર વાળ ધોયા પછી પણ તેમાં ચિકાશ રહી જાય છે, એવી વખતે ગરમ પાણીથી ધોવાનું રાખવું જોઇએ. તેથી સઘળી ચીકાશ નાશ પામશે. ઘણું ગરમ પાણી વાળ તેમજ માથાને નુકશાનકર્તા છે; ગરમ પાણીથી વાળની જડો બળી જાય છે.

વાળને ધોયા અને સુકાવા દીધા પછી તેમાં કોઇ પણ સારૂં તેલ નાંખવું જોઇએ. વિલાયતની સ્ત્રીઓ તેલ નાખવાની વિરૂદ્ધમાં છે; તેથી તેમના વાળ લુખ્ખા રહે છે. વિલાયતની કેટલીક સ્ત્રીઓ તેલ નાંખે પણ છે. તે તેલમાં માત્ર સુગંધ હોય છે પણ બીલકુલ ચીકાશ હોતી નથી. જે તેલમાં ચીકાશ નથી તે તેલ જ નથી–તે તો અર્ક છે. આપણી શિક્ષિત સ્ત્રીઓ પણ તેલની થોડી વિરૂદ્ધમાં છે, કારણ કે તેલથી તેમનાં કપડાં ચીકણાં થાય છે. પારસી સ્ત્રીઓ વાળમાં તેલ નાંખે છે પણ કપડાં ન બગડે તે માટે માથા પર સફેદ રૂમાલ બાંધી રાખે છે. ઘણું તેલ નાખવું એ તો અર્થહીન છે, જેટલા તેલની વાળને જરૂર હોય તેટલુંજ નાંખવું જોઇએ. એટલા તેલથી કપડાં ખરાબ થશે નહિ. જ્યારે તેલ નાખવામાં આવે ત્યારે તે ઉપર ઉપર નાંખવું એ વ્યાજબી નથી. વાળની જડો સુધી તેલ જાય તે માટે તેલથી માથું બરાબર ઘસવું જોઇએ. આથી બે લાભ થશે–એક તો વાળ બરાબર તેલ પી લેશે અને સાથે સાથે માથાનું માલીશ પણ થશે. તેલ રોજ નાખવાની પણ જરૂર નથી; કારણ કે વાળ ઉપર ચાલુ તેલ રહેવાથી વાળનું પ્રાકૃતિક તેલ નીકળી શકશે નહિ જેથી વાળનું પ્રાકૃતિક પોષણ અટકી જશે. મારવાડી સ્ત્રીઓ ઘી નાંખે છે. ઘીથી વાળ ખરાબ થાય છે અને બદબો આવે છે. અઠવાડિયામાં બે વાર તેલ નાંખવું સારૂં છે.

જેટલાં બજારૂ તેલો મોટી મોટી જાહેરાત કરી વેચાય છે તેમાંનાં કેટલાંક તો તદ્દન નકામાં છે, એટલુંજ નહિ પણ હાનિકારક હોય છે. બજારૂ તેલ વાપરનારાઓના વાળ જલદી સફેદ અને બરછટ થઇ જાય છે આજકાલ લોકો તેલ પરથી ગ્યાસતેલ પર આવ્યા છે! ગ્યાસતેલની દુર્ગંધ કાઢી નાંખી બેચાર ટીપાં અર્ક નાખી ખુશબો પેદા કરવામાં આવે છે. આ તેલો વાળના શત્રુઓ છે, તેથી તેલની બાબતમાં સ્ત્રીપુરૂષોએ સાવધાન રહેવાની જરૂર છે. તેલનું કાર્ય તો વાળ વધારવા અને કાળા રાખવા પૂરતું જ છે. જો વાળની ચમક અને કાળાશ તેલથી ન વધી તો તેલોનો ઉપયોગ વ્યર્થ છે. વાળની વૃદ્ધિ અને કોમળતામાં તેલ સૌથી વધુ ભાગ ભજવે છે. માથાના કેટલાક રોગો તેના સેવનથી નાબુદ થાય છે. આંબળાંનું તેલ માથાને મજબૂત કરવા ઉપરાંત વાળની વૃદ્ધિ તથા કાળાશ વધારે છે. આ તેલથી વાળ મજબૂત બને છે. મેંદીના તેલથી, વાળ જો ખરી પડતા હોય તો, તે અટકી જાય છે મેંદીનાં પાનને પ્રથમ પાણીમાં ઉકાળી તેમાં, તે પાણી જેટલું તલનું તેલ નાખવું જોઈએ અને તે તેલ જેટલું રહે ત્યાંસુધી પકવવું જોઇએ. પછી તેમાં એક એક બિન્દુ સુગંધ માટે અર્કનું નાખી તેલને ખૂબ હલાવી નાખવું.

આ સિવાય પણ કેટલાય ઉપાયો છે કે જેથી વાળની સુંદરતા અને વૃદ્ધિ કરી શકાય. માથાને માલીશ કરવાથી પણ વાળ વધે છે. માલીશ એટલે સુધી કરવી જોઈએ. કે માથાની ચામડી રાતીચોળ થઇ જાય. અડદના લોટથી ૪૦–૫૦ દિવસ સુધી માથું ધોતા રહેવાથી પણ વાળની વૃદ્ધિ થાય છે અને વાળ ખરતા અટકી જાય છે. ગોખરૂં બરાબર પીસીને તેને તલના તેલમાં અને ગાયના દૂધમાં એકઠું કરી લગાવવાથી વાળ વધે છે અને નરમ-થાય છે.

છાઠ

# ગ્રહોથી ઘેરાયેલો ગોવિંદલાલ !



## [ હાસ્યરસિક નવલિકા ]

*

આરપાટ શહેરમાંની ટેક્ષ્ટાઇલ ઑફિસ એ પ્રાંતમાં સારી રીતે પ્રખ્યાત હતી. ગોવિંદલાલ ગરીબ માબાપનો છોકરો હોવા છતાં શક્તિથી આગળ વધી ટેક્ષ્ટાઇલ ઑફિસના મેનેજરની માનવંતી પદવી મેળવવા ભાગ્યશાળી થયો હતો. લગ્ન થયા પછી એની પત્નીને ખોળો ભરાતો ન હતો. કૈં બાધાઓ કરી; કૈં આખડીઓ કરી; કૈંક માનતાઓ માની, પણ કાંઈ વળ્યું નહીં. એમને એમ આઠેક વર્ષો નીકળી ગયાં. ગોવિન્દલાલને નિરાશા વ્યાપી ગઇ. 'બીજાં લગ્ન કરૂં !' જ્ઞાતિ-રિવાજ તેમ કરતાં તેને રોકતો હતો. અચાનક નિરાશામાંથી આશાના અંકુર ફૂટયાઃ શેઠાણીને દિવસો ચઢવા લાગ્યા. પૂરા દિવસે લક્ષ્મી અવતર્યાં. ગોવિંદલાલને આટલા વર્ષ પછી પુત્ર થયો હોત તો ઠીક, એમ મનમાં થયું પણ કુદરત આગળ મન મનાવી બેઠો. લોકોએ ધીરજ આપીઃ "પહેલી બેટી ને ધનની પેટી ' ઉમર ક્યાં વીતી ગઇ છે ! જેણે દીકરી આપી તે દીકરો પણ આપશેજ. આશા જ નહતી ત્યાં ઘોડિયું બંધાયું, તે પ્રભુનો પાડ માનોને !"

નાની અમલા બે વર્ષની થઈ, ત્યાં બીજાં બહુલા પધાર્યાં. ગોવિંદલાલનું મોં ચઢી રહ્યું. બે દિવસ સુધી તો શેઠાણી સાથે બોલ્યો જ નહીં. સૌએ ધીરજ આપી. ફરી બે વર્ષે કમલાનો જન્મ થયો ! આ વખતે તો તેને ખાતરી જ હતી કે દીકરોજ આવશે. દીવાનખાનામાં બરોબર કાન માંડીનેજ તે બેઠો હતો. ત્યાં પ્રસુતિગૃહમાંથી "ક્યાંઉ, ક્યાં, ટ'' નો મનોરમ ધ્વનિ આવ્યો; પણ ગોવિંદલાલને તો તે કકડના મેઘના અવાજ જેવો લાગ્યો. હૃદય બેસી ગયું. તે બહાર જતો રહ્યો. રાતે ૧૧ વાગ્યે ઘેર આવ્યો. ન કોઇ સાથે બોલે, ન ચાલે. બે દિવસ તો ભોજન પણ ન લીધું આઠ દિવસ સુધી મોઢાનો તોબરો ચઢયો ને ચઢયોજ રહ્યો ! જેમ દિવસો પસાર થતા ગયા તેમ ભાર ઓછો થતો ગયો. ચોથી તો દીકરીજ આવશે. એવી તેને ખાતરી હોવાથી દમયંતીના જન્મ ટાણે ન મોઢું ચઢયું, ન ચીઢાયો, ન સંતાપ થયો; જરા હસ્યો. પત્નીના ઓરડા પાસે જઈ તબિયતના સમાચાર પૂછ્યા.

"હું શું કરૂં !" પત્ની ગભરાઇને બોલી. તેની આંખમાંથી દડદડ આંસુ ખરી પડયાં.

"એમજ હોય; કાંઇ નહીં." ગોવિંદલાલ બહાર ગયો અને હોટલમાં જઈ શરબત પી ઠંડો થયો.

પાંચમીએ દીકરી ને છઠ્ઠીએ દીકરી. હવે ગોવિંદલાલ ખૂબ ટેવાઈ ગયો હતો. તે આનંદમાં જ રહેવા લાગ્યો. પ્રભુએ લાજ રાખી અને ૭ દીકરી પર ત્રણ દીકરા આપ્યા ને હવે એ નવ બાળગોપાળ સાથે દંપતી સુખરૂપ જીવન વીતાવવા લાગ્યાં.

એક પછી એક ચારે પુત્રીઓ 'અ-બ-ક-દ'-ને પરણાવી. ચારે જમાઇઓ સુશિક્ષિત હતા. દરેક દરેક દીકરીને બબ્બે હજાર રૂપિયા દાયજામાં આપ્યા. દરેક વખતે જમાઇઓને અને વેવાઈવેલાંને પહેરામણીઓ આપી ખુશી કરી વોળાવ્યાં હતાં.

જમાઇ ઘણા કેળવાયેલા હતા; પણ કરે શું ! અનેક પ્રયત્નો કરતાં નોકરીનો પાટો ચઢ્યો નહીં. ગોવિન્દલાલ ઉપરનો એક પણ પત્ર જમાઇઓ તરફથી એવો ન આવતો કે જેમાં નોકરી દેખાડવાની,

ધંધે ચઢાવી આપવાની કે થોડી ઘણી હાથખરચી માગવાની વાત ન હોય. કેટલાંય વર્ષ વીતી ગયાં, પણ એનો આરો આવ્યો નહી.

*　*　*

આટપાટમાં દેવીનો મોટો ઉત્સવ નજીક આવ્યો. દરસાલ આ ઉત્સવ ધામધૂમથી ઉજવાતો હતો. છેલ્લે દીકરીઓના મોઢાં જોયાંને ચાર વર્ષ વીતી ગયાં હતાં. શેઠાણીને છોકરીઓના મો જોવાનુ ખૂબ મન થયું. મોટા છોકરાને નિશાળે બેસાડવાનું મુહૂર્ત જોવાયું ને દેવીના ઉત્સવ આગમચ જ એક માસ પૂર્વેથીજ ચારે જમાઇઓને અને ચારે પુત્રીઓને બોલાવી લીધાં. અમલાનાં ત્રણ બચ્ચાં, બકુલાનાં બે, કમલાનું એક; ઘરમાં કિલકિલાટ થઇ રહ્યો હતો. દૌહિત્રાંઓને જોઈ શેઠ–શેઠાણી આનંદભીનાં થઇ ગયાં. નાની દમયંતીના સીમન્તનો ઉત્સવ તેના સાસરિયાંઓને બોલાવી અહીંજ કર્યો. પુત્રને નિશાળે બેસાડવાનો સમારંભ ધામધૂમથી ઊજવી લીધો, ત્યાં આવ્યો દેવીનો ઉત્સવ. ઉમંગમાં ને ઉમંગમાં ગોવિંદલાલે પત્નીની સલાહથી નાત જમાડી.

એ ઉત્સવ વીત્યો; ગામમાંના પરોણાઓ, પોતાને ત્યાં આવેલાં સગાં વહાલાં સૌ સૌને પંથે પળ્યાં. ચારે જમાઇરાજોને તો સસરાજીને ત્યાં ખૂબ ગોઠી ગયેલું; 'આપણે શી કમી છે? બે ટાંણાં ખાવું; ગામમાં 'સીટી સર્વે' કરવી; રાતે ગપ્પ સપ્પ ચલાવવી; ચા–કોફી ઉડાવવાં ને પત્તાં રમવાં; ઘર આપણુંજ છેને! ઘેર જઇ શું કરીશું?'

સાસુને જમાઇઓ ઉપર અપાર હેત હતું. દર અઠવાડિયે એક વાર મિષ્ટાન્ન તો હોયજ. જમાઇઓ પાણી માગે ત્યાં દૂધ હાજર. આમ ને આમ એક માસ વીત્યો; બે માસ વીત્યા; ત્રીજો માસ પણ પૂરો થવા આવ્યો. જમાઈરાજો જવાની વાતજ ન ઉચ્ચારે, જાણે અડ્ડો જમાવી પડ્યા!

ગોવિંદલાલ પણ થાકી ગયો હતો. ઑફિસને ટાઇમે ઑફિસનો ટાંગો ગોવિન્દલાલને લેવા આવ્યો હોય, ત્યાં જમાઈરાજો ચઢી બેસે, તેઓ ગામમાં સહેલ મારવા જાય ને ગોવિંદલાલ પગે ચાલીને ઑફિસે જાય. ઘરમાં ચાર ઓરડા હતા. ચારેય ઓરડા જમાઇઓએ રોકી લીધેલા; જાણે જમાઇઓ ઘરધણી અને સાસુ–સસરો મેમાન! ગોવિંદલાલે એમને એમ ચાર માસ ઓસરીમાં સૂઇને જ ગાળ્યા. છોકરાંઓ અગાશીમાં પડયાં રહે!

*　*　*

"ગોવિંદલાલ શેઠ! ઓ શેઠ!" ઊઘરાણીવાળાએ બૂમ પાડી; "શેઠ ઘરમાં છે કે?"

"જી હા, શું કામ છે?" શેઠે અવાજ સાંભળી બારીમાથી ઉત્તર આપ્યો: "આવો અન્દર આવો."

"શેઠજી! આ આંકડો, આજ ચાર માસ થઈ ગયા છે, તો કૃપા કરી આંકડો ચૂકવી આપશો"

"વારૂ! કાલે સાંઝને સમયે આવજો."

ગોવિંદલાલ ઉદાસ ચ્હેરે ખુરશી પર બેસી ગયો. શેઠાણી રમાબાઈ અચાનક બેઠકમાં આવી, ત્યાં પતિને ઉદાસ ચ્હેરે બેઠેલો જોયો.

"કેમ, વારૂ! શું છે?"

"શું હોય!"

"કેમ?"

"મારે તે કરવું શું? ઘીવાળાના સાઠ રૂપિયા ચઢયા છે; ચોખાવાળાનો તકાદો ઊભોજ છે, ત્યાં આ તેલવાળાનો આંકડો આવ્યો છે. પોસ્ટ ઑફિસમાંથી રૂપિયા બસ્સો પરમદિવસેજ ઉઠાવ્યા, તે તો ક્યાંય ચટણી થઈ ગયા. આમ ને આમ ચાલે તો કુબેર પણ ભીખ માંગતો થઈ જાય! હવે આ નકટાઓ કેમેય કરી જાય પરા?" ગોવિંદલાલે કેટલાય દિવસનો ઊભરો આજે કાઢ્યો.

"શું કરિયે? આપણાજ દાંત ને આપણાજ હોઠ. કોની પાસે જઇ ફરિયાદ કરવી? જમાઇ ડાહ્યા છે; આજ નહીં તો બે દિવસ પછી કંટાળી કંટાળીને ઘેર જશે;" રમાબાઇએ દિલાસો આપ્યો.

પણ જમાઈરાજોને કેવો કંટાળો ને કેવી વાત? એ તો ગૂંદ ને ગૂગળ લઇને ચોંટયા હતા. ગોવિંદ-

લાલની ધીરજ ખૂટી; તેઓને કાઢવા યુક્તિઓ શોધવા લાગ્યો. એક દિવસે એક ગારડીને બોલાવ્યો; ચાર વીંછી ખરીદ્યા ને દરેક જમાઈના ઓરડામાં એક એક મૂકી દીધો! જમાઈઓ સીનેમા જોવા ગયેલા; બાર બજે રાતે ઘેર આવ્યા; કોફી પી સૂઇ ગયા. બે વાગ્યા ત્યાં બૂમાબૂમ થવા માંડી ગોવિંદલાલ ઝબકી ઊઠ્યો. જમાઈઓ દોડાદોડ કરતા હતા!

"ઓ બાપ! વીંછી!" ચારેય જણા દીવા બાળવા લાગ્યા. ચારેયે વીંછી પકડી બહાર ફેંકી દીધા.

યુક્તિ અફળ ગઇ. ગોવિન્દલાલે બીજો દાવ નાખ્યો. પાંચે જણા જમવા બેઠા છે, ત્યાં ગોવિંદલાલ બોલી ઊઠ્યો: "અરે! આ તો જો; વહાલની પણ હદ હોય! દરરોજ ને દરરોજ મિષ્ટાન્ન? પછી મ્હેમાનને શું માંદા પાડવા છે? રેચની ગોળીઓ છે કે નહી?"

"ગોળીઓ થઈ રહી છે;" રમાબાઇએ જવાબ આપ્યો.

"તો બોલતાં કેમ નથી? મને પણ આજે પેટમાં ગડબડાટ જણાય છે." હાથ ધોતાં ધોતાં ગોવિંદલાલે પોતાને માટે પણ ગોળીઓની જરૂરિયાત બતાવી. ઊઠતાં ઊઠતાં બૂમ પાડી: "રામા! ફાર્મસીમાંથી બુલુભાઇ વૈદ્ય પાસેથી રેચની ગોળીઓ સાંઝે લાવી રાખજે."

"જી, આ ચાલ્યો." ગમો બજારમાં ગયો ને સાંઝ પહેલાં ગોળીઓ હાજર કરી દીધી.

સાંઝે સૂતી વેળાએ આગ્રહપૂર્વક નેપાળાની એક એક ગોળી ચારે જમાઇને ખવડાવી.

*     *     *

મોટો જમાઈ કુમુદચંદ્ર બી. એ. થયેલો હતો, સસરાની યુક્તિ કળી ગયો. ત્રણેય સાઢુઓને તેણે બોલાવ્યા: "હવે અહીં વધુ રહેવામાં મઝા નથી. પાંચ મહિના તો રહ્યા; બહુ થયું. ભીકારા રહે એમ કરતું. હવે અહીંથી ખસી જવામાંજ મઝા છે."

"અરે! એ શું કહો છો? મનના ઘોડા ન દોડાવો. ગોવિંદલાલ જેવા સજ્જન માણસ કદી મળવાના નહીં. એ તો મુરબ્બી છે. એ જે કાંઇ કરતા હોય તે આપણા ભલા માટેજ. એમના મનમાં તે ભાવ હોય કે? આપણે માટે કેટલી કાળજી ધરાવે છે? આપણે અહીંથી ચાલ્યા જઇયે, એ માટે શું કોઇ સસરો રેચની ગોળીઓ આપે ખરો?" ત્રણે સાઢુએ પેલાને ભોંઠો પાડી દીધો.

કુમુદચંદ્ર તો ડધાઇ ગયેલો. તેણે ઘેર જવાની તૈયારી કરી. સસરાની રજા માગતાં તે કહેવા લાગ્યો: "હવે મને રજા આપો."

"ના, એમ જવાય? પાંચ માસ ભેગા પાંચ દિવસ વધુ;" ગોવિંદલાલે ખોટો વિવેક કર્યો.

"ઘેર કામ છે; ગયા વિના હવે છૂટકો નથી;" કુમુદચંદ્રે જવાબ વાળ્યો. સસરાએ જમાઇને વિદાય કર્યો; તેને એક કાંડાની ઘડિયાળ આપી; અમલાને એક સાડી લઇ આપી; ત્રણે દોહિત્રાંને કપડાં લઈ આપ્યાં ને બધાંની રેલ્વેટીકીટ અપાવી દીધી.

*     *     *

જોતજોતામાં બીજો એક માસ પસાર થઈ ગયો. બાકીના ત્રણે જમાઇ પડ્યા પાથર્યા રહે છે. ગોવિંદલાલનો ગભરાટ વધતો જ જવા લાગ્યો: "શું કરૂં? આમને કેમ ઉઠાંતરી કરાવવી?" તેણે એક નવી યુક્તિ અજમાવી. તેણે તારવાળાને બોલાવી હાથમાં બે રૂપિયા સરકાવ્યા ને કહ્યું: "આ લખી આપું તે પ્રમાણે ત્રણ તાર તૈયાર કરી લાવ." તે પ્રમાણે કરી તારવાળાએ ત્રણે જમાઇને એક એક તાર આપ્યો. એક તારમાં હતું કે "ઘેર જલદી આવો." બીજામાં એમ લખેલું કે "ડોસી માંદા છે." અને ત્રીજામાં ખુશાલીના સમાચાર નીકળ્યા કે "નોકરી તૈયાર છે."

"આ તાર-તેપણ ત્રણે સાથે, અચાનક કેમ આવ્યા હશે?" ત્રણે જમાઇ વિચારમાં પડી ગયા.

બીજો જમાઈ નવીનચંદ્ર બી. એ. (ઓનર્સ) સુધી પહોંચેલો હતો; તે મનમાં ધા ખાઈ ગયો "હવે અહીં વધુ રોકાવું ઠીક નથી. એકી સાથે ત્રણ તાર આવે એ કોઈ યુક્તિનુંજ પરિણામ. આ કારસ્તાન આપણને દૂર કરવાનેજ

ગોવિંદલાલજીએ અમલમાં મૂક્યું લાગે છે." આ વિચાર સાથે નાના બન્ને જમાઇ સમ્મત ન થયા: "એમ તે હોય? ગોવિંદલાલજી આપણા ઉપર કેટલો પ્રેમ રાખે છે! એ કાંઇ આપણી મશ્કરી કરે ખરા?"

"ઝેરના પારખાં ન હોય;" નવીનચંદ્રે જવાની તૈયારી કરી. ગોવિંદલાલે થોડા દિવસ રોકાવા આગ્રહ કર્યો; પણ નવીનચંદ્ર તો મક્કમજ રહ્યો. ગોવિંદલાલે તેને વિદાય કર્યો; તેને રેશમી કિનારીવાળાં ધોતિયાંનો જોટો આપ્યો; બકુલાને એક સાડી લઇ આપી; બે છોકરાંઓને લુગડાં કરવા છાપક લઇ આપ્યું ને રેલ્વેની ટીકીટ કઢાવી આપી.

* * *

બીજો એક માસ પસાર થઈ ગયો. નાના બન્ને જમાઈ સસરાને ત્યાં ચોંટયા જ રહ્યા છે. ગોવિંદલાલ જમાઈઓને જુવે અને માથામાં સાટકા નીકળે! એક નવી યુક્તિ તેણે ખોળી કાઢી. ઘરમાં ભેંસને પાડો આવેલો. પાડો ખાઇ પી મસ્ત થયેલો; ઘરમાં ને ઘરમાં બાંધ્યો ખાતો હોવાથી ચોસલાં જેવો થઈ ગયેલો. બેઠો હોય તો બહુજ મુશ્કેલીથી ઊઠે. પડ્યો પડ્યો ખડ ખાધાજ કરે ઊઠાડવો હોય તો પેટ નીચે લાકડી ઘાલી ઉઠાડવો પડે. જમાઈઓ તેની ટોળ કર્યા કરે.

"મુરબ્બી! આ પાડાનું નામ શું રાખીશું?"

"બોલો; શું રાખીશું?" ગોવિંદલાલે સામું પૂછ્યું.

"આપ મુરબ્બી છો; આપજ કહોને."

"પાડો ચોસલા જેવો છે; બેઠો હોય ત્યાંથી ઉઠી શકતો નથી. પગે ઊભો રહી ખાઇ શકતો નથી, ચરી શકતો નથી, ખીલા પર જઇને ખડ નાંખવું પડે છે. પાડો પક્કો એદી છે. મારો તો મત છે કે એનું નામ 'જમાઇરાજ' રાખું."

ગોવિંદલાલે મોક્કો જોઈ બરોબર ઘા માર્યો. સૌ ખડખડ હસી પડ્યા. ત્રીજો જમાઈ વિનયચંદ્ર બી. એ., એલએલ. બી. હતો; મનમાં સમજી ગયો; નાના સાઢુને બોલાવી કહેવા લાગ્યો: "હવે અહીં રહેવામાં સાર નથી. [illegible] શી સરખામણી કરી?

"છટ્! એ શું કહો છો? પાડાને બદલે જમાઈ કહ્યો; આપણને તો પાડા નથી કહ્યાને?" નાના જમાઇ ગિરીશચંદ્રે બચાવ કર્યો.

વિનયચંદ્રે જવાની તૈયારી કરી વિદાય માંગી. સસરાએ ઉપરઉપરથી રોકાવા આગ્રહ કર્યો; મનમાં રાજી થયા કે 'લાખ જાય છે.' વિનયચંદ્રને એક રેશમી રૂમાલ, કમલાને એક ફેન્સી સાડલો ને દીકરાને ફેન્સી સૂટ કરાવી આપ્યો. રેલ્વે ટીકીટ લઈ આપી ને તેમને વિદાય કર્યાં.

x * *

બીજો એક માસ જોતજોતામાં વીતી ગયો. ગોવિંદલાલ ઉપરથી લગભગ બોજો ઊતરી ચૂક્યો હતો. પણ હજી ગિરીશચંદ્ર ગિરિની માફક પડ્યા પાથર્યા હતા. 'એમનો અભ્યાસ એમ. એ. સુધી. ગોવિંદલાલે એને થકવવાની એક જુદીજ જાતની યુક્તિ ખોળી કાઢી. એક દિવસ તેને બજારમાં શાક લેવા મોકલે તો બીજે દિવસે ટપાલનું પરબીડિયું પોસ્ટ કરવા આપે સાથે સાથે પુત્રને એકડો ઘુંટાવવાનું કામ પણ સોંપી દીધું. વાતવાતમાં ટોંકી નાખે પણ ગિરીશચંદ્ર જાણે કાંઈ જાણતો નથી તેમ પડ્યો જ રહે. એને હરાવવાની એક યુક્તિ છેવટે ગોવિંદલાલે અજમાવી. રાતે છોકરાને ભણાવવા ગિરીશચંદ્ર બેઠો હતો. છોકરા સાથે માથાકૂટ કરે પણ છોકરો એવો જડ કે ન પૂછો વાત. ત્યાં ગોવિંદલાલ આવી ચઢ્યા:

"કાં, બાબુને ક્યાંસુધી આવડ્યું?"

"જુઓને, ગોખાવી ગોખાવીને દમ નીકળી જાય છે, તોય બાબને હજી સુધી ગણતાંય આવડતું નથી;" ગિરીશચંદ્રે બાબુની હોશિયારીનું બ્યાન કરતાં ખુલાસો કર્યો.

ગોવિંદલાલ તપી ગયો. છોકરાને લપડાક લગાવવા જતાં દિવેટ ભાઇ ગઇ: બત્તી ગુલ થઈ ગઈ. ગોવિંદલાલ બરાડા પાડવા લાગ્યો અને હાથ અજમાવવા લાગ્યો.

"આટલી મહેનત કરવામાં આવે છતાં ભણતો નથી કે? કમાઈ કમાઇને મારો બરડો આવી જાય છે ને ભણતો નથી કે!"

"અરે, અરે! એ બાબુ નહીં. હું ગિરી" ગિરીશચંદ્રે રડતા રાડ પાડી.

"લુચ્ચા ! ગિરીશચંદ્રનું નામ લઇ છૂટવા માગે છે? મારી મારીને તારો દમજ કાઢી નાખીશ;" અને ગોવિંદલાલે ગિરીશચંદ્ર પર અંધારામાં હાથરસ લેવામાં બાકી ન રાખી ! બાનુ ગાભરો બની ગયેલો પણ ભાનમાં આવતાં સ્વિચ દબાવી. ગોવિંદલાલે ભોંઠા પડવાનો અભિનય કર્યો ને જાણે શરમાઇ ગયો હોય તેમ ઓરડા બહાર ચાલ્યો ગયો.

બીજે દિવસે જમાઇરાજનાં દર્શનજ દુર્લભ થઈ પડયાં. હોટેલો તપાસી, દેવાલય તપાસ્યાં, થિએટર તપાસ્યાં ને રાણીબાગ ખોળી વળ્યા; તાર કર્યા, કાગળ લખ્યા, માણસ દોડાવ્યાં, પણ જમાઇનો પત્તો ન મળે !

ચાર દિવસ બાદ ગિરીશચંદ્રનો તાર આવ્યો કે–" એકાએક હું તેજ રાતે ઘર તરફ આવ્યો છું. તાર મળતાં તમારી દીકરીને રવાના કરશો."

તાર મળ્યો; દેવીને નૈવેદ્ય ધર્યાં; માહાદેવજીમાં રુદ્રી કરાવી, ને બ્રાહ્મણ જમાડયા, ને દમયંતીને રામા સાથે ઘેર વોળાવી, એટલે મહીના ઘેરામાંથી ગોવિંદલાલ પૂરી રીતે છૂટ્યો ! [ સૂચિત ]

❀ ❀ ❀

## અકસ્માતની વિચિત્ર અસર ?

૨૩ વર્ષના એક અંગ્રેજને મોટરકાર સાથે અથડાવાનો અકસ્માત નડ્યો હતો. તેના સર્વ ઘા રૂઝાઇ ગયા જ્યાં તેને એમ માલુમ પડયું કે તેનો જમણો સ્તન જે પહેલાં કુદરતી સ્થિતિમાં હતો તે વધતો હતો અને વયમાં આવી ચૂકેલી છોકરીના સ્તન જેવો તેનો આકાર થયો હતો. દાક્તરોની જુબાની લીધા પછી કોર્ટે આ અકસ્માત બદલનું નુકસાન તેને અપાવ્યું હતું પણ આ પરિસ્થિતિ ઘા લાગવાથી થયેલા ચોક્કસ ગ્રન્થિઓના પરિવર્તનને પરિણામે આવી એમ સાબીત થયાનું તેણે માન્ય રાખ્યું.

## માંસાહાર અને મૂત્રપિંડનાં દર્દો

મીશીગન યુનિવર્સિટીના પ્રો. ન્યુબર્ગે છેલ્લાં કેટલાંયે વર્ષો દરમ્યાન વખતોવખત પ્રજાનું એ પ્રત્યે ધ્યાન દોર્યું છે કે માંસ ખાવાને લીધે મૂત્રપિંડનાં દર્દોમાં વધારો થાય છે. વળી તેમણે એ પણ સૂચન કર્યું છે કે મૂત્રપિંડનાં દર્દોને લીધે અમેરિકનોમાં નીપજતું ભારે મરણપ્રમાણ, અમેરિકનો માંસનો છૂટથી ઉપયોગ કરે છે, તેના પરિણામે હોઇ શકે.

'મેડિકલ રેકોર્ડ' જણાવે છે તે પ્રમાણે વર્જીનીયા યુનિવર્સિટીની મેડિકલ સ્કૂલના ડોકટરો ચેનુટીન અને લ્યુડવીગે થોડા સમય પર આ વિષય પરની શોધખોળોનો આરંભ કર્યો હતો અને તેમણે એ ખોળી કાઢયું છે કે ઉંદરોને માંસ ખવરાવવામાં આવતાં તેમનાં મૂત્રપિંડોને નુકસાન થાય છે.

સંખ્યાબંધ શોધકો અને વૈજ્ઞાનિકોએ જગતને દર્શાવ્યું છે કે ઉદ્ભિજ 'પ્રોટીન' અને પ્રાણિજ 'પ્રોટીન' વચ્ચે મોટો ફરક હોય છે. પ્રાણિજ 'પ્રોટીન' ઘણીવાર જંતુઓથી દૂષિત બનેલું હોય છે અને 'એલીમેન્ટરી કેનાલ'–મુખથી ગુદાદ્વાર સુધીના માર્ગ–માં કહોવાણને લીધે જલ્દીથી ઝેરી બની જાય છે. ઉદ્ભિજ 'પ્રોટીન'ની બાબતમાં આમ બનતું નથી.

માંસ ખાનાર વ્યકિત કુદરતના કાનુનથી દૂર જાય છે. જાણીતા ફ્રેન્ચ નિસર્ગવાદી ડૉ. કુવીઅરે જણાવ્યું હતું તે પ્રમાણે, વિકસિત પ્રાણી તરીકે મનુષ્યનો ખોરાક, ફળ, મૂળ, વનસ્પતિ ઇત્યાદિનો બનેલો છે. પ્રાણીજગતમાં માણસના સૌથી નજીકના સંબંધીઓ ચીમ્પાઝી, ગોરીલા અને એવાં જ બીજાં ઉચ્ચ અર્ધમનુષ્ય–પ્રાણીઓનો ખોરાક આજ છે.

# સ્ત્રી-પુરુષની જાતીય વૃત્તિ વચ્ચેનું પ્રકારાંતર



[ લેખક :-પ્રો. રઘુનાથ ધોંડો કર્વે, તંત્રી-'સમાજસ્વાસ્થ્ય' ]



સ્ત્રીઓની કામવાસના વિષે અનેકોએ અનેક પ્રકારના તર્કવિતર્ક કરેલા છે અને તે તર્કોનો એકબીજા સાથે બીલકુલ મેળ બેસતો નથી. એક બાજુ એમ કહેનાર લોક છે કે સ્ત્રીઓને બીલકુલ કામેચ્છા જ નથી, તેમને માત્ર અપત્યપ્રાપ્તિની ઇચ્છા હોય છે; જ્યારે બીજી બાજુ, એમ કહેનારા લોકો પણ છે કે, સ્ત્રીઓને પુરુષ કરતાં આઠગણી કામવાસના હોય છે, તેમની કામેચ્છા બેહદ હોય છે ઇત્યાદિ. આવી બાબતમાં વસ્તુસ્થિતિ જાણવાનું લગભગ અશક્ય છે એટલે એ લોકો જે તર્કબાજી ચલાવે છે તેમાં કંઇ નવાઇ જેવું નથી. આ વિષયમાં કેટલું અજ્ઞાન હોય છે તેનું એક ઉદાહરણ ડૉ. હેવલોક એલીસે આપ્યું છે. તે કહે છે કે વિવાહસંસ્થા સ્ત્રીઓના સંરક્ષણ માટે છે અને પુરુષોએ પોતાની વૈચિત્ર્યપ્રિયતા પર અંકુશ મૂકીને સ્ત્રીઓ માટે આ મોટો સ્વાર્થત્યાગ કર્યો છે. પરન્તુ આત્મહત્યાના આંકડા જોતાં વસ્તુસ્થિતિ આથી ઉલટી જણાશે. અવિવાહિત પુરુષો કરતાં વિવાહિત પુરુષોની આત્મહત્યાનું પ્રમાણ ઓછું હોય છે અને ઉલટ પક્ષે જેમ જેમ છૂટાછેડાનું પ્રમાણ વધે છે તેમ તેમ સ્ત્રીઓની આત્મહત્યાનું પ્રમાણ કમી થાય છે. આથી વિવાહ વડે પુરુષોને જ વધારે ફાયદો થાય છે અને સ્વાર્થત્યાગ જો કોઇનો હોય તો સ્ત્રીનો છે, એમ કહેવું પડશે.

### દેવી કે કામિની ?

ઘણા પ્રાચીન કાળથી સ્ત્રીઓ વિષેની બે ભાવના મુખ્યત્વે જોવામાં આવે છે. તેઓ પુરુષો કરતાં ઉચ્ચ હોઇ તેમનામાં કંઇક અદ્‌ભુત શક્તિ છે એ એક ભાવના અને સ્ત્રી એટલે મૂર્તિમંત કામવાસના એ બીજી ભાવના. પ્રજોત્પાદનના કાર્યને પવિત્ર સમજીને તે કાર્ય કરનારી ઇન્દ્રિયની પૂજા કરવાની પ્રવૃત્તિ જ્યાં સુધી હતી ત્યાં સુધી આ બે ભાવનામાં વિસંગતિ નહોતી; પરન્તુ કાળાન્તરે વૈરાગ્યવૃત્તિનો પ્રચાર થતાં કામવાસના નિન્દ્ય સમજવામાં આવી અને ત્યારથીજ આ બે ભાવનાઓમાં તીવ્ર વિરોધ દેખાવા લાગ્યો. કૌમાર્ય અને બ્રહ્મચર્યને મહત્વ મળ્યું અને શારીરિક સુખ નિકૃષ્ટ છે એમ લોકો ખુલ્લે મુખે કહેવા લાગ્યા. આ તાપસી વૃત્તિ વિશેષતઃ પુરુષોમાં જ હતી અને જેઓ ખરેખર ઇન્દ્રિયદમન કરી શકતા હતા તેમને સ્ત્રીઓને ઉચ્ચ સમજવામાં હરકત નહોતી પરન્તુ જેઓ કામવાસના સાથે વ્યર્થ ઝઘડતા હતા તેઓ માત્ર સ્ત્રીને મૂર્તિમંત કામવાસના સમજવા લાગ્યા. એટલે સ્ત્રીઓ વિષેનો મત શાસ્ત્રીય નિરીક્ષણને પરિણામે બંધાવાને બદલે વ્યક્તિગત મનઃસૃષ્ટિને પરિણામે બંધાયો અને હજી એજ સ્થિતિ કાયમ છે.

ઓગણિસમા શતકમાં અને ખાસ કરીને કેટલાક દેશોમાં આ દૂષિત મતનો એક પ્રકાર પ્રચારમાં આવ્યો. તે પ્રકાર એવો હતો કે, સ્ત્રીઓને બીલકુલ કામવાસના નથી અથવા તેમને સમાગમથી બહુ સુખ મળતું નથી. અઢારમા શતકનાં લખાણોમાં આ વિધાન દેખાતું નથી, ગયા શતકમાં જ આ મતનો પ્રચાર ઇટલી, જર્મની અને ઇંગ્લેન્ડમાં થયો હતો. ડાક્તરોએ લખેલાં પુસ્તકોમાં પણ પુરુષો પૂરતો જ વિચાર કરેલો છે. આવા એક લેખકે લખ્યું છે કે છોકરીને યોગ્ય રીતે ઉછેરવામાં આવે

તો તેને આ વિષયનો કંઇ ખ્યાલ આવે નહીં તથા તેને કામેચ્છા છે એમ કહેવું એ પણ તેની નાલેશી કરવા બરાબર છે. બીજો કહે છે કે ફક્ત બદફેલ સ્ત્રીઓને જ સંભોગથી સુખ મળે છે. ત્રીજો કહે છે કે ઓછામાં ઓછી ત્રણ ચતુર્થાંશ સ્ત્રીઓ કેવળ સમાગમ સહન કરે છે અને તેમને તેથી સુખ મળતુ નથી. સ્ત્રીઓમા કામેચ્છા પુરૂષોના પ્રમાણમાં ઘણીજ ઓછી છે એવો મત તો અનેક દાકતરોએ આપ્યો છે.

પરન્તુ આ મત બીજા દેશોમા કબુલાયા નહોતા એટલુ જ નહીં પણ સખ્યાબંધ લેખકોએ તેનાથી ઉલટા મત આપ્યા છે. ઓવીડ નામે પ્રસિદ્ધ લેખકે પુરૂષમાંથી સ્ત્રી બનેલ એક મનુષ્ય (નારદની નારદી થઇ તે પ્રમાણે)ની વાત આપી છે અને એવો મત રજુ કર્યો છે કે સમાગમથી સ્ત્રીઓને જ વધારે સુખનો અનુભવ થાય છે. ક્રોસ્ટમેન નામનો દાકતર ચીનમાં હતો ત્યારે તેની પાસે એક ચીનાઇ ગૃહસ્થ આવ્યો હતો. એ વખતે તેની પાંચ વર્ષની છોકરી બહાર આવી અને પોતાના બાપના ખોળા પર ચઢીને તેને ચુંબન લેવા લાગી. પેલા ચીનને મોટું આશ્ચર્ય થયું. તેણે કહ્યું કે ત્રણ વર્ષથી મોટી બાળકીનું ચુંબન અમે કદિ લેતા નથી કારણ તેથી તેના મનમાં ખરાબ વિચાર આવવાનો સંભવ છે. એટલે ચીના લોકોના મત પ્રમાણે આટલી નાની વયમાં પણ સ્ત્રીઓનું ઉદ્દીપન થાય છે. એક ફ્રેન્ચ કવિએ તો એમ કહ્યું છે કે સર્વ સ્ત્રીઓ કાર્યથી નહીં તો મનથી વેશ્યા જ હોય છે.

## શાસ્ત્રીય વિવેચનની શરૂઆત

સત્તરમા શતકમાં કેટલાક લેખકો સ્ત્રીઓ વિષે શાસ્ત્રીય દ્રષ્ટિએ વિચાર કરવા લાગ્યા. વ્હનેન નામના લેખકે લખ્યું છે કે સ્ત્રીઓની કલ્પનાશક્તિ તીવ્ર હોય છે અને તેમને પ્રેમ વિષેના વિચારો કરવાની ફુરસદ પણ વધારે મળે છે; આથી સ્ત્રીઓ જ પુરૂષો કરતાં વધારે કામુક હોય છે. મોંતેન્ય નામે પ્રખ્યાત ફ્રેંચ લેખકે કહ્યું છે કે પુરૂષોએ ગમે તેટલી નીતિકલ્પના સ્ત્રીઓ પર લાદી અને તેમની કનેથી પરસ્પર વિરોધી ગુણોની અપેક્ષા કરી તો પણ એકંદર સ્ત્રીઓજ પુરૂષો કરતાં અધિક કામુક હોય છે અને એ તેમનો સ્વાભાવિક ગુણ હોવાથી તેમને પુરૂષો પાસેથી શિખવા જેવું કંઇ નથી.

પ્રાચીન શારીરશોએ એમજ માન્યું છે કે સ્ત્રીઓ વયમાં આવે કે તેમનામાં કામવાસનાનો પ્રાદુર્ભાવ આપોઆપ થાય છે. સત્તરમા શતકના દાકતરોનો મત એવો લાગે છે કે સમાગમ વડે સ્ત્રીઓને જ વધારે સુખ થાય છે કારણ તેમના શરીરનો અધિક ભાગ સંવેદનશીલ હોય છે. પ્રસિદ્ધ લેખિકા એલન કીએ લખ્યુ છે કે સ્ત્રીઓની કામુકતા પુરૂષોના જેટલી ઉઘાડી નથી તો પણ તે અધિક પ્રબળ છે. ગુટસાઈટ નામે દાકતરે લખ્યું છે કે રશીયામાં છોકરીઓ ૨૨-૨૩ વર્ષ પછી પોતાની કામેચ્છા દબાવી શકતી નથી અને તે પછી તેને કુદરતી સન્તોષ ન મળે તો તે કૃત્રિમ રીતે મેળવી લે છે. ડો. એકલુંદ કહે છે કે સ્વીડનમાં સેંકડે ૨૫ થી ૩૩ યુવાનો કુંવારા હોય છે છતાં અમુક યુવાને અમુક છોકરીને ફસાવી એવું ક્વચિત્ જ સાંભળવામાં આવે છે, કારણ કે સ્ત્રીઓને જ વધારે કામવાસના હોવાથી ફોસલાવવાનું કામ તેઓ જ કરે છે. ડૉ. બ્લોક કહે છે કે પ્રચલિત નીતિને લીધે સ્ત્રીઓ પોતાની ઇચ્છા ઉઘાડી રીતે વ્યકત કરી શકતી નથી; આ ઉપરથી જ તેમની કામેચ્છા કમી હશે એવી કલ્પના કોઇ કરે, પણ આ કામવાસનાનો અભાવ કેવળ દેખાવનો છે.

## સ્ત્રીઓનો સુરુચિયુક્ત સ્વભાવ

અર્થાત્ આનો શાસ્ત્રીય દ્રષ્ટિએ વિચાર કરતાં કામવાસના મંદ હોવી અને કામવાસના બીલકુલ ન હોવી એ વચ્ચે ભેદ પાડવો જોઇશે. એક દાકતરે એવો મત આપ્યો છે કે જેને બીલકુલ કામેચ્છા નથી એવી સ્ત્રી સેંકડે એકજ હોય છે. ખરૂં જોઇએ તો, અમુક સ્ત્રીને કામવાસના નથી એમ નકકીપણે કહેવું કઠણ છે કારણકે આ બાબતમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં અધિક સુરૂચિવાળી હોય છે. એકાદ પુરૂષ તેને ખરેખર ગમે નહીં તો તે ઉત્તેજિત થતી નથી; એકાદ સ્ત્રી માટે એક અથવા અનેકને

જો આવો અનુભવ થાય તો તે ઉપરથી કદાચ એટલું જ કહી શકાય કે હજી તેને મનગમતો પુરુષ મળ્યો નથી. આ બાબતમાં એક અમેરિકન દાક્તરે બે વિવાહિત સ્ત્રીઓનો અનુભવ આપ્યો છે. તેમને કામવાસના નહોતી એવો તેમનો અને તેમના પતિઓનો પ્રામાણિક મત હતો. એટલું જ નહીં પણ કામવાસના કેવી હોય છે તેનો પણ તેમને અનુભવ નહોતો. પરન્તુ એ બન્નેને પછી બીજા પુરુષો પર પ્રેમ થયો અને તે પછી તેમને તીવ્ર કામવાસનાનો અનુભવ થવા લાગ્યો. પ્રચલિત નીતિ અનુસાર સ્ત્રીઓ પર અધિક નિર્બંધ છે અને તેમને પોતાનો પતિ પસંદ કરવાની તક તો ભાગ્યેજ મળે છે તથા કામવિષયક પાત્રતાનો અનુભવ લેવાનું અશક્ય જ હોય છે. આથી પોતાની પસંદગીનો વર ન મળવાથી તેની કામપૂર્તિનો સન્તોષ જન્મભર અજ્ઞાત રહે એમાં આશ્ચર્ય નથી અને એથીજ તેમને કામવાસના નથી એવી સમજ પ્રસરે છે. પરન્તુ એવું વિધાન વસ્તુતઃ કોઇ પણ સ્ત્રી માટે કરી શકાય નહીં. દાખલા તરીકે પંદરમા વર્ષથી વેશ્યાવૃત્તિ કરનાર એક સ્ત્રીને ચોવીસમા વર્ષ સુધી કામપૂર્તિ એટલે શું તેની ખબર જ નહોતી. પછી તે સમજી અને કામુક બની. સ્ત્રીઓ પર આ બાબતમાં વિશ્વાસ મૂકવો પણ કઠણ છે કારણ કે કામવાસના કબુલ કરવામાં તેમને હલકાઇ લાગે છે.

### અપત્યલાલસા કે કામવાસના?

આ બાબતમાં હેવલોક એલીસે એક સ્ત્રીનો લંબાણ પત્ર ઉતાર્યો છે. તેનો સારાંશ આવો છેઃ તાત્ત્વિક દૃષ્ટિએ સ્ત્રીઓની કામુકતા પુરુષોને પસંદ નથી (અર્થાત્ તેમને માત્ર પોતાના પૂરતી કામુક સ્ત્રી જોઇએ છે) આથી સ્ત્રીઓને પોતાની કામુકતા કબુલ કરતાં લજ્જા થાય છે. આ કારણથી આધુનિક સ્ત્રીઓએ લખેલી નવલકથાઓમાં પણ કામવાસના કરતાં અપત્યલાલસા પર અધિક ભાર મૂકેલો છે; કારણ એ ઇચ્છાને કોઈ નીચી ગણતું નથી. હવે, સ્ત્રીઓને કામવાસના નથી એમ લાગવાનાં અનેક કારણો છે—(૧) ગર્ભધારણની બીતિથી કામેચ્છા ઘટે છે. (૨) સ્ત્રી કેમ ઉત્તેજિત થાય એની દરકાર પુરુષ કરતો નથી. સ્ત્રીને એકાદ પુરુષ પર પ્રેમ થતાં, તેને કેમ સારૂં લાગે એ તે કાળજીપૂર્વક અવલોકે છે અને તે પ્રમાણે આચરણ કરે છે. પરન્તુ પુરુષોને તો તે ધ્યાનમાં આવતું નથી. (૩) પુષ્કળ સ્ત્રીઓ કેવળ પુરુષોની ઇચ્છાને માન આપી સમાગમમાં પ્રવૃત્ત થાય છે. મારા મત પ્રમાણે આ ભૂલ છે. પુરુષોના જાણવામાં આ આવે તો કદાચિત્ તેમનો પણ એવો અભિપ્રાય થાય કે સમાગમ ઓછી વખત થાય તો કંઇ હરકત નહીં, પણ બન્નેને સન્તોષ થાય એ વધારે ઇચ્છવાજોગ છે. (૪) સ્ત્રીઓને પ્રિય પુરુષના તાબામાં રહેવું ગમે છે, એ ઓછાવત્તા પ્રમાણમાં સાચું છે; પણ આનો અર્થ પુરુષ એવો સમજે છે કે સ્ત્રીનો પ્રેમ અને આદર કાયમ રાખવાનો એક જ માર્ગ, નાની નાની બાબતમાં તેને મરજી પ્રમાણે વર્તવા દેવી અને મહત્ત્વની બાબતમાં અધિકાર ચલાવવો, એ છે. પણ સ્ત્રીઓને આથી ઉલટુંજ જોઇએ છે.

### કેટલાક આંકડા

ઉપર જે જૂદા જૂદા પરસ્પર વિરુદ્ધ મત ઉતાર્યા છે તે ઉપરથી એટલું જ જણાય છે કે આ બાબતમાં ઘણાખરાની દૃષ્ટિ પૂર્વગ્રહથી દૂષિત છે અને તેમાંથી ખરૂં શાસ્ત્રીય સત્ય કાઢવું અશક્ય છે. શાસ્ત્રીય સત્ય કાઢવા માટે પુષ્કળ સ્ત્રીઓ વિષેના આંકડા ભેગા કરવા જોઇએ. આવા આંકડા ડૉ. કેમ્પબેલે ૫૦ સ્ત્રીઓ વિષે આપ્યા છે. આ સર્વે કામદાર વર્ગની નિરોગી સ્ત્રીઓ હતી. તે પૈકી ૧૨ને વિવાહ પહેલાં કામેચ્છા હતી અને ૪૦ ને નહોતી. આ ૪૦ પૈકી ૧૩ ને તે વિવાહ પછી પણ ઉત્પન્ન થઇ નહોતી. એટલે ૫૦ માંથી ૩૭ એટલે સેંકડે ૭૫ સ્ત્રીઓને કામેચ્છા થઇ. જે ૧૨ને વિવાહ પહેલાં કામેચ્છા હતી તેમાંથી ૭ ને તે ઋતુપ્રાપ્તિ વખતે થઇ હતી, ૩ ને કેટલાંક વર્ષ પહેલાં અને બેને કેટલાક વર્ષ પછી થઇ હતી. જે ત્રણને ઋતુપ્રાપ્તિ પહેલાં કામેચ્છા થઇ હતી તેમાંથી બેને ઋતુપ્રાપ્તિ મોડી થઇ હતી અને ત્રીજીને ઋતુપ્રાપ્તિ પહેલાં એક દિવસ કામોન્માદ થયો હતો. આમાંની ઘણીખરીની કામેચ્છા તેમના પતિ કરતાં ઓછી હતી અને જેમની વધુ હતી તેમના પતિની ઘણી જ ઓછી હતી. જે ૧૩ ને વિવાહ પછી પણ કામેચ્છા થઇ નહોતી તેમાંથી

પાંચનાં લગ્ન થયે પૂરાં બે વર્ષ પણ થયાં નહોતાં; એટલે તેમને હવે પછી કામેચ્છા નહીં થાય એમ પણ કહી શકાય નહીં; કારણ કે ઘણી સ્ત્રીઓને કામવાસના પેદા થતાં આ કરતાં યે વધારે વખત લાગ્યો હતો. આ આંકડાઓ ઇંગ્લેન્ડના છે અને કેટલાક અંગ્રેજ લેખકોના મત મુજબ અંગ્રેજ સ્ત્રીઓની કામવાસના ઓછી' હોય છે.

વીએનાના પ્રસિદ્ધ લેખક ક્રેફ્ટ એબીગે ૪૨ સ્ત્રીઓ વિષે આ પ્રકારની માહિતી આપી છે, અને એમાંથી કોઇ સ્ત્રી રોગીષ્ઠ નહોતી તેથી આ માહિતી મહત્ત્વની છે. આ સ્ત્રીઓ ૨૦ થી ૩૫ વર્ષની વયની હતી, એટલે કે તરૂણ હતી. એમાંથી ૧૭ સ્ત્રીઓએ વિવાહ પૂર્વે અથવા તે પછી કામવાસના શાન્ત કરવા માટે હસ્તદોષ કર્યો હતો. એમાંની ચારને વિવાહિત જીવનમા સન્તોષ મળતો નહોતો; પણ તેમની ફરીયાદ અપૂર્ણ સંભોગ વિષે હતી.

હેવલોક એલીસે પણ ૧૨ સ્ત્રીઓ વિષે માહિતી ભેગી કરીને આપી છે એ સ્ત્રીઓ પૈકી બેને સાતમા અને આઠમા વર્ષે કામેચ્છા પેદા થઈ હતી પણ કામપૂર્તિનો અનુભવ ઋતુપ્રાપ્તિ પછીનાં કેટલાંક વર્ષો સુધી થયો નહોતો. પાંચને ૧૨ થી ૧૪ વર્ષે (સરાસરી ૧૩) ઋતુપ્રાપ્તિ થઇ હતી અને તે પછી કેટલાક માસે કામેચ્છા પેદા થઇ હતી. એકને પહેલા ઋતુસ્રાવ પછી તરતજ કામેચ્છા થઇ હતી પણ તે આપોઆપ નહી પણ એક પુરૂષ સાથેના પરિચયથી. બાકીની ચારને અનુક્રમે ૨૬, ૨૭, ૩૪ અને ૩૫ મા વર્ષે કામેચ્છા પેદા થઇ હતી. આ પૈકી બેને પ્રેમી મળવાથી અને બાકીની બેને જિજ્ઞાસાથી અથવા ભૂલથી હસ્તદોષ કરવાથી થઇ હતી. આમાંથી ચાર સ્ત્રીઓએ ઋતુપ્રાપ્તિના અરસામાં હસ્તદોષ કર્યો હતો અને પાંચે પુખ્ત વયમાં આવ્યા પછી પણ કર્યો હતો. આ સર્વે મધ્યમ વર્ગની સ્ત્રીઓ હતી અને તેમની પ્રકૃતિ સારી હતી.

### હેવલોક એલીસનો નિષ્કર્ષ

આ તેમજ બીજી માહિતી પરથી હેવલોક એલીસે એવો મત આપ્યો છે કે સ્ત્રીને કામચેતના અમુક વયમાં જ થશે એમ નિશ્ચિતપણે કહી શકાય નહીં પણ તે પ્રેમ વડે પેદા થાય એવો સંભવ વિશેષ છે. એક વિવાહિત સ્ત્રીએ તેને પોતાનો અનુભવ એવો કહ્યો હતો કે પોતાનામાં કામપૂર્તિની પાત્રતા છે કે નહીં તે જાણવા માટે અને કોઇ વાર કેવળ સુખ આપવા માટે પણ તેણે અનેક પુરૂષો સાથે સમાગમ કર્યો હતો પણ તેને કદિ સન્તોષ મળ્યો નહોતો. આનું કારણ એવું હોઈ શકે કે તેણીના મનમાં આમાથી કોઇ પણ પુરૂષ માટે ખરો પ્રેમ નહોતો.

હેવલોક એલીસે બીજો પણ એક મુદ્દો રજુ કર્યો છે. તે એવો છે કે, ઘણાખરા પુરૂષોને સમાગમનો પ્રથમ અનુભવ એકાદી અનુભવી સ્ત્રી કનેથી મળે છે અને અનનુભવી પુરૂષને માટે, સ્ત્રી બીલકુલ ઉત્તેજિત કરે નહી તો એ કાર્ય શક્ય નથી. સ્ત્રીઓને પ્રબળ કામવાસના હોવાનો આ પૂરાવો નથી શું? આવી સ્ત્રીઓમાં કેટલીક ઘરની નોકરડી અને કેટલીક મિત્રોની પત્ની પણ હોય છે. આ બાબતમાં એક લશ્કરી દાક્તરે લશ્કરમાંના અમલદારો વિષે કહ્યું છે કે તેઓ પૈકી કોઇ પણ ૧૭ મા વર્ષ સુધી જાતે પ્રેમયાચના કરવા જેટલો ધૈર્યવાન નહોતો; તોપણ તેમના ૧૩ મા વર્ષથી સમાગમની તકનો તોટો પડયો નહોતો અને એમાંની ઘણી સ્ત્રીઓ તો તેમની આયા તરીકે શોભે એવી હતી. આનું એક કારણ એવું છે કે એટલી વયના છોકરાથી ગર્ભધારણની બીતિ રહેતી નથી. કોમળ વયમાં થયેલા વધારે ઉદ્દીપનથી છોકરાઓની પ્રકૃતિ બગડવાનો સંભવ છે તેથી નોકરડીઓ કંઇક ઉપલા વર્ગની રાખવી કે જેથી આવો અનિષ્ટ સંભવ ઘણે અંશે કમી થાય એવું તેણે સૂચવ્યું છે.

### સ્ત્રી-પુરૂષમાં ભેદ

આ સર્વ વિવેચન પરથી એ સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીને મુદ્દલ કામવાસના ન હોય એવી સ્થિતિની ગણના રોગ તરીકે થવી જોઇએ; માત્ર કામવાસના

કયી વયે જાગૃત થશે એનો નિયમ નથી. આ ઉપરાંત સ્ત્રીઓમાં પણ વ્યક્તિગત ભેદ પુરુષો કરતાં વધારે હોય છે; આને લીધે સ્ત્રીઓની કામવાસના પુરુષો કરતાં વધારે અથવા ઓછી હોય છે એવું સર્વસામાન્ય વિધાન કરી શકાય તેમ નથી. વ્યક્તિશઃ તે મંદ અથવા પ્રબળ હોઈ શકે

આ બાબતમાં સામાન્યત સ્ત્રી–પુરુષ વચ્ચે જે ભેદ માલુમ પડે છે તે નીચે પ્રમાણે છે—(૧) સામાન્ય રીતે સ્ત્રીની કામવાસના આપોઆપ જાગૃત થતી નથી; તે કોઈને જાગૃત કરવી પડે છે. (૨) સમાગમની તક મળતાં તે અધિક તીવ્ર બને છે. (૩) અતિરેક સહન કરવાની શક્તિ સ્ત્રીઓમાં પુરુષો કરતાં ઘણી જ વધારે હોય છે. (૪) સ્ત્રીઓના શરીરનો અધિક ભાગ સંવેદનશીલ હોય છે. (૫) સ્ત્રીની કામેચ્છા ઋતુકાળને અનુસરી જેટલા મોટા પ્રમાણમાં ઓછીવત્તી થાય છે તેટલી પુરુષોની કામવાસના બદલાતી નથી. (૬) સ્ત્રીઓની કામપૂર્તિ વધારે સાવકાશ હોય છે. તેમનો સન્તોષ પણ વધારે લાંબા સમય સુધી ટકે છે. (૭) ઉદ્દીપનની એક વિશિષ્ટ કક્ષા પછી છેવટ સુધી પહોંચવાની પુરુષોને જેવી જરૂર લાગે છે તેવી અને તેટલી સ્ત્રીઓને લાગતી નથી. કેવળ બાહ્યરતિ વડે પણ તેમને કેટલોક સન્તોષ મળે છે. આથી તેમનો મનોનિગ્રહ વધારે છે એમ માનવાને કારણ નથી.

એકંદરે, સ્ત્રીઓની કામેચ્છા પુરુષો કરતાં ઓછી અથવા વધારે છે એમ કહેવાને બદલે તે જુદાજ પ્રકારની છે એમ કહેવું વધારે વાજબી છે.



## કેરી ક્યારે નુકસાનકારક છે?

હિન્દુસ્તાનમાં મળતાં ફળોમાં કેરી અત્યંત સ્વાદિષ્ટ છે એટલુંજ નહીં પણ તે સૌથી વધારે લોકપ્રિય પણ છે. તેની ખ્યાતિ પરદેશોમાં પ્રસરતી જાય છે અને મુરબ્બા રૂપે અને બીજી રીતે તેની નિકાસ વધતી જાય છે.

કેરી મીઠી હોય તો સર્વને ભાવે છે. ખાટી કેરી નુકસાનકારક છે અને તેથી તેનો ઉપયોગ મોટે ભાગે અથાણાં તરીકે જ થાય છે. પરન્તુ એક ડાક્ટર લખે છે તે પ્રમાણે મીઠી કેરી પણ પિત્તપ્રકૃતિવાળાઓને હાનિકર્તા છે. હરસના દર્દીઓને, કોઈ પણ પ્રકારના છૂપા રોગથી પીડાતા હોય તેમને અને ઋતુદોષવાળી સ્ત્રીઓને તે નુકસાન કરે છે. મધુપ્રમેહના દર્દીઓને માટે ફળ, તેમાંયે કેરી અપથ્ય છે.

આ સિવાય બીજા સર્વ લોકોને મીઠી કેરી ફાયદાકારક છે. વાત અને શ્લેષ્મ પ્રકૃતિવાળાઓને તે માફક આવે છે પણ બીજા ખોરાકની જેમ તે પણ વધુ પ્રમાણમાં લેવાય એ ઇષ્ટ નથી. પિત્તપ્રકૃતિવાળાઓને માટે પણ માફક આવે એવી રીતે કેરી વાપરવાનો એક ઉપાય છેઃ કેરીની સાથે એક પ્યાલો દૂધ પણ લઇ લેવું જોઇએ. આ બે વસ્તુઓનું મિશ્રણ દરેક વ્યક્તિને પથ્ય છે અને કબજીયાતનો એક સારો ઉપાય છે. માણસની ગમે તે પ્રકૃતિ હોય તો પણ કેરીનો ઉપયોગ આવી જ રીતે કરવામાં આવે તો હાનિકર્તા નથી–બલ્કે ફાયદાકારક છે.



## દમનો નવો નૈસર્ગિક ઉપાય

દમના ઘણા પ્રકારો હોય છે અને તેમાંના કેટલાક તો એટલા હઠીલા હોય છે કે સામાન્ય સારવારની તે પર કંઈ અસર થતી નથી. 'બ્રિટીશ મેડિકલ જર્નલ' જણાવે છે કે ત્વચાને રતાશ પડતી બનાવે એવાં અલ્ટ્રા–વાયોલેટ કિરણોનો ઉપચાર દરેક વખતે દસથી બાર કલાક સુધી કરવાથી દમના ઘણા કેસો સારા કરી શકાયા છે. ભૂરી ચામડીવાળા કરતાં કાળી ચામડીવાળાને આથી વધારે સારો ફાયદો થયો હતો.



# રશિઆમાં સાંસારિક નવયુગ



[ લેખક :—નિરૂ દેસાઇ ]

*

સામાન્ય નાગરિકોના ચારિત્ર્યના ઘડતર સંબંધમાં સોવિએટ સરકારની નીતિ અને તેનો ઉદ્દેશ બીજી કોઇ પણ સરકાર કરતાં નિરાળાં છે. રાજાઓ અને ધારાસભાઓ, પ્રજાસત્તાકો અને દયાદાન કરતી ધર્મસંસ્થાઓ, એ બધાંએ પ્રજાનું કલ્યાણ કરવાના આશયો સેવ્યા હશે; એને અમલમાં મૂકવા કાંઈક પ્રયત્ન પણ કર્યા હશે; પરન્તુ પરિણામ જોવા જઇએ તો એ માત્ર આશય જ રહ્યા છે. માનવ જાતના મોટા ભાગનું જીવન કેવું કરૂણ અને દુઃખી રહ્યું છે તે કહેવાની જરૂર નથી. સોવિએટ સરકારે એને કાગળ ઉપરનો આશય નથી માન્યો; એ આશયનો અમલ કરી માનવજાતનું મૂળ બદલી નાખ્યું છે. માનવ-સ્વભાવમાં પરિવર્તન ન થઇ શકે એવી માન્યતાઓ માનવાને બદલે લેનિન અને તેના સાથીદારોએ વિચાર્યું કે રાજ્યનો પ્રધાન ઉદ્દેશ અને પ્રથમ ફરજ માનવસ્વભાવમાં ક્રાંતિકારી પરિવર્તન આણવાનાં હોવાં જોઇએ. રશિઅન પ્રજાનાં શારીરિક ને માનસિક લક્ષણો સદીઓથી જે વાતાવરણમાં એ લોકોથી ઉછેરાતાં આવ્યાં હતાં તેના ઉપર અવલંબતાં હતાં. આનુવંશિક સંસ્કારનું મહત્ત્વ તેમને ઓછું લાગતું હતું, એમ નહિ, પરન્તુ તેમની એવી માન્યતા હતી કે માબાપો તરફથી અને એમની મારફતે પૂર્વજો તરફથી વારસામાં જે લક્ષણો મળ્યાં છે, તે તેમના પૂર્વજોને જે વાતાવરણમાં પરંપરાગત રહેવું પડતું હતું, તેના પરિણામ રૂપે છે. માણસના સંજોગો બદલો, તેની રહેણી-કરણી બદલો, તેના ઉપરના સામાજિક, આર્થિક અને રાજકીય પ્રતિબંધો દૂર કરો; તેનો સ્વભાવ, તેની વૃત્તિઓ સર્વ કાંઇ બદલાશે. એટલે બોલ્શેવિકો એમ કહેતા કે માનવના ઘડતરમાં જે સંજોગો ભાગ ભજવે છે તેમાંના સમાજે ખડા કરેલા સંજોગો સૌથી વધારે પ્રબળ અને સૌથી વધારે પરિવર્તિત થઇ શકે તેવા હોય છે. આ કારણે સોવિએટ સરકારે જમીનદાર અને મૂડીદાર વર્ગનો વિનાશ કર્યો છે અને સંપત્તિ-ઉત્પન્નના મૂળમાંથી નફાની વૃત્તિને ખસેડી સમાજસેવા દાખલ કરી છે. આ કારણે વર્ગવિહીન સમાજરચના તરફ સોવિએટ સરકાર આગળ વધે છે ને તે માટેનું અનુકૂળ વાતાવરણ ઊભું કરે છે. આવી સમાજરચનામાં દરેક વ્યક્તિ શોષણથી દૂર હશે, દરેક બાળક પોતાની શક્તિ અનુસાર આગળ વધી શકશે;-કોઇ જાતના ભેદભાવ વગર સમાજસેવાને જીવનનું મુખ્ય ધ્યેય બનાવી દરેક આગળ વધશે. સોવિએટ સામ્યવાદનું વિશિષ્ટ લક્ષણ એ બની રહ્યું છે કે જે સમાજ એ સ્થાપવા માંગે છે તે "સરસ જીવન" ના પંથે સહુને જવા ઉત્સાહ પ્રેરે છે. આ જીવન કોઇ અટળ કે અગમ્ય દેવની પૂજા પાછળ ગાળવાનું નહિ હોય, આ જીવન ભાવિ અસ્તિત્વની ચિંતામાં ગાળવા માટેનું નહિ હોય, પરન્તુ આખી માનવજાતના ઉત્કર્ષ માટે ગાળવાનું હશે. ઇશ્વરની પૂજાને બદલે ત્યાં આજે માનવીની સેવા દાખલ થઇ છે.

૧૯૧૭ માં સોવિએટ સરકાર અસ્તિત્વમાં આવી, તે પહેલાં પ્રજાના ૮૦ ટકામાં નિરક્ષરતા હતી. વહેમોનાં જાળાં હિંદ કરતાં પણ વધારે હતાં, રાજ્યકર્તાઓ અવનત સ્થિતિમાં હતા; એને સ્થાને આજે એક નવી સંસ્કૃતિનું ત્યાં દર્શન થાય છે.

આ વખતે રશિઆની મુલાકાત લેનાર અને દશ વર્ષ પહેલાં મુલાકાત લેનાર ડૉ. ડીલન આશ્ચર્યચકિત થઇ નીચે પ્રમાણેનું ચિત્ર દોરે છે. "સ્થળે સ્થળે લોકો વિચારતા, કામ કરતા, વિજ્ઞાનની અને વપારની શોધખોળ કરતા થઇ ગયા છે. સોવિએટ પ્રજાસત્તાકના નાગરિકોની અસંખ્ય પ્રવૃત્તિઓનું વિહંગાવલોકન જ કરવામાં આવે, તો મ્હોંમાં આંગળાં નાંખવાં પડે. આટલી વિવિધતા, આટલી વ્યાપકતા, ઉદ્દેશ તરફ કુચ કરવાની આટલી બધી તમન્ના બીજે ક્યાંય નહિ જણાય. ક્રાંતિકારી જુસ્સાએ મુશ્કેલીઓના પર્વતો ઓગાળી નાંખ્યા છે; પ્રજામાં નવાં તત્ત્વો દાખલ કર્યાં છે.........બોલ્શેવિકો પોતાની ધારેલી વસ્તુ સિદ્ધ કરી શક્યા છે. મૃતપ્રાય અવસ્થામાં આવી પહોંચેલા ૧,૫૦૦૦૦,૦૦૦ માનવોને સંગઠિત કરી તેમનામાં નવો પ્રાણ પૂર્યો છે........"

સમાજને નૂતન ઘડતરના પંથે લઇ જવામા લેનિન અને તેના સાથીદારોએ આદમને બદલે ઇવથી શરૂઆત કરી. રશિઅન ક્રાંતિથી લાખો ખેડૂત અને મજૂર સ્ત્રીઓ તે જમીનદાર અને મૂડીદાર વર્ગના આર્થિક શોષણમાંથી છૂટી એટલુ જ નહિ પરન્તુ કુટુંબના, પિતાના અને પતિના બંધનમાંથી પણ તેમને મુક્તિ સાંપડી. એ દિવસ સ્ત્રીઓ માટે નૂતન યુગનો દિવસ હતો; કારણકે ત્યારથી પુરૂષ-જાત જેટલા અધિકારો તેને મળ્યા—નાગરિક તરીકે, ઉત્પાદક તરીકે, ગ્રાહક તરીકે, પક્ષના સભ્ય તરીકે, —તેને પુરૂષની પંક્તિમાં મૂકવામાં આવી.

યુરોપ અને અમેરિકામાં સ્ત્રીજાતને થોડીઘણી મુક્તિ મળે, તે જાતના પ્રયાસો સદીથી થયા કરતા હતા, પરન્તુ એક લેખિકાના કહેવા મુજબ "રશિઆમા ચાલતી મુક્તિની ચળવળ આખા જગત કરતાં જુદા પ્રકારની છે, કારણકે તે એક ઓક્રમ યોજના પ્રમાણે અને અભૂતપૂર્વ વેગથી ચાલે છે, અને એ ચળવળ માટે ઇતિહાસ ગમે તેવો ઘડાય પરન્તુ એક પરિણામ તો જરૂર આવી ગયું છે અને તે એ કે સ્ત્રીઓને પ્રાણીની દશામાંથી માનવ બનાવવામાં આવી છે. ધ્યાનમાં ન આવી શકે તેવા ધોરણ ઉપર રશિઆમાં માનવ-સંબંધોનું પુનઃ ઘડતર થઇ રહ્યું છે. અહિંઆ પહેલી જ વાર આખી સ્ત્રી-જાતની ચળવળને સામાજિક પ્રશ્નના એક અંગરૂપે ગણવામાં આવી છે અને આખા સમાજની જાગૃત ઇચ્છા દ્વારા તેનો સંપૂર્ણ ઉકેલ આવી રહ્યો છે."

રશિઅન સ્ત્રી જાતની આ મુક્તિ કેટલી અપૂર્વ અને મહાન હશે તેનો ખ્યાલ આપણને ૧૯૧૭ ની સ્થિતિ જ્યારે જોઇએ છીએ ત્યારે તદન સ્પષ્ટતાથી આવી જાય છે. એ વખતે રશિઆની પ્રજાનો એક દશાંશ ભાગ મુસ્લિમોનો હતો, જેમાં સ્ત્રીઓને બુરખો ધારણ કરવો પડતો, અગ્યાર વર્ષની ઉમ્મરે તેમનું વેચાણ થતું, પતિ મરી જાય તો તેના સગાંવહાલાં તેને મિલકત ગણી લઇ જતા અગર વેચી દેતા. ક્રિશ્ચિયન સ્ત્રીઓની સ્થિતિ તેમનાથી કાંઇ વધારે સારી નહોતી. તેમને કાયદામાં કોઇ પણ જાતના અધિકાર નહોતા. ઝારના રાજ્યના સિવિલ કાયદામાં એવી કલમ હતી કે "પત્ની બધી બાબતોમાં પતિને અધીન રહેવા બંધાયેલી છે." પતિની રજા વગર તેને નોકરીએ જવાનો અધિકાર નહોતો. જે કોઇ સ્ત્રીને કામ ઉપર લેવામાં આવી હોય તેને લગ્ન પછી તુરત જ છૂટી કરવામાં આવતી. પતિની રજા વગર તે બહારગામ પણ જઇ શકતી નહિ. લગભગ બધી સ્ત્રીઓ નિરક્ષર હતી.

બોલ્શેવિકોનો ઉદ્દેશ સ્ત્રીઓની મુક્તિ કરાવવા પૂરતો નહોતો, પરન્તુ જે સમાજ તેઓ ઘડવા માંગતા હતા તેના અંગરૂપે સ્ત્રીઓને બનાવવાનો હતો. આ માટેનું પહેલું પગથિયું તેમને મુક્ત કરવાનું હતું. માર્ક્સે ૧૮૬૬ માં જીનીવા ખાતે મળેલી પ્રથમ આંતરાષ્ટ્રીય પરિષદમાં બતાવ્યુ હતુ કે મૂડીવાદ સામેની મજૂર વર્ગની લડત સ્ત્રીઓને આર્થિક બંધનોમાંથી છોડાવવામાં નહિ આવે તો નિષ્ફળ જશે. બોલ્શેવિક પક્ષમાં હમેશાં સ્ત્રીઓને સ્થાન આપવામાં આવતું. રશિઅન ક્રાંતિ થયા પછી બીજેજ વર્ષે એટલે કે ૧૯૧૮ માં મજૂર અને ખેડૂત સ્ત્રીઓની પરિષદ બોલાવવામાં આવી ને

તેમાં ૧૨૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી. પરિષદ સુંદર અને સફળ થઈ.

સ્ત્રી જાતની મુક્તિ તેના ઉપરના રાજકીય મતાધિકારના પ્રતિબંધો દૂર કરવામાં નહોતી સમાઈ જતી, તેનાં આર્થિક તથા કુટુંબનાં બંધનો પણ દૂર કરવાનાં હતાં. લેનિને લખ્યું છેઃ "જ્યાંસુધી ચુસાતી પ્રજાનો અર્ધો ભાગ-સ્ત્રીઓ પુરૂષ જાત જેટલા સમાન અધિકાર ભોગવતા નથી, જ્યાંસુધી સ્ત્રીને ઘરમાં અને કુટુંબમાં ગુલામડી જેવી રાખવામાં આવે છે, ત્યાંસુધી સમાજવાદ માટે વિજય અશક્ય છે." આ કારણે જાતીય સમાનના સર્વે કાયદાઓ અને નિયમોના પાયા રૂપ બની રહી. પરિણીત કે અપરિણીત સ્ત્રીને પુરૂષના ધોરણે મતાધિકાર મળ્યા, સરકારી જગ્યા માટે તેને લાયક ગણવામાં આવી, કોઈપણ મહાજનની કે મંડળીની તે સભ્ય બની શકે, કારખાનામાં પુરૂષ જેટલા જ પગારની હકદાર ગણાય, લગ્નમાં પોતાની જાતિ-મિલ્કત ઉપર સંપૂર્ણ હક રહે, જે કમાય તેના ઉપર પણ હક તેનો, લગ્નમાંથી છૂટા થવાનો હક પુરૂષ જેટલો અને સંતતિને પોષવાની જવાબદારી પણ પુરૂષ જેટલી. આ ચળવળમાંથી એક પગલું પણ પાછું નથી ભરવામાં આવ્યું. છેક ૧૯૨૦ માં લેનિને એવો દાવો કર્યો હતો કે "જગતમાં કોઈપણ ઠેકાણે સ્ત્રીજાતને આટલા બધા અધિકાર હશે?" મજૂર વર્ગની સરમુખત્યારીવાળી સરકાર કોમ્યુનિસ્ટ પક્ષ અને મજૂર મંડળોના સહકારથી પુરૂષ અને સ્ત્રીઓના પછાત વિચારો દૂર કરવા માટે ભારે જહેમત ઉઠાવી રહી છે. કાયદાની દૃષ્ટિએ સ્ત્રી-પુરૂષ બન્નેને સમાન અધિકાર છે જ. આ સમાનતાને અમલમાં મૂકવા દરેક સ્થળે હૃદયપૂર્વકના પ્રયત્નો થાય છે. "અમે સ્ત્રીઓને સામાજિક અર્થકારણમાં, ધારાસભાઓમાં અને સરકારી ખાતાઓમાં લાવીએ છીએ. સર્વ શિક્ષણ-સંસ્થાઓ તેમને માટે ખુલ્લી મૂકી દેવામાં આવી છે અને રસોઈ-ગૃહો વીશીઓ, ધોલાઈ કંપનીઓ, બાળ-ગૃહો, શિક્ષણ-સંસ્થાઓ ઉઘાડતા જઈએ છીએ. આ કારણે ઘરની જંજાળમાંથી અને પુરૂષ વર્ગની અધીનતામાંથી સ્ત્રીનો છૂટકારો થશે. અમારે ત્યાં આખા જગતમાં સ્ત્રીઓ માટેના સૌથી વધારે સરસ સંરક્ષણાત્મક કાયદાઓ છે. અમે પ્રસૂતિગૃહો તથા માતૃગૃહો સ્થાપીએ છીએ. બાળકોની સંભાળ માટે વ્યાખ્યાનો અપાવીએ છીએ."

ફક્ત જ વર્ષમાં જે પરિણામ આવ્યું છે એ ઉપરથી જોઈ શકાય છે કે સ્ત્રીઓની સર્વદેશીય પ્રગતિ થઈ છે. તેનો બૌદ્ધિક વિકાસ પણ પૂર ઝડપથી થયો છે. પુખ્તવયની સ્ત્રીઓમાંથી નવ દશાંશ જેટલો ભાગ આજે શિક્ષિત બન્યો છે. ઉદ્યોગોમાં કારખાનાંઓમાં, ખેતરોમાં જવાબદાર જગ્યાઓ ઉપર સ્ત્રીઓને લેવામાં આવે છે. એકલા યુક્રાઇન વિભાગમાં ૧૨૦૦૦ સ્ત્રીઓ સમૂહ-ખેતરના કાર્યકર વિભાગમાં છે, ૮૦૦૦ પ્રમુખ તરીકે કામ બજાવે છે; ૩૦૦૦૦ મદદનીશ આગેવાન તરીકે અને ૨૦૪,૦૦૦ મંત્રી તરીકે નિયુક્ત થઈ છે. ૧૯૩૫ ના વર્ષ સુધીમાં આખા રશિઆમાં શિક્ષકો અને દાક્તરોમાં ૨/૩ ભાગ સ્ત્રીઓનો છે. વિજ્ઞાનના શોધખોળ ખાતામાં અસંખ્ય જગ્યાઓ ઉપર સ્ત્રીઓ હોય છે. ઔદ્યોગિક નિષ્ણાતોમાં ૧/૩ ભાગ સ્ત્રીઓનો છે. આ જાતનાં નિષ્ણાત થવા માટે પાંચ વર્ષની યુનિવર્સિટીની તાલિમ લેવી પડે છે. દરેકે દરેક ધંધામાં, લશ્કરમાં, નૌકાસૈન્ય અને હવાઈ લશ્કરમાં સ્ત્રીઓ જણાય છે. એલેકઝાંડર કોલેન્ટાઇ નામની જાણીતી ક્રાંતિકારી સ્ત્રી સ્વીડનમાં સોવિએટ પ્રતિનિધિ તરીકે કામ કરે છે. બીજી એક અત્યારે નાણાંખાતાના પ્રધાન તરીકે કામ બજાવે છે.

પરન્તુ સ્ત્રીઓનું એક કાર્ય એમનું પોતાનું જ હોય અને તે માતૃપદનું. બીજા દેશોમાં માતૃત્વ ઘણીય વાર શારીરિક અને આર્થિક બોજા રૂપ થઈ પડે છે. વારંવાર આવતી સુવાવડ, બાળકોની સંભાળ એ ગરીબાઈના કારણરૂપ બની રહ્યાં છે. આ કારણો દૂર કરવા માટે રશિયા તરફથી કોઈપણ જાતનાં પગલાં બીજા દેશોમાં નથી લેવામાં આવતાં. ભૌતિક માન્યતા ઉપર રચાયેલ સમાજમાં પહેલેથી જ

સુવાવડી સ્ત્રી માતા તરીકે અને શહેરી તરીકે પોતાની ફરજોનું સંપૂર્ણ પાલન કરી શકે, તે માટે તેના નિભાવ ખર્ચની જોગવાઇ કરવામાં આવી છે. પુરુષ જેમ વધારાનાં કામો કરે તો તેને વધારે પૈસા મળે તે પ્રમાણે સ્ત્રીઓને તેમની સુવાવડ દરમિયાન આખા પગારે રજા મળે છે. પ્રસૂતિગૃહો, ઘોડિયાખાનાં સરકાર તરફથી મોટા પ્રમાણમાં કાઢવામાં આવ્યાં છે, એટલુંજ નહિ, પરન્તુ પ્રસૂતિ પણ રાજ્ય તરફથી મફત કરવામાં આવે છે. રશિઆમાં પ્રતિ વર્ષે ૬૦ લાખ જન્મ થાય છે. ત્યાં આટલી વિશાળ સગવડ પૂરી પાડવાનું કામ કેટલું મુશ્કેલ છે, તે સમજી શકાય તેવું છે. દુનિયામાં બીજો કોઇ પણ દેશ આટલું બધું ખર્ચ પ્રસૂતિ પાછળ નથી કરતો.

માતા થવાની તૈયારીમાં હોય એવી સ્ત્રીને (પછી તે પરિણીત હોય કે અપરિણીત) નોકરીમાંથી બાર કે સોળ અઠવાડિયાંની રજા મળે છે. એ સમય દરમિયાન સરકારી તબીબો તરફથી તેની પૂરતી કાળજી લેવાય છે. દાક્તરી પ્રમાણપત્ર મળ્યા પછી જ તે પાછી કામે જઇ શકે છે અને ત્યા પણ દર સાડાત્રણ કલાકે બાળક પાસે જવાની તેને છૂટ આપવામાં આવે છે. બાળકનાં કપડાં તથા ખાધા-ખર્ચ માટે પહેલા વર્ષ દરમિયાન તેને જુદો માસિક પગાર મળે છે; બાળક પાંચ વર્ષનું થાય ત્યાંસુધી માતા કામે જતી હોય તો ઘોડિયાખાતામાં તેને રાખવામાં આવે છે, જ્યાં રાજ્ય તરફથી ખાસ કેળવાયેલી નર્સો તેના સંસ્કાર-પોષણનું કામ કરે છે. સ્ત્રીઓને આ બધી સગવડો આપવાનો ઉદ્દેશ તેના ઉપરના સર્વે પ્રકારના ભાર દૂર કરી સમાજસેવામાં તેનું સાચું સ્થાન અપાવવાનો છે. સર આર્થર ન્યુસહોમ અને ડૉ. કીંગ્સબરી લખે છે: "માતાઓ અને તેમનાં બાળકો માટે જે તબીબી ગોઠવણ સરકાર કરે છે, તેથી અમે મુગ્ધ થયા છીએ અને જ્યારે દેશની નાણાપ્રકરણી સ્થિતિ સારી ન હોય ત્યારે આટલું સુંદર કાર્ય વૈજ્ઞાનિક રીતે થાય છે, એથી તો અમે આશ્ચર્યચકિત થયા છીએ."

બાળકો માટે આટલીજ સંભાળ રાખવામાં આવે છે. રશિઆનાં ઘણેખરે સ્થળોએ બાળકોને ઉછેરવા માટેની સંસ્થાઓ રાજ્ય તરફથી ચાલતી હોય છે. તેમને આનંદ આપવા માટે, તેમના શિક્ષણ માટે, તેમના સંસ્કાર પોષણ માટે અવિરત જહેમત ઉઠાવવામાં આવે છે. મોટાં રેલ્વેસ્ટેશનો ઉપર ખાસ બાળકોની ઓરડીઓ હોય છે, જ્યાં બાળકને મૂકી માતા બહાર જઇ શકે છે. આ ઓરડીઓમાં બાળકો માટે રમવાનાં રમકડાં વગેરેની પણ ગોઠવણ કરવામાં આવી હોય છે; અને આ બધુંય બાળકને ઘરની કે માતાની સંભાળથી દૂર કર્યા વગર, દયાદાનનો ખ્યાલ રાખ્યા વગર કરવામાં આવે છે.

બીજા કોઈપણ દેશ કરતાં રશિઆમાં જન્મ-પ્રમાણ વધુ હોવાથી અને વસતીનો વધારો એકદમ થતો હોવાથી ઘણાક કદાચ એવું માનવા પ્રેરાશે કે ત્યાં ગર્ભનિરોધક ઉપાયો (Contraceptic methods) મોટા પ્રમાણમાં લેવામાં આવતા હશે; પરન્તુ સાચી વસ્તુ એ નથી: ત્યાંના સરકારી અહેવાલો ઉપરથી તથા ત્યાં જઈ આવેલ વ્યક્તિઓનાં પુસ્તકો ઉપરથી એવું અનુમાન દોરી શકાય તેમ નથી કે બીજા દેશોની માફક ઈચ્છાપૂર્વક ગર્ભ-નિરોધ રશિઆમાં થાય છે. એમ પણ હોય કે બીજા દેશોની માફક તે વિષે ત્યાં અજ્ઞાન હોય કે એનાં સાધનો જલ્દીથી પ્રાપ્ત થઇ ન શકતાં હોય-પરન્તુ એ સાથે રશિઆમાં માતાની જે સંભાળ લેવામાં આવે છે તે પણ આવાં સાધનો અખત્યાર કરતાં સ્ત્રીઓને અટકાવે છે.

આમ છતાંય રશિઆમાં ગર્ભનિરોધ ઉપર કશો અંકુશ નથી; તેનાં સાધનો વેચવા ઉપર કે તેના પ્રચાર ઉપર કશો પ્રતિબંધ નથી. ઊલટું, શહેરોમાં તેના ઉપર જાહેર ચર્ચા થાય છે. તે માટે સૂચના આપતાં પોસ્ટરો ચોઢવામાં આવે છે. આ માટે સલાહ આપતી સંસ્થાઓ રાજ્ય તરફથી ઉઘાડવામાં આવી છે, જ્યાં એ વિષયમાં સંપૂર્ણ સલાહ આપવામાં આવે છે.

પશ્ચિમના સર્વ દેશોમાં, ગર્ભનિરોધ માટેની આ જાતની સ્વતંત્રતાએ સર્વને આશ્ચર્યમાં નાંખી

દીધા છે બધાર દેશોમા આને માટે પ્રતિબંધો છે, છતાય તેનો વારવાર આશ્રય લેવામા આવે છે ગર્ભપાતને કારણે હજારે મરણો બીજા દેશોમા—દાખલા તરીકે જર્મનીમા ૧૦૦૦૦—થાય છે આ પ્રશ્ન સામાજિક અગત્યનો બની ગયો છે, તે વિશે કોઈથી ના નહિ કહી શકાય

ક્રાતિ પછી સ્ત્રીઓએ જ આ પ્રશ્ન સરકારના ધ્યાન ઉપર આણ્યો આ માટે તબીબોમા અને ધારાસભાઓમા બે વર્ષ સુધી ચર્ચા ચાલી ને આખરે ૧૯૨૦ મા કાયદેસર રીતે ગર્ભપાત ઉપર પ્રતિબંધ ખસેડવામા આવ્યો તુરત જ રાજ્ય તરફથી એ માટે સગવડ ઊભી કરવામા આવી મોટા દવાખાના નાના ડાક્તરો જ ગર્ભપાત કરાવી શકે અને તે પણ શસ્ત્રક્રિયાદ્વારા જ ગમે તેવી દવાઓ વાપરવાની મનાઈ કરવામા આવી છે શસ્ત્રક્રિયા થયા પછી ત્રણ દિવસ સુધી સ્ત્રીએ પથારીમા રહેવુ પડે અને બીજા બે અઠવાડિયા સુધી કામ ઉપર જઈ ન શકે પહેલી જ વારની પ્રસૂતિ હોય તો શારીરિક અશક્તિ સિવાય ગર્ભપાત ન થઈ શકે, ત્રણ માસ ઉપર ગર્ભ ગયો હોય તો પણ તે ન થઈ શકે શસ્ત્રક્રિયા પ્રસૂતિગૃહોમા જ કરવામા આવે છે

વધુ કરના ઓછાં છોકરા હોય, કે છોકરાને પોતાના પૂરતી સગવડ હોય કે શારીરિક સ્થિતિ સારી રહેતી હોય કે ટૂંકામા સામાજિક, શારીરિક કે આર્થિક કારણો ન હોય તો ગર્ભપાતને ઉત્તેજન ન આપવુ, એવો પણ ઉલ્લેખ કાયદામા થયો છે

આ બધા કારણો હોય તો ડાક્તર ગર્ભપાત કરવાની ના ન પાડી શકે અનમત્ત સ્ત્રીને આવુ ન કરવા તે જરૂર સમજાવી શકે આ સિવાય ગર્ભપાત કરાવનારને મનુષ્યહત્યાના ગુન્હાસર સજા કરવામા આવે છે ગર્ભપાત માટેના આકડાઓ ત્યાના દવાખાનાઓમા રાખવામા આવે છે શસ્ત્રક્રિયા કરનાર નર્સોમો પોતાના ધધામા નિષ્ણાત હોય છે એ માટેની સગવડો પણ સપૂર્ણ હોય છે આ પ્રમાણે ગર્ભપાતથી ઓછામા ઓછી હાનિ થાય છે ૧૯૨૦ મા આવી શસ્ત્રક્રિયાને પરિણામે ૧૦૦ એ ૭૪ નુ મરણપ્રમાણ હતુ, ૧૯૨૫ મા એક પણ મરણ થયુ નહોતુ ગર્ભપાત કાયદેસર કરવાથી, તેની ખોટી અને ભયકર રીતો સાથે નાબૂદ થઈ ગઈ છે મજૂરી અપાયેલ ગર્ભપાતની સખ્યા રશિઆમા લગભગ ૧॥ લાખની છે અને કૃત્રિમ સતતિ નિયમનના સાધનો જોઈએ તેટલા પ્રમાણમા વપરાતા નથી, છતા ત્યા વાર્ષિક જન્મપ્રમાણ ૬૦ લાખનુ છે અને બાળ મરણપ્રમાણ એક વર્ષમાં અર્ધો અર્ધ ઓછુ થઈ ગયુ છે રશિઆમા જન્મપ્રમાણ હજારે ૪૦ નુ આવે છે, જે દુનિયાના કોઈ પણ દેશ કરતા વધારે છે "રશિઅન સ્ત્રીને માતૃત્વના સામાજિક અધિકાર પૂરા ન કરવા હોય અને પોતાનુ સામાજિક કાર્ય કરવા તત્પર ન હોય તો તે જગતમા ભલે સતતિ ન આણે, પરન્તુ મોટે ભાગે તે આણે છે જ અને તે પશ્ચિમના બીજા દેશોની માફક ફરજિયાત નથી, કારણકે તેને સતતિ ગમે છે ઉપરાત રશિઅનો બાળકો પાછળ ગાડા હોય છે અને ઔદ્યોગિક તથા યાત્રિક ખીચરણી છતા બાળકો માટેનો આ નૈસર્ગિક પ્રેમ તેમના સ્વભાવનું એક ખાસ લક્ષણ બની રહેલ છે"

રશિઆની નીતિ અને લગ્નસસ્થા વિશે આજે જાતજાતના ખ્યાલ પ્રવર્તે છે આપણે નીતિ, અનીતિનો અર્થ સ્ત્રી પુરુષના શારીરિક સબધમા જ કરીએ છીએ રશિઆમા આના ઉપર બહુ ભાર મૂકાતો નથી બોલ્શેવિક અમલના પહેલા દાયકામા એમ મનાતુ હતુ કે કોઈપણ જાતનો સ્ત્રી પુરુષ વચ્ચે સ્વેચ્છાથી થતો શારીરિક સબધ, એ અગત વસ્તુ છે અને તો માટે કરાય પ્રકારના ધાર્મિક કે કાયદાના પ્રતિબધોની જરૂર નથી, પરન્તુ શારીરિક સબધના કારણક સામાજિક પરિણામો પણ આવે છે, જેમા બન્ને પક્ષને માથે અમુક ભાર હોવો જોઈએ આ માટે કાયદાની જરૂર પડે આજે

મુદ્દા ઉપર લગ્ન રજિસ્ટર કરાવવાની ત્યાં જરૂર ગણવામાં નથી આવતી; ને છૂટાછેડા પણ બન્નેમાંથી જે કોઈ માગે તેને મળી શકે છે, પરન્તુ બન્નેને સન્તતિવિષયક અમુક બોજ ઉઠાવવો પડે છે.

બીજા કાયદામાં આ વલણ બન્યાનું આપણે જોઈએ છીએ. ક્રાંતિ પછી શારીરિક સબંધમાં જે સ્વચ્છન્દતા પ્રવર્તી હતી તેના તરફ લેનિનની જરાય સહાનુભૂતિ નહોતી. શારીરિક સબંધ એ તો આહાર જેટલો કુદરતી છે ને તૃષા છીપાવવા પાણી પીએ તેની જેમ ટીકા થતી નથી, તેમ આવા જાતીય સંબંધની પણ ટીકા ન થવી જોઈએ, એવા વિચાર સાથે તે જરાય સંમત નહોતો. છેક ૧૯૨૧ માં તેણે કહ્યું હતુ: 'મને લાગે છે કે આ પાણીના પ્યાલાનો સિદ્ધાંત મિન-સમાજવાદી અને સમાજવિરોધી છે. જાતીય જીવનમાં માત્ર કુદરતનો જ ખ્યાલ નથી રાખવાનો, પરન્તુ સાંસ્કૃતિક લક્ષણો કયા સ્વરૂપનાં છે તે પણ જોવાનું છે......અલબત્ત તૃષા છીપાવવી જોઈએ; પરન્તુ સામાન્ય માણસ સામાન્ય સંજોગોમાં ગટરમાં પડયો રહેશે, કે ગંદુ પાણી પીશે કે ખરાબ પ્યાલાને હોઠે અડકાડશે ખરો ? પરન્તુ સૌથી અગત્યનું તો તેનું સામાજિક લક્ષણ છે. પાણી પીવું એ માત્ર વ્યક્તિગત વાત છે. પ્રેમમાં બેના જીવનનો પ્રશ્ન સંકળાયેલો છે ને તેમાંથી ત્રીજાનો જન્મ થાય છે. આ લક્ષણ સામાજિક છે ને તેથી સમાજ તરફ તેની ફરજ સ્પષ્ટ બને છે......કોમ્યુનિઝમ વૈરાગ્યને નથી નહોતરતું, પરન્તુ જીવનનો આનંદ ને જીવનની શક્તિ આણે છે. આ શક્તિ અને આનંદ આણવામાં પ્રેમનું સંતોષી જીવન મદદરૂપ થઈ પડશે. મારા અભિપ્રાયે જાતીય સંબંધોમાં સ્વચ્છંદતા આ શક્તિ અને આનંદ લઈ લે છે. જુવાન માણસોને જીવનના આ આનંદ ને શક્તિ જોઈએ છે. રમતગમત, દોડવાનું, શારીરિક કસરતો, બૌદ્ધિક આનંદ-વિલાસ, શિક્ષણ, અભ્યાસ, અન્વેષણ—આ બધું તેને મળવું જોઈએ અને તે જુવાન માણસોને જાતીય પ્રશ્નો વિષેની અનંત ચર્ચાઓ કરતાં વધુ આપશે. સુદૃઢ શરીર અને સુદૃઢ માનસ! તમે પેલા જુવાન બિરાદર......ને ઓળખો છો? સુંદર અને બુદ્ધિશાળી જુવાન છે, અને છતાંય મને ભય રહે છે કે તે કાંઈ સારાં પરિણામ નહિ ઉપજાવી શકે. એકને છોડી બીજાની સાથે, એમ પ્રેમસંબંધો તે બાંધ્યા કરે છે. રાજકીય લડત માટે, ક્રાંતિ માટે આવું નહિ ચાલી શકે. અને જે સ્ત્રીઓ પોતાના અંગત સાહસોને રાજકારણમાં ભેળવી દે છે તે લડતમાં બહુ ટકી શકે તેમ મને લાગતું નથી. અને એવું જ દરેક છોકરી પાછળ ગાંડો થઈ દોડનાર છોકરાનું—ક્રાંતિમાં આવું ન ચાલી શકે. ક્રાંતિ શક્તિસંચય અને શક્તિનો વધારો માગે છે. અવનત થયેલા, વાતોના કથાનાયકોનાં જેવાં કાર્યો તે ન નિભાવી લે. જાતીય સંબંધની અનિશ્ચયતા એ બુઝર્વા સમાજનું, અવનત માનસનું લક્ષણ છે. મજૂર વર્ગ એ આગે બઢતો વર્ગ છે. તેને ઉશ્કેરાવા માટે માદક પદાર્થ કે ગાંડપણની જરૂર નથી. કેફી પીણાંની જેવી ઉશ્કેરણી તેવી જ જાતીય સંબંધની અનિશ્ચયતાને ક્રાંતિ કદીય ન ભૂલે, ન ભૂલી શકે મૂડીવાદની હેવાનિયત અને જુલમ. તેને લડવાનું બળ વર્ગીય જાગૃતિમાંથી, સામ્યવાદના ધ્યેયમાંથી મળી રહે છે. એટલા માટે એને ખૂબ સ્પષ્ટતાની જરૂર પડે છે. એટલા માટે હું ફરીથી કહું છું: શક્તિનો જરાય વિનાશ નહિ, જરાય વ્યય નહિ, જરાય ઘટાડો નહિ; આત્મસંયમ અને આત્મશિસ્ત જોઈએ; પ્રેમમાં પણ ગુલામી નહિ."

લેનિનના આ વિચારો કોમ્યુનિસ્ટ પક્ષને માટે પ્રમાણભૂત થઈ પડયા. "લગ્ન એ પગાળાં પ્રાણીઓ વચ્ચેનો માત્ર અંગત જ સંબંધ છે ને તેમાં સમાજને પડવાને કશો હક્ક નથી!" રાઝેનોવ લખે છે. "આપણે જુવાન કોમ્યુનિસ્ટોને શિખવાડવું જોઈએ કે લગ્ન એ માત્ર વ્યક્તિગત કાર્ય નથી પરન્તુ તેને સમાજ સાથે ગાઢ સબંધ છે." "લગ્નની બે બાજુઓ છે: અંગત અને સામાજિક;" મોલ્ટકે લખ્યું છે: "આપણે સામાજિક બાજુ ભૂલી જવી ન જોઈએ. આપણે સ્વચ્છંદી અને અવ્યવસ્થિત જીવનની વિરૂદ્ધ છીએ."

જુવાન કોમ્યુનિસ્ટો અને બીજા સભ્યોમાં લગ્ન-સંબંધની સ્થિરતા વિશે ખૂબ ભાર મૂકવામાં આવે છે. રજિસ્ટર નહિ થયેલાં લગ્નો તથા રજિસ્ટર થયેલાં લગ્નો વચ્ચે કોઇ પણ જાતના ભેદ નહિ ગણતો તથા છૂટાછેડાની છૂટ આપતો કાયદો ત્યાં અસ્તિત્વમાં છે, છતાંય જાતીય સંબંધોની અતિશયતાને કોમ્યુનિસ્ટ આદર્શની વિરોધી ગણવામાં આવે છે. તેથી રોગ ફેલાવાનો ભય ઊભો થાય છે; કામની શક્તિ ઘટે છે, શાસ્ત્રીય અન્વેષણ માટે જોઇતી બુદ્ધિશક્તિને હાનિ પહોંચે છે ને કેટલીય વ્યક્તિઓને ત્રાસ થાય છે. લગ્ન-સંબંધોમાં બિનવફાદારી અને તેની અસ્થિરતાને કોમ્યુનિસ્ટ પક્ષમાં ગુન્હો ગણાય છે.

આજ જાતના પ્રજામતનું દબાણ મજૂર મંડળોના સભ્યો કે જેમાનો મોટો ભાગ કોમ્યુનિસ્ટ પક્ષમાં નથી તેના ઉપર લાવવામાં આવે છે. ૧૯૩૫ માં આવી એક પરિષદમાં એક વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો કે મજૂર મંડળોએ 'સભ્યોના ખાનગી જીવનમાં અને તેમના ઘર સાથેના' સંબંધમાં વધારે રસ લેવો જોઇએ. "ટ્રુડ" ના તંત્રીએ બતાવ્યું હતું કે—" મજૂર મંડળોએ સભ્યોની કિંમત તેમના કામથી જ નહિ, પરન્તુ પત્ની તથા બાળકો તરફ કઈ જાતનું વર્તન દાખવવામા આવે છે તે ઉપરથી આંકવી જોઇએ."

આ જાતના વધના જતા પ્રજામતને કાયદામાં સંતતિ માટે જે જોગવાઈઓ રાખવામાં આવી છે તેનો પૂરેપૂરો અમલ થતો નથી, એ હકીકતથી બળ મળ્યું છે. એવા કેટલાય દાખલાઓ બન્યા છે જેમાં માબાપોએ સંતતિ માટે જે જાતની ગોઠવણ કરવી જોઇએ તે તરફ દુર્લક્ષ આપ્યું છે. આ કારણે છૂટાછેડાને લગતા કાયદામાં ફેરફાર કરવાનું નક્કી કરવામાં આવ્યું છે ને તેમાં જે કલમો છે તેનો સખ્તાઇથી અમલ કરવા માટે ખાસ કમિશનની નિમણૂંક થઈ છે. અત્યારે જે ફેરફાર સૂચવવામાં આવ્યો છે તે પ્રમાણે છૂટાછેડા આપતા પહેલાં બીજા પક્ષને બોલાવી તેને પૂછવામાં આવશે; જોકે અત્યારે પણ છૂટાછેડા ન લેવા માટે બન્ને પક્ષને પૂરતું સમજાવવામાં આવે છે. બીજો ફેરફાર એવો સૂચવવામાં આવ્યો છે કે લગ્ન રજિસ્ટર કરાવતા પહેલાં આગળનાં લગ્નો વિશેનો અહેવાલ પણ રજુ કરવો જોઇએ. આ સાથે એવી પણ એક ભલામણ થઈ છે કે નિશાળનાં વિદ્યાર્થીઓને કુટુંબ તથા લગ્નજીવનને લગતા પાઠ આપવામાં આવે. આ બધા ફેરફારો મંજૂર થયા છે.

વેશ્યા તરફનું રશિઆનુ વલણ સૌથી જાણીતું છે. આજે ત્યાં જેમ બેકારી નથી, તેમ વેશ્યાગીરી નથી; કારણકે એ બન્ને પાછળનાં કારણો આર્થિક છે. એ દૂર થતાં સમાજનાં એ અનિષ્ટો દૂર થયાં છે. સ્ત્રીઓને બધી જાતની સ્વતંત્રતા મળ્યા પછી ત્યાં એનું નામનિશાન નથી રહ્યું. દુનિયામાં રશિઆ જ એક એવો દેશ છે જ્યાં આ ગંભીર સામાજિક પ્રશ્નોનો ઉકેલ આની શકયો છે. કઈ જાતના શરીર-સંબંધને ગેરકાયદેસર ગણવો એ વિશે તબીબો અને માનસશાસ્ત્રીઓની એક પરિષદ તાજેતરમાં મેળવવામાં આવી હતી. તેમનું એવું કહેવું હતું કે આવો કોઇપણ સંબંધ-તેમાં કોઇપણ પક્ષ રોગિષ્ઠ ન હોય તો સંતતિ માટે નુકશાનકારક નથી. એટલે સાં કાયદાની દૃષ્ટિએ જોકે ભાઈબેનનાં લગ્ન કે સગોત્ર લગ્ન રજિસ્ટર કરવામાં નથી આવતાં, પરન્તુ તેને ગુન્હો ગણવામાં નથી આવતો.

રશિઅન સમાજ કેવો ઘડાઈ રહ્યો છે, નૂતન નીતિ, નૂતન જીવન કેવા આકારો ધારણ કરે છે, તેનો આછો પાતળો ખ્યાલ કદાચ આ લેખથી આવશે—ન પણ આવે. એ માટે તો એક પુસ્તક પણ બસ ન થાય. એ સમાજ-ઘડતર પાછળ જે ઉત્તમ આદર્શ છે તે આ છે: " અમે માનવસમાજનું ઘડતર માત્ર આર્થિક ધોરણ ઉપર નથી કરતા, પરન્તુ વૈજ્ઞાનિક સિદ્ધાંતો અનુસાર અમે સમાજ ઘડી રહ્યા છીએ." આ આદર્શનું અંતિમ સ્વરૂપ તે વર્ગવિહીન સમાજરચના. આ પંથે આજ રશિઅન સમાજ કૂચ કરી રહ્યો છે.

❀ ❀ ❀

# "હું આથડું છું..........પણ કયે રસ્તે?"



## [ એક સત્ય ઘટના ]

*

[ લેખક - ર. ]

*

નિર્મલ આકાશપટમાં બીજની કલા સમોવડી હું ઉગી. ગુજરાતના એક ગરીબ ગામડામાં મ્હારા પિતા આગેવાન લેખાતા. માતા ધર્મિષ્ઠ ને વ્હાલસોય હતી. મોટાભાઇ ને નાની બ્હેનની હૂંફમા હું ઉછરી. પેઢી-ઉતાર કુલીનતાના સંસ્કાર અમારામાં પણ પાંગર્યા. બાલ્યની કલ્લોલવાડીમાં અમારા એ સુખી દિવસો ઉગ્યા ને આથમ્યા.

વર્ષો વીત્યાં ને ભાઈ શહેરમાં ભણવા ગયો. કુટુંબની સંસ્કારિતાના પરિણામે હું પણ શાળામાં જવા લાગી. ભાઈના આદર્શથી ને બેનની સંગતથી હું અભ્યાસમાં ખીલી ઉઠી. શહેરની વિવિધ વાતો સાંભળી શરૂઆતથી જ મારી કલ્પનાઓ વ્યોમવિહાર કરવા લાગી. ભાવિજીવનનાં વિધવિધ સ્વપ્નો રચાયાં ને ઓસર્યાં. કૌમારના પગથારે, વડીલોની અમીભરી વ્હારે, અમે અનેરી રસલ્હાણ માણી.

પણ બારમું વર્ષ બેસતાં જ મને સમાજની નજર લાગી. ઉદાર મનોવૃત્તિના પિતાજીને પણ મારો કન્યાકાળ પૂરો થવા આવ્યો જણાયો. માતા તો બિચારી જૂની ઘરેડમાં જ ઘડાયલી. ભાઇના વિચારો તો જાણવાના જ શાના હોય? એક કારમી સ્હવારે મેં સાંભળ્યું કે મારો ખાડો ખોદાયો. મને ધ્રાસ્કો પડ્યો. કલ્પી પણ શકું નહિ એવી મને વેદના થઇ; છતાંય અણસમજમાં જ મેં મિષ્ટાન્ન આરોગ્યાં; અણસમજમાં જ એ અગોચર આનંદલ્હાણ લૂંટી; ને એ વાત વિસારે પડી.

મારૂં ધ્યાન તો અભ્યાસમાં જ હતું. ભાઈ શહેરમાં ભણતા એટલે કોઇ કોઈ વાર અમારે ત્યાં પણ જવું આવવું થતું. શહેરી જીવનની અનેક વાતો ભાઇને મોંઢે સાંભળેલી એટલે એ જીવન જીવવાના કોડ મારામાં પણ જાગતા. એવામાં ભાઇને મુંબાઇ નોકરી મળી ને અમે બે બ્હેનોએ એ ધન્ય જીવનમાં પ્રવેશ કર્યો.

બીજી બાજુ ગામડાં પાયમાલ થતાં ગયાં. વર્ષો ખરાબ આવ્યાં. પિતાજીનો વ્યાપાર કથળી ગયો. અમારા કુટુંબની એક વખતની જાહોજલાલી ઓસરી ગઈ. એક સમયે ભર્યુંભાદર્યું લાગતુ અમારૂં ઘર સૂનું લાગવા માંડ્યું. તેમાં ભાઇની નવીસવી નોકરી એટલે પિતાજી પણ થોડા દિવસ અમારી સાથે આવી રહેવા લાગ્યા.

અમારો અભ્યાસ વધ્યો. અમારી દૃષ્ટિએ પણ શહેરની વિશાળતા અનુભવી. અમારાં શમણાં આકાશગામી બન્યાં. એવામાં એક દિવસ ઓચીંતો વજ્રપાત થયો: મારૂં લગ્ન લેવાનું હતું એમ પિતાજીએ જાહેર કર્યું. નવા જમાનાની વાયુલહરી અમે પણ અનુભવી હતી એટલે લગ્નના વિચારે જ પુરાણી શમી ગયેલી વેદના જાગૃત થઇ; મારા દિલે બળવો કર્યો: અત્યારથી પરણવાનું?

કુમળા માનસનું ઘડતર જ એવા પ્રકારનું હોય છે કે એક વાર વિરોધી વિચાર આવ્યો કે તે દઢતર બનતો જ જવાનો. અયોગવશાત્ જેની સાથે મારી લગ્નગ્રંથિ રચાવાની હતી તેનું મુબાઇ આગમન થયું. અણધારી રીતે અનેક વીગતો રજુ થઇ એક વાર તેમને ઘેર તેડવામાં પણ આવ્યા.

એમને ઘેર પૈસાનું કામ સારૂં હતું પણ વિદ્યાભ્યાસ વણસી ગયો હતો. અમારાં કૌટુંબિક જીવનમાં આસમાન જમીનનો તફાવત હતો. સંસ્કારિતાનું નામનિશાન નહોતું. પ્રથમ દૃષ્ટિપાતે જ મારૂં મન ઉઠી ગયું. લગ્નના જ વિચારે દિલ ડંખતું હતું, ત્યાં ભાવિની કપરી આગાહીથી વિરાગ વધ્યો. વડીલોના સંસ્કારો મારી કુમકે આવશે એમ માની મેં વિરોધસુર ફૂંક્યો.

પરંતુ કોઈ જાદુગરની કરામત પેઠે મારા પ્રત્યે સર્વનું વલણ જ પલટાઈ ગયું. મારી વેદના કોઇ લક્ષમાં જ લેતું નહિ, ઉલટું વડીલોએ નિર્મિત કરેલા સ્થાને જ ગરીબ ગાય પેઠે દોરાવામાં જ મારૂં શ્રેય છે એમ મને ઠસાવવાના પ્રયત્નો થવા લાગ્યા. "સ્વપ્નદૃષ્ટા" ના "બોચીઆ" જોડે મારૂં ચોકઠું ગોઠી બેસાડવામાં આવશે એ કલ્પનાએ હું મૃછ ઉઠી.

જ્યાં સમાજનાં એ કપરાં બંધનો મારી આસપાસ જકડાતાં જ ગયાં. મુબાઇથી મને વતન બોલાવી લેવામાં આવી મારી શાળા : મારાં પુસ્તકો : મારાં એ અનેક આકર્ષણોનો કારમો વિયોગ શરૂ થયો; મારાં અલૌકિક શમણાં સરી ગયાં.

અને ઘેર તો મારા લગ્નની તડામાર તૈયારીઓ ચાલુ થઇ. હું મનમાં મુંઝાતી ને આક્રંદ કરતી. મારૂં સાંભળવાની કોઇનેય ફુરસદ નહોતી. મારા વાંધામાં વજુદ નહોતું. નાનકડી કન્યાને સારાસારની ગતાગમ શી પડે ? પસંદગીનાં પરજોતરમાં એ શું સમજે ? વડીલોએ વગરવાનો ગૂજ્જનજૂનો વ્યવહાર શું અકારણ યોજ્યો હતો ? કન્યાને વાંધો ઉઠાવવાનો અધિકાર નહોતો : કારણ પૂછવાનો હક્ક નહોતો. વડીલો કન્યા માટે હંમેશાં સંસારમાં સ્વર્ગ જ સરજે છે. બાળકોને એની શી પંચાત ! — એવાં વિધાન પાછળથી અન્યથા નીવડે તો એમનાં કિસ્મત !

ને મારે માટે મારાં માતાપિતાએ શું નહોતું જોયું ? પરણનાર યુવાન હતો, પાસે પૈસો હતો; કુટુંબજંજાળ ઝાઝી નહોતી, ગાડી હતી : વાડી હતી, માત્ર લાડીની જ ખોટ હતી. પછી બીજો વિચાર શાનો કરવાનો હતો ?

અતિશય વિમાસણથી મારી દેહલતા કરમાઇ; મારા ઉલ્લાસનાં પૂર ઓસરી ગયાં. માતા આગળ હું મારૂં દુઃખ રડી. એના દિલમાં સહાનુભૂતિ પ્રગટી. ભાઇ ઘેર આવ્યા. એમના સંસ્કારને મેં વિનવ્યા. પિતાજીને કાને વાત પહોંચી. એમને ભૂલ થતી હોય તેમ લાગ્યું પણ એમની પ્રતિષ્ઠા ? એમનો કોલ ! ન્યાતજાતમાં કેવું દેખાય ? આગેવાન કુલીન કુટુંબમાંથી એકવાર દેવાયેલું વાગ્દાન જીવનભરમાં પણ મિથ્યા થતું હશે ?–એવો વિચાર પણ કેમ કરી શકાય ?

ને એ મિથ્યાભિમાનમાં–એ પ્રતિષ્ઠાના 'હાઉ સામે મારા જેવી કુમળી કળીનું બલિદાન દેવાયું. રડી રડીને મારાં આંસુ સુકાયાં. મારી નાજુક શરીરયષ્ટિએ વિરોધ કર્યો. ખરા દિલથી મેં સત્યાગ્રહ આદર્યો પણ વિધાતાના લેખ મિથ્યા ન થયા. નિર્બળ શરીર મૂર્છાવશ થયું. પરાણે આણેલી સ્વસ્થતાએ ચૉરીના ચાર ફેરા પતાવી નાંખવામાં આવ્યા. હું પારકી બની...

પરંતુ એ પારકે પગથારે ન ચઢવાનો તો મેં નિરધાર જ કર્યો હતો. એ કોડીલા કંથનાં દર્શને જ મને મૂર્છા આવતી. રૂઢિ અનુસાર હું વર્તી હોઇશ પણ સંસાર માંડવા તો મારા દિલે કદી પણ હા પાડી નથી. એ માટે હું લાયક ક્યાં જ હતી ? મારે તો ભણવું હતું. હજી તો મારામાં કૌમારના તનમનાટ હતા. હું ગંભીર પ્રૌઢા શી રીતે બની શકું ?

પણ મારી અભિલાષાઓ પોષવા કોઇ જ તૈયાર થયું નહિ. મારા પિતાએ મને શાળામાં મોકલવાની જ બંધી કરી. સાસરે તો મારૂં કોઇ સાંભળે તેમ જ નહોતું. ત્યાંથી તો મને અવારનવાર સંસાર માંડવાનાં જ કહેણ આવતાં. પણ મારૂં દિલ એ માને તેમ નહોતું.

વખતને જતાં કાંઈ વાર લાગે છે ? ને ખીલતું યૌવન તો સાપનો ભારો ! મને સાચવવાની મારા વડીલોને ચિંતા થવા લાગી. હું કુલીન કુટુંબની કન્યા છું: એ કુટુંબના જ પવિત્ર વાતાવરણમાં પોષાયેલી છું. એ પુનિત સંસ્કારો જ મેં ઝીલ્યા છે છતાં મારામાંથી એમનો વિશ્વાસ ડગી ગયો, ને પછી તો મારા પર ચોકી ગોઠવાઈ. ત્રાસની, દમનની, રૂદનની પરંપરા વધતી જ ચાલી. મારું જીવન ચગડોળે ચઢ્યું. વિચારવમળમાં મારું દિલ ધુંધવાઈ ઉઠ્યું. મારી નિદ્રા ઉડી ગઈ.

પતિરાજને પણ સંસારની રસલ્હાણ માણવાની અધીરાઈ આવી. હું સાસરે જતી નહિ એટલે એમને પણ અકળામણ થઈ હતી. એમની ઈચ્છા પૂરી કરવાનો કાંઈ પણ ઇલાજ નહોતો; માત્ર ખાસ સંજોગોમાં જ જ્ઞાતિની પરવાનગીથી રસ્તો નીકળી શકતો. એટલે એમને પણ એકલવાયું રહેવાનું જ સરજાયું હતું.

છેવટે થાકીને સાસરિયાંએ ન્યાતમાં વાત મૂકી. અમારું કુટુંબ પણ વગદાર હતું. લક્ષ્મીને કુલિનતાની અથડામણ ઊભી થઈ. જ્ઞાતિના આગેવાનો ફેંસલો આપતાં ખમચાયા. આખુંય પ્રકરણ લવાદને સોંપાયું. ન્યાત ઊડી ગઈ. લવાદ પણ ફેંસલો ન આપી શકયા. કોકડું ગૂંચવાયું.

પૂર્વેના કોઈ પુણ્યથી મને એ ધન્ય ઘડી સાંપડી. હું મારી બીના સેવાસદનના સંચાલકો આગળ મૂકી શકી. મારા ભાઈ તો મારા વિચારના જ હતા. એ સજ્જનોએ મારાં વડીલોને સમજાવ્યાં. સંસ્થામાં રહી. મારા વધુ અભ્યાસની ગોઠવણ થઈ. ઘડીભર લાગ્યું કે મારાં શમણાં સફલ થશે.

પણ પતિરાજને તો લગ્નના હક્ક પૂરા કરવા હતા. હું છૂટા ન કરું ત્યાંસુધી તેમને જ્ઞાતિમાંથી બીજી મળી શકે તેમ નહોતુ. પરન્યાતમાંથી એમને કોઈ પરણે તેમ નહોતું. તેમણે અદાલતનો આશરો લીધો. હિંદુ કાયદાના અક્ષરદેહને ઉકેલનારી અદાલતો હિંદુ પત્નીને શો લાભ આપી શકે? અન્યાયોની પરંપરા પોષવા છતાં એ અદાલતો પતિરાજને પણ શી રાહત આપે? છેવટે તો હાથમાં કાગળિયું જ રહેવાનું છે ?

મારી ઉદારતાએ ઘેરાતાં વાદળ વિખરાયાં. મારે સંસાર તો માંડવો જ નહોતો. પછી મારે લીધે બીજાને શા માટે દુઃખી કરવા? મેં એમને ફરી પરણવા છૂટ આપી. એમના ઉપરથી લગ્નગ્રંથિએ મને અર્પેલા તમામ હક્કો મેં ઉઠાવી લીધા. વિદ્યાભ્યાસ માટે હું સ્વતંત્ર બની.

પણ મારું શું ? હિંદુ સમાજમાં મારું સ્વમાન કેમ રહેવાનું ? વિદ્યાકલામાં પારંગત થવાની મને તમન્ના છે ને હું થઈશ. પણ ત્યાંસુધી શું ? હિંદુ સમાજ મારો બહિષ્કાર પોકારે છે. કુટુંબીઓ મને જરૂરી પાપ લેખે છે. સહાધ્યાયિનીઓ મને હસે છે. મારું સ્થાન ક્યાં ? મારું પૂર્વજીવન ભૂંસી નાંખવા હું પળેપળ મથી રહી છું. અતિજ્ઞાના પાપે વણસતું મારું જીવન સરાણે ચઢાવવા હું આકાશપાતાળ એક કરું છું. એવો પણ દિવસ ઉગશે કે જ્યારે હું હાશ કરી બેસીશ—એ અમર આશાના આછેરા તાંતણે હું જીવું છું.

છતાં હિંદુ સમાજને મારી—મારા જેવી દિણાયેલીઓની—શી પડી છે ? કોઈના પાપે પીડાતીનો ઉદ્ધાર કરવાની એ સમાજના કાયદામાં વ્યવસ્થા નથી. એ બંધનો કોઈ તોડવા ચાહે તો સરકારી કાયદો એની સ્વતંત્રતા હરી લેવા તૈયાર છે એના સાથીને દંડ દેવા મુખત્યાર છે.

આમ મારી જીવનનૈયા ઝોલે ચઢી છે. મારું મન અસ્થિર બન્યું છે. હું મારો માર્ગ મોકળો કરવા ઇચ્છું છું; મારી સ્વતંત્રતાનું હીર ચુસાઈ ન જાય તે માટે પ્રાણ પાથરું છું. હું ભમું છુ...પણ કયે રસ્તે ?

❧ ❧ ❧

# જીવનમાં વેગવિધારણનું સ્થાન



[ લેખક-શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય ]

**ચરક** (ઈ. સ. પૂ. ૨૦૦ થી ૪૦૦) ચરક-સંહિતામાં 'न वेगान्धारणीयम् अध्यायम्' નામનો આખો અધ્યાય લખ્યો છે પ્રથમ તો એ નીચેના વેગોને ન રોકવા જોઇએ એ બતાવે છે.–

ઝાડા અને પેસાબનો વેગ કદી ન અટકાવવો.

વીર્યનો વેગ કદી ન અટકાવવો.

અધોવાયુનો વેગ કદી ન અટકાવવો.

ઊલટી થતી હોય તો તેને ન અટકાવવી.

ઓડકારના વેગને ન અટકાવવો.

છીંકના વેગને ન અટકાવવો

બગાસાંના વેગને ન અટકાવવો.

ભૂખ અને તરસના વેગને ન અટકાવવો.

આંસુ આવતાં હોય તો તેને ખાળવાં નહિ

સખત ઊંઘ આવતી હોય તેને રોકવી નહિ

શ્વાસ ભૂખ ચડ્યો હોય તેને કદી ન રોકવો.

આ પછી કયા વેગોને મનુષ્યોએ રોકવા તે દર્શાવે છે.—

અયોગ્ય આહસોના વેગને રોકવો.

મન, વાણી અને કર્મના વેગોને રોકવા

લોભ, શોક, ભય, ક્રોધ અને માનના વેગને રોકવા

નિર્લજ્જતા, ઇર્ષ્યા, અતિરાગ, અભિધ્યાય (પારકા ધનની ઇચ્છા) ના વેગોને રોકવા

અસત્ય બોલવાના, ચાડી ખાવાના, કર્કશ વચનો બોલવાના અને કવખતે બોલવાના વેગોને રોકવા

બીજાઓને જેથી પીડા થાય એવી પ્રવૃત્તિઓનો વેગ રોકવો.

પરસ્ત્રીભોગ, ચોરી, હિંસાનો વેગ રોકવો.

આ આખોયે અધ્યાય મનન કરવા યોગ્ય છે, પરંતુ તે બધું અહિં ઉતારવાનો મારો હેતુ નથી. ઉપર્યુક્ત બધા વેગોને રોકવાથી શરીર અને મન ઉપર શી અસર થાય છે તે તો માનસ–વિશ્લેષણકારોનો નોખો વિષય બને છે, પરંતુ આપણે બધા આટલું જરૂર સમજી શકીએ તેમ છીએ કે જે રોકવા યોગ્ય વેગો છે તેને ન રોકવાથી શરીર અને મન બન્ને રોગગ્રસ્ત બને છે.

મન, વાણી અને કર્મના પ્રત્યેક વેગોની અસર સારી યા નરસી મન પર પડતીજ જાય છે, એ વાત માનવામાં બધા જ એકમત છે.

પરંતુ આ લેખ લખવાનો હેતુ પરસ્ત્રીભોગના વેગ વિષે લખવાનો છે. હમણાં એક નવયુવાને મને પૂછ્યુ હતુ–"તમો આયુર્વેદના ઉપાસકો તો વીર્યને મલજ ગણો છો. આ મલ જ છે અને મલ માટે આપણે ગમે તેના જાજરૂમાં જઇ શકીએ છીએ ને? પરસ્ત્રી ભોગ ઉપર માનસ–શાસ્ત્ર–દૃષ્ટિથી આપણે વિચાર જ નથી કર્યો. આપણો પૂર્વગ્રહ જ આ વિષયને પંપાળી રહ્યો છે. બાકી મને તો એમ લાગે છે કે એમાં કશુંજ અજુગતું નથી," ઇત્યાદિ.

યુવાનોની અરસપરસની વાતચીતમાં, મજાકમાં આપણે રોજિંદ મનોવૃત્તિ નિહાળતા નથી શું? આ માનસશાસ્ત્રે તો ગજબ કરવા માંડ્યો છે. અધિકારી કે અનધિકારી માનસશાસ્ત્રની સહાય લઇ

વર્ણવ્યો છે. તદુપરાંત ફ્રૉઇડના પોતાના કહેવાના આશયમાં નિગ્રહણમાં રહેલી કે રાખેલી કામવાસનાની ગ્રંથિની અગત્યને જે સાતમે આસમાને ચડાવવામાં આવે છે તે એક ભયંકર જુઠાણું છે; એમાં અશ્લીલતા છે તથા મન અને પ્રાણને પહેલાં કરતાં ઓછાં નહિ પણ વધારે અપવિત્ર બનાવવાનું વલણ છે."

આજ ફ્રૉઇડનું જુઠાણું એક પરમ સત્ય તરીકે અર્ધદગ્ધો માનીને મલકાય છે. ફ્રૉઇડના પોતાના જ શિષ્ય ઍડલરે એની સામે ઠીક બળવો કર્યો છે; પરંતુ ઍડલરની વિચારસરણી પણ એકપક્ષીય લાગે છે. ફ્રૉઇડ જેને જાતિની નિષિદ્ધ ઇચ્છા (Incest sexual instinct) કહે છે તેને ઍડલર 'સત્તા માટેની ઇચ્છા' કહી સમજાવવા મથે છે; જ્યારે જંગ કંઇક વિશેષ પ્રકાશ આ વિષય પર પાડે છે. પરંતુ આ વિદ્વાનોએ હજી મનના નિકૃષ્ટ સ્તરોની ઉપરના સ્તરો જોયા લાગતા નથી. તદ્દન ઉપરછલ્લી ભૂમિકામાં આ બધા રમે છે અને તે સ્થૂલ દૃષ્ટિએ વિચારાર્હ છે, પરંતુ આમૂલાગ્ર સમીક્ષાથી નીપજતા નિર્ણયો, જે યોગબળ સિવાય શક્ય નથી, તેની આગળ આ નિર્ણયો તદ્દન ગૌણ લાગે છે અને શ્રી. અરવિંદના કહેવા મુજબ 'એક ભયંકર જુઠાણા' અને 'અશ્લીલતા'થી તે વિશેષ દૂષિત બને છે.

એડીનબરોની રૉયલ કૉલેજ ઑફ મૅડિસિનના વ્યાખ્યાનદાતા અને હાલ ઑસ્ટ્રેલિઆની મેલબોર્ન યુનિવર્સિટીમાં ઍનેટૉમીના પ્રોફેસર અને ડીન ઑફ ધી ફૅકલ્ટી ઑફ મેડિસિન—પ્રોફેસર બૅરી ('બ્રેઇન ઍન્ડ માઇન્ડ ઑર ધ નર્વસ સિસ્ટમ ઑફ મૅન' આ પુસ્તકના લેખક) ફ્રૉઇડ માટે શું લખે છે તે આપણે જોઇએ. આ વિદ્વાન કહે છે કે—

"અર્ધસત્યના ડગમગતા પાયા ઉપર ફ્રૉઇડે અસત્યનો સુવર્ણ ટાવર બાંધ્યો છે. પરંતુ સદ્‌ભાગ્યે ફ્રૉઇડને આ મનુષ્ય-વાસનાઓમાંની સૌથી પ્રબળ વાસના–કામવાસના, જેના નામ માત્રથી મોટા-વિટ મનુષ્ય જાતિના મોટા ભાગને ગલગલિયાં થાય છે, તેને પ્રસિદ્ધ કરવામાં ઠીક યશ મળી ગયો છે. નિગ્રહીત કામવાસના અનેક માનસિક અને શારીરિક રોગોને જન્મ આપે છે, એ વાદના ઉપદેશથી ફ્રૉઇડે ચોતરફ જે કામાગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો છે તેને વધુ ઉત્તેજિત કરવામાં ઠીક ફાળો આપ્યો છે અને એ ફ્રૉઇડના જાતીયવાદે (Freudianism) અગ્નિને ઓરજ સતેજ બનાવ્યો છે; પરંતુ જગતનું તેથી એણે અશુભ કર્યું છે. ફ્રૉઇડના આ વાદથી આપણે મગજના બંધારણનો, મગજનાં કાર્યોનો અને મગજના રોગોનો અભ્યાસ કરવા જરા પણ વધુ શક્તિમાન થયા છીએ શું? આ વાદે જગતમાંથી ઉન્માદગ્રસ્તોની સંખ્યામાં જરી પણ ઘટાડો કર્યો છે શું? જુવાન પ્રજાને ફ્રૉઇડના આ વાદે જરા પણ ફાયદો કર્યો છે? અથવા તેમની અધમ વૃત્તિઓને જીતવામાં જરા સરખો પણ ફાળો આપ્યો છે ખરો? ઇંદ્રિયોના સ્વાદને ઉત્તેજવા ઉપરાંત ફ્રૉઇડે કશું પણ વિશેષ સાધ્યું છે ખરું? જાતીય પરિબળ (Sex instinct) જ શું જીવનમાં એક અતિ પ્રબલ બળ છે શું? ના જરાકેય નહિ. ક્ષુધાનું પરિબળ જાતીય પરિબળ કરતાં વિશેષ બલવત્તર છે, કારણ કે અન્ન જ પ્રાણીમાત્રના પ્રાણને પોષનાર છે; પરંતુ જાતીય પરિબળ પ્રાણને ટકાવનાર નથી. નિગૃહીત કરેલી કામવાસનાથી કોઇને કશુંજ નુકશાન થતું નથી અને આખી સૃષ્ટિમાં ફક્ત મનુષ્ય એક એવું પ્રાણી છે કે જ્યારે તેનું મગજ પૂર્ણ વિકસિત થયેલું છે ત્યારે કામવાસનાને નિગૃહિત કરવા માટે યોગ્ય શક્તિવાન છે."

કામવાસનાને રોકવાથી, દબાવવાથી અનેક દારુણ રોગો થાય છે એ જુઠાણાએ મનુષ્યની તામસિક વૃત્તિઓને ઠીક ઠીક ઉત્તેજી મૂકી છે. માનવ-જીવનમાં, વૃત્તિઓના વેગના જોરે નાચવું અને તે વડે રાચવું એ ક્ષુદ્ર આનંદની કોટિમાં આવે છે. અધમ વૃત્તિઓને પોષવી એ અધમ-જીવન જીવનારાઓ માટે ખરું હશે; પરંતુ જીવનની જેને કિંમત છે તેઓ જીવનની નિકૃષ્ટ વાસનાઓને ઇશ્વરાભિમુખી કે ઊર્ધ્વ (Sublimation) બનાવવા પાછળ જ પોતાની શક્તિઓ ખર્ચે છે. સંયમ જ સંસ્કૃતિ

સર્જે છે અને સંરક્ષે છે. જાતીય પાવિત્ર્ય ઉપર જ સંસ્કૃતિની શ્રેષ્ઠતા નિર્ભર છે. દરેક દેશની સંસ્કૃતિના ઇતિહાસમાં સંયમે ઠીક ઠીક ભાગ ભજવ્યો છે. જીવન શું ખાવાપીવા અને વિષયસુખની પરિસમાપ્તિમાં જ સમાઈ જાય છે? માનવજીવનમાં અભીપ્સા જેવી કોઇ ચીજ છે ખરી કે નહિ? મૅક્ડુગલ જેવો બ્રિટિશ, વિશ્વવિખ્યાત માનસશાસ્ત્રવેત્તા સંયમને જીવનનું પ્રેરક બળ માને છે. આ સમર્થ પંડિત કહે છે કે, "સંયમ અથવા વેગવિધારણ (Repression) એજ સંસ્કૃતિ છે. વેગવિધારણ—તેના સાચા અને વિસ્તૃત અર્થમાં—સિવાય, સંયમ (Restraint) સિવાય, દમ (Self-control) સિવાય, સદસદ્‌વિવેકબુદ્ધિ સિવાય, જનસમાજનું કલ્યાણ (greater good) અને અકલ્યાણ શામાં છે તે સમજ્યા સિવાય, નીતિનિયમો સિવાય, પોતાની સંસ્કૃતિને ઘડનાર કેટલાક વિધિનિષેધો સિવાય,—અવ્યવસ્થા અને અમર્યાદિત જંગલીપણા સિવાય બીજું કંઇ પણ સારૂં સમાજમાં ટકી શકેજ નહિ. જીવનની ઉદાત્ત ભાવનાઓનું એથી તો દેવાળું જ નીકળશે." [ડિરેક્ટર એન્ડ કૉન્ડક્ટ ઑફ લાઇફ, વિલિયમ મૅક્ડુગલ]

આ વિશ્વવિખ્યાત માનસશાસ્ત્રીનાં વચનો આજના જમાનામાં વિશેષ ધ્યાનાર્હ છે. સંયમનું સ્થાન જીવનમાં અનેરૂ છે. લંપટતા, વિષયાભિમુખતા એ જીવનનું સર્વસ્વ નથીજ. જાતીય પરિબલોને હૃદયથી જુદે સ્થાન આપવામાં પતનનો પૂર્ણ અવકાશ છે. એ પારબલને યોગ્ય સ્વરૂપમાં પિછાનવામાં જરા પણ ખોટું નથી. સદસદ્વિવેકબુદ્ધિ સિવાય કામશાસ્ત્રનું જ્ઞાન કે જાતીય પ્રશ્નોનો ઉકેલ બકરી કાઢતાં ઊંટ પેસાડશે. ગૂજરાતના યુવાનો શાંત ચિત્તે માનસશાસ્ત્રનો પરિચય સાધે અને જીવનનાં અનેક પ્રેરક બળોનો સાથે સાથે વિચાર કરે તો રોગગ્રસ્ત મનોવૃત્તિ યુવાનોમાં નજરેજ નહિ પડે.

પરસ્ત્રીભોગ એ પ્રશ્નનો ઉત્તર આમાં આવી જ જાય છે પરસ્ત્રીભોગ એ કેવળ વાસનાને શાંત કરવાની વાત નથી—વ્યક્તિ અને કુટુંબ તેમજ સમાજ સાથે સંકળાયેલી બીભત્સતા છે—કોઈ પણ જાતિ, દેશ કે સંસ્કૃતિ પોતાની પ્રણાલિકાઓને ભૂલી શકતી નથી. આ પ્રણાલિકાઓને વશવર્તી બનેલું આપણું સામાજિક જીવન ક્યાં બળોથી ઘડાયેલું છે એનો વિચાર વિચક્ષણ યુવાનોએ કરવાનો છે. અન્વીન નામના એક સમર્થ વિદ્વાને 'Sexual regulations and Human Behavior' નામનું વિચારમાં ગરકાવ કરી નાખે એવું અદ્વિતીય પુસ્તક લખ્યું છે. આ વિદ્વાન કહે છે કે કામવાસનાને નિયંત્રિત કર્યા વિના પ્રજા સ્વાધીનતા માટે કટિબદ્ધ થતી જ નથી. કામવાસનાને મહત્તર વાસનામાં પરિણત કર્યા પછીજ કોઈ પણ પ્રજા પોતાની શક્તિઓનો પરચો બતાવીને મહાન થઇ શકે છે. હિંદના આ સંક્રાન્તિકાલ સમયે યુવાનો જીવનના પરમધન—તુલ્ય—સંયમને ત્યજીને શું પ્રાપ્ત કરશે?

આ વિષય હજી વિશેષ વક્તવ્ય માગે છે, પરંતુ આ અંક એટલી જગો માટે યોગ્ય નથી. અંતે સ્વ. રમણભાઈની નીચેની યાદગાર પંક્તિઓ ટાંકીને આ લેખ બંધ કરીશું:—

નીતિવ્યવસ્થા કરી ઇશ્વરે જે,
છે માત્ર તેને અનુકૂલ વિશ્વ;
નવી વ્યવસ્થા કરવાની શક્તિ
નથી મનુષ્યત્વ વિષે રહેલી.

(રાઇનો પર્વત)

## બાળકોના લોહીનું પૃથક્કરણ

બાળકના લોહીની પરીક્ષા ઉપરથી, કદાચ તે અમુક માણસનું જ સંતાન છે એમ પૂરવાર ન કરી શકાય તો પણ અમુક માણસ તેનો પિતા નથી એટલુ તો પૂરવાર કરી શકાય છે. જો કે ડૉ. બી. એચ. સ્મીથ જણાવે છે કે બાળકના લોહીનો પ્રકાર તેના જન્મ પછીનાં પહેલાં બે અઠવાડીયામાં બદલાય છે કારણ કે માતાના લોહીમાંથી મળેલાં તત્ત્વોની અસર તે વખતે ઘટતી જાય છે. તેઓ એવો આગ્રહ કરે છે કે બાળકના જન્મને બે અઠવાડિયાં થાય નહીં ત્યાં સુધી તેના લોહીનું પૃથક્કરણ કરવું નહીં.

# સ્ત્રી-કેળવણીનો પાશ્ચાત્ય આદર્શ ઇષ્ટ છે?



[ લેખક—શ્રી. નવનીતકિશોરલાલ શ્રીવાસ્તવ ]

હિંદુસ્થાનમાં સ્ત્રી-કેળવણીની પ્રગતિ હવે એવા તબક્કામાં પ્રવેશી ચૂકી છે કે જ્યારે સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઊઠે છે કે આ કેળવણી કઈ પદ્ધતિએ અપાની જોઇએ જ્યાંસુધી ખાનદાન કુટુંબોની સુધીભર મહિલાઓએ જ કેળવણી લેવા તરફ ધ્યાન આપ્યું હતું અને જ્યાંસુધી સ્ત્રી-કેળવણીનો ઉદ્દેશ સ્ત્રીઓ પોતાના કાગળ-પત્ર લખી શકે તેમજ રામાયણ ઇત્યાદિ ધાર્મિક ગ્રંથોનું પઠન-પાઠન કરી શકે તે હતો ત્યાંસુધી આ વિષય ઉપર વધુ વિચાર કરવાની જરૂરત ન હતી. ત્યાંસુધી તો અનેક રૂઢિયુક્ત અને સંકુચિત વિચારોવાળી વ્યક્તિઓ પણ તે કેળવણીને પુષ્ટિ આપતી હતી, કારણકે તેવી કેળવણી ગૃહસ્થના ઘર માટે ઉપયોગી તથા સ્ત્રીઓને કંઈક સુશીલ અને ઉચ્ચ સસ્કારવાળી બનાવે છે એવી માન્યતા સેવવામા આવતી. પરંતુ. હવે આખી વસ્તુસ્થિતિ સર્વ પ્રકારે પલટાઇ ગઇ છે. અત્યારે સ્ત્રીઓ સારી કેળવણી પામેલા સુશિક્ષિત પુરૂષોને મળતી ઉંચામાં ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાનો દાવો આગળ ધરે છે એટલું જ નહિ પણ તેવુ શિક્ષણ મેળવ્યા બાદ પુરૂષોના સરખાં જ બધા પ્રકારનાં કાર્યો પણ કરવા ઇચ્છે છે, પછી તે કામ ક્લાર્કનું હો, પોસ્ટમેનનું હો, મોટર ડ્રાઇવરનું હો, વકીલાતનું હો, વહિવટી અધિકારીનુ હો, યા સેનાધિપતિનું હો. રાજ્યનૈતિક, સામાજીક, ધાર્મિક અને આર્થિક બધા વિષયોમાં તેઓ પુરૂષોના. સમાન હક માગે છે. સ્ત્રીઓની આ માંગણીઓ અને મહેચ્છાઓએ પુરૂષ સમાજમાં એક પ્રકારનો ખળભળાટ મચાવી દીધો છે. અને પુરૂષો હવે એમ વિચારવા લાગ્યા છે કે અત્યારસુધી અમે સ્ત્રીઓને જે પ્રકારની કેળવણી આપી છે તે યોગ્ય છે કે અયોગ્ય છે. અને તે સમાજના હિતમાં છે કે અહિતમાં છે?

અત્રે એ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે જે પ્રકારની કેળવણીથી ઉપર્યુક્ત સ્થિતિ સાંપડી છે તે પદ્ધતિ સ્વદેશી નહિ પરંતુ વિદેશી છે. સત્ય કહીએ તો હજીસુધી તેનો સારી રીતે પ્રચાર પણ આ દેશમાં થયો નથી. અત્યારનું શિક્ષણ પ્રાપ્ત કરીને સુશિક્ષિત બનેલી સ્ત્રીઓની સંખ્યા આખા દેશમાં કેટલાક હજારથી વધુ નહિ હોય. એટલે જ હિંદના પુરૂષ સમાજની ચિંતાનું કારણ માથા ઉપર ઝઝુમતી આફત નહિ પરંતુ તેની ભાવિ સંભાવના સમજવુ જોઇએ. આથી ઉલટું પશ્ચિમના દેશોની મહિલાઓમાં આ કેળવણી તેના સંપૂર્ણ સ્વરૂપમાં પ્રચાર પામી ચુકી છે. જે બાબતોની આપણે અત્યારે કલ્પના કરીએ છીએ તે ત્યાં પ્રત્યક્ષ કાર્યરૂપમાં જોવામાં આવે છે, વસ્તુતઃ ત્યાંની સ્થિતિનું અવલોકન કરીને જ આપણાં સ્ત્રી-સમાજ સંબંધમાં ભય લાગી રહ્યો છે. તેથી આપણા દેશ માટે ભવિષ્યમાં સ્ત્રી-કેળવણીની પદ્ધતિ કેવી હોવી જોઇએ તેનો નિર્ણય કરતા પહેલાં પશ્ચિમના દેશોની સ્ત્રી-કેળવણીની પદ્ધતિનો આદર્શ તથા તેના પરિણામો ઉપર સારી રીતે વિચારણા કરવાની જરૂર છે. તે કેળવણીના પરિણામે તે દેશોની ઉન્નતિ થઇ રહી છે કે અવનતિની ખીણ તરફ તેઓ ધસડાઇ રહ્યા છે તે ચોક્કસ રીતે આપણે સમજી લેવું ઘટે છે.

## ઉદ્દેશ

પશ્ચિમના દેશોમા પ્રચલિત વર્તમાન સ્ત્રી-કેળ-

વણીની પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રીઓને સ્વાવલંબી બનાવવાનો છે. એ બાબત સંભવિત છે કે ઉચ્ચ ખાનદાન કુટુંબોની થોડી ઘણી સ્ત્રીઓ ત્યાં કેવળ જ્ઞાનવૃદ્ધિની અભિલાષાથી કેળવણી લેતી હશે પરંતુ મધ્યમ અને સાધારણ વર્ગની સ્ત્રીઓનો ઉદ્દેશ ખાસ કરીને આર્થિક જ હોય છે. પશ્ચિમના દેશોમાં આજકાલ લગ્નજીવનની મુશ્કેલીઓ અત્યંત વધી ગઈ છે અને તે એટલું બધું ખર્ચાળ બની ગયુ છે કે અનેક વ્યક્તિઓ તેમાંથી બચવાના પ્રયાસ કરે છે. તેથી મધ્યમ અને સાધારણ વર્ગની સ્ત્રીઓ પહેલેથી જ તેવાં લગ્નજીવનને યોગ્ય બનવા માટેના બધા યત્નો કરે છે, જેથી તેમનાં લગ્ન ના થાય તોપણ તે પોતાના પગ પર ઊભી રહી શકે. લગ્ન-જીવન સ્વીકાર્યા પછી પણ અને ગૃહસ્થાશ્રમમાં સારી રીતે ફસાઈ ગયા બાદ પણ તેની ઇચ્છા, કાંઇક ઉદ્યોગ કરીને થોડી ઘણી કમાણી કરવાની હોય છે જ, જેથી પોતાનું ઘર ગૃહસ્થની રીતે વધુ સ્વચ્છંદતાપૂર્વક ચલાવી શકાય.

પશ્ચિમની સ્ત્રી–ચળવળની એ માંગણી છે કે આજકાલ જે ધંધાઓ–કાર્યો પુરુષો કરી રહ્યા છે તે બધા કરવાનો હક્ક તેમને મળવો જોઈએ, પછી તે ગમે તેટલા કઠીન અને કષ્ટ–સાધ્ય ભલે હોય. આ સંબંધમાં ઓલાઇવ શ્રીનર નામની સ્ત્રી લેખિકાએ "વિમેન એન્ડ લેબર" નામના પુસ્તકમાં લખ્યું છે કે: "ન્યાયાધીશના ઓહ્દાથી માંડીને કારોબારી સભાના સભ્યની ખુરશી સુધી, રાજદ્વારીના પદથી માંડીને વેપારીના કાર્યાલય સુધી, વૈજ્ઞાનિકની પ્રયોગશાળાથી માંડીને જ્યોતિષીની વેધશાળા સુધી કોઇપણ એવું કાર્ય કે ઓહ્દો ન હોવો જોઇએ કે જેને માટેની યોગ્યતા અમે કેળવવા ના ઇચ્છતાં હોઇએ"

જો સામાન્ય દૃષ્ટિએ જોઇએ તો ઉપરનો ઉદ્દેશ ખરાબ નહિ જણાય. કારણકે આર્થિક પરાધીનતાના કારણે આપણે હિંદમાં સ્ત્રીઓના જે હાલહવાલ થતા નિહાળીએ છીએ તેથી કોઇપણ માણસ સહેજમાં તે હેતુને અનુમોદન આપવા લાગી જાય. પરંતુ વસ્તુતઃ તે પ્રશ્ન ઉપર દેખાય છે તેટલો સરળ નથી. તે એક અત્યંત ગંભીર કોયડો છે, જેના ઉપર આખા સમાજના હિત-અહિતનો ઘણો મોટો આધાર છે. ગમે તેવા કટ્ટર સમાજસુધારકને પણ એ બાબત સ્વીકારવી પડશે કે સંતાનની ઉત્પત્તિ અને તેના પાલનનો ભાર સ્ત્રીઓ ઉપરજ રહેશે. ભાવિ માનવસમાજની કલ્પના કરવાવાળા અનેક લેખકોએ ત્યાંસુધી પણ કહી નાખ્યું છે કે ભવિષ્યમાં ઘર સંબંધી બધુ કાર્ય વિજળીના યંત્રો દ્વારા થઇ જશે અને તે સંબંધમાં સ્ત્રીઓને કશુંજ કરવું નહિ પડે. આ વિધાન સાચું માનીએ તોપણ સંતાન ઉત્પન્ન કરવા માટે તો તેવી વ્યવસ્થા થઇ શકતી નથી. જ્યાંસુધી કુદરતનો નિયમ બીલકુલ ઉલટાય નહિ ત્યાંસુધી આ કાર્ય તો સ્ત્રીઓને માથેજ રહેશે. વળી તે કાર્ય પણ એટલુ બધું મહત્વનું છે કે સમાજની ચઢતીપડતીનો આખો મદાર એના ઉપર છે. તેથી જો સ્ત્રી-કેળવણીની કોઈ વિશિષ્ટ પદ્ધતિના કારણે આ કર્તવ્યમાં અંતરાય આવતો હોય તો તેવી પદ્ધતિપર અવશ્ય વિચાર ચલાવવો જોઇએ. આજ કારણથી ઘણા લાંબા સમયથી યુરોપ અને અમેરિકાના ધુરંધર વિદ્વાનોનું આ જટિલ પ્રશ્નપર ધ્યાન ખેંચાયું છે અને ત્યાંની ભાષાઓમાં આ વિષય પર અસંખ્ય પુસ્તકો લખાયાં છે, તોપણ આ પ્રશ્નનો હજી સુધી ઉકેલ આવી શક્યો નથી અને તેના સંબંધમાં સામાન્ય રીતે વાદવિવાદ ચાલતો જ રહે છે

એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા લાયક છે. યુરોપના વિદ્વાનોએ આધુનિક સ્ત્રી-કેળવણીની વિરૂદ્ધમાં જે મંતવ્યો પ્રગટ કર્યાં છે તે કોલેજની ઉચ્ચ કેળવણીને જ લાગુ પડે છે. પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સાથે તેનો બહુ ઓછો સંબંધ છે. તે સાથે સાથે તે વિદ્વાનોએ સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનાં દ્વાર બંધ કરવાની સંમતિ આપી નથી. તેઓ શિક્ષણપદ્ધતિને સ્ત્રીઓની ખાસ પરિસ્થિતિને અનુરૂપ બનાવવા પર ભાર મૂકે છે.

## શારીરિક સ્વાસ્થ્ય

વર્તમાન સ્ત્રી કેળવણીના પ્રશ્નમાં સૌથી વધુ વિચારણીય બાબત શિક્ષણ લેતી સ્ત્રીઓની તંદુરસ્તીની છે. આ સંબંધમાં મોટા મોટા દાક્તરો અને શરીરના નિષ્ણાતોએ લાંબી તપાસ અને હજારો વિદ્યાર્થિનીઓના શારીરિક આરોગ્યની પરીક્ષા કરી એવો નિર્ણય કર્યો છે કે છોકરીઓને છોકરાઓના સરખુંજ શિક્ષણ આપવું તે નુકશાનકારક છે, ખાસ કરીને કોલેજનું ઉચ્ચ શિક્ષણતો તેમની તંદુરસ્તીને અત્યંત હાનિકારક છે. આ અભિપ્રાયના સમર્થનમાં તેઓ એવું કારણ રજુ કરે છે કે સ્ત્રીઓના શરીરની રચના પુરૂષોના શરીરની રચનાથી ઘણા પ્રકારે ભિન્ન છે અને કિશોર અવસ્થામાં વધુ માનસિક શ્રમ તેમને માટે હાનિકારક છે. સ્ત્રીઓ અને પુરૂષ વચ્ચે આ ભેદ ખાસ કરીને માસિક ધર્મના કારણથી જન્મે છે. શરીર શાસ્ત્રના વિશેષજ્ઞોનો મોટે ભાગે એ અભિપ્રાય છે કે માસિક ધર્મના ત્રણ દિવસોમાં સ્ત્રીઓની કાર્યશક્તિ અત્યંત ક્ષીણ થઈ જાય છે અને તે પ્રસંગે કોઇ પ્રકારનો પરિશ્રમ કરવાથી તેના આરોગ્ય પર ઘણી ખરાબ અસર પહોંચે છે. પરંતુ નિશાળો અને કોલેજોમાં ભણતી વિદ્યાર્થિનીઓ આ નિયમનું બહુ ઓછું પાલન કરી શકે છે. તેમને બીજા વિદ્યાર્થીઓની માફકજ હમેશાં પોતાનું નિયમિત કાર્ય પુરૂં કરવું પડે છે અને સામાન્ય રીતે મોડી રાત સુધી જાગી અભ્યાસ કરવો પડે છે. આનું પરિણામ શું આવે છે તે એક સુવિખ્યાત ચિકિત્સક ડો. જે. ટી. વિલ્સન નીચેની પંક્તિઓમાં જણાવે છેઃ—"શાળાઓમાં ભણતી વિદ્યાર્થિનીઓ તરફથી માસિક ધર્મ સંબંધી જે ફરિયાદો આવે છે તે ધ્યાનમાં લેતાં અમારૂં એ કર્તવ્ય બને છે કે રજોદર્શનની પહેલાં છોકરીઓના શારીરિક વિકાસપર વધુ પ્રમાણમાં ધ્યાન આપવું. મારે આશ્ચર્ય સાથે કહેવું પડે છે કે અમેરિકાની સ્કુલોમાં ભણતી વિદ્યાર્થિનીઓમાં કબજીઆત, માથાનું દર્દ, ફિકાશ, પ્રદર, ભૂખ ન લાગવી, ઉંઘ ન આવવી, અજીર્ણ, ચાકી જવું, વગેરે ખરાબી બહુ મોટા પ્રમાણમાં નજરે ચડે છે. આથી જે સમયે તે સંતાનની માતા બનવી જોઇએ તે સમયે તેનામાં વંધ્યત્વની અસર આવવા લાગે છે. તે માતૃત્વને અત્યંત ભયની દૃષ્ટિએ જુએ છે; તેનો ભય કેટલેક અંશે સ્વભાવિક અને કેટલેક કૃત્રિમ હોય છે."

આવી શોચનીય હાલતનું મૂળ કારણ ઉપર કહી ગયા તે નિયમનો ભંગ કરવો તે છે. આથીયે આગળ શરીરશાસ્ત્રના જાણકારોનો તો એવો મત છે કે રજોદર્શનની એક વર્ષ પહેલાં અને પછીના બે વર્ષમાં છોકરીઓના શરીરની રચનામાં મહત્વપૂર્ણ પરિવર્તન થાય છે અને તે સમયે તે કોઈ પણ મુશ્કેલ અને નિયમિત કાર્ય કરવાને યોગ્ય હોતી નથી.

પરંતુ આથી ઉલટું આ અવસ્થામાં છોકરીઓને શિક્ષણ પ્રાપ્ત કરવામાં તથા પરીક્ષાઓ પસાર કરવામાં ભારે જહેમત ઉઠાવવી પડે છે અને તેઓ આરોગ્યના નિયમોથી અજ્ઞાત હોવાના કારણે પોતે પોતાની મેળે જ પોતાના પગમાં કુહાડો મારે છે. તેનાં માબાપો પણ તેને ત્વરાથી પરીક્ષાઓ પસાર કરતી જોઇને ઘણાં પ્રસન્ન થાય છે અને તેને, પોતાને માટે ભારે ગૌરવનો વિષય સમજે છે. પરંતુ તેઓ એ બીના જાણતાં નથી કે એક તરફ, તેઓ પોતાની પુત્રીના માનસિક વિકાસમાં સહાયક બની રહ્યાં છે ત્યારે બીજી બાજુથી તેના આરોગ્યને તેઓ એવું કાયમી નુકશાન પહોંચાડી રહ્યાં છે કે જેને સંપૂર્ણ રીતે સુધારી શકવાનું અસંભવિત છે.

આ કથનનો આશય એવો નથી કે છોકરીઓને ઉચ્ચ કેળવણીથી વંચિત રાખવી. આ સંબંધમાં, દાક્તરોનો અભિપ્રાય એવો છે કે ૧૯ વર્ષની વય પહેલાં છોકરીઓને એવી કેળવણી ન અપાવી જોઇએ કે જેમાં તેમને છોકરાઓ સાથે હરિફાઇમાં ઉતરવા માટે કષ્ટ વેઠવું પડે અને તે માટે પોતાના સ્વાભાવિક સામર્થ્યથી વધુ પરિશ્રમ ઉઠાવવો પડે. આ મંતવ્ય અનુસાર તે સમય સુધી છોકરીઓને, સામાન્ય વાચન-લેખન, ઘર સંબંધી કામકાજ અને

બાળઉછેર વગેરે બાબતોનું શિક્ષણ અપાવું જોઈએ. આ ઊંમર વટાવી ગયા પછી આવી વિદ્યાર્થિનીઓ ઉચ્ચ કેળવણી યા કલા સંબંધી શિક્ષણ પ્રાપ્ત કરવા ઇચ્છતી હોય અને શારીરિક તથા માનસિક શક્તિની દૃષ્ટિએ તેઓ સંપૂર્ણ રીતે યોગ્ય હોય તો તેઓ કોલેજનું શિક્ષણ લઈ શકે છે. જો આમ ન કરવામાં આવે અને જે શક્તિનો વિનિયોગ કુદરત આંતરિક વિશિષ્ટ અવયવોની ઉન્નતિ તથા વિકાસ પાછળ કરવા માગે છે તેનો વ્યય કલાવિષયક શિક્ષણ અગર વિદ્યાભ્યાસમાં કરવામાં આવે તો તેનું પરિણામ આરોગ્યની દૃષ્ટિએ કદી સારું આવી શકતું નથી.

જુદીજુદી શાળાઓમાં કરવામાં આવેલી તપાસ દ્વારા એ બાબત નિર્વિવાદ થઈ ગઈ છે કે ડાક્તરોનો ઉપર્યુક્ત મત સાચો છે. એક સુપ્રસિદ્ધ ચિકિત્સિકાએ અમેરિકામાં બે હજાર વિદ્યાર્થીનીઓને તપાસી હતી, જેના પરિણામ ઉપરથી જણાયું હતું કે તેમાંથી દર સેંકડે ૭૫ ટકા માસિક ધર્મ સંબંધી ખરાબીથી પીડાતી હતી, જ્યારે સેંકડે ૯૦ ટકા પ્રદરના રોગવાળી હતી. એક બીજી ચિકિત્સિકા ડૉ. મેરી રિટરે સને ૧૯૦૩ માં કોલમ્બીયા યુનિવર્સિટીની ૬૬૦ વિદ્યાર્થિનીઓને તપાસી હતી, જેમાંથી દર સેંકડે ૬૭ ટકા માસિકધર્મ સંબંધી ફરીયાદોવાળી, ૨૭ ટકા માથાના દર્દવાળી, અને ૨૦ ટકા કમરના દર્દવાળી અને ૨૯ ટકા કબજીયાતના દર્દથી પીડાતી હતી. ફક્ત તેમાંની ૨૩ ટકાજ જનનેન્દ્રિયની ખરાબી અંગે ઉત્પન્ન થતાં દર્દથી મુક્ત હતી.

## કેળવાયેલી સ્ત્રીઓ અને લગ્ન

એક અમેરિકન લેખિકાના કથન અનુસાર ત્યાંની કોલેજોમાં શિક્ષણ લેતી છોકરીઓમાંથી દર સેંકડે ફક્ત ૨૨ ટકા લગ્ન કરે છે. તેમનું કોલેજનું શિક્ષણ ઘણુંખરૂં ૨૨ થી ૨૫ વર્ષની વયમાં સંપૂર્ણ થઈ જાય છે. જેમજેમ આ છોકરીઓની ઊંમર વધતી જાય છે તેમ તેમ તેમની લગ્નની ઇચ્છા ધીમી પડતી જાય છે. તેમનામાંથી જે લગ્ન કરે છે તે પણ ત્રીસ વર્ષની વય પહેલાં તેમ કરી શકતી નથી અને કોઈ કોઈ તો ૪૦ વર્ષની વયે લગ્ન કરે છે. કોલેજજીવનના પરિણામે તેમને શોખ અને ઠાઠમાઠથી રહેવાની ટેવ પડી જાય છે, તેમનું ખર્ચ ઘણું વધી જાય છે અને ગૃહસંસારનું મહત્ત્વ તેમની દૃષ્ટિમાં કંઈજ રહેતું નથી.

આવા પ્રકારની મનોદશા થવાના કારણે તેઓ પોતાના પતિમાં સૌથી મોટામાં મોટો ગુણ એ શોધે છે કે તેની આવક ઘણી મોટી હોવી જોઈએ કે જેથી તેની બધી જરૂરીયાતો તે પૂરી પાડી શકે. આવા પતિઓ મોટી સંખ્યામાં મળી શકતા નથી અને તેથી અનેક કોલેજની વિદ્યાર્થિનીઓને લાચારીથી અવિવાહિત જીવન ગુજારવું પડે છે.

## સંતાનોત્પત્તિ

પરંતુ આધુનિક શિક્ષણપ્રણાલીની સૌથી વધુ ખરાબ અસર સંતાનની ઉત્પત્તિના સંબંધમાં જોવામાં આવે છે. હરબર્ટ સ્પેન્સર જેવા વિદ્વાનનો એવો અભિપ્રાય છે કે "સ્ત્રીઓ અત્યંત માનસિક શ્રમ કરવાથી સંપૂર્ણ રીતે અથવા કેટલેક અંશે વંધ્યા બની જાય છે." એક બીજા વિદ્વાન એવું મંતવ્ય ધરાવે છે કે "ઘણી મોટી વયે લગ્ન કરવાથી સ્ત્રીઓ વંધ્યા બની જાય છે, કારણકે જનનેન્દ્રિયો લાંબા સમય સુધી બેકાર રહેવાથી નકામી બની જાય છે."

આપણે ઉપર દર્શાવી ગયા છીએ કે ભણેલી સ્ત્રીઓમાં જનનેન્દ્રિય સંબંધી ખરાબી અધિક પ્રમાણમાં જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ એ છે કે કિશોરવયમાં તેમની શક્તિનો ઉપયોગ જનનેન્દ્રિયના વિકાસમાં થવાને બદલે તેમના માનસના વિકાસ પાછળ થાય છે. આ હાલતને જોઈને અનેક પાશ્ચિમાત્ય શરીર-શાસ્ત્રીઓ ભારે ભીતિઓ વ્યક્ત કરી રહ્યા છે. તેમનું કથન એ છે કે સ્ત્રીઓ બહુ મોટા પ્રમાણમાં આધુનિક ઉચ્ચ કેળવણી લેતી બની જાય તો માનવજાતિ ભવિષ્યમાં ખતમ થઈ જશે.

ઉચ્ચ શિક્ષણની માતૃત્વ પર નુકશાનકારક અસર પહોંચવાનું એક બીજું પણ કારણ છે. કોરીસી નામના વિદ્વાને ૭૨,૮૦૦ દંપતીઓની સંપૂર્ણ તપાસ બાદ એવો નિર્ણય આપ્યો છે કે પ્રજા ઉત્પન્ન કરવાની વધુમાં વધુ શક્તિ સ્ત્રીઓમાં ૧૬ થી ૨૦ વર્ષની વય સુધીમાં અને પુરૂષોમાં ૨૫ થી ૩૦ વર્ષની વય સુધીમાં રહે છે. ત્યારપછી વય વધવા સાથે તે શક્તિ કમી થતી જાય છે. પરંતુ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરનારી સ્ત્રીઓ ૨૫ વર્ષની વય પછી જ લગ્ન કરે છે અને તેમનો પતિ સામાન્ય રીતે ૪૦ વર્ષની ઉંમરનો હોય છે, કારણકે તેવી સ્ત્રીઓ સારી આવકવાળા પતિઓને શોધે છે અને તેથી સારૂં દ્રવ્યોપાર્જન કરવા અંગે પતિઓને લાંબા સમય સુધી અવિવાહિત દશામાં રહેવું પડે છે. આના પરિણામે લગ્ન બાદ આવાં દંપતીથી એક કે બે સંતાન ઉત્પન્ન થઈ શકે છે અને આજ સ્થિતિ આજકાલ પશ્ચિમના દેશોમાં ઉચ્ચ કુટુંબોમા દૃષ્ટિગોચર થઈ રહી છે.

ઈંગ્લેન્ડમાં કોલેજોની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થએલી સ્ત્રીઓની તપાસ દ્વારા એમ માલુમ પડ્યું છે, કે સરેરાશ દરેક સ્ત્રી દીઠ સંતાનનું પ્રમાણ ૧.૫૬ છે જ્યારે મહારાણી વિકટોરીયાના જમાનામાં તે ૪.૨ હતું. મી. હોવે નામના લેખકે લખ્યું છે કે "મેં અમેરિકાની ૭૦૫ ગ્રેજ્યુએટ મહિલાઓના સંબંધમાં તપાસ કરી હતી અને તેમાંથી કેવળ ૧૯૬ પરિણીત માલુમ પડી હતી અને તેમાંયે ૬૬ સ્ત્રીઓને એક પણ સંતાન ન હતું. બાકીની ૧૩૦ સ્ત્રીઓનાં ૨૨૭ સંતાન જીવતાં હતાં અને ૩૧ મૃત્યુ પામ્યાં હતા." આ વિધાનને પુષ્ટિ આપતું એક બીજા લેખકનું પણ કથન છે કે "મારી તપાસમાં બે હજાર ગ્રેજ્યુએટ પરણેલી સ્ત્રીઓમાંથી દર સેંકડે ૬૬ ને એક પણ સંતાન થયું નહતું."

સ્ત્રીઓમાનો બહુ મોટો ભાગ તો સંતાન ઉત્પન્ન કરવાના અને તેમનું પાલન-પોષણ કરવાના કાર્યને એક નકામી આફત માનવા લાગ્યો છે અને તેમાંથી બચવાના જ પ્રયાસો કરે છે. જે સ્ત્રીઓ, સમાજ-સેવા, દેશસેવા અગર બીજા કોઇ ઉચ્ચ આદર્શથી પ્રેરાઇને આમ કરે છે તેમની વિરૂદ્ધ કોઇને એક પણ હરફ ઉચ્ચારવાનો હોય જ નહિ, કારણ કે તેઓ જે સમાજને એક વસ્તુમાં ખોટ કરાવે છે તો કોઇ બીજા પ્રકારે તેનાથી કેટલોય વધુ લાભ પણ સમાજને અર્પે છે. પરંતુ આવી મહિલાઓની સંખ્યા પશ્ચિમના દેશોમાં પણ આંગળીના વેઢે ગણી શકાય તેટલીજ હોય છે. સ્ત્રીઓનો મોટો ભાગ તો પોતાની વ્યક્તિગત સ્વતંત્રતાને અબાધિત રાખવા માટે, કલબો અને સભાઓમાં જઈ આનંદ ઉડાવવા માટે, પોતે તથા પોતાના પતિએ ઉપાર્જન કરેલું દ્રવ્ય પોતાના મોજશોખોમાં ખર્ચવા માટે જ આમ કરે છે. આનું ફળ પશ્ચિમના સમાજ માટે ઘણું હાનિકારક આવ્યું છે અને તેથી અનેક વિચારવંત પુરૂષો આ વસ્તુસ્થિતિની બારીકાઇથી સમીક્ષા કરી રહ્યા છે. તેમનું પણ એજ કથન છે કે જે સ્ત્રીઓ સંતાન ઉત્પન્ન નથી કરતી અથવા ઓછાં સંતાન ઉત્પન્ન થાય તે માટે ઘણી મોટી વય સુધી લગ્ન નથી કરતી તેઓ સમાજને તેમજ પોતાના આરોગ્યને પણ અપરિમિત નુકશાન પહોંચાડે છે. આ સંબંધમાં પશ્ચિમના દેશોમાં દાંપત્ય-વિજ્ઞાનના અગ્રગણ્ય જ્ઞાતા ગણાતા હેવલોક એલિસે પોતાના "સેક્સ સાઇકોલોજી" નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ-"મેગ નામના વિદ્વાનના મત અનુસાર ૨૧ વર્ષ સુધીની વયની માતાઓનાં સંતાન આરોગ્ય તથા પ્રતિભાની દૃષ્ટિએ તેથી અધિક ઉંમરની માતાઓનાં સંતાન કરતાં વધુ શ્રેષ્ટ હોય છે. તેમાં એ બાબત ખાસ જરૂરની છે કે તે સંતાનોના પિતા બહુ મોટી અગર તો ઘણી નાની વયના ન-હોવા જોઇએ. આ સંબંધમાં એ બીનાને પણ એક પ્રમાણ તરીકે રજુ કરી શકાય કે વીસ વર્ષથી વધુ ઉંમરની સ્ત્રીઓમાં જેટલા

ગર્ભસ્રાવના બનાવો બને છે તેનાથી અડધા જ બનાવો ૧૫ થી ૨૦ વર્ષની વયની માતા બનેલી સ્ત્રીઓમાં બને છે" મૈથ્યુજ ડંકનનો પણ આવો જ મત છે કે "સ્ત્રીની ઉંમર જેટલી વધતી જાય છે તેટલી જ તેની વંધ્યા થવાની સંભાવના પણ વધતી જ રહે છે."

કેટલાક લોકોનો એવો પણ મત છે કે વધારે પડતો વ્યાયામ અને ક્રિકેટ-ફુટબોલ વગેરેના જેવી અતિ શ્રમ કરાવતી રમતો રમવી તે પણ સ્ત્રીઓના આરોગ્ય માટે અહિતકર છે. તેમના અભિપ્રાય અનુસાર જે સ્ત્રીઓની માંસપેશીઓ વ્યાયામથી અત્યંત કઠિન બની જાય છે તેમને સંતાનોત્પત્તિ સમયે ઘણું કષ્ટ સહન કરવું પડે છે, અને તેમની હિસ્ટીરીયા વગેરેની ફરીયાદ પણ વધુ રહ્યા કરે છે. જેવી રીતે કોલેજનું શિક્ષણ અને અઘરી પરીક્ષાઓના કારણે સ્ત્રીઓનાં જ્ઞાનતંતુઓ ઉપર ખરાબ અસર પહોંચે છે તેવી જ રીતે પુરૂષોના સમાન કસરત કરી શરીરને કઠ્ઠણ બનાવવાનું પરિણામ પણ નુકશાનકારક આવે છે. પશ્ચિમના દેશોમાં અત્યારના તબકકે સ્ત્રીઓ અને પુરૂષોની રમતગમતો તથા કસરતોમાં ઘણું થોડું અંતર રહેલુ છે. ત્યાંની સ્ત્રીઓ ક્રિકેટ, ગોલ્ફ, ટેનીસ, હોકી ઇત્યાદિ દરેક પ્રકારની રમતો રમે છે. આ વિષયના જ્ઞાતાઓ આ બધી રમતોને સ્ત્રીઓનાં પ્રજનનનાં અંગોની દૃષ્ટિએ હાનિકારક લેખે છે. આ હાલતનું નિરીક્ષણ કરી ડોકટર લાયનલ ટેલરે લખ્યું છે કે:–"સંસારના ઇતિહાસમાં કદાપિ એવો સમય આવ્યો ન હતો કે જ્યારે સંતાનોત્પત્તિની બાબત સ્ત્રીઓ માટે આટલી બધી મુશ્કેલીભરી બની હોય."

હિંદમાં પણ જે થોડી ઘણી સ્ત્રીઓ પાશ્ચાત્ય દેશોના આદર્શને અનુસરી શિક્ષણ લઈ રહી છે તેમનું બારીક નિરીક્ષણ કરવાથી ઉપર્યુક્ત અભિપ્રાયનું તથ્ય માલમ પડી આવે છે. આ સબંધમાં મૈસુર યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી. એ. આર. વાડિયાએ પોતાના "એથિકસ ઓફ ફેમીનીઝમ" નામના પુસ્તકમાં લખ્યું છે કે–"ભારતવર્ષમાં, ખાસ કરીને મુંબઈમાં ૨૫ વર્ષની વય સુધીની સ્ત્રીઓને પુરૂષોની માફક કેળવણી આપવાના પરિણામે શાળાઓમાં ભણતી છોકરીઓના આરોગ્યની સંપૂર્ણ ખાનાખરાબી થઈ ગઈ છે. જે પારસી બાનુઓએ કોલેજની ઉચ્ચ પરીક્ષાઓ પસાર કરી છે તેમાનો અધિકાંશ સંતાનોત્પત્તિના કષ્ટને સહન કરી શકતી નથી અને તે કારણે ઘણું કરીને તેનું મૃત્યુ પણ થવા પામે છે."

## સ્તન્યપાન

બાળકોને સ્તન્યપાન ન કરાવવું તે પણ પાશ્ચાત્ય કેળવણી પામેલી સ્ત્રીઓનું એક ખાસ લક્ષણ કહી શકાય. પ્રથમ તો આ સ્ત્રીઓ અસ્વાભાવિક કેળવણીની પદ્ધતિની વિનાશક અસરથી બચ્ચાંને સ્તન્યપાન કરાવવા યોગ્ય રહેતી નથી અને બીજી બાબત એ કે તેઓ આ કાર્ય પસંદ પણ કરતી નથી. આ સંબંધમાં ડૉ. નાથન એલન એમ. ડી. એ લખ્યુ છે કે "અમેરિકાની કેવળ અડધી માતાઓ જ પોતાનાં બાળકોને સ્તન્યપાન કરાવી શકે છે. આ સંખ્યા પણ સતત ઘટતી જાય છે. જોકે આનુ એક કારણ આ કાર્ય માટેની માતાઓની અનિચ્છા પણ છે, પરંતુ તેનું મુખ્ય કારણ દુધ ઉત્પન્ન કરવાવાળી ગ્રંથિઓનો યોગ્ય વિકાસ ન થવો, ખોરાક પાચન ન થવો, અને જ્ઞાનતંતુઓની કમજોરી એ છે. આવી પરિસ્થિતિમાં સંતાન પ્રત્યેનો માતાનો સ્નેહ પણ ઘટી જાય છે."

આજકાલ, ઘણુંખરૂ બધા જ પશ્ચિમના દેશોમાં બચ્ચાંઓને સ્તન્યપાન નહિ કરાવતાં કૃત્રિમ રીતે દૂધ પીવડાવવાની પ્રથા પ્રચાર પામી છે. ચિકિત્સકોના અભિપ્રાયે આ પદ્ધતિ, બાળક અને માતા બન્નેની દૃષ્ટિએ હાનિકારક છે. આ સંબંધમાં હેવલાક એલિસે લખ્યું છે કે–"ફ્રાંસનાકેટલાક ભાગોમાં, ધાવની મારફત બાળકોને સ્તન્યપાન કરાવી ઉછેરવાની પ્રથા અત્યંત પ્રચલિત છે. આ પ્રદેશોમાં સૈનિકો બનવાને યોગ્ય સશક્ત માણસો, ફ્રાંસના બીજા ભાગો સાથેની સરખામણીમા ત્યાંથી ફક્ત અડધી સંખ્યામાં જ મળે છે. જે બાળકોને કૃત્રિમ રીતે ઉછેરવામાં આવે

તેથી અનેક સ્ત્રીઓ અપરિણીત રહેવાનું સગવડભર્યું લેખે છે.

શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે એક સ્થળે પશ્ચિમની અવિવાહિત સ્ત્રીઓના જીવનની નિરર્થકતાનું અત્યંત ભાવપૂર્ણ ચિત્ર આલેખ્યું છે. તેઓ જણાવે છે કે "બાહ્ય દૃષ્ટિએ વિચાર કરતાં પણ મને એમ લાગે છે કે યુરોપીયન સભ્યતાની જેટલી વિશેષ પ્રગતિ થઈ છે તેટલાજ વિશેષ પ્રમાણમાં ત્યાંની સ્ત્રીઓનાં જીવન દુઃખી બની ગયાં છે. યુરોપનો પુરૂષ કુટુંબનો બોજ વહન કરવાનું બીલકુલ પસંદ કરતો નથી. ત્યાં સુંદર યુવતીઓને પતિ મેળવવામાં લાંબા સમય સુધી રાહ જોવી પડે છે અને પત્નીને પ્રેમની બીમારીના કારણે દુઃખી રહેવુ પડે છે. એક હિંદુ ગૃહમાં સ્ત્રી ભિન્નભિન્ન દૃષ્ટિએ જેટલી પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે તેટલી યુરોપિયન ઘરમા મળવી અસંભવિત છે. ઈંગ્લેન્ડમાં અવિવાહિત હોવુ તે આરે કમનસીબીનો વિષય છે. આવી સ્ત્રીઓનું હૃદય આનંદશૂન્ય બની જાય છે અને તેઓ કુતરાનાં બચ્ચાંઓને પાળીને અથવા સમાજસેવાનાં કાર્યોમાં દાન આપી તેમજ સહાય આપીને પોતાનું દીલ બહેલાવે છે. જેવી રીતે કોઈ તાજા જન્મેલા બાળકની માતાના સ્તનોમાંથી કૃત્રિમ રીતે પંપ દ્વારા દૂધ કાઢવામાં આવે છે કે જેથી તેના આરોગ્યને નુકસાન ન પહોંચે, તેવી જ રીતે યુરોપીયન અવિવાહિત સ્ત્રીઓના હૃદયમાંથી બનાવટી રીતે પંપ કરી કોમળતાના ભાવો પ્રકટ કરવામાં આવે છે. પરંતુ તેથી તેના આત્માને વાસ્તવિક સંતોષ મળી શકતો નથી. આ પ્રકારે યુરોપની સભ્યતા પરોક્ષ રીતે સામાજિક જીવનને શુષ્ક અને રસહીન બનાવી રહી છે. યુરોપમાં દિવસે દિવસે પ્રેમીની સંખ્યા કમી થતી જાય છે અને હોટેલોની સંખ્યા વધતી જાય છે. પુરૂષ પોતાના કુતરા, બંદુક, તમાકુ પીવાની પાઈપ અને જુગાર ખેલવાની ક્લબોને પકડીને મોજ કરે છે, જ્યારે સ્ત્રીઓનું જીવન ધીમે ધીમે વિનાશના પથે ધસડાઈ રહ્યું છે."

## પરિણામ

આ પ્રકારે વર્તમાન સ્ત્રીકેળવણી અને સ્ત્રી-ચળવળે પશ્ચિમના જગતમાં એક વિચિત્ર પરિસ્થિતિ ઉભી કરી છે. તેના પરિણામે ત્યાંની જૂની સભ્યતા છિન્નભિન્ન થઈ રહી છે અને એક નવી સભ્યતાનો ઉદય આરંભાઈ ચૂક્યો છે. ખાસ કરીને લગ્ન-પ્રથા તેમજ પરિણીત જીવનનું તો આખું સ્વરૂપજ પલટાઈ ગયું છે. જો કે અત્યારેપણ ત્યાં લગ્નો માટે ભાગે દેવળોમાં થાય છે પરંતુ લગ્નની ધાર્મિકતા તો ક્યારનીય નષ્ટ થઈ ચૂકી છે. તેથી એવા દાખલાઓ પણ મળી આવે છે કે જેમાં યુવક-યુવતીઓએ ટેલીફોન દ્વારા કે વિમાનમાં ઊડતાં લગ્ન કરેલાં હોય છે. હવે લગ્નનું સામાજિક મહત્ત્વ પણ નષ્ટ પામતું જાય છે અને તે કેવળ એક વ્યક્તિગત વિષય બનતો જાય છે. અમેરીકામાં આજકાલ "કોમ્પેનીયનેટ મેરેજ" ની પ્રથા જોરશોરથી અમલમાં આવી છે, જે અનુસાર પતિ અને પત્નીની વચ્ચે એવા પ્રકારની સમજુતી થાય છે કે જ્યાંસુધી તેમને કાંઈ ફરજંદ ન થાય ત્યાંસુધી બેમાંથી કોઈ પણ વ્યક્તિની ઈચ્છા થતાં તે કાયદાનો આશ્રય લીધા વિના બીજાથી સંબંધ તોડી છુટી થઈ શકે. એક લેખકે સાચું જ કહ્યું છે કે "પશ્ચિમમાં અત્યારે લગ્ન સંબંધી એક મહાન કસોટી થઈ રહી છે જેની સફળતા યા નિષ્ફળતાને જોઈને અન્ય પ્રજાઓ પણ પોતાના પ્રશ્નોનો ઉકેલ લાવવા તત્પર બનશે."

અત્યારસુધી તો આ કસોટીનું જે પરિણામ જોવામાં આવ્યું છે તે આશાજનક કહી શકાય નહિ. લગ્ન સંબંધી બાબતોમાં સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા અપાવી જોઈએ તે યથાર્થ છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે લગ્નને એક ખેલવાની વસ્તુ માફક બનાવી દેવાય અગર તો એવું આચરણ કરવું કે જેથી તેને ગુપ્ત રાખવાની જરૂર પડે. પરંતુ યુરોપ તથા અમેરિકામાં આજકાલ આવુંજ નજરે પડી રહ્યું છે. થોડાં વર્ષો પહેલાં "ફીઝીકલ કલ્ચર" નામના વિખ્યાત અમેરિકન પત્રમાં એક લેખકે

લખ્યું હતું કે: "દેશભરમાં ગુપ્ત રીતે બહુલગ્ન (એક પુરૂષ સાથે અનેક સ્ત્રીઓનો સંબંધ હોવો તે) ની પ્રથા અમલમાં આવી રહી છે." પુરૂષ અને સ્ત્રીઓ વારંવાર લગ્ન કરે છે અને છુટાછેડા લે છે. છુટાછેડાની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે. જે સ્ટેટોમાં છુટાછેડા સંબંધીનો કાનુન વધારે કડક છે ત્યાં પતિ અને પત્ની ખાનગી રીતે આપસઆપસમાં સમજુતી કરી લે છે અને જૂઠી સાક્ષીઓ રજુ કરી કોર્ટમાંથી છુટાછેડાની મંજુરી મેળવે છે અથવા તો તેને માટે કોઈ બીજા સ્ટેટમાં અગર બીજા દેશમાં ચાલ્યાં જાય છે. પરંતુ સૌથી વધુ સંખ્યા તો એવા લોકોની છે જે લગ્નનાં બંધનો અને તેનું નિયમન કરવાવાળા કાયદા તરફ જરાપણુ ધ્યાન આપતાં નથી. તેઓ પોતાની ઇચ્છાનુસાર પોતે ગ્રહણ કરેલા માર્ગે ચાલ્યાં જાય છે, અને મનસ્વીપણે પોતાને ફાવતું કરતાં રહે છે. તેમના મનમાં હમેશાં એજ ભાવના રહે છે કે જ્યાંસુધી અમારાં કાર્યો બીજાની જાણમાં ન આવે ત્યાંસુધી અમે જે કાંઇ કરીએ છીએ તે તદ્દન યોગ્ય જ છે."

આ લેખમાં જેટલા અભિપ્રાયો રજુ કરવામાં આવ્યા છે તે બધા પ્રસિદ્ધ યુરોપીયન વિદ્વાનોના છે. તેમાં પાશ્ચાત્ય સ્ત્રી-કેળવણીની વિરૂદ્ધમાં જેટલી સમીક્ષા કરવામાં આવી છે તે બધી પણ તેમના જ તરફથી થએલી છે. તેમાંથી આપણે ઘણો બોધપાઠ લઇ શકીએ છીએ અને તે અમલમાં મૂકી ભાવી આફતોમાંથી આપણું રક્ષણ કરી શકીએ છીએ. આ જમાનામાં કોઇ પણ ન્યાયી અને સુધારાઓ વાંછતી વ્યક્તિ એમ તો કદાપિ નહિ કહી શકે કે સ્ત્રીઓને ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ ન આપવું અગર તો તેમને તેમના વાજબી હક્કોથી વંચિત રાખવી. ઉપર્યુક્ત યુરોપીયન વિદ્વાનોનો પણ એવો આશય કદાપિ છે જ નહિ, તેમણે જે કાંઇ લખ્યું છે તેની પાછળ સમાજનું હિત સાધવાની ભાવનાજ કારણભૂત છે. સ્ત્રીઓ પણ સમાજનું અડધું અંગ છે અને તેમના હક્કો તેમને નહિ આપવાની કે તેમની પ્રગતિમાં અંતરાયો નાંખવાની વાત કોઇ પણ સમાજહિતૈષી કદાપિ વિચારી શકે જ નહિ. તો પછી ઉપર જણાવેલા વિદ્વાનોનો તેમના કથનો પાછળનો ખરો ઉદ્દેશ શું છે? તેમનો અને અમારો પણ ફક્ત એટલોજ આશય છે કે વર્તમાન સ્ત્રી-કેળવણીની પદ્ધતિની ખામીઓ દર્શાવવી અને તેના પરિણામે સ્ત્રીઓને જે શારીરિક તથા માનસિક હાનિ વેઠવી પડે છે તેનું વિવેચન કરીને સ્પષ્ટતાપૂર્વક જનતા સમક્ષ તે રજુ કરવી. એકરીતે તો આધુનિક કેળવણીની પદ્ધતિ છોકરાઓ માટે પણ નુકસાનકારક છે અને તેની ઉણપો સંબંધે ઘણું લખાઇ ચૂકયું છે; પરંતુ છોકરીઓ માટે તો તે પદ્ધતિ તદ્દન જ બીનઉપયોગી છે.

આ વિદ્વાનોએ હાલની કેળવણી અંગે સ્ત્રીઓના આરોગ્યને થતી હાનિ સંબંધે જે વિધાનો કર્યા છે તે ખાસ ધ્યાન માંગી લે છે. તેના સાચાપણામાં આપણે કોઇ પ્રકારનો અવિશ્વાસ લાવી શકતા નથી. કોઈ પણ કોલેજની વિદ્યાર્થિનીઓના એકત્રિત થએલા મંડળ તરફ દૃષ્ટિ દોડાવો અને ઉપરના કથનોની સત્યતાની પ્રતીતિ એક ક્ષણમાં તમને થઇ જશે. ફેશનનો ઠઠારો અને બહારની ટાપટીપ સિવાય સુંદર આરોગ્યનાં લક્ષણો-બળવાન દેહયષ્ટિ કે ગુલાબી સુરખીવાળું મુખ-સોમાંથી પાંચમાં પણ નહિ જણાય. વળી આ વિદ્યાર્થિનીઓ પણ કોઈ નિર્ધન માબાપોની પુત્રીઓ નથી હોતી, સારાં દ્રવ્યપાત્ર અને ખાનદાન કુટુંબોની હોય છે અને તેમનાં ઘરોમાં ખાવા-પીવાની કે પહેરવા ઓઢવાની કાંઇ કમીના હોતી નથી. તેઓ ઘણું કરીને મોટરો કે ઘોડાગાડીઓમાં ફરનારી હોય છે. તોપણ તેમના શરીરમાં તેવું કુદરતી સૌંદર્ય અને અંગવિકાસ નથી જણાતાં, જેવાં સાધારણ સ્થિતિની અનેક ગ્રામ્ય યુવતીઓમાં જોવા મળે છે.

આવી સ્થિતિમાં મારે આનાકાની સાથે ઉપર્યુક્ત વિદ્વાનોનો એ નિર્ણય સ્વીકારવો જ પડે છે કે કેળવણીની વર્તમાન પદ્ધતિ સ્ત્રીઓના આરોગ્યને

માટે ખાસ કરીને વધુ હાનિકારક છે. જો આપણે સ્ત્રીઓનું અને તેમની સાથે સમસ્ત સમાજનું શ્રેય ઇચ્છતા હોઇએ તો આપણે આ શિક્ષણ-પદ્ધતિમાં પરિવર્તન કરવુંજ પડશે. એ સંભવિત છે કે તેના પરિણામે સ્ત્રીઓને પુસ્તકોનું શિક્ષણ કાંઇક ઓછું મળી શકશે, પરંતુ આપણે એ બાબત બરાબર સમજી લેવી જોઇએ કે પુસ્તકિયા કેળવણીની એટલી બધી કીંમત નથી.કાર્યસાધક કેળવણીનો આધાર ખાસ કરીને અનુભવ તથા વ્યાવહારિક શિક્ષણ પરજ છે. આવી કેળવણી સ્ત્રીઓ કોલેજોમાં ન જવા છતાં પણ પ્રાપ્ત કરી શકે છે.



## દાંતનું રક્ષણ

એક પ્રસિદ્ધ ડૉકટર કહે છે કે 'ઘણા ખરા હાબસીઓમાં માણસ પોતાના દાંતોએ કરીને જ પોતાની ઘોર ખોદી રહ્યો હોય છે.'

જો તમે કોઇ પણ મિત્ર, ઓળખીતા કે સમ્બન્ધીનું મોં ખોલાવી એના દાંતોને ધ્યાનથી તપાસો તો તમને સ્પષ્ટ રીતે માલૂમ પડશે કે-તે નથી હોતા દાડમની કળી જેવા સાફ કે નથી હોતા મોતીના દાણા જેવા પાણીદાર; એ દાંતોમાં મહિનાઓ અને વરસોના મેલની જમાવટ થયે સડો પેદા થઇ ચૂકયો હોય છે. એનું રોગ પેઢા સુધી ફેલાઇ ચૂકયું હોય છે અને તેથી કરી પેઢાં લાલ તેમજ સૂઝેલાં દેખાય છે; કઠોર ચીજ ખાતાંજ અથવા દાતણ કે બ્રશ કરતાં જ તેમાંથી લોહી અને રસી નીકળવા લાગે છે. આ લોહી અથવા તો રસીમાં એક પ્રકારનું ઝેર રહેલું હોય છે આ ઝેર પેટમાં જતાં હોજરીને ખરાબ કરે છે અને ઉપર જતાં સળેખમ, આંખોની બિમારી અને માથાનાં દર્દોના કારણરૂપ બને છે. આ જ ઝેર શરીરમાં વધુ પ્રમાણમાં એકઠું થવાથી આખાએ શરીરના લોહીના પ્રવાહને દૂષિત કરે છે અને અકાળ મૃત્યુના કારણરૂપે થાય છે.

દાંતનું રક્ષણ કરવાને માટે નીચે લખ્યા નિયમો ધ્યાનમાં રાખવા લાયક છે:—

૧. દરરોજ સવારે અને સાંઝે દાતણ અને બ્રશથી દાંતોને સાફ કરવા જોઇયે; અને કાંઇ પણ ખાધા પછી ચોકખા પાણીથી સારી રીતે કોગળા કરવા જોઇયે.

૨. દરરોજ બન્ને વખતે પેઢાંઓ ઉપર, નીચે, અન્દર અને બહાર એક કોમળ લૂગડાથી લૂછવાં જોઇયે; ખોરાકનો અંશ એમાં રહી જવાને લીધે બદબો આવવાનો ભય રહે છે.

૩. દાંતોને યોગ્ય કસરત આપવાની દૃષ્ટિએ ખોરાકમાં કઠોર પદાર્થો વાપરવાની જરૂર ખાસ છે. સારી રીતે ચાવવું જેમ દાંતોને લાભ કરનારૂં છે, તેવી રીતે હોજરીને માટે પણ ખૂબ ઉપયોગી છે.

૪. દાંતને સખ્ત લોખંડ વગેરેની દાંત-ખોતરણીથી ખોતરવા ન જોઇયે. આમ કરવાથી દાંતો અને પેઢાંઓમાં જખમ થાય છે, અને એજ પાછળથી અસાધ્ય દાંતનાં રોગોનું કારણ બને છે. એજ રીતે સખ્ત બ્રશ અને જલદ પાઉડર કરવાથીયે દાંતો ઉપરનો ચીકટ પદાર્થ છોલાઇ જાય છે અને તેમાં ખોરાકનો અંશ સરલતાથી ચોંટી જાય છે.

૫. હોજરી અને મોંનો પરસ્પર ગાઢ સંબંધ છે; એકના બગડવાથી બીજું પણ ખરાબ થાય છે. એવું જોવામાં આવે છે કે જ્યારે પણ કબજિયાત અને અપચાની ફરિયાદને લીધે જીભ ઉપર છારી વળી ગઇ હોય છે, ત્યારે તપાસ કરતાં દાંત અને પેઢાંમાંથી પણ બદબો આવતી માલૂમ પડી હોય છે; આ માટે જ દાંતને ખાતર હોજરીને સાફ રાખવાની ખાસ જરૂર છે.

૬. રોગને શત્રુની જેમ શરૂથી જ ડાંબી દેવો જોઇયે. દરેક પુરુષ, સ્ત્રી અને બાળકે સમયે સમયે દાંતના યોગ્ય ડૉકટરો પાસે જઇ દાંત-રોગોનો યોગ્ય ઉપચાર કરાવવો જોઇયે. સંભવ છે કે આપણીજ બેદરકારીથી રોગ અસાધ્ય થઇ જાય.

માટે ખાસ કરીને વધુ હાનિકારક છે. જો આપણે સ્ત્રીઓનું અને તેમની સાથે સમસ્ત સમાજનું શ્રેય ઇચ્છતા હોઇએ તો આપણે આ શિક્ષણ-પદ્ધતિમાં પરિવર્તન કરવુંજ પડશે. એ સંભવિત છે કે તેના પરિણામે સ્ત્રીઓને પુસ્તકોનું શિક્ષણ કાંઇક ઓછું મળી શકશે, પરંતુ આપણે એ બાબત બરાબર સમજી લેવી જોઇએ કે પુસ્તકિયા કેળવણીની એટલી બધી કીંમત નથી.કાર્યસાધક કેળવણીનો આધાર ખાસ કરીને અનુભવ તથા વ્યાવહારિક શિક્ષણ પરજ છે. આવી કેળવણી સ્ત્રીઓ કોલેજોમાં ન જવા છતાં પણ પ્રાપ્ત કરી શકે છે.



## દાંતનું રક્ષણ

**એક** પ્રસિદ્ધ ડૉક્ટર કહે છે કે 'ઘણા ખરા દાખલાઓમાં માણસ પોતાના દાંતોએ કરીને જ પોતાની ઘોર ખોદી રહ્યો હોય છે.'

જો તમે કોઇ પણ મિત્ર, ઓળખીતા કે સમ્બન્ધીનું મોં ખોલાવી એના દાંતોને ધ્યાનથી તપાસો તો તમને સ્પષ્ટ રીતે માલૂમ પડશે કે-તે નથી હોતા દાડમની કળી જેવા સાફ કે નથી હોતા મોતીના દાણા જેવા પાણીદાર; એ દાંતોમાં મહિનાઓ અને વરસોના મેલની જમાવટ થયે સડો પેદા થઇ ચૂક્યો હોય છે. એનું ઝેર પેઢાં સુધી ફેલાઇ ચૂક્યું હોય છે અને તેથી કરી પેઢાં લાલ તેમજ સૂઝેલાં દેખાય છે; કઠોર ચીજ ખાતાંજ અથવા દાતણ કે બ્રશ કરતાં જ તેમાંથી લોહી અને રસી નીકળવા લાગે છે. આ લોહી અથવા તો રસીમાં એક પ્રકારનું ઝેર રહેલું હોય છે આ ઝેર પેટમાં જતાં હોજરીને ખરાબ કરે છે અને ઉપર જતાં સળેખમ, આંખોની બિમારી અને માથાનાં દર્દોના કારણરૂપ બને છે. આ જ ઝેર શરીરમાં વધુ પ્રમાણમાં એકઠું થવાથી આખાએ શરીરના લોહીના પ્રવાહને દૂષિત કરે છે અને અકાળ મૃત્યુના કારણરૂપે થાય છે.

દાંતનું રક્ષણ કરવાને માટે નીચે લખ્યા નિયમો ધ્યાનમાં રાખવા લાયક છેઃ—

૧. દરરોજ સવારે અને સાંઝે દાતણ અને બ્રશથી દાંતોને સાફ કરવા જોઇયે; અને કાંઇ પણ ખાધા પછી ચોકખા પાણીથી સારી રીતે કોગળા કરવા જોઇયે.

૨. દરરોજ બન્ને વખતે પેઢાંઓ ઉપર, નીચે, અન્દર અને બહાર એક કોમળ લુગડાથી લૂછવાં જોઇયે; ખોરાકનો અંશ એમાં રહી જવાને લીધે બદબો આવવાનો ભય રહે છે.

૩. દાંતોને યોગ્ય કસરત આપવાની દૃષ્ટિએ ખોરાકમાં કઠોર પદાર્થો વાપરવાની જરૂર ખાસ છે. સારી રીતે ચાવવું જેમ દાંતોને લાભ કરનારૂં છે, તેવી રીતે હોજરીને માટે પણ ખૂબ ઉપયોગી છે.

૪. દાંતને સખ્ત લોખંડ વગેરેની દાંત-ખોતરણીથી ખોતરવા ન જોઇયે. આમ કરવાથી દાંતો અને પેઢાંઓમાં જખમ થાય છે, અને એજ પાછળથી અસાધ્ય દાંતનાં રોગોનું કારણ બને છે. એજ રીતે સખ્ત બ્રશ અને જલદ પાઉડર કરવાથી દાંતો ઉપરનો ચીકટ પદાર્થ છોલાઇ જાય છે અને તેમાં ખોરાકનો અંશ સરલતાથી ચોંટી જાય છે.

૫. હોજરી અને મોંનો પરસ્પર ગાઢ સંબંધ છે; એકના બગડવાથી બીજું પણ ખરાબ થાય છે. એવું જોવામાં આવે છે કે જ્યારે પણ કબજિયાત અને અપચાની ફરિયાદને લીધે જીભ ઉપર છારી વળી ગઇ હોય છે, ત્યારે તપાસ કરતાં દાંત અને પેઢાંમાંથી પણ બદબો આવતી માલૂમ પડી હોય છે; આ માટે જ દાંતને ખાતર હોજરીને સાફ રાખવાની ખાસ જરૂર છે.

૬. રોગને શત્રુની જેમ શરૂથી જ ડાંબી દેવો જોઇયે. દરેક પુરૂષ, સ્ત્રી અને બાળકે સમયે સમયે દાંતના યોગ્ય ડોકટરો પાસે જઇ દાંત-રોગોનો યોગ્ય ઉપચાર કરાવવો જોઇયે. સંભવ છે કે આપણીજ બેદરકારીથી રોગ અસાધ્ય થઇ જાય.